# मुस्लिम महात्माओ

( ૯૬ ચરિત્રો અને ૧૪૬૨ વચનામૃતો )

( 'તેજકરતોલ ઔલિયા' નામના ફારસી ગ્રંથના આધારે બંગાળીમાં 'તાપસમાળા'ના પ્રસિદ્ધ થયેલા ૭ ભાગોનો નવેસરથી થયેલો અનુવાદ )


अनुवादकः स्वामी सेवानंदजी–मु० शिंकियारी

मूळ बंगाळी लेखकः–स्वर्गस्थ गिरीशचंद्रसेन



सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी

संपादक अने प्रकाशक : भिक्षु अखंडानंद

અમદાવાદ અને મુંબઈ–૨

આવૃત્તિ ૨ જી, પ્રત ૨૫૦૦, પૃષ્ઠ ૭૧૬, સંવત ૧૯૯૬

મૂલ્ય રૂપિયા સવાબે, માર્ગવ્યય અલગ

મુ–૬



# अर्पण-पत्र

**हिंदु, मुस्लिम, पारसी के कोईपण कोमना**

જે જે સજ્જનો આવા ધર્મગ્રંથોના વાચનશ્રવણ-

માં રસ લેતા હોય અને પોતાની મતિ-કૃતિ-

નું શોધન-નિરીક્ષણ કરતા હોય, તે તે

**प्रत्येक भव्य आत्मबंधुने**

તેમની તે શ્રેયસ્કર સાધના માટે અને

ભાવી અપાર અહોભાગ્ય માટે

અત્યારથીજ ભિક્ષુનાં

**अनेक अभिनंदन**

जाति पांति पूछे नहीं कोई, हरिको भजे सो हरिका होई

एकं सत् विप्रा बहुधा वदंति

"વિપ્રો એકજ સત્યને અનેક પ્રકારે કહે છે"

# प्रकाशकनुं निवेदन

આ "મુસ્લિમ મહાત્માઓ" ની બીજી આવૃત્તિની તદ્દન નવા ભાષાંતરરૂપે ૨૫૦૦ પ્રત પ્રસિદ્ધ થાય છે.

પહેલી આવૃત્તિ સંવત ૧૯૮૪ માં "વિવિધ ગ્રંથમાળા" દ્વારા છપાઇ હતી; પરંતુ તેનું ભાષાંતર જોઇએ તેવું સરળ અને ભાવવાહી થયું નહોતું; તેથી આ સેવકને સ્વતંત્ર રીતે ઘણો ફેરફાર તથા વધઘટ કરવી પડી હતી. આમ છતાં એથી પણ સંતોષ થયો ન હતો; એટલે તેનું ભાષાંતર નવેસરથી તૈયાર કરવાની ઇચ્છા રહ્યા કરતી હતી. પછી અનુકુળ સંજોગો પ્રાપ્ત થતાં બંગાળી "તાપસમાળા"-ના ૭ ભાગોની છેલ્લી આવૃત્તિઓ ઉપરથી નવું ભાષાંતર તૈયાર કરવાનું સ્વામી સેવાનંદજીને સોંપાયું; તે તૈયાર થતાં આ બીજી આ-વૃત્તિરૂપે રજૂ થાય છે. વાચક બંધુઓ સ્વામી સેવાનંદજીની કલમથી સારી રીતે પરિચિત છે; એટલે આ સ્થળે આ ભાષાંતર સરળ અને ભાવવાહી હોવા સંબંધમાં કંઈ લખવું આવશ્યક નથી.

આગલી આવૃત્તિમાં ૯૪ ચરિત્રો તથા ૧૩૦૦ બોધવચનો લેવા-યલાં; જ્યારે આમાં ૯૬ ચરિત્રો અને ૧૪૬૨ બોધવચનો અપાયાં છે. છેવટનાં પૃષ્ઠોમાં પરિશિષ્ટરૂપે જે કેટલાક ઉપયોગી લેખો અપાયા હતા તે આ પછીનાં પૃષ્ઠોમાં છપાયા છે.

આગલી આવૃત્તિ ૫×૮॥ ના કદનાં ૫૯૨ પૃષ્ઠમાં છપાઈ હતી; જ્યારે આ ૫×૯ ના મોટા કદનાં ૭૫૬ પૃષ્ઠમાં છપાઇ છે. આમ કદ થોડું વધવા છતાં નવા ભાષાંતરને લીધે પૃષ્ઠ સંખ્યામાં ૧૬૪ નો વધારો થયો છે. વળી આ આવૃત્તિ પાછળ ભાષાંતરનો ખર્ચ નવેસરથી થયો છે અને પ્રતો પણ ઘણી ઓછી છપાઇ છે; એટલે મૂલ્યમાં આઠ આનાનો વધારો કરીને રૂપિયા સવાબે રખાયું છે.

કાગળો જૂના ભાવથી મળેલા તેજ આમાં વપરાયા છે; નહિ તો ચાલુ મોંઘવારીને લીધે મૂલ્યમાં એથી પણ થોડો વિશેષ વધારો કરવો પડ્યો હોત.

પહેલી આવૃત્તિનું વિસ્તૃત નિવેદન થોડા ફેરફાર સાથે આ પછી અપાયું છે. તે પછી ગુજરાતી અનુવાદકની પ્રસ્તાવના, બંગાળી અનુવાદકના નિવેદનનો સારાંશ અને તે પછી "ઇસ્લામની ઓળખ" ઇત્યાદિ જે લેખો આગલી આવૃત્તિમાં લેવાયા હતા તે અપાયા છે; તે તરફ વાચક બંધુઓનું ધ્યાન ખેંચવામાં આવે છે.

શુદ્ધિપત્ર પાન ૩૪ ઉપર છપાયું છે તે મુજબ ગ્રંથ સુધારી-ને વાંચવો ઘટે.

ધનતેરસ,<br>સંવત ૧૯૯૬.

અવગુણસાગર<br>—ભિક્ષુ અખંડાનંદ

# पहेली आवृत्तिनुं निवेदन

( થોડા ફેરફાર સાથે )

× × × ×

" કેટલાંક વચન એકજ ભાવવાળાં હોવા છતાં જુદી જુદી ઢબ-છબથી કહેવાયલાં હોવાથી લેવાયાં છે તે સત્યપ્રેમીઓની વૃત્તિને કંટાળો નહિ આપતાં પ્રફુલ્લ બનાવીને શ્રેષ્ઠ ભાવના ખીલવે તેવાં છે."

" આવા ઊંચી કોટીના ગ્રંથો અને તેટલી વધુ કાળજીથી ને વધારે વાર વાંચવા-વિચારવા જોઇએ. જેમકે લાખો અને કરોડો સજ્જનો હરહંમેશ એનો એજ શ્રીગીતાગ્રંથ, શ્રીએકાદશસ્કંધ, શ્રીમદ્ ભાગવત, શ્રીરામાયણ, શ્રીશાંતિપર્વ, પાક કુરાન, ઝંદ અવસ્તા, પવિત્ર બાઇબલ કે બીજા ધર્મગ્રંથો નિત્યપાઠ તરીકે વાંચે-સાંભળે છે. પરંતુ તેઓમાંના જેઓ સાચું આત્મહિત સાધવાની જરૂર સમજી શકયા હોય છે, તેઓજ એ સ્વાધ્યાયનું કાર્ય લપ કાઢવાની પેઠે નહિ કરતાં ધીરજ ને ઉત્સાહથીજ કરતા હોય છે. તેથી તેમને માટે તે કલ્યાણકારી પણ વધારે અને વહેલુંજ થાય છે."

" હરહંમેશ સ્વાધ્યાય-નિત્યપાઠ શા માટે કરવો? એકજ કોળિયાથી માણસનું મુખ ભરાઇ જવા છતાં તે શામાટે એની એજ વસ્તુના કોળિયા ઉપરાઉપરી લીધે જાય છે? ભૂખને શાંત કરવા માટે. એજ પ્રમાણે જે સજ્જનોને પોતાના ગુણ-દોષ જાણવા-સમજવાનું, ગતિ-મતિ ફેરવવાનું અને ઇષ્ટ વસ્તુસ્થિતિ મેળવવાનું ગમતું હોય છે, તેમને પણ પોતાની ધારણા પૂરી થતાં સુધી એને એજ બાબતનું શ્રવણ-ચિંતન અને સાધન-અનુસરણ કર્યાં કરવાનું તથા એજ પ્રકારનાં કથાકીર્તન વાંચવા-સાંભળવાનું ગમ્યા કરે છે. જ્યાંસુધી માણસનું અંતઃકરણ દિવ્ય ભાવ-પ્રભાવોથી રંગાઇ જઇને બહારની બાજુએ ચારિત્ર્યપ્રદેશ સુધી ને અંદરની બાજુએ ઇષ્ટસાક્ષાત્કાર સુધી પહોંચી વળે નહિ; ત્યાંસુધી તે પોતાને સિદ્ધાત્મા, કૃતકૃતાત્મા કે જીવન્મુક્ત માની શકેજ નહિ અને માની લે તો તે મિથ્યાભિમાનમાં ને પામરતામાંજ આગળ વધી જાય છે."

" આ પુસ્તકમાં અપાયલાં મુસ્લિમ મહાત્માઓનાં ચરિત્ર અને વચનામૃત હિતાવહ હોવા સાથે ઘણાં અસરકારક છે. જેના હૃદયમાં કાંઇ પણ " શુભેચ્છા " જાગેલી હોય, તેને તો તે આપોઆપજ ગમી જશે અને રોજરોજ વાંચવા-વિચારવા જેવાં લાગશે."

"આ પુસ્તક ઉપરથી આ વાત પણ સમજાશે કે, "મુસ્લિમ"-શબ્દથી કોઇએ જરા પણ ભડકવા જેવું નથી. તેમના ધર્મવિષે આ ગ્રંથ સારો જેવો ખ્યાલ આપી સદ્ભાવ ઉપજાવશે. ખાનપાન તરફ જોઇએ તો હિંદુજાતિમાં પણ સિંધ, પંજાબ, બંગાળ, કાશ્મીર, મદ્રાસ ઇત્યાદિ તરફ લાખો-કરોડો માંસાહારીઓ પડ્યા છે. એમાં ભેખધારીઓ પણ અનેક હોય છે. ત્યારે આ પુસ્તકમાંના મુસ્લીમ મહાત્માઓ તેવા નથી. તેઓ તો લગભગ બધાજ હિંસાથી અને માંસાહારથી દૂર રહેનારા તથા સંયમ, સચ્ચાઇ, પવિત્રતા, જ્ઞાન, વિરાગ, ભક્તિ, વિશ્વાસ અને સહનશીલતા ઇત્યાદિ દૈવી સંપત્તિઓ-માં શ્રેષ્ઠ હતા."

"આ પ્રમાણે હિંદુઓની પેઠે મુસ્લિમ ભાઇઓમાં પણ અનેકાનેક પવિત્ર ઋષિમુનિઓ-સંતસાધુઓ પાકયા છે. તેઓ આ સંસારરૂપી ઘોર જંગલમાં અનેક કષ્ટો વેઠીને જ્ઞાન-ચરિત્રની સુંદર સડક બાંધી ગયા છે. પોતાના ઊંડા જ્ઞાન ને બહોળા અનુભવના પરિણામે સાર-ભૂત ઉપદેશોની અનેકાનેક સ્થાયી ઝંડીઓ એ સડક પર રોપી ગયા છે; અને સાવચેતી તથા સ્ફૂર્તિ આપ્યા કરે એવી અનેકાનેક સલાહ-સૂચનાઓ એ ઝંડીઓ ( ધ્વજા-પતાકાઓ ) દ્વારા સર્વસુલભ બનાવી ગયા છે. જેથી એ ઉત્તમ સડક પર લોકો સુગમતાથી ચાલી શકે, આફતોથી બચી શકે અને વચમાં બીજી ત્રીજી બાબતોના મોહ-પાશમાં પડે નહિ; અને સીધેસીધા તે સર્વોત્તમ વસ્તુસ્થિતિ-સચ્ચિદાનંદમય પરમધામ-તરફજ ચાલ્યા જાય."

"મનુષ્યજાતિ માટે જુદા જુદા તમામ મુખ્ય ધર્મોમાં આવી અતિ ઉપકારક સડકો તથા સલાહ-સૂચનાઓથી ભરપૂર અનેકાનેક ઝંડીઓ અમૂલ્ય વારસારૂપે હયાત છે. છતાં પણ આપણે ભારત-વાસીઓ તેને વધારે વીસરી ગયા છીએ, તેથીજ અવળે રસ્તે વધારે ચઢી ગયા છીએ અને વધુમાં વધુ દુર્દશા ભોગવી રહ્યા છીએ."

"વસ્તુસ્થીતિ આવી હોવાથી જો હજી પણ આપણે ભારતવાસીઓએ એ પવિત્રાત્માઓનાં જ્ઞાન-ચારિત્ર અને આદેશ-ઉપદેશ તાજાં કરી લેવાં જોઇએ; અને અમલમાં મૂકવા કમર કસવી જોઇએ તો હજી પણ ઉન્નતિનો એ સાચો ને સર્વોત્તમ માર્ગ આપણે માટે ખુલ્લોજ છે. હા, અત્યારે બને છે તેમ દુઃખ-વૃક્ષનાં માત્ર કોઇ કોઈ પાંદડાં તરફજ તાકયા કરવાને બદલે જો તેની જડ ઉપર ઘા કર-વામાં આવે તોજ ખરા અર્થમાં દહાડો વળે તેમ છે. બાકી કોઈ અણધાર્યાં કારણોથી અંગ્રેજોને જતા રહેવું પડે, તોપણ જ્યાં સુધી

આપણે એ દિવ્ય જ્ઞાન-ચારિત્રનો પ્રકાશ મેળવી રજસ-તમસને હાંકી મૂકયું નહિ હોય; ત્યાંસુધી આ અવદશાઓ તો આપણો કેડો મૂકવાની નથી. તે તો કોઇ ને કોઇ આકાર-પ્રકારથી આપણને દુઃખ-ક્લેશમાંજ ડુબાવી રાખશે સુખશાંતિ નહિજ આવવા દે."

"આથીજ આપણા અત્યારના કેટલાક જડવાદી, બહુનિષ્ઠ તથા ધનગુલામ બડેખાંઓને બદલે પરમકુશળ અને ખરે રસ્તે દોરવી શકે એવા પ્રબળ, પવિત્ર, તલસ્પર્શી બુદ્ધિવાળા, વ્યવહાર-પરમાર્થ ઉભયના અનુભવી, એકનિષ્ઠ, સુસંયમી અને નિઃસ્પૃહી ઉપદેશક-અગ્રેસરોની વધુમાં વધુ જરૂર છે. જ્યાંસુધી ભારતીય સંતાનોને દુનિયાઇ ગુલામી ને લોભલાલચ શીખવનારા શિક્ષકોની તથા બાહ્યપદાર્થોમાંજ સર્વ સુખ-ઉન્નતિ સમજવાવાળા બડેખાંઓની અસરમાંથી છોડાવવાવાળા દેવમાનવો બહાર નહિ આવે; ત્યાંસુધી તો એવાં-દુઃખવૃક્ષનાં થોડાંક પાંદડાંજ તોડવાનું કર્યા કરનારા અને એમાંજ મોક્ષપ્રાપ્તિ તથા ધ્યાન-ભજન રહેલાં માનવા-મનાવવાવાળા-બડેખાંઓ આપણા નસીબમાં રહેવાના !"

"હિંદુ પાઠકબંધુઓ ! આપણા પ્રાચીન ઋષિમુનિઓ કેવા પ્રભુપ્રેમી, યોગપરાયણ, ધર્મપ્રાણ અને ચારિત્રસંપન્ન હતા ! તેમનાં વેદજ્ઞાન, ઉપનિષદોના આદેશ, દર્શનશાસ્ત્રોનાં તત્ત્વજ્ઞાન, આધ્યાત્મિક ધ્યેય, અનેકવિધ ભાષ્યો અને વર્ણાશ્રમને લગતાં ધર્મશાસ્ત્રો કેટલાં બધાં સાચા મનુષ્યત્વ અને દેવત્વની સૂઝ પાડનારાં, લોક-પરલોકનાં હિતાહિત સમજાવનારાં અને સર્વોત્તમ સાધન-સાધનાઓ શીખવી કૃતકૃત્યને પંથે પળાવનારાં હતાં ! લૌકિક અને પારમાર્થિક શિક્ષણને, કેવા કેવા પારંગત ગુરુજનોદ્વારા પ્રાપ્ત કરીને આપણા પૂર્વજો અમલમાં મૂકતા ? તેમની સંપૂર્ણતાને લીધેજ ભારતવર્ષ સર્વ પ્રકારે સુખ-સામર્થ્યસંપન્ન રહ્યા કરતો !"

"અહા ! એ શિક્ષકો કેવા નિઃસ્પૃહી, પ્રભુપ્રેમી, અધ્યાત્મપરાયણ, અનેકવિધ સંસ્કારો અને ઉપદેશો વડે જનસમાજને દિવ્ય ભાવનાઓમાં તરબોળ રાખનારા, આદર્શ જીવન ગાળી પૂર્વજોનાં નામ-દામને શોભાવનારા તથા ગુરુપદ-આચાર્યપદ અને પુરોહિતપદને દીપાવતા થકા, રાજા-પ્રજા સર્વ કોઇને કેવા સન્માર્ગે દોરવી શકનારા હતા ! તેમના અલૌકિક જ્ઞાન-ચારિત્ર અને શિક્ષણના પ્રતાપે કેવા કેવા મહાનુભાવ રાજા-મહારાજા, વીર-મહાવીર, ગ્રંથકાર-ભાષ્યકાર, સમર્થ વ્યાખ્યાતા, પ્રેરક કથાકાર, નિઃસ્પૃહ રાજગુરુ, મહાન સ્મૃતિકાર, નિષ્પક્ષ ન્યાયાધીશ, સાચા સાધુ, બ્રાહ્મણ અને ઋષિમુનિઓ

પાકતા ! જ્યારે રાજા-પ્રજા સર્વ કોઇ તેમનું શિષ્યત્વ સેવવાવાળું હતાં, ત્યારે આર્યાવર્તમાં કેવો જાહોજલાલીભરેલો જમાનો ચાલતો હતો ! ભારતવર્ષમાં જ્યારથી આ યથાર્થ ગુરુત્વ અને શ્રેષ્ઠ શિષ્યત્વ બન્ને ઘટતાં ચાલ્યાં, ત્યારથી જ્ઞાન-ચારિત્ર પણ ઘટતાં ચાલ્યાં. પરિણામે મનોબળ, શરીરબળ અને છેવટે ધનબળ પણ હીન થતું ચાલ્યું. આવી રીતે ભારતવર્ષ ગબડતો ગબડતો અત્યારે તો જાણે છેક રસાતળ સુધી પહોંચી ગયો હોય, તેમ અનેક પ્રકારની અવદશાઓ ચોખ્ખેચોખ્ખી ભોગવી રહ્યો છે !"

"પ્રિય મુસલમાન ભાઇઓ ! તમે પણ જુઓ તમારા મહાન પયગંબરો અને ઋષિમુનિઓ તરફ ! જુઓ એમનાં સર્વાર્પણ અને ધર્મવીરતાઓ તરફ ! અમો આર્યહિંદુઓની પેઠે તમો ભાઇઓમાં પણ પાયાભૂત જ્ઞાનચારિત્ર ઘટતું ચાલ્યું, તેથીજ વિપરીત બુદ્ધિ, સ્વાર્થવૃત્તિ, વિષયલોલુપતા, કુસંપ, નિર્બળતા, નિર્ધનતા, પરવશતા વગેરે બલા-બલાઓ આવી વસી છે કે નહિ ? તમને પણ આ અવદશાઓના આબાદ અનુભવ મળી રહ્યા છે કે નહિ ? આટઆટલા અનુભવો છતાં પણ હવે આપણે હિંદુ-મુસ્લિમો એ અવદશાઓનાં મૂળકારણો શોધવા-ટાળવા તરફ વળીએ, એ કેટલું બધું જરૂરી છે ? ગુંડાઓની ગુંડાખોરીનો દુરુપયોગ કરવા તરફ, અગ્રેસરોને હણવા તરફ, મનુષ્યહરણ કરવા તરફ અને બળાત્કારે વટલાવવા તરફ હિંદુજાતિ પણ જો વળી ગઇ, તો પછી બન્ને કોમો હજી પણ કેટલી બધી દુર્દશામાં ડૂબી જશે ? બન્ને કોમોને હજી પણ કેટલું બધું શોષવું પડશે ? લડાવી મારનારાઓ કેવી પાયમાલીએ પહોંચાડી દેશે ? શું આ બધું અત્યારથી શોચવા-વિચારવા જેવું નથી ? શું બન્નેના કિસ્મતમાં હજી વધારે આકરી આફતો અને પરાધીનતા સરજાયલી છે ?"

"સાચી શ્રેષ્ઠતા, સાચી ઉન્નતિ, સાચી મુક્તિ, સાચી ધાર્મિકતા, સાચી વીરતા, સાચો મોક્ષમાર્ગ અને સાચો દેશોદ્ધાર એટલે શું ? કેવી રીતે તે સાધ્ય કરી શકાય ? એ બાબતનો ઊંડો વિચાર કરવામાં આવે, સાચા ઉપાય શોધવામાં આવે, પોતપોતાના ધર્મના મૂળપુરુષો અને મહાત્માઓના અનુભવ તથા ઉપદેશો યથાવત્ સમજવામાં આવે, પોતપોતાના ધર્મબંધુઓને સમજાવવામાં આવે અને બધાજ મુખ્ય ધર્મોની જડ અને ઉન્નતિ સાચા જ્ઞાનમાં અને શુદ્ધ ચારિત્ર્યમાંજ રહેલી સમજાઇને તેનોજ પ્રાપ્તિ અને તેનાજ પ્રચાર પાછળ મચી પડનારાં દેવમાનવો નીકળી આવે, એ હવે દરેક કોમ માટે કેટલું બધું જરૂરી છે ?"

"એવા ઉચ્ચકક્ષ આત્માઓનાં જ્ઞાન—ચારિત્ર અથવા આચાર—વિચાર કેવાં હોય, એ વિષે આ પુસ્તક પણ સારો જેવો પ્રકાશ આપી શકશે. અલબત્ત, આમાંનાં ચરિત્ર સૈનિક વીરાત્માઓનાં× નથી, પણ ધર્મવીરોનાં છે. પરંતુ એવા સાચા ધર્માત્માઓ પાયાભૂત હોય, તોજ સામાજિક ઉન્નતિ અને સૈનિકવીરતા જાગી—જીવી—શકે છે અને યથાસ્થાને ઉપયોગ આપી શકે છે, એ ભૂલવા જેવું નથી."

"આ પુસ્તકમાં વર્ણવાયલા મુસ્લિમ મહાત્માઓ કેટલા અસાધારણ જ્ઞાન—ચારિત્રવાળા હતા, એનો વધારે ખ્યાલ તો આ પુસ્તક વાંચવા—સાંભળવાથીજ આવી શકશે. ઉચ્ચતા—નીચતાનો આધાર અમુક દેશમાં, કોમમાં કે જાતિમાં જન્મવા ઉપર રહેલો હોય, તેના કરતાં ગુણ—કર્મ—સ્વભાવ ઉપરજ વધારે રહેતો આવ્યો છે અને રહેશે. એથીજ ઋષિમુનિઓ "બ્રહ્મને જાણે તે બ્રાહ્મણ" એવું ઉપદેશી ગયા છે. યજ્ઞે એક ન સાચુંજ હોય, તો આ ગ્રંથમાં વર્ણવેલા મુસ્લિમ મહાત્માઓને બ્રાહ્મણ, ઋષિ અથવા મહાત્મા કહેવા, એ કોઇ પણ રીતે ખોટું કે વધારા પડતું નહિ ગણાય."

"કોઈ કોઇ તરફથી હજરત મહમ્મદ સાહેબ (સલ૦)માં દોષો દર્શાવાય છે; પણ એમ તો આપણા ગ્રંથોમાં પણ ઘાલમેલ કરી—કરાવીને કૃષ્ણ, ઇન્દ્ર, બ્રહ્મા, વિષ્ણુ, ઋષિ—મુનિ વગેરે પવિત્રાત્માઓના ચરિત્રમાં હલકાપણું કયાં ઘુસાડી દેવાયું નથી? મુસ્લિમ ભાઇઓના ગ્રંથોમાં એવી તેવી બાબતો જણાતી હોય, તો તે પણ પાછળથી ઘુસાડી દેવાઈ હોય, અથવા એકને બદલે બીજો ભાવાર્થ લઇને ઉપજાવી કઢાઇ હોય* એ શું બનવાજોગ નથી? શ્રીમદ્‌ભાગવતના દશમસ્કંધમાં રાસલીલાવાળા થોડાક અધ્યાયો ઘુસાડી દેવાયાનો પુરાવો મળવા લાગ્યો છે. વળી બીજી તરફ હિંદુજાતિમાંજ એવી તેવી અનીતિભરી બાબતોના હિમાયતીઓ કયાં નથી?"

"આ પ્રમાણે જેમ શ્રી કૃષ્ણ ભગવાનને નામે વર્ણવાતી લીલાને ગપસપ માની શકાય, તેમ હજરત મહમ્મદ સાહેબ (સલ૦)ના ચરિત્રમાં પણ હલકી વાતો કોઇ ઠેકાણે આવતીજ હોય, તો તેને પણ એકને બદલે બીજા અર્થમાં લેવાયલી કે પાછળથી ઘુસાડી દેવાયલી શા માટે

---

× આવા વીરાત્માઓનાં ચરિત્રોનું પુસ્તક "ભારતના વીરપુરુષો"ની ત્રીજી આવૃત્તિ હાલ સંસ્થામાં મળે છે. મૂલ્ય રૂપિયો ૧) છે.

* મુસ્લિમ ગ્રંથોમાં ફેરફાર થવા વિષે એક વાર કોઇ હિંદી માસિકમાં વાંચેલું તે ઉપરથી આ ઈશારો લખ્યો છે. ખરું—ખોટું તો પ્રભુ જાણે!

ન કહી શકાય? કેમકે હજરત મહમ્મદ સાહેબ (સલ૦)ની પોતાની અને તેમના શિષ્ય–સંગાથીઓની અસાધારણ સાધનાઓ, અલૌકિક વીરતાઓ, દિવ્ય સદ્ગુણો અને પવિત્ર આચરણો તથા ઉપદેશો વગેરે તરફ જોઇએ; તથા તેમના પછી ત્રણસો–ચારસો વર્ષ દરમિયાન પાકેલા અનેકાનેક ઓલિયાઓમાંના ૯૬ ઓલિયાઓનાં આ ગ્રંથમાં વર્ણવેલાં ચરિત્રો તરફ જોઇએ; તોપણ એ મહાન પેગંબર (સલ૦) પ્રત્યે તો કોઇ પણ કોમના સમજુ માણસોને પૂજ્યભાવજ ઊપજવો જોઇએ. આવું હોય ત્યાં પછી તેમને હલકા ચરિત્રવાળા તો કહેવાયજ કેમ? લગભગ દોઢ હજાર વર્ષ સુધી કોઇ પણ અયોગ્ય મહાપુરુષના નામ અને કામ તરફ કરોડો માનવોના હૃદયમાં પૂજ્યભાવ અને પવિત્રતા પ્રેરાયા કરે ખરી? કદી પણ નહિ. આ પુસ્તકમાં વર્ણવ્યા છે તેવા સેંકડો સાચા ઓલિયાઓ, જેમના પ્રતાપે મુસ્લિમ ભાઇઓમાં પાકચા હતા અને અત્યારે પણ કોઇ ને કોઇ–પ્રસિદ્ધ રીતે નહિ તો ગુપ્ત રીતે÷ પણ પાકતાજ હશે; એવા મુસ્લિમ ભાઇઓમાં જે લૂંટવાવાળા, જજિયાવેરો લેવાવાળા, મંદિરો ભાંગવાવાળા અને જુલમ વર્તાવી પરાણે વટાળવાવાળા પાકચા. તે પયગમ્બર સાહેબના ઉપદેશથી નહિ, પણ ઉપદેશનો દુરુપયોગ કરનારાઓના પ્રતાપે પાકેલા સમજવા જોઇએ.× × × × જેમણે માત્ર ખજુર ને રોટી ખાઇને હજારો અને લાખો માનવોને માથાં આપનારા વીરાત્માને ધર્માત્મા બનાવ્યા હતા, એવા મહાન પયગમ્બર (સલ૦)નો એવો પરાણે વટાળવા વગેરેનો હલકો હેતુ હોઇ શકેજ નહિ. વળી એમ તો આપણા શ્રીકૃષ્ણ ભગવાને પણ ધર્મને ખાતર મરવા–મારવાનો ઉપદેશ આપ્યો હતો; પણ તે કેવા સંયોગોમાં ને કેવા હેતુથી? છતાં એ ઉપદેશનો અવળો અર્થ લેવો હોત તો હિંદુઓ પણ લઇ શકત. જેમકે–શિવાજીથી માંડીને મહાદજી સિંધિયા સુધીના મહાવીરો તેમજ રજપૂતાનાના અનેકા-

---

÷ એવા ઉચ્ચકક્ષ આત્માઓની નીતિરીતિ ને લોકોપકારકતા, તેમની પ્રસિદ્ધિ કરતાં ગુપ્તતામાંજ વધારે રહેલી હોય છે. તેથી પ્રભુ પણ કોઈ વાર નાછૂટકેજ તેમને તેમની હયાતીમાં પ્રસિદ્ધિ આપે છે. હા, સાચા સાધકની તો રહેણીકરણીજ એવી હોય છે, કે તેમને એવાઓનો પત્તો અને મેળાપ મળીજ રહે છે. –ભિક્ષુ અખંડાનંદ

× એમ તો હિંદુજાતિમાં પણ દુરાત્માઓ કયાં નથી પાકચા? કેટલાક મરાઠા ભાઇઓએ રાજપૂતાનામાં કેવી હલકાઈ દર્શાવી હતી? છતાં એથી શું કોઇ આપણા મહર્ષિઓને હલકા કહી શકશે?

અવગુણસાગર–ભિક્ષુ અખંડાનંદ

નેક ભડવીરો ધારત તો તેઓ પણ મુસ્લિમ ભાઈઓને પરાણે હિંદુ બનાવત કે કતલ કરી નાખત; પણ એમ કરવાનો અવળો ધર્મ તેમણે માન્યોજ ન હતો. એટલુંજ નહિ પરંતુ ઊલટો એક ભૂલભરેલો વિચાર એ સમયે વધુ ચાલતો હતો કે જેને લીધે, મહાન અકબર બાદશાહે સ્વેચ્છાથી હિંદુજાતિમાં જવા માગ્યું તોપણ તે સ્વીકારી શકાયું નહોતું અને પરાણે મુસલમાન થનારાઓ પાછા હિંદુમાં આવવા માગતા હોય તેમને પણ લેવાતા નહિ !"

"પોતાની શ્રેષ્ઠતા દસાવવા સારુ વિદેશીઓ ઇતિહાસનું અવળું શિક્ષણ આપે છે, તે તો ભારતીય સંતાનો પૈસા અને સલામો ભરી ભરીને શીખી રહ્યાં છે. એના કરતાં જો આપણા હિંદુઓના અને મુસ્લિમોના પવિત્ર ધર્મપ્રવર્તકો, વીરાત્માઓ, ઋષિમુનિઓ અને ઓલિયાઓનાં વૃત્તાંતો ને ઉપદેશો તેમને શીખવાય અને તે શ્રેષ્ઠ આત્માઓને અનુસરવા મથાય, તો તે કેટલું બધું ઉપકારક નીવડે? જુઓ, અમેરિકા ને જાપાનમાં પણ અનેક મતપંથ હોવા છતાં એક-બીજા તરફ કેટલી બધી ઉદારતા ને સદ્ભાવ પ્રવર્તે છે! ઘરમાં ચાર માણસ ચાર પંથના હોય તોપણ તેઓ વચ્ચે જરાય તકરાર કે અણ-બનાવ હોતો નથી, ત્યાં પછી દેશહિતની બાબતમાં તો ઝઘડોજ કેવો! કેવી ખૂબી ! એવી એવી ખૂબીઓ આપણે ભારતવાસીઓ નહિ શીખીએ, ત્યાંસુધી હિંદુ–મુસ્લિમો વચ્ચે વ્યાપી ગયેલાં વેરઝેર જડ-મૂળમાંથી જશે ખરાં ?"

"આપણા ઋષિમુનિઓ બહુશ્રુતપણાને બહુ વખાણી ગયા છે. કેમકે એ બહુશ્રુતપણાથી જુદી જુદી કોમના, જુદા જુદા વર્ણાશ્રમના ને જુદી જુદી અનેક પ્રકારની સ્થિતિ–પ્રકૃતિવાળા માણસો, વીરાત્માઓ, સંતસાધુઓ અને પંથ–સંપ્રદાયો વચ્ચે સ્નેહ, ઉદારતા, સહનશીલતા અને સંપ વગેરે જાગે–ખીલે છે. આ કારણુંથી પણ જુદી જુદી કોમો, જુદા જુદા ધર્મો અને જુદા જુદા દેશોમાં થઇ ગયેલા મહાન પુરુષોનાં ચરિત્ર, ઉપદેશ, હેતુ અને પરિણામોને લગતી સાચી મા-હિતીઓ મેળવવી અને ફેલાવવી, એ બહુજ ઉપકારક બાબત છે."

"હિંદુ અને મુસલમાનોને હજી પણ વધારે દુર્બળ ને દીનહીન બનાવવા માટે તેમની વચ્ચે એક યા બીજી રીતે વેરઝેર ફેલાવાઇ રહ્યાં છે. એવા સમયમાં આ પુસ્તક કાઢવાનો મુખ્ય હેતુ એજ છે કે, હિંદુઓમાં-થી મુસ્લિમ ધર્મવિષેની અવળી સમજણ ઓછી થાય, મુસ્લિમ ભાઇ-ઓનું ધ્યાન પોતાના ધર્મસિદ્ધાંતો ને ઉત્તમ આદર્શો તરફ વધારે ખેંચાય અને બન્ને કોમોના લક્ષ્યમાં આ વાત ઊતરતી ચાલે. દુનિયાના

બધા મુખ્ય ધર્મો પરમાત્મારૂપી એકજ વૃક્ષમાંથી ને એકજ ઉદ્દેશથી ઉદ્દ્ભવેલાં અનેક ડાળાં જેવા છે; તથા ગમે તેટલા મતભેદ છતાં સર્વોપરી ધ્યેય, હેતુ, સાધન અને સાધના તો એક જેવાંજ છે."

"આ પુસ્તકમાં સમાયલાં મુસ્લિમ કોમના પવિત્ર ઋષિ-મુનિઓનાં ચરિત્ર અને વચનો કે જે કોઇ શુદ્ધભાવથી વાંચે-સાંભળે તેમનામાં સદ્‌ગુણો વધી દુર્ગુણો ઘટે અને કોમ-કોમ વચ્ચેથી વેરઝેરનો નાશ થઇ સુલેહ-શાંતિ અને માન-મહોબત વધે એવા પ્રકારનાં છે. આ પ્રમાણે આ પુસ્તક જેમ સાર્વજનિક હિત વધારનારું છે; તેમ જિજ્ઞાસુઓ, હરિભક્તો, સાધકો અને ભેખધારી સાધુ-ફકીરોનાં પણ વ્યક્તિગત જ્ઞાન-ચારિત્ર્યમાં, ધર્મસાધનામાં અને આત્મનિરીક્ષણમાં ઉત્તમ પ્રકાશ અને ગતિ-મતિ આપે એવું છે."

"આ ગ્રંથમાં અભેદવાદ સ્પષ્ટ કે વિશેષ ન જણાય તો તે દોષ-રૂપ નથી પણ ગુણરૂપ છે. કેમકે એના અધિકારી વિરલ છતાં એને જ્યાં ત્યાં ફેંક્યા કરવાથી મોટેભાગે નુકસાન અને દુરુપયોગજ થાય છે. આ ગ્રંથ તો મોટેભાગે સાચા સાધક અને સિદ્ધાત્મા બનવા માટેનાં સાધન અને પ્રેરણાઓથી ભરપૂર છે; છતાં વચ્ચે વચ્ચે અભેદવાદના પણ ઇશારા અને અનુભવ તો આવે છેજ."

"અત્યારે પણ હિંદુઓની પેઠે મુસ્લિમોમાં અનેકવિધ મતભેદો, કર્મકાંડો, સાધનાઓ, પંથો, સંપ્રદાયો, પાખંડો, વહેમો અને રીત-રિવાજો વગેરે ચાલે છે. તથા દ્વૈતવાદીઓ અને અદ્વૈતવાદીઓ પણ અનેક હોય છે. છતાં દ્વૈતવાદ કે અદ્વૈતવાદને અનુસરતું ઉન્નત જીવન ગાળવાવાળા તો બધેજ અત્યંત દુર્લભ હોય છે. પંડિતો, મૌલવીઓ તથા સાધુ-ફકીરો વગેરેમાં ઘણાખરા તો વાતોનાંજ વડાં કરી જાણ-નારા, જ્ઞાન કે ભક્તિને નામે દુન્યવી સ્વાર્થ સાધનારા, દુરાચાર વધારનારા અને કેટલાક તો એકબીજાના અવતાર-પયગંબરવિષે પણ અવળા વિચાર ફેલાવી કોમ કોમ વચ્ચે ઝેરવેર વાવનારા હોય છે."

"આથી હવે તો સાચાં સાધન-સાધનાઓ દર્શાવનારા, ઉત્તમ નીતિરીતિ અને ધર્મવિધિઓનાં રહસ્ય દર્શાવનારા, અને સર્વજ્ઞ પરમાત્માનો મહિમા સમજાવીને દૈવી સંપત્તિ તરફ દોરવવાવાળા દિવ્યાત્માઓની વધારે જરૂર છે. વિચારો અને ગ્રંથો પણ એવાજ પ્રકારના વિશેષ ફેલાય અને વંચાય તેમ થવાની જરૂર છે. જે પણ સજ્જનો આ વાત સમજતા હશે, તેમને તો આવા પ્રકારનાં સાચી ઉન્નતિ સમજાવનારાં તથા સાચાં સાધન-સાધના સૂચવનારાં પુસ્તકો ઘણાંજ ગમશે, એમાં શંકા નથી."

"આ ગ્રંથમાં વર્ણવેલા ઓલિયાઓ+ ઘણેભાગે આજથી હજારેક વર્ષની આસપાસમાં થઈ ગયેલા છે. તેઓ શરીરભાવે તો હવે એમાંના કોઇ પણ હયાત નથી. પરંતુ તે મહાન ઈશ્વરે કૃપા કરીને તેમનાં ઉન્નત જીવનો, ઉપકારક અનુભવો અને પ્રેરક ઉપદેશો કોઇને કોઈ તેવાજ સંત–સાધુઓદ્વારા આપણુ સર્વ માટે જાળવી રાખ્યાં છે. ગ્રંથરચનારૂપે જળવાઇ રહેલી એ પ્રભુપ્રસાદી આપણે માટે કેવી ઉપકારક છે, એ વાત પૂરેપૂરી તો એને લગતા મૂળ અરબી ને ફારસી ગ્રંથોદ્વારાજ સમજી શકાય. આ ગ્રંથ તો આગળ જણાવ્યા મુજબ અરબી ઉપરથી ફારસીમાં, ફારસી ઉપરથી બંગાળીમાં અને બંગાળી ઉપરથી ગુજરાતીમાં નીકળ્યો છે. એટલે આમાં મૂળ પુસ્તકના જેટલી ખૂબી ન આવે એ સ્વાભાવિક છે. આમ છતાં એટલી આશા તો રહે છેજ કે, જે કોઇ આ પુસ્તકને ધ્યાનપૂર્વક વાંચશે–વિચારશે, તેમનો પરિશ્રમ નકામો નહિ જાય. અમૃતના ઘૂંટડા જેટલું નહિ તો ટીપા જેટલું, ટોપલી–જેટલું નહિ તો મુઠ્ઠી જેટલું–પણ એમાંથી મળીજ રહેશે. ભલે કોઇ ડહાપણના દરિયાઓને આ પ્રકારની સામગ્રી જૂની–પુરાણી અને વાસી–કૂસી જેવી ભાસે; પરંતુ જે જે ભાગ્યશાળી પાઠકો અને શ્રોતા–વક્તાઓ તેને પોતાના હૃદયક્ષેત્રમાં વાવી જાણશે અને પરિપાલનરૂપી પ્રકાશ તથા સાધન–ભજનરૂપી ખાતર–પાણી સીંચીને ઉછેરી જાણશે, તેઓ તો કણમાંથી મણ આપ્યા કરે એવું એક ઉન્નતિરૂપી વિશાળ વૃક્ષ અવશ્ય નિપજાવી શકશે. તેનાં અનેકાનેક અલૌકિક ફળો આવીને પ્રભુપૂજનમાં ઘણાંજ કામ લાગશે અને પરિણામે સચ્ચિદાનંદમય પરમ પિતાનો અતકર્ય ને અનુપમ વારસો સદાને માટે આવા મળશે, એમાં પણ શંકા નથી."

"જે મહાત્માઓનાં ચારિત્ર્ય ને ઉપદેશમાં આવી અલૌકિક ઉપકારકતા રહેલી હોય, તે મહાત્માઓની પ્રભુપરાયણતા પણ કેવી અસાધારણ હોય! એમની સાક્ષાત્કારની સુદશાઓની તો કલ્પના પણ સંસ્કારી જનોમાં અનેરા ભાવ–પ્રભાવ ઉપજાવે તેમ છે. અનેકાનેક વંદન હો એ પુણ્યશ્લોક મહાત્માઓના જન્મને, સાધનાને અને સફળતાને!"

"આપણા આર્યગ્રંથોમાં જેમ શ્રુતિ, સ્મૃતિ અને દર્શનશાસ્ત્રો

---

+ આપણામાં પ્રભુનો સાક્ષાત્કાર પામી, કૃતકૃત્ય થયેલા જીવન્મુક્તને 'ઋષિ' કહે છે અને મુસ્લિમ ભાઇઓમાં એવા મહાત્માને 'વલિ' અથવા 'વલિઅલ્લાહ' કહે છે અને એ 'વલિ' શબ્દને બહુવચનમાં 'ઓલિયા' કહે છે.

પછી પુરાણાદિની કથાવાર્તાઓને મહત્ત્વ અપાયું છે, તેમ ફારસી ગ્રંથકારે કુરાન અને હદીસ પછીનો દરજ્જો આ ગ્રંથને આપ્યો છે. પરંતુ સામાન્ય જનવર્ગ માટે તો એક બીજી દષ્ટિથી પણ આવાજ ગ્રંથોને અધિક ઉપકારક ગણવા જોઈએ."

"વેદોના ગહન અર્થ સમજી શકાવા અને સ્મૃતિઓની ધર્માજ્ઞાઓ સાંભળીને પાલન કરવા જેટલી લાગણી જાગવી, એ તો ઉચ્ચકક્ષ માનવોથી બને; આથી સામાન્ય માણસો આગળ તો કોરેકોરી ધર્માજ્ઞાઓ રજૂ કરવા કરતાં તો કારણો, અનુભવો અને દાખલા-દષ્ટાંતોસહિત ધર્માજ્ઞાઓ રજૂ કરાય, એજ વધુ ઉપકારકનીવડે છે. કેમકે એથી તેમને કર્તવ્યપ્રાપ્તવ્યની ઝટ સમજણ પડે છે અને તેથી તેમની નીતિરીતિ ઉપર પણ સારી અસર પહોંચે છે. આથીજ આપણા ઋષિ-મુનિઓએ શ્રુતિ અને સ્મૃતિનાં વિસ્તૃત ભાષ્યો જેવાં મહાભારત, રામાયણ, પુરાણો અને ભક્તચરિત્રો વગેરે સર્વોપયોગી ગ્રંથો યોજ્યા છે. તેમાં અનેકવિધ સારી-માઠી કૃતિઓ, પ્રકૃતિઓ, બનાવો અને પરિણામો ઇત્યાદિ વિસ્તારથી તથા અસરકારક રીતે વર્ણવવાની જરૂર તેમણે જોઇ હતી. ઉચ્ચકક્ષ માનવો તો હોય પણ હજારો-લાખોમાં કોઇકજ, બાકી તો બધા સાધારણ અને કનિષ્ઠ કોટિનાજ હોય છે. એટલે એ ઉપરથી પણ એ મોટા ભાગના જનસમૂહ માટે તો શ્રુતિ-સ્મૃતિઓ અને દર્શનશાસ્ત્રોના કરતાં ઝટ સમજાય અને અસર થાય એવા ઉપરોક્ત પ્રકારનાજ ગ્રંથો વધારે આવશ્યક ને ઉપકારક કહી શકાય. મિષ્ટાન્ન ગમે તેટલું શ્રેષ્ઠ અને પૌષ્ટિક છતાં પણ તે કોને માટે? પૂર્ણ તંદુરસ્ત હોય તેનેજ માટે. બિછાને પડેલા દરદીઓ માટે નહિજ. આટો દૂધ, ગળપણ અને ઘી પણ એનું એજ હોવા છતાં દરદીઓ માટે તો તેમાંથી બનેલાં બાસુદી કે બરફી-પેંડા ઉપકારક ન થતાં, કાંજી કે રાબના રૂપમાં બનાવેલી ઝટ પચે તેવી હલકી વસ્તુઓ ઉપકારક થાય છે. હા, કોઈ બાહોશ વૈદ્ય એવી પણ ચીજ બનાવી શકે ખરા, કે જે ચીજ દરદીઓને પણ ઠીક ભાવે-પચે અને સાજા માણસોને પણ તેની ઘણીજ રુચિ થાય! આથીજ હરિકથા અથવા ભક્તચરિત્રોના રૂપમાં દરેક ધર્મના મહર્ષિ-મહાવૈદ્યોએ એવી એવી ઉત્તમોત્તમ ચીજો બનાવી રાખી છે કે, કદી વાસી થતી નથી તેમજ તેનાપર અણગમો આવતો નથી.ઉત્તમ,મધ્યમ,કનિષ્ઠ એ સર્વ કોટીના માનવોને તથા કૃતકૃત્ય જીવન્મુક્તોને સુધ્ધાં તે બહુજ ભાવે! સિદ્ધાંતો અને ખંડન-મંડનના ગ્રંથો કરતાં ઇતિહાસ, પુરાણ ને ચારિત્ર્યકથાના ગ્રંથો લોકોને એટલાજ માટે ગમે છે કે, એમાં સિદ્ધાંતો સમજાવવા માટે ઉપમાઓ, દષ્ટાંતો, આખ્યાનો, પ્રશ્નોત્તરો ઇત્યાદિ છૂટથી સમાયલાં હોય છે. આથી એમાં

જેવા રસના ઘૂંટડા આવે છે, તેવા પાંડિત્યપૂર્ણ દાર્શનિક ગ્રંથોમાં આવતા નથી. શ્રોતાઓ ઉપરાંત વક્તા–ઉપદેશકોને તથા વૃદ્ધ–વડીલો અને ગુરુજનોને ઉન્નત આત્માઓની કથાવાર્તાઓ વર્ણ-વવામાં જેવો રસ પડે છે અને જેવા હૃદયભાવો ખીલે છે; તેવું માત્ર કોરેકોરા સિદ્ધાંતો સમજાવવામાં થતું નથી. તેથી આ પ્રમાણે સર્વ સામાન્યમાં જ્ઞાનચારિત્રના પ્રચાર માટે તો આવા સાધન–સાધનાનાજ ગ્રંથો વધારે ઉપયોગી કહી શકાય તેમ છે."

"હિંદી ગ્રંથ "પારસભાગ" કે જે લખનૌના નવલકિશોર પ્રેસમાં બે કે ત્રણ રૂપિયાની કિંમતે મળે છે, તે પણ કેટલેક અંશે આવાજ પ્રકારનો ગ્રંથ છે. અનેક સાધકબંધુઓમાં અને મુક્તાત્માઓ-માં ઉપકારક મનાઇ પ્રેમથી વંચાતો–વિચારાતો હતો. અલબત્ત, આ વાત આજથી ત્રીસેક વર્ષ અગાઉની હોઇને તે પછી સાચા વેદાંતીઓ ઘટવાથી એવા ચારિત્રશુદ્ધિ અને દૈવી સંપત્તિને પ્રેરનારા ગ્રંથોનો ઉપયોગ ઘટી ગયો હોય તો તે બનવાજોગ છે. કેમકે એવા ગ્રંથોમાં તો વિષયલોલુપતા, ચમત્કારો, સિદ્ધિઓ અને લોકપ્રતિષ્ઠાને સુધ્ધાં ચોખ્ખે-ચોખ્ખી નિષેધેલી છે. તેમાં તો શુદ્ધ જ્ઞાન, પવિત્ર ચારિત્ર્ય, સાધુ સ્વભાવ, આંતરિક સાધના, પ્રભુપરાયણતા, એકનિષ્ઠતા, અપ્રસિદ્ધિ અને સર્વ પ્રકા-રની દૈવી સંપત્તિનાંજ વખાણ, ભલામણ ને આગ્રહ કરેલાં હોય છે. આથી એવા ગ્રંથો તો એવાજ માણસોને વધારે ગમી જાય કે, જેઓ પોતાની કૃતિ–પ્રકૃતિનું નિરીક્ષણ–સંશોધન કરવા પહેલાં (અને કર્યા પછી પણ) જગતમાં પોતાને સાચા સાધુ, તીવ્ર જિજ્ઞાસુ, શ્રેયસ્સાધક, પ્રભુને પામનાર, મહાપુરુષ, દેશોદ્ધારક, જગદ્‌ગુરુ કે કૃતકૃત્ય સિદ્ધાત્મા કહેવા–કહેવરાવવાનું ઇચ્છે નહિ અને જ્યાં ઇચ્છા સુધ્ધાં ન હોય ત્યાં પછી ફાંફાં મારવાની ને એક બીજાનાં "અહોરૂપં અહોધ્વનિ" કરવા –કરાવવાની તો વાતજ* શી ?"

× × × ×

---

* કોઈ પણ સાચા સાધક કે તીવ્ર જિજ્ઞાસુપરત્વે આ હકીકત હોઇને સામાન્ય માનવોમાટે તો આ સંસારમાં "લોકકીર્તિ"જ વધારેમાં વધારે આકર્ષક વસ્તુ હોય છે. એ લોકપ્રતિષ્ઠાને સુકરી વિષ્ટા કહી હોય, તે તો માત્ર લાખોમાં કોઇ એવા ઉચ્ચકક્ષ આત્માઓ માટે છે. બીજા બધાઓને તો ત્યાગ–વૈરાગ, દેશસેવા, દાનધર્મ, વીર-ધર્મ, યુગધર્મ, સદ્‌ગુણ, સદાચાર, બ્રહ્મચર્ય ઇત્યાદિ બાબતો તરફ આકર્ષવાવાળી મોટામાં મોટી વસ્તુ લોકકીર્તિજ હોય છે. એ લોકકીર્તિને ખાતર જે અનેકાનેક સજ્જનો જે કાંઇ થોડા કે

"એ પછી પ્રસંગોપાત કલકત્તા તરફ જવું થતાં ત્યાં પારસ-ભાગથી પણ વધારે ઉપયોગી 'તાપસમાળા' ગ્રંથ બંગાળીમાં નીકળેલો જાણમાં આવ્યો. એનો ગુજરાતી અનુવાદ કેટલાક સજ્જનો પાસે થોડો થોડો કરાવી જોયા પછી શ્રીયુત જગજીવન કાળીદાસ પાઠકને એ કાર્ય સોંપવામાં આવ્યું હતું. ત્રણેક વર્ષ પર એ અનુવાદ થઈ આવ્યો. પણ સંશોધનાદિની વિશેષ જરૂર જણાવાથી, ઇચ્છા છતાં પણ શરીરપ્રકૃતિ અને બીજી બાબતો આડે આ પુસ્તક તરતમાં પ્રસિદ્ધ થઈ શકાયું નહોતું. આ વર્ષમાં પણ આના સંશોધનાદિ પાછળ ઋષિકેશમાં એક છ એક ફુટ નાની ઓરડીમાં ત્રણેક માસ રહીને આનું સંશોધન કર્યું હતું. × × × × સરળતા, સ્પષ્ટતા અને ભાવવાહકતા માટે માણસ ગમે તેટલી કાળજી રાખે તોપણ પૂર્ણ નિર્દોષ તો એક પ્રભુજ છે. તેથી અનુભવી સજ્જ-નોને આમાં કાંઇ ભૂલ, દોષ ઇત્યાદિ જણાય તો તે તેઓ દરગુજર કરે, કારણ કે આ અભણ ભિક્ષુ માટે સંભવિત છે. તેવા સજ્જનો લોકહિતાર્થે જે કાંઇ ખાસ ટીકટાક કરવા જેવું જણાય તે તૈયાર કરી મોકલશે તો તેનો યથામતિ સદુપયોગ કરી લેવાશે."

"ઉપરોક્ત બંગાળી "તાપસમાળા"ના ૭ ભાગ પૈકી પહેલો ભાગ ગુજરાતીમાં શ્રીયુત સુશીલભાઇએ સંવત ૧૯૮૧માં 'ઇસ્લા-મના ઓલિયા' એવા નામથી પ્રસિદ્ધ કરાવેલો. તેની પ્રસ્તાવનામાં શ્રીમતી શારદા સુમંત મહેતાએ એ પુસ્તક વિષે જે કહ્યું હતું તે અહીં પણ ઉતારીશું કેઃ—"

"× × આ પુસ્તક એક રીતે અપવાદરૂપ ગણી શકાય તેમ છે. પુસ્તકના નામ ઉપરથી કોઇને સ્વાભાવિક શંકા થાય કે, ભાઇ 'ઇસ્લામના ઓલિયા' એને ને આપણે હિંદુ ગુજરાતી ભાઇઓને કે

---

વધારે ત્યાગ, પરોપકાર, દેશસેવા ઇત્યાદિ આચરી રહ્યા હોય, તેઓ પણ આ સેવકને મન વંદનીયજ છે. આ સેવકના આવા–તેવા લખવાથી એવા સજ્જનો જે કાંઈ પોતપોતાની ગતિ–મતિ પ્રમાણે કરતા–કરાવતા હોય કે કરવા ધારતા હોય તેમાં મોળા પડે નહિ, એવી આ ખરાબ ભિક્ષુની ખાસ વિનતિ છે. કેમકે એમાંથી પણ કાળે કરીને જ્ઞાન–ચારિત્ર વધતાં સાચી નિષ્કામતા અને તીવ્ર મોક્ષેચ્છા પ્રકટશે, ત્યારે આપોઆપજ એના કરતાં વધારે સાચી ને આબાદ સાધન–સાધનાઓ શોધાશે, મેળવાશે અને સેવાશે. અને વર્ત-માન કામગીરીઓમાંથી ખસી જવાતાં તેના પણ અધિકારી–લોકોનું પુણ્ય પ્રબળ હશે તો–મળી આવશેજ.

બ્હેનોને શી નિસ્બત? એમ શંકા લાવીને પુસ્તક અભરાઇ ઉપર ધૂળ ખાધા કરે. માટે જે ઉચ્ચ હેતુથી આ માળા લખાઇ છે તેનો સહેજ ખ્યાલ પહેલેથી આપ્યો હોય તો લેખકની મહેનત સફળ થાય એટલુંજ નહિ, પણ જનસમાજની એક ઉચ્ચ સેવા, પુસ્તક અને ગ્રંથકાર બજાવી શકે."

"આજ ભારતવર્ષમાં સ્વરાજ્યની ભાવના ચોમેર જામી રહી છે. સ્વરાજ્ય મેળવવાનું એક મોટામાં મોટું સાધન હિંદુ–મુસલમાનનું ઐક્ય, એ ગણાઇ ચૂકયું છે. એ ઐકય લાવવાનું મોટામાં મોટું સાધન તે અરસપરસ સંપૂર્ણ પિછાન–આચારવિચાર–સર્વની. જે પવિત્રતા–ગહનતા હિંદુ ધર્મમાં છે તેજ પવિત્રતા–ગહનતા મુસ્લિમ ધર્મમાં છે, એ જો એક વાર સમજી જવાય તો ઘણી ગેરસમજુત દૂર થાય. એ ગેરસમજુત આવાં પુસ્તકોથી બહુ સહેલાઇથી દૂર થઇ શકે. જે પ્રમાણે ગુજરાતી વાચક મીરાંબાઇ, નરસિંહ મહેતો, સુરદાસ, બોડાણો, કબીર વગેરે ભક્તોનાં ચરિત્ર વાંચે અને તેમાંથી બોધ ગ્રહણ કરે, તેજ પ્રમાણે આ ઇસ્લામી ભકતગણના ચરિત્ર ઉપરથી બોધ લઇ શકાય તેમ છે. હિંદુધર્મના મહાપુરુષોની પડખોપડખ તેટલાજ ઉન્નત સ્થાન પર ઇસ્લામના તપસ્વીઓ પણ બેસી શકે એમ છે અને ઇસ્લામના સાચા આત્માનું દર્શન પણ આ પવિત્ર પુરુષોનાં જીવનચરિત્રોમાંજ થઇ શકે છે. તેથી આ પ્રકારનું સાહિત્ય ઘણુંજ ઉપયોગી થાય એમાં સંશય નથી, અને એ ઐકય સાધવાના હેતુથીજ આ સમયે આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે."

× × × ×

"કહેવાનો સારાંશ એટલોજ છે કે, અધ્યાત્મજ્ઞાન એ મનુષ્યમાત્રનો વારસો છે. ભારતવર્ષમાં કે પૂર્વમાં કે પશ્ચિમમાંજ કે અમુક ભૂગોળમાંજ એનો ઇજારો લેવાયો છે એવી માન્યતામાં સત્ય નથી. હિંદુ ધર્મ, બૌદ્ધ ધર્મ, જૈન ધર્મ, ખ્રિસ્તી, પારસી, મુસ્લિમ ધર્મ– એકેએક ધર્મમાંથી ભગવદ્ભક્તના દાખલા મળી આવે છે. એક વાર દિવ્યચક્ષુ પ્રભુકૃપાથી ખુલ્યાં એટલે પ્રભુપ્રાપ્તિનો પંથ પાયોજ સમજવો અને એ દરેક પ્રભુપ્રિય વ્યક્તિનો હક છે. એમાં ભૂગોળરેખા બાધક નથી. ખ્રિસ્તીધર્મમાંથી અનેક ભક્તો વિષે જે પ્રમાણે આપણે વાંચીએ છીએ–મહાન ઇશુખ્રિસ્ત, સેંટ ફ્રાન્સિસ, સેંટ બર્નાર્ટ, ઇગ્નેઇશિયસ લાયોલા–અને બોધ લઇએ છીએ, તેજ પ્રમાણે આપણા વાચકગણને તપસ્વી અબુ મોર્તાશ, અબુ અલી મહમ્મદ, તપસ્વી શાહશુજા, મહાત્મા ઇબ્રાહિમ વગેરેની માહિતી થાય અને પ્રભુભક્તિનો માર્ગ સરળ થાય તો ધન્યભાગ્ય માનવાં જોઇએ."

"શાળામાં શીખતાં બાળકોને પણ પાઠ્ય પુસ્તકોમાં આવા ભક્તોનાં ચરિત્રના પાઠ શીખવ્યા હોય તો તેમને અતિશય લાભ થાય."

× × × ×

"આ સંસ્થાનાં બીજાં પુસ્તકોનાં નિવેદનોમાં જણાવેલા કેટલાક વિચારો આમાં એટલા માટે આવવા દીધા છે કે, આ પુસ્તકના હજારો વાંચનાર આગલાં નિવેદનોથી અજ્ઞાત હોય, તેઓ એ વિચારોથી જાણીતા થાય."

"આ પુસ્તક પ્રકાશનની બાબતમાં પ્રથમ પ્રભુનો આભાર માન્યા પછી, તેને અરબીમાં, ફારસીમાં તેમજ બંગાળીમાં તૈયાર કરનારા સાધુ આત્માઓનો અને પ્રસિદ્ધ કરનારા મહાશયોનો પણ આ સ્થળે ઉપકાર માનવો જોઈએ."

"જેમ આ ગ્રંથમાંનાં ચરિત્ર ઉચ્ચકોટીના મહાપુરુષોનાં છે, તેમ તેના મૂળ લખનાર પણ ઉચ્ચકોટીનાજ હોવા જોઇએ. અરબી ઉપરથી ફારસીમાં ઉતારનાર મૌલાના મોલવી શેખ ફરીદુદ્દીન અત્તાર સાહેબ કેવા ઉચ્ચકોટીના હતા, એ તો મૂળ બંગાળી લેખકના નિવેદનના પેટામાં આપેલા ફારસી ગ્રંથકારના નિવેદનનો સારાંશ વાંચવાથી સમજાશે." × × × ×

વૈશાખ સુદ ૧૫,
સંવત ૧૯૮૪

—ખરાબ ભિક્ષુ અખંડાનંદ

# ગુજરાતી અનુવાદકનું નિવેદન

ભારતમાતાના ડાબા અને જમણા બાંહુ જેવી હિંદુ અને મુસલમાન જાતિઓની વચ્ચે વૈમનસ્યં ઉત્પન્ન કરવાનો રોજગાર લઇ બેઠેલા બેઉ પક્ષના સાંપ્રદાયિક પ્રચારકોની કુચેષ્ટાને પરિણામે આજે ભારતના રાજનૈતિક અને સામાજિક વાતાવરણમાં હિંસા, વિદ્વેષ અને અવિશ્વાસનાં ઝેર ફેલાઈ ગયાં છે, તેનો સફળ પ્રતિકાર કરવાની જેટલી જરૂર છે તેટલી બીજા કશાની નથી. માતૃભૂમિને લાગુ પડેલા આ મહાવ્યાધિના ઉપાયસ્વરૂપ આ શાંતિમંત્રની પ્રચારણા કરવાના સત્કાર્યમાં મને અલ્પ હિસ્સો લેવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું છે, તેને માટે હું સ્વામી અખંડાનંદજીનો ઋણી છું. × × ×

ઈશ્વરની સાથે પોતાનો યોગ કરી દેવાનો તનમનાટ, જ્ઞાનપ્રાપ્તિની ઊંડી ભૂખ, પ્રેમોન્માદ, સત્યનિષ્ઠા ઇત્યાદિ ગુણો કોઇ અમુક જાતિના વિશેષ ગુણ નથી અને એવા ગુણસંપન્ન સંતો પ્રત્યેક જાતિમાં જન્મ્યા છે અને હજી જન્મે છે અને આખો માનવસમાજ એક અવિભક્ત કુટુંબ છે. આવી ઉદાર ભાવનાનો પ્રચાર કરવાથી જુદી જુદી જાતિઓની વચ્ચે જે અંતર પડી ગયાં છે, તે સંધાવા લાગે છે. મુસલમાન ભાઇઓના કેટલાક બાહ્ય રીતરિવાજ અને તેમનાં કેટલાંક ધાર્મિક કર્મકાંડ ભલે ચુસ્ત હિંદુઓને ન રુચે પણ તેમણે જાણવું જોઇએ કે, આપણા ઋષિમુનિઓ અને સંતોની સાથે જેમને બેસાડી શકાય એવી દિવ્ય વિભૂતિઓ ઇસ્લામમાં પણ પેદા થઇ છે. આવી સાચી સમજનો ફેલાવો થવાથી મુસલમાનો માટે હિંદુઓના મનમાં જે ભૂલભરેલા ખ્યાલ જડ ઘાલી બેઠા છે તે દૂર થશે. બીજી બાજુએ મુસલમાન ભાઇઓને હિંદુઓના સંતોનાં જીવનચરિત્રોથી પરિચિત કરાવવાની તેટલીજ જરૂર છે અને એ કામ અતિ કઠિન છે; હિંદુઓ તો હજી પણ ખ્રિસ્તી અને મુસલમાન સંતોની કથાઓ સાંભળવાની ઉદારતા છેક ગુમાવી બેઠા નથી; પરંતુ મુસલમાન ભાઇઓના ઘણા મોટા વર્ગને એવી કુશિક્ષા આપવામાં આવી છે કે, તેમની આગળ કોઇ નારદ, વ્યાસ, યાજ્ઞવલ્કય, શંકર, રામાનુજ, ચૈતન્ય, નાનક, તુકારામ, મીરાં, તુલસીદાસ આદિ મહાપુરુષોની વાત છેડે તો તેને ધૈર્યપૂર્વક સાંભળવા જેટલી ઉદારતા અને પરમ સહિષ્ણુતા બહુજ જૂજ મુસલમાનોમાં જોવામાં આવે છે અને તેઓ સહરાના રણમાં મીઠી વીરડી જેવા છે. મુસલમાન કોમના

હિતચિંતકો આ દિશામાં પ્રયત્ન કરે એવી સદ્દબુદ્ધિ તેમને પ્રાપ્ત થાય અને તે પ્રમાણે ખ્રિસ્તી ભાઈઓ પણ હિંદુઓ અને મુસલમાનોની નજીક આવતા જાય તો જેમ ગંગા, યમુના અને સરસ્વતીનાં નીર ભેગાં થઇને એક મહાન પુણ્યતીર્થ બની જાય છે, તેમ આ ભારતભૂમિ પણ સાચું ત્રિવેણીતીર્થ બનીને સમસ્ત સંસારને પાવન કરવા સમર્થ થઇ જાય. એ ઉજમાળો દિવસ જોવાની આશા રાખીને આ સુંદર ચિત્તપાવન કથાઓનો અનુવાદ કરવા હું પ્રવૃત્ત થયો છું.

મૂળ બંગાળી પુસ્તકનું નામ 'તાપસમાળા' છે. પણ સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયદ્વારા આવાજ ઉદ્દેશ અને ધોરણથી લખાયેલું એક પુસ્તક પ્રસિદ્ધ થઇ ચૂક્યું છે. તેનું નામ "મુસ્લિમ મહાત્માઓ" છે. તેનું અનુસરણ કરીને પ્રસ્તુત પુસ્તકને પણ તેજ નામ આપવાનું મને યોગ્ય લાગે છે.

શિંકિયારી, સીમાપ્રાંત<br>તા. ૫–૬–૧૯૩૯ —સેવાનંદ

# बंगाळी अनुवादकनुं निवेदन

'શારહોલ્ કોલ્બ,' 'કોશફોલ આસ્રાર,' 'મારફતોનફ્સ અને રબ્બ' એ નામનાં ત્રણ પુસ્તકોમાં મુસલમાન મહર્ષિઓનાં જીવનચરિત્ર અતિ વિસ્તારથી વર્ણવ્યાં છે. આ ત્રણે ગ્રંથોનાં સારાંશનું સંકલન કરીને ફારસી ભાષામાં 'તેજકરતોલ ઔલિયા' (અર્થાત્ ઋષિઓના જીવનપ્રસંગો) એ નામનું એક પુસ્તક રચાયું છે. ઉપરોક્ત ફારસી પુસ્તકને આધારેજ મેં 'તાપસમાળા' ની રચના કરી છે. મૂળ ફારસી પુસ્તકનો મેં અનુવાદ તો કર્યોજ છે, તોપણ મૂળ ફારસીમાં જે રીતે અને જે રૂપમાં લખાયું છે, તેવોજ બરાબર યથાવત્ અનુવાદ મેં નથી કર્યો. તેમાં મેં મારા પોતાના મનને રુચતો ફેરફાર કર્યો છે; જેમકે કોઈ કોઇ ઠેકાણે ભાષાની જરૂરિયાતો અથવા રૂઢ પ્રયોગોને લીધે કેટલાક ફેરફાર કરવાનું મને આવશ્યક લાગ્યું છે; તેમજ તેમના કેટલાક ભાગ મને તદ્દન અનાવશ્યક લાગવાથી મેં તેમને છોડી દીધા છે. પણ એકંદર રીતે મૂળ પુસ્તકના ભાવ અને ઉદ્દેશને મેં સાચવી રાખ્યા છે.

હિંદુઓ, ખ્રિસ્તીઓ અને યહૂદીઓની માફક મુસલમાનો પણ પોતાના ધર્મપ્રવર્તક સંતો અને મહાત્માઓનાં બાહ્ય અને અપ્રાકૃતિક ક્રિયાકલાપ અને ચમત્કારોમાં ખૂબજ શ્રદ્ધાવાન છે. તમામ દેશોના પ્રાચીન અવૈજ્ઞાનિક ધર્મ અને સંપ્રદાયોના લોકોમાં આવી કેટલીક બાબતોને વિષે કુસંસ્કારજનિત ભૂલભરેલી માન્યતાઓનું અતિ પ્રાબલ્ય જોવામાં આવે છે. અમુક ઋષિએ પોતાના તપના પ્રભાવ વડે માટીના ઢેફાનું સોનું બનાવી દીધું, અમુક મહાત્મા આકાશમાર્ગે ઊડી ગયા, અમુક સંત નદી ઉપર થઇને પગે ચાલતા પાર ઊતરી ગયા ઇત્યાદિ અલૌકિક ચમત્કારોની વાતો તમામ સાધુ–સંતોને વિષે તેમના પ્રાચીન ચરિત્રલેખકો ખૂબ વિસ્તારપૂર્વક કહેતા આવ્યા છે. મહર્ષિઓને વિષે કહેવાતા, કુદરતના નિયમોથી વિરુદ્ધ દેખાય એવા ચમત્કારોની સત્યાસત્યતાની ચર્ચામાં ઊતરવાની મને ઇચ્છા નથી. પણ પ્રસ્તુત પુસ્તકમાં એવી ચમત્કારિક વાતોનો સમાવેશ કરવા મારું મન ના કહે છે.× તેમ કરવાનું ખાસ કારણ તો એ છે

× અલૌકિક કોટિના સંત–મહાત્માઓનાં ચરિત્ર વિલક્ષણ હોઈ, તેમના સંબંધમાં અનિચ્છાએ ચમત્કારો બને છે તો ખરા; તેમ સાથે સાથે પાછળથી અનેક પ્રકારની ગુલબાંગો ઉડાવી, ચમત્કાર બતાવી,

કે, મૂળ પુસ્તકમાં એવા અતિપ્રાકૃત અથવા અપ્રાકૃત ચમત્કારોના જે જે ઉલ્લેખ છે, તેમને કશો ઐતિહાસિક આધાર નથી પણ લગભગ સર્વાંશે દંતકથાઓ છે; તેથી કરીને તે બધાં કાર્યો સત્યજ છે એવો સાળેસોળ આની વિશ્વાસ મૂકી શકાતો નથી. વળી એ વૃત્તાન્તો કદાચ સાચાં હોય, તોપણ તેમનો પ્રચાર કરવાથી હાલ જગતનો કશો ઉપકાર સધાતો નથી. વળી એ બધાં કાર્યોને અનેક મહાત્માઓ પોતેજ તુચ્છ કહેતા આવ્યા છે. દાખલા તરીકે મહાત્મા અબુલ્હુસેન અલ્લી કહે છે કે, "ઇશ્વરે જેને ઇન્દ્રિયોનો સંયમ કરવાને સમર્થ બનાવ્યો છે, તે આકાશમાં ઊડનારા અને પાણીના ઉપર ચાલનારાના કરતાં શ્રેષ્ઠ છે." મહાત્મા બાયેજિદ, એક માણસે પૂછેલા સવાલના જવાબમાં કહે છે કે, "શું પાણીના ઉપર થઇને તું ચાલી શકે છે? એમાં શી મોટી વાત છે? લાકડું પણ તેમ કરી શકે છે. શું તું આકાશમાં ઊડવાની શક્તિ ધરાવે છે? પક્ષીઓ કયાં નથી ઊડતાં? તું એક રાતમાં મક્કા જઇ શકે છે? એમાં શું? એ તો જાદુગરનું કામ છે." વળી આ બાહ્ય અને અપ્રાકૃત ઘટનાઓને ઘણીવાર આધ્યાત્મિક રૂપકોના અર્થમાં સમજાવી શકાય છે. અમારો તો એવો અભિપ્રાય છે કે, મનુષ્યના જીવનમાં જેટલો દિવ્ય અંશ છે, તેજ તેની સાચી અલૌકિકતા છે અને તેજ તેના સાચા ચમત્કાર છે. આવી અલૌકિકતા ઉપરોક્ત મુસલમાન મહાત્માઓમાં પૂરતા પ્રમાણમાં જોવામાં આવે છે. તેમની એ અલૌકિકતાને લીધેજ તેઓ આજે સારા સંસારમાં પૂજાય છે. તેમનાં તપોનિષ્ઠા, ત્યાગપરાયણતા, વૈરાગ્ય, ભક્તિ, પ્રેમોન્મત્તતા અને આધ્યાત્મિકતા અસામાન્ય અને અલૌકિક હતાં એ વિષે બે મત હોયજ નહિ. આ પરમભક્ત અને મહાવૈરાગ્યવાન સંતો ઇસ્લામનાં રત્નો છે અને સમસ્ત માનવકુલનાં ભક્તિભાજન છે એમાં કાંઇજ સંદેહ નથી. એમના પવિત્ર જીવનની આલોચના કરવી એ પણ એક પુણ્યગંગામાં સ્નાન કરવા જેવું ચિત્તપાવન કર્મ છે. મને તો તેના વચનથી અતીવ ઉપકાર થયો છે અને તેમના જીવનનું સૌન્દર્ય જોઇને હું તો તેમના ઉપર આશક થયો છું. તેઓ પોતાની પાછળ જે જે સત્યોરૂપી રત્નભંડાર મૂકતા ગયા છે, તેમને માટે આખો સંસાર સદાને માટે કૃતજ્ઞ રહેશે. ઉપરોક્ત મહર્ષિઓની જીવનકથાઓનો બંગાળી ભાષામાં અનુવાદ થવાથી તેમનાં દિવ્ય ચરિત્રોનો પ્રકાશ આપણા દેશના લોકોનાં ચરિત્ર ઉપર પડશે અને તેમાંથી તેમનાં હૃદયમાં

---

ભોળી જનતાને ઠગનારા પણ હવે ઓછા નથી. —ભિક્ષુ અખંડાનંદ

ઇશ્વિરભક્તિ અને ×સાધુ–સંતોના પ્રતિ શ્રદ્ધાભક્તિરૂપી પુષ્પરાશિ પ્રસ્ફુટિત થશે અને તેમના મનમાં મુસલમાન જાતિના સંબંધમાં જે કુસંસ્કાર દૃઢ થઈ ગયા છે, તે દૂર થઇ જશે એવી આશાથી હું પ્રસ્તુત પુસ્તકનો બંગભાષામાં અનુવાદ કરવા પ્રવૃત્ત થયો છું.

× × × ×

છઠ્ઠા ભાગની સમાપ્તિની સાથે "તાપસમાળા" (મુસ્લિમ મહાત્માઓ)ની પણ પૂર્ણાહુતિ થઈ જાય છે. પહેલા ત્રણ ભાગમાં મેં થોડાક મુસલમાન તપસ્વીઓનાં જીવનચરિત્ર વર્ણવ્યા પછી તેટલાથીજ મેં સંતોષ માનીને આગળ લખવાનું બંધ કરી દીધું અને એ રીતે ઘણાં વરસ સુધી મેં એ મહાત્માઓના સંબંધમાં કાંઇજ લખ્યું ન હતું અને મારો લખવાનો વિચાર પણ ન હતો. પણ આ જીવનચરિત્રોના વાચકોમાંથી ઘણાને અતિશય લાભ થયો છે, તેમનાં જીવન ઉન્નત અને પવિત્ર થઇ ગયાં છે એવું સાંભળ્યાથી અને બીજા બાકી રહેલા સંતોનાં જીવનચરિત્રો વાંચવાનો મારા ઘણા મિત્રોનો ખૂબ આગ્રહ હોવાથી, મેં થોડાક વખતથી તે પડયું મૂકેલું કામ પાછું હાથમાં લીધું. "તેજકરતોલ ઔલિયા" નામના ફારસી ગ્રંથમાંના બાકીના તમામ સંતોનાં જીવનચરિત્રોનો અનુવાદ કરીને તે સંગ્રહ "તાપસમાળા" ભાગ ૪–૫–૬ એ રીતે ત્રણ ભાગમાં પ્રસિદ્ધ કર્યો છે. એ છએ ભાગમાં બધા મળીને છન્નુ મહાત્માઓનાં જીવનચરિત્રોનો સમાવેશ કરવામાં આવ્યો છે. એ સુપ્રસિદ્ધ "તેજકરતોલ ઔલિયા" નામક ફારસી ગ્રંથ મહામાન્ય મૌલાના શેખ ફરિદુદ્દિન અત્તાર સાહેબનો રચેલો છે. આ બધાં સંતચરિત્રોનો સંગ્રહ કરીને તેમનો જનસમાજમાં પ્રચાર કરવામાં પોતાનો શો ઉપદેશ હતો, તે તેમણે ઉપરોક્ત ગ્રંથની પ્રસ્તાવનામાં દર્શાવ્યું છે. એ પ્રસ્તાવનામાં તેમણે ઘણી અતિશય શિક્ષાપ્રદ બાબતોનો સમાવેશ કર્યો છે, તેથી તે વાચકને ઉપકારક નીવડશે એમ ધારીને તેનો સારાંશ નીચે આપવામાં આવે છેઃ—

## ફારસી ગ્રંથકારના નિવેદનનો સારાંશ

"ધર્માત્મા મહર્ષિઓનાં વચનામૃતના કરતાં બીજા કોઈનાં વચન

---

× જેઓ તપ, ત્યાગ અને સેવાની દીક્ષા લેનારા સાધુ હોય તેમના પ્રતિ શ્રદ્ધાભક્તિ રાખવાં એ પ્રત્યેક સજ્જનનો ધર્મ છે. સાધુનો વેશ જોઇને તેની પૂજા કરનારાઓને સાવધાન કરવાનો અમારો ધર્મ છે. —સેવાનંદ

શ્રેષ્ઠ હોઇ શકેજ નહિ. તેમનાં બધાંજ વચન તેમના જીવનનાં કાર્ય અને તેમની આંતરબાહ્ય અવસ્થાઓનાં પરિણામસ્વરૂપ છે. એ વચનો તેમના મૌખિક ઉદ્‌ગાર નથી, વગરવિચાર્યે લાંબા વખતના અભ્યાસને લીધે તેમના મોઢામાંથી અમસ્તાં નીકળી ગયાં નથી, એ વચનો તો તેમના જીવનની આરસીસમાન છે; તેમની નિગૂઢ તત્ત્વકથાઓ કેવળ વાગૂઇન્દ્રિયનો વ્યાપાર નથી, તેમાં તર્કના ખેલ નથી, તે તો તેમના હૃદયના ઉચ્છ્‌વાસ છે. હજાર પ્રયત્નો કરતાં પણ એવાં વચનો પરાણે પરાણે નીકળી શકતાં નથી. ઈશ્વરપ્રેરિત જ્ઞાનરાશિમાંથી એ વચનોનો પ્રવાહ ટપકે છે, શ્રમોપાર્જિત જ્ઞાનરાશિમાંથી પણ નહિ. "અમારા દિવ્યલોકવાસી ખુદાએ અમને આ બધો ઉપદેશ દીધો છે," એવું તે મહાત્માઓ કહે છે. તેમની વાતો અધ્યાત્મ જગતની વાતો છે, આ સ્થૂલ દુનિયાની વાતો નથી. "એ તો અમારા ખુદા, જે આખી સૃષ્ટિના પિતા છે, તેમનું અમને આપેલું કૃપાદાન છે." આવી ભાષામાં તે મહાત્માઓ પોતાનાં વચનોને વિષે બોલે છે. બીજું મેં એ પણ દીઠું છે કે, મારા સહધર્મી બંધુઓને એ મહાત્માઓનાં ઉપદેશામૃત સાંભળવાં ઘણાં ગમે છે, તોપણ સૌને તેમનાં જીવનચરિત્રો સાંભળવાનો વિશેષ ચાહ છે. એમ જાણીને મેં તેમનાં જીવનચરિત્રોને લગતી હકીકતોનો સંગ્રહ કર્યો છે. તેમના જીવનની સાથે સંબંધ રાખતી ઘટનાઓ સંખ્યામાં અને વિસ્તારમાં એટલી બધી મોટી છે કે, જો તે બધી આપવા જાઉં તો ગ્રંથનું કદ અતિશય વધી જાય; એટલા વાસ્તે મેં મારે પોતાને સારુ તેમજ મારા ધર્મબંધુઓને સારુ ઉપરોક્ત મહાત્માઓના જીવનપ્રસંગોમાંથી મારી મતિ અનુસાર ચૂંટણી કરી છે અને વાચકોમાંથી જેઓને આ કથાઓમાં રસ પડતો હશે, તેમને માટે મેં આ પ્રયાસ કર્યો છે, એ કહેવાની ઝાઝી જરૂર નથી. અત્રે આપેલા પ્રસંગો ઉપરાંત જેમને વિશેષ જાણવાની જિજ્ઞાસા હોય, તેમણે બધા પ્રાચીન ગ્રંથો વાંચવાજ જોઇશે. અરબી ભાષામાં પણ આ વિષયને લગતાં ઘણાં પુસ્તકો છે. આ મહાત્માઓને વિષે વિસ્તૃત જાણકારી પ્રાપ્ત કરવાની જેમને ઇચ્છા હોય તેમણે "શોરહોલ્ કેલ્બ," "કોશફોલ્ આસ્રાર" "મારફતોનફ્સ અને રબ્બ" એ ત્રણે ગ્રંથો જોવા જરૂરના છે. ઉપર જે ત્રણ ગ્રંથોનાં નામ ગણાવ્યાં તેમાં અતિ નિગૂઢ તત્ત્વકથાઓને વિસ્તારપૂર્વક દર્શાવેલી છે. એ ત્રણે ગ્રંથોનું ધ્યાનપૂર્વક અધ્યયન કરનારને એ મહાત્માઓને લગતી કશીજ વાત અજાણી નહિ રહે. એ બધી હકીકતોનો અત્ર સમાવેશ કરવા જતાં બે હજાર પૃષ્ઠનો બૃહદ્ ગ્રંથ લખવો પડે. એ ત્રણે ગ્રંથોના કર્તા સુવિખ્યાત

પંડિત અને સાધુપુરુષો હતા. એ મહાત્માઓના અભિપ્રાય, વિચાર-ભાવ અને તેમના જીવનના પ્રસંગોને વિષે એ ત્રણે ગ્રંથકારોની વચ્ચે કોઈ કોઇ ઠેકાણે મતભેદ જોવામાં આવે છે. તેથી કરીને બધી હકીકતોને ગાળીને, તેમનું પૃથક્કરણ કરીને તેમાંથી સત્ય તારવી કાઢવાનો મેં યથાશક્તિ પ્રયત્ન કર્યો છે."

"ઇશ્વરમાં જેમના આત્મા લીન થઇ ગયા છે, એવા સંતો નાના પ્રકારના હોય છે. કેટલાક સંતો તત્ત્વજ્ઞ છે, કેટલાક કર્મયોગીઓ છે, કેટલાક પ્રેમભક્તિના ભૂખ્યા છે, કેટલાક એકાત્મનિષ્ઠ છે, કેટલાકમાં ભાવ ને શ્રદ્ધાનું પ્રાધાન્ય હોય છે. કેટલાકમાં એકજ ગુણ વિશેષ પ્રમાણમાં ખીલેલો હોય છે, અને બીજા ગુણોનો તેમનામાં અભાવ જોવામાં આવે છે. દરેકની પોતપોતાની પ્રકૃતિનું વર્ણન કરવા જતાં ગ્રંથનું કદ અતિશય વધી જવાનો ભય રહે છે. ઇસ્લામ ધર્મના પ્રવર્તક મહાત્મા હજરત મહંમદ સાહેબ (સલ૦) ના સાથીઓ, સહકારીઓ અને તેમના દરેકના મંડળની મુખ્ય મુખ્ય વ્યક્તિઓના જીવનપ્રસંગોનું વર્ણન કરવા માટે બીજો એક મોટો ગ્રંથ લખવો પડે. તેમને વિષે એક બીજો શ્રેણિઓના મહાપુરુષોની દુનિયાજ અનોખી છે. ઉપર ગણાવેલા ત્રણે સ્વતંત્ર ગ્રંથ લખવાનો મારો ઇરાદો છે.

"પ્રસ્તુત ગ્રંથની રચના કરવાનાં બીજાં કેટલાંક વિશેષ કારણો છે, જે હું નીચે જણાવું છું:—

"(૧) આ પુસ્તક વાંચનારાઓના સ્મરણપટ ઉપર મારું નામ છપાઇ જશે અને જેમના હૃદયની ગ્રંથિઓ તેના વાચનથી ઊકલી જશે, તેઓ શુભ આશીર્વાદસહિત મારું સ્મરણ કરશે."

"(૨) સાધુપ્રવર શેખ જુવાલિ દક્કાકને લોકોએ એકવાર પૂછ્યું કે, 'મહર્ષિઓનાં જીવનને અનુસરતાં કાર્ય જો અમારાથી ન થઇ શકે, તો પછી તેમનાં જીવનચરિત્ર વાંચવાથી અમને શો લાભ થવાનો હતો?' તેના જવાબમાં શેખ સાહેબે તેમને એવું કહ્યું કે, 'તેમના જેવાં કાર્ય તમારાથી ન થાય તોપણ તેમનાં જીવનચરિત્રો વાંચવાથી અથવા સાંભળવાથી તમને બે પ્રકારના લાભ થવાનો સંભવ છે. (૧) જો તમારામાંથી કોઇ પ્રાર્થનાશીલ હશે, તો તેને આ જીવન-ચરિત્રો વાંચવાથી પ્રાર્થના કરવામાં વધુ પ્રોત્સાહન મળશે અને તેની પ્રાર્થનાઓમાં પહેલાંના કરતાં વધારે પ્રાણ અને બળ આવવા માંડશે અને તેથી કરીને તે પ્રાર્થનાઓ વધારે સજીવન થઈ જશે; (૨) કોઇના મનમાં જો અહંકાર હશે તો આ જીવનચરિત્રો વાંચીને તેનો અહંકાર ચૂર્ણ થઇ જશે, તેના અંતઃકરણમાંથી ધર્માભિમાન ઓગળી જવા

માંડશે. પહેલાં તેને જે કાંઈ સારું સારું દેખાતું હતું, તે હવે નઠારું દેખાવા માંડશે અને જો તે છેકજ આંધળો નહિ થઈ ચૂક્યો હોય તો તેની દૃષ્ટિ વધારે નિર્મળ અને સુસ્પષ્ટ થઇ જશે. શાસ્ત્રમાં (કુરાનમાં) કહ્યું છે કે, 'લોકોને આપણે ત્રાજવે તોળવા નહિ. પણ ધર્મપંથના યાત્રીઓને ત્રાજવે આપણે પોતે તોળાઇ જવું. એવું કરવાથી તેમનો મહિમા અને આપણી ક્ષુદ્રતા આપણને સમજાઇ જશે."

"(૩) મહર્ષિ જ્વનિદને લોકોએ પૂછ્યું કે, 'આ બધા ધર્માત્મા સંતોની કથાઓ અને ઉપદેશવચનો સાંભળ્યાથી સાધકને ક્યા પ્રકારનો ઉપકાર થવાનો સંભવ છે?' તેના જવાબમાં તેમણે કહ્યું, 'એવા સંતોનાં કાર્યો તો ખુદાની ફોજના જેવાં છે. જે સાધકનું હૃદય દુર્બળ અને હતાશ થઇ ગયું હશે, તેનામાં નવીન બળનો સંચાર થઇ જશે અને તે ફોજની કુમકને લીધે તેની પ્રતિકૂળતાઓ વેરાઇ જઈ તેની અનુકૂળતાઓમાં વૃદ્ધિ થશે. ખુદા કહે છે કે, 'હે મહંમદ! હું તારી આગળ પૂર્વેનાં સંતોનાં ચરિત્ર વખાણું છું, તે સાંભળીને તારા મનમાં બળ અને તેજનો સંચાર થવા માંડશે."

"(૪) હજરત મહમ્મદ સાહેબ (સલ૦) કહે છે કે, 'સાધુ મહાત્માઓની કથાઓની સાથે સાથે ઈશ્વરની દયા પણ ઊતરી આવે છે."

"(૫) આ સાધુસંતોના પવિત્ર જીવનની શુભ અસર મારા સરખા ભાગ્યહીનના જીવન ઉપર પણ થાય અને હું મારા મૃત્યુ પહેલાં મારા જીવનને ધાર્મિક સંપત્તિની સુશીતલ છાયા નીચે લાવી શકું.

"(૬) કુરાન અને હદીસનાં સુભાષિતોથી બીજેજ નંબરે આવે એવાં આ સંતોનાં વચનો છે, એવો મારો અભિપ્રાય છે. મને તો તેમનાં બધાંજ વચનો કુરાન અને હદીસમાંથી મળી આવ્યાં છે અથવા તો તેમનાં વચન એ કુરાન અને હદીસનાં સુભાષિતોની પુનરાવૃત્તિ છે. એટલા માટે તેમનું સંકલન કરવાની પ્રવૃત્તિ હું આદરી બેઠો છું. હું પોતે તેમની શ્રેણિનો નહિ હોવા છતાં તેમના જેવું મારું ચરિત્ર બનાવવાની મને અભિલાષા છે અને તે દિશામાં હું પ્રયત્નવાન પણ છું. લોકોક્તિ પણ એવી છે કે, જે માણસ જે લોકોના જેવો હોય તે તેમના મંડળમાં પ્રવેશ કરી શકે છે."

"(૭) કુરાન અને હદીસ વાંચવા અને સમજવાને સારુ વ્યાકરણ અને શબ્દકોષની આવશ્યકતા રહે છે. તે ઉપરાંત ઘણાખરા લોકોમાં તેમના અર્થ સમજવા જેટલી બુદ્ધિ હોતી નથી, પણ આ સંતોની કથાઓ એવી સરળ અને સહેલાઈથી સમજી જવાય એવી છે કે, હરકોઇ માણસ તેનો લાભ લઇ શકે છે. વળી અત્યાર

પહેલાં તે અરબી ભાષામાં લખાયેલી હતી; પણ હવે તો હું તેનો ફારસી અનુવાદ લોકોની આગળ ધરું છું, જેથી હવે તો તેને સમજી-ને હૈયામાં ઉતારવાની જરા પણ કઠિનાઇ રહેશે નહિ અને સૌ તેનો લાભ લઇ શકશે."

"(૮) હું એટલું ચોખ્ખેચોખ્ખું જોઇ શકું છું કે, હે મારા ભાઇઓ ! જો તમારી વિરુદ્ધ કોઇ કશું કહે તો તમે તેનું ખૂન કરવા તૈયાર થઇ જાઓ છો અને એવા એકાદા બોલને સારુ તમે તમારા હૃદય-માં તે બોલનારના પ્રતિ આખી જિંદગી સુધી હિંસા અને દ્વેષને પોષ્યા કરો છો. જ્યારે આવા અધમ, મલિન અને અનુચિત ભાવો તમારા હૃદયમાં આટલી હદ સુધી ઘર કરી શકે છે, ત્યારે મને વિશ્વાસ છે કે, પ્રસ્તુત જીવનચરિત્રોના સત્ય, ઉન્નત અને સમુચિત ભાવો પેલા અધમ ભાવોના કરતાં એક હજારગણા બળથી તમારા હૃદયનો કબજો લઇ લેશે અને તમારા મન ઉપર તેની છાપ બેસાડી દેશે. આટલા માટે આ બધાં સત્યોનો જનસમાજમાં પ્રચાર કરવા-નો મારો ધર્મ થઇ પડે છે."

"(૯) મારા મનની એવી અવસ્થા છે કે, હાલમાં હું આવી કથાઓ સિવાય બીજા કશાનો વિચાર કરી શકતો નથી અને બીજા કશા વિષય ઉપર લખી શકતો નથી. સાંસારિક બાબતોને વિષે ખાસ બોલવાની કે લખવાની જરૂર ઊભી થાય છે ત્યારેજ નછૂટકે જરૂર પૂરતું બોલું છું અથવા લખું છું. આથી કરીને લોકોને સદાને માટે ખપમાં આવે એવી સામગ્રી મેં તેમને સારુ તૈયાર કરી છે અને મને આશા છે કે, તે અન્નપાત્રમાંથી મને પણ થોડો ભાગ મળશેજ. શેખબુવાલિ કહે છે કે, 'મારા મનમાં બે અભિલાષાઓ છે. એક તો ઈશ્વરસંબંધી કથાઓ સાંભળવાની અને બીજી જેઓ ઈશ્વરનાજ બની ગયા હોય એવા માણસોનાં દર્શન કરવાની. હું તો સાવ અભણ છું, નથી હું વાંચી જાણતો અને નથી લખી જાણતો, તેથી કરીને મારે તો એવા માણસની જરૂર છે કે, જે મને તેમની કથાઓ કહે અને હું બેઠો બેઠો સાંભળું, અથવા હું બોલું અને તેઓ સાંભળે. જો સ્વર્ગમાં પણ આવા સંતોની કથાઓ સાંભળવા ન મળવાની હોય તો તેવું સ્વર્ગ મારે કશા ખપનું નથી."

"(૧૦) મહાત્મા યુસુફ હમદાનીને કોઇએ પૂછ્યું કે, 'જ્યારે આ બધા મહાત્માઓ, જેઓ હાલ વિદ્યમાન છે, તેઓ કાળના પડદા પાછળ સંતાઇ જશે, ત્યારે તમે શું કરશો ? તમે શાને આધારે જીવશો ?' તેના જવાબમાં તેમણે એવું કહ્યું કે, 'હું તેમની કથાઓ

વાંચ્યા કરીશ.' એટલા માટે આવા વિષયમાં ચિત્તને પરોવી રાખવાથી શિથિલ પ્રકૃતિના લોકોને તો લાભજ છે અને તેમને માટે આવું વાચન ઘણુંજ ઉપયુક્ત છે."

"(૧૧) નાનપણથીજ આ સાધુમંડળ પ્રતિ મારા અંતરમાં અહેતુકી પ્રેમ ઊભરાયાજ કરે છે અને તેમની કથાઓ સાંભળવામાં મારા મનને ઘણોજ આનંદ થાય છે; આ સંતોની કથાઓને લખીને પ્રકટ કરવાનું આ પણ એક કારણ છે. વર્તમાન સમયમાં એવી સ્થિતિ થઇ ગઇ છે કે, એ બધા મહાપુરુષોની વચનપ્રણાલી સંપૂર્ણ રીતે આચ્છાદિત થઇ ગઇ છે. હાલ તો પોતાનાં ધર્માચરણોનું અભિમાન રાખનારા, બાહ્ય આચારોમાં પોતાની જાતને બાંધી રાખનારા લોકો આધ્યાત્મિક જીવન ગાળનારા સંતોના વેશમાં ખૂબ પ્રસિદ્ધિ પામી રહ્યા છે. વિશુદ્ધાત્મા લોકો હાલમાં રાતારંગના ગંધકની જેમ દુર્લભ થઇ ગયા છે. મહર્ષિ જ્વનિદે સાધુપ્રવર શ લિને એક વાર એવું કહ્યું હતું કે, 'જો તમારું એકાદ વચન સાંભળીને તમારી સાથે યુક્ત થાય એવો કોઇ પણ માણસ તમને આખા સંસારમાંથી મળી આવે તો તમે તેના વસ્ત્રનો છેડો પકડીજ રાખજો.

"(૧૨) મને જ્યારે એવું પ્રતીત થયું કે, અધમ લોકોએ ઉત્તમ લોકોને ભુલાવી દીધા છે, ત્યારે મેં લોકોત્તમ મહર્ષિઓનું સ્મરણ તાજું કરવાના હેતુથી 'તેજકરતોલ આલિયા" એ નામનું પુસ્તક રચીને પ્રકટ કરી દીધું. તેની સહાયતા વડે ધર્મની બાબતમાં દરિદ્ર લોકો સ્વર્ગીય સંપત્તિથી સંપન્ન થયેલા મહાત્માઓને યાદ કરવા લાગશે. વનવગડામાં કે રણમાં કોઇ એકાંત સ્થાનમાં નિવાસ કરનારા મહાત્માઓની તેઓ શોધ કરવા લાગશે અને તેમના પ્રતિ અનુરાગયુક્ત થશે. તેમના સંગમાં આવીને બેસવાથી તેમની ધર્મસંપત્તિરૂપી પાવક—પવનના સ્પર્શથી એવા લોકોનો પણ ભાગ્યોદય થવા માંડશે."

"(૧૩) આવા મહાત્માઓનાં વચનો અને જીવનચરિત્રો માનવજાતિને માટે અતિ કલ્યાણપ્રદ સિદ્ધ થયાં છે, તેનાં કારણો નીચે પ્રમાણે છેઃ—"

"(૧) આવી કથાઓ માણસના હૃદયમાં ઘર કરી રહેલી સંસારાસક્તિની આગને હોલવી નાખે છે, (૨) તેમને પરલોકનું સ્મરણ કરાવી દે છે, (૩) તેમનાં હૃદયમાં ઈશ્વરપ્રેમનો અભ્યુદય કરાવી દે છે, (૪) આવી કથાઓ સાંભળનારાઓ પોતાને સારુ પરલોકનું ભાથું એકઠું કરવા લાગે છે અને (૫) આના કરતાં વધારે ઉત્તમ ગ્રંથ

કોઇ છેજ નહિ, એવું કહેવામાં કશી હરકત નથી; કારણ કે એ મહર્ષિઓની કથાઓ કુરાન અને હદીસના ઉપર ભાષ્ય સમાનજ છે. આ પુસ્તકને વિષે એવું પણ વાજબી રીતે કહી શકાય કે, આવાં પુસ્તકો નામર્દને પણ મર્દ બનાવી દે છે."

"આવાં કેટલાંક કારણોને લીધે આવી જાતનાં પુસ્તકોનું યથાવિધિ વાચન કરવાથી મહત્ ફલ પેદા થાય છે. એકવાર હું મજદુદ્દીન બારજમીની પાસે ગયો હતો. તેમની પાસે જઇને જોઉં છું તો તેઓ અશ્રુપૂર્ણ નેત્રે બેસી રહ્યા હતા. મેં તેમને પૂછ્યું, 'કુશળ તો છો ને ?' તે બોલ્યાઃ સુસમાચાર–પ્રદાતા× ધર્મપ્રવર્તકોના જેવા અલૌકિક ગુણસંપન્ન મહાત્માઓ અને ધર્મવીરો આપણા ઇસ્લામી મંડળમાં પણ હતા. બનિઇઝરાયેલ કુળના પયંગબરોના જ્ઞાનવાન સંતો પણ આપણા સમાજમાં હતા.' આટલું બોલીને તે થોડી વાર ચૂપ રહ્યા, પછી પાછા તે બોલી ઉઠ્યા, 'મેં ગઇ કાલે રાત્રે એવી પ્રાર્થના કરી હતી કે 'હે પ્રભો ! તમે કોઇ પણ કારણોને અધીન થતા નથી, તમે ઇચ્છામય છો, પૂર્ણ સ્વતંત્ર છો, પણ મારી એટલી પ્રાર્થના છે કે, મને એ મહર્ષિઓના મંડળમાં સામેલ કરી દો.' આવી મેં પ્રાર્થના કરી છે અને મારી પ્રાર્થનાનો પ્રભુ સ્વીકાર કરે એ બનવા જોગ છે."



× મુસલમાનો અને ખ્રિસ્તીઓ પોતપોતાનાં શાસ્ત્રોને અનુક્રમે સુસમાચાર અને ગૉસ્પેલ કહે છે. —સેવાનંદ

# अनुक्रमणिका

| ક્રમાંક | નામ | પૃષ્ઠાંક |
|---|---|---|

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૭ | ૨૨ | સહિષ્ણુંતારૂપી | સહિષ્ણુતારૂપી |
| ૫૮ | ૧૭ | અટલે | એટલે |
| ૬૦ | ૧૫ | લૂંટરાઓએ | લૂંટારાઓએ |
| ૬૬ | ૩૨ | આત્મોત્સોર્ગની | આત્મોત્સર્ગની |
| ૬૭ | ૩૨ | પાર્થના | પ્રાર્થના |
| ૭૪ | છેલ્લી | આપે છો | આપો છો |
| ૯૫ | ૧૧ | અશ્રિત | આશ્રિત |
| ૧૦૦ | ૨૫ | **મન્નિન્ડ્યા** | **મન્નિન્દ્યા** |
| ૧૪૭ | ૨૦ | રથાન | સ્થાન |
| ૧૫૧ | ૧૦–૧૧ | કુરાનનમાં | કુરાનમાં |
| ૧૬૩ | ૧૩ | વિધાગુરુની | વિદ્યાગુરુની |
| ૧૮૭ | ૨–૩ | પ્રકારરની | પ્રકારની |
| ૨૦૨ | ૩૧ | ઉપનું | ઉપરનું |
| ૨૦૫ | ૬ | ઇલાહહ ઇલ્લિલ્લા" | ઇલાહ ઇલ્લિલ્લાહ" |
| ૨૦૯ | ૧૬ | ખુરાસનથી | ખુરાસાનથી |
| ૨૧૮ | ૨૭ | વળવાનું | વાળવાનું |
| ૨૨૦ | ૨૨ | લાકોની | લોકોની |
| ૨૩૧ | ૧૫ | પાપ્ત | પ્રાપ્ત |
| ૨૩૭ | ૩૩ | તેન | તે |
| ૨૫૩ | ૨૯ | પાસે નાસે | પાસે |
| ૨૫૪ | ૩૧ | લૂંગડાં લત્તાંને | લૂગડાં લત્તાંને |
| ૨૬૮ | ૭ | મહેવા | કહેવા |
| ૨૭૬ | ૨૪ | પસન્ન | પ્રસન્ન |
| ૨૮૬ | ૯ | ફિરેસ્તાએ | ફિરસ્તાએ |
| ૨૯૬ | ૫ | –એ તેવું | તેવું |
| ૨૯૬ | છેલ્લી | આવ્યો | આપ્યો |
| ૩૦૯ | ૧૩ | સાંભળીનને | સાંભળીને |
| ૩૨૮ | ૨૯ | રાખવાળાઓ )નો | રાખવાવાળાઓ )નો |
| ૩૨૯ | ૭–૮ | આજ્ઞાકરી પણું | આજ્ઞાકારીપણું |
| ૩૩૩ | ૬ | ઊંચામાં ઊંચામાં | ઊંચામાં ઊંચા |
| ૩૪૭ | ૨૮ | બળહીન | બળહીન થઇ |
| ૩૭૨ | ૧૮ | ઉપર | ઉપરથી |
| ૩૭૩ | ૨૯ | ઉત્પન્ન | ઉત્પન્ન |

૩૪

| | | | |
|---|---|---|---|
| ૩૭૪ | ૧૫ | ૧૧ | ૧૦–૧૧ |
| ૩૭૬ | ૧૭ | ચરિત્યમાં | ચરિત્રમાં |
| ૩૮૧ | ૧૨ | રાજોઓ | રાજાઓ |
| ૩૮૯ | ૧૯ | દસ્તક | દસ્કત |
| ૪૦૦ | ૨ | આનંદોત્સ્વના | આનંદોત્સવના |
| ૪૦૨ | ૭ | ક્રોધથી | ક્રોધ |
| ૪૨૯ | ૨૪ | અતુરાગની | અનુરાગની |
| ૪૩૬ | ૩૦ | દીધો ? | દીધોઃ |
| ૪૩૮ | ૨૦ | લેવાંનું | લેવાનું |
| ૪૫૭ | ૧૫ | ને રાહેબ | તે સાહેબ |
| ૪૫૮ | ૧૭ | કરીને | કરી |
| ૪૬૯ | ૩૦ | થંકની | થૂંકની |
| ૪૯૪ | ૧૦ | રાખતાં | રાખતા |
| ૪૯૫ | ૨૪ | નમ્રપ્રણે | નમ્રપણે |
| ૫૦૧ | ૫ | હશે | હવે |
| ૫૦૮ | ૬ | શાસ્ત્રવિહત | શાસ્ત્રવિહિત |
| ૫૧૯ | ૭ | ગૂટ | ગૂઢ |
| ૫૩૧ | ૫ | ખને | અને |
| ૫૩૪ | ૫ | લીધાં | લીધા |
| ૫૫૩ | ૧૪ | મનુષ્યત્વનો | મનુષ્યત્વનો ભાવ |
| ૫૭૦ | ૨૬ | દર્શવો | દર્શાવો |
| ૫૮૨ | ૩૦ | લાની | લાગી |
| ૫૮૨ | ૩૧ | માગી | માની |
| ૫૮૩ | ૨૧ | તેને | તેણે |
| ૫૯૨ | ૩૨ | એહિક | ઐહિક |
| ૫૯૪ | ૨૧ | અસક્તિને | આસક્તિને |
| ૫૯૫ | ૨૫ | તથી. | નથી. |
| ૫૯૭ | ૧૨ | કર હતી. | કરી હતી. |
| ૬૦૮ | ૧૬ | પોતાને | પોતાના |
| ૬૩૪ | ૨૨ | સાત્ત્વિકાતાપૂર્ણજ | સાત્ત્વિકતાપૂર્ણજ |
| ૬૩૯ | ૮ | ધણી | ધૂણી |
| ૬૪૦ | ૨૩ | શકશે ફે | શકશે કે |
| ૬૪૩ | ૩૨ | તિન | તિત |
| ૬૪૪ | ૨૮ | બેલાવે | બોલાવે |
| ૬૬૪ | ૧૭ | અધર્માં | અધમમાં |
| ૬૬૯ | ૧૧ | માંટે | માટે |
| ૬૭૧ | ૨૩ | પ્રાર્થ | પ્રાર્થના |

# 'इस्लामनी ओळख'

[" ઇસ્લામની ઓળખ" નામે એક નાનું પુસ્તક શ્રીયુત કરીમ મહમદ માસ્તર ( એમ. એ. એલ. એલ. બી. વકીલ, મુ. નડિયાદ) તરફથી સંવત ૧૯૯૩માં બહાર પડેલું છે. ( પૃષ્ઠ ૧૯૦ મૂલ્ય ૧ ). તે પણ એ ધર્મની ખૂબીઓ જાણવા માટે ઠીક ઉપયોગી છે. એ પુસ્તકની પ્રસ્તાવના ઇત્યાદિમાં લખાયલી કેટલીક હકીકત સૌ કોઇએ ધ્યાનમાં રાખવા જેવી હોવાથી તે નીચે આપી છે. —ભિક્ષુ અખંડાનંદ]

" સ્વતંત્ર કૃતિઓ રચવા કરતાં ભાષાંતરો કરવાં કેટલાં કઠિન છે, તે સહાનુભવીઓ સહજ સમજી શકશે. બીજાઓએ કોઈ પણ અવતરણને માત્ર ગદ્યમાંજ ઉતારી અખતરો અજમાવી જોવો બસ થશે. મૂળ કૃતિનો નૈસર્ગિક ભાવ ભાષાંતરમાં દશ્ય કરાવી શકનાર કોઈ વિરલજ હોય છે. પરભાષામાં પારિભાષિક શબ્દોના અભાવે મુશ્કેલીનું પ્રમાણ વધે છે. વળી, ધાર્મિક વિષયોપરત્વે, અનુયાયીઓની નાજુક લાગણીઓ ( સેન્ટીમેન્ટ્સ )નો વિચાર કરતાં ભાષાંતરકાર્ય કેટલું સાહસ છે, તે કલ્પી શકાશે. તેમાંયે મુસ્લિમોની ધર્મચુસ્તતા તો જગજાણીતી છે. સંકુચિત વિચારના ( ઑર્થોડૉક્સ ) મૌલવીઓએ તેને પોષી, પ્રસારી છે. ઇસ્લામ સંબંધી હિંદુ–મુસલમાનો વચ્ચે સમજફેર, બલ્કે ગરસમજ થાય છે, તે આ મૌલાનાઓને આભારી છે ! ખુદ મુસ્લિમોમાં પણ અનેક વિકૃત માન્યતાઓ આવા ઉલમાઓ–(ડૉક્ટર્સ ઇન રિલીજિયન)ની પ્રસાદી છે ! "

× × × ×

" હિંદુઓને ઇસ્લામની અને મુસ્લિમોને સનાતન ધર્મની પરસ્પર ઓળખ થશે, ત્યારેજ હિંદના અર્વાચીન હિંદુ–મુસ્લિમ કલહો વિરામશે, એમ મારું દઢ માનવું છે. કોમી નેતાઓ ઐક્ય સ્થાપવા અનેક મંત્રણા કરે વા યોજના ઘડે, પરંતુ જ્યાંસુધી જનસમૂહ ( માસીસ ) પરસ્પર ધર્મપરત્વે અતિ અજ્ઞાત છે, ત્યાંસુધી આવા પ્રયત્નો નિષ્ફળ જાય એ સ્વાભાવિક છે. "

× × × ×

" પયગંબરો અને વલી ઓલિયા વગેરે માટે મુસ્લિમો હમેશાં તેમના નામ સાથે માનસૂચક શબ્દો વાપરે છે. તેમાં હજરત, સલ, અલ, રદી મુખ્ય છે. ' હજરત ' હિંદુ 'શ્રી'ને મળતો છે; ' સલ ' એ સલ્લલ્લાહો અલયહે વ સલ્લમઃ ' તેમના ઉપર અલ્લાહની સલામ

હો !' એનું ટૂંકું રૂપ છે. આ ઉદ્દગાર હમેશાં હજરત મહમ્મદ પયગંબર સાહેબ(સલ૦)ના નામ સાથેજ જોડવામાં આવે છે. બીજા પયગંબરોનાં નામ સાથે 'અલ' જોડાય છે; તે અલયૂહિસ્સલામઃ 'તેમના ઉપર (અલ્લાહની) સલામ હો !' એનું ટૂંકું રૂપ છે. 'રદી' એ રદી અલ્લાહો તઆલા અન્હોઃ 'અલ્લાહ તઆલા તેમના ઉપર રાજી રહો !' એનું ટૂંકું રૂપ છે. આ ઉદ્દગાર ઇમામો, વલી, ઓલિયા વગેરે બુઝુર્ગો (સંતપુરુષો—હોલી પર્સન્સ) સાથે જોડાય છે. હજરત અલીના નામ સાથે હમેશાં કરમ અલ્લાહો વજહૂઃ 'અલ્લાહની ઉદારતા તેમના પર હો !' એ જોડાય છે. તેનું ટૂંકું રૂપ 'કરમ' છે. આવા માનસૂચક ઉદ્દગાર વિના કોઈ બુઝુર્ગનું નામ લેવું એ ઇસ્લામ અને મુસ્લિમોની નજરે અતિ અપમાન ગણાય છે. હિંદુ લેખકોએ આ બાબત ખાસ ધ્યાનમાં લેવા જેવી છે."

ઉપરોક્ત પુસ્તકનો ટૂંક ઉપોદ્ઘાત નડિયાદના સેશન્સ જજ સૈયદ મે૦ ઈ૦ કાદરી સાહેબે લખ્યો છે. તેમાંનો પણ એક પૅરો અહીં આપીએ છીએ.

"ડૉ. એની બિસેંટે ઇસ્લામ ઉપરનાં પોતાનાં કેટલાંક વિદ્વત્તાભર્યાં ભાષણોમાં કહ્યું છે કે "ઇસ્લામ વિષે દુનિયાના સર્વ ધર્મોમાં સૌથી વધારે ગેરસમજ અને દ્વેષ પ્રસરેલાં છે અને મુસ્લિમોની ફરજ છે કે, ઇસ્લામનાં સત્ય મૂળતત્ત્વો અને તેમના પયગંબરના જીવનની પવિત્રતા વિષે તેમણે પુસ્તકો પ્રગટ કરવાં જોઇએ. કોઈ પણ સામાન્ય પરંતુ નિષ્પક્ષપાત નિરીક્ષકને ઇસ્લામનાં ત્રણ મહાન તત્ત્વો અતિ વિશિષ્ટતાથી તાદશ્ય થશે. પ્રથમ એ કે, ઇસ્લામ સકળ સૃષ્ટિપ્રતિ શાંતિ અને સમભાવ પ્રેરતો ધર્મ છે. કુરઆને પાકમાં ફરમાવ્યું છે કે 'ઇસ્લામમાં જુલ્મ નથી.' દ્વિતીય સિદ્ધાંત, પાક પરવરદિગારની પરમ દયા અને કૃપામાં શ્રદ્ધા રાખવા સંબંધી છે. તૃતીય બોધ, સ્ત્રીજાતિના સમાજમાં હક્ક અને સ્થાનપરત્વે છે."

---

# १–इस्लामनुं हृदय

[ "ઇસ્લામ ધર્મ જોખમમાં છે" એવા ચિત્કાર પાડીને પ્રજાના અનેક દુશ્મનો અજ્ઞાન કોમીજનોને ઝનૂન ચઢાવી રહ્યા છે. બીજી બાજુ હિંદુભાઇઓમાં પણ મુસ્લિમ ભાઇઓના આવા પોકારથી એવી માન્યતા પ્રવર્તે છે કે, "કાફરોની કતલ" તો કુરાને-શરીફનુંજ ફરમાન હોવાથી, હિંદુ–મુસ્લિમો વચ્ચે આચાર-વિચારોની સમાધાનીજ અશક્ય છે. બન્ને દૃષ્ટિઓ પર વળેલાં પડળ ભેદવા બંગાળાના જાણીતા મુસ્લીમ અને સ્વરાજદળના આગેવાન મૌલવી વાહીદ હુસેન બી. એલ, એમ. એલ. સી. કુરાને-શરીફમાંથી નીચે લખ્યાં સ્નેહ-સૂત્રો ટાંકે છે તથા ખલીફાઓનો બિનમુસ્લિમ કોમો-પ્રત્યેનો વર્તાવ વર્ણવે છે. કોમી ભાઈઓના રોષ કે રાજીપાની પરવા છોડીને એણે બતાવેલું નગ્નસત્ય ધન્યવાદને પાત્ર છે.—અ૦ 'સૌરાષ્ટ્ર'

## ખલીફા ઓમરની ન્યાયબુદ્ધિ

ઇતિહાસનો પ્રત્યેક અભ્યાસી જાણે છે કે, ઇસ્લામી ખલીફાઓને અનેક દેશો ઉપર વિજય મળતી વખતે ખ્રિસ્તી, યાહુદી અને પારસી જેવી સંખ્યાબંધ બિન-મુસ્લિમ પ્રજાઓ સાથે વ્યવહાર કરવાના નિયમો ઘડવા પડેલા છે. દૃષ્ટાંત દાખલ, સર કરેલા પ્રદેશોમાંના ખ્રિસ્તી પ્રજાજનો પોતાના પવિત્ર ધર્મનિશાન ક્રોસને વાજિંત્રના નાદ સાથે સવારીમાં કાઢતા. તેઓનાં દેવાલયોમાં, બંદગી અર્થે મેદનીને એકઠી કરવા માટે ઘંટાના અને શંખના નાદ પણ કરવાનો ક્રમ હતો. ખલીફા હજરત ઓમરનાં ત્રણ ફરમાનો, પોતાને કબજે પડેલી પ્રજાની ધાર્મિક લાગણી પ્રત્યેના તે નામદારના વિનયશીલ વર્તાવની સાક્ષીરૂપે શોભી રહ્યાં છે.

૧–ઝીમ્મીઓને (ઇસ્લામના તાબેદાર બિન મુસ્લિમોને) ફક્ત નમાઝના સમય સિવાય, દિવસે યા રાત્રે–ચાહે તે સમયે–શંખનાદ કે ઘંટનાદ કરવાની છૂટ છે. (કિતાબ–ઉલ–ખેરાજ, પૃષ્ઠ ૮૬)

૨–ઝીમ્મીઓને, મુસ્લિમોની સભા સિવાયની બીજી હરકોઇ જગ્યાએ પોતાના 'ક્રોસ'ની સવારી કાઢવાની મંજારી છે. (કિતાબ ઉલ–ખેરાજ, પૃષ્ઠ ૮૦)

૩–ઝીમ્મીઓને, મુસ્લિમ લત્તાઓમાં થઇને ડુક્કરો લઇ જવાની મનાઇ છે.

માત્ર ઉપર લખ્યા એવા થોડાએક પ્રતિબંધો સિવાય તો ખલીફા ઓમર પોતાના લગભગ તમામ કોલકરારોમાં, પોતાની જીતેલી પ્રજાને બીજી તમામ ધાર્મિક ક્રિયાઓની સ્વતંત્રતા સોંપતા; તેમજ તેઓના જાન–માલની સંપૂર્ણ સહીસલામતીની ખોળાધરી લેતા. જર્જાન

અઝરબૈઝાન, મકવાનં આદિ પ્રદેશોની બિનમુસ્લિમ પ્રજાઓ સાથે થયેલા કોલકરારોમાં નીચેની એક કલમ લખેલી માલૂમ પડે છેઃ–

"તમારા જાન–માલની તેમજ ધર્મ અને રીત–રિવાજોની સહીસલામતીનો કોલ દેવામાં આવે છે અને તેમાંના એકેયની અંદર કશોય ફેરફાર કરવામાં નહિ આવે." (ટિબ્રી, પૃષ્ઠ ૯૬૫૦–૨૬૬૨.)

વાચકોને રખે કંટાળો આવે તેટલા ખાતર, તવારીખની અંદરનાં બીજાં દૃષ્ટાંતો ન ટાંકતાં, હું ખુદ કુરાન અને હદીસનાંજ અસલ સૂત્રો પર આવું છું, કે જે પરથી એકજ દેશમાં અને એકજ પાડોશમાં વસતા બિનમુસ્લિમો પ્રત્યે મુસ્લિમોનો શો વર્તાવ હોઈ શકે તેની પ્રતીતિ થાય છે. નીચેનાં અવતરણો પરથી ઇસ્લામનો પોતાના પાડોશીઓપ્રત્યેનો વર્તાવ તથા તેઓનો પરસ્પરનો સામાજિક અને ધાર્મિક વ્યવહાર નક્કી થાય છે.

## કુરાનના સ્નેહમંત્રો

બિનમુસ્લિમોને સંબોધી તથા ધાર્મિક મતભેદોને ઉદ્દેશીને એ પવિત્ર ગ્રંથ ભાખી ગયેલ છે કેઃ–

૧–તમારી વચ્ચે ઇન્સાફ સ્થાપવાની મને આજ્ઞા છે. ખુદા જેમ મારો ખાવિંદ છે, તેમ તમારોયે છે. અમારાં કૃત્યો અમારા નામ પર લખાશે અને તમારાં કૃત્યો તમારા નામ પર; માટે અમારી અને તમારી વચ્ચે ઝઘડાખોરી રહેવા દો, કેમકે કયામતને દિન ખુદા આપણુ સૌને બોલાવશે ને આપણે એની હજૂરમાં હાજર થઇશું. (–પ્રકરણ ૧૩)

૨–બોલો, ઓ નાસ્તિકો! તમે જેને પૂજશો તેને હું નહિ પૂજું, તેમ હું પૂજીશ તેને ભલે તમે ન પૂજજો. મારો ધર્મ મને મુબારક રહો ને તમારો તમને મુબારક.

૩–ખુદાની ઇચ્છા હોત તો તેઓ બુતપરસ્તી (મૂર્તિપૂજા)નો ગુનો ન કરત; પરંતુ તને કાંઇ અમે તેઓનો ચોકીદાર નથી નીમ્યો તેમ તું તેઓનો રક્ષક પણ નથી; માટે તેઓ જેને પૂજી રહ્યા છે તે મૂર્તિઓને તું મા ધિક્કારજે; કારણ, રખેને તેઓ પણ અજ્ઞાનમાં ને અજ્ઞાનમાં ખુદાને ધિક્કારવા લાગે. આ રીતે અમે દરેક પ્રજાનાં કર્તવ્યો નક્કી કરેલાં છે. આખરે તેઓ ખુદાની હજૂરમાં હાજર થશે અને ખુદા તેઓને તેઓનાં પુણ્ય–પાપ સંભળાવશે.

૪–ઇઝરાઇલનાં બચ્ચાંઓને અમારો આદેશ છે કે, મનુષ્યવધના અગર દેશમાં રમખાણ મચાવવાના અપરાધી સિવાયના કોઇ પણ જીવાત્માને જે કોઇ કતલ કરશે, તેણે આખી ઇન્સાન જાતને કતલ કર્યા બરોબર ગણાશે; અને જે કોઇ એક જીવાત્માને પણ જીવતો બચાવશે, તેણે આખી માનવજાતની જિંદગીઓને બચાવ્યા બરોબર મનાશે. (–પ્રકરણ ૫)

૫–ખુદાને તમારા સોગંદનું સાધન ન બનાવજો, કે જેથી

તમે ન્યાયપરાયણ અને પ્રભુપરાયણ રહી શકશો અને ઇન્સાનની સાથે સુલેહ કરજો, કેમકે ખુદા તો એ છે કે, જે સાંભળે છે અને જાણે છે. (–પ્રકરણ ૨)

## કોમી મહોબતનાં સૂત્રો

૧–તમારાં માતાપિતા, સગાંવહાલાં, નિરાધાર બાળકો, ગરીબો તમારાં કુટુંબી–પાડોશીઓ તેમજ અજાણ્યાં પાડોશીઓ, તમારા દિલોજાન દોસ્તો તેમજ વટેમાર્ગુઓ અને તમારે જમણા હાથે કેદ પડેલાં પ્રાણીઓ (ભલે પછી તેઓ ગુલામો હોય, ઘોડા હોય વા ઘરનાં પશુઓ હોય, તે તમામ) પ્રત્યે દયા દાખવો. ખુદાને આવાં મનુષ્યોજ પ્યારાં છે. મગરૂબો અને મિથ્યાભિમાનીઓ કે જેઓ (સત્તા ને દોલતના) ભૂખ્યા છે તેમજ બીજા માણસોને એવી ભૂખ તરફ દોરે છે, તેઓ ખુદાને પ્યારા નથી.

૨–ઓ સાચા આસ્તિકો! ખુદાની સામે સાહેદ તરીકે ખડા થાઓ ત્યારે ઇન્સાફની રાહે ચાલજો. કોઇ પણ ઇન્સાન તરફના ધિક્કારથી દોરાઇને ગેરઇન્સાફ ન કરજો. અદલ વર્તન રાખજો. અદલને રસ્તેજ તમે પ્રભુતાની નજીક પહોંચશો. ખુદાનો ખોફ રાખજો; કેમકે ખુદા તમારા દરેક કૃત્યથી વાકેફ છે. (–પ્રકરણ ૧૧–૧૨)

૩–ખુદાનાં પ્રાણીઓનું ભલું કરજો; કેમકે ભલું કરનારાઓ ખુદાને પ્યારા છે. (–પ્રકરણ ૨–૯૧)

૪–ભલાઇનાં અને સાધુતાનાં કાર્યોમાં લોકોને તમારી મદદ અને દિલસોજી દાખવજો, પણ બુરાઇ અને ધિક્કારના કામમાં કોઇને મદદ ન કરશો.

૫–પોતાના બાંધવ ઇન્સાનના હક્કોનું ઉથાપન કરનાર માણસને ખુદાની એકતા ઉપર યકીનજ ન હોઇ શકે.

૬–તમારામાંનો કોઇ પણ ઇન્સાન જ્યાંસુધી પોતાના ભલાની માફક પોતાના બંધુ ઇન્સાનનું પણ ભલું ચાહતો નથી, ત્યાંસુધી એ ખુદામાં ન માનનારો નાસ્તિકજ છે.

("સૌરાષ્ટ્ર" તા. ૧૨–૬–૨૬ ના અંકમાંથી)

---

# २–हजरत मोहम्मद साहब (सल०) और हलीमा

(લેખકઃ–શ્રી. જહુરબખ્શ, "હિંદી–કોવિદ")

હમારે દેશ હિંદુસ્થાન મેં લગભગ સાત કરોડ મુસલમાન રહતે હૈં. જાનતે હો, યે લોગ કૌનસા ધર્મ માનતે હૈં? યે લોગ મુસ્લિમ ધર્મ માનતે હૈં ઔર ઇસી સે મુસલમાન કહલાતે હૈં. મુસલમાન લોગ કેવલ એક ઈશ્વર કો હી માનતે હૈં ઔર હઝરત મોહમ્મદ સાહબ (સલ.) કો ઉસ કા પૈગંબર (ઈશ્વર કા દૂત) સમઝતે હૈં.

મુસ્લિમ ધર્મ મોહમ્મદ સાહબ (સલ.) હી ને ચલાયા હૈ. આપ કા જન્મ લગભગ ૧૪૦૦ બરસ પહલે અરબ દેશ કે મક્કા નગર મેં હુઆ થા. આપ કે પિતા કા નામ અબ્દુલ્લા ઔર માતા કા નામ અમીના થા. આપ જિસ જાતિ મેં પૈદા હુએ થે, વહ કુરૈશ કહલાતી થી. યહ જાતિ મક્કા નગર ઔર ઉસ કે આસપાસ કે પ્રદેશ મેં બસતી થી. યહ જાતિ અરબભર મેં સબ જાતિયોં સે બઢ ચઢ કર થી. અરબી લોગ ઇસ જાતિવાલોં કા બડા આદર કરતે થે.

યહાં હમ તુમ્હેં મોહમ્મદ સાહબ (સલ.) કી એક અચ્છી કહાની સુનાતે હૈં. કુરૈશ જાતિ કી સ્રીયોં મેં યહ નિયમ થા કિ વે બચ્ચે કે પૈદા હોને કે બાદ ઉસે પાલને-પોષને કે લિયે મક્કે કે બહાર કી કિસી સ્રી કો સૌંપ દેતી થી. ઇસ સે યહ લાભ હોતા થા કિ બચ્ચા મક્કે કી બૂરી હવા સે બચતા ઔર મરુસ્થલ કી અચ્છી હવા મિલને સે તંદુરસ્ત હો જાતા થા. અમીના ને ભી નન્હે સે મોહમ્મદ કો હલીમા નામ કી સ્રી કો સૌંપ દિયા.

હલીમા બરીસદ જાતિ કી થી. વહ હજરત મોહમ્મદ (સલ.) કો મક્કે સે બાહર અપને સ્થાન કો લે ગઇ. હલીમા મોહમ્મદ (સલ.) કો અપના દૂધ પિલાતી ઔર બડે પ્યાર સે ઉનકા પાલન-પોષણ કરતી થી. જબ મોહમ્મદ સાહબ (સલ.) કી ઉમ્ર દો બરસ કી હો ગઇ ઔર ઉન્હોંને દૂધ પીના છોડ દિયા તબ હલીમા ઉન્હે લેકર અમીના કે પાસ ગઇ. મરુસ્થલ કી હવા મિલને સે મોહમ્મદ સાહબ (સલ.) ખૂબ મોટે તાજે હો ગયે થે. અમીના ઉનકો દેખ કર બહુત ખુશ હુઇ. ઉન્હોંને હલીમા સે કહા "બહિન! મૈં મક્કે કી હવા સે બહુત ડરતી હૂં; અગર બેટે કો તુમ થોડે દિન ઔર અપને હી પાસ રકખો તો બડી કૃપા હોગી. મૈં તુમ્હારી બડી ભલાઈ માનૂંગી" હલીમા રાજી હો ગઇ ઔર મોહમ્મદ સાહબ (સલ.) કો ફિર અપને યહાં લે ગઇ. જબ વે ચાર બરસ કે હો ગએ ઔર કિસી તરહ કા ખટકા ન રહા, તબ અમીના ને ઉન્હેં અપને પાસ બુલવા લિયા.

મોહમ્મદ સાહબ (સલ.) હલીમા કો બહુત ચાહતે થે ઔર ઉસ કો માતા કે સમાન સમઝ કર ઉસ કા બડા હી આદર કરતે થે. વે હલીમા કો કભી ન ભૂલતે થે. ઉસ કી સેવા કે લિયે હમેશાં તૈયાર રહતે થે. એક બાર અરબ મેં ભારી અકાલ પડા, લોગ ભૂખોં મરને લગે. બેચારી હલીમા પર ભી આફત આઇ. તબ વહ મોહમ્મદ સાહબ કે પાસ પહુંચી ઔર બોલીઃ-"બેટા! અકાલ કા હાલ તો તુમ્હેં માલૂમ હી હૈ. મેરા હાલ ભી બૂરા હો રહા હૈ" મોહમ્મદ સાહબ (સલ.) ને જવાબ દિયાઃ-"માઁ! ફિક્ર કિસ બાત કી હૈ? મૈં તો હમેશ હી તુમ્હારી સેવા કે લિયે તૈયાર હૂં." અપને ઉસે એક ઊંટ, બહુત સી મેંઢે ઔર બકરિયાં તથા કુછ રૂપએ

ભી દિયે. હલીમા મોહમ્મદ સાહબ (સલ.) કો આશિષ દેતી હુઇ ઘર ચલી ગઇ. એક બાર કી બાત હૈ, હલીમા મોહમ્મદ સાહબ (સલ.) કે યહાં આઇ. મહમ્મદ સાહબ (સલ.) ઉસે દેખતે હી ઉઠકર ખડે હો ગએ. જલ્દી મેં જો આપકો ચટાઈ ન મિલી તો આપને ચટ સે સાફા ઉતારા ઔર ઉસે બિછા કર ઉસી પર હલીમા કો બિઠાયા. ઈસ કે બાદ આપને બડે પ્રેમ સે ઉસ કા હાથ અપની છાતી પર રકખા. મોહમ્મદ સાહબ (સલ૦) કી ઐસી ભક્તિ દેખ-કર હલીમા બડી ખુશ હુઇ ઔર વહ બાર બાર આપકો બડે પ્રેમ સે આશિષ દેને લગી.

ઉસ સમય અરબ કે લોગોં કી હાલત બહુત બૂરી થી. વે યહ ભી ન જાનતે થે કિ ઈશ્વર કિસ ચિડિયા કા નામ હૈ! ચોરી કરના, ઝૂઠ બોલના, આપસ મેં લડના-ઝઘડના, જરા જરા સી બાત પર આપસ મેં મારપીટ ઔર ખૂનખરાબી કરના ઔર શરાબ પીના-ઐસે હી ઐસે બૂરે કામોં મેં ઉન કે દિન બીતતે થે. ઉન કી યહ હાલત દેખકર મોહમ્મદ સાહબ (સલ૦) કો બડા રંજ હોતા થા. વે હમેશા યહી સોચા કરતે થે કિ યે લોગ અપની યે બૂરી આદતેં કૈસે છોડેંગે? અંત મેં વે હરા પર્વત પર જા કર તપસ્યા કરને લગે. બહુત દિન તપસ્યા કરને કે બાદ વે શહર મેં લૌટ આએ ઔર લોગોં કો ઉપદેશ દેને લગે:-"ઈશ્વર એક હૈ, ઉસી ને હમેં-તુમ્હેં પૈદા કિયા હૈ. ઉસ કી ભક્તિ કરના સબ લોગોં કા ધર્મ હૈ. દિન મેં પાંચ બાર નમાજ પઢના ચાહીએ ઔર કભી કભી રોજે ભી રખના ચાહીએ. શરાબ પીના, ઝૂઠ બોલના, આપસ મેં લડના-ઝઘડના-ખૂન-ખરાબી કરના યે સબ બૂરે કામ હૈં-ઇન સે ઈશ્વર નારાજ હોતા હૈ. સબ લોગ ભાઇ-ભાઇ હૈં; ઈસ લિયે આપસ મેં પ્રેમ સે હિલ-મિલ કર રહના ચાહિયે."

અરબ કે લાગોં કો મોહમ્મદ સાહબ (સલ૦) કી યે બાતેં બહુત બૂરી માલૂમ હુઇ ઔર વે આપ કો દુઃખ દેને લગે. બહુત દિન તક તો આપ દુઃખ સહતે રહે. અંત મેં અપને ઉન લોગોં કો રાસ્તે પર લાને કા બંદોબસ્ત કિયા. ઇસ કે લિયે આપ કો કંઈ બાર ઉન લોગોં સે લડના ભી પડા. એક બાર કી બાત હૈ કિ એક લડાઇ મેં મોહમ્મદ સાહબ (સલ૦) ને બહુત સે આદમિયોં કો કૈદ કર લિયા. પૂછ-તાછ કરને પર કુછ કૈદયોં ને કહા:-"હમ લોગ બરીસદ જાતિ કે હૈં. હલીમા હમારી હી જાતિ કી થી, જિસ કા દૂધ આપને પિયા હૈ." યહ સુનતે હી મોહમ્મદ સાહબ (સલ૦) ને ઉન લોગોં કો છોડ દિયા. ઈન કૈદિયોં મેં એક સ્ત્રી ભી થી. ઉસને મોહમ્મદ સાહબ (સલ૦) સે કહા:-"મૈં હલીમા કી બેટી હૂં. છુટપન મેં તુમ મેરે સાથ ખેલા કરતે થે. દેખો, મેરે હાથ મેં

ઉસ સમય તુમને કાટા થા, યહ ઉસકા નિશાન હૈ." યહ સુનતે હી આપ કી બચપન કી બાતેં યાદ હો આઇ. આપને ઉસ સ્ત્રી સે કહા:–"બહિન! તુમ મેરે પાસ રહના ચાહતી હો તો રહો ઔર ઘર જાના ચાહતી હો તો મૈં તુમ્હેં આરામ સે ઘર ભેજ દૂં." સ્ત્રી ને ઘર કો જાને કા હી વિચાર કિયા. તબ આપ ને ઉસે બહુત સા ધન દિયા ઔર દો આદમી સાથ દે કર ઉસે ઉસ કે ઘર પહુંચા દિયા.

હજરત મોહમ્મદ સાહબ (સલ.) મરતે તક હલીમા કા ઉપકાર નહીં ભૂલે. ઉસ કે નામ પર હી ઉન્હોંને ન જાને કિતને લોગોં કી ભલાઇ કી. હમ લોગોં કો ભી કિસીકી ભલાઇ ન ભૂલની ચાહીએ ઔર ભલાઇ કા બદલા ભલાઇ હી સે દેના ચાહીએ.

('મનોરમા'ના એક અંકમાંથી)

---

# ३–मुस्लिम भाइओ! कुराने–शरीफ बराबर वांचो

કલકત્તામાં હુલ્લડો થયા પછી બંગાળાના ગામેગામમાં તમે તબ્લીગ અને તંઝીમના પોકાર શરૂ કરી દીધા છે. હું તમારે માટે મગરૂર છું, પણ મહેરબાની કરીને આપ કુરાને–શરીફ બરાબર વાંચો અને આંધળિયાં ન કરો. "લા તુફસેદુફીલ અર્દ"–ફિસાદ મચાવો નહિ–આ શરિયતનું પાક ફરમાન છે અને આપ લોકો આ શાંત હિંદુસ્તાનમાં આજે ફિસાદ મિટાવવાને બદલે ફિસાદ મચાવી રહ્યા છો. હું પૂછું છું કે, આપને માટે આ કામ લાજિમ છે?

બિરાદરાન્! "સબ મેં ઝહૂર તેરા સબ મેં હી નૂર તેરા"–હિંદુ ઔર મુસલમાન અલ્લાહ તાલાની બનાવી હુઇ સરજતો છે–એ સૌમાં અલ્લાહ તાલાનું નૂર છે. મૌલાના સાહેબાન્! તમે ફિસાદ ઉઠાવીને શું કરવા ઇચ્છો છો? કલ્માએ તવહીદમાં કહ્યું છે કે, "લાએલાહા ઇલ્લલ્લાહ"–અલ્લાહ સિવાય કોઇ પૂજવાલાયક છે? હિંદુઓ પણ એજ કબૂલમંજૂર રાખે છે; પણ અલ્લાહે બનાવેલી સૌ ચીજ પૂજવાલાયક નહિ તો ચાહવાલાયક છેજ. હિંદુઓ એક બુદ્ધિશાળી અને વિચારવંતી પ્રજા છે. તેમની બુતપરસ્તીઓ અરબોની બુતપરસ્તી જેવી નથી. તમે તેમના મુલકમાં છો, તમારી સંખ્યા થોડી છે, આજની દુનિયામાં તમે તલવારથી કે બુતસીકન–ગીરીથી ઇસ્લામનો પ્રચાર કરી શકો તેમ નથી. તમારે ઇસ્લામનો પ્રચાર કરવો હોય તો તો તૌહીદથી કરો, શાંતિથી કરો; પણ હિંદુઓને ઉશ્કેરીને અગર દુઃખ દઇને કદી પણ કરી શકશો નહિ. શું હિંદુઓએ તમારી તરફથી બુએ વફાની ઉમેદ નહિ રાખવી? સાહેબાન્! હું લખું છું તેમાં સખતી હશે, પણ આપ લોકો તરફથી હિંદુઓ પર

આજે એવા જખમ પડે છે કે, આગળ ઉપર પણ હવે કદી હિંદુ-મુસલમાન ઇતેહાદ થશે કે નહિ તે સવાલ ઊભો થાય છે. આ ઇતેહાદમાં તફરકો નાખવાનો જુમ્મો, ઓ મૌલવી સાહેબાન્! આપના સર ઉપર છે.

હું આપને અરજ કરું છું કે, મારા મુસલમાન બિરાદરાન્! આપ હિંદુઓ સાથે મળો અને એમના વિચારોનું જ્ઞાન જુઓ. જેમ આપણા પાક દીન પર જૂઠાં ઇલ્ઝામ આવવાથી આપણા દિલ પર જખમ થાય છે, તેમ તેમને પણ થાય છે. ઇબ્ન સાઉદે કુબા અને મકરબાઓ તોડયા, તેથી આપણા દિલમાં કેવી આગ ફેલાઇ ગઇ હતી! મુસલમાન આલમમાં કેવી બદઅમની ફેલાઇ ગઇ હતી! તો હિંદુઓ પર આ જુલમ વર્તાવવાનું આપને કેમ ઝાયેઝ લાગે છે? સાહેબાન્! ફરીથી કહું છું કે, સખતી માફ કરજો, આ આપણાજ સાદા લોહીનો ભોળપણનો નતીજો છે. આપનો-સિકંદરઅલી ફિદવી

("હિંદુસ્થાન"ના એક અંકમાથી)

---

# ૪—સ્ત્રીજાતિવિષે મુસ્લિમ ધર્મનો ઉપદેશ

(કુરાને-શરીફ અને હદીસનો ઉપદેશ)

તારી જનનીને ચરણે સ્વર્ગ ખડું છે. સ્ત્રીઓના અધિકાર પાક લેખજે. તારી ઓરતોને મસ્જિદમાં આવવાની મના ન કરીશ. પત્નીપ્રત્યે અને કુટુંબપ્રત્યે જે સૌથી વફાદાર રહેશે, તે ખુદાનો પણ બંદો ગણાશે અને કરતારની સૃષ્ટિમાં એનું સ્થાન અજોડ રહેશે. સદ્‌ગુણી પત્ની એ માનવીની ઉમદા દોલત છે. ઓરત સાથેના વર્તાવમાં તું ખુદાની ખફગીનો ખ્યાલ રાખજે. એ તો તારી સહાયિકા છે, સહધર્મચારિણી છે. તેં એને પરવરદિગારના વિશ્વાસ પર સ્વીકારી છે. ધણીના ઘરમાં ધણિયાણી ગૃહરાણી છે. પવિત્ર અને પતિવ્રતા સ્ત્રી માનવજીવનનો અણમોલો શણગાર અને પરમાનંદ છે.

સ્ત્રીઓ પુરુષોની અર્ધાંગના છે, જનનીએ તને જન્મ આપ્યો છે, માટે તેને તું ભજજે. તેનું સન્માન કરવું એ ખુદાની અર્ચના કરવાસમાન છે.

પરાઇ પત્ની ઉપર કામી નજર નાખવી એ આંખનો વ્યભિચાર છે અને મનાઇ ફરમાવેલાં વચનો ઉચ્ચારવાં એ વાણીનો વ્યભિચાર છે. ખુદાના સોગન ખાઇને કહું છું કે, ખુદા વ્યભિચાર સમાન બીજા કોઇ પાપને ધિક્કારતો નથી.

("સૌરાષ્ટ્ર"ના એક અંકમાંથી)

---

# ૫–લગ્નવિષે કુરાનની આજ્ઞા

( લેખકઃ–શ્રી. એ. આર. મહમદ ઝાહીર )

**ઇસ્લામે કયા સંજોગોમાં બહુપત્નીવ્રતની છૂટ આપી છે? મુસ્લિમ દીનવિષે ગેરસમજુત ફેલાવતા પાદરીઓ.**

"ધી યંગ ઇસ્ટ" માસિક પત્રના ઓકટોબરના અંકમાં મિ. ટી. કીમુરા જણાવે છે કે, "મહમદે ઇસ્લામીઓને પાંચ કે છ સ્ત્રી કરવાની છૂટ આપી છે!"

અત્યારના આપણા નૈતિક સિદ્ધાંતો જોતાં આ જાતની પરવાનગી નીતિની ભાવનાને શિથિલ કરનારી દેખાય છે.

ખરી વાત એમ છે કે, હજરત મહમ્મદ સાહેબ (સલ૦) અને ઇસ્લામ વિષે સદીઓ થયાં ખ્રિસ્તી પાદરીઓ ખોટી અને આડે માર્ગે દોરવનારી હકીકતો રજૂ કરતા આવ્યા છે. આ ખ્રિસ્તી મિશનરીઓ સારી રીતે જાણે છે કે, ઇસ્લામના ડહાપણભરેલા બોધ સામે તેમનો ધર્મ ટકી શકે તેમ નથી, તેથી પોતાના અનુયાયીઓ સમક્ષ ઇસ્લામના ઉમદા અને સ્વચ્છ સિદ્ધાંતો રજૂ કરવાને બદલે આ મિશનરીઓ મુસ્લિમ ધર્મનાં ખોટાં રેખાચિત્રો રજૂ કરે છે, કે જેની સામે જોવું પણ ગમે નહિ. મિશનરીઓ ઇસ્લામના લગ્નના કાયદાઓ પર હુમલો કરી જણાવે છે કે, "મુસ્લિમ ધર્મમાં સ્ત્રીઓની હાલત સારી નથી." એમ બતાવીને તેઓ જણાવે છે કે, ઇસ્લામમાં બહુ સ્ત્રી કરવાની છૂટ છે. આ ખ્રિસ્તી પાદરીઓએ સમજવું જોઇએ કે, પયગંબર મહમ્મદ સાહેબ(સલ૦)ને પ્રેરણા થઇ અને તેમણે કુરાનનો આદેશ આપ્યો. એ કુરાન જયાંસુધી હસ્તીમાં છે, ત્યાંસુધી ઇસ્લામની વિરુદ્ધનો કોઇ પણ દાખલો ટકી કે ચાલી શકે તેમ નથી. કોઇપણ માણસ પવિત્ર કુરાન વાંચી શકે તેમ છે અને તેમાં સ્ત્રીઓને કેટલા અને કેવા હક્કો આપેલા છે તે પોતે જાતે જોઇ શકે તેમ છે. દિલગીરીની વાત એ છે કે, ઇસ્લામની વિરુદ્ધની ચળવળમાં જાપાનના લોકો પણ ફસાયા છે, કારણ કે જાપાનીસોને ઇસ્લામ વિષેની માહિતી ખ્રિસ્તી મિશનરીઓ મારફત મળે છે.

મજકુર લખાણમાં તેનો વિદ્વાન જાપાનીસ લખનાર કહે છે કે, ઇસ્લામમાં બહુ સ્ત્રી કરવાની છૂટ છે, પણ તે બરાબર નથી. ઇસ્લામ આખા જગત માટેનો ધર્મ છે અને દરેક દેશ અને દેશકાળને અનુકૂળ તે ધર્મ છે. પવિત્ર કુરાનની આજ્ઞાઓની સાથે તે માટેની જુદી જુદી શરતો પણ હોય છે.

પયગંબર સાહેબના જમાનામાં દરેક દેશમાં બહુ સ્ત્રી કરવાની

છૂટ હતી અને હજરત મહમ્મદ સાહેબે (સલ૦) તેમના મનુષ્યસ્વભાવના ઊંડા અભ્યાસથી જોયું કે, એ રિવાજ એકદમ બંધ કરવામાં આવશે, તો એક-પત્નીવ્રત દેશોમાં જે અનીતિ ચાલે છે, તેવી અનીતિ લોકોમાં ચાલશે; તેથી તેમણે ખુદાઇ પ્રેરણાથી આજ્ઞા આપી કે, દરેકને સરખી રીતે રાખી શકો તો બે, ત્રણ કે ચાર સ્ત્રીઓ પરણો; પણ દરેકને સરખી રીતે ન રાખી શકાય તો પછી એકજ ઓરત સાથે નિકાહ કરો. મહમદ સાહેબની આ આજ્ઞાનો પાદરીઓ ઊંધો અર્થ કરી બતાવે છે અને તેમણે દરેક પત્ની તરફ સરખી રીતે સમાનતાથી વર્તવા કહ્યું છે તે શરત ભૂલી જાય છે.

વળી એ પણ યાદ રાખવાની જરૂર છે કે, હજરત મહમ્મદ સાહેબ (સલ૦)ના જમાનામાં એક ખુનખાર લડાઇમાં ઘણા મુસલમાન મરદો મરાયા હતા અને વિધવા તથા સ્ત્રીઓની સંખ્યા વધી પડી હતી. હજરત મહમ્મદ સાહેબ (સલ૦) એક સાચા સુધારક હતા. તેમને અત્યારના જમાનામાં કુંવારીઓ માતા થાય છે તેવી સ્થિતિ ઇસ્લામી મુલકમાં નહોતી આણવી અને તેથીજ તેમણે વધી પડેલી સ્ત્રીઓ માટે જોગવાઇ કરવા મુસલમાનોને એક કરતાં વધારે સ્ત્રી કરવાની છૂટ આપી. હકીકત એ છે કે, ઇસ્લામી મુલકોમાં એક પત્નીવ્રતનોજ રિવાજ છે અને બહુ સ્ત્રીનો રિવાજ તો માત્ર અપવાદરૂપ છે. ઇસ્લામની આજ્ઞાને લીધે ખ્રિસ્તી મુલકો સાથે સરખાવતાં ઇસ્લામી મુલકોમાં છૂપા વ્યભિચાર અને અનીતિ કમી છે. મિ. કીમુરા જે એમ માને છે કે ઇસ્લામમાં વધુ સ્ત્રીઓ કરવાની ખાસ આજ્ઞા છે, એ તેમની ભૂલભરેલી માન્યતા છે.

(દૈનિક "હિંદુસ્તાન"ના એક અંકમાંથી)

---

# ૬—हजरत अली (रदी.)ना थोडाक सखुनो

(લેખકઃ-શ્રી. "મો-મી-ન")

"ડરો તો ખુદાથીજ ડરો." આ નાનકડા વાક્ય ઉપર, અમલ કરનારાઓ માટે હું કહું છું કે, એમાં બન્ને દુનિયાનું સર્વોત્તમ સુખ સમાયેલું છે; પણ ખુદાના થોડા બંદાઓ તે ઉપર અમલ કરે છે, તેનો ખ્યાલ કરતાં મને ભારે અફસોસ છૂટે છે. ખુદાનોજ ડર રાખવાના ઠરાવથી ભલાં વર્તનો, ભલાં કામો અને હકપરસ્તી ઉપર અમલ થઈ શકે છે; પણ આજે જેટલો ખુદાનો ડર રાખવામાં આવે છે, તે કરતાં વધુ ડર સત્તાના શોખીન શ્રીમંતોનો, ખોટે રસ્તે દોરવાઇ ગયેલા આગેવાનોનો અને આપખુદ સત્તાના શેઠિયાઓનો રાખવામાં આવે છે. આ સબબે ખુદા અને તેના રસુલ(સલ૦)નાં ફરમાનોને ભૂલી જવામાં આવે છે અને પો-

તાની ફરજને વિસારી દેવામાં આવે છે. આવા શખસો આ દુનિયામાંથી બોલ બોલતાંમાં કૂચ કરી જવાનું છે, એમ સારી પેઠે સમજવા છતાં તેઓ પોતાની ફરજ અદા કરી મુસાફરીનો સામાન તૈયાર કરવાને બદલે, આપખુદ સત્તાના શેખીનોના તાબેદાર બલ્કે ગુલામ બને છે.

હજરત અલી (રદી.)નું ફરમાન છે કે, "અય મુસલમાનો ! મરવા પહેલાં તમારાં દિલ દુનિયાથી જુદાં કરો. દુનિયામાં તમોને ફક્ત અજમાયશ માટે મોકલવામાં આવ્યા છે અને તમો આખેરત માટે પેદા થયા છો. જ્યાંસુધી ઇન્સાન દુનિયાને તુચ્છ સમજે નહિ, ત્યાંસુધી તેઓમાં નેક ખસલતો પેદા થતી નથી. જેઓ આ દુનિયામાં (નેકી છોડીને) ખુશ રહેશે, તેઓ આખેરતમાં હલાક થશે; અને જેઓ આ દુનિયામાં (પોતાના સાચાપણાના સબબે) પરેશાન રહેશે, તેઓની આખેરત ખુશખુશાલ નીવડશે. જેઓ માટે દુનિયામાં મુસીબતો અને સખ્તીઓ નથી, તેઓ માટે આખેરતમાં નિયામતો નથી."

× × × ×

મુસ્લિમ ભાઇઓ હજરત અલી (રદી.)ની આટલીજ કીમતી નસીહતો પ્રમાણે ચાલે તો મુસ્લિમ કોમનો મુકાબલો, કોઇ પણ વાતમાં મજાલ શી કે કોઇ પણ બીજી કોમ કરી શકે ? પણ જેમ જેમ કોમમાંથી ખુદાનો ડર ઓછો થતો જાય છે અને આપખુદ અને જુલમી સત્તાધિકારીઓ માટેનો ડર વધતો જાય છે, તેમ તેમ કોમની પડતી આવતી જાય છે.

હજરત અલી (રદી.)નું ફરમાન છે કે, "અફસોસ કે અય મુસલમાનો ! તમારી જિંદગી તમામ વહી ગઇ અને ગુના સિવાય આખેરત માટે તમોએ કાંઇ ભાતું ભેગું કર્યું નહિ અને હજી પણ તમારી ગફલતીઓનો એવો હાલ છે કે, નફસની લજ્જતો જે ફાની છે તેમાં તથા હીરસોહવસમાં તમો ગિરફતાર બની ગયા છો અને ખુદાના કલામ તથા હિસાબના દિવસોનો તમોએ બિલકુલ ખ્યાલ રાખ્યો નથી." બિલકુલ બરાબર છે. ખુદાનો કલામ તથા હિસાબના દિવસનો ખ્યાલ × × × હોત તો આજે કોમમાં મારે તેની તલવાર અને આપખુદી તથા જુલ્મનો દોર હાલની હદે વધીજ શકત નહિ.

હજરત અલી (રદી.)ના આ પણ કીમતી સખુનો છે કે "અય ઊંચી મેડી અને મહેલમાં વસનારાઓ ! ખબરદાર બનો, નજદીક છે તે દિવસ કે જે દિવસે તમો જમીનમાં દફન થશો અને ખાકમાં મળી જશો. હુશિયાર બનો કે એક ફિરસ્તો હમેશાં ખુદા તરફથી જમીનવાળાઓ અને દુનિયાવાળાઓને અવાજ આપીને કહે છે કે, અય ગાફિલો ! ખાબે ગફલતમાં કેમ પડ્યા છો ? શા માટે

મોટી મોટી ઇમારતો ઊભી કરવામાં ગુલતાન બની ગયા છો ? એ તો તમારા વખતની બરબાદીનો સામાન છે. તમો તો કબ્રમાં × × સૂવા માટે પેદા થયા છો અને તેમાં તમામ માટે જે ઉમદા ઉમદા ઇમારતો ઊભી કરો છો, તે તો એક દિવસે તમારાં મનથી નકામી અને બરબાદ થઇ પડશે."

છેવટે હજરત અલી (રદી.)એ કહ્યું છે કે, "અય લોકો ! ખબરદાર બનો કે દુનિયા આખરે ફાની થનાર એક મુસાફરખાના-સમાન છે. હંમેશ રહેનાર તો આખેરત છે; માટે આ મુસાફરખા-નાથી કાંઇ એવો નેક અમલ કરો કે આખેરતનું ભાતું થાય. અય મુસલમાનો ! જે ખુદાની સામે તમારાં તમામ કામો ખુલ્લાં છે, તેની આગળ શા માટે પરદો કરો છો અને શા માટે તેના જુલ-મગાર બંદાઓથી ખોટી રીતે ડરી જઇને ખુદાનો ડર રાખવાથી દૂર રહો છો ? અય મુસલમાનો ! ડરો તો ખુદાથીજ ડરો અને તેના જૂદા બંદાઓની સહેજ પણ દરકાર કે ડર રાખો નહિ."

("હિંદુસ્તાન અને પ્રજામિત્ર"ના એક અંકમાંથી)

---

# ૭–शाहे अफघान अमानुल्लाहनां अमर वचनो

"તમારા દેશમાં કોમ કોમ વચ્ચે વેર–ઝેર છે, એમ હું સાંભળું છું. ખુદાને મારી બંદગી છે કે, હિંદુસ્તાનમાં તે કોમી એખલાસ વર્તાવે. હિંદુ અને મુસલમાન, બન્ને એક ખુદામાં માને છે અને તો તો એ ખુદાની આ આલમમાં હિંદુ અને મુસલમાન વચ્ચે લડાઇ શા માટે હોય ? હિંદુઓ તેમનાં દેવાલયોમાં તેમને ઠીક લાગે તેમ ખુદાની બંદગી કરવાને આઝાદ હોવા જોઇએ અને મુસલમાનોને તેમની મસ્જિદોમાં અલ્લાની નમાજ પઢવાની પૂરેપૂરી સ્વતંત્રતા હોવી જોઇએ. ઇન્સાન, ઇન્સાનની બિરાદરીનો હું પૂજક છું અને હિંદુસ્તાનના હિંદુ અને મુસલમાનો આપસઆપસમાં બિરાદરીનો વર્તાવ રાખે, એ જોવાની મારી દિલની મુરાદ છે.

"જો તમે (મુસલમાનો) હિંદુઓની ધાર્મિક લાગણીઓને માન આપશો, તો તેઓ (હિંદુઓ) પણ, તમારા મઝહબ પ્રત્યે માનભાવ બતાવશે. બીજી કોમોની ધાર્મિક માન્યતાઓની મજાક ઉડાવવાથી તમે તમારીજ ધાર્મિક માન્યતાઓની મશ્કરી કરવાનું બીજાને નિમંત્રણ કરી રહ્યા છો અને એટલુંજ નહિ પણ એથીયે વધારે તમે તમારા અસહિષ્ણુતાના ઝનૂનથી ખુદ તમારા પોતાના પયગંબરનાં પાક વચનોને અપમાન આપી રહ્યા છો."

("સૌરાષ્ટ્ર"ના એક અંકમાંથી)

---

# ૮–मुस्लिम भाईओनी ईद मुबारक

[ઇસ્લામની ઉદારતા અને બિરાદરીનો બુલંદ ખ્યાલ]

મુસ્લિમ બિરાદરોને ઇદ મુબારક! પાક ઇસ્લામમાં ઇદ-ઉલ-ફિત્રનો...દિવસ ઘણો પવિત્ર અને મહત્ત્વનો છે. હિંદુ કોમ શ્રાવણ માસને જેમ પવિત્ર ગણે છે, તેમ દીને ઇસ્લામમાં માનનારાઓ રમઝાન માસને પાક ગણી તે માસમાં રોજા રાખે છે અને તે ખતમ થતાં ચંદ્રદર્શન કરી, બીજે દિવસે ઇદનો–આનંદનો દિવાળીનો દિવસ ઊજવી ઇસ્લામી ધર્મની જે ઉદારતા છે તેનો તથા મુસ્લિમોમાં બિરાદરીનો જે બુલંદ ખ્યાલ છે, તેનો પરિચય કરાવે છે. રમઝાન ઇદને પાક દિને નાના–મોટા કે ગરીબ–તવંગરનો બિલકુલ ભેદભાવ રાખ્યા વગર આખી કોમ શહેર બહાર ખુલ્લા મેદાનમાં કે ઇદગાહમાં પાક પરવરદિગારની સાથે મળીને બંદગી કરે છે અને ખાસ નોંધ લેવા જેવી બાબત તો એ છે કે, ઇદની નિમાજ પઢતાં પહેલાં દરેક ઇમાનદાર મુસ્લિમે અઢીશેર ઘઉં કે અનાજ ગરીબોને દાનમાં આપવું જોઇએ. એવું મઝહબી ફરમાન છે. ખુદા–તાલાના દરબારમાં ગરીબ–તવંગરનો ભેદભાવ નથી, એવો નિમાજ પઢતા મુસ્લિમ બિરાદરોને જોતાંની સાથેજ આપણા મનમાં ખ્યાલ આવ્યા વગર રહેતો નથી અને "ગરીબોં પે દયા રખ્ખે–તવંગર હો તો વૈસા હો" વાળી ગઝલ પણ તેમની સખાવત જોતાં યાદ આવી જાય છે! કુરાને પાકમાં રમઝાન ઇદ કે બકરી ઇદને દિવસે ખયરાત કરીને સવાબ (પુણ્ય) હાંસિલ કરવા ઉપરાંત, દરેક સાચા મુસ્લિમે પોતાની ચોખ્ખી આવકના અઢી ટકા, 'જકાત' તરીકે જુદા કાઢીને મુફલિસ, લાચાર, અપંગોને દાન કરવું જોઇએ, એવું ફરમાવ્યું છે. વળી તવંગરોએ વ્યાજ ખાવું એ પણ હરામ છે, એવો દીને ઇસ્લામનો સિદ્ધાંત છે અને ખયરાતના, વ્યાજ નહિ ખાવાના તથા 'જકાત'ના સિદ્ધાંતને સાથે લઇને જોતાં આપણી એમ ખાતરી થાય છે કે, ઇસ્લામી મઝહબ ઉદાર છે, બિરાદરીના તેના ખ્યાલો ઊંચા છે અને મૂડી તથા મજૂરવાદનાં ત્રાજવાં સમતોલ રાખવાની તેમાં અજબ કરામત રહેલી છે! આજે સમાજવાદ તથા સામ્યવાદના પ્રચાર માટે સુધરેલા દેશોમાં પ્રખર ચળવળો ચાલી રહી છે; પણ એક મુસ્લિમ બેરિસ્ટરે એક વખત વિલાયતના એક મજૂર પત્રમાં 'ઇસ્લામ અને સમાજવાદ' નો લેખ લખીને વાજબી રીતે બતાવી આપ્યું હતું કે, પાક રસુલ પયગંબર મહમ્મદે (સલ૦) સમાજવાદના ઘણા ઉત્તમ સિદ્ધાંતોને ઇસ્લામમાં આમેજ કરી દીધા છે! વારસા હિસ્સાની બાબતમાં તેમજ બીજા સામાજિક હક્કોની બાબતમાં સ્ત્રીઓને પણ ઇસ્લા-

એમાં ઘણો આલા દરજ્જો આપવામાં આવ્યો છે અને પરદાનો રિવાજ જે ઘણો અનિષ્ટ અને હાનિકારક મનાય છે, તે પણ પાછળથી દાખલ થયાનું કેટલાકો કહે છે અને ખિલાફતના મુખ્ય ધામ-સમાન ગણાતા તુર્કીમાંથી તો તેને ક્યારની રૂખસદ પણ આપી દેવામાં આવી છે! સામાજિક બંધારણમાં પણ ઇસ્લામની ઉદારતા વખાણવા યોગ્ય છે. "લા ઇલા ઇલલ્લા મહમદુર રસુલ અલ્લાહ"-ની પાક કલમો પઢી ઇસ્લામનો અંગીકાર કરનારો માણસ મુસ્લિમ સમાજમાં સમાનતાને પ્રાપ્ત કરે છે અને તેની સાથે 'રોટીવ્યવહાર' રાખીશું પણ 'બેટીવ્યવહાર' નહિ કરીએ, એમ કોઈ કહેતું નથી; કેમકે તે ઇસ્લામની ઉદારતા અને બિરાદરીના બુલંદ ખ્યાલથી બરખિલાફ છે!

રમજાન ઈદની મહત્તાને ઇસ્લામી ધર્મમાં અગત્યનું સ્થાન મળે એ પણ સ્વાભાવિકજ છે; કેમકે માહે રમજાનમાં રોજા પાળવાનું જે ફરમાન છે, તેમાં ઘણા ઉમદા હેતુઓ રહેલા છે. આવા રોજા-અપવાસો કરવાથી ગરીબોને ભૂખનું દુઃખ કેવું વેઠવું પડતું હશે તેનો શ્રીમંત-તવંગરોને પણ ખ્યાલ આવે છે; આજે અપવાસથી રોગો મટાડી, શરીરને નીરોગી બનાવવાનો તબીબી સિદ્ધાંત દુનિયાભરમાં મનાવા લાગ્યો છે. અમેરિકા જેવા આગળ વધેલા દેશો તો તેની ઉપર ખૂબ ભાર દે છે અને ખરેખર ખુશી થવા જેવી વાત તો એ છે કે, કહેવાતા સુધરેલા દેશો જેને જંગલી કે પછાત આરબો ગણે છે, તેઓને ત્યાં તો અપવાસનો મહિમા પહેલેથીજ જાણવામાં આવ્યો છે અને ધાર્મિક માન્યતાની સાથે તેને એવો તો ઓતપ્રોત કરી દેવામાં આવ્યો છે, કે જેથી મુસ્લિમ દુનિયા તેનો પ્રયોગ બાખુશી પોતાની ફરજ સમજીને કરે છે! આરબ પ્રજાની તંદુરસ્તીને કારણેજ ઇરાનથી ત્યાં ગયેલા ચાર હકીમોને નકામા બેસી બગાસાં ખાઈ પાછું ફરવું પડયું હતું! રોજાનો સૌથી વધારે લાભ તો તનની સાથે મન પણ તેથી શુદ્ધ બને છે અને મઝહબ માટેનું યકીન તેથી દૃઢ બને છે તે છે. રમજાન માસના રોજા પાળવામાં લશ્કરી તાલીમનો પણ સમાવેશ થઇ ગયા વગર રહેતો નથી. આખો દિવસ લડીને રાત્રે જેમ લશ્કર છાવણી નાખી અનાજ-પાણી લે, તેમ રમજાન માસમાં કરવામાં આવે છે અને પાક ઇસ્લામના પ્રચાર-માટે પાક પયગંબર મહમદનાં પુત્રી બીબી ફાતમાના પુત્રો ઈમામ હસન અને હુસેનને કરબલાની જે મોટી લડાઇ લડવી પડી હતી, તેની પ્રાથમિક તૈયારી માટે આવી તાલીમની યોજના થઇ હોય તો તે પણ તદ્દન બનવાજોગ છે. ધર્મયુદ્ધની તૈયારીને પણ ધાર્મિક કર્મજ ગણી શકાય, એટલે લશ્કરી હેતુ હોય તોપણ માહે રમજાનની મુખ્ય ભાવના તો ધર્મનીજ રહે છે.

ઈદ-ઉલ-ફિત્રમાં ઉપર કહ્યા મુજબ ઘણાં ધર્મતત્ત્વો ભરેલાં

છે અને તે ઇસ્લામી બંધુઓનો પવિત્ર તહેવાર હોવાથી તેમને અંત-કરણપૂર્વક મુબારકબાદી ઇચ્છવાની સાથે આજે મુસ્લિમ જગત ઉપર જે શિયાહ વાદળો ઘેરાઇ રહ્યાં છે તે પણ ખુદા પાકની રહમદિલીથી સત્વર વિખેરાઇ જાય, એવું અમે જાનોજિગરથી ઇચ્છીએ છીએ! આજે ઇરાનની સત્તા ઉપર ત્રાપ મારવાના પ્રયત્નો થઇ રહ્યા છે. ઇજિપ્ત, અરબસ્તાન અને ઇરાકમાં પણ ભય ઝઝૂમી રહ્યો છે, સરહદ-પર લશ્કરી તૈયારીઓ થતી જોઇને શાહે અફઘાન પણ શંકાશીલ બન્યા છે અને તુર્કીના મુલકો તફડાવવા માટે યુરોપનું લુચ્ચું શિયાળ ગણાતું ઇટલી ટાંપી રહ્યું છે! ઇસ્લામની ખાતર મઝહબી મોમીનોએ ઘણાં દુઃખ વેઠ્યાં છે, રમજાન મારાની ઘણી તપશ્ચર્યાઓ કરી છે; ઇદની બંદગી, બિરાદરી અને ખયરાતવડે આત્માની બુલંદી પ્રાપ્ત કરી છે અને કોઇ પણ વખતે દીનદાર મુસ્લિમ પોતાના દેશ અને ધર્મને ખાતર પોતાના જાન સદકે કરવામાં કે સર્વસ્વની કુરબાની કરી દેવામાં પાછો ન પડે, એ વાત નિર્વિવાદ છે. કેટલાક કમનસીબ અપવાદોને બાદ કરતાં, હિંદની સ્વતંત્રતાની ખાતર મુસ્લિમ બિરાદરો જે ખંત અને ચીવટ બતાવે છે, તે તેમની ઉત્તમ મઝહબી માન્યતાઓનેજ આભારી હોવાથી, હિંદની સ્વતંત્રતા પ્રાપ્ત કરવા કાજે આ દેશની સઘળી કોમો હાથમાં હાથ મિલાવી એકદિલીથી કામ કરે એવું ઇચ્છી, આજના ઇદના પાક દિને અમારા મુસ્લિમ બિરાદરોને અમે ફરી ફરીને મુબારકબાદી આપીએ છીએ! ઇત્યોમ્.

("હિંદુસ્તાન"ના એક અંકમાંથી)

---

## ૯–મુસ્લિમ બિરાદરોને ભલામણ

(લેખકઃ–સલામ આલેકુમ)

બિરાદરો! આજે તમારો વરસમાંનો એક મહત્ત્વનો તહેવાર છે. આ તહેવારનું મૂળસ્વરૂપ ધ્યાનમાં આણો. હિંદુઓનો પિતૃપક્ષ, પારસીઓનાં ડોસલાં, તેવોજ તમારો મોહરમનો તહેવાર છે. દરેક તહેવાર સાથે ભૂતકાળના ઇતિહાસની દાહક કે ઉલ્લાસક સ્મૃતિ રહેલી હોય છે; તેમ તમારા બુઝુર્ગોના દુઃખદાયક અંતનું સ્મરણ કરાવનારો આ તહેવાર હોવાથી અત્યારે તમારે મનની એકાગ્રતા અને શાંતિ જાળવવી જોઇએ.

### લીલા પર લાલ ડાઘા

હાલ તો કોમી રમખાણોના અગ્નિકુંડમાં દેશ હોમાયલો છે, રોજ રોજ કંઈ ને કંઇ ખરાં ને ખોટાં તોફાનો, મારામારી, ગંભીર ઈજાઓ અને ખૂનના ચોંકાવનારા સમાચાર મળ્યાજ કરે છે. મોહરમનો તહેવાર શરૂ થયો એટલે તો ઉત્તર હિંદમાંથી તોફાનના સમાચાર આવી પહોંચ્યા! બિરાદરો! તમારા ધાર્મિક ઝંડાનો રંગ લીલો

છે. ઇસ્લામ એટલે શાંતિધર્મ, એ તમારો ધર્મ છે. લીલો રંગ એ તો સૃષ્ટિની લીલોતરી જેવો નજરને ઠંડક અને આહ્લાદ આપનારો તેમ મનને પ્રસન્નતા અને સોજ્જ્વલતા આપનારો છે; પણ કંઇક કારણુસર ઉપરાછાપરી તે પર માનવલોહીના છાંટા ઊડે છે અને તેની આહ્લાદકતા તથા પ્રસન્નતા ઝાંખી પડી જાય છે. ધર્મનું નિશાન લોહીથી ખરડાવવું એજ બુઝુર્ગોનો આદેશ હોત, તો તેમણે તે લાલ રંગનુંજ બનાવ્યું હોત, લીલા રંગનું નહિજ. પરંતુ જ્યારે સૃષ્ટિની અનુપમ પ્રસન્નતા દર્શાવનાર લીલા ઝંડા પર વારે વારે નજરને ત્રાસ આપનાર અને હૃદયમાં કમકમાટી ઉપજાવનાર લાલ લોહીના છાંટા ઉડાવવામાં આવે, ત્યારે સહેજે વિચાર કરવો પડે છે કે, શું આખા જગતને આનંદમય બનાવવાના હેતુઓ ધરાવનાર બુઝુર્ગોની આપણે આવીજ કદર કરતા હોઇશું ?

## તોફાનો કેમ થાય છે ?

તો પછી આપણે વિચારવું જોઇએ કે, આ તોફાનો કેમ થતાં હશે ? ઉપરટપકે જણાવવામાં આવે છે તે શું ખરું હશે કે, તોફાનમાં ભાગ લેનારા બધાજ હિંદુઓ અને બધાજ મુસલમાનો ગુંડા હોય ? અને તેમને બસ ખાટકીની માફક મારફાડમાંજ મજા લાગતી હોય ? ના, ના ! મનુષ્યપ્રાણી આવું હલકટ અને નીચ મનોદશાવાળું તો નજ હોય; તો પછી તોફાનો શાને થતાં હશે ? એકજ દેશમાં સદીઓથી વસતા અને એકજ ભૂમિના ખોળામાં ઊછરેલા ભાઈ ભાઈઓ આમ વેરીલા બની લોહીનું છંટાણુ શાને કરતા હશે ?

આનાં બે કારણો છે:–એક તો પ્રથમ સંપીલી પ્રજાના વિનાશમાંજ પોતાનું જીવન નભાવી રાખવાની ઇચ્છા રાખતી સરકાર આપણામાંનાં સાદાં–ભોળાં માણસોને ભોળવી કંકાસ કરાવે છે. તેઓ એ વાત બરાબર સમજી ગયા છે કે, હિંદુમુસલમાનોની એકસંપીમાં આ મહાન દેશની આઝાદી છે, તેમ તેમનો વિનાશ છે. તે માટે તેઓ આપણુને લડાવી મારે છે અને બીજું કારણુ એ કે, આપણામાંના જે માલેતુજાર નેતાઓ છે, તે અંગ્રેજોના હાથમાં બહાવરા બની નાચી રહ્યા છે. બિરાદરો ! દિનભર મહેનત ખેડી પસીનો ઉતારનારા તમારા–મારા જેવા ગરીબોના આ કહેવાતા નેતાઓ દુશ્મન છે. અંગ્રેજો તેમને માનચાંદની કે હોદ્દા–શિરપાવની કે બીજી આર્થિક લાલચો આપે છે અને તેના બદલામાં તેઓ જમાતના અને દેશના દુશ્મન બની આપણી ગરદનો કપાવે છે ! આજના આખા રાજતંત્રનું રહસ્યજ એ છે કે, તેમાં એક અમુક માલદાર વર્ગનોજ લાભ રહ્યો છે અને આ વર્ગ પોતાનો લાભ જાળવી રાખવા સરકાર સાથે ધારાસભાઓમાં તેમ વ્યાપારીક્ષેત્રમાં સહકાર કરીને આપણુને લૂંટે છે. બિરાદરો ! તમે જ્યારે તેમની ભયંકર પ્રપંચજાળ સમજતા થશો, તમારા ને મારા જેવા ગરીબ પણ પ્રમા-

ણિક કામદારોને પગ નીચે ચગદી નાખી લૂંટવાના તેમના અનેરા પ્રયાસો તમે બરાબર જાણી લેશો, ત્યારે તમને આગેવાનો કહેવાતા સેતાનો સામે પૂરેપૂરો દ્વેષ ચડશે. આજે હિંદુ અને મુસલમાન કામદારોને તેમના માલદાર નેતાઓ જાણીબૂજીને લડાવી રહ્યા છે; તેનું રહસ્યજ એ છે કે, આપણી સ્થિતિ કોઈ પણ રીતે ના સુધારતાં, આપણને ભિખારી રાખીનેજ તેમને ગાડીઘોડા ને મોટરો દોડાવવી છે.

## આ દાખલો જુઓ

દાખલા તરીકે એક વાત કહું. ધર્મને નામે ભોળા ભાઇઓને દિલમાં ખોટી ઝનૂન પેદા કરી આપણા નેતાઓ આપણને લડાવી મારે અને આપણે મારામારી કરી પોલીસના પંજામાં સપડાઇ જેલ જઈએ. આ બધું આપણે આ નેતા કહેવાતા પ્રાણીની ઉશ્કેરણીથી કર્યું; પણ આપણા જેલ–ભોગવટા પછી આપણાં જે કુટુંબીઓ પાછળ રહ્યાં તેમનું આ નેતાઓને જરાય ભાન છે? બડા નેતાઓના ભોળવવાથી અત્યારસુધીમાં જેઓ રમખાણ કરી જેલમાં ગયા, તેમનાં ભાઇભાંડુ કે બાલબચ્ચાંની બરદાસ્ત આ નેતા કહેવાતા પ્રાણીએ કદી લીધી છે, કે તેમણે પોતાના મોંમાંનો કોળિયો તમારા આફતના અવસરમાં તમારી આગળ ધર્યાનું તમને યાદ છે? કદીજ નહિ; કેમકે તમને લડાવી માર્યા કે તેમનો અર્થ સરી ગયો !

## બાળબચ્ચાંઓ તરફ જુઓ

એજ રીતે સહેજ સહેજમાં મારામારીપર ઊતરી પડી પોલીસમાં સપડાઓ અને જેલ જવું પડે તો તમારાં બાળબચ્ચાંઓની શી વલે થશે? તેમને ખાવા કોણ આપશે? તમારી ગેરહાજરીમાં ઘરનું ભાડું ચઢે ને ઘરવાળો તેમને ઘરમાંથી કાઢી મૂકે, તો તેઓ બિચારાં કોનો આશરો કરશે? મહિનાના પૈસા ચઢતાં દૂધવાળો દૂધ આપવાની ના પાડે તો તમારું વહાલું બાળક ભૂખ્યું ટળવળશે તેનું શું? આવે વખતે કદી તવંગરોએ ગરીબોને મદદ આપી છે? ૧૯૨૧ ની સાલમાં મુંબઈમાં રમખાણ થયું તે અંગે જે બિરાદરો જેલમાં પુરાયા તેમની જેલમાં કેવી હાલત થઇ છે, તે મેં નજરે નિહાળી છે; અને વળી તેમનાં બાળબચ્ચાંઓની ત્યારે કોઇએ કદર કરી હતી? આ સ્થિતિ ધ્યાનમાં લઈ જગતના ભોળા કામદાર બિરાદરો ! નેતા કહેવાતા માલદારોના પ્રપંચ સમજી લો અને ભાઇભાઇની ગરદન ઉતારવાની ઘેલછા છોડી દઈ ભાઇચારો વધારો. હિંદબહારના દરેક દેશમાં જે નવી સ્થિતિ ઊભી થાય છે તે ધ્યાનમાં રાખો. તુર્કી ને અફઘાનિસ્તાન ને ઇરાનનું નાવ કઇ દિશાએ વહી રહ્યું છે તેનું નિરીક્ષણ કરો અને જગતની નજરમાં હાંસીને પાત્ર થતા અટકી ખરી આઝાદીનું સેવન કરો. આમીન ! !

( "હિંદુસ્તાન" ના એક અંકમાંથી )

# ૧૦—ઇતિહાસનું પુનરાવર્તન

અકાલી વીરોના સુવર્ણમંદિરનું સ્થાનક અમૃતસર! ખુદા તેના ઉપર દુવાઓ વરસાવો! જલિયાંવાલા બાગના જાત્રાધામ અમૃતસરને હિંદની રાષ્ટ્રીય તવારીખમાં અનોખું સ્થાન છે. જેમાંથી અસહયોગનો જંગ જન્મ્યો, તે જુલ્મ—જહાંગીરીના પ્રથમ ઘા અમૃતસરના હિંદુ—મુસ્લિમોએ બગલગીરી કરીને ઝીલેલા; પછી—અસહયોગના અસ્ત પછી આજે ફરીવાર અરુણોદય થઈ રહ્યો છે. ૧૯૧૯માં હિંદુ—મુસ્લિમ બિરાદરીનો અમૃતસરે જે ઇતિહાસ રચેલો તેનું આજે શુભસૂચક પુનરાવર્તન થઇ રહ્યું છે.

હમણાંજ અમૃતસરમાં મુસ્લિમોની ઈદ અને હિંદુઓની રામનવમીના તહેવાર ઉજવાયા. કેવી રીતે ઉજવાયા? ૧૯૧૯ માં જે રીતે ઉજવાયા હતા તે રીતે ઉજવાયા. પ્રથમ ઈદનો મુસ્લિમ તહેવાર હતો; તે દિવસે હિંદુઓએ પહેલ કરી. તે દિવસની બિરાદરીનું દૃશ્ય ભવ્ય હતું. ઈદને દિવસે હિંદુઓ ઈદગાહ પાસે જમા થયા, તેમણે બુઝુર્ગ મુસ્લિમોને હાથ ઝાલીને દોર્યા, બચ્ચાંઓને રક્ષણ આપ્યું, મુસ્લિમ બાનુઓ માટે આદરપૂર્વક માર્ગ કરી આપ્યો, મુસ્લિમોને ઈદ—મુબારક ઇચ્છી શરબત, પાન, ઇલાયચીની ભેટો ધરી...બીજેજ દિવસે મુસ્લિમોનો તરનો મેળો ભરાયો. તેમાં હિંદુઓએ છેલ્લાં ચાર વર્ષના અબોલા તોડી, હિંદુ—મુસ્લિમ ઐક્યની જય બોલાવી!

પછી હિંદુઓનો રામનવમીનો તહેવાર આવ્યો. તેમાં સાથીદારી કરવા મુસ્લિમોએ નિર્ધાર કર્યો. ડૉ. કીચલુએ ઘોષણા કરી કે, આ સાલ ૧૯૧૯ ના ઇતિહાસનું પુનરાવર્તન થશે, મુસ્લિમો હિંદુઓના ધાર્મિક સરઘસમાં ભળી એકદિલની રેશમગાંઠ વધારે મજબૂત બનાવશે અને ૩૦મી માર્ચે—રામનવમીના દિવસે બપોરે, જલિયાંવાલા બાગમાં મહાસભાના ત્રિરંગી ધ્વજ નીચે હિંદુ—મુસ્લિમોની મેદની જામી. હિંદુઓ, મુસ્લિમો અને શીખોનાં એ ટોળાંએ નાના નાના ત્રિરંગી વાવટા ફરકાવતાં 'વંદે માતરમ્'ની ગર્જનાથી ગગન ગજાવ્યું. પછી એ મેદનીએ ડૉ. કીચલુની સરદારી નીચે સરઘસરૂપે જલિયાંવાલા બાગમાંથી કૂચ કરી 'વંદેમાતરમ્' 'રામચંદ્રકી જય,' 'ભારતમાતકી જય,' 'હિંદુમુસલમાન કી જય'ની કર્ણભેદી ઘોષણાથી આકાશ ગાજી ઊઠયું. શેરીએ શેરીએ સરઘસ પર પુષ્પવૃષ્ટિ થઇ, મહોલ્લે મહોલ્લે મીઠાઇ વહેંચાઇ, ચાર વાગે આ સરઘસ મજીઠમેડી આવી પહોંચ્યું. અહીં સરઘસની મેદનીને અગ્રેસરોએ ભાષણો આપ્યાં, જનસમૂહે રાષ્ટ્રગીતો ગાયાં અને ડૉ. કીચલુએ તેમને રામનવમીનો મર્મ સમજાવ્યો કે, 'સ્વરાજ્ય એટલે રામરાજ્ય.'

રામચંદ્રજી સ્વદેશના તારણહાર હતા. તેની સાચી પૂજા કરવી હોય તો આપણે પણ તેની પેઠે સ્વાધીન થવા પ્રયત્નો કરવા જોઇએ."

પછી સાત વાગે રામનવમીનું ફરી વાર સરઘસ શરૂ થયું અને શહેર આખામાં ફર્યું. હિંદુ–મુસ્લિમ એકદિલીનું આ દૃશ્ય જોઇ લોકોનો ઉમંગ માતો નહોતો. દશ દશ ડગલે સરઘસને થોભવું પડતું. સ્વાધીનતાનો સંદેશ ઝીલતાં લોકોને તૃપ્તિ નહોતી થતી. રાતના બાર વાગ્યે સરઘસ પૂરું થયું. લોકો વીખરાયા. ફરી વાર કીચલુએ વિદાય–સંદેશ આપ્યો–"આપણે તમામ રામને હિંદના વીર પુરુષ તરીકે પૂજીએ, રામની સેનામાં આપણે ભરતી થઇએ અને રાવણસેનાને શિકસ્ત આપી લંકા જીતીએ અને સાચેસાચું રામરાજ્ય સ્થાપીએ, આપણે સ્વાધીન મનુષ્યો બનીએ." ડૉ. કીચલુના એ પ્રેરણાદાયી શબ્દોના કર્ણોમાં થઇ રહેલા મધુર ગુંજન સાથે અમૃતસરના હિંદુ–મુસ્લિમોએ આઠ વર્ષ પછી આ ફરી વાર સુખનિદ્રા લીધી.

("સૌરાષ્ટ્ર"ના એક અંકમાંથી)

---

# ૧૧–महाराजा अशोकनो शिलालेख

"**देवानां प्रिय** પ્રિયદર્શી રાજા (અશોક) સર્વ ધર્મના સાધુઓ તથા ગૃહસ્થોને દાનવડે તેમજ અન્ય વિવિધ પ્રકારે પૂજે છે; પણ રાજા દાન અને પૂજાને એટલું મહત્ત્વ નથી આપતો, જેટલું સર્વ પંથની સારવૃદ્ધિને આપે છે. સારવૃદ્ધિ અનેક પ્રકારની છે; પણ તેનું મૂળ તો વાણીનો સંયમ એજ છે. વાણીનો સંયમ એટલે શું? આપણે આપણી ભાષા ઉપર એવો કાબૂ રાખવો જોઇએ કે જેથી પોતાના પંથનીજ સ્તુતિ અને પારકાના ધર્મની નિંદા ન થાય. ધર્મચર્ચા જેવા ગંભીર પ્રસંગ સિવાય ગમે તે વખતે પોતાના ધર્મની સુંદરતા અને બીજાના ધર્મની એબ બતાવવા બેસવાથી આપણને હીણપત લાગે છે. જે વખતે જેવો પ્રસંગ હોય તે વખતે તે તે પ્રકારે પર-ધર્મનો આદરજ કરવો ઘટે છે. આમ કરવાથી માણસ પોતાના ધર્મને ખૂબ વધારે છે અને બીજાના ધર્મની પણ સેવા કરે છે. એમ નહિ કરવાથી માણસ પોતાના ધર્મને પણ તોડે છે અને બીજાના ધર્મને પણ નુકસાન પહોંચાડે છે."

"માણસ પોતાના ધર્મનાં વખાણ કરે છે અને પરધર્મની નિંદા કરે છે, તે તો પોતાના ધર્મની ભક્તિથીજ કરવા જાય છે. તેને થાય છે કે, ચાલો આપણે આપણા ધર્મને સુંદર કરી બતાવીએ; પણ તેમ કરતાં તે પોતાના ધર્મનેજ ભારેમાં ભારે નુકસાન પહોંચાડે છે, પોતાના ધર્મનોજ ભારે ઘાત કરે છે. બધા ધર્મોમાં પ્રેમભાવ હોય, બધા હળીમળીને રહે, જાણે કુટુંબ એજ સારું છે; એટલે જુદા-

જુદા પંથવાળા લોકો ધર્મનો ઉપદેશ સાંભળે અને તેનું પાલન કરે."

"અશોક રાજાની ખાસ ઇચ્છા છે કે, સર્વ પંથના લોકો બહુશ્રુત થાઓ અને તેમનું જ્ઞાન કલ્યાણકારી નીવડો! (ધર્મ ધર્મ વચ્ચેના ઝઘડા ત્યારેજ શમે કે જ્યારે બહુશ્રુત થવાથી માણસના વિચારની અંધતા મટી જાય અને માણસની વિદ્વત્તા સમાજને કલ્યાણ તરફ દોરે.) આ વાત જેમને પસંદ હોય તેમણે લોકોને સમજાવવું જોઇએ કે, અશોક રાજા દાન કે પૂજાને એટલું મહત્ત્વ નથી આપતો, જેટલું સર્વ ધર્મોની સારવૃદ્ધિને-એટલે કે કલ્યાણ કરવાની શક્તિને આપે છે. એટલા માટેજ તેણે ધર્મ-મહામાત્રો નીમ્યા છે, સ્ત્રીઓને માટે ઉપદેશકો નીમ્યા છે, વ્રાત્યભૂમિકો નીમ્યા છે અને બીજી સભાઓ પણ સ્થાપી છે. આનું ફળ એ છે કે, દરેકના ધર્મની પણ વૃદ્ધિ થઇ જાય અને ધર્મનો વિજય થાય."

("રાષ્ટ્રશક્તિ"ના એક અંકમાંથી)

---

# १२-अकबरदिली अथवा विशाळ हृदयनो महिमा

**"उदारचरितानां तु वसुधैव कुटुंबकम्"**

ઋષિ-મુનિઓ અને ઓલિયાઓનો ઈશ્વર અને ઈશ્વર ઉપરનો વિશ્વાસ-પ્રેમ, એ જ્યારે અમારો પોતાનો ઈશ્વર-ને વિશ્વાસ-પ્રેમ બની રહે, જ્યારે આપણો પૂર્ણ વિશ્વાસ-મૈત્રી આપણા એકજ પ્રીતિપાત્રમાં ઘેરાઇ ન રહેતાં સંપૂર્ણ ઈશ્વરી જગતની સાથે વ્યવહારમાં મૂકાય, ત્યારે આપણું ચિત્ત બધાની સાથે એકચિત્ત થઇ જાય છે. માતા જે દૃષ્ટિથી પોતાના બાળકને દેખે છે, તેજ દૃષ્ટિથી પ્રાણીમાત્રને જ્યારે આપણે આપણાં દેહ-પ્રાણ જેવાં સમજવા માંડીએ છીએ; જેવી રીતે સૂર્ય તમામ ઘરોનો દીવો છે, તેવી રીતે આપણું હૃદય તમામ હૃદયોની લાગણીઓ અનુભવવા માંડે ત્યારેજ આપણને પવિત્ર "વિશ્વવ્યાપી પ્રેમ"રૂપી મહાન વિભૂતિ પ્રાપ્ત થાય છે. એ પવિત્ર પ્રેમ પ્રાપ્ત થયો, એટલે પછી એને માટે એવો કયો ચમત્કાર છે, કે જે અસંભવિત હોય? એવો કયો ચમત્કાર છે, કે જે એને માટે બાળકની રમત જેવો ન બની જાય? આજ આપણે એ પવિત્ર વિશ્વવ્યાપી પ્રેમનું નામ અકબરદિલી રાખીએ છીએ.

આ અકબરદિલીથી શું ન થઇ શકે? "આઇને અકબરી" નામના પુસ્તકમાં લખ્યું છે કે, જ્યારે અકબરનું આત્મબળ એટલું બધું વધી ગયું અને વસ્તુતઃ તે જ્યારે "**यथा नामा तथा गुणाः**" એટલે કે મહાન ચિત્તવાળો અર્થાત્ ઉદાર સુવિશાળ હૃદયવાળો બની

ગયો; ત્યારે તો પછી એની (અકબરની) દષ્ટિમાત્રથીજ રોગી સારા થવા માંડ્યા, અકબરનું નામ લેવાથીજ લોકોની અભિલાષાઓ સફળ થવા માંડી અને દૂર દૂરની વાતો અકબરના હૃદયમાં પ્રકટ થવા માંડી.

"ઇશ્ક હો રાસ્ત કરામાત ન હો ક્યા માને,
હસ્બે-ઇરશાદ હી સબ બાત ન હો ક્યા માને."

અર્થાત્ સાચો પ્રેમ પ્રકટ થયા પછી ચમત્કાર અને બધી બાબતો કેમ ન થાય ?

એ કાંઇ નવી વાત નથી. હજરત મહંમદ (સલ૦) ઈશુખ્રિસ્ત, હિંદુઓના ઋષિમુનિ વગેરે કોના સંબંધમાં એવું નથી બન્યું ? અમેરિકાના સંયુક્ત પ્રદેશોમાં આજે એવા અનેકો હયાત છે, કે જેઓ રોગોની ચિકિત્સા પરમાત્માપ્રતિ અનન્ય ભક્તિભાવના વિના બીજે કોઇ પણ પ્રકારે કરવી, એ પ્રતિજ્ઞા તોડવા કરતાં અને અત્યંત નાસ્તિકતા કરતાં પણ વિશેષ પાપમય માને છે.

"ઔષધિ ખાઉં ન બૂટી લાઉં, ન કોઇ વૈદ બુલાઉં,
પૂરણ વૈદ મિલે અવિનાશી, વાહી કો નવજ દિખાઉં."

અર્થઃ—કોઇ પણ જાતનું ઓસડ કે કોઇ જડીબુટ્ટી હું નહિ ખાઉં; તેમજ કોઇ વૈદ્યને પણ હું બોલાવીશ નહિ. મને તો અવિનાશી પરમાત્મારૂપી પૂર્ણ વૈદ્ય મળ્યા છે, તેનેજ નાડી બતાવીશ.

વૈજ્ઞાનિક શોધના આધાર પર અમેરિકામાં આજકાલ સરકારી ઔષધાલયોમાં પણ ઔષધિ વિનાની ચિકિત્સા (અધ્યાત્મચિકિત્સા) નો પ્રચાર થતો ચાલ્યો છે. અકબરદિલી અર્થાત્ ઇસ્લામ અથવા વિશ્વાસ રાઇના દાણા જેટલો હોય તોપણ તે પહાડ–પર્વત સુધ્ધાંને હલાવી મૂકે છે.

મારા વહાલા ભારતના નવયુવકો ! અઢારમી સદીના ડેવિડ હ્યૂમ આદિના લેખોના ચક્કરમાં ફસીને તમે મૂર્ખતાનું નામ વિદ્યા ન રાખશો. વિશ્વાસ ઘટાડવાને બદલે તમે અટલ નિશ્ચય અને વિશ્વપ્રેમ શા માટે નથી વધારતા ? વીજળી અને વરાળની શક્તિનું વર્ણન નથી થઇ શકતું તો પછી માનવીહૃદય શું ન કરી શકે ? પ્રત્યેક જાતિ અને સંપ્રદાય પ્રત્યે વિશ્વપ્રેમ વધારી જુઓ તો ખરા ! કોઇ ખાસ એકજ જાતિ, સંપ્રદાય કે દેશનો વિચાર ન કરતાં પ્રત્યેક પ્રાણીની સાથે એટલો બધો માનવપ્રેમ, કે જે સાચો મનુષ્ય બનાવે છે તે, એટલો આવેશપૂર્ણ ઉત્પન્ન કરો કે જેટલો પ્રેમ તમે તમારા કુટુંબપરિવારની માત્ર એકાદ બેજ વ્યક્તિઓમાં રાખી શકો છો; ત્યારેજ તમે જોશો કે, આ સંસાર તો સ્વર્ગ અને નંદનવનને પણ મહાત કરે એવું છે. તમે કોઇ દિવસ મનને શત્રુતાથી તદ્દન રહિત અને દર્પણની સમાન સ્વચ્છ કરવાનો અનુભવ કર્યો હતો ?

બિરબલે એક લીટીની પાસે એક બીજી લાંબી લીટી તાણીને તે લીટીને ટૂંકી કરી બતાવી હતી; તેવી રીતે કોઇ પણ ધર્મ કે સંપ્રદાયની સાથે તમને વિરોધ હોય તો તેને કાપવાનું અર્થાત્ ખંડન કરવાનું કાર્ય ન કરો. સીધો માર્ગ એજ છે કે, તમે તેમના હૃદય કરતાં તમારા હૃદયને વધારે વિશાળ–મહાન–અકબર બનાવો; તમારી પ્રેમભક્તિને એના પ્રેમ કરતાં વધારી દો; તમારી માનવપ્રીતિને એની પ્રીતિ કરતાં વિશેષ વિસ્તૃત કરો; તમારા સાહસને ઉચ્ચતર બનાવો અને સત્યસ્વરૂપ (પરમેશ્વર) ઉપરના તમારા વિશ્વાસને અત્યંત મહાન (અકબર) બનાવો. સંસારનાં નામરૂપોનો બાહ્ય ચળકાટ, દૃશ્યજગતની વિચિત્રતા, અસંખ્ય સ્વરૂપોની વિવિધતા–એ બધા રાગ-રંગ ભલે બીજા કોઇની આંખોને આંજી નાખે, શિક્ષકો અને પ્રોફેસરો ભલે એ મૃગતૃષ્ણાની જાળમાં ફસાય, અધિકારી અને અમીરવર્ગ ભલે એ કરોળિયાની જાળમાં ગૂંચાઇ જાય, પંડિત અને સાક્ષરો ભલે એ લહરિઓમાં આવી પડે, યુવકો અને વૃદ્ધો પણ ભલે એ સ્વપ્નમાં મોહિત થઇ જાય; પરંતુ તમારે તો એ સત્યસ્વરૂપ પરમાત્માને કદી પણ ન ભૂલવો જોઇએ. તમારે તમારાં નેત્ર એ સત્યાત્માની ઉપરથી કદી પણ ન ખસેડવાં જોઇએ. ઓ શ્રદ્ધાશીલ પુરુષો! ઓ સમ્યગ્દર્શીઓ! પછી જોઇ લો કે, એ આનંદ કેમ નથી પ્રાપ્ત થતો અને કોણ કોનો શત્રુ છે?

આ પ્રતીત થતું હિંદુપણું, મુસલમાનપણું અને ઇસાઇપણું, એ તો જુદા જુદા પ્યાલા જેવું છે, કે જે પ્યાલાઓ વડે પવિત્ર વિશ્વ-પ્રેમરૂપી દૂધ પિવરાવવાના પ્રયત્ન વખતોવખત થયા કરે છે. સાચો ધર્મ તો તે નિર્વિકાર પ્રાણ છે, કે જે એ સંપૂર્ણ ધાર્મિક શરીરોના જીવનનું પણ જીવન–મૂળકારણ છે.

આ બધા જૂના પ્યાલાઓની પેઠે અકબરે પણ એક નવો પ્યાલો બનાવ્યો હતો–એટલે કે નવા રીતરિવાજો અને નિયમોમાં એજ પ્રાચીન અમૃત રેડયું હતું. એ નવા પ્યાલાનું નામ રાખ્યું હતું દીને–ઇલાહી.

સ્વતંત્રતાનું એ વિશ્રામસ્થાન હતું. હિંદુ–મુસલમાનોને દૂધ–સાકરરૂપ કરી દેવા, એ એનો ઉદ્દેશ હતો. પ્યાલો અત્યંત સ્વચ્છ હતો; પરંતુ કેવળ પ્યાલાથીજ આપણી ભૂખ ભાંગતી નથી કે તરસ છીપતી નથી. એવા પ્યાલા તો આગલા વખતના પણ આપણી આગળ અનેક પડ્યા છે; પરંતુ આપણે તો દૂધજ જોઇએ, જેનાથી હૃદયની જ્વાળા શાન્ત થાય એવું પીણુંજ અમને તો જલદી જલદી આપો. કારણ કે હૃદયની આગ તો મહોબતના અમૃતથી બુઝાય છે. અમારે તો અકબરદિલીનીજ–હૃદયની વિશાળતાનીજ જરૂરત છે. પછી તે ગમે તે પ્યાલામાં ભરીને પાઓ; ચાહે તો તે પ્યાલો નવો હોય

કે જૂનો હોય, ચીતરેલો હોય કે સાદો હોય અને સોનાનો હોય કે માટીનો હોય !

મુફલિસ હૂં તો કુછ ડર નહિ હૂં મયસે ન ખાલી,
બિલ્લૌર સે બેહતર હૈ યહ મેરા જામે—સિફાલી.

× × × ×

માજ કુરઆં મગ્જ રા બરદાસ્તેમ્ ઉસ્તખ્વાં પેશે–સગાં અદાખ્તેમ્

અર્થાત્ અમે તો ધર્મગ્રંથમાંથી અંદરનો મગજ (તત્ત્વ) લઇએ છીએ અને શબ્દરૂપી હાડકાંને કૂતરાંની તરફ ફેંકી દઈએ છીએ.

હિમ્મતે આલી તલબ જામે મુરસ્સા કો મબાશ,
જોંકિ બાદારિંદ અજ જામે બિલોરી ખુશ અસ્ત.

ખાલી પ્યાલાનીજ ઉપાસના કરવાથી તો વિરોધજ વધે છે. આ બધા પ્યાલાઓ (સંપ્રદાય અને મતમતાંતરો) તો કેવળ મૂર્તિઓજ છે. જે સાચો મસ્ત પુરુષ એ બધી મૂર્તિઓમાંથી અમૂર્ત સ્વરૂપ–આત્મામાં પહોંચી ગયો, તેને ધન્ય છે ! મિથ્યા નામરૂપમાંથી સત્યસ્વરૂપમાં પહોંચી જવાતાંજ–સ્વાત્માનંદની પ્રાપ્તિ થતાંજ–એ પ્યાલો એના હાથમાંથી છૂટી ગયો, ભાંગી પડયો.

હાથ ખાલી મર્દુમે–દીદા તો બૂત સે કયા મિલે,
મોતીયોંકે પંજએ–મુજગૉં મેં ઇક માલા તો હો.

નેત્રોથી જોઈ શકે તેવા લોકો પોતાનાં પ્રેમપાત્રોને ખાલી હાથે કેવી રીતે મળે ? એમની આંખોના પલકારામાં પ્રેમાશ્રુઓની એકાદ માળા તો જરૂર હોવી જોઇએ.

મુસલમાનોની મસ્જિદમાં તે જાય તો ત્યાં " સિજદા મસ્તાના અમબાશદ નમાજ મુસહફે રૂશ બુવદ ઇમાને–મન " એટલે કે મસ્તીના આવેશમાં ઝૂકી જવું એજ મારી નમાજ છે અને પ્યારાના મુખનું દર્શન, એજ મારું ઈમાન છે, એવી સ્થિતિ તેની થઇ જાય છે. લા ઇલ્લાહા ઇલ્લિલ્લાહ (ઈશ્વરના વિના બીજું કાંઈ નથી) એ દશાજ તેઓની હોય છે. ખ્રિસ્તીઓના દેવળમાં અહંકાર અને દેહાધ્યાસ શૂળીપર ચઢેલો હોય, એવુંજ દશ્ય તે જોયા કરે છે.

## અકબરદિલીની આવશ્યકતા

શું એ અકબરદિલી અકબરનેજ માટે જરૂરની હતી અને મારા–તમારા માટે નકામી છે ? વળી શું એ અકબરદિલીને માટે બહારથી પણ દરેકે બાદશાહ થવાની આવશ્યકતા છે ? નહિ, કદાપિ નહિ. ઈશુખ્રિસ્તની આગળ–પાછળ કાંઇ સેંકડો ઘોડા નહોતા ચાલતા; છતાં એના વિભૂતિમય હૃદયના પ્રભાવને લીધે લાખો નહિ પરંતુ કરોડો યુરોપનિવાસીઓ એણે બતાવેલા ધર્મમાર્ગ પર ચાલીને એના અનુયાયી બનવામાં મોક્ષ માને છે. અરબસ્તાનના એક નિરક્ષર અનાથ વનવાસીના હૃદયમાં એ ઇસ્લામ (નિશ્ચય)નો અગ્નિ પ્રજ્વ

ભિન્ન થયો. તેના પ્રતાપે કરોડો માણસ આજે "લા ઇલ્લાહા ઇલ્લિલ્લાહ" અર્થાત્ પરમેશ્વર વિના બીજું કાંઇજ નથી, એમ પોકારે છે. અરબસ્તાનના આ રજકણ જેટલા અગ્નિએ અરબસ્તાનની રેતીના દારૂના દાણા બનાવી દીધા; અને એ દારૂ આકાશ સુધી ઊછળતો ઊછળતો થોડાજ સમયમાં એશિયાને આ કાંઠેથી તે યૂરોપ અને આફ્રિકાના પેલા કાંઠાસુધી ફેલાઇ ગયો! દિલ્હીથી ગ્રેનાડા સુધીના પ્રદેશને એણે ઘેરી લીધો! હાય ગજબ! એક દિલ, એક ગરીબ દિલ, તે પણ એકાદ બાદશાહનું નહિ, વિદ્વાનનું નહિ; પરંતુ એક અભણ અનાથનું! અને એ ઇશ્વરપરાયણતા (ખુદાદિલી) એનાજ દિલમાં ઊતરી પડી! હવે કોણ કહેશે કે, એ બાદશાહદિલી–અકબરદિલી–હૃદયની મોટાઇ–એને માટે બહારથી પણ બાદશાહ થવાની જરૂર છે? ઊલટું એમ કહીએ તો કહી શકાય કે, બહારથી બાદશાહ થવું, એ તો ઊલટું અંદરના બાદશાહ થવામાં બાધક થઇ પડે છે. બુદ્ધ ભગવાનને પણ એ આંતરિક બાદશાહદિલીને માટેજ બહારના રાજપાટનો ત્યાગ કરવો પડયો હતો. ઊંટ ઉપર ચઢ્યા પછી ઊંચા–નીચા ન થવાય એ તો અસંભવિત છે. છતાં પણ બાહ્યસામગ્રીની વચમાં રહેવા છતાં જલકમલવત્ નિર્લેપ રહેવાના બોધની પણ આપણને અત્યારે આવશ્યકતા છે; અને એ શિક્ષણ પ્રાચીન કાળમાં મહારાજા જનક, અજાતશત્રુ ભગવાન રામચંદ્ર અને યુદ્ધક્ષેત્રમાં "**एकत्वमनुपश्यति**" નું સુમધુર સંગીત સંભળાવનાર ભગવાન શ્રીકૃષ્ણજી આપી ગયા છે. એવોજ વ્યાવહારિક બોધપાઠ આજ લગભગ ત્રણસો વર્ષ પર સમ્રાટ અકબરે વળી પાછો સ્પષ્ટરૂપે આપણને આપ્યો. આપણું વર્તમાન સમયનું કર્તવ્ય એજ છે કે, કોઇ પણ અવસ્થામાં અકબર–દિલી (દિલની મોટાઇ મોટું મન) રાખો–રાખતાં શીખો.

વહાલાં ભારતવાસીઓ! નિરાશ ન બનો. આ બીજ ઊગ્યા વિના નહિ રહે. અનંત શક્તિરૂપી પ્રકૃતિ આ ખેડનો ખેડૂત છે. વિશ્વાસની ઓછપ હોય તમારા શત્રુઓને! નિશ્ચયથી બેનસીબ રહે તમારી બલા!! મારા પ્રાણ! તમારાં વિઘ્નો દૂર થાઓ! માટીનાં જડ ઢેફાંમાં પણ અન્નનું બીજ કુદરતી રીતે ઊગી નીકળે છે, તો પછી શું તમે મનુષ્યોની સાથેજ પરમાત્માને મશ્કરી કરવી છે કે, તમારા હૃદયની કોમળ ભૂમિમાં પણ અકબરદિલીનું બીજ નહિ ઊગી નીકળે?

યુદ્ધક્ષેત્રને જીતી લેવું, એ તો તમારા એકલાના હાથની વાત નથી, પરંતુ મનને જીતવું, એ તો તમારું પોતાનુંજ કામ છે અને સાચી વાત તો એજ છે કે, જે મનનો માલિક બન્યો, તે સંસારનો પણ માલિક છે.

મારના દિલકા સમઝતા હૂં જિહાદે અકબર,
વહ હી ગાઝી હૈ બડા જિસને યહ કાફિર મારા.

અર્થઃ—મનને મારવું એજ મહાન ધર્મયુદ્ધ છે અને જેણે એ કાફિર—નાસ્તિક મનને માર્યું, તેનેજ હું ગાઝી ધર્મવીર સમજું છું.

દિલ બદસ્ત આવર કિ હજ્જે અકબર અસ્ત,
અજ હજારાં કાબા યકદિલ બેહતર અસ્ત.

અર્થઃ—મનને પોતાને તાબે કરી લેવું એજ મોટામાં મોટી હજ અથવા યાત્રા છે અને હજારો તીર્થ કરતાં સર્વ સાથે એક-ચિત્ત થવું એજ ઉત્તમ તીર્થભૂમિ છે.

બાહ્યસામ્રાજ્ય તમને પ્રાપ્ત ન થાય, પણ કમમાં કમ એક સ્થાન પર તો તમે પૂરા શાસક બની શકો તેમ છો અને એ સ્વદેશ તે કયો ? પોતાનું મન અથવા અંતઃકરણ.

દિલ પર ભી કાબુ ન હો મર્દાનગી કયા હૈ ?
ધર મેં ન હો સુલ્લહ તો ફર્જાનગી કયા હૈ ?

સાચો બાદશાહ તો એજ છે, કે જે દુર્ગુણોને પોતાના ચિત્ત-માં ફરકવાજ ન દે.

અગર તનરા ન બાશદ દિલ મુનવ્વર જેર ખાકશ કુન,
ન બાશદ દર શનિરતાં ઇજ્જતે ફાનુસ ખાલી હા.

અર્થઃ—જો તારા શરીરમાંનું હૃદય નિર્મળ ન હોય તો એને જમીનમાં દાટી દે; કારણ કે રાત્રિના અંધારામાં દીવા વગરના ફાન-સની કાંઈજ કિંમત નથી.

## શક્તિસ્તોત્ર

સફળ એકતા (મેળ) તો કેવળ (નિઃસ્વાર્થ) ભલમનસાઇ વડેજ થઇ શકે છે. ઇન્દ્રિયોના ગુલામ હોવા છતાંયે જે લોકો ઉન્ન-તિની આશા રાખે છે અને પોતાનાં અવિદ્યા—અજ્ઞાનને સ્થિર રાખ-વાને સારુજ જેઓ મેળ—સંપ—એકતા કરે છે, તેઓ તો એક રીતે રેતીનાંજ દોરડાં વણે છે. એવા લોકોને વિકાસવાદનો ભાવ અને ઇશ્વરેચ્છાનું દબાણ અનુત્સાહની નદીમાંજ ડુબાડી દે છે. શક્તિ તો કેવળ પવિત્રતામાંજ છે. એ એક એવો ઇશ્વરી નિયમ છે, કે જેની આંખોમાં કોઇ ધૂળ નથી નાખી શકતું. લૉર્ડ ટેનિસનની કવિતાઓમાં સર ગેલાહેડ કહે છે કે, "દશ નવજુવાનોની મારામાં શક્તિ છે કારણ કે મારું હૃદય નિર્મળ છે."

જો થોડો પણ અનુભવ મળ્યો હોય, તો તમારા અંતઃકરણને પૂછવાથી માલૂમ પડશે કે એ વાત સાચીજ છે. પવિત્રતા, સત્ય વિશ્વાસ અને ભલમનસાઇ તથા ઇસ્લામ (શ્રદ્ધા) અને અકબરદિ-લીથી ભરપૂર મનુષ્ય વિદ્યોન્નતિને હાથમાં લઇને જ્યારે આગળ વધતો જાય છે, ત્યારે કોનો ભાર છે કે એની આડે ઊભું રહે ? તમારા અંતઃકરણમાં જો વિશ્વાસ અને સત્ય ભર્યાં હશે, તો તમારી દૃષ્ટિ લોખંડની દીવાલોને પણ ચીરી નાખશે અને તમારા વિચારની

ઠોકરથી પહાડ–પર્વતો પણ ચૂરેચૂરા થઇ જશે. બાજુ ખસો, ઓ જગતના રાજા–મહારાજાઓ! હૃદયનો રાજાધિરાજ (મન ઉપર સામ્રાજ્ય ભોગવનારો) પધારે છે; અનેક શતાબ્દિઓથી દેશમાં પથ્થરની પેઠે ચોંટી બેઠેલો પક્ષપાત એના ચરણના પગરવથીજ ઊડી જશે. અહલ્યાની શિલા આ રામનો ચરણસ્પર્શ થતાંજ સજીવન દેવી બની રહેશે. અકબરદિલીના દંડથી અવિદ્યાના સમુદ્રને પ્રહાર કરો, એટલે તરતજ એ સીધો રસ્તો કરી આપશે. મહંમદ સાહેબનું સૌથી પહેલું ફરમાન એ છે કે, "મારી જમણી બાજુ આવીને ચંદ્રમા પણ ધમકાવીને કહે કે, 'ચાલ, દૂર થઇ જા, રસ્તો આપ' તોપણ હું જરાય ન ખસું."

## મેળ અને એકતા

અકબરદિલી એ ઉર્દૂ શબ્દનો ગુજરાતી અથવા સંસ્કૃત અનુવાદ કરીએ તો મહાન+આત્મા=એટલે વિશાળ આત્મા, એમ થાય છે. જેનું હૃદય સંકીર્ણ અર્થાત્ જેના જગતનો પરિધ બહુજ નાનો –સાંકડો હોય; જેની સહાનુભૂતિ હિંદુ, મુસલમાન કે ખ્રિસ્તી પૈકીના એકાદ નામ સાથેજ સંબંધ ધરાવે છે અને જેનો પ્રેમ સાર્વત્રિક બનીને આગળ નથી વધી શકતો, એવા મનુષ્યને અકબરદિલ–અર્થાત્ મહાત્મા કદી કહી શકાયજ નહિ. એવો મનુષ્ય તો અસગરદિલ (સાંકડા અથવા કૃપણ હૃદયવાળો) છે. અકબરદિલ (ઉદારચિત્તવાળો) નથી, લઘુ આત્મા છે–મહાત્મા નથી. અકબરદિલ–મોટા દિલવાળાનું વર્ણન તો આ પ્રમાણે છેઃ–

હર જાન મેરી જાન હૈ હરએક દિલ હૈ દિલ મેરા,
હાં બુલબુલો–ગુલ મેહરો–મા કી આંખ મેં હૈ તિલ તેરા;
હિંદુ, મુસલમાન, પારસી, સિખ, જૈન, ઇસાઇ, યહૂદ,
ઇન સબ કે સીનોં મેં ધડકતા એકસા હૈ દિલ મેરા.

ભાવાર્થઃ-પ્રત્યેકના પ્રાણ મારા પ્રાણ છે પ્રત્યેક હૃદય મારું હૃદય છે; બુલબુલ, ફૂલ, સૂર્ય અને ચંદ્રની આંખોમાં મારીજ આંખની કીકી છે; હિંદુ, મુસલમાન, પારસી, શીખ, જૈન, ખ્રિસ્તી, યાહૂદી–એ સર્વેનાં હૃદયોમાં મારુંજ હૃદય ધડકયા કરે છે.

જાપાનમાં નિશાળે ભણતા પ્રત્યેક બાળક સાથે નીચલા ભાવની વાતચીત શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચે એકાદ વખત પણ અવશ્ય થાય છેજ.

**શિક્ષક**—તું આવડો મોટો શાથી થયો?
**વિદ્યાર્થી**—ખોરાક ખાવાથી.
**શિક્ષક**—એ ખોરાક કયાંથી ઊત્પન્ન થયો?
**વિદ્યાર્થી**– આપણા દેશ–જાપાનની જમીનમાંથી.
**શિક્ષક**—વારુ ત્યારે તો તારું શરીર જાપાનનીજ ભૂમિમાંથી

ઉત્પન્ન થયું છે ને એનાથીજ એનું પાલન-પોષણ થાય છે. જો કે માતા-પિતા વડે એ પેદા થયું છે, તોપણ એ માતા-પિતાની શક્તિ પણ જાપાનની બહારની તો નથીજ ને?

**વિદ્યાર્થી**—નાજી.

**શિક્ષક**—ત્યારે તો જાપાનને-આપણી માતૃભૂમિને પૂરેપૂરો અધિકાર છે કે, જ્યારે પણ જરૂર પડે ત્યારે તારું શરીર એના ઉપયોગને માટે લઇ શકે ને?

**વિદ્યાર્થી**—જી હા, એ વખતે મારું કોઇ પણ બહાનું ચાલેજ નહિ.

બચપણમાંજ આવી વાતચીતથી જે માન્યતાઓ દાખલ થાય છે, તેથી પ્રત્યેક જાપાનીસનો માતૃભૂમિ માટે પ્રાણસમર્પણ કરવાનો ભાવ નસેનસમાં પેસી જાય છે.§

ખરેખર, ધન્ય છે એ નાનાં નાનાં બાળકોને કે જેમની બુદ્ધિમાં બચપણથીજ આવી મહત્ત્વની વાત ઠસાવવામાં આવે છે, ઠસી જાય છે અને આચરણમાં ઉતરવા માંડે છે! આપણા દેશમાં તો એક બાજુ વિદ્વાન પંડિતજી અને બીજી બાજુ આલિમ ફાજિલ મોલવી સાહેબ! શતાબ્દિઓ વીતી ગઇ તોપણ તેઓ એટલું વ્યાવહારિક સત્ય નથી સમજ્યા કે, આપણે હિંદુ અને મુસલમાન એકજ ભારતમાતાનાં સંતાનો છીએ અને એકજ માતાનું દૂધ પીએ છીએ; (કારણ કે હિંદુ અને મુસલમાન, એ બન્નેની નસોમાં જે લોહી વહે છે, તે તો એકજ ભૂમિની વનસ્પતિથી તથા જળ અને વાયુથી ઉત્પન્ન થાય છે.) તેથી સગા ભાઇઓજ છીએ. યુરોપખંડનો કોઇ પણ નિવાસી જો ત્રણ વર્ષ સુધી અમેરિકામાં જઇને રહે છે, તો અમેરિકાના લોકો સાથે એની સંપૂર્ણ સહાનુભૂતિ અને પ્રીતિ બંધાઇ જાય છે. ભલે પછી તેઓ એકજ સંપ્રદાયના હો કે પરધર્મી હો. શરીર તો અમેરિકામાં હોય અને મન પોતાના જૂના દેશમાં ભમ્યા કરે, એવું તેમનામાં હોતું નથી.

યુરોપખંડમાં ખ્રિસ્તીધર્માવલંબીઓનું પ્રમાણ વિશેષ છે અને એમાં એવા પણ ધર્માંધ લોકો પડ્યા છે કે, ઈશુખ્રિસ્તના નામ પર પ્રાણ સમર્પણ કરવામાં પરમ આનંદ માને છે; પરંતુ તેઓ પણ ઈશુખ્રિસ્તના દેશ અને જાતને પોતાના દેશ અને જાત કરતાં વિશેષ પ્રિય નથી માનતા. લેખક સપ્રેમ કહે છે (અને પ્રેમની તો કઠોરતા પણ સહજ હોય છે) કે, વહાલા મુસલમાન ભાઇઓ! આવો ભેદભાવ (ફાટફૂટ) શા માટે? હિંદુસ્તાનમાં રહો છો તો પછી હૃદય

---

§ કહેવાતા એક રાષ્ટ્રશિક્ષકે તો ગીતા અને રામાયણને ઇચ્છતા વિદ્યાર્થીઓને "બાઇબલ" શીખવા-સમજવાની સલાહ આપી હતી.

—ખરાબ ભિક્ષુ

હિંદુઓથી જુદાં શા માટે રાખો છો? બીજી બાજુ હિંદુ પંડિતોને એમ કહેવાનું છે કે, મર્યાદા–પુરુષોત્તમ ભગવાન રામચંદ્રનાં શવરીનાં એઠાં બોર ખાવાં, ગરીબ ચમાર સાથે પ્રેમ, વાનરોને પણ મોહિત કરી દેવાની શક્તિ, શત્રુના ભાઇ ઉપર પણ અનુકંપા એ બધું જરા યાદ કરો અને વિચારો કે, નિમ્નલિખિત પંડિતની પ્રશંસા કોણ કરી ગયું છે? બન્ને બાજુએ લડી મરવા માટે સેનાઓ તૈયાર થઇને ઊભી છે, સમસ્ત હિંદુસ્તાનના વીરોનાં હૃદયો જાણે ક્રોધ અને દ્વેષથી આકાશપર્યંત ઊછળી રહ્યાં છે; આવે સમયે આપણા જગદ્દગુરુ (અખિલ જગતને પ્રકાશ આપનાર ભગવાન શ્રીકૃષ્ણ) પોતાની જિહ્વા અને શબ્દોવડે આપણે માટે કેવા સ્પષ્ટ અને મધુરા ગીતમાં સંદેશો (અનુશાસન) મૂકતા ગયા છે! હજારો વર્ષો વીતી ગયાં, તોપણ આકાશે પોતાની ટપાલ ઑફિસમાં એ કાગળ ઉપર ગુરુના નામની છાપ નથી પડવા દીધી, પવનરૂપી દૂતે એને પોતાની પાંખોમાં ઉપાડીને ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ, પૂર્વગોળાર્ધ, ઉત્તરગોળાર્ધ, જાપાન, યુરોપ અને અમેરિકા એમ સર્વત્ર ફેરવ્યો છે. ધન્ય છે એ કબૂતરની પ્રભુભક્તિને! અન્ય દેશોના લોકો એ કાગળ (સંદેશો) પ્રમાણે વર્તન કરીને દિવસે બમણી તો રાત્રે ચોગણી ઉન્નતિ કર્યે જાય છે; પરંતુ અફસોસ! જેને માટે એ શ્રુતિ પ્રથમ અવતીર્ણ થઇ હતી, એવા ભારતવાસીઓએ તો વ્યાવહારિક વર્તનમાટેનો સમય બહાનાં શોધવામાંજ ગુમાવ્યો! સાંભળો એ (ગીતાનો) સંદેશોઃ—

**विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।**
**शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः॥**
**इहैवतैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः।**
**निर्दोषं हि सम ब्रह्म तस्माद् ब्रह्मणि ते स्थिताः ॥**

ભાવાર્થઃ–વિદ્યાવિનયસંપન્ન બ્રાહ્મણોને, ગાયને, હાથીને, કૂતરાને અને ચાંડાલને પણ પંડિતો સમાન દૃષ્ટિથી જુએ છે. જેમનું મન સમતામાં સ્થિર થયેલું છે, તેમણે અહીંજ જગતને જીતી લીધું છે. કેમકે બ્રહ્મ નિર્દોષ અને સમ હોવાથી એ બ્રહ્મમાંજ સ્થિત છે.

"પોથે પઢ પઢ સબ ગયે, પંડિત ભયા ન કોય;
અઢાઇ અક્ષર પ્રેમ કે, પઢે સો પંડિત હોય."

પંડિત તો એ કહેવાય, કે જેનાં પ્રેમચક્ષુ ઉઘડ્યાં હોય અને જે જ્ઞાન તથા પ્રેમના આવેશમાં પશુ, વનસ્પતિ અને પથ્થરમાં પણ પોતાના પ્રિય-પ્રભુનાં દર્શન કરે છે. જેને મનુષ્યની છાયા ઉપર પણ ઘૃણા આવતી હોય, જે મુસલમાનને અડકવામાં પણ પાપ માને અને બીજી તરફ પથ્થરમાં પણ પ્રભુ પૂજે, તેને કેવી રીતે પંડિત કહેવાય?

અકબરની પાસે એના દૂધભાઇના ઉડાઉપણાની અનેક ફરિયાદો અને નિંદાઓ આવતી; પરંતુ અકબર તેને એક કાને સાંભળી

બીજે કાને કાઢી નાખતો. છેવટે ખજાનાના શુભેચ્છકોએ જ્યારે અત્યંત સખ્ત શબ્દોમાં કહ્યું કે, "જહાંપનાહ! આટલી બધી રહેમ શું વાજબી કહેવાય?" ત્યારે અકબરે ઉત્તર આપ્યો કે: "ભાઈ! શું તમે નથી જાણતા કે, મારી અને તેની (દૂધભાઇની) વચ્ચે દૂધની એકજ નદી વહે છે, કે જેને પાર કરવી અથવા સુકાવી દેવી મારે માટે અશક્ય છે."

અકબરે અને એના દૂધભાઇએ એકજ રજપૂત માતાનું દૂધ પીધું હતું; તો શું હિંદુ અને મુસલમાન એકજ માતા (ભારત)નું દૂધ નથી પીતા? પાછળનો વિરોધ ભૂલી જાઓ. લડાઇ-ઝઘડા અને ગાળાગાળી માફ કરો. રિસાયલા રિઝાઇ જાઓ.

(સ્વામી રામતીર્થ ગ્રંથ ચોથામાંના એક લેખનો સારાંશ)

ૐ! ૐ!! ૐ!!!

---

## ૧૩-इस्लाम धर्ममां सुलेह-शान्ति विषे ऊंचा विचार

(લેખક:-સ્વર્ગસ્થ વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયાર)

હવે અંધકારનો જમાનો વીતી ગયો છે, અંધશ્રદ્ધાનો જમાનો વીતી ગયો છે, ધર્મનાં ખોટાં ઝનૂનોનો જમાનો પણ વીતી ગયો છે, આભડછેટની પોલંપોલનો જમાનો વીતી ગયો છે અને "અમારું તેજ સાચું અને બીજા સૌનું ખોટું" એવો જમાનો પણ વીતી ગયો છે. તેને બદલે એકબીજાના ધર્મ તરફ ઉદારભાવથી જોવાનો તથા એક બીજાના ધર્મની ખૂબી સમજવાનો અને એકબીજાને અરસપરસ મદદ કરવાનો જમાનો આવી લાગ્યો છે. કારણ કે હાલના હરીફાઇના વખતમાં તથા યુરોપ-અમેરિકા વગેરે બીજી સુધરેલી પ્રજાઓના સંસર્ગથી હિંદુ તથા મુસલમાન સૌ ભાઇઓની ખાતરી થતી જાય છે કે, દેશના ભલામાંજ આપણું ભલું છે; તેથી હિંદુ-મુસલમાનો વચ્ચે જે મતભેદ થાય છે તેનું મુખ્ય કારણ એ છે કે, એકબીજાના ધર્મને જે માન આપવું જોઇએ, તે માન તેઓ એકબીજાને આપી શકતા નથી; અને એવું માન આપી શકતા નથી તેનું મુખ્ય કારણ એ છે કે, મુસલમાન ભાઇઓના ધર્મમાં શું ખૂબી છે તે વાત હિંદુ ભાઇઓ જાણતા નથી, અને હિંદુઓના ધર્મમાં શું ખૂબી છે તે વાત મુસલમાન ભાઇઓ જાણતા નથી. તેથી તેઓ એકબીજાના ધર્મને નિંદે છે અને કેટલીક બહારની ક્રિયાઓ જોઇને, શાસ્ત્રો તપાસ્યા વિના તેઓ એકબીજાના ધર્મ માટે ખોટો અભિપ્રાય બાંધી દે છે, તેથી મતભેદ ઊભો થાય છે અને એ મતભેદ કોઇ કોઇ વખત કજિઆનું મૂળ થઇ પડે છે. માટે પવિત્ર મુસલમાન ધર્મમાં જે ખૂબી

હોય તે હિંદુ ભાઇઓએ સમજવી જોઇએ; અને હજારો વર્ષથી ચાલ્યા આવતા જૂનાંમાં જૂના હિંદુધર્મમાં જે ખૂબી હોય, તે ખૂબી મુસલમાન ભાઇઓએ જાણવી જોઇએ. જો આમ થાય તો તેઓ બન્ને કોમવાળાઓ એકબીજાના ધર્મ તરફ માનની તથા ઉદારતાની નજરે જોતાં શીખે અને પછી આગળ જતાં તેઓ વચ્ચે દિનપ્રતિદિન ભ્રાતૃભાવ વધતો જાય, એમાં કાંઇ શક નથી. માટે હાલના વખતમાં સુલેહને ઇચ્છનારા સારા લેખકોનું જે મુખ્ય કામ છે તે એજ કે, હિંદુ વિદ્વાન લેખકોએ મુસલમાનધર્મની ખૂબી પોતાની કોમના લોકોને સમજાવવી જોઇએ; અને જાણીતા મુસલમાન લેખકોએ હિંદુધર્મની ખૂબી પોતાની કોમના લોકોને સમજાવવી જોઇએ. જો આવી રીતે બન્ને બાજુ તરફથી ઉદાર દિલથી પ્રયત્ન થાય, તો એનું પરિણામ બહુજ સારું આવે, એમાં કાંઇ પણ શક નથી. આ કામ બહુજ સહેલાઇથી થઈ શકે તેવું છે; કારણ કે દુનિયામાં ખૂબી વિનાનો કે ખામીવિનાનો કોઇ પણ ધર્મ નથી. દુનિયાના દરેક મોટા ધર્મમાં કાંઇક ખાસ ખૂબીઓ તો હોયજ; તેમજ કેટલીક માફ કરી શકાય તેવી નાની નાની ખામીઓ પણ હોયજ. સુલેહ ઇચ્છનારા સારા લેખકોનું કામ એ છે કે, ખામીઓને બાજુએ રાખી ખૂબીઓ બતાવવી; કારણ કે પારકા ધર્મની ખામી બતાવવી એ કામ કાંઇ સુલેહ ઇચ્છનારાઓનું નથી. બેશક, ધર્મમાં ચાલતી ભૂલો બતાવવાની જરૂર છે, પણ એ કામ પારકા ધર્મવાળાઓનું નથી; એ કામ તો તે તે ધર્મના ઉપદેશકોનું છે, એ કામ તો ધર્મગુરુઓનું છે, એ કામ તો સાધુઓનું છે અને એ કામ તો જે માણસ પોતાના ધર્મમાં બહુજ ઊંડા ઊતરેલા હોય તેઓનું છે. એ કામ કાંઇ ઉપલક નજરે જોનારા પારકા ધર્મવાળાનું નથી. માટે જો ખામીને બાજુએ રાખીએ અને માત્ર ધર્મની ખૂબી બતાવવાનુંજ કામ કરીએ તો એ માટે પણ બહુ બહોળું મેદાન તૈયાર છે. માટે હિંદુ ભાઇઓએ મુસલમાનોના ધર્મની ખૂબીઓ બતાવવી જોઇએ અને મુસલમાન ભાઇઓએ હિંદુધર્મની ખૂબીઓ બતાવવી જોઇએ.

ઘણા હિંદુ ભાઇઓ એમ સમજે છે કે, મુસલમાનોના ધર્મમાં લડાઈ–ટંટા કરવાનું અને મારફાડ કરવાનું લખેલું છે તેથી તેઓ ઝનૂની હોય છે અને વાતવાતમાં લડી પડે છે. તેમજ કેટલાક અજ્ઞાની મુસલમાન ભાઈઓ પણ એમ સમજે છે કે, હિંદુઓ કાફર છે, તેથી તેમને મારવા કે દુઃખ દેવાથી પાપ લાગતું નથી, પણ એથી તો ઊલટો ધર્મ થાય છે. આવા ખોટા વિચાર બન્ને કોમના ઘણા મોટા ભાગમાં પેસી ગયેલા છે. તેથી એ ખોટા વિચાર દૂર કરવાને ખાતર, અને બન્ને કોમ વચ્ચે સલાહ–સંપ વધારવાને ખાતર, પવિત્ર કુરાને શરીફમાંથી જણાવવું જોઇએ કે, સલાહ–શાંતિ રાખવા માટે

ઇસ્લામ ધર્મમાં બહુજ ઊંચા વિચારો બતાવેલા છે. તેના કેટલાક ફકરાઓ નીચે ટાંકી બતાવું છું

## સુલેહ નહિ રાખવાનાં કારણો

પ્રથમ એ જાણવું જોઇએ કે, લોકો શા માટે તોફાન કરે છે? જો તેનાં કારણો જાણ્યાં હોય, તો તોફાનનો અટકાવ થઈ શકે છે. એ માટે કુરાને શરીફની *બીજી સુરામાં અગિયારમી તથા બારમી આયાતમાં કહેલું છે કેઃ—

"તોફાન કરનારાઓને જ્યારે કહેવામાં આવે છે કે, તમે જમીન ઉપર ફિસાદ કરો નહિ; ત્યારે તેઓ કહે છે કે, અમે તો માત્ર સુધારો કરનારા છીએ; પણ ખરેખરી રીતે જોતાં તેઓ પોતેજ ફિસાદ કરનારાઓ છે અને તેમ છતાં તેઓ એ વાત જાણતા નથી."

આ સિવાય સુરા ચોથીની આયાત આઠમીમાં પણ કહેલું છે કેઃ-

"જેઓએ પોતાના હાથે અગાઉ જુલમ કરેલો છે, તેઓની ઉપર જ્યારે આફત આવશે, ત્યારે તેઓ ખુદાના સોગન ખાઇને કહેશે કે, ભલાઈ અને સલાહ-સંપ સિવાય બીજો કોઈ પણ અમારો ઇરાદો નહોતો."

આવી રીતે ભલાઇના બહાના નીચે, સંપના બહાના નીચે અને સુધારાના બહાના નીચે લોકો તોફાન કરે છે; પણ તેઓને સુલેહ રાખવા માટે પોતાના વહાલા પયગંબર સાહેબ મારફત પવિત્ર કુરાને શરીફમાં ખુદા હુકમ કરે છે કેઃ-

"કોઇ પણ જીવને તેના ગજા ઉપરાંત તકલીફ આપવામાં આવશે નહિ." (સુરા ૨, આયાત ૨૩૩.)

હવે વિચાર કરવાનો છે કે, જ્યારે તોફાન થાય, જ્યારે સુલેહનો ભંગ થાય અને જ્યારે જુલમ ગુજરે, ત્યારે કોઇ પણ જીવને તેના ગજા ઉપરાંત તકલીફ નહિ આપવાનો નિયમ સચવાય ખરો કે?

એ પછી સુરા બીજીની આયાત ૨૦૮ માં ખુદા કહે છે કે, "હે ધર્મ પાળનારાઓ! તમે સઘળા સલાહમાં, સંપમાં, શાંતિમાં દાખલ થાઓ."

એ પછી સુરા ચોથીની આયાત ૧૨૮ માં ધણી-ધણિયાણી વચ્ચે કજિયો થાય અને તેઓ એકબીજાને તલાક આપી છૂટાં પડે તે સંબંધમાં પણ કહેલું છે કે, "તેઓ પોતપોતાની વચ્ચે સુલેહથી સમાધાન કરે તો તેની ઉપર કાંઇ ગુનો નથી અને સુલેહ વધારે સારી છે."

એટલુંજ નહિ પણ એથી આગળ વધીને એ સંબંધમાં કહેલું છે કેઃ-

---

* સુરા એટલે પ્રકરણ, અને આયાત એટલે શ્લોક અથવા વચન સમજવું.

"જો તમેં સલાહ કરો અને (ખુદાનો) ડર રાખો તો ખરે-ખર ખુદા માફી આપનાર અને દયાળુ છે." (સુરા ૪, આયાત ૧૨૯)

એ પછી સુરા બીજી, આયાત ૬૦ માં કહેલું છે કે, "ખુદાની આપેલી રોજીમાંથી ખાઓ-પીઓ અને જમીન ઉપર ફિસાદ કરો નહિ; તથા હદબહાર જાઓ નહિ."

આ તો સાધારણ પ્રકારની સુલેહની વાતો થઇ; પરંતુ એથી પણ આગળ વધીને પવિત્ર કુરાને શરીફ (સુરા ૪, આયાત ૯૦)માં કહેલું છે કે:—

"દુશ્મન પણ જો સલાહ કરવા ઇચ્છે તો તેની સાથે સલાહ કરવી અને તેને મારવો નહિ."

સુલેહ રાખવાની બાબતમાં ફરમાનો આપતાં દયાળુ ખુદાને આટલેથી પણ સંતોષ થતો નથી, તેથી આગળ વધીને ખુદાએ ફરમાવ્યું છે કે:—

"જે કોઇ માણસે ખૂન કર્યું હોય અથવા પૃથ્વીમાં ફિસાદ કરી હોય, તે માણસ સિવાય બીજા કોઇ માણસને જો કોઇ મારી નાખે તો જાણે કે તેણે સર્વ માણસોને મારી નાખ્યા છે અને જો કોઇ માણસ કોઇનો જીવ બચાવે તો જાણે કે તેણે સર્વ માણસોના જીવ બચાવ્યા છે." (સુરા ૫, આયાત ૫ મી)

બંધુઓ! સુલેહ રાખવા માટે આ કરતાં વધારે સારા હુકમો બીજા કેવા હોય? તે મને તો કાંઈ સમજાતું નથી. મને તો આ હુકમો બહુજ સારા લાગે છે.

## સુલેહ શા માટે રાખવી જોઇએ?

સુલેહ રાખવા માટે ખુદાએ આટલી બધી તાકીદ કરેલી છે અને આટલા બધા મજબૂત હુકમો આપેલા છે તેનું કારણ શું? શું એમાં ખુદાને કાંઇ ફાયદો છે? નહિ, તેણે આપણાજ ભલાને સારુ સુલેહ રાખવાનું કહેલું છે. એ માટે સુરા ચોથીની આયાત ૬૪ માં કહેલું છે કે:—

"જે બીજાઓની ઉપર જુલમ કરે છે, તે પોતે પોતાનાજ ઉપર જુલમ કરે છે."

અને જે પોતે પોતાની ઉપરજ જુલમ કરે, તેનું ભૂંડું થાય તેમાં શું નવાઇ! માટે એવી ખરાબીમાંથી બચવા સારુ ખુદાએ સલાહ-સંપ રાખવાનું ફરમાવેલું છે; કારણ કે:—

## તોફાન કરનારાઓ ખુદાને ગમતા નથી

એ માટે સુરા ત્રીજીની આયાત ૨૦૫ માં કહેલું છે કે:—

"જેથી ખેતીનો અને ઢોરોનો નાશ થાય એવાં તોફાનો ન કરો; કારણ કે એવાં તોફાનો ખુદાને ગમતાં નથી."

એ પછી સુરા ત્રીજીની આયાત ૫૭ માં તથા સુરા ૫ ની આયાત ૬૪ માં કહેલું છે કે, "ખુદા જુલમગારોને ચાહતો નથી."

આ પ્રમાણે ખુદાને કજિયા ગમતા નથી અને કજિયાખોરોને ખુદા ચાહતો નથી; એટલુંજ નહિ પણ એથી આગળ વધીને હવે એ પણ આપણે જાણવું જોઇએ કે, સુલેહ રાખનારને શું ફાયદા થાય છે?

## સુલેહ રાખનારને થતા ફાયદા

એ વિષે કુરાને શરીફમાં કહેલું છે કે,—માણસોની ઘણીખરી વાતોમાં (પ્રીતિ–મહેરબાનીમાં) કાંઇ સાર નથી, પણ ખુદાની (ઈશ્વરની) પ્રીતિ મેળવવા માટે જે કોઇ દાન આપવાનું, અથવા સારાં કામ કરવાનું અથવા તો માણસોમાં સમાધાની કરવાનું કામ કરે છે, તેઓને જલદીથી ખુદા મોટો બદલો આપે છે.×

(સુરા ૪, આયાત ૧૪૪)

આ ફરમાન ઉપરથી વિચાર કરવો ઘટે છે કે, જે સમાધાની કરનારા છે તેઓને જલદીથી બદલો મળે છે; એટલુંજ નહિ પણ મોટો બદલો મળે છે, સમાધાની કરનારને–દલાલને પણ જ્યારે આટલો બધો મોટો લાભ મળે છે, ત્યારે ખુદ સુલેહ રાખનારને પોતાને કેટલો બધો લાભ મળતો હશે, એનો જરા ખ્યાલ તો કરો!

સુલેહ રાખવા માટે ખુદાનાં આવાં વચનો જેના અંતરમાં જામી ગયાં હોય તેવા ભક્તોમાં પછી કેટલી બધી શાંતિ આવી જાય, એ તમને ખબર છે? એ માટે પવિત્ર કુરાને શરીફમાં સુરા ૫ ની આયાત ૨૮, ૨૯ માં કહેલું છે કે:—

"મને મારી નાખવા માટે જો તું તારો હાથ મારા તરફ લાંબો કરે, તોપણ તને મારવા માટે હું મારો હાથ લંબાવનાર નથી; કારણ કે સર્વ સૃષ્ટિના પાલક ખુદાથી હું સાચેસાચો ડરું છું. ખરેખર, હું એમ ઇચ્છું છું કે, મારાં પાપ હું ભોગવું અને તારાં પાપ તું ભોગવ, કે જેથી જે આગમાં રહેનારા છે તેઓ માંહેલો તું પણ થાય. કારણ કે જુલમગારો માટે એજ સજા છે."

આ આયાતમાંથી બે બાબત શીખવાની મળે છે. એક તો એ કે, જેઓ ખરેખરા ધર્મને સમજવાવાળા ભક્તો છે, તેઓ જુલમ સાંખી જાય છે, પણ કોઇની ઉપર જુલમ ગુજારતા નથી અને બીજું એ કે, જુલમગારોને આગમાં રહેવું પડે છે, માટે કોઇની પણ ઉપર જુલમ ન કરવો જોઇએ અને સલાહ–શાંતિ રાખવાં જોઇએ.

બીજાઓ આપણી ઉપર જુલમ કરે, તે ખમી ખાવાની ધીરજ કેમ રહે? એવી ધીરજ રહેવી એ આપણને બહુ મુસ્કેલ લાગે છે; પણ જે ધર્મચુસ્ત માણસ હોય તે ખાતરીપૂર્વક એમ સમજે છે કે:–

---

× स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् (ભગવદ્ગીતા.)

## ખુદા જુલમગારોને જાણનાર છે

એ માટે પવિત્ર કુરાને શરીફમાં સુરા ૨ ની આયાત ૯૫ માં તથા સુરા ૨ ની આયાત ૨૪૬ માં તથા સુરા ૩ ની આયાત ૬૩ માં કહેલું છે કે, ખુદા જુલમગારોને જાણનાર છે. મતલબ કે જુલમગારોને તેઓના જુલમ માટે ખુદા કાંઈ ભૂલી જાય તેમ નથી; પણ અનેક પ્રકારે અનેક બાબતોમાં ખુદા તેમને સજા કરી શકે તેમ છે; એટલુંજ નહિ પણ જુલમગારોને આપણે જેટલી સજા કરી શકીએ, તે કરતાં પણ ખુદા ઘણીજ વધારે સજા કરી શકે તેમ છે અને તે એક રીતે નહિ પણ અનેક રીતે કરી શકે છે. જેમકેઃ—

## જુલમ કરનારાઓને ખુદાનું જ્ઞાન મળતું નથી

એ માટે કહેલું છે કે, જે જુલમગાર હોય તેને ખુદા રસ્તો દેખાડતો નથી. ( સુરા ૨, આયાત ૨૫૮ )

એજ મુજબ સુરા ૫, આયાત ૫૧ માં પણ કહેલું છે; એટલુંજ નહિ પણ એથી પણ આગળ વધીને સુરા ૩ ની આયાત ૮૬ માં કહેલું છે કે, જે કોમ જુલમગાર હોય, તે કોમને પણ ખુદા રસ્તો બતાવતો નથી.

એટલુંજ નહિ પરંતુ એથી પણ આગળ વધીને ખુદા કહે છે કેઃ—

"મારું વચન, ( મારો કોલ, મારા હુકમો, મારી પ્રેરણાઓ અને મારા તરફનું ઉપદેશકપણું ) જુલમગારોને મળશે ( પહોંચશે ) નહિ." ( સુરા ૨, આયાત ૧૨૪ )

જુલમગારોને ખુદા રસ્તો દેખાડતો નથી અને તેને ખુદાનું વચન મળતું નથી; એટલુંજ નહિ પણ જે જુલમ કરનાર છે, તેઓની ઉપર ખુદાને બહુજ દ્વેષ છે. તેથી એથી પણ આગળ વધીને સુરા ૨ ની આયાત ૨૭૦ માં તથા સુરા ૩ ની આયાત ૧૯૨ માં કહેલું છે કે,—" જે જુલમ કરનાર છે, તેને કોઇ મદદ કરનાર નથી."

## તોફાન કરનારા નુકસાન પામશે

જુલમ કરનારને, તોફાન કરનારને કોઇ મદદ કરનાર નથી; એટલુંજ નહિ પણ ખુદાએ સુરા ૨ ની આયાત ૨ માં કહેલું છે કેઃ—

"ખુદાએ સૌને હળીમળીને રહેવા માટે ફરમાવ્યું છે અને એ કરાર નક્કી થયેલો છે; માટે ખુદાના એ કરારને જે માણસ તોડે છે અને પૃથ્વીમાં ફિસાદ કરે છે, તેઓજ નુકસાન ખમનારા છે."

## તોફાન કરનારને થતી શિક્ષા

તોફાન કરનારા નુકસાન ખમશે, એટલુંજ નહિ પણ તેઓને કેટલું બધું નુકસાન ખમવું પડશે, એ માટે કુરાને શરીફમાં સુરા ૨ ની આયાત ૨૭૯ માં કહ્યું છે કેઃ—

" તમે જુલમ કરો નહિ, એટલે તમારી ઉપર જુલમ કરવામાં

આવશે નહિ." મતલબ કે, જે જુલમ કરે છે તેની ઉપર જુલમજ થાય છે; માટે આમાંથી જે સમજવાનું છે તે એજ કે, જો પોતાની ઉપર જુલમ કરવાની મરજી હોય, તોજ બીજાઓની ઉપર જુલમ કરવો.

જુલમ કરનાર માટે ખુદા કેવો સખત છે એ માટે સુરા ૨ ની આયાત ૧૬૫ માં કહેલું છે કેઃ—

"જેઓએ જુલમ કર્યો છે, તેઓને જ્યારે શિક્ષા થશે ત્યારે તેઓ જાણશે કે, શિક્ષા કરવામાં ખુદા ખરેખરો સખત છે અને સર્વ શક્તિ ખુદાનીજ છે."

જે તોફાન કરનારા છે અને જુલમ કરનારા છે, તેઓને શિક્ષા કરવામાં ખુદાને કાંઈ મુશ્કેલી પડે તેમ નથી. એ માટે સુરા ૪ ની આયાત ૨૯ તથા ૩૦ માં કહેલું છે કેઃ—

"કોઇનું હરામનું ખાઓ નહિ અને કોઇને મારી નાખો નહિ. જે કોઇ દુશ્મનાઇને લીધે અથવા જુલમગારપણાને લીધે એમ કરશે, તેને ખુદા આગમાં ફેંકી દેશે અને એમ કરવું એ ખુદાને માટે સહેલું છે; કારણ કે જુલમગારોને એવી શિક્ષા કરવામાં ખુદાને કાંઇ મુશ્કેલી પડે તેમ નથી."

"જુલમગારોને ખુદા શિક્ષા કરશે" એમ કહેવાથી પણ કેટલાક તોફાની માણસો કદાચ સમજે નહિ અને તોફાન કરવાનું જારી રાખે, તેથી તેઓને માટે સુરા ૫ ની આયાત ૩૩ માં કહેલું છે કેઃ-

"જેઓ ઈશ્વરની સામા લડાઇ કરે, અથવા તેના મોકલેલા મહાત્માઓની સામે લડાઇ કરે (અર્થાત્ ઈશ્વર અને તેના પયગંબરના ઉપદેશની વિરુદ્ધ ચાલે) અને દુનિયામાં ફિસાદ કરે, તેઓ માટે સજા માત્ર એ છે કે, તેઓને મારી નાખવા, અથવા ફાંસીએ ચડાવવા, અથવા તેઓને દેશનિકાલ કરવા. આ તેઓને માટે આ દુનિયામાં એક હલકાઇભરેલી શિક્ષા છે અને તેમને માટે આવતી જિંદગીમાં મોટી સજા છે."

તોફાન કરનારાઓને તથા જુલમ કરનારાઓને આવી રીતે પૃથ્વીમાં શિક્ષા થાય છે; એટલુંજ નહિ પણ એથી આગળ વધીને સુરા ૨ ની આયાત ૫૯ માં કહેલું છે કેઃ—

"ખુદા કહે છે કે, જેઓ જુલમ કરતા હતા, તેઓની ઉપર અમે આકાશમાંથી શિક્ષા ઉતારી; કારણ કે તેઓ પાપ કરતા હતા."

ખુદા (પ્રભુ) નાં આ વચનોમાં ઘણુંયે સમજવા જેવું છે. તેમાં પહેલું એ કે, જુલમ કરવો, કજિયો કરવો, તોફાન કરવું એ પાપ છે અને બીજું એ કે, તેઓની ઉપર આકાશમાંથી શિક્ષા ઊતરે છે." આ વાત બહુ વિચારવા જેવી છે.

જુલમ કરનાર સાથે પ્રભુ પોતે આવી સખ્તાઇથી વર્તે છે;

એટલુંજ નહિ પણ જુલમ કરનારને વશ રાખવા માટે અને તોફાન કરતા અટકાવવા માટે એથી પણ આગળ વધીને ખુદાએ (સુરા ૨, આયાત ૧૯૩ માં) કહેલું છે કે:—

જુલમ કરનાર સિવાય બીજા કોઇ સાથે દુશ્મનાઇ કરવી નહિ.

મતલબ કે, જુલમ કરનાર સાથે દુશ્મનાઇ રાખવી; કારણ કે ખુદાને તોફાન ગમતાં નથી, તેથી તે દયાળુ તોફાન કરનારાઓને કાબૂમાં રાખવા માટે આવા ચોખ્ખા હુકમો આપે છે.

આટલું આટલું છતાં પણ માણસો ટંટો–ફિસાદ કરતાં અટકતાં નથી, તેથી ખુદા પોતે લડાઇ અટકાવે છે. એ કુરાને શરીફમાં સુરા ૫ ની આયાત ૬૪ માં કહેલું છે કે, "જ્યારે તેઓએ લડાઇને માટે અગ્નિ સળગાવ્યો, ત્યારે ખુદાએ તે ઓલવી નાખ્યો."

કારણ કે:—

"લડાઇ કરનારા કેટલાક માણસોને ખુદાએ બીજા કેટલાક માણસો વડે અટકાવ્યા ન હોત તો જરૂર પૃથ્વીનો નાશ થઇ ગયો હોત; પણ ખુદા આખા જગત ઉપર કૃપાળુ છે."

(સુરા ૨, આયાત ૨૫૧)

આવી રીતે ખુદા પોતેજ ટંટા–બખેડા તથા લડાઇઓ અને તોફાનો થતાં નિરંતર અટકાવે છે; ત્યારે ધાર્મિક માણસોએ પણ ખુદાનો હુકમ માનીને તોફાનો અટકાવવાં જોઇએ ને સલાહ રાખવી જોઇએ, એમાં તો નવાઇજ શું ? કારણ કે શાંતિ રાખવી અને કોઇ પણ જીવને જરાપણ ઇજા કરવી નહિ, એજ ધાર્મિક માણસોની મુખ્ય ફરજ છે ને એમાંજ ખુદા રાજી છે.

પવિત્ર કુરાને શરીફમાં સુલેહ રાખવા માટે આવાં સેંકડો વચનો છે; પણ તે બધાં કાંઈ આજ ને આજ આ ઠેકાણે લખી શકાય નહિ. આ તો માત્ર પાંચ પ્રકરણોમાંથી લીધેલી મુખ્ય મુખ્ય બાબતો છે; પણ કુરાને શરીફમાં તો ૧૧૪ પ્રકરણ છે અને તેમાં સુલેહ રાખવા માટે સેંકડો ફરમાનો છે. એ બધાં ફરમાનો કોઇ વખત પરમાત્માની મરજી હશે તો વાંચનાર ભાઈઓની હજૂરમાં રજૂ કરીશ. (પવિત્ર કુરાને શરીફના આધારે "ભારતજીવન"માં ૧૫–૨૦ વર્ષ પર લખેલા લેખમાંથી.)





# मुस्लिम महात्माओ

## १–महातपस्वी जाफर सादेक

મહાતપસ્વી જાફર સાદેક મહાત્મા મહમ્મદ (પયગંબર સલ૦)ના દૌહિત્ર હતા. 'તેજકરતોલ ઓલિયા'ના લેખકે તેમને વિષે ઘણા ઊંચા ઊંચા ભાવ પ્રકટ કર્યા છે. તે કહે છે કે, સાદેક પોતાના સમયના સાધુસમાજના અગ્રણી હતા. સૌ તેમના પ્રતિ અત્યંત શ્રદ્ધાવાન હતા. તેઓ ધર્મમાર્ગના વાસ્તવિક નેતા હતા. તે એકેશ્વરવાદીઓના ગુરુ, ઇસ્લામધર્મના આચાર્ય અને ઈશ્વરાનુરક્ત ભક્તસમાજના અગ્રગામી અને માર્ગદર્શક હતા. પ્રેમી અને વૈરાગ્યવાન તપસ્વીઓમાં તેમનું સ્થાન સૌથી ઊંચું હતું. તત્ત્વજ્ઞાનથી ભરપૂર શાસ્ત્રોની રચના કરવામાં, શાસ્ત્રોને વિષે ઉત્તમ, ગહન અને અર્થગંભીર પ્રવચન કરવામાં અને કુરાનમાં સમાવેલું ગૂઢ તત્ત્વજ્ઞાન સમજાવવામાં તેમની કુશળતા અદ્વિતીય હતી.

તે સમયમાં મનસૂર નામનો એક પુરુષ અરબ દેશનો ખલીફા હતો. સાદેકની અતુલનીય બુદ્ધિમત્તા અને પ્રતિષ્ઠા જોઇને તેને ઇર્ષ્યા આવી. તેણે પોતાના મંત્રીને હુકમ કર્યો કે, "જાઓ, સાદેકને પકડીને મારી પાસે તેડી લાવો. મારે તેનો વધ કરવો છે." આવો હુકમ સાંભળીને તે મંત્રી તો આભોજ બની ગયો. તેણે ખલીફા મનસૂરને કહ્યું: "જે માણસ એકદમ એકાંત સ્થાનમાં વાસ કરે છે અને નિર્જનતાનો આશ્રય લઇને બધો વખત તપશ્ચર્યા કરવામાંજ રત રહે છે, સંસારમાંથી જેણે પોતાના મનને પાછું ખેંચી લીધું છે, તેને માટે આપનો આવો હુકમ?" મંત્રીના આવા કથનથી તે ખલીફા ઊલટો ચિડાઈ ગયો અને બોલ્યો: "એક-

દમ-વગર વિલંબે લઇ આવો. જોયા શું કરો છો?" મંત્રીએ તેને ફરી ફરીને ઘણુંએ સમજાવ્યો પણ તેનું કશું પરિણામ આવ્યું નહિ; ત્યારે આખરે ન છૂટકે તે સાદેકને તેડવા ગયો. ખલીફાએ પોતાના નોકરોને કહી રાખ્યું હતું કે, "જ્યારે સાદેક અહીં આવી પહોંચે અને જ્યારે હું મારા માથા ઉપરથી મુગટ ઉતારી નાખું, ત્યારે તમારે તેનો શિરચ્છેદ કરવો." થોડી વારમાં ખલીફાના તેડાવ્યાથી સાદેક જ્યારે મનસૂરની પાસે આવી પહોંચ્યા, ત્યારે તે ઊઠીને ઊભો થયો અને વિનીતભાવે તેમને આવકાર આપવાને સામે ગયો. તેણે ખૂબ આદરપૂર્વક સાદેકની અભ્યર્થના કરીને તેમને ઊંચે આસને બેસાડ્યા અને પોતે નમ્રભાવે તેમની સામે બેઠો. આ જોઇને ખલીફાના નોકરોને ઘણી નવાઇ લાગી. પછી મનસૂરે સાદેકને પૂછ્યું: "બોલો, આપની શી ઇચ્છા છે?" સાદેક બોલ્યાઃ "હું એટલુંજ માગું છું કે, મને બીજી વાર બોલાવીને મારી તપશ્ચર્યામાં તમારે વિઘ્ન નાખવું નહિ." મનસૂરે તેમની આ માગણી મંજૂર કરી અને તેમને સન્માન સહિત વિદાય કર્યા. તેમને વિદાય કરીને તરતજ મનસૂર આખે શરીરે કંપવા લાગ્યો અને ત્યાર પછી તે મૂર્ચ્છિત થઇ ગયો. કોઇ કોઇ તો એવું કહે છે કે, તેની મૂર્ચ્છા ત્રણ દિવસ સુધી રહી હતી. કોઇ એવું પણ કહે છે કે, આ મૂર્ચ્છા આવવાથી તેની દિવસની ત્રણ વારની ઉપાસનાનો લોપ થઇ ગયો. જ્યારે મનસૂરને ભાન આવ્યું ત્યારે તેના મંત્રીએ તેને પૂછ્યું: "તમને આવું શાથી થયું?" મનસૂર બોલ્યોઃ "જ્યારે સાદેક મારા ઓરડાના બારણા આગળ આવીને ઊભા રહ્યા, ત્યારે તેમની સાથે મેં એક ભયાનક સાપને જોયો. તે સાપ પોતાની ફેણુ માંડીને મને કહેવા લાગ્યો કે, 'જો તું સાદેકને કાંઇ કરીશ તો હું તને કરડી ખાઇશ.' આ સાપને જોઇને મને એટલો ભય લાગ્યો કે, હવે મારે સાદેકને શું કહેવું તેજ હું ભૂલી ગયો. તેથી મેં તેની માફી માગી અને ત્યારપછી હું બેહોશ બની ગયો."

એક વાર દાઉદતાઇ નામનો એક સાધુ સાદેકની પાસે આવીને કહેવા લાગ્યોઃ "હે પયગંબરના વંશજ! મારું હૃદય મલિન થઇ ગયું છે, મને કાંઇક ઉપદેશ આપો." ત્યારે સાદેક બોલ્યાઃ "હે તપસ્વી દાઉદ! તમે તો વર્તમાન સમયમાં ખરેખરા વૈરાગ્યવાન પુરુષ છો. મારા ઉપદેશનું તમને શું પ્રયોજન?" દાઉદ બોલ્યોઃ "હે પયગંબર મહાપુરુષના વંશજ! આપ સર્વથી શ્રેષ્ઠ છો, તેથી

ઉપદેશ દેવાને માટે આપજ યોગ્ય છો અને એ કાર્ય આપને માટે શાસ્ત્રસંમત છે.” સાદેક બોલ્યાઃ “ અરે દાઉદ ! મને તો એવો ભય લાગે છે કે, *કયામતને દહાડે મારા માતામહ (મહમ્મદ પયગંબર સલ૦) મને કહેશે કે, ‘ અરે ! તું શું જોઇને મારી ગાદી ઉપર ચઢી બેઠો છે ! ’ ઉપદેશ દેવાની યોગ્યતા વંશપરંપરાથી નથી આવતી પણ સદાચારથી આવે છે. ” આ ઉત્તર સાંભળીને દાઉદ રડી પડયો. પછી તે કહેવા લાગ્યોઃ “ હે ખુદા ! પયગંબરના શરીરનું રુધિર જેના શરીરના રુધિરની સાથે મળી ગયું છે, જેનું ચરિત્ર ધર્મસંસ્થાપક મહાપુરુષના ચરિત્રની સાથે સંકલિત છે, જેની માતાના પિતા એક પયગંબર મહાત્મા થઇ ગયા છે, જેની જનેતા પરમ ધાર્મિક અને ભક્તિમતી હતી, તેજ સાદેક જ્યારે પોતાના ચરિત્રને વિષે આવો હીન મત ધરાવે છે, ત્યારે આ દાઉદ શા હિસાબમાં ? દાઉદ શું જોઇને પોતાનાં સુકૃત્યનું અભિમાન કરે ! ”

એક દિવસ સાદેકે પોતાના સાથીઓને કહ્યું: “ ચાલો, આપણે પરસ્પર એકરાર કરીએ કે, કયામતને દહાડે આપણામાંથી જે મુક્ત થયેલો ઠરે, તેણે બીજા બધાઓને માટે ખુદ ખુદાના કાલાવાલા કરીને તેમને માફી અપાવવી. ” તેઓ બોલ્યાઃ “ અરે સાદેક ! તમારે અમારી ભલામણની શી જરૂર ? સૌ જીવોને માટે અલ્લાની આજીજી કરનાર તો તમારા પોતાના નાનાજ છે.” સાદેકે કહ્યું: “ મારું પોતાનું જીવન એવું છે કે, તે જોતાં કયામતને દહાડે મને મારા નાનાની સામે જોતાં પણ શરમ આવશે. ”

એક દિવસ સાદેક ખૂબ ઉમદા મલમલનું અંગરખું પહેરીને જતા હતા. કોઇએ તેમને કહ્યું: “ આપ તો રસૂલના વંશજ છો, આવું બારીક અને સુંવાળું વસ્ત્ર પહેરવાનું આપને ન શોભે. ”

---

* મુસલમાનોનો પરલોક સંબંધી અભિપ્રાય એવો છે કે, મૃત્યુ થયા પછી જીવાત્મા કબરની અંદર દેહનો આશ્રય લઇને રહે છે. પછી જ્યારે પૃથ્વીનો પ્રલય થઇ જશે, ત્યારે તમામ જીવો ઊંચે ઊડતા ઊડતા અલ્લાની સમીપ જઇને ઊભા રહેશે. પછી તેમનાં પાપપુણ્યોનો ન્યાય થશે. પુણ્યાત્માઓ સ્વર્ગમાં અને પાપી જીવો નરકમાં જશે. હજરત મહમ્મદ (સલ૦) અથવા ઈશ્વરનો કૃપાપાત્ર કોઇ મહાપુરુષ જેમને ક્ષમા કરવાની ભલામણ કરશે તેમને અલ્લા ક્ષમા કરશે. સૃષ્ટિના પ્રલય પછી જીવાત્માઓ કબરમાંથી જે દિવસે ઊઠીને ઊભા થાય છે તે દિવસને મુસલમાનો કયામત કહે છે. —મૂળલેખક

સાદેકે તે માણુસનો હાથ પકડીને તેને પોતાના અંગરખાની બાંયની અંદર અડકાડ્યો. એ અંગરખાની નીચે એક જાડું ખડબચડું પહેરણુ હતું, જેને હાથ લગાડવાથી હાથને ખૂંચતું હતું. તે બતાવીને સાદેકે તેને કહ્યુંઃ “ હું એક વસ્ત્ર લોકોને બતલાવવાને સારુ પહેરું છું અને બીજું ખુદાને વાસ્તે પહેરું છું. ”

કોઇએ સાદેકને કહ્યુંઃ “ આપ તો આપના વંશના શિરોમણિ છો, તેથી વિશેષ ગર્વ કરતા દેખાઓ છો.” સાદેકે કહ્યુંઃ “ હું ગર્વિષ્ટ નથી પણ મારામાં એક પ્રકારનું ગૌરવ છે. જ્યારે મનુષ્ય મોટાપણાને છોડી દે છે, ત્યારે તેનામાં ખુદાનું ગૌરવ આવીને ઊભું રહે છે. કોઇએ મોટાપણાનો ગર્વ કરવો નહિ, પણ જો ગર્વ કરવોજ હોય તો ખુદાના ગૌરવથી ગૌરવાન્વિત થઇ શકાય છે.”

કોઇએક માણુસની રૂપિયાની થેલી ખોવાઇ ગઇ. તે સાદેકને ગળે પડ્યો કે તેંજ ચોરી છે. તે સાદેકને ઓળખતો ન હતો. સાદેકે તેને પૂછ્યુંઃ “તારી થેલીમાં કેટલા રૂપિયા હતા?” તેણે કહ્યું, “ એક હજાર.” સાદેક તેને પોતાને ઘેર તેડી ગયા અને તેને એક હજાર રૂપિયા ગણી આપ્યા. ત્યાર પછી તે માણુસને પોતાના ખોવાયેલા રૂપિયા બીજે ઠેકાણેથી મળી આવ્યા, ત્યારે તે સાદેકને તેમના રૂપિયા પાછા આપવા આવ્યો. તેણે કહ્યુંઃ “ મારી ભૂલ થઇ હતી. આપ આપના રૂપિયા પાછા લો. ” સાદેકે કહ્યુંઃ “ હું દીધેલું દાન પાછું લેતો નથી.” પછી તે માણુસને જ્યારે માલૂમ પડ્યું કે આ તો મહાતપસ્વી જાફર સાદેક છે, ત્યારે તે અત્યંત શરમાઈ ગયો.

એક દહાડો સાદેક રસ્તે ચાલતાં ચાલતાં ઈશ્વરના નામનું ઉચ્ચારણ ફરી ફરીને કર્યા જતા હતા અને કોઈ દુઃખી, દરિદ્રી માણુસ તેમની પાછળ પાછળ “ઓ અલ્લા! ઓ ખુદા!” કરતો કરતો ચાલતો હતો. સાદેક કહેવા લાગ્યા કે, “ હે ખુદા! મારી પાસે વસ્ત્ર નથી, હે અલ્લાહ! મારું અંગ ઢાંકવાને મારી પાસે કપડું નથી.” ઈશ્વરની કૃપા વડે તેમને તે ઘડીએ અલૌકિક રીતે ઉત્તમ વસ્ત્ર મળી ગયું અને સાદેકે તેને પહેરી લીધું. ત્યારે પેલો દરિદ્રી માણુસ બોલ્યોઃ “ખુદાના નામનું ઉચ્ચારણ કરવામાં હું તમારો ભાગીદાર છું, માટે તમારાં જૂનાં વસ્ત્ર તમારે મને આપી દેવાં જોઈએ.” તેથી સાદેકે તેને પોતાનાં જૂનાં વસ્ત્ર આપી દીધાં.

એક વાર સાદેકની પાસે એક જણુ આવીને કહેવા લાગ્યો કે,

"મારે ખુદાનું દર્શન કરવાની ઇચ્છા છે, માટે આપ ખુદાને મારી સામે લાવીને ઊભા રાખો." સાદેકે તેને કહ્યું: "તમે નથી જાણતા કે ખુદાએ મુસા પયગંબરને આદેશ કર્યો હતો કે, 'મને કોઇ જોઈ શકશે નહિ.'" તે બોલ્યો: "હા, તે હું જાણું છું, પણ આજે તો મહમ્મદના ધર્મવિધાનનો યુગ બેઠો છે, મુસાનો યુગ પૂરો થયો છે." ત્યારે સાદેકે પોતાના સેવકોને આજ્ઞા કરી કે, "આ માણસને બાંધીને નદીમાં ફેંકી દો." તેમણે તેને બાંધીને નદીમાં ફેંકી દીધો. થોડી વાર પાણીમાં ડૂબવા દઇને પાછો તેને બહાર કાઢ્યો ત્યારે તે "હે પયગંબરના વંશજ!" કહીને ખૂબ દુ:ખ સહિત પોકાર કરવા લાગ્યો. સાદેક બોલ્યા: "એને ફરીથી પાણીમાં ડુબાવી દો." એ પ્રમાણે તેને કેટલીય વાર પાણીમાં ડૂબકાં ખવરાવ્યાં પણ જ્યારે તેને બહાર કાઢવામાં આવતો, ત્યારે તે સાદેકના આશ્રયને માટે પ્રાર્થના કરતો હતો. પછી જ્યારે તેને ખૂબ ઊંડા પાણીમાં ડુબાડી દીધો અને તેને બચવાની જરા જેટલી પણ આશા ન રહી, ત્યારે આખરે નિરાશાની છેક છેલ્લી ક્ષણે તેના મોઢામાંથી 'હે ઇશ્વર!' એવો અતીવ દુ:ખભર્યો પોકાર નીકળી પડ્યો. એ જોઇને સાદેકે પોતાના સેવકોને આજ્ઞા કરી કે, "એને એકદમ પાણીમાંથી બહાર ખેંચી લાવો." બધાએ મળીને તેને ઝટપટ બહાર ખેંચી કાઢ્યો. થોડી વાર પછી જ્યારે તે સ્વસ્થ થયો ત્યારે સાદેકે તેને પૂછ્યું: "કેમ? ઇશ્વરનાં દર્શન થયાં કે નહિ?" તે બોલ્યો: "જ્યાંસુધી હું બીજાનો આશ્રય માગતો હતો ત્યાંસુધી મારી અને ઇશ્વરની વચ્ચે આવરણ હતું; પણ જ્યારે હું સંપૂર્ણ રીતે ઇશ્વરનો શરણાગત થયો અને ખૂબ આકુળવ્યાકુળ થઇને તેને માટે પોકાર કરવા લાગ્યો, ત્યારે મારા હૃદયનું દ્વાર ઊઘડી ગયું; પછી તેમાંથી મને ઇશ્વરનાં દર્શન થયાં અને મારા મનનો પરિતાપ દૂર થઇ ગયો." સાદેકે તેને કહ્યું: "જેટલો વખત તમે મારી મદદ માગતા હતા તેટલો વખત તમે અસત્યવાદી હતા; હવે તમને જે માર્ગ મળી ગયો છે, તેને ખૂબ સાવધાનીથી સાચવી રાખજો."

## ઉપદેશવચન

૧. જે પાપકર્મ કરતાં પ્રથમ ભય લાગે છે ને પછી તેને માટે ક્ષમા-પ્રાર્થના થાય છે, તે સાધકને પ્રભુની નજીક લઇ જાય છે.

૨. જે તપશ્ચર્યાના આરંભમાં નિર્ભયતા હોય છે અને જેના

વડે આગળ જતાં આત્મગૌરવમાં વધારો થાય છે, તે તપશ્ચર્યા તપસ્વીને ઈશ્વરથી દૂર લઈ જાય છે. અહંકારયુક્ત સાધકને સાધક કહેવાયજ નહિ; પણ પ્રાર્થનાશીલ પાપીની સાધકમાં ગણના થાય છે.

૩. સહિષ્ણુ ઋષિ શ્રેષ્ઠ કે કૃતજ્ઞ ધનવાન? આ પ્રશ્નના ઉત્તરમાં સાદેકે કહ્યું હતું કે, "સહિષ્ણુ ઋષિ શ્રેષ્ઠ છે; કારણ કે ધનવાનનું મન તેની તિજોરીમાં હોય છે અને ઋષિનું મન ઈશ્વરમાં હોય છે."

૪. પશ્ચાત્તાપ ન થાય ત્યાંસુધી યથાર્થ સાધનાનો આરંભ થતો નથી. ઈશ્વરે પશ્ચાત્તાપને સાધનનું પૂર્વઅંગ કહ્યું છે.

૫. ઈશ્વરનું સ્મરણ કરતી વખતે દુઃખ સંબંધી આલોચના કરવાથી ઈશ્વરના સ્મરણનો લોપ થઈ જાય છે. ખરેખરું સ્મરણ–મનન તો ત્યારેજ કહેવાય કે જ્યારે ઈશ્વરના ભાવાવેશની અંદર તમામ પ્રાણીપદાર્થોનું વિસ્મરણ થઇ જાય કે જેથી કરીને ઈશ્વર, સાધકના સંબંધમાં તેની તમામ પ્રિય વસ્તુઓનું સ્થાન લઇ લે.

૬. જે વ્યક્તિ જીવનને ખાતર જીવનની સાથે સંગ્રામ કરે છે, તેજ ઈશ્વરનો મહિમા જાણી શકે છે; જે ઈશ્વરને ખાતર જીવનની સાથે સંગ્રામ કરે છે, તે ઈશ્વરની પ્રાપ્તિ કરી શકે છે.

૭. કાળી ઘોર અંધારી રાત્રિએ કાળા પથ્થરની અંદર નાનામાં નાની કીડી જેમ પેસી જાય, તેમ ઈશ્વર પણ અતિ ગૂઢ રીતે મનુષ્યની અંદર સ્થિતિ કરે છે.

૮. જ્યારે મારા નામની સાથે લોકો 'ગાંડો' એવું નામ લાગુ પાડશે, ત્યારે મારા મનની અંદર નિગૂઢ તત્ત્વજ્ઞાનનો ઉદય થશે.

૯. જો મનુષ્યને જ્ઞાની શત્રુ મળ્યો હોય તો તે તેનાં બીજાં સૌભાગ્યોમાંનું એક છે એમ જાણવું.

૧૦. ચાર પ્રકારના માણસોના સંગથી દૂર રહેવું. (૧) જૂઠું બોલનારા, તેમનો સંગ કરવાથી તમે હમેશાં ઠગાયાજ કરશો. (૨) મૂર્ખ, કારણ કે તેઓ તમારી શુભ કામના કરતા હોય; તોપણ તેમની મૂર્ખતાને લીધે તેનું પરિણામ તો અશુભજ આવવાનું. (૩) કૃપણ, તેઓ પોતાના સ્વાર્થને ખાતર તમારો ઝાઝો વખત ખરાબ કરાવશે અને (૪) દુષ્ટ હૃદયવાળા, કારણ કે તેમના પોતાના ઉપર જ્યારે કાંઇ ભીડ આવી પડશે, ત્યારે તેઓ તમારું ગળું કપાવશે.



# २–महातपस्वी आबिस कोरोणी

મહાત્મા મહમ્મદ પયગંબરના જમાનામાં મહાતપસ્વી આબિસ હયાત હતા. કોરોણુ નામના અમુક પ્રદેશમાં તેમનું વતન હતું, તેટલા ઉપરથી તેઓ કોરોણી કહેવાય છે. હજરત મહમ્મદની સાથે તેમનો કદી પ્રત્યક્ષ મેળાપ થયો ન હતો, તોપણુ બેઉનાં જીવનનો એકબીજાની સાથે ગાઢ સંબંધ હતો. સંત આબિસે પોતાનાં અંતઃચક્ષુ વડે પયગંબરનું ઘણી સારી રીતે દર્શન કરી લીધું હતું. એકાંતવાસ તેમને ઘણોજ પ્રિય હતો, તેથી કરીને લોકોના સંસર્ગથી તેઓ હમેશાં દૂરજ રહેતા. તેમની માતા ઘણી ધર્મપરાયણ પણુ આંખે અંધ હતી. આબિસ ઊંટ ચારવાનો ધંધો કરીને માતાનું ભરણુપોષણુ કરતા હતા. હજરત મહમ્મદ તેમને વિશેષરૂપે ઓળખતા હતા અને પોતાના ધર્મબંધુઓની આગળ તેમની વાત કરતા હતા. મહાતપસ્વી આબિસનાં શ્રદ્ધા, વૈરાગ્ય અને પ્રબળ ધર્માનુરાગના પ્રતિ મહમ્મદ પયગંબરને ભારે માન હતું. તેમણે પોતાના ધર્મપ્રચારકો ઓમર અને અલીને આજ્ઞા કરી હતી કે, “તમારે એક વાર આબિસની પાસે જઇને તેમનું દર્શન કરી આવવું અને તેમને મારી સલામ કહીને વિનતિ કરવી કે, તેઓ મારા પ્રવર્તાવેલા સંપ્રદાયની ઉન્નતિને માટે ઈશ્વરની પ્રાર્થના કરે.”

મહમ્મદ પયગંબરનો જ્યારે પરલોકયાત્રા કરવાનો સમય આવી લાગ્યો, ત્યારે તેમના શિષ્યોએ તેમને પૂછ્યુંઃ “આપનું પવિત્ર વૈરાગ્યવસ્ત્ર આપ કોને આપતા જશો?” તેમણે કહ્યું કે, “એ વસ્ત્ર મારે આબિસને પહેરાવી દેવાની ઇચ્છા છે.” પયગંબર સાહેબના સ્વર્ગવાસ પછી કુફા નામના એક શહેરમાં ઓમર ફારુકે ખુતબો (એક પ્રકારનું સ્તોત્ર) ભણુતી વખતે ત્યાં હાજર રહેલા લોકોને પૂછ્યુંઃ “તમારામાંથી કોરોણુ ગામના કોણુ કોણ છે?” કેટલાક બોલી ઊઠ્યાઃ “અમે કોરોણુ ગામના છીએ.”

ઓમરે તેમને પૂછ્યું: "તમે આબિસને ઓળખો છો?" તેઓ બોલ્યા: "અમે એટલુંજ જાણીએ છીએ કે તે એક ગાંડો માણસ છે. તે લોકોની સાથે રહેવાનું છોડી દઇને જંગલમાં રહેવાને ચાલ્યો ગયો છે." ઓમરે તેમને પૂછ્યું: "તે હમણાં કયાં હશે?" લોકો બોલ્યા: "સોરણા પ્રદેશના જંગલોમાં તે બધો દિવસ ઊંટ ચરાવ્યા કરે છે. દહાડો આથમ્યા પછી ફક્ત એક વાર સૂકો રોટલો ખાઇ લે છે, લોકોની વસ્તીમાં કદી આવતો નથી, કોઈની સાથે બેસતોઊઠતો નથી; લોકો જે ખાયપીએ છે, તે તે ખાતો નથી, તેને સુખદુઃખનું ભાન નથી, લોકો જ્યારે હસે છે ત્યારે તે રડે છે અને લોકો જ્યારે રડે છે ત્યારે તે હસી પડે છે." આવું સાંભળીને આબિસને મળવાને સારુ ઓમર અને અલી તે જંગલમાં ગયા, ત્યારે તેમણે તેમને નમાજ પઢતા દીઠા. કોઇ લોકો આવ્યા છે એવું જાણીને તેમણે પોતાની નમાજ ટૂંકામાં પતાવી દીધી અને આવનારાઓને સલામ કરી. ઓમરે તેમને સામી સલામ કરીને પૂછ્યું, "આપનું નામ શું?" આબિસે કહ્યું: "અબદુલ્લા" જેનો અર્થ બ્રહ્મદાસ થાય છે. ઓમરે કહ્યું: "એમ તો આપણે બધાજ બ્રહ્મના દાસ છીએ, પણ હું તો આપનું ખરું નામ પૂછું છું." ત્યારે તેના જવાબમાં આબિસે કહ્યું: "મારું નામ આબિસ છે." ઓમરે કહ્યું: "આપનો જમણો હાથ જરા બતાવો." તેને જમણે હાથે એક ધોળું નિશાન છે, એવી એંધાણી મહમ્મદ પયગંબર સાહેબે બતાવી હતી. ઓમરે જ્યારે તે એંધાણી જોઇ ત્યારે તેમણે આબિસના હાથને ચુંબન કરીને કહ્યું: "પયગંબર સાહેબે આપને સલામ કહેવડાવી છે અને પોતાનું વૈરાગ્યવસ્ત્ર આપને આપવાનું કહી ગયા છે. વિશેષમાં આપ તેમના ધર્મસંપ્રદાયને આશીર્વાદ દો એવી તેમણે આપના પ્રતિ આગ્રહભરી પ્રાર્થના કરી છે." આબિસ બોલ્યા: આશીર્વાદ દેવાનો અધિકાર તો આપનોજ છે. આપના કરતાં બીજું કોણ શ્રેષ્ઠ છે?" ઓમરે કહ્યું: "અમે તો તે કરીએજ છીએ પણ આપ પયગંબર સાહેબનું કહેણ માન્ય કરો." આબિસે કહ્યું: "ઓમર! આપ તપાસ કરશો તો આપની ખાતરી થશે કે જે પુરુષને વિષે પયગંબર સાહેબે આપને કહ્યું હતું તે હું નહિ; તે બીજો કોઇ હશે." ઓમરે જવાબ દીધો: "પયગંબર સાહેબે આપના શરીર ઉપર અમુક એંધાણી છે એવું અમને કહ્યું હતું અને તે એંધાણી અમે અમારી આંખે જોઇએ છીએ." ત્યારે આબિસે કહ્યું: "પ્રથમ મને તે સંન્યાસવસ્ત્ર આપો, પછી હું આશીર્વાદ આપીશ." ઓમરે

તે વસ્ત્ર અર્પણ કર્યું. તે લઇને આબિસે કહ્યું: "જરાક વાર સબૂર કરો." આવું કહીને તે જરાક છેટે ગયા અને જમીનની સાથે પોતાના મસ્તકનો સ્પર્શ કરીને કહેવા લાગ્યાઃ "હે ખુદા! સમસ્ત મહમ્મદીય સંપ્રદાય તરફથી આ વસ્ત્ર જ્યાંસુધી મને સુપરત કરવામાં ન આવે ત્યાંસુધી હું તે ધારણ કરવાનો નથી. હે પયગંબર! ઓમર અને અલીએ તો પોતપોતાનો ધર્મ બજાવ્યો છે, હવે તમારા તરફનું કામ બાકી છે." કિંવદંતી (લોકવાયકા) એવી છે કે તે વખતે *આકાશવાણી થઇ હતી.

આ વખતે અલીને તો કશું કહેવાનું દુરસ્ત લાગ્યું નહિ, પણ ઓમરે થોડી વાર વાતચીત કર્યા પછી પૂછ્યું: "આબિસ! આપ કોઇ દહાડો પયગંબરનું દર્શન કરવાને શાથી ન આવ્યા?" આબિસે પૂછ્યું: "તમે તેમનું દર્શન કદી કર્યું છે ખરું કે?" ઓમરે કહ્યું: "હા." ત્યારે આબિસે કહ્યું: "કદાચ ઘણું ઘણું તો તમે તેમનાં વસ્ત્રનેજ જોઈ શકયા હશો. વારુ, તમે જો તેમને જોયા હોય તો તેમની ભમર ભેગી હતી કે અળગી તે કહો જોઇએ?" આશ્ચર્યની વાત એ છે કે, બેઉમાંથી કોઇ આ પ્રશ્નનો ખરો જવાબ આપી શક્યો નહિ. ત્યાર પછી આબિસે તેમને પૂછ્યું: "તમે શું હજરત મહમ્મદના મિત્રો છો?" તેમણે કહ્યું: "હા." ત્યારે આબિસે તેમને કહ્યું: "જે દહાડે તેમના શત્રુઓએ તેમના દાંત ભાંગી નાખ્યા હતા, તે દહાડે જો તમે તેમના મિત્ર હોય તો તમારે પણ તમારા દાંત ભંગાવવા હતા ને? તમે જો એવું કર્યું હોત ત્યારે તો તમે તમારી મૈત્રી સિદ્ધ કરી શકયા હોત." આવું કહીને આબિસે તેમને પોતાના દાંત બતલાવ્યા, જે બધાજ ભાંગી ગયેલા હતા. ત્યાર પછી આબિસે કહ્યું: "મેં તેમના બાહ્યસ્વરૂપનું દર્શન નથી કર્યું, તોપણ તેમના દાંત જેવા ભાંગી ગયા હતા તેવાજ મેં મારા દાંતને મારે હાથે કરીને ભાંગી નાખ્યા છે. હું મારા દાંતને એક પછી એક ભાંગતોજ ગયો; પણ જ્યાંસુધી મેં તમામ દાંતને ભાંગ્યા નહિ, ત્યાંસુધી મારા મનને ચેન પડયુંજ નહિ." આવું સાંભળીને ઓમર અને અલી બેઉ ઝંખવાણા પડી ગયા. તેઓ સમજ્યા કે પોતાનાથી શ્રેષ્ઠ પુરુષોના પ્રતિ ઈશ્વરના પ્રેમી ભક્તો જે સન્માન દર્શાવે છે તે જુદાજ પ્રકારનું હોય છે. તેઓ એકબીજાને કહેવા

* હૃદયરૂપી આકાશમાંથી અંતર્યામીનો અવાજ અથવા પ્રેરણા મહાપુરુષો મેળવે છે, તે પણ "આકાશવાણી" કહી શકાય. —સંપાદક

લાગ્યા: "જોયું ને? એમણે પયગંબર સાહેબનાં દર્શન તો નથી કર્યાં, તે છતાં તેમના પ્રતિ એમની કેવી ગાઢ શ્રદ્ધાભક્તિ છે? એમની પાસેથી આપણે નીતિની શિક્ષા ગ્રહણ કરવી જોઇએ." પછી ઓમરે કહ્યું: "આબિસ! અમારે સારુ પ્રાર્થના કરો." આબિસે કહ્યું: "મારામાં નથી વિશ્વાસ અને નથી અનુરાગ, તે છતાં હું પ્રાર્થના કરું છું અને મારી પ્રત્યેક પ્રાર્થનામાં હું એકજ વાત કહું છું કે, 'હે ખુદા! જે સ્ત્રી–પુરુષો વિશ્વાસયુક્ત હોય, શ્રદ્ધાવાન હોય, તેમને તું ક્ષમા કરજે.'" ઓમરે કહ્યું: "આબિસ! અમને કાંઇક ઉપદેશ દો." આબિસે કહ્યું: "ઓમર! ખુદાને તો તમે જાણો છોજ ને?" ઓમરે કહ્યું: "હા, હું જાણું છું." આબિસે કહ્યું: "ત્યારે બસ, હવે તમે બીજા કશાને ન જાણો તેમાં તમને કશી હાનિ નથી." પછી ઓમરે કહ્યું: "હજી એથી પણ કાંઇક વિશેષ કહો તો ખરા." આબિસે કહ્યું: "ઓમર! ખુદા તમને ઓળખે છે કે નહિ?" ઓમરે કહ્યું: "હા, હા, તે મને જાણે છેજ." આબિસે કહ્યું: "ત્યારે હવે ખુદાના સિવાય બીજું કોઇ તમને ન જાણે તોપણ તમને કશી હાનિ નથી." ત્યાર પછી ઓમરે કહ્યું: "જરાક સબૂર કરો, હું તમારે સારુ કાંઇક લઇ આવું છું." આબિસે પોતાના ગજવામાંથી બે પૈસા કાઢીને બતાવ્યા અને કહ્યું: "ઊંટ ચરાવીને મેં આ બે પૈસા પેદા કર્યા છે, તે વપરાઇ જતા સુધી હું બીજું કશું લેવાનો નથી." ત્યાર પછી વળી તેમણે ઉમેર્યું: "તમે ઘણી તસ્દી લીધી છે, માટે હવે તમે સિધાવો. કયામતને દહાડે પાછા આપણે ભેગા થઇશું, ત્યાર પછી કદી છૂટા થવાના નથી. હમણાં તો હું મારું પરલોકનું ભાથું ભેગું કરવાના કામમાં રોકાઈ ગયો છું." આવું કહીને આબિસે તેમને વિદાય કર્યા. ઓમર અને અલી ચાલ્યા ગયા. ત્યાર પછી આબિસ ત્યાંથી ચાલતા ચાલતા કુફા શહેરમાં આવી પહોંચ્યા. તે દિવસથી હોરમના દીકરા હોયાનના સિવાય બીજા કોઇને તેમનું દર્શન થયું નથી.

હોયાન આબિસને વિષે કહે છે કે, "જ્યારથી આબિસના જીવનને લગતા કેટલાક પ્રસંગોને વિષે મારે કાને વાતો આવી હતી, ત્યારથી મને તેમનું દર્શન કરવાની પ્રબળ ઇચ્છા થઇ આવી હતી. હું તેથી કરીને કુફા ગયો અને ત્યાં મેં તેમની ખોળ કરવા માંડી. ખોળતાં ખોળતાં અકસ્માત્ રીતે મેં તેમને ફ્રોરાત નદીને કિનારે પોતાનાં હાથ, મોઢું અને કપડાં ધોતા દીઠા. મેં તેમનાં જેવાં લક્ષણ

સાંભળ્યાં હતાં, તેવાંજ મેં તેમનામાં દીઠાં તેથી મેં તેમને ઓળખી કાઢયા. પછી મેં તેમને સલામ કરી. તેમણે મને સામી સલામ કરી અને મારા ભણી એકી નજરે જોઇ રહ્યા. મને તેમના હાથને સ્પર્શ કરવાની ઇચ્છા થઇ, ત્યારે તેમણે પોતાનો હાથ ખેંચી લીધો. મેં કહ્યું: “ હે આબિસ ! ખુદા તમારા પ્રતિ રહેમ કરે અને તમને ક્ષમા આપે.” તે વખતે આબિસના પ્રતિ મારા હૃદયમાં એવો ઐકાંતિક પ્રબળ અનુરાગ ઊભરાઈ આવ્યો કે, તેમની આવી દીન અવસ્થાને જોઇને મારી આંખોમાંથી આંસુ નીકળી પડચાં. તે જોઇને આબિસ પણ ગળગળા થઈ ગયા અને મને કહેવા લાગ્યા: “ હે હોરમના પુત્ર હોયાન ! ખુદા તને જિંદગી બક્ષે. તું અહીં શા વાસ્તે આવ્યો છે ? તને મારા આ ઠેકાણાનો રસ્તો કોણે બતલાવ્યો ? ” મેં પૂછ્યું: “ આપ મારું અને મારા પિતાનું નામ જાણ્યું શી રીતે ? હું આપને અત્યાર પહેલાં કદી મળ્યો તો છું નહિ, છતાં આપે મને ઓળખ્યો શી રીતે ? ” તેમણે કહ્યું: “ જેનાં જ્ઞાનચક્ષુને કશુંજ અગોચર નથી, તેણે મને તારું ઓળખાણ કરાવી દીધું છે, મારા આત્માએ તારા આત્માને ઓળખી કાઢચો છે. શ્રદ્ધાવાન લોકોના આત્માનો એકબીજાની સાથે સંબંધ હોય છે. ” મેં કહ્યું: “ આપ પયગંબર સાહેબના કાંઇક સમાચાર મને સંભળાવો અને કાંઈ ઉપદેશ દો.” તેમણે કહ્યું: “ મને તેમનો સહવાસ કરવાનો પ્રસંગ કદી મળ્યો નથી, ફક્ત બીજા લોકોને મોઢેથી મેં તેમની વાતો સાંભળી છે. મને ઉપદેશક, વ્યાખ્યાતા કે ધર્મ-વક્તા થવાની ઇચ્છા નથી. મારે મારાં બીજાં કામ પૂરતાં છે તેથી કરીને આવાં કામોમાં માથું મારવા ચાહતો નથી. ” ત્યારે મેં કહ્યું: “ પણ કુરાનનું એકાદ સૂક્ત તો મને સંભળાવો. તમારે મોઢેથી એટલું સાંભળીને પણ મને સંતોષ થશે.” ત્યારે તે બોલ્યા: “ શયતાનના કબજામાંથી છૂટીને ખુદાને શરણે જા. ” આટલું કહેતાં કહેતાં તો તે એકદમ રડીજ પડચા. ત્યાર પછી વળી તે કહેવા લાગ્યા કે, “ ખુદા કહે છે કે મેં મનુષ્યોને અને ફિરસ્તાઓને મારી શુદ્ધ ઉપાસના કરવાને સારુજ પેદા કર્યા છે. મેં જમીન અને આસમાન,* એ બેઉની મધ્યમાં જે કાંઇ સમભાવે સરજ્યું છે, તેને મેં અમસ્તું મોજમજા કરવાને પેદા નથી કર્યું, પણ ઘણાખરા લોકો આ તત્ત્વથી બેખબર રહે છે. ”

* આપણા વેદની ભાષામાં ‘ **દ્યાવા પૃથિવી** ’—**સેવાનંદ**

આટલું કહીને 'હે ખુદા! હે કરીમ! હે રહેમાન! હે રહીમ!' એવાં અલ્લાનાં નામોનું ઉચ્ચારણ કરતાં કરતાં તેમણે એકાએક પોતાના મોઢામાંથી એવો કોઇક અવાજ કર્યો કે, જે સાંભળીને મને તો એવુંજ થયું કે જાણે હમણાંજ તે મૂર્ચ્છિત થઈ જશે. ત્યાર પછી થોડી વારે તે કાંઇક સ્વસ્થ થયા અને મને પૂછવા લાગ્યા: "અરે હોયાન! તને અહીં કોણ તેડી લાવ્યું?" મેં કહ્યું: "હું તો એટલા વાસ્તે અહીં આવ્યો છું કે, આપની સાથે મારો પ્રેમ-સંબંધ જોડી દઉં અને તેમ કરીને હું સુખી થાઉં." ત્યારે તેમણે કહ્યું કે, "મને તો એ વાતની ખબરજ ન હતી કે, જે માણસ ઈશ્વરને ઓળખે છે, તે વળી તેને પડચો મૂકીને બીજા કોઈની સાથે પ્રેમસંબંધ જોડીને સુખી થઈ શકે છે!" મેં કહ્યું: "ત્યારે મને કાંઇક ઉપદેશ તો આપો!" તેમણે કહ્યું: "જ્યારે તું સૂઈ જાય ત્યારે તારા મોતને તું તારા ઓસીકા નીચે રાખીને સૂજે અને જ્યારે તું જાગે, ત્યારે તેને તારી આંખોની સામે ને સામેજ રાખજે. તારાથી નાનામાં નાનો ગુનો થઇ જાય, ત્યારે પણ તું ખુદાનું મહત્ત્વ લક્ષમાં રાખજે અને હું ખુદાનો ગુનેગાર છું એવો મનમાં વિચાર કરતો રહેજે. જો તું ગુનાને તુચ્છ ગણતો થઇશ તો યાદ રાખજે કે, તું ખુદાને પણ તુચ્છ માનતો થઇ ગયો છે." મેં પૂછ્યું: "મારે રહેવું ક્યાં તે મને કહેશો?" તેમણે કહ્યું: "શામ દેશમાં." મેં પૂછ્યું: "ત્યાં મારી આજીવિકા કેમ કરીને ચાલશે?" તે બોલ્યા: "જેના હૃદયમાં સંદેહનું જોર જેટલું વધારે હોય છે, તેટલો તે ઉપદેશ ગ્રહણ કરવામાં પણ વિમુખ હોય છે. એવાને માટે મને અફસોસ થાય છે." મેં કહ્યું: "વળી બીજો એકાદ ઉપદેશ સંભળાવો." ત્યારે તે બોલ્યા: "અયે હોરમના બેટા! તારા પિતાનું મૃત્યુ થઇ ચૂક્યું છે. આદમ, હવા, નૂહ, ઇબ્રાહિમ, મુસા, દાઉદ, એ બધાં જિન્નતમાં સિધાવી ગયાં છે. મહમ્મદ પયગંબર સાહેબ પણ આ જહાનને છોડીને ચાલ્યા ગયા છે. મારો બંધુ ઓમર પણ ચાલ્યો ગયો છે." આવું કહેતા કહેતામાં તો તે 'હાય ઓમર! હાય ઓમર!' કહીને રડવા મંડી ગયા. મેં કહ્યું: "ખુદા આપના ઉપર રહમ કરે, પણ ઓમરનું મૃત્યુ નથી થયું." તેમણે કહ્યું: "ખુદાએજ મને તેના મૃત્યુના સમાચાર પહોંચાડી દીધા છે." ત્યાર પછી વળી તે બોલ્યા: "હું, તું અને સૌ, મરેલાંઓનાજ ટોળાનાં છીએ." ત્યાર પછી તેમણે ખુદાની

બંદગી કરી અને મને દુઆ દઇને બોલ્યાઃ " મારો તો તને એટ-લોજ ઉપદેશ છે કે, ઈશ્વરી પુસ્તક ( કુરાન ) અને સંત-સાધુઓ જે રસ્તો તને બતાવે તે રસ્તે તું ચાલ્યો જજે. એક પળ વાર પણ મૃત્યુનું સ્મરણ કરવાનું ભૂલીશ નહિ. જ્યારે તું લોકોના સમાજ આગળ જઇને ઊભો રહે, ત્યારે તું તેમને સૌને ઉપદેશ દેજે કે, તેઓ ખુદાના બંદાઓના ઉપદેશથી વિમુખ થાય નહિ. સમાજની સાથેનો સંબંધ કાપી નાખીને એક ડગલું પણ બહાર મૂકશો મા, નહિ તો કયારે એકાએક ધર્મભ્રષ્ટ થઇ જશો અને કયારે નરકને રસ્તે ચાલ્યા જશો તેની તમને ખબર પણ નહિ પડે." ત્યાર પછી વળી તેમણે ઉમેર્યું: "અરે હોરમના બેટા ! તું હવે અહીંથી જા, હવે તું મને નહિ જુએ અને હું તને પણ નથી જોવાનો. તું ખુદાની બંદગી કરે ત્યારે મને યાદ કરજે, હું પણ મારી બંદગી વખતે તને સંભારીશ. તું જા આ રસ્તે અને હું જાઉં છું પેલે રસ્તે." એકાદ બે કલાક તેની સોબ-તમાં રહેવાની મને ઇચ્છા હતી. પણ તેમણે મને તે સુખ લેવા ન દીધું. તે પોતે રડયા અને મને પણ રડાવતા ગયા. તે ચાલ્યા ગયા ત્યારે હું તેમની પાછળ પાછળ મારી તરસી આંખો વડે જોતો ઊભો રહ્યો. એમ કરતાં કરતાં આખરે તે દેખાતા બંધ થઇ ગયા. ત્યાર પછી મને તેમના કોઇ પણ જાતના સમાચાર મળ્યા નથી."

રબેયા કહે છે કે, " એક દહાડો સવારની નમાજને વખતે હું આબિસનું દર્શન કરવાને ગઇ હતી. તે નમાજ પઢયા પછી માળા લઇને નામજપ કરવા લાગ્યા. બીજી વારની નમાજનો વખત થતા સુધી તેમણે નામજપ કર્યો. પછી બીજી વારની નમાજ પઢયા. ત્યાર પછી વળી નામજપ કરવા બેઠા. ત્રીજી વારની નમાજનો વખત થયો ત્યાંસુધી નામજપ કરતાજ ગયા. આ પ્રમાણે નમાજ અને નામજપ એ બે કાર્ય એક પછી એક કરતાજ ગયા. ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ વીતી ગયાં, તે દરમ્યાન તેમણે ન આહાર કર્યો કે ન નિદ્રા લીધી. ચોથી રાતે તેમની જરાક આંખ મળી ગઈ, પણ ત્યાર પછી પાછા તરતજ તે ઊભા થઇ ગયા અને ઈશ્વરની પ્રાર્થના કરવા લાગ્યા કે, " હે ખુદા ! ઊંઘથી ઘેરાઈ ગયેલી આંખો અને ભૂખથી બળ્યા બળ્યા થતા મારા પેટના ત્રાસથી બચવાને હું તારું શરણ માગું છું." ત્યાર પછી હું તેમની પાસેથી ચાલી આવી. મેં સાંભ-ળ્યું છે કે તે રાત્રે કોઇ વાર સૂતાજ નથી. તે કહે છે કે આજની

રાત ઈશ્વરની આગળ પ્રણિપાત કરવાની છે, બીજા દિવસની રાત પડે ત્યારે કહે કે આ રાત તો ઘૂંટણિયે પડીને ખુદાની બંદગી કરવાની છે. ત્રીજા દિવસની રાત પડે ત્યારે કહે છે કે, આ રાત તો નામજપ કરવાની છે. આ પ્રમાણે તેઓ એક એક રાત એક એક કામમાં વિતાડી દે છે. કોઇ તેમને પૂછે છે કે, 'આબિસ! તમારી આવી અવસ્થા થવાનું કારણ શું?' ત્યારે તે કહે છે કે, 'ખુદાની આગળ ઝૂકીને જ્યાં હું શોભાન રબ્બિ અન આલા (હે મારા સર્વશ્રેષ્ઠ અને પવિત્ર ખુદા) આટલું વાકચ પૂરું બોલી નથી રહેતો એટલામાં તો સવાર થઇ જાય છે. સ્વર્ગલોકના રહેવાસીઓના જેવી ઉપાસના કરવાની મને ઘણીએ ઇચ્છા થાય છે, પણ શું કરું? મારી તેવી ઉપાસના થાય ત્યારે ને!'"

કેટલાક લોકોએ તેમને પૂછ્યું કે, "ઉપાસનામાં તન્મયતા થઈ એવું કચારે કહેવાય?" તેના જવાબમાં આબિસે કહ્યું: "કોઇ સોટી મારે અને છતાં જરા પણ તેની ખબર પડે નહિ ત્યારે." એક જણે તેમને પૂછ્યું: "આપની અવસ્થા કેવી રહે છે?" તે બોલ્યા કે, "જે માણસ સવારમાં ઊઠીને ઊભો થાય છે, પણ તેનું જેને ભાન નથી રહેતું; સાંજ પડી જાય છે પણ પોતાના મૃત્યુના વિચાર, તેને એક પળ વાર પણ બીજો વિચાર કરવા દેતા નથી, તેની અવસ્થાનું શું પૂછવું?" પછી તે માણુસે કહ્યું: "ત્યારે એવા માણસની અવસ્થા કેવી હોય તે આપજ બતાવોને!" ત્યારે તે બોલ્યા: "તે પોતાની સાથે ભાથું લીધા વિના મુસાફરીએ નીકળેલા વટેમાર્ગુ જેવો છે અને તેની મજલ ઘણીજ લાંબી છે."

એક વાર આબિસે ત્રણ દિવસના ઉપવાસ કર્યા. ચોથે દહાડે જ્યારે તે કહીં જતા હતા ત્યારે તેમણે રસ્તામાં એક મહોર પડેલી દીઠી. કોઇની પડી ગઇ હશે એમ ધારીને તેમણે તે લીધી નહિ. પોતે શાકભાજી ખાવા બેઠા ત્યારે, કિંવદંતી એવી છે કે, એક કૂતરો ગરમ ગરમ રોટલો મોઢામાં લઇને તેમની પાસે આવ્યો અને તેમની આગળ તે રોટલો મૂકીને ઊભો રહ્યો. એ રોટલો પણ બીજા કોઇનો હશે એમ ધારીને આબિસે તેને પણ ગ્રહણ કરતાં જરાક સંકોચ કરવા માંડયો. ત્યારે પેલા કૂતરાએ તેમને તે રોટલાને લઈ લેવાની ઇશારત કરી. તે ઉપરથી જ્યારે આબિસે તે રોટલો લીધો ત્યારે તે ત્યાંથી ચાલ્યો ગયો.

આબિસના પાડોશીઓ કહેતા કે, અમે તો તેમને ગાંડા માણુસ તરીકેજ જાણુતા હતા. તે ઉપવાસ કરતા ત્યારે પારણું કરવાનો પણુ તેમનો કશો મુકરર વખત મળેજ નહિ. તે ખોર્મા નામના અમુક ફળનાં બીજ વીણી લાવતા અને તે વેચીને તેના જે પૈસા ઊપજતા તેના વડે અનાજ લઈ આવતા અને તેના વડે પારણું કરતા. તેમને કોઇ વાર ખોર્માનું આખું ફળ મળી આવતું ત્યારે તેને વેચીને જે પૈસા મળતા તેનું ગરીબોને દાન દઇ દેતા. તેમને કહીંથી ફાટેલું ચીથરેહાલ જેવું વસ્ત્ર મળી આવ્યું હતું, તેને સાંધીને ટેભા મારી મારીને પોતે પહેર્યા કરતા. પાછલા પહોરની નમાજ વખતે ઘરમાંથી બહાર નીકળી પડતા, તે છેક રાતની છેલ્લામાં છેલ્લી નમાજનો વખત થઇ ગયા પછી ઘેર પાછા આવતા. તે જ્યાં જતા ત્યાંનાં છોકરાં તેમને ગાંડા ધારીને તેમના તરફ ઢેફાં ફેંકતાં, ત્યારે તે કહેતાઃ " છોકરાંઓ ! મને લોહી ન નીકળે એવા નાના નાના કાંકરા મારજો. મને લોહી નીકળશે તો મેં જે હમણાં વજૂ (બાહ્યશુદ્ધિ) કર્યું છે, તે અશુદ્ધ થઇ જશે. મને મારા શરીરની ફિકર નથી, મને તો મારી નમાજની ચિંતા છે."

આબિસને કોઈએ કહ્યું કે, " અમુક એક માણુસ આજે ત્રીસ વરસથી કબ્રસ્તાનમાંજ રહે છે, કફનનું વસ્ત્ર તેણે ઓઢયું છે અને તે બધો વખત રડયા કરે છે." તે સાંભળીને આબિસે કહ્યું કે, " મને ત્યાં તેડી જાઓ, મારે તેને જોવો છે. " તેમણે ત્યાં જઇને જોયું તો તે માણુસનું શરીર છેકજ જીર્ણ અને નિસ્તેજ થઇ ગયું હતું અને રડતાં રડતાં એકદમ ઢીલો ઢસ થઇ ગયો હતો. આબિસે તેને પૂછ્યું કે, " હે અમુક ! સ્મશાનવાસ અને કફનનું વસ્ત્ર તમને ઈશ્વરથી દૂર લઇ ગયાં છે. તમે એ બેનેજ વળગી રહ્યા છો અને એ બેઉ વસ્તુઓ તમારી આંખ આગળથી ઈશ્વરને પામવાનો રસ્તો ઢાંકી દે છે." તે માણુસે આબિસની આત્મજ્યોતિની સહાયતાથી પોતાના આત્મા ઉપરની વિપત્તિ દીઠી. તેના અંતઃકરણુમાં તત્ત્વનો પ્રકાશ થઈ ગયો. તેના મોઢામાંથી એક આર્તનાદ નીકળી ગયો અને તેણે તે કબરની ઉપરજ પ્રાણુત્યાગ કર્યો.

આબિસ તેમના જીવનના છેલ્લા ભાગમાં અલીની પાસે ગયા અને તેની સાથે સહયોગ કરીને ધર્મયુદ્ધમાં સામેલ થયા, જેમાં લડતાં લડતાં તે માર્યા ગયા.

મુસલમાનોમાં એક આબિસી નામનો સંપ્રદાય છે, તેઓ ગુરુની આવશ્યકતા નથી માનતા. આબિસે હજરત મહમ્મદનાં સાક્ષાત્ દર્શન કર્યાં ન હતાં; તોપણ તે તેમને આધારેજ જીવતા હતા. મહમ્મદ સાહેબનું પયગંબરપણુંજ તેમને જીવતા રાખતું હતું.

## ઉપદેશવચન

૧. જો તમે શ્રદ્ધારહિત થઈને બેહેસ્ત (સ્વર્ગ)ના અને દુનિયાના તમામ સાધકોની ઉપાસનાપદ્ધતિને અનુસરીને ઉપાસના કરશો, તોપણ ખુદા તમારી ઉપાસનાને મંજૂર કરશે નહિ.

૨. જે માણસ નીચે ગણાવેલી ત્રણ વસ્તુઓનો શોખ ધરાવે છે, તેનાથી દોજખ (નરક) આઘું હોયજ નહિ; સારી સારી વસ્તુઓ ખાવાનો શોખ, સારાં સારાં વસ્ત્ર પહેરવાનો શોખ અને ધનવાન લોકોની સાથે બેસવાઉઠવાનો શોખ.

૩. જે ખુદાને જાણે છે, તેની આગળ કશુંજ અજાણ્યું હોતું નથી. ખુદાને ખુદાની સહાયતા વડેજ જાણી શકાય છે. જે વ્યક્તિ ખુદાના યોગ વડે ખુદાને જાણે છે, તેણે જે જાણવા જેવું છે તે બધુંજ જાણી લીધું છે.

૪. એકાંત સ્થાન ભયરહિત છે. જે એકલો રહે છે, તે નિઃસંગ અને એકજ છે. જેના મનમાં બીજા પ્રકારના વિચારનો પ્રવેશ થતો નથી તેની અવસ્થા આપત્તિરહિત છે. બહારની નિર્જનતાને સાચી નિર્જનતા માની લેવી નહિ. દ્વૈત અવસ્થામાં શયતાન ભુલાવો ખવરાવે છે, માટે તમારા હૃદયના ઉપર કાબૂ રાખજો. તેમ કર્યાથી તેમાં કશાનો પ્રવેશ કરવાનો અવકાશ નહિ મળે.

૫. હું ઉન્નતિને ખોળતો હતો, પણ મને તે વિનયની અંદરથી મળી ગઇ; હું પુરુષાર્થને ખોળતો હતો, તે મને સત્યમાંથી મળી ગયો; હું ગૌરવને શોધતો હતો, તે મને ખુદાના દરમાંથી મળી ગયું; હું મોટાઇને શોધતો હતો, તે મને ધૈર્યમાંથી મળી ગઈ; હું શાંતિને શોધતો હતો, તે મને વૈરાગ્યમાંથી મળી ગઇ અને હું સંપત્તિને શોધતો હતો; તે મને ખુદાના ઉપર અવલંબન કરવાથી મળી ગઇ.



# ३–महातपस्वी अबु मोर्ताश

મહાતપસ્વી અબુ મોર્તાશ તેમની પ્રેમભક્તિ અને વૈરાગ્યને માટે ઘણાજ પૂજનીય મનાતા હતા. તેમણે એકલી જાતે અનેક વાર દેશપર્યટન કર્યું હતું. તેમનું નિવાસસ્થાન નેશાપુર નામના એક શહેરમાં હતું. મહાતપસ્વી અબુ ઉસ્માન તથા મહાતપસ્વી જનિદનો તેમને ખાસ સહવાસ હતો અને તપસ્વી આબુ હેફ્જનું પણ તે દર્શન કરી આવ્યા હતા. શોનજિરામ નામના એક સ્થાનમાં તે ઘણા વખત સુધી રહ્યા હતા અને બગદાદમાં તેમનું દેહાવસાન થયું હતું. તે પોતાને વિષે કહે છે કે, "મેં તીર્થપર્યટન કરવામાં તેર વર્ષ વ્યતીત કર્યાં છે, પણ વિચાર કરતાં મને સમજાઇ ગયું કે, મારા એ તીર્થપર્યટનમાં સાંસારિક ભાવના રહેલી હતી." લોકોએ તેમને પૂછ્યું કે, "આપને એ શી રીતે સમજાઇ ગયું?" ત્યારે તેના ઉત્તરમાં તેમણે કહ્યું કે, "એક દિવસ મારી માએ મને પાણીનો એક ઘડો ભરી લાવવાનું કહ્યું. એ કામ કરતાં મને જરાક ભારે લાગ્યું, તે ઉપરથી હું સમજી ગયો કે મારું તીર્થભ્રમણ સાંસારિક ભાવનાથી થયેલું હતું અને તેથી કરીને મારા જીવનની ઉન્નતિ સધાઇ ન હતી."

મહાતપસ્વી અબુ મોર્તાશ એક વાર બગદાદ શહેરના એક પરામાં થઇને જતા હતા, તેવામાં તેમને તરશ લાગી. કોઇ ધનવાન ગૃહસ્થના ઘરના બારણા આગળ ઊભાં ઊભાં તેમણે પાણી માગ્યું. તે ઘરધણીની પુત્રી હાથમાં જળપાત્ર લઇને તેમને પાણી પાવા આવી. તેના રૂપલાવણ્યને જોઇને મહાતપસ્વી મોર્તાશ તેના ઉપર મોહિત થઇ ગયા, તેથી પાણી પીધા પછી ત્યાં ને ત્યાંજ બેઠા. થોડી વાર પછી તે ઘરધણી તેમની પાસે આવ્યો, ત્યારે મોર્તાશ તેને કહેવા લાગ્યા: "મહાશય! તમારે ઘેરથી મને પાણી તો મળી ગયું, પણ જે કન્યા પાણી પાવાને આવી હતી તેણે મારું હૃદય હરી લીધું છે." તે ઘરધણી સહૃદય પુરુષ હતો. તે મહર્ષિ મોર્તાશને

ઓળખતો પણ હતો, તેથી તે બોલ્યોઃ "મહાત્મન્! તે છોકરી મારી પુત્રી થાય છે. જો તેની સાથે પરણવાની આપને ઇચ્છા હોય તો હું તે કન્યા આપને અર્પણ કરી દેવા ખુશી છું." મોર્તોશે કહ્યુંઃ "હા, મારી એવી ઇચ્છા છે." તે ઘડીએ તે ગૃહસ્થે પોતાનાં સગાંસંબંધીઓને તેડાવ્યાં અને ખૂબ આનંદોલ્લાસપૂર્વક મોર્તોશને તે કન્યા પરણાવી દેવાનો નિશ્ચય કર્યો. તે કન્યાના પિતાના નોકરચાકર મોર્તોશને સ્નાન કરાવવાને સારુ હમામખાનામાં લઇ ગયા. ત્યાં તેમનો સંન્યાસી ફકીરનો લેબાસ ઉતારીને તેમની જગ્યાએ તેમને નવાં મૂલ્યવાન વસ્ત્રો પહેરાવી દીધાં. પછી તે પોતાની નવવધૂને લઇને અંતઃપુરમાં ગયા અને ત્યાં નમાજ પઢવા બેઠા. નમાજ પઢવાનો આરંભ કરતાં તો તે એકદમ વ્યાકુળતાપૂર્વક રડવા મંડી ગયા અને કહેવા લાગ્યા કે, "મને મારો ખિર્કો (ફકીરનો લેબાસ) પાછો આપો." તેમણે પોતાનાં સુંદર મૂલ્યવાન વસ્ત્ર એકદમ અંગ ઉપરથી ઉતારી નાખ્યાં, પોતાનો ખિર્કો પહેરી લીધો અને સ્ત્રીનો પરિત્યાગ કરીને ત્યાંથી ચાલતા થઇ ગયા. લોકોએ તેમને પૂછ્યું કે, "તમે આવું શાથી કર્યું?" ત્યારે તેમણે કહ્યું કે, "હું જ્યારે નમાજ પઢવા બેઠો ત્યારે એક ગુપ્ત ધ્વનિ મારે કાને સંભળાયો. તે ધ્વનિનું તાત્પર્ય એ હતું કે, એક વાર તો તેં મારી ઇચ્છાની વિરુદ્ધ સ્ત્રીના ભણી દૃષ્ટિ કરી, તેથી તારું પવિત્ર સંન્યાસનું વસ્ત્ર મેં એક વાર તારા અંગ ઉપરથી ઉતરાવી નાખ્યું; હવે જો બીજી વાર એવું કરીશ તો તારા અંતઃકરણની અંદર જે ધર્મનું વસ્ત્ર છે, તે પણ કાઢી લઇશ."

કોઇએ તેમને કહ્યું કે, "અમુક સાધુ નદીના પાણી ઉપર ચાલી શકે છે અને આકાશમાં ઊડી શકે છે." ત્યારે તેમણે કહ્યું કે, "ઇન્દ્રિયોનો સંયમ કરવાનું બળ જેમને ઈશ્વર બક્ષે છે, તેઓ પાણી ઉપર થઇને ચાલનારા અને આકાશમાં ઊડનારા લોકોના કરતાં શ્રેષ્ઠ છે."

## ઉપદેશવચન

૧. જે માણસ પોતાના મનમાં એવું સમજે છે કે, મારું ધર્માનુષ્ઠાન, નરકાગ્નિથી મારું રક્ષણ કરશે અને મને સ્વર્ગમાં લઇ જશે, તે માણસ વિપત્તિથી મુક્ત થયો નથી; પણ જે માણસ ખુદાની દયાના ઉપર અડગ વિશ્વાસ રાખે છે, તેને ખુદા સ્વર્ગમાં તેડી જશે.

૨. કોઇએ તેમને પૂછ્યું કે, " ઈશ્વરના પ્રેમની પ્રાપ્તિ કરવાને સારુ શો ઉપાય કરવો જોઇએ ? " તેના જવાબમાં તેમણે કહ્યું; " જેમના પ્રતિ ઈશ્વરનો પ્રેમ ન હોય તેમના પ્રતિ પ્રેમ ન કરીએ ત્યાંસુધી આખો સંસાર એ કેવળ બાહ્યજીવનજ છે. "

૩. ઈશ્વરનું અદ્વિતીય જ્ઞાન મેળવવાનાં ત્રણ સાધન છે; એક તો ઈશ્વર આપણો પ્રતિપાલક છે, એવે રૂપે તેમનું દર્શન કરવું; બીજું ઈશ્વર એક છે એવું માનવું અને ત્રીજું પોતાની તમામ મોટાઇનો ત્યાગ કરવો.

૪. ધ્યાન એટલે ક્ષણે ક્ષણે આધ્યાત્મિક યોગને સારુ પોતાના અંતરનું સંરક્ષણ કરવું તે.

૫. શરીરને નાના પ્રકારના ઉપભોગમાંથી નિવૃત્ત કરી દેવું, ઈશ્વરની આજ્ઞાઓને શિરોમાન્ય કરવી અને ઈશ્વરના વિધાન પ્રમાણે જે કાંઇ થાય તે સારુંજ થાય છે એમ સમજીને તેનો સત્કાર કરવો એ ઈશ્વરાનુરાગનાં લક્ષણ છે.

૬. ઈશ્વર વિરોધી વસ્તુને અંતરમાં સ્થાન આપવું એ નીચે પડવા માટે બે ડગલાં આગળ વધવા સમાન છે.

૭. ધૈર્ય અને પ્રેમ એ બેઉ વ્યવહારને શુદ્ધ રાખવાના ઉપાય છે.

૮. સાધુઓનો સંગ કરવામાંજ સાધુઓનું શ્રેય છે. જે સાધુ-સંગથી દૂર રહે છે, તે રોગરહિત નથીજ એમ જાણી લેવું.

૯. જ્યારે તેમના ધર્મબંધુઓએ તેમને કહ્યું કે, " અમને ઉપદેશ દો," ત્યારે મહર્ષિ બોલ્યા કે, " જે મારા કરતાં શ્રેષ્ઠ હોય તેની પાસે તમે જજો અને જે તમારા કરતાં શ્રેષ્ઠ હોય તેની પાસે મને જવા દેજો. "





# ૪–મહાતપસ્વી અબુ અલીમહમ્મદ

મહાતપસ્વી અબુ અલીમહમ્મદ નેશાપુરની એક મસ્જિદમાં ઇમામ હતા. તેમણે મહાત્મા અબુ હેફ્જ અને હમ્દુનનો સત્સંગ સેવ્યો હતો. અંતર્વિદ્યા અને બાહ્યવિદ્યા (પરા અને અપરા વિદ્યાઓ) બેઉમાં તે સારી રીતે પારંગત હતા. તે તેમના જમાનાના મુસલમાની કાયદા (શેરિયત)ના અને ધર્મશાસ્ત્રના જ્ઞાતાઓમાં સર્વશ્રેષ્ઠ ઉલેમા (પંડિત–શાસ્ત્રી) ગણાતા હતા. પોતે સર્વસ્વનો ત્યાગ કરીને, વૈરાગ્ય ધારણ કરીને તત્ત્વશાસ્ત્રની આલોચના કરવા પ્રવૃત્ત થયા હતા. પોતાના જીવનના અંતિમ ભાગમાં તે સૂફીઓ (જ્ઞાનમાર્ગી મુસલમાનો)ના સંપ્રદાયમાં જોડાઇને ધર્મપ્રચારક તરીકે કાર્ય કરવા લાગ્યા હતા. જેવા તે શાસ્ત્રજ્ઞ હતા તેવા પોતે સુવક્તા પણ હતા.

તેમનો એક પાડોશી કબૂતરને ઉરાડવાની રમત કરતો હતો. એક દહાડો તેણે એક કબૂતરના તરફ તાકીને પથ્થર માર્યો, તે તેના માથા ઉપર વાગવાથી તેને ઘણું લોહી નીકળ્યું. તે માણસનાં સગાં· વહાલાં અને પાડોશીઓ તેના ઉપર ફરિયાદ માંડવાને સારુ તેને કાજીની પાસે ખેંચી જવા લાગ્યાં, ત્યારે મહાતપસ્વી અલિમહમ્મદે વચ્ચે પડીને તેમને કાજીની કચેરીમાં જવા ન દીધાં. તેમણે પોતાના એક શિષ્યને કહ્યું કે, “પેલા કબૂતર ઉરાડનારાને તું આ લાકડી આપી આવ અને તેને કહે કે, તારે કબૂતર ઉરાડવાં હોય ત્યારે આ લાકડી વતી ઉરાડજે પણ કબૂતરના ઉપર પથરા ફેંકીશ નહિ.”

એક દિવસ તેમણે દીઠું કે, ત્રણ પુરુષ અને એક સ્ત્રી મળીને કોઇના શબને ઉપાડી જતાં હતાં. એ જોઇને જે બાજુએથી સ્ત્રી ઊંચકતી હતી, તે બાજુએ તેમણે પોતાની ખાંધ ધરી અને તે સ્ત્રીને વિદાય કરીને પોતે તે શબને ઊંચકીને કબ્રસ્તાન સુધી ગયા; તેની અંત્યેષ્ટિ ક્રિયા કરીને તેને કબરમાં દફનાવતા સુધી

ત્યાં હાજર રહ્યા. ત્યાર પછી તેમણે પેલા ડાઘુઓને પૂછ્યું કે, "તમારા આડોશીપાડોશીઓ શબને ઊંચકવા ન આવ્યા કે જેથી તે સ્ત્રીને ખાંધ આપવી પડી?" તેમણે કહ્યું કે, "મરનાર હીજડો હતો, તેથી સૌ તેના પ્રતિ ઘૃણા કરતા હતા. કોઇ તેની લાશને અડકવા ઇચ્છતા ન હતા, તેથી ના છૂટકે એ કામ તે સ્ત્રીને કરવું પડયું." આવો ઉત્તર સાંભળીને મહાતપસ્વી અલીમહમ્મદ તે ડાઘુઓ ઉપર ઘણા પ્રસન્ન થયા, તેમણે તેમને શાબાશી આપી, થોડાક પૈસા અને લોટ આપ્યો. હિજરી સંવત ૩૨૮ની સાલમાં તેમણે નેશાપુર શહેરમાં દેહ છોડયો.

## ઉપદેશવચન

૧. તમામ શાસ્ત્રોનું અધ્યયન અને પુષ્કળ સાધુસંગ કર્યા છતાં જ્યાંસુધી સદ્‌ગુરુના અનુશાસન પ્રમાણે જીવનનું ઘડતર ન ઘડાય, ત્યાંસુધી મનુષ્ય સાચું મનુષ્યત્વ પામતો નથી.

૨. પોતાની સેવા અને સહવાસદ્વારા શિષ્યને નીતિની શિક્ષા આપે, નિષિદ્ધકર્મો કરતાં તેને અટકાવી દે, દુરાચરણનાં માઠાં ફળ તેને સમજાવી દે, ઇન્દ્રિયોનાં પ્રલોભન અને ઠગાઈથી તેને સાચવી લે અને આત્મગૌરવ એ શી વસ્તુ છે તે તેને સમજાવી દે, એવો નીતિશિક્ષક સદ્‌ગુરુ જેને ન હોય, તેવા માણસનાં આચરણ વિશુદ્ધ હોતાં નથી અને એવા માણસનું અનુસરણ કરીને કોઇ પણ કાર્ય કરવું એ શ્રેયસ્કર નથી.

૩. જે માણસ સાધુસંગ કરે છે પણ સાધુઓની સેવા કરવા પ્રતિ તથા તેમનું સન્માન કરવા પ્રતિ લક્ષ નથી આપતો, તેને સાધુદર્શનનું અને સાધુસંગનું શુભ ફળ નથી મળતું અને તેમના પ્રસાદથી તે વંચિત રહી જાય છે. વળી સાધુઓના પ્રભાવથી એક પ્રકારનું તેજ ઉત્પન્ન થઇને સાધુસંગ કરનારના હૃદયમાં સંચારિત થઇ જવું જોઇએ તેનો લાભ તેને મળતો નથી.

૪. વસ્તુ શુદ્ધ ન હોય તો તે વસ્તુનો પ્રકાશ પણ શુદ્ધ હોતો નથી. આટલા માટે જેઓ એવું ઇચ્છતા હોય કે અમારાં કાર્યો વિશુદ્ધ, સ્મૃતિ અને શાસ્ત્રોને અનુસરતાંજ હોય, તેમણે પ્રથમ પોતાનાં હૃદયમાં પ્રેમ અને સત્યની સ્થાપના કરવી જોઇશે; તેમણે અવિકૃત પ્રેમનું અવિકૃત અનુષ્ઠાન કરવું જોઇશે.



# ५–महातपस्वी अबु अल् अब्बास नहाओन्दी

મહાતપસ્વી અબુ અલ્ અબ્બાસ મહાજ્ઞાની અને પરમવૈરાગ્ય-વાન પુરુષ હતા. તે પોતાને વિષે કહે છે કે, "મારી સાધનાનાં પહેલાં બાર વરસ સુધી હું બધો વખત મારું મોઢું નીચું ને નીચું જ રાખતો; તેમ કરવાથી મારા અંતરમાં તત્ત્વજ્ઞાનનો કાંઇક પ્રકાશ થવા લાગ્યો. બધા લોકો મનમાં એવું ઇચ્છે છે કે, થોડી વાર સુધી પણ ઈશ્વર અમારો બની જાય. હું એવું ઇચ્છું છું કે, થોડી વાર સુધી ઈશ્વર મને મારા પોતાનાજ હાથમાં સોંપી દે કે જેથી કરીને હું મને પોતાને જોઇ શકું. હું કોણ છું, ક્યાં છું, તે જાણી શકું. મારી આ વાસનાની કદી નિવૃત્તિ થતી નથી."

મહાતપસ્વી અબ્બાસ ટોપીઓ સીવવાનો ધંધો કરતા હતા અને એક ટોપી બબ્બે પૈસે વેચતા હતા. બે પૈસા કરતાં વધારે કિંમત કોઇની પાસેથી પણ લેતા ન હતા. તેમાંથી તે દાન કરતા. જે યાચક તેમને સૌથી પહેલો મળતો તેને એક પૈસો આપતા અને બીજો એક પૈસો પોતાના ખાવાપીવામાં ખરચી નાખતા. આ પ્રમાણે બે પૈસા વપરાઇ જતા, ત્યારે તે બીજી ટોપી સીવવા મંડી જતા!

એ મહાતપસ્વીના અમુક શિષ્યની પાસે થોડીઘણી પૂંજી હતી. તેણે જકાત* આપવી જોઇએ એવી શેરિયત (મુસલમાનોની સ્મૃતિ)ની આજ્ઞા હતી. તેણે પોતાના ગુરુને પૂછ્યું કે, "મારે જકાત કોને આપવી?" સંત બોલ્યા: "જેને આપવાનું તને શ્રેયસ્કર લાગતું હોય તેનેજ આપજે." આ સાંભળીને તે ત્યાંથી ચાલ્યો

* શેરિયતનું એવું વિધાન છે કે, દરેક મુસલમાને પોતાની આવકનો ઓછામાં ઓછો ચાળીશમો ભાગ ધર્માર્થે દાનમાં આપવો જોઇએ. એવા દાનને તેમના ધર્મશાસ્ત્રમાં "જકાત" કહે છે. —મૂળલેખક

ગયો. રસ્તે જતાં તેને એક ગરીબ કંગાલ આંધળો મળ્યો, તેના હાથમાં તેણે એક સોનામહોર આપી દીધી. દૈવયોગે એવું બન્યું કે, બીજે દિવસે તેને એજ ઠેકાણે થઇને જવું થયું. પેલો આંધળો પણ તેને ત્યાંજ આગળ મળી ગયો. તે આંધળો બીજા આંધળાને કહેતો હતો કે, "ગઇ કાલે મને એક જણે સોનામહોર આપી હતી, તે લઇને હું પીઠામાં ગયો; ત્યાંથી મેં દારૂ લીધો, પછી તે દારૂ લઇને હું એક વેશ્યાને ઘેર ગયો. ત્યાં અમે દારૂ પીધો અને મોજ માણી." આવું સાંભળીને તે શિષ્ય, જેણે પેલા આંધળાને સોનામહોર આપી દીધી હતી, તેના મનને ઘણો ખેદ થયો. તેણે પોતાના ગુરુની પાસે જઇને બધી વાત માંડીને કહી સંભળાવી. ગુરુએ તેને એક પૈસો આપ્યો અને કહ્યું: "જા, જે માણસ સૌથી પહેલો તારી નજરે પડે તેને તું આ પૈસો આપી દેજે." એ પૈસો મહાતપસ્વીજીએ ટોપી સીવીને પેદા કર્યો હતો. શિષ્ય જેવો બહાર નીકળે છે, તેવોજ એક ઓલ્ભિ× સંપ્રદાયનો એક માણસ મળ્યો, તેને તેણે પેલો પૈસો આપી દીધો. તે જ્યારે ગયો ત્યારે તે શિષ્યે પણ તેની પાછળ પાછળ જવા માંડ્યું. તે ઓલ્ભિ કોઇ એકાંત સ્થળમાં જઈ પહોંચ્યો. ત્યાં તેણે પોતાનાં કપડાંમાં ઢાંકી રાખેલો એક મરી ગયેલો હંસ બહાર કાઢ્યો અને તેને જમીન પર ફેંકી દીધો. પેલા શિષ્યે તે ઓલ્ભિને કહ્યું કે, "મારે તમારી પાસેથી એ જાણવું છે કે, તમે મરી ગયેલા હંસ પક્ષીને તમારાં કપડાંમાં શા સારુ ઢાંકી રાખ્યો હતો?" તે માણસ બોલ્યો: "આજ-કાલ કરતાં સાત દિવસથી હું અને મારું આખું કુટુંબ અન્નની તંગીને લીધે અતિશય દુઃખ વેઠીએ છીએ. ભિક્ષાવૃત્તિનો નીચ ધંધો કરતાં મને શરમ આવે છે. મને અહીંથી આ મરી ગયેલું પક્ષી મળી આવ્યું હતું, તેને ઘેર લઇ જઇને રાંધવાને સારુ મારી સ્ત્રીને આપવાનો હું વિચાર કરતો હતો; પણ હવે તમે મને એક પૈસો આપ્યો ત્યારે હવે મારે આ મરી ગયેલા પક્ષીનું શું કામ છે, એવું ધારીને મેં તેને ફેંકી દીધું." આ વૃત્તાંત સાંભળીને તે શિષ્યને ઘણી નવાઈ લાગી, તેથી તે વળી પાછો પોતાના ગુરુની પાસે ગયો અને તેમને બધી વાત કહી, ત્યારે તે મહાતપસ્વીજી બોલ્યા: "તને મારે કહેવું તો ન જોઇએ પણ તું નક્કી માની લેજે

× અલીના મતને માનનારા મુસલમાનો ઓલ્ભિ અથવા શિયા કહેવાય છે. —મૂળલેખક

કે તું અન્યાયી, ગરીબોને પીડનારા દુરાચરણી લોકોની સાથે મળીને પાપની કમાઈના પૈસા પેદા કરે છે, તેથી તારું આપેલું દાન લીધાથી પેલા આંધળાને દારૂ પીવાની અને વેશ્યાગમન કરવાની બુદ્ધિ સૂઝી. મારી કમાણીનો પૈસો જેના હાથમાં આવ્યો, તે જો કે હરામ (શાસ્ત્રમાં મના કરેલી) વસ્તુ ખાવાનો અપરાધ કરવાની તૈયારીમાં હતો છતાં તેને સદ્બુદ્ધિ સૂઝી."

એક વાર કોઇ અગ્નિપૂજક (પારસી) શરીરે ખિર્કા (ફકીરનું વસ્ત્ર) અને હાથમાં દંડ ધારણ કરીને મહાતપસ્વી અબુ અલ્ અબ્બાસની પરીક્ષા લેવાની મતલબથી તેમની કુટિ આગળ આવીને ઊભો રહ્યો. તે મહાતપસ્વી જરાક ગરમ પ્રકૃતિના હતા. તેમણે તો તે અગ્નિપૂજકને પોતાની કુટિની પાસે આવતા વેંતજ ઓળખી લીધો અને ક્રોધના આવેશમાં આવી જઇને તેને કહેવા લાગ્યાઃ "અયે અગ્નિપૂજક! ખુદાના બંદાની કુટિ પાસે આવવાનું તારે શું પ્રયોજન?" તે અગ્નિપૂજક ત્યાંથી ચાલ્યો ગયો અને બીજી કોઇ જગ્યાએ તેને આશ્રય નહિ મળવાથી મહર્ષિ અબુ અલ્ અબ્બાસ નહાઓન્દીની કુટિ આગળ આવીને ઊભો રહ્યો. તેમણે તેને ઓળખ્યો કે એ પરધર્મી છે, અગ્નિપૂજક છે; પણ તે છતાં તેમણે તેને કાંઇજ કહ્યું નહિ. તે ચાર મહિના સુધી તેમની સાથે રહ્યો અને મનમાં કપટ રાખીને મુસલમાનોની સાથે વજૂ કરતો અને નમાજ પઢતો. પછી તે જ્યારે જવાને તૈયાર થયો ત્યારે તપસ્વી અબ્બાસે તેને કહ્યું: "આપણે આટલા દિવસ એકબીજાની સાથે ખાધુંપીધું. તમે આવ્યા હતા તો પરધર્મી તરીકે પણ જેવા આવ્યા તેવાને તેવાજ જાઓ એ પુરુષને શોભે નહિ." ત્યાર પછી તે અગ્નિપૂજકે તેમની પાસે દીક્ષા લીધી ને મહાતપસ્વી અબ્બાસના સંગમાં રહીને સાધનભજન પણ કરવા લાગ્યો. આગળ જતાં તે પણ એક સિદ્ધપુરુષ નીવડ્યો અને મહાતપસ્વીના પરલોકવાસ પછી તેમની ગાદીએ બેઠો.

## ઉપદેશવચન

૧. પોતાના મનના ભાવ મનમાં ગુપ્ત રાખવા અને બીજાને ભાઈ ગણીને તેનું સન્માન કરવું એજ ઋષિનો ધર્મ છે.

૨. પ્રથમ ધર્મનું જ્ઞાન અને ત્યાર પછી વૈરાગ્ય



# ૬–महातपस्वी अबु अल् हुसेनअली

મહાતપસ્વી અબુ અલ્ હુસેનઅલીના પિતાનું નામ ઇબ્રાહિમ હજરી હતું. બગદાદમાં તેમનું નિવાસસ્થાન હતું. તેમણે બસરામાં રહીને યોગસાધન કર્યું હતું. હિજરી સંવત ૩૯૧ માં બગદાદ શહેરમાં તેમણે દેહ મૂક્યો હતો. તેઓ તત્ત્વજ્ઞ અને સુવક્તા હતા. તેમના જમાનાના ધર્મપરાયણ, સદાચારી, પુણ્યકર્મા, આધ્યાત્મિક વૃત્તિવાળા પુરુષોમાં તેમનું સ્થાન ઘણું ઊંચું હતું.

અહમદ નસર નામનો એક ખુરાસાની તેમનો શિષ્ય હતો. એ અહમદ નસરે સાઠ વાર મક્કાની હજ કરી હતી. એક વાર મક્કાના ધર્મગુરુના સંબંધમાં તેણે કોઇ એવી વાત મોઢેથી કહી નાખી કે જેથી તેના દિલને ઘણો આઘાત થયો. આ અપરાધને માટે તેને કાબાના પુણ્યધામમાંથી બહાર કાઢી મૂકવામાં આવ્યો. કાબાના બધા ઇમામ કહેવા લાગ્યાઃ “ કાબાની અંદર બસો ને એંશી ઇમામ રહે છે. તું એવો કોણ થઇને આવ્યો છે કે તું તેમની બધાની અવગણના કરે ? ” તપસ્વી અબુ અલ્ હુસેનને આ વૃત્તાંત સાંભળીને ઘણી રીસ ચડી. તેમણે પોતાના નોકરને હુકમ કર્યો કે, “ આજ પછી પેલો ખુરાસાની આવે તો તેને અંદર આવવા દઇશ નહિ.” અહમદ નસર જેવો બગદાદ શહેરમાં આવ્યો તેવોજ તે સીધો તપસ્વી અબુ અલ્ હુસેનના આશ્રમ ભણી વળ્યો, પણ ત્યાં આવતાંજ તપસ્વીના નોકરે તેને કહ્યું: “ તમને મહાત્માની પાસે લઇ જવાનો મને હુકમ નથી. તે તમને મળવા ઇચ્છતા નથી. તમે અંદર ચાલ્યા ન આવો તે સારુજ તેમણે મને બારણા આગળ બેસાડી રાખ્યો છે; કારણ કે તેમને તમારું મોઢુંજ જોવું નથી. ” આ વાત સાંભળીને અહમદને ત્યાં ને ત્યાંજ મૂર્છા આવી ગઇ ! ત્યાર પછી જયારે તેને ભાન આવ્યું ત્યારે ત્યાંથી ઊઠીને શોકાકુલ ચિત્તે એક મસ્જિદના બારણા આગળ જઇને ત્યાં ને ત્યાંજ બેસી

રહ્યો. પછી એક દિવસ અબુ અલ્ હુસેન બહાર નીકળ્યા, ત્યારે દૈવ-યોગે તેમનો અને અહમદનો મેળાપ થઇ ગયો. તેમણે અહમદને કહ્યું કે, "તારી અવિનયી વર્તણુકનું યોગ્ય પ્રાયશ્ચિત્ત એ છે કે, તું રોમ રાજ્યના તોતુંસ શહેરમાં જા અને ત્યાં રહીને એક વરસ સુધી દરરોજ ભૂંડ ચરાવવાનો ધંધો કર અને રાત્રે એકાંત જંગલમાં કોઈ જગ્યાએ બેસીને આખી રાત જાગરણ કરીને ખુદાની પ્રાર્થના કરતો રહે." આવી આજ્ઞા સાંભળીને અહમદ પોતાના ગુરુને સલામ કરીને ત્યાંથી રોમ તરફ ચાલતો થઈ ગયો. ત્યાં જઇને તેણે પોતાના ગુરુની આજ્ઞા મુજબ પોતાનાં ભદ્ર પુરુષને યોગ્ય વસ્ત્રો ઉતારી નાખ્યાં અને તેમની જગ્યાએ ગરીબ મજૂરના જેવાં જૂનાં અને ફાટચાંતૂટચાં કપડાં પહેરી લીધાં. તેણે બરાબર એક વરસ સુધી દહાડે ભૂંડ ચરાવ્યાં અને રાત્રે આખી રાતની રાત જાગરણ કરીને ઇશ્વરોપાસના કરી. આવી રીતે બરાબર એક વરસ વ્યતીત કર્યા પછી તે બગદાદ પાછો આવ્યો અને પોતાના ગુરુની કુટિના બારણા આગળ આવીને ઊભો થઇ રહ્યો. તેના આવ્યાની ખબર જાણીને તરતજ તપસ્વીજી બહાર આવ્યા અને તેને પ્રેમાનંદપૂર્ણ હૃદયથી ગાઢ આલિંગન દઇને બોલ્યાઃ "તું મારો પુત્ર છે, તું મારી આંખની કીકી સમાન છે." અહમદને તેના ગુરુએ આ પ્રમાણે પ્રેમપૂર્વક આવકાર દીધો, તેથી તે ઘણોજ રાજી રાજી થઇ ગયો. ત્યાર પછી તે ફરીથી એકવાર મક્કાની હજ કરવા ગયો. ત્યાં પહોંચતાંજ ત્યાંના ઈમામ અને ઉલેમાઓએ તેનો ખૂબ આદરસહિત સત્કાર કર્યો અને તેને કહેવા લાગ્યા કે, "હે અહમદ નસર! તું મહર્ષિ અબુ અલ્ હુસેનઅલીનો પુત્ર છે, તું તેમની આંખોની કીકી સમાન છે!" આ વખતે તેમણે પણ અહમદના પ્રતિ ખૂબ પ્રેમ અને આદર દર્શાવ્યાં.

## ઉપદેશવચન

૧. મેં કહ્યું: "હે ખુદા! હું તમામ અવસ્થાઓમાં તારા પ્રતિ સંતુષ્ટ છું. તું મારા પ્રતિ પ્રસન્ન છે કે નહિ?" ખુદાએ જવાબ દીધોઃ "તું જૂઠો છે. જો તું મારા પ્રતિ સંતુષ્ટ હોત તો તું મારા સંતોષને ખોળવાને સારુ આટલાં ફાંફાં મારે છે તે ન મારત."

૨. જેને જાણ્યા પછી તમે ભૂલી જતા હો અને જેને તમે જાણુતા નથી, એવી વસ્તુઓની શોધ કરવાનું છોડી દઇને ફક્ત

ખુદામાંજં લિપ્ત થઇ જજો.

૩. પ્રભુ પોતાના સેવકને તેની પોતાની કર્તવ્યબુદ્ધિના ભરોસા ઉપર છોડી દે, તો તે કેવળ પાપ અને અનાચારજ કરતો થઇ જાય. પ્રભુની કૃપા અને તેની ઇચ્છાને અનુકૂળ થઇ રહેવાનો અભ્યાસ, એ બે વાનાંમાંથી પ્રેમ અને સદ્ભાવની ઉત્પત્તિ થાય છે.

૪. જ્યાંસુધી આ સંસાર છે, ત્યાંસુધી આપણો અને ખુદાનો વિયોગ રહે છે. સંસાર જ્યાં તમારી આંખ આગળથી અદૃશ્ય થઈ ગયો એટલે તરત ખુદાનો પ્રકાશ થઇ જાય છે. તે વખતે પછી તમને એક ખુદાના સિવાય બીજું કાંઇ નજરે પડશેજ નહિ. ખુદાને બાદ કરીને બીજા કોઇ પણ વિષય ઉપર તમે કશું બોલી પણ નહિ શકો. આનું નામ યોગની વાસ્તવિક અવસ્થા છે.





# ૭–महातपस्वी शाहशुजा

શાહશુજાનો જન્મ કોઇ રાજવંશમાં થયો હતો. કેર્માન નામના દેશમાં તેમનું વતન હતું. તે મહાપંડિત, તત્ત્વજ્ઞાની અને ભારે વૈરાગ્યવાન પુરુષ હતા. "મેરાતોલ હોકમા" (જ્ઞાનીઓનું દર્પણ) એ નામનો ગ્રંથ તેમનો રચેલો છે. તેમણે સાધુસંતોનો સહવાસ સારી રીતે સેવ્યો હતો. અબુ તોરાબ અને ઇયોહા નામના બે મહાત્માઓની સાથે તેમનો ખાસ પરિચય હતો. તે ફકીર લોકોના જેવી કામળી ન ઓઢતાં ધનવાન માણસોના જેવાં સુંદર કીમતી વસ્ત્રો પહેરીને ફરતા હતા. એક વાર શાહશુજા નેશાપુર જઇ ચડયા ત્યાં તેમને અબુ હેફ્જ નામના એક મહાત્માએ ખૂબ પ્રેમપૂર્વક આવકાર આપ્યો અને કહ્યું: "હું જે વસ્તુ ફકીરોની કામળીમાં ખોળ્યા કરતો હતો, તે મને આજે કાવા (એક વિશેષ વસ્ત્ર) માંથી મળી આવી."

શાહશુજાને એક દીકરી હતી. તે ઘણીજ ધાર્મિક હતી. કેર્માન દેશના બાદશાહે શાહશુજાની આગળ તે કન્યાને માટે લગ્નની માગણી કરી. શાહે કહ્યું: "આનો જવાબ હું આજથી ત્રણ દિવસ પછી આપીશ." એ ત્રણ દિવસ દરમ્યાન શાહ મસ્જિદે મસ્જિદે ફેરા મારતાજ ગયા. ત્રીજે દહાડે તેમણે એક મસ્જિદમાં કોઇ જુવાન ફકીરને દીઠો. તે ખૂબ પ્રગાઢ ભક્તિભાવસહિત નમાજ પઢતો હતો. તે નમાઝ પઢી રહ્યો ત્યાંસુધી શાહશુજા તેની રાહ જોતા ઊભા રહ્યા. જ્યારે તે નમાજ પઢીને ઊભો થયો, ત્યારે શાહે તેને પૂછયું: "હે યુવાન! તેં લગ્ન કર્યું છે?" ફકીરે કહ્યું: "ના." શાહે તેને ફરીથી પૂછયું: "તને લગ્ન કરવાની ઇચ્છા છે?" તે બોલ્યો: "મારા જેવા ધનહીન માણસને કોણ કન્યા આપવાનું હતું? મારી પાસે ત્રણ પૈસાની કુલ પૂંજી છે." ત્યારે શાહે તેને કહ્યું: "હું મારી દીકરી તને પરણાવીશ. તું એ ત્રણ પૈસામાંથી એક પૈસાની રોટી, એક પૈસાની સાકર અને એક પૈસાનો લોબાન લઇ આવ અને લગ્નવિધિ કરવા તૈયાર થઇ જા." આ રીતે શાહે

તે ફકીરને પોતાની દીકરીના પતિ તરીકે પસંદ કર્યો. તેમણે મહા-ઐશ્વર્યવાન કેર્માનના બાદશાહને પોતાની દીકરી ન પરણાવતાં એક ગરીબ પણ ઈશ્વરભક્ત અને નમાજપરાયણ ફકીરને ઘણીજ ખુશીથી પોતાની પુત્રીનું વાગ્દાન દઈ દીધું. તે રાત્રે નિકાહ થઇ ગયા. નિકાહની ક્રિયા થઇ રહ્યા પછી શાહની પુત્રી પોતાના પતિ-ને ઘેર રહેવા ગઈ. ત્યાં જઇને તેણે જોયું તો ઘરના એક ખૂણામાં પાણીનો એક કૂજો ભરી રાખ્યો હતો અને તેના ઉપર એક સૂકી રોટી પડી હતી. તેણે પોતાના પતિને પૂછ્યું: "આ રોટી શા સારુ રાખી મૂકી છે?" તેના પતિએ કહ્યું: "ગઇ કાલે ખાતાં વધેલી તે આજ રાતના ખાઈ લેવાને સારુ મેં રાખી મૂકી હતી." આ વાત સાંભળીને તે યુવતીનું દિલ ઘણુંજ દુખાયું અને તેણે કહ્યું કે, "હું તો મારા પિતાને ઘેર પાછી ચાલી જઈશ." ફકીર બોલ્યો: "હું તો જાણતોજ હતો કે, શાહશુજાની દીકરી મારા જેવા ગરીબનું ઘર માંડવાનીજ નથી." તે યુવતી બોલી: "મારા પ્રિયતમ! તમારી ગરીબાઈ જોઇને હું નાઉમેદ થઇ ગઇ છું અને તેથી હું મારા પિતા-ને ઘેર ચાલી જવા માગું છું એવું ન સમજશો; પણ તમારો અલ્લાહ ઉપર આટલો બધો થોડો વિશ્વાસ અને અલ્લાનું અનન્ય ભાવે અવલંબન કરવાની તમારી અસમર્થતાને જોઈને મને ઘણું લાગી આવ્યું છે અને તેથી હું મારા પિતાને ઘેર પાછી જવાને તૈયાર થઈ છું. તમે આજના ખોરાકમાંથી આવતી કાલનો વિચાર કરીને કાલે ખાવાને સારુ થોડુંક સંઘરી રાખ્યું છે! હાય! મને તો મારા પિતાનું વર્તન જોઇને આશ્ચર્ય થાય છે! તેમણે મને ઉછેરીને, કેળવણી આપીને વીસ વરસની કરી. તે મને કહ્યા કરતા હતા કે, "જે માણસ વૈરાગ્યવાન હશે અને ખુદાના ઉપર સંપૂર્ણ ભરોસો રાખતો હશે, તેની સાથેજ હું તને પરણાવીશ.' તે છતાં તેમણે મને એક એવા પુરુષના હાથમાં સોંપી દીધી કે, જે પોતાની આજીવિકાને માટે પણ ખુદાના ઉપર વિશ્વાસ રાખી શકતો નથી." પોતાની પત્નીનો આવો ઉત્તર સાંભળીને તે ફકીર તેની સામે એકીટશે થોડી વાર સુધી જોઈ રહ્યો. પછી તેણે દુઃખાર્દ્ર સ્વરે કહ્યું: "પ્રિયે! મારા આ ગુનાનું મારે કેવી રીતે પ્રાયશ્ચિત્ત કરવું?" તે યુવતીએ કહ્યું: "આ ઘરમાં કાં તો હું નહિ અને કાં તો આ સૂકો રોટલો નહિ, બેમાંથી જે ગમે તેને તમે રહેવા દો." ફકીરે તે રોટલાને તેજ ક્ષણે બહાર ફેંકી દીધો.

એક વાર મહાતપસ્વી અબુ હેફ્જે શાહશુજાને એવી મતલબનો કાગળ લખ્યો હતો કે, "હું મારી ઇન્દ્રિયોને લગતા વિષયો અને ઇન્દ્રિયોનાં કાર્યોને વિષે વિચાર કરતાં કરતાં નિરાશ થઇ ગયો છું." શાહશુજાએ તેમને જવાબમાં એવું લખ્યું કે, "તમારા કાગળને મેં મારા હૃદયના દર્પણની જગ્યાએ રાખી મૂક્યો છે. ઇન્દ્રિયાદિ બાબતોને વિષે જ્યારે મારા મનમાં સાચી નિરાશા પેદા થશે, ત્યારે મારી ઈશ્વરના ઉપરની આશા તેટલા પ્રમાણમાં ઝળકી ઊઠશે; ઈશ્વરના ઉપરની આશા ઝળકી ઊઠવાથી મારા મનમાં તેનો ડર પણ તેટલોજ સ્પષ્ટ અનુભવમાં આવતો જશે. જે ક્ષણે હું મારી ઇન્દ્રિયોનો નિગ્રહ કરવામાં હારી જઇને નિરાશ થઇ પડીશ, તેજ ક્ષણે મને ઈશ્વર યાદ આવશે; ઈશ્વરને હું યાદ કરીશ એટલે ઈશ્વર મને પણ યાદ કરશે. તેમ થવાથી હું સંસારથી મુક્ત થઇને ઈશ્વરની સાથે યુક્ત થઇ જઇશ."

## ઉપદેશવચન

૧. જે મહાપુરુષ પોતાની મોટાઇના ઉપર લક્ષ નથી રાખતો તેનુંજ મહત્ત્વ સર્વોપરી છે. પોતાના મહત્ત્વના પ્રતિ જેનું લક્ષ જાય છે, તેનું મહત્ત્વ તે ક્ષણથી ચાલ્યું જાય છે. જે પ્રેમી પોતાના પ્રેમ તરફ ધ્યાન નથી આપતો, તેનાજ પ્રેમનું ગૌરવ સર્વોપરી છે; પણ જે પોતાના પ્રેમના ઉપર નજર રાખે છે, તેનો પ્રેમ નષ્ટ થઇ જાય છે.

૨. વૈરાગ્ય એ ઈશ્વરની એક નિગૂઢ વસ્તુ છે. તેને સંતાડી રાખવામાંજ કલ્યાણ છે. જેઓ પોતાના વૈરાગ્યને ઉઘાડું કરી દે છે, તેમના આગળથી વૈરાગ્ય ચાલવા માંડે છે.

૩. સાધુતાનાં ત્રણ લક્ષણ છેઃ (૧) સંસારની કોઇ પણ વસ્તુના તરફની આસક્તિને સાધુના હૃદયમાં સ્થાન મળવું ન જોઇએ. દાખલા તરીકે સાધુની નજરમાં સોનું, રૂપું અને માટીનું ઢેફું એ ત્રણે બરાબર હોવાં જોઇએ. માટીને હાથ લાગે તો જેમ આપણે હાથ ખંખેરી નાખીએ છીએ, તેમ સાધુએ સોનારૂપાને હાથ અડી જાય તો તેમજ હાથ ખંખેરી નાખવા જોઇએ. (૨) લોકોના ભણી સાધુએ જોવુંજ નહિ. સ્તુતિ અને નિંદા બેઉ તેને સમાનજ હોવાં જોઇએ. લોકો સાધુનાં વખાણ કરે તો તેથી સાધુએ ફુલાઇ જવું નહિ અને લોકો નિંદા કરે ત્યારે મનમાં સંકોચાવું પણ નહિ.

(૩) સાધુના અંતરમાં કામના રહેવી ન જોઇએ. ઇન્દ્રિયોને તૃપ્ત કરીને અને ખૂબ પેટ ભરીને ભોજન કરીને જેમ સંસારી લોકો પ્રસન્ન થાય છે, તેમ સાધુએ કામનાનો ત્યાગ કરીને અને ભોગ-વિલાસના પ્રતિ વૈરાગ્યવાન બનીને તેમના જેટલાજ પ્રસન્ન થવું જોઇએ. જો તમે આવા થશો તો તમે સાધુસંગ કરવાને યોગ્ય થશો, નહિ તો તમને સાધુતાની નકામી વાતો કરવાથી શો લાભ છે ?

૪. સહિષ્ણુતાનાં ત્રણ લક્ષણ છે. (૧) નિંદાનો ત્યાગ, (૨) વિશુદ્ધ સંતોષ અને (૩) ઈશ્વરના કાયદાઓને મનના આનંદ-સહિત માન આપવાની ટેવ.

૫. જે માણસ પોતાને અશુદ્ધ દેખાવો જોવાનું મન થાય ત્યારે પોતાની આંખને વારી રાખે છે, કામ્ય વસ્તુના ભોગમાંથી પોતાના શરીરને પાછું ખેંચી રાખે છે, ધ્યાનયોગ વડે જે પોતાના અંતરને નિત્ય નિર્મળ રાખે છે અને ધર્મનાં અનુશાસનોનું પાલન કરીને જે પોતાના ચારિત્ર્યને શુદ્ધ રાખે છે, શાસ્ત્રમાં નિષિદ્ધ કરેલા પદાર્થ જે કદી ખાતો નથી, તેના જ્ઞાનમાં કદી ઊણપ આવતીજ નથી.





# ૮—महातपस्वी अबु उसमान होयरी

મહાતપસ્વી અબુ ઉસમાન હોયરીનું જન્મસ્થાન ખુરાસાન દેશમાં હતું. તે સતસાહસી, વાક્પટુ, અદ્વિતીય શાસ્ત્રવેત્તા, તત્ત્વજ્ઞ અને મહામાન્ય મહર્ષિ ગણાતા હતા. તેમનો જન્મ એક આબરૂદાર કુટુંબમાં થયો હતો. તેમણે પોતાના વતન ખુરાસાનમાંજ સૂફીધર્મનો પ્રચાર કર્યો હતો. તેમના સહવાસીઓમાં મહર્ષિ જવનિદ, રોયેમ, યુસફ એબ્નલ હુસેન અને મહમ્મદ ફજલ એ ચાર મહાતપસ્વીઓ હતા. તેમના ત્રણ માનનીય ગુરુ હતા. માજેરના પુત્ર મહર્ષિ ઇયોહા, કેર્માનનિવાસી મહર્ષિ શાહશુજા અને અબુહેફ્જ. ગુરુનો લાભ તેમણે જેટલો લીધો છે તેટલો બીજા કોઇ સાધુએ લીધો નથી. નેશાપુર શહેરમાં તેમને સારુ એક ઉપદેશસ્થાનની સ્થાપના કરવામાં આવી હતી. ત્યાં જઇને તપસ્વી અબુ ઉસમાન આધ્યાત્મિક તત્ત્વજ્ઞાનનો ઉપદેશ દેતા હતા. તે પોતાના જીવનની પ્રથમ અવસ્થાને વિષે નીચે પ્રમાણે કહે છેઃ—"નાનપણથી મારી બુદ્ધિ તત્ત્વની શોધ કરવા પાછળ લાગી હતી, બહિર્મુખી વૃત્તિવાળા લોકોના પ્રતિ મારા મનમાં વિરાગ પેદા થયો હતો. હું વારેઘડીએ ફરી ફરીને એકજ વિચાર કરતો હતો કે, સામાન્ય મનુષ્યો જેમાં રચ્યાપચ્યા રહે છે, તેનાથી તદ્દન જુદીજ કોઇ વસ્તુ હોવી જોઇએ અને તેજ ધર્મ હોવો જોઇએ. ધર્મવિધિનું તત્ત્વ તમામ બાહ્યક્રિયાકલાપથી સ્વતંત્ર હોવું જોઇએ."

તે નાના હતા ત્યારે એક દિવસ ઘણાં સારાં સારાં કીમતી કપડાં પહેરીને નિશાળે ભણવા જતા હતા. ત્રણચાર ગુલામ તેમની પાછળ પાછળ ચાલતા હતા. રસ્તાની બાજુએ આવેલા એક વ્યાપારીના ઘર તરફ તેમની નજર ગઇ, ત્યારે ત્યાં તેમણે એવું દીઠું કે ત્યાં એક ગધેડું ઊભું હતું, તેની પીઠે ચાંદાં પડી ગયાં હતાં અને એક કાગડો તેમાં ચાંચો મારીને તેમાંનું માંસ તોડી ખાતો હતો. ગધેડાનું મોઢું તેની પીઠ સુધી પહોંચતું ન હતું તેથી તેનાથી

કાગડાને ઉરાડી મૂકવાનું બનતું ન હતું. આ જોઇને અબુ ઉસમાનને દયા આવી. તેમણે પોતાનું ઘણુંજ કીમતી અંગરખું અને માથે બાંધેલો ફેંટો ઉતારી નાખ્યાં અને પોતાના એક નોકરને કહ્યું કે, “ આ લૂગડાં વડે પેલા ગધેડાની પીઠ ઉપર પાટો બાંધો.” નોકરે જ્યારે તે કામ કર્યું ત્યારેજ તે ત્યાંથી ખસ્યા.

અબુ ઉસમાન તે દહાડે ઘેર પાછા આવ્યા નહિ, પણ મહર્ષિ ઇયોહાની પાસે ગયા. તેમનો ઉપદેશ સાંભળીને અબુ ઉસમાનના હૃદયના પડદા ઊઘડી ગયા. તેમણે પોતાનાં માતા-પિતાની રજા લઇને થોડો વખત ઇયોહાના સહવાસમાં ગાળ્યો અને તેમના બતાવ્યા પ્રમાણે સાધનભજન કર્યું. એ અરસામાં કેટલાક લોકો મહર્ષિ શાહશુજા કેર્માણીની પાસેથી મહાતપસ્વી ઇયોહાના આશ્રમમાં આવી લાગ્યા, તેમણે અબુ ઉસમાનની આગળ શાહશુજાને લગતી કેટલીક વાતો કહી. તે ઉપરથી શાહનાં દર્શન કરવાની અબુ ઉસમાનને તીવ્ર અભિલાષા થઈ આવી. મહર્ષિ ઇયોહાની રજા લઇને તે ચાલ્યા ચાલ્યા કેર્માન દેશમાં જઈ પહોંચ્યા. જતાંવારને તો શાહે તેમને પોતાની પાસે આવવા દીધા નહિ. વીસ દહાડા સુધી તેમના બારણા આગળ ઊભાં ઊભાં અબુ ઉસમાને તેમને વિનતિઓ કર્યાજ કરી, ત્યારે આખરે શાહે તેમને અંદર આવવાની રજા આપી. પછી ઉસમાન, શાહના સહવાસમાં ઘણા લાંબા વખત સુધી રહ્યા અને તેની તેમના જીવન ઉપર ઘણીજ શુભ અસર થઇ. ત્યાર પછી શાહ જ્યારે નેશાપુર ગયા, ત્યારે અબુ ઉસમાન પણ તેમની સાથે સાથે ત્યાં ગયા. ત્યાં તેમને મહર્ષિ અબુ હેફ્જનો સમાગમ થયો. જ્યારે શાહશુજા નેશાપુરથી પાછા કેર્માન જવાને તૈયાર થયા, ત્યારે અબુ હેફ્જે તેમને વિનંતી કરી કે, “આપ મારા મનને સંતોષ પમાડવાને ખાતર આ જુવાનને મારી પાસે રાખતા જાઓ, તેના ઉપર હું ઘણોજ પ્રસન્ન છું.” શાહે અબુ ઉસમાનને ત્યાં રહેવાની અનુમતિ આપી અને પોતે ત્યાંથી ચાલતા થયા. હવે અબુ ઉસમાન અબુ હેફ્જની પાસે રહેવા લાગ્યા અને તેમની પાસેથી ધર્મની શિક્ષા ગ્રહણ કરીને વિશેષ ઉન્નતિ કરી. અબુ ઉસમાન કહે છે કે, “મારી જુવાનીની અવસ્થામાં મારા ધર્મગુરુ અબુ હેફ્જે મને પોતાના ઘરમાંથી બહાર કાઢી મૂકચો અને કહ્યું કે, ’તું પાછો આવે એવું હું ઇચ્છતોજ નથી.’ હું મોઢેથી કાંઇજ બોલ્યો નહિ, મારા મનને અત્યંત કલેશ થવા લાગ્યો,



# ૮—महातपस्वी अबु उसमान होयरी

મહાતપસ્વી અબુ ઉસમાન હોયરીનું જન્મસ્થાન ખુરાસાન દેશમાં હતું. તે સત્સાહસી, વાક્પટુ, અદ્વિતીય શાસ્ત્રવેત્તા, તત્ત્વજ્ઞ અને મહામાન્ય મહર્ષિ ગણાતા હતા. તેમનો જન્મ એક આબરૂદાર કુટુંબમાં થયો હતો. તેમણે પોતાના વતન ખુરાસાનમાંજ સૂફીધર્મનો પ્રચાર કર્યો હતો. તેમના સહવાસીઓમાં મહર્ષિ જવનિદ, રોયેમ, યુસફ એબ્નલ હુસેન અને મહમ્મદ ફજલ એ ચાર મહાતપસ્વીઓ હતા. તેમના ત્રણ માનનીય ગુરુ હતા. માજેરના પુત્ર મહર્ષિ ઇયોહા, કેર્માનનિવાસી મહર્ષિ શાહશુજા અને અબુહેફ્જ. ગુરુનો લાભ તેમણે જેટલો લીધો છે તેટલો બીજા કોઇ સાધુએ લીધો નથી. નેશાપુર શહેરમાં તેમને સારુ એક ઉપદેશસ્થાનની સ્થાપના કરવામાં આવી હતી. ત્યાં જઇને તપસ્વી અબુ ઉસમાન આધ્યાત્મિક તત્ત્વજ્ઞાનનો ઉપદેશ દેતા હતા. તે પોતાના જીવનની પ્રથમ અવસ્થાને વિષે નીચે પ્રમાણે કહે છે:— “નાનપણથી મારી બુદ્ધિ તત્ત્વની શોધ કરવા પાછળ લાગી હતી, બહિર્મુખી વૃત્તિવાળા લોકોના પ્રતિ મારા મનમાં વિરાગ પેદા થયો હતો. હું વારેઘડીએ ફરી ફરીને એકજ વિચાર કરતો હતો કે, સામાન્ય મનુષ્યો જેમાં રચ્યાપચ્યા રહે છે, તેનાથી તદ્દન જુદીજ કોઇ વસ્તુ હોવી જોઇએ અને તેજ ધર્મ હોવો જોઇએ. ધર્મવિધિનું તત્ત્વ તમામ બાહ્યક્રિયાકલાપથી સ્વતંત્ર હોવું જોઇએ.”

તે નાના હતા ત્યારે એક દિવસ ઘણાં સારાં સારાં કીમતી કપડાં પહેરીને નિશાળે ભણવા જતા હતા. ત્રણચાર ગુલામ તેમની પાછળ પાછળ ચાલતા હતા. રસ્તાની બાજુએ આવેલા એક વ્યાપારીના ઘર તરફ તેમની નજર ગઇ, ત્યારે ત્યાં તેમણે એવું દીઠું કે ત્યાં એક ગધેડું ઊભું હતું, તેની પીઠે ચાંદાં પડી ગયાં હતાં અને એક કાગડો તેમાં ચાંચો મારીને તેમાંનું માંસ તોડી ખાતો હતો. ગધેડાનું મોઢું તેની પીઠ સુધી પહોંચતું ન હતું તેથી તેનાથી

કાગડાને ઉરાડી મૂકવાનું બનતું ન હતું. આ જોઇને અબુ ઉસમાનને દયા આવી. તેમણે પોતાનું ઘણુંજ કીમતી અંગરખું અને માથે બાંધેલો ફેંટો ઉતારી નાખ્યાં અને પોતાના એક નોકરને કહ્યું કે, "આ લૂગડાં વડે પેલા ગધેડાની પીઠ ઉપર પાટો બાંધો." નોકરે જ્યારે તે કામ કર્યું ત્યારેજ તે ત્યાંથી ખસ્યા.

અબુ ઉસમાન તે દહાડે ઘેર પાછા આવ્યા નહિ, પણ મહર્ષિ ઇયોહાની પાસે ગયા. તેમનો ઉપદેશ સાંભળીને અબુ ઉસમાનના હૃદયના પડદા ઊઘડી ગયા. તેમણે પોતાનાં માતા–પિતાની રજા લઇને થોડો વખત ઇયોહાના સહવાસમાં ગાળ્યો અને તેમના બતાવ્યા પ્રમાણે સાધનભજન કર્યું. એ અરસામાં કેટલાક લોકો મહર્ષિ શાહશુજા કેર્માનીની પાસેથી મહાતપસ્વી ઇયોહાના આશ્રમમાં આવી લાગ્યા, તેમણે અબુ ઉસમાનની આગળ શાહશુજાને લગતી કેટલીક વાતો કહી. તે ઉપરથી શાહનાં દર્શન કરવાની અબુ ઉસમાનને તીવ્ર અભિલાષા થઈ આવી. મહર્ષિ ઇયોહાની રજા લઇને તે ચાલ્યા ચાલ્યા કેર્માન દેશમાં જઈ પહોંચ્યા. જતાંવારને તો શાહે તેમને પોતાની પાસે આવવા દીધા નહિ. વીસ દહાડા સુધી તેમના બારણા આગળ ઊભાં ઊભાં અબુ ઉસમાને તેમને વિનતિઓ કર્યાજ કરી, ત્યારે આખરે શાહે તેમને અંદર આવવાની રજા આપી. પછી ઉસમાન, શાહના સહવાસમાં ઘણા લાંબા વખત સુધી રહ્યા અને તેની તેમના જીવન ઉપર ઘણીજ શુભ અસર થઇ. ત્યાર પછી શાહ જ્યારે નેશાપુર ગયા, ત્યારે અબુ ઉસમાન પણ તેમની સાથે સાથે ત્યાં ગયા. ત્યાં તેમને મહર્ષિ અબુ હેફ્જનો સમાગમ થયો. જ્યારે શાહશુજા નેશાપુરથી પાછા કેર્માન જવાને તૈયાર થયા, ત્યારે અબુ હેફ્જે તેમને વિનંતી કરી કે, "આપ મારા મનને સંતોષ પમાડવાને ખાતર આ યુવાનને મારી પાસે રાખતા જાઓ, તેના ઉપર હું ઘણોજ પ્રસન્ન છું." શાહે અબુ ઉસમાનને ત્યાં રહેવાની અનુમતિ આપી અને પોતે ત્યાંથી ચાલતા થયા. હવે અબુ ઉસમાન અબુ હેફ્જની પાસે રહેવા લાગ્યા અને તેમની પાસેથી ધર્મની શિક્ષા ગ્રહણ કરીને વિશેષ ઉન્નતિ કરી. અબુ ઉસમાન કહે છે કે, "મારી જુવાનીની અવસ્થામાં મારા ધર્મગુરુ અબુ હેફ્જે મને પોતાના ઘરમાંથી બહાર કાઢી મૂક્યો અને કહ્યું કે, 'તું પાછો આવે એવું હું ઇચ્છતોજ નથી.' હું મોઢેથી કાંઇજ બોલ્યો નહિ, મારા મનને અત્યંત ક્લેશ થવા લાગ્યો,

ગુરુના તરફ પીઠ કરીને ચાલ્યા જવાનું પણ મને ગમતું ન હતું; હું તો મારા મનની આવીજ અવસ્થામાં તેમના તરફ મોઢું રાખીને રડતો રડતો પાછે પગલે ત્યાંથી જવા લાગ્યો. એમ કરતાં કરતાં તેમની નજર બહાર નીકળી ગયા પછી તેમના ઘરની સામે પણ બહુ આઘે નહિ એવી એક જગ્યા મને મળી ગઇ, જ્યાં તે મને ન જોઈ શકે એવી રીતે હું છુપાઇ રહ્યો. મેં તેની ભીંતમાં કાણું પાડયું અને તેમાં આંખ રાખીને હું મારા ગુરુનું દર્શન કરી લેતો હતો. મેં મારા મનથી એવો દૃઢ નિશ્ચય કરી રાખ્યો હતો કે, આ જગ્યાએથી એક ડગલું પણ ખસીશ નહિ અને જ્યાંસુધી તે પોતે મને નહિ બોલાવે ત્યાંસુધી હું તેમની પાસે જઇશ પણ નહિ. હું આવી અવસ્થામાં બેસી રહ્યો છું, તેની જ્યારે મારા ગુરુને જાણ થઇ, ત્યારે તે પ્રસન્ન થયા. મને પોતાની પાસે તેડાવી લીધો અને પોતાની પુત્રી મને પરણાવી દીધી." તે વિશેષમાં એવું પણ કહે છે કે, "ઈશ્વરે ચાળીશ વરસ સુધી મને જે અવસ્થામાં રાખ્યો તે અવસ્થામાં હું સંતુષ્ટ ચિત્તે રહ્યો છું; મારી અવસ્થાઓમાં જે જે ફેરફારો થતા ગયા તેમનાથી હું કોઇ દહાડો પણ અસંતુષ્ટ થયો નથી."

એક દિવસ કોઈ ધર્મનિંદકે તેમને ભોજનનું નિમંત્રણ દીધું. અબુ ઉસમાન ઠરાવેલે વખતે તે માણસને ઘેર જઇને ઊભા રહ્યા, ત્યારે તે તેમને કહેવા લાગ્યો: "ઓ ખાઉધરા! ઓ પેટભરા! તું તારું ડોઝરું ભરવાને અહીં આવ્યો છે ખરુંને? જા, જા, મારા ઘરમાં તારા જેવાને માટે કાંઇજ ખાવાનું છે નહિ. ચાલ્યો જા અહીંથી." અબુ ઉસમાને ત્યાંથી ચાલવા માંડયું. તે થોડેક દૂર ગયા, એટલે તેણે તેમને વળી પાછા બોલાવ્યા જેથી તરતજ તે પાછા આવ્યા. ત્યારે વળી પાછો તે તેમને કહેવા લાગ્યો: "કેમ? તારે ખાવાનો વિચાર છે ને? ત્યારે મારા ઘરમાં તો પહાણા છે, ખાવા છે?" સંત અબુ ઉસમાન વળી ત્યાંથી પાછા ફર્યા. આ પ્રમાણે તેણે તેમને ત્રીસ વાર ફરી ફરીને તેડયા અને તેમને કડવાં વેણ કહીને તેમનું ખૂબ અપમાન કરીને પાછા કાઢ્યા. તે છતાં પણ તેમની માનસિક અવસ્થામાં જરા જેટલો પણ ફેરફાર થયો નહિ. આખરે તે માણસ હાર્યો અને એકદમ નરમ ઘેંશ જેવો બની ગયો. તેના મનમાં પશ્ચાત્તાપ થવાથી તેણે મહર્ષિના ચરણ પકડી લીધા અને અશ્રુપાત કરવા માંડ્યો. ત્યાર પછી તેણે તેમની

પાસેથી મુસલમાન ધર્મની દીક્ષા લીધી અને તેમની સ્તુતિ કરતાં કહ્યું: "આપ કેવા આશ્ચર્યકારક સંયમી પુરુષ છો! મેં ત્રીસ ત્રીસ વાર આપનું અપમાન કરીને આપને કાઢી મૂક્યા તોપણુ આપના ચિત્તની સામ્યાવસ્થામાં લગારે ભંગ થયો નહિ!" ત્યારે મહા-તપસ્વી અબુ ઉસમાન બોલ્યા: "અરે! એમાં તે શું મોટું છે? કૂતરાં તો એવું હમેશાં કરેજ છે. કૂતરાને તૂ તૂ કહીને બોલાવશો ત્યારે તે આવશે અને હડે હડે કહીને કાઢી મૂકશો ત્યારે તે જતું રહેશે. જેનો વ્યવહાર કૂતરાંના વ્યવહાર સમાન હોય તેમાં એવડું અભિમાન લેવા જેવું શું બન્યું છે? જે ખરેખરો મનુષ્ય છે, તેનો વ્યવહાર તો ઓર પ્રકારનો હોય છે."

એક દિવસ મહર્ષિ અબુ ઉસમાન રસ્તે થઇને જતા હશે, ત્યારે કોઇએ પોતાના ઘરની અગાસી ઉપરથી તેમના શરીર ઉપર એક ઘડો ભરીને કોલસા ફેંક્યા. સંતના અનુયાયીઓ આથી ગુસ્સે થયા અને તે માણુસને મારવા તૈયાર થઈ ગયા. પણુ મહાતપસ્વી હસતું મોઢું રાખીને બોલ્યા: "એ માણુસને તમારે હજારો વાર શુક્ર અદા કરવા જોઇએ, કે જેના માથા ઉપર બળતા ધગધગતા અંગારા વરસાવવા જોઇતા હતા, તેના માથા ઉપર તેણે ફક્ત હોલવાઈ ગયેલા કોલસાજ ફેંક્યા એ તેણે ઘણું સારુંજ કર્યું ને?"

તેમને વિષે અબુ ઓમર કહે છે કે, "હું મહર્ષિ અબુ ઉસમા-નના સહવાસમાં રહીને મારાં પાપોનું પ્રાયશ્ચિત્ત કરીને થોડા વખત સુધી તો પાપકર્મથી દૂર રહી શક્યો; પણુ ત્યાર પછી વળી પાછી મારી પ્રવૃત્તિ પાપ તરફ થવા લાગી, ત્યારે તેમનો સહવાસ છોડીને ત્યાંથી ચાલ્યા જવાનો મને વિચાર આવવા લાગ્યો અને હું જ્યારે તેમની પાસેથી જવાને તૈયારજ થયો, ત્યારે જતી વખતે તે મને કહેવા લાગ્યા: "વત્સ! તું મારી પાસેથી ચાલ્યો જાય છે તો ખરો, પણુ હું તને સાવધાન કરી દઉં છું કે, તું તારા દુશ્મ-નોનો સહવાસ કરતો નહિ. જો તેમનાથી દૂરનો દૂરજ રહીશ તો તેમના દોષ જોવાની વૃત્તિમાંથી તારું રક્ષણુ થશે. તું એટલું નક્કી યાદ રાખજે કે, તને પાપના ખાડામાં પડેલો જોઇને તારા દુશ્મનો રાજી થશે અને તને ધર્મપરાયણુ થયેલો જોઇને તેઓ નિરાશ થશે. માટે ભાઈ! તું ગમે તેવાં પાપકર્મ કરી બેસે તોપણુ મારી પાસે ચાલ્યો આવજે. હું તારાં તમામ દુઃખ, તારા માથા ઉપરની તમામ વિપત્તિઓ મારાથી બનશે તેટલી મારે માથે વહી છૂટીશ."

મહર્ષિનાં આવાં સ્નેહપૂર્ણ અને મધુર વચનો સાંભળીને મારા મનની વૃત્તિઓ બદલાઈ ગઇ. પાપકર્મ કરવા તરફ મારી પ્રવૃત્તિઓ અટકી ગઇ અને મારાં અત્યાર સુધીનાં પાપને માટે મેં વિશેષ પ્રકારે પ્રાયશ્ચિત્ત કરવા માંડયું.

એક વાર એવું બન્યું કે, અમુક નઠારાં આચરણવાળો યુવાન પુરુષ પોતાના હાથમાં રવાબ નામનું એક વાદ્ય લઇને ઉન્મત્તપણે ચાલ્યો જતો હશે; ત્યાં અકસ્માત્ રીતે સામેથી મહાતપસ્વી અબુ ઉસમાન ચાલ્યા આવ્યા અને બેઉનો અણધાર્યો ભેટો થઇ ગયો. પેલો જુવાન તેમને જોઇને જરાક શરમાયો અને પોતાના હાથમાંનું વાદ્ય પહેરણની બાંયમાં સંતાડવા લાગ્યો અને પોતાના વાંકડિયા વાળને ટોપીની તળે ઢાંકી દેવા લાગ્યો. મહર્ષિ મારા ચરિત્ર તરફ ખાસ નજર રાખે છે, એવું તે મનમાં સમજી ગયો હતો. પણ અબુ ઉસમાન તેની પાસે જઇને અતિ દયાર્દ્ર સ્વરથી બોલ્યા: "બાપુ! બીશ નહિ, આપણે બધા સરખેસરખાજ છીએ." તે યુવાનના અંતઃકરણ ઉપર તેમનાં આવાં કોમળ વચનની અને તેમના હૃદયના ભાવની ઘણીજ ભારે અસર થઇ. તેના હૃદયમાં પશ્ચાત્તાપ જાગી ઊઠયો. મહર્ષિ તેને પ્રેમપૂર્વક પોતાની કુટિમાં તેડી લઇ ગયા. ત્યાં તેને સ્નાન કરાવીને સંન્યાસદીક્ષા આપી. તેને ફકીરનો ખિર્કો પહેરાવ્યો અને પછી ઊંચે નજર કરીને પ્રાર્થના કરવા લાગ્યા: "અયે ખુદા! અયે માલિક! મારે જે કરવા જેવું હતું તે હું કરી છૂટયો છું, હવે બાકીનું તું કરી લેજે." એકાએક સ્વર્ગવાસી પવિત્ર આત્માઓનો ભાવ તે યુવકના હૃદયની અંદર પ્રવિષ્ટ થઇ ગયો, જે જોઇને તે મહર્ષિને પોતાને પણ ઘણું આશ્ચર્ય લાગ્યું. તે દહાડે સાંજની નમાજ વખતે અબુ ઉસમાન મગરબી ત્યાં આવી પહોંચ્યા હતા. તેમણે આ વાત જાણીને મહર્ષિને કહ્યું: "હે મહર્ષિ! હું તો આ યુવાનનું ભાગ્ય જોઇને અદેખાઇથી બળી જાઉં છું. જે અવસ્થા પ્રાપ્ત કરવાની આશામાં ને આશામાં મેં મારી આખી જિંદગી વિતાડી અને છતાં મને તે નથી મળી, તેને આ યુવાન વગરપ્રયત્ને એમ ને એમ પામી ગયો છે.! એના મોઢામાંથી દારૂની દુર્ગંધ તો હજી પૂરી ગઈ નથી!" અબુ ઉસમાન બોલ્યા: "એટલું નક્કી સમજી લેજો કે જેને કૃપા કહે છે તે કર્મની અપેક્ષા નથી રાખતી, તે કર્માધીન નથી પણ દૈવાધીન છે. માનવીય નથી પણ ઈશ્વરીય છે."

એક જણે મહર્ષિ અબુ ઉસમાનને કહ્યું: “ હું જીભ વડે નામ-જપ તો કરું છું, પણ તેનો મારા અંતરમાં યોગ થતો નથી.” મહર્ષિ બોલ્યા: “ તમારું એક અંગ નામને વશ થઈ ગયું છે. એટલીજ અલ્લાહની તમારા ઉપર કૃપા છે એમ માની લો ને! આજે તમારું એક અંગ ખરે રસ્તે વળી ગયું છે, તો આગળ જતાં તમારું મન તેની સાથે યોગ કરી દે એ બનવાજોગ છે.”

ફારગાન્હા દેશથી એક યુવાન મક્કાની હજ કરવા જતાં જતાં રસ્તામાં નેશાપુર આગળ તેણે વિસામો કર્યો અને મહાતપસ્વી અબુ ઉસમાનને મળવા આવ્યો. તેણે મહર્ષિને સલામ કરી પણ તેમણે તેની સલામ સ્વીકારી નહિ. ત્યારે તે યુવકે ધીરે રહીને પૂછ્યું: “ એક મુસલમાન બીજા મુસલમાનની સલામ ન સ્વીકારે એ કેવી વાત ? ” ત્યારે મહાતપસ્વી અબુ ઉસમાન બોલ્યા: “ તમારી માતાને ઘરમાં માંદી મૂકીને તમે યાત્રા કરવા નીકળ્યા છો, તે સારું નથી કરતા. ” આવી શિખામણ સાંભળીને તે યુવાને મક્કા જવાનું માંડી વાળ્યું અને તે પોતાને દેશ ફારગાન્હા ચાલ્યો ગયો. તેની મા જ્યાંસુધી હયાત રહી ત્યાંસુધી તેણે તેની સેવા કરી. માના મરણ પછી તે ફરીથી મહાતપસ્વી અબુ ઉસમાનની પાસે આવ્યો. તેણે મહર્ષિની પાસે તેમનાં ઢોર ચરાવવાનું કામ માગી લીધું. તેમણે તેની ઇચ્છા મુજબ તેને એ કામ સોંપી દીધું. ત્યાર પછી થોડો સમય વીત્યા બાદ મહાતપસ્વી અબુ ઉસમાન પરલોક સીધાવી ગયા.

## ઉપદેશવચન

૧. હમેશાં મનમાં ભય રાખીને અને સુવિનયપૂર્વક ખુદાનો સંગ કરવો; ધર્મવિધિ મુજબ અને પ્રેમસહિત પયગંબર સાહેબનો સંગ કરવો, સાધુસંતોની સેવા અને સંમાન કરતા રહીને સાધુ-સમાગમ કરવો, પ્રફુલ્લવદને પોતાના નિરપરાધી ભાઈઓનો અને મિત્રમંડળનો સંગ કરવો, ઈશ્વરની પ્રાર્થના કરતા રહીને અને દયાર્દ્ર હૃદયથી મૂઢ લોકોનો સંગ કરવો અને પોતાના શીલ આદિ ગુણો વડે પોતાનાં સ્નેહીસંબંધીઓનો સંગ કરવો.

૨. સાધક પ્રથમ જ્ઞાનની વાત સાંભળી લે, ત્યાર પછી તેના ઉપર અમલ કરીને પોતાના જ્ઞાનને કાર્યમાં ઉતારે, ત્યારે તે જ્ઞાનનો પ્રકાશ તેના અંતરમાં પ્રવેશ કરે છે અને પોતાના જીવ-નના છેલ્લા ભાગમાં તેના શુભ-ફળની પ્રાપ્તિ કરે છે. જે વ્યક્તિ જ્ઞાનનું શ્રવણ કરે છે, પણ તે પ્રમાણે વર્તન નથી કરતી, તેનું જ્ઞાન

ફક્ત વાતોમાંજ રહી જાય છે; શરૂઆતમાં તેને જ્ઞાનનું થોડુંક સ્મરણ રહે છે, પણ પછી પાછો ભૂલી જાય છે.

૩. પોતાના દોષ કોઇની નજરે પડતા નથી. પોતાનું સૌને સારું સારુંજ દેખાય છે. પણ જે વ્યક્તિ હરેક અવસ્થામાં પોતાની જાતને અધમ માને છે, તેજ પોતાના દોષને જોઇ શકે છે.

૪. આ સંસારમાં ત્રણ પ્રકારના મનુષ્યો શ્રેષ્ઠ છેઃ-(૧) જે જ્ઞાનવાન પુરુષો અધ્યાત્મજ્ઞાનની કથા કરે છે, (૨) જે સાધકો અનાસક્ત છે, (૩) જે ઋષિઓ અલૌકિક રીતે ઈશ્વરની સ્તુતિ કરે છે.

૫. ઈશ્વરે જેને પરમાર્થનું જ્ઞાન આપીને શ્રેષ્ઠ બનાવી દીધો છે, તેણે પાપના ખાડામાં પડીને પોતાની અધોગતિ ન કરવી.

૬. હૃદયની ઉન્નતિ ચાર રીતે થાય છેઃ-(૧) ઈશ્વરના પ્રતિ દીનતા; (૨) અનીશ્વર અથવા અનાત્મ પદાર્થમાત્ર પ્રતિ નિઃસ્પૃહતા; (૩) ધ્યાન અને (૪) વિનય.

૭. ઈશ્વરનું ચિંતન કરતાં કરતાં ભય અને કરુણા ઉત્પન્ન થાય છે અને તેમાંથી આશાની ઉત્પત્તિ થાય છે.

૮. આંતર્બાહ્ય સંસારથી નિવૃત્ત થઇ જવું એજ ભયનું સાચું લક્ષણ છે.

૯. વિશેષ ભય વર્તમાનને વિષે રાખવો. ઈશ્વર પરાયણ રહેવા જાગૃત રહેવું અને ભવિષ્યને માટે તો સાધારણજ ભય રાખવો.

૧૦. કોઇ અન્નવસ્ત્ર આપે તેના પ્રતિ સાધારણ કૃતજ્ઞતા દાખવવી; પણ જે અંતરમાં પ્રકાશ પાડે એવું તત્ત્વજ્ઞાન આપે, તેના પ્રતિ વિશેષ કૃતજ્ઞતા દાખવવી.

૧૧. વિનયનાં ત્રણ મૂળ છેઃ-(૧) પોતાની અજ્ઞાન અવસ્થાનું સ્મરણ કરવું, (૨) પોતાનાં પાપનું સ્મરણ કરવું અને (૩) પોતાના અભાવનું ઈશ્વરને સ્મરણ કરાવવું.

૧૨. જે માણસ મોઢેથી લજ્જાની વાતો કરે છતાં જે ઈશ્વરની લજ્જા ન રાખતો હોય, તે જે કાંઇ બોલે તે બધુંજ અસત્ય છે.

૧૩. ઉત્સુકતા એ પ્રેમવૃક્ષનું ફળ છે. જે ઈશ્વરના પ્રતિ પ્રેમ રાખે છે, તે ઈશ્વરનું દર્શન કરવાને ઉત્સુક થાય છે. ઈશ્વરભક્તનો આનંદ જેટલા પ્રમાણમાં વધતો જાય છે, તેટલા પ્રમાણમાં તેના મનની ઉત્સુકતા પણ વધતી જાય છે. જેટલા પ્રમાણમાં ભક્તની ઉત્સુકતા વધે છે, તેટલા પ્રમાણમાં તેને વિયોગનો ભય પણ લાગ્યા કરે છે.

૧૪. (ઈશ્વર સંબંધી) ભયના યોગથી પ્રેમ વિશુદ્ધ થાય છે અને બંધુતાવિષયક નીતિ દૃઢ થાય છે.

૧૫. ઈશ્વરની આજ્ઞાઓને અધીન થઇને રહેવું; પણ કોઇ કોઈવાર આપણે અધીન નથી એવો મનમાં વિચાર કર્યાથી જો આપણે ભય પામીએ તો તે સૌભાગ્યનું લક્ષણ છે. જે માણસ પાપ કરે છે અને ઈશ્વર મારો અંગીકાર કરશે, એવી મનમાં આશા રાખે છે, તે તેના દુર્ભાગ્યનું લક્ષણ છે.

૧૬. તમે તમારી કામનાઓને અધીન થઇને તમારે હાથેજ કેદખાનામાં પુરાઇ ગયા છે. જો તમે તમારો બધો ભાર ઈશ્વરની ઉપર મૂકી દેશો તો તમે ઊગરી જશો અને સુખી થઇ જશો.

૧૭. જો તમે સંસારના પ્રતિ સંતુષ્ટ રહેશો, તો ઈશ્વરના પ્રતિ તમારા મનમાં સંતોષનો ભાવ રહેશેજ નહિ. તમે જો લોકોને ભય રાખશો તો ઈશ્વરનો ભય તમારા મનમાંથી એકદમ ચાલ્યો જશે. જો તમે બીજા કોઇની આશા રાખશો તો ઈશ્વરના ઉપરની તમારી આશા તમારા અંતરમાંથી સદાને માટે ચાલી જશે.

૧૮. જે માણસ એક ઈશ્વર સિવાય બીજા કોઇથી ડરતો નથી એક ઈશ્વર સિવાય બીજા કોઈની આશા રાખતો નથી, પોતાના સંતોષના કરતાં ઈશ્વરના સંતોષને અંતરમાં ઊંચું સ્થાન આપે છે, તે માણસનો ઈશ્વરની સાથે યોગ છે એમ જાણવું.

૧૯. ઈશ્વરનો ભય તમને ઈશ્વરની નજીક લઇ જશે; દંભ અને અભિમાન તમારો ઈશ્વરથી વિયોગ કરાવશે.

૨૦. જ્યાંસુધી મનુષ્યની પ્રકૃતિ ધર્મ વિરુદ્ધ આચરણ ન કરે ત્યાંસુધી તે પોતાની પ્રકૃતિમાં સ્થિત છે એમ જાણવું; પણ જ્યારે તેની પ્રકૃતિ વિરુદ્ધ આચરણ કરવા માંડે, ત્યારે તે સત્પ્રકૃતિ-સંપન્ન હોય તોપણ તે નીચ પ્રકૃતિને પ્રાપ્ત થાય છે.

૨૧. આપણી પોતાની જાતના પ્રતિ આપણે ત્રણ પ્રકારની શત્રુતા કરીએ છીએ. (૧) ધનનો લોભ, (૨) લોકોમાં સંમાન પામવાની આકાંક્ષા અને (૩) મનુષ્યો આપણો અંગીકાર કરે અથવા આપણું નેતૃત્વ સ્વીકારે એવી આકાંક્ષા.

૨૨. ઈશ્વરના સંબંધમાં તમે જે કાંઇ બોલો તેની સચ્ચાઈ જો તમારું હૃદય સ્વીકારે તોજ તમારો પ્રેમ શુદ્ધ છે એમ જાણવું.

૨૩. ઈશ્વરની આગળ નમ્રતા રહેશો તો તમે કદી અવનત થશો નહિ.



# ९–महातपस्वी हातम आसम

મહાતપસ્વી હાતમ આસમ પ્રેમ, સહિષ્ણુતા અને વૈરાગ્યની બાબતમાં અદ્વિતીય મહાત્મા કહેવાય છે. તેઓ ખુરાસાનમાં રહેતા હતા. ધ્યાન અને સદ્‌વિચાર એ તેમનાં શ્વાસોચ્છ્‌વાસ જેવાં થઇ ગયાં હતાં. સત્ય અને પ્રેમનું અતિક્રમણ કરીને તેમણે એક ડગલું પણ ભર્યું નથી. મહર્ષિ જનિદ તેમને વિષે કહે છે કે, "વર્તમાન સમયમાં હાતમ એક સત્યનિષ્ઠ પુરુષ છે." તેમના રચેલા અનેક ઉત્તમ ગ્રંથો છે. શબ્દરચનામાં તે પારંગત હતા.

એક વાર તેમણે પોતાના શિષ્યોને પૂછ્યું કે, "તમને કોઇ પૂછે કે, 'તમે હાતમની પાસેથી શું શીખ્યા? ત્યારે તમે શું કહેશો?'" તેઓ બોલ્યા કે, "અમે કહીશું કે અમે વિદ્યા શીખ્યા છીએ." હાતમે કહ્યું: "પણ તેઓ કહેશે કે, હાતમની પાસે વિદ્યાજ ક્યાં છે? આવું કહેશે ત્યારે તમે શું કહેશો?" તેઓ બોલ્યા: "અમે એવું કહીશું કે, અમે તેમની પાસેથી તત્ત્વજ્ઞાન શીખ્યા છીએ." હાતમે કહ્યું: "પણ તેઓ તમને કહેશે કે, એ હાતમ તો તત્ત્વજ્ઞજ નથી, ત્યારે તમે શું કહેશો?" ત્યારે શિષ્યો બોલ્યા: "અમારી પાસે એનો જવાબ નથી. આપજ કહો." હાતમે તેમને કહ્યું કે, "તમારે એવું કહેવું કે, અમે તેની પાસેથી બે બાબતો શીખ્યા છીએ–(૧) જે છે તેમાં સંતોષ અને (૨) જે બીજાના હાથમાં છે, તેમાં આશારહિતપણું."

તેમણે વળી એક પ્રસંગે બીજા કોઈ મિત્રોને કહ્યું: "હવે હું તમારો બધાનો ભાર ક્યાં સુધી ઊંચકીશ? માટે એ કામને સારુ તમે બીજા કોઇ યોગ્ય માણસની નિમણૂક કરો." ત્યારે તેઓ બોલ્યા: "જે એક વાર ધર્મયુદ્ધમાં સામેલ થઇને લડી આવ્યો હોય તેજ આ કામને માટે ઉપયુક્ત નીવડશે." હાતમ બોલ્યા: "તે તો ફક્ત ગાજીજ કહેવાય ને? આ કામ માટે તે યોગ્ય નથી." ત્યારે

બીજો એક જણ બોલી ઊઠયો: "અમુક વ્યક્તિએ પુષ્કળ ધનનું દાન કર્યું છે તે ચાલશે ?" હાતમ બોલ્યા: "તે એક ઉદાર પુરુષ કહેવાય, બીજું શું ?" ત્યારે વળી એક જણ બોલ્યો: "અમુક માણસ ઘણી વાર મક્કાની હજ કરી આવ્યો છે, તે ચાલશે ?" હાતમ બોલ્યા: "તે તો એક હાજીજ કહેવાય ને ? મારે તો યોગ્ય માણસનું કામ છે." ત્યારે હવે તેઓ કહેવા લાગ્યા: "આપજ બતાવી દો કે, આપ આ કામને માટે કોને યોગ્ય માનો છો ?" હાતમે હવે કહ્યું: "જે ખુદાથી ડરતો હોય અને ખુદાના સિવાય બીજા કોઈની આશા રાખતો ન હોય."

કોઈ ધનવાન પુરુષ મહાતપસ્વી હાતમની પાસે આવીને કહેવા લાગ્યો કે, "મારી પાસે પુષ્કળ માલમિલકત છે. હું તમને અને તમારા મિત્રોને તેમાં ભાગીદાર બનાવવાની ઇચ્છા રાખું છું." મહાતપસ્વી હાતમ બોલ્યા: "મને એક વાતનો ડર છે કે, તમારા મૃત્યુ પછી અમારે એવું કહેવું પડશે કે, 'હે અમારા સ્વર્ગીય યોગ-ક્ષેમના આપનાર ! અમારા પાર્થિવ યોગક્ષેમના આપનારનું આજે મૃત્યુ થયું છે.'" કોઇ અવિશ્વાસુ માણસે મહાતપસ્વી હાતમને પૂછયું: "તમને ખાવાનું કયાંથી મળી રહે છે ?" તે બોલ્યા: "ઇશ્વરના અખૂટ ભંડારમાંથી." ત્યારે તે બોલ્યો: "ખાઓ છો તો લોકોનું આપેલું અને પાછા બોલો છો કે અમને તો ઇશ્વરના ભંડારમાંથી ખાવાનું મળ્યા કરે છે !" ત્યારે ઋષિ હાતમ બોલ્યા: "વારુ, તમારી મિલકતમાંથી અમે કશું ગ્રહણ કર્યું છે ?" તેણે કહ્યું: "ના." પછી તેણે હાતમને પૂછયું: "ત્યારે શું તમારી આજીવિકા સ્વર્ગમાંથી ચાલી આવે છે ?" હાતમ બોલ્યા: "મારી એકલાની શા માટે ? સૌનીજ આજીવિકા સ્વર્ગમાંથી આવે છે." પેલો બોલ્યો: "તમારા ઘરની બારીમાંથી આવતી હોવી જોઇએ. તમે હમણાં સૂઇ રહો ને પછી હું જોઉં કેવી રીતે તમારા મોઢામાં આવીને પડે છે તે." હાતમે જવાબ દીધો કે, "હું બે વરસનો થયો ત્યાંસુધી ઘોડિયામાં સૂઇજ રહેતો હતો અને મારો ખોરાક મારા મોઢામાંજ આવીને પડતો હતો." તેણે સામો સવાલ કર્યો: "તમે એવો માણસ દીઠો છે કે જે વાવેતર ન કરે પણ લણતર લણતો હોય ?" ઋષિએ કહ્યું: "હા, જોયો છે. એક તો તમે પોતેજ. તમે તમારા માથાના વાળનું વાવેતર નથી કરતા, તોપણ તેને લણાવો

છો તો ખરા ને?" *ત્યાર પછી તે માણુસે કહ્યું: "ત્યારે તમે આકાશમાં રહેવા જાઓ ને! ત્યાં તમને ખાવાનું મળે ત્યારે તમને ખરા કહું." હાતમે કહ્યું: "જો હું પક્ષી હોત તો આકાશમાં ઊડીને પણ મારી આજીવિકા ચલાવી શકત." પેલો કહે: "ભોંય-ની અંદર ભરાઇ જાઓ તો ત્યાં તમને ખાવાનું મળે ખરું કે?" હાતમ બોલ્યા: "હા. જો હું કીડી હોત તો મને ત્યાં પણ મળત." આ પ્રમાણે પોતાના તમામ પ્રશ્નોના રોકડા જવાબ સાંભળીને તે માણુસ નિરુત્તર થઇ ગયો અને થોડી વાર સુધી કશું બોલ્યાચાલ્યા વિના એમ ને એમ બેસી રહ્યો. ત્યાર પછી તેના હૃદયમાં પશ્ચાત્તાપ પ્રકટ્યો અને તે અશ્રુપાત કરવા લાગ્યો. ત્યાર પછી તે આજીજી-ભરેલે સ્વરે બોલ્યો: "હે પૂજનીય મહાત્મન્! મને આપ કાંઇક ઉપદેશ દો." ત્યારે મહાતપસ્વી હાતમ બોલ્યા: "લોકોની પાસે-થી કશું લેવાની આશા રાખવી નહિ. જો તમે લોકોની આશા રાખો નહિ તો લોકો તમારી પણ આશા નહિ રાખે. ઈશ્વર અને પોતાનો આત્મા, એ બેના ઉપર લક્ષ રાખીને ગુપ્ત ભાવે સદાચરણ કરતા જશો તો ઈશ્વર તમને પ્રકટ રીતે મહિમાવાન બનાવી દેશે. લોકોની સેવા કરશો તો લોકો તમારી પણ સેવા કરશે."

ઋષિ હાતમ કહે છે કે, "દરરોજ શયતાન મારી પાસે આવી-ને મને પૂછે છે કે, તારે આજે શું ખાવાની ઇચ્છા છે?" ત્યારે હું તેને કહું છું કે, "મારે તો મુડદાં ખાવાં છે." પછી તે મને પૂછે છે કે, "તારે કેવાં વસ્ત્ર પહેરવાં છે?" હું તેને કહું છું કે, મારે તો મુડદાં ઉપર ઓઢાડેલું કપડું પહેરવું છે." તે પૂછે છે કે, "તારે ક્યાં રહેવું છે?" હું કહું છું કે, "કબરની અંદર મારે તો રહેવું છે." મારા આવાં જવાબ સાંભળીને તે મને કહે છે કે, "તું તો છેકજ અભાગિયો છે." ત્યાર પછી તે મારી પાસેથી ચાલ્યો જાય છે."

એક વાર ઋષિ હાતમને પરદેશ જવાનો પ્રસંગ આવ્યો, ત્યારે તેમણે પોતાની પત્નીને કહ્યું: "મારે પરગામ જવાનું કારણ ઊભું

---

* મહાતપસ્વી હાતમના હાજરજવાબીપણાનાં વખાણ કર્યા વિના અમારાથી રહેવાતું નથી. એમના જેવો લોકકલ્યાણકારક સાધુ બીજો સ્થૂળ ઉદ્યમ ભલે ન કરે, પણ આજે ઈશ્વરનું ભજન કર્યાને બહાને પાંસઠ લાખ બાવાઓની જમાત ઘીકેળાં ઉડાવે છે, તે પ્રથાને બંધ કરવા આજનો યુગ પોકાર કરી રહ્યો છે. —સેવાનંદ

થયું છે અને ત્યાં મારે ચાર મહિના લાગી જશે. ત્યારે ઘરમાં તારે સારુ શું શું અને કેટલું કેટલું સીધુંસામાન મૂકતો જાઉં?" તેમની ધર્મપત્ની બોલી: "મારા જીવનના પ્રમાણમાં મૂકી જજો." હાતમ બોલ્યા: "તારું જીવન મારા હાથમાં તો છેજ નહિ." સ્ત્રી બોલી: "ત્યારે મારી આજીવિકા પણ તમારા હાથમાં નથી." મહાતપસ્વી તો ચાલ્યા ગયા. ત્યાર પછી એક ઘરડી પાડોશણે તેમના ઘરમાં આવીને તેમની સ્ત્રીને પૂછયું: "હાતમ તારે સારુ શી શી જીવિકા મૂકતા ગયા છે?" તે સ્ત્રી બોલી: "મારા પતિ તો જીવિકાના ભોક્તાજ હતા. મારો જીવિકાનો આપનાર તો અહીંનો અહીંજ બેઠો છે."

મહાતપસ્વી હાતમ જ્યારે પરદેશ જવાને તૈયાર થયા, ત્યારે એક જણે તેમની પાસે આવીને પ્રાર્થના કરી કે, "મને ઉપદેશ દેતા જાઓ." તેમણે કહ્યું કે, "જો તમારે મિત્રની ગરજ હોય તો એક ખુદાજ તમારે સારુ સારામાં સારા મિત્ર નીવડશે; જો તમારે સોબતી જોઇતો હોય તો સારામાં સારો સોબતી એક વિધાતા છે; જો તમારે સંમાનની કામના હોય તો આ સંસાર તેને સારુ પૂરતું ક્ષેત્ર છે; જો તમારે કોઇ સાંત્વનદાતાની જરૂર હોય તો શાસ્ત્ર તમને સારામાં સારું સાંત્વન આપશે; જો તમારે કાર્ય કરવું હોય તો તપશ્ચર્યા કરવી એ સારામાં સારું કાર્ય છે; જો તમારે ઉપદેશ જોઇતો હોય તો પોતાના મૃત્યુનું સ્મરણ કરવું એ સારામાં સારો ઉપદેશ છે. આ મેં જે કહ્યું તે જો તમને ગળે ન ઊતરતું હોય તો દોજખ તમારે માટે સારામાં સારુ નિવાસસ્થાન છે."

એક દિવસ હામદલેફાફ્ નામના એક માણસને તેમણે પૂછયું: "કેમ છો?" ત્યારે તે બોલ્યો: "કુશળ છું અને શાંતિમાં છું." ત્યારે ઋષિ હાતમે તેને કહ્યું: "આ સંસારને તરીને પાર ઊતરી જઇએ ત્યારે કુશળ છીએ એવું કહેવું; જ્યારે સ્વર્ગમાં જઇને વાસ કરીએ ત્યારેજ સુખશાંતિમાં છીએ એવું કહેવું." લોકોએ તેમને એક વાર એવું પૂછયું: "હાતમ સાહેબ! આપને કઈ વાતની આકાંક્ષા છે?" ત્યારે તે બોલ્યા: "મને તો રાતદહાડો સુખમાં રહેવાની આકાંક્ષા છે. જે દહાડે ઈશ્વરની આગળ મારો એકે અપરાધ થતો નથી તેજ દહાડે મને સુખ થાય છે."

કોઇએ હાતમને કહ્યું કે, "અમુક માણસે પુષ્કળ ધન એકઠું કર્યું છે." ત્યારે તેમણે પૂછયું: "પણ તેણે ધનની સાથે પોતાના

આયુષ્યનો પણ સંગ્રહ કરી રાખ્યો છે કે નહિ?" તેણે કહ્યું: "ના." હાતમે કહ્યું: "થયું ત્યારે. મરી ગયેલા માણસને તેનું ધન શા કામમાં આવવાનું હતું?"

કોઇએ તેમને કહ્યું કે, "તમારે કશું માગવું હોય તો મારી પાસે માગી લેજો." ત્યારે તેમણે કહ્યું કે, "મારે એટલું માગવું છે કે, તમારે મારી પાસે આવવું નહિ અને હું તમારી પાસે આવવાનો નથી."

એક જણે મહાતપસ્વી હાતમને પૂછ્યું કે, "તમે નમાજ કેવી રીતે પઢો છો તે કહો." ત્યારે તે બોલ્યા: "નમાજ પઢવાનો વખત થાય છે ત્યારે પ્રથમ હું વજૂ (શુદ્ધિ) કરું છું, બાહ્ય વજૂ પાણી વડે કરું છું અને આંતરિક વજૂ પશ્ચાત્તાપ વડે કરું છું. ત્યાર પછી હું મસ્જિદમાં જાઉં છું. ત્યાં જઇને કાબાનાં દર્શન કરું છું. મહાત્મા ઇબ્રાહિમના નિકેતન કાબાને હું મારી બેઉ ભ્રૂકુટિની વચ્ચે સ્થાપીને ત્યાં તેનું દર્શન કરું છું. ત્યાર પછી સ્વર્ગને મારી જમણી બાજુએ, નરકને ડાબી બાજુએ, સેરાભ નામનો સંસારને તરી જવાનો જે સેતુ છે તેને મારા પગ નીચે, યમને મારી પીઠ પાછળ, એમ જેની તેની જગ્યાએ સ્થાપના કરીને મારું હૃદય હું ઈશ્વરને અર્પણ કરી દઉં છું. ત્યાર પછી હું શ્રદ્ધાપૂર્વક તક્બિર (સ્તુતિ) કરું છું, સન્માનપૂર્વક ઊભો થાઉં છું, ભયયુક્ત મંત્રપાઠ કરું છું, વિનયસહિત મારા શરીરના પૃષ્ઠ ભાગને વાંકો કરું છું, અતિ દીનતા અને વ્યાકુળતાપૂર્વક મારું માથું જમીનને અડકાડું છું, ગંભીર ભાવે બેસું છું અને કૃતજ્ઞતાપૂર્વક સલામ કરીને ઊઠી જાઉં છું. આ રીતે મારી નમાજ પડવાની ક્રિયા પૂર્ણ થાય છે."

એક વાર કેટલાક ઉલેમાઓ (પંડિતો)ની આગળ જઇને મહા-તપસ્વી હાતમે તેમને કહ્યું: "જો હું કહું છું તેવી ત્રણ અવસ્થાઓ તમે પ્રાપ્ત નહિ કરી હોય, તો દોજખ તમારે માટે યોગ્ય સ્થાન છે અને તમે દોજખને માટે યોગ્ય છો:–(૧) આજનો દિવસ જે તમારી પાસેથી ચાલ્યો ગયો તેને સારુ ખેદ ( ખેદ એટલા માટે કે દિવસ તો ચાલ્યો ગયો, પણ વધારે સાધનભજન થયું નહિ અને પાપને માટે ખુદાની ક્ષમા માગવી જોઇતી હતી તે મંગાઇ નહિ.) (૨) વર્તમાન સમયને યથેષ્ટ સમજીને થઇ શકે તેટલાં કલ્યાણજનક કાર્યો કરવાં અને શત્રુઓને સંતોષ પમાડવો. (૩) આવતી કાલે

જીવતા હોઇશું કે કાલ થતાં પહેલાં મરી ગયા હોઇશું તે વિષે શકમંદ રહેવું."

મહાતપસ્વી હાતમ જ્યારે બગદાદ આવ્યા, ત્યારે ત્યાંના ખલીફાને ખબર પડી કે, ખુરાસાન દેશનો એક પરમ વૈરાગ્યવાન મહાપુરુષ શહેરમાં આવી ચડ્યો છે. ખલીફાએ તેમને તેડું મોકલ્યું. મહર્ષિ હાતમે ખલીફાની પાસે જતાંજ તેને કહ્યું: "હે વૈરાગ્યવાન પુરુષ! સલામ." ખલીફા બોલ્યો: "હું વૈરાગ્યવાન છુંજ નહિ. હું તો આખી દુનિયાનો બાદશાહ છું, સૌના ઉપર હું હુકમ ચલાવું છું, પછી હું શી રીતે વૈરાગ્યવાન કહેવાઉં?" હાતમે કહ્યું: "એટલા માટે તો હું તમને વૈરાગ્યવાન કહું છું." ખલીફાએ પૂછ્યું: "તે કેવી રીતે?" હાતમ બોલ્યા: "પ્રભુ કહે છે કે, આ સંસારની સંપત્તિ અલ્પ સુખદાયી છે અને સ્વર્ગ પરમ સુખદાયી છે. તે છતાં તમે પરમસુખદાયી સ્વર્ગને તુચ્છ ગણીને અલ્પ સુખદાયી સંસારનેજ સાર વસ્તુ માનો છો, તે તમારો વૈરાગ્યભાવ કાંઇ જેવોતેવો કહેવાય? હું વૈરાગ્યવાન નથી, કારણ કે અલ્પસુખદાયી સંસારથી મને સંતોષ થતો નથી અને પરમસુખદાયી સ્વર્ગનો મને લોભ છે. મહામૂલ્યવાન પદાર્થને જે તજી દે તેજ વૈરાગ્યવાન. માટે તમે વૈરાગ્યવાન અને હું નહિ."

## ઉપદેશવચનો

૧. તમારે બે બાબતને વિષે સાવધાન રહેવું, એક અહંકાર અને બીજો લોભ. ઈશ્વર અહંકારી માણસને તેના કુટુંબના નાનામાં નાના માણસદ્વારા સારી રીતે અપમાનિત ન કરાવે ત્યાંસુધી તેને આ લોકમાંથી તેડાવી લેતો નથી. લોભી માણસનું ગળું ભૂખ અને તરસથી છેકજ સુકાઇ ન જાય, ત્યાંસુધી ઈશ્વર તેને આ દુનિયામાંજ રાખી મૂકે છે.

૨. એક બાજુએ પંડિતો અને વૈરાગ્યવાન લોકોનો અહંકાર અને બીજી બાજુએ ધનવાનો અને રાજાઓનો અહંકાર, એ બેની સરખામણી કરી જોઇશું તો પહેલા ગણાવેલા લોકોનું પલ્લું નીચું નમતું જશે.

૩. મનના ચાર પ્રકાર છે; મરી ગયેલું મન, રોગી મન, આળસુ મન અને સ્વસ્થ મન. કાફર (ધર્મદ્રોહી)નું મન મરી ગયેલું છે, પાપીનું મન રોગી છે, લોભી અને લાલચુ માણસનું

મન આળસુ છે અને જેઓ ખૂબ સાધનભજન કરવામાંજ મગ્ન રહે છે, તેમનું મન સ્વસ્થ હોય છે.

૪. હરકોઈ કામ કરતી વખતે મનમાં સ્મરણ કરવું કે, આપણે જે કાંઈ કરીએ છીએ તે ઈશ્વર જુએ છે. કાંઇ પણ બોલતી વખતે વિચાર કરવો કે, આપણે જે કાંઇ બોલીએ છીએ તે ઈશ્વર સાંભળે છે. મૌન ધારણ કરતી વખતે યાદ રાખવું કે, તમે શી મતલબથી મૌન ધારણ કરો છો તે ઈશ્વર જાણે છે.

૫. સ્પૃહા ત્રણ પ્રકારની હોય છે; ભોગની સ્પૃહા, બોલવાની સ્પૃહા અને જોવાની સ્પૃહા. ભોગ ભોગવતી વખતે ઈશ્વર પાસે ને પાસેજ છે એ વિશ્વાસને જાળવી રાખવો. બોલવાનો પ્રસંગ આવે ત્યારે સત્યની રક્ષા કરવી અને કશું જોવાનો વખત આવે ત્યારે સાધુતાની રક્ષા કરવી.

૬. ચાર રીતે આત્માનુસંધાન કરવું–( ૧ ) આપણે નિષ્કપટ-ભાવે સદનુષ્ઠાન કરીએ છીએ કે નહિ; ( ૨ ) નિસ્પૃહ ભાવે બોલીએ છીએ કે નહિ; ( ૩ ) બદલાની આશા રાખ્યા વિના દાન કરીએ છીએ કે નહિ; ( ૪ ) કૃપણતારહિત થઇને ધનનો સંગ્રહ કરીએ છીએ કે નહિ.

૭. અધાર્મિક સંસારમાં જેઓ દાન ગ્રહણ કરે છે, લોભને વશ થઇને જેઓ કાંઇ પણ ગ્રહણ કરે છે અને એવીજ રીતે જેઓ દાન દે છે, તેઓ બધા અધર્માચરણ કરે છે.

૮. વૈરાગ્યની પ્રથમાવસ્થામાં ઈશ્વર ઉપર વિશ્વાસ પ્રકટે છે, મધ્યમાવસ્થામાં સહિષ્ણુતા આવે છે અને આખરની અવસ્થામાં ઈશ્વરપ્રેમનો ઉદય થાય છે.

૯. જો ઈશ્વરના પ્રિયપાત્ર થવાની તમને ઇચ્છા હોય, તો ઈશ્વર જે કાંઇ કરે તેમાં તમે રાજી રહો.





# १०–महातपस्वी इब्राहिम आदम

મહાતપસ્વી ઇબ્રાહિમ આદમ એક રાજા હતા. ત્યાર પછી તેઓ સર્વસ્વનો ત્યાગ કરીને નિષ્કિંચન વૈરાગ્યવાન તપસ્વી બની ગયા. તે ઈશ્વરથી ડરનારા, સત્યનિષ્ઠ અને કઠોર સાધના કરનારા હતા. તેમના ધર્માનુરાગની અને પ્રેમવ્યાકુળતાની કોઇની સાથે સરખામણીજ થઈ શકતી નથી. તેમણે અનેક સાધુસંતોનાં દર્શન કર્યાં હતાં અને તેઓ પૈકી તે જમાનાના સૌથી મુખ્ય ધર્મગુરુ અબુ હનિફાનો તેમણે ખાસ સહવાસ સેવ્યો હતો. મહર્ષિ જનિદ તેમને વિષે કહે છે કે, "ઇબ્રાહિમ તમામ જ્ઞાનની કૂંચી છે." એકવાર અબુ હનિફાને તે મળવાને ગયા, ત્યારે તેના ચેલાઓએ તેમના તરફ અવજ્ઞા દર્શાવી. તે ઉપરથી અબુ હનિફાએ કહ્યું હતું કે, "ઇબ્રાહિમ તો આપણા સૌના સન્માનને પાત્ર છે." ચેલાઓએ પૂછ્યું: "એ કેવી રીતે આટલા બધા સન્માનને યોગ્ય થઇ ગયા છે?" ત્યારે અબુ હનિફાએ તેમને કહ્યું કે, "આપણે જ્યારે બીજાં પરચૂરણ કામકાજ કરીએ છીએ, ત્યારે ઇબ્રાહિમ ઈશ્વરની સેવામાં રત રહે છે."

મહાતપસ્વી ઇબ્રાહિમ બલ્ખ દેશના બાદશાહ હતા. એક વિસ્તીર્ણ રાજ્યના તે સ્વામી હતા. એક વાર રાત્રે પોતાના મહેલમાં પલંગ ઉપર પોતે સૂઇ રહ્યા હતા. એવામાં કંઇ અવાજ આવવાથી તેમણે બૂમ પાડીને પૂછ્યું: "અરે કોણ છે?" ત્યારે તેમને જવાબ મળ્યો: "હું તમારો દુશ્મન નથી. મારું એક ઊંટ ખોવાઇ ગયું છે, તેને ખોળવા આવ્યો છું." ઇબ્રાહિમે પૂછ્યું: "અગાસીની ઉપર વળી ઊંટ તે હોતું હશે કે?" ત્યારે તે માણસ બોલ્યો: "તું સોનાના સિંહાસનની ઉપર બેસીને અને મહામૂલ્યવાન વસ્ત્રાલંકાર શરીરે ધારણ કરીને ઈશ્વરની શોધ કરે છે, તે કરતાં હું અગાસી ઉપર મારા ઊંટની શોધ કરું, તે તને વધારે નવાઇ જેવું લાગે છે?" આટલું કહીને તે બોલનાર તો ત્યાંથી

ઉતાવળે પગલે ચાલ્યો ગયો. પણ તેનાં વચન ઉપર વિચાર કરતાં ઇબ્રાહિમના મનમાં ભય પેદા થયો. તેમના હૃદયમાં અશાન્તિનો અગ્નિ ભડભડવા લાગ્યો. ત્યારપછી તેઓ અતિ શોકાતુર અને ચિંતામગ્ન હાલતમાં દિવસ વ્યતીત કરવા લાગ્યા. ત્યાર પછી એક દિવસ ઇબ્રાહિમ બાદશાહ પોતાની કચેરીમાં રાજ્યના કર્મચારીઓ અને ઉમરાવવર્ગની મધ્યમાં બેસીને રાજ્યકાર્યની ચર્ચા કરતા હતા, એવામાં એકાએક કોઇ તેજસ્વી પુરુષ ખૂબ ઉતાવળે પગલે ત્યાં ચાલ્યો આવ્યો. તે એકદમ એવો તો દોડતો દોડતો રાજમહેલમાં ઘૂસ્યો અને રાજસભાની અંદર છેક સુધી એટલી ત્વરાથી ચાલ્યો આવ્યો કે, "તું કોણ છે અને કેમ અંદર જાય છે?" એટલું તેને પૂછવાનું પણ કોઇનાથી બની શક્યું નહિ. ખાસ કરીને તો તેની કાંતિ એવી તેજસ્વી હતી કે, તેને જોતાંવારનેજ સૌ પૂતળાંની માફક જડ-સડ ઊભા થઈ રહેતા અને સૌનાં મોઢાંજ સિડાઇ જતાં. જ્યારે તે માણસ રાજસિંહાસનની પાસે આવીને ઊભો રહ્યો, ત્યારે ઇબ્રાહિમે તેને પૂછ્યું: "તમારે અહીં શું કામ છે?" તે બોલ્યો: "હું તો આ મકાન ધર્મશાળા હશે એવું સમજીને અહીં આવ્યો છું." ઇબ્રાહિમ બાદશાહે કહ્યું: "આ ધર્મશાળા નથી, એ તો રાજભવન છે." પેલા માણસે બાદશાહને પૂછ્યું: "તમે અહીં રહેવા લાગ્યા તે પહેલાં આ મકાનમાં કોણ રહેતું હતું?" ઇબ્રાહિમે કહ્યું: "મારા પિતા." પેલાએ પૂછ્યું: "તેમના પહેલાં કોણ રહેતું હતું?" ઇબ્રાહિમે કહ્યું: "મારા પિતાના પિતા." પેલાએ ફરીથી પૂછ્યું: "અને તેમની પહેલાં?" ઇબ્રાહિમે કહ્યું: "અમુક ફલાણા." આ પ્રમાણે તે પૂછતો ગયો અને તેના જવાબમાં ઇબ્રાહિમ રાજમહેલમાં પૂર્વે રહી ગયેલી વ્યક્તિઓનાં નામ ગણાવતા ગયા. ત્યારે છેવટે તે માણસે પૂછ્યું કે, "જ્યારે એક માણસ અહીંથી ચાલ્યો જાય અને તેની જગ્યાએ બીજો રહેવા આવે, તે જાય ત્યારે ત્રીજો રહેવા આવે, તે જગ્યા ધર્મશાળા નહિ તો બીજું શું?" આટલું કહીને તે જેવો આવ્યો હતો તેવોજ ઉતાવળે પગલે ત્યાંથી ચાલતો થઇ ગયો. ઇબ્રાહિમ બાદશાહ એકલાજ તેની પાછળ પાછળ ગયા અને થોડેક દૂર ગયા પછી તે માણસને પકડી પાડીને તેને પૂછ્યું: "તમે છો કોણ?" તેણે કહ્યું: ×"હું ખિજર છું." ઇબ્રાહિમના

× ખિજર નામના એક પયગંબર થઈ ગયા છે. મુસલમાનો તેમને

અંતરમાં આગ ભભૂકી ઊઠી હતી. તેના દિલનું દર્દ વધતું જતું હતું. તેણે પોતાના સેવકોને હુકમ કર્યો કે, "મારે સારુ ઘોડા ઉપર સામાન નાખીને તૈયાર રાખો. મારે જંગલમાં જવું છે. મને અત્યારે જે થાય છે, તેનાં મૂળ કેટલાં ઊંડાં છે તે મારે જોઇ કાઢવું છે." ત્યાર પછી પોતાના થોડાક નોકરોને લઇને ઇબ્રાહિમ બાદશાહ જંગલમાં પેઠા. જંગલમાં આમતેમ ભ્રમણ કરતાં કરતાં તે પોતાનાં માણુસોથી ઘણે દૂર નીકળી ગયા. "જાગ્રત થઇ જાઓ," એવી આકાશવાણી એકાએક તેમને કાને આવી. વળી બીજી વાર-ત્રીજી વાર-એનો એજ અવાજ તેમણે સાંભળ્યો. ચોથી વાર આકાશવાણી થઇ. "મોત તને જગાડે તે પહેલાં તું તારી જાતેજ જાગી ઊઠ." એ ઉપરાંત પણ ઇબ્રાહિમના હૃદયમાં વૈરાગ્યનું ઉદ્દીપન કરાવી દે એવી બીજી પણ કેટલીક અલૌકિક ઘટનાઓ બની. ઇબ્રાહિમે એક દીર્ઘ નિઃશ્વાસ મૂકીને કહ્યું: "અરેરે ! આ શું થાય છે ?" તેમનું મન ઘણુંજ અસ્થિર થઇ ગયું. મૃત્યુ પછી શું થશે તેના ભયના વિચારે તેમના અંતઃકરણને ઘેરી લીધું; સ્વર્ગના દરવાજા તેમને સારુ ખુલ્લા થઇ ગયા; સત્યના રાજ્યના પ્રકાશની તેમને ઝાંખી થઈ; શ્રદ્ધાનો અગ્નિ તેમના આત્મામાં પ્રજ્વલિત થઇ ગયો; તેમનું અંતઃકરણ પશ્ચાત્તાપના અગ્નિમાં વિશેષરૂપે તપવા લાગ્યું; તેમણે પહેરેલાં વસ્ત્રાલંકાર તેમના અશ્રુજલથી ભીંજાઇ ગયાં. ત્યાર પછી તેમણે જંગલની વાટ છોડી દીધી અને જંગલની અંદર એક દિશાએ ચાલવા માંડ્યું. એટલામાં તેમણે એક ગોવાળિયો દીઠો. તેના અંગ ઉપર મેલાં અને ફાટ્યાંતૂટ્યાં વસ્ત્ર હતાં અને માથે પણ તેવીજ એક જૂની ટોપી હતી. રાજાએ તેને પોતાનો હીરામોતીથી જડેલો રાજમુગટ અને પોતાનાં ઉત્તમ મૂલ્યવાન વસ્ત્ર પહેરાવી દીધાં અને તેનાં મેલાંઘેલાં ચીંથરેહાલ વસ્ત્ર અને ટોપી પોતે પહેરી લીધાં. બલ્ખના બાદશાહે દીનકંગાલનો વેશ ધારણ કર્યો. ઘોડા ઉપર સવારી કરવાને બદલે પોતે હવે પગપાળા ચાલવા લાગ્યા. તે ઘડીએ ફિરસ્તાઓ ઇબ્રાહિમ આગળ પ્રકટ થયા. ઇબ્રાહિમે એક રાજ્યનો ત્યાગ કર્યો, પણ તેનાથી વધારે ઉજ્જવલ અને દિવ્ય રાજ્ય તેમને સાંપડ્યું. તે દીન વેશે પહાડ, પર્વત અને જંગલોમાં પોતાનાં પાપને માટે રુદન કરતા કરતા

---

ચિરંજીવ માને છે અને એમ પણ માને છે કે, મહાભાગ્યવંત પવિત્ર માણુસ હોય તેનેજ તે પયગંબર દર્શન આપીને કૃતાર્થ કરે છે—મૂળલેખક

ભટકવા લાગ્યા. આ પ્રમાણે ભ્રમણ કરતા કરતા ઇબ્રાહિમ નેશાપુર શહેરથી થોડેક દૂર એક ગુફા આગળ આવી પહોંચ્યા અને ત્યાં તેમણે રહેવાનું રાખ્યું. ત્યાં તે લાગલાગટ નવ વરસ સુધી રહ્યા. આવા એકાંત સ્થાનમાં રહીને તેમણે કેવી કેવી કઠોર સાધનાઓ કરી હશે અને શત્રુ (શયતાન)ની સાથે કેવાં કેવાં યુદ્ધો કર્યાં હશે, તેનું વર્ણન આજે આપણને કોણ આપી શકે એમ છે? તેમને જ્યારે ભૂખ લાગતી ત્યારે પોતે ગુફામાંથી બહાર નીકળીને સૂકાં લાકડાં વીણીને તેની ભારી બાંધતા અને તેને માથે મૂકીને નેશાપુર શહેરના બજારમાં જઇને વેચી આવતા. તે ભારીના જેટલા પૈસા આવતા તેટલાની તે રોટી ખરીદતા. તેમાંથી અડધો અડધ ગરીબ–કંગાલ લોકોને આપી દેતા અને બાકીની પોતે ખાઇ લેતા. દર શુક્રવારે નેશાપુરની સાર્વજનિક મસ્જિદમાં જઇને સૌની સાથે નમાજ પઢતા. આ રીતે બાદશાહ ઇબ્રાહિમના દિવસ ઉપર દિવસ વ્યતીત થવા લાગ્યા. એ ગુફામાં રહેતાં તેમને દરરોજ કોઇને કોઇ વિપત્તિની સામે તો મુકાબલો કરી લેવોજ પડતો. એક દહાડો ખૂબ બરફ વરસ્યો, તેની નીચે પોતે દબાઇ ગયા. એક દહાડો એક ભયંકર અજગરના મોઢામાં જઇ પડ્યા. ઈશ્વરની કૃપા વડે બધી વિપત્તિઓમાંથી તેઓ અણિશુદ્ધ બચી ગયા.

કિંવદંતિ એવી છે કે જ્યારે ઇબ્રાહિમ આદમ અરણ્યમાં ચાલ્યા જતા હતા, ત્યારે એક મહાત્માએ તેમની પાસે આવીને તેમને મહાનામના મંત્રની દીક્ષા આપી હતી. ત્યારથી તેમણે ઇશ્વરને માટે એજ નામથી પોકાર કરવા માંડ્યો હતો. આ બિના બન્યા પછી થોડો વખત બાદ પયગંબર ખિજર બીજી વાર તેમને મળવા આવ્યા હતા. તેમણે કહ્યું: “ઇબ્રાહિમ ! તમને જેમણે પરમેશ્વરના મહાનામની દીક્ષા આપી હતી તે મારા ભાઇ એલિયાસ હતા.” ત્યાર પછી ઇબ્રાહિમે મહાત્મા ખિજરની ઇશ્વરના સંબંધમાં બીજી પણ પુષ્કળ વાતચીત કરી લીધી. મહાત્મા ખિજરજ ઇબ્રાહિમના ગુરુ ગણાય છે. તેમની પાસે રાજગાદીનો ત્યાગ કરાવનાર અને તેમને અરણ્યવાસી તાપસ બનાવી દેનાર ખિજરજ હતા.

ઇબ્રાહિમ ત્યાર પછી ચૌદ વરસ સુધી અનેક સ્થાનોમાં અને અરણ્ય, પર્વતો ઇત્યાદિમાં ભ્રમણ કરતા કરતા અને આખે રસ્તે ઈશ્વરોપાસના કરતા કરતા મક્કાધામ આગળ આવી પહોંચ્યા. તે વખતે મક્કામાં રહેતા ભક્તો, મહાત્માઓ ને તપસ્વીઓને કાને જ્યારે

એવા સમાચાર આવ્યા કે, "મહર્ષિ ઇબ્રાહિમ મક્કા પધારે છે," ત્યારે તેઓ બધા તેમનો સત્કાર કરવાને સારુ તેમને તેડવાને આગળ આવ્યા. ઇબ્રાહિમને આ વાતની ખબર પડી ગઇ, તેથી પોતાને કોઇ ઓળખે નહિ તે સારુ તે 'બાપ' દેશના વેપારીઓના કાફલાની અંદર ભરાઇ ગયા. મક્કાના સંતોનો એક સેવક તેમની શોધ કરતો કરતો તેજ કાફલા આગળ આવી પહોંચ્યો અને તેણે ઇબ્રાહિમનેજ પૂછ્યું: "મહર્ષિ ઇબ્રાહિમ આટલામાં છે એ ખરી વાત કે?" તેના જવાબમાં ઇબ્રાહિમે કહ્યું: "અરે! એ મૂઆ અધર્મી નાસ્તિક ઇબ્રાહિમનું તારે શું કામ છે?" આ સાંભળીને પેલા સેવકને એટલો તો ક્રોધ ચડ્યો કે તે ઇબ્રાહિમના ઉપર એકદમ તૂટી પડ્યો અને તેમની ગળચી પકડીને મારતો ગયો અને મોઢેથી બોલતો ગયો: "આવા મહાપુરુષને નાસ્તિક કહેનારો તુંજ સા........નાસ્તિક છે." ઇબ્રાહિમે માર, ગાળો બધુંજ ઠંડે કલેજે સહી લીધું અને મોઢેથી એટલુંજ બોલ્યા: "ત્યારે હું તને કહું છું શું? હુંજ કાફર છું." પછી એક બાજુએ જઇને પોતાના મનને કહેવા લાગ્યા: "મારા મન! તને ઠીક સજા મળી છે." આવું કહીને તેમણે ઈશ્વરને ધન્યવાદ દેવા માંડ્યો. ત્યાર પછી જ્યારે તે નોકરે તેમને ઓળખ્યા ત્યારે તેણે તેમની માફી માગી. તે વખતથી ઇબ્રાહિમ મક્કામાંજ રહેવા લાગ્યા. ત્યાં તેમને તેમના જેવા બીજા ઘણા તપસ્વી બંધુઓનો મેળાપ થઈ ગયો, તે જાતમહેનત કરીને પોતાની આજીવિકા પેદા કરી લેતા. કોઇ વાર જંગલમાં જઇને લાકડાંની ભારી બાંધી લાવતા અને તેને બજારમાં વેચી આવતા. કોઇ વાર શાકભાજીની ફેરી કરતા. તેમણે જ્યારે સંસારનો ત્યાગ કર્યો, ત્યારે તેમને એક નાનો ધાવણો પુત્ર હતો. તે હવે મોટો થયો હતો અને પોતાની માની સાથે મક્કાની યાત્રા કરવા આવ્યો, ત્યારે પિતાપુત્ર બેઉ ભેગા થઇ ગયા. ઈબ્રાહિમ રોજ મજૂરી કરવાને સારુ ઘરમાંથી બહાર નીકળતા તે છેક સાંજ પડતા સુધી વૈતરું કર્યાજ કરતા. તેમાંથી જે પૈસા તેમના હાથમાં આવતા, તેના વડે પોતાને સારુ તથા પોતાના જેવા બીજા તપસ્વી બંધુઓને સારુ ખાવાનું વેચાતું લઇ આવતા. તેમાંથી સૌને ખવડાવતા અને ત્યાર પછી સાયંકાળની નમાજ પઢ્યા પછી પોતે મોઢામાં કોળિયો મૂકતા. ઘણીખરી વાર તો તે બજારમાંથી લોટજ વેચાતો લાવતા અને તેના રોટલા ઘડીને સૌને ખવડાવ્યા પછી પોતે ખાતા. એક

વાર તે માથે લાકડાંનો ભારો ઊંચકીને જતા હશે, ત્યાં મક્કા શહેરના બજારમાં તેમના પુત્રે તેમને દીઠા. તેમની રાણીએ પણ પોતાના રાજાધિરાજ સ્વામીને મજૂરના દીનહીન–કંગાલ વેશે દીઠા. માતા અને પુત્ર બેઉની આંખોમાંથી ચોધાર આંસુ નીકળી પડયાં. ઇબ્રાહિમે પોતાના પુત્રને આલિંગન દઇને કુશળ સમાચાર પૂછ્યા. એ છોકરો મક્કામાંજ મરણ પામ્યો એવું કહેવાય છે.

એક વાર રાતને વખતે ઇબ્રાહિમનો એક ધર્મબંધુ માંદો થયો. તે વખતે ઠંડીનું અતિશય જોર હતું. ઓરડીને બારણું ન હતું. ઇબ્રાહિમ સૂર્યોદય થતાં સુધી તે બારણાની જગ્યાએ ઊભા ને ઊભાજ રહ્યા. જે માંદો થયો હતો તેણે તેમને પૂછ્યું કે, "તમે એવું શા માટે કર્યું?" ત્યારે ઇબ્રાહિમે કહ્યું: "ઠંડો પવન તમારા શરીરને લાગે તો તેથી તમારા નબળા શરીરને વધારે હાનિ થશે, એવો વિચાર કરીને હું પવનને ખાળી રાખવાને સારુ આડો ઊભો રહ્યો હતો."

ઇબ્રાહિમ નામનો બીજો એક માણસ કહે છે કે, "એક વાર હું અને મહર્ષિ ઇબ્રાહિમ જોડે જોડે મુસાફરી કરતા હતા. રસ્તામાં હું માંદો થયો ત્યારે પોતાની પાસે જે કાંઇ હતું તે બધું મહર્ષિ ઇબ્રાહિમે મારી દવા અને ખાધાખોરાકીને સારુ ખરચી નાખ્યું. તે છતાં પણ જ્યારે પૈસા ખૂટયા, ત્યારે તેમણે મારો ગધેડો વેચી દીધો. હું જરાક સાજો થવા આવ્યો ત્યારે મેં તેમને પૂછ્યું કે, 'મારો ગધેડો કેમ જોવામાં નથી આવતો?' તેમણે કહ્યું કે, 'તેને તો હું વેચી આવ્યો.' મેં કહ્યું: 'ત્યારે હું બેસીશ કોના ઉપર?' તેમણે કહ્યું: 'મારી ખાંધે બેસજે' ત્યાર પછી ત્રણ દિવસની મજલ તેમણે મને પોતાની ખાંધે બેસાડીને કાપી."

ઇબ્રાહિમ જ્યારે એકાંતવાસનું સેવન કરતા હતા ત્યારે એક દહાડો તેમને ખાવાનું મળ્યું નહિ. તેમણે તો ઈશ્વરને ધન્યવાદ દઇને પોતાની ઉપાસના લાગલાગટ ચાલુ રાખી. બીજે દિવસ પણ તેવો ને તેવો ગયો. તે દહાડે પણ તે બધો વખત અખંડ ઉપાસના કરતા રહ્યા. આ રીતે બરાબર સાત દિવસ વહી ગયા. અન્નના અભાવને લીધે તેમનું શરીર તદ્દન દુર્બળ થઇ ગયું. તે બોલ્યા: "હે ખુદા! જો તમે ખાવાનું આપો–" એવામાં એક યુવાન ત્યાં આવીને ઊભો રહ્યો. તેણે ઇબ્રાહિમને પૂછ્યું: "શું તમારે તમારી નબળાઇને દૂર કરવાનો વિચાર છે?" તેમણે કહ્યું: "હા, એમજ છે." તે યુવાન તેમને પોતાને ઘેર તેડી ગયો. પછી તેણે જ્યારે પોતાના મહેમા-

નને બરાબર જોઇ લીધા, ત્યારે તે સમજ્યો કે એ તો મહાત્મા ઇબ્રાહિમ છે ત્યારે તેણે કહ્યું: "ભગવન્! હું તમારો દાસ છું. મારી પાસે જે કાંઈ છે, તે બધું તમારુંજ છે એમ માનીને જે કાંઇ તમારી ઇચ્છામાં આવે તે ગ્રહણ કરો." ઇબ્રાહિમ બોલ્યા: "તમે જે મને આપો છો, તે હું તમને પાછું આપું છું. હવે તમે મને રજા આપો તો હું અહીંથી જાઉં." ત્યાર પછી તેમણે દીનભાવે ઈશ્વરને સંબોધન કરીને કહેવા માંડયું: "હે ઈશ્વર! મેં સંકલ્પ કર્યો છે કે એક રોટલાના ટુકડા સિવાય બીજું મારે તારી પાસે કશું માગવુંજ નથી. ત્યારે તું આ શું કરવા બેઠો છે? તું શું મને સંસારની દોલત આપવાનો વિચાર કરે છે?"

કોઇએ તેમની આગળ એક હજાર મહોરની કોથળી ઠાલવીને કહ્યું કે, "આટલાનો સ્વીકાર કરો." ત્યારે તેમણે જવાબ દીધો: "હું દરિદ્રની પાસેથી કશું લેતો નથી." દાતા બોલ્યો: "હું દરિદ્ર નથી, ધનવાન છું." ઇબ્રાહિમે તેને પૂછ્યું: "તમારી પાસે જેટલી દોલત છે તે કરતાં વધારે દોલત તમને મળે એવી ઇચ્છા રાખો છો ખરાને?" તેણે કહ્યું: "એવું તો ખરું." ત્યારે તેને ઇબ્રાહિમે કહ્યું કે, "તમારી મહોરો તમે પાછી લઇ જાઓ. તમે એક મોટા ભિખારી છો." તેના ગયા પછી ઇબ્રાહિમે કહ્યું: "અરે મારું નસીબ! હું દરિદ્રતાને શોધું છું, ત્યારે મારી સામે ઐશ્વર્ય આવીને ઊભું રહે છે."

એક વાર ઇબ્રાહિમને એવું લાગ્યું કે ચાળીસ દિવસ થયાં તેમનાથી જેવી જોઇએ તેવી ઉપાસના થતી નથી. તેનું કારણ વિચારી જોતાં તેમને એવું સમજાયું કે મેં બસરા શહેરના એક માણસનું ફળ ખાઇ લીધું હતું, તેથી કરીને ઉપાસનામાં મારા ચિત્તની એકાગ્રતા થતી નથી. જ્યાં તેમને આવું સમજાયું કે તેજ ઘડીએ તેમણે બસરાનો રસ્તો પકડ્યો. જે માણસનું તે ફળ હતું તેની પાસે જઇને તેમણે તે ફળને હલાલ અથવા નિર્દોષ કરાવી દીધું.

એક વાર કોઇ દારૂડિયો બેભાન થઇને રસ્તામાં પડ્યો હશે તેની પાસે ઇબ્રાહિમ જઈ ચડ્યા. તે ઓકયો હતો તેથી તેનું મોઢું ગંદું થઇ ગયું હતું. ઇબ્રાહિમે પાણી લાવીને તેનું મોઢું ધોયું અને પછી તેના તરફ ફરીને બોલ્યા: "જે મોઢામાંથી ઈશ્વરનું પવિત્ર નામ બહાર નીકળવું જોઇએ, તે મોઢાને તેણે આવું અપવિત્ર કરી રાખ્યું તે સારું ન કર્યું." પછી જ્યારે તે દારૂડિયાને ભાન

આવ્યું ત્યારે તેને કોઇએ કહ્યું કે, "અલ્યા! તારું મોઢું તો મહર્ષિ ઇબ્રાહિમે ધોયું હતું અને તેમણે તારે વિષે આવું કહ્યું હતું." તે દારૂડિયાએ આવું સાંભળીને તેજ દિવસથી દારૂ છોડી દીધો. તે દહાડે ઇબ્રાહિમના કાનમાં ગેબી અવાજ આવ્યો કે, "તેં એ પાપીનું મોઢું ધોયું તેના બદલામાં હું તારું અંતઃકરણ ધોઇ નાખીશ."

રસ્તે ચાલતાં એક વાર ઇબ્રાહિમને કોઇ સિપાઈએ પૂછ્યું: "તમે કોણ છો?" તેમણે કહ્યું: "હું ગુલામ છું." તેણે ફરીથી પૂછ્યું: "રહો છો ક્યાં?" તેમણે કહ્યું: "કબ્રસ્તાનમાં." સિપાઈ સમજ્યો કે આ માણસ મને બનાવે છે, તેથી તેણે ઇબ્રાહિમને ખૂબ માર્યા. પછી જ્યારે તેણે જાણ્યું કે જેમને મેં માર્યા તે તો મહર્ષિ ઇબ્રાહિમ છે, ત્યારે તેણે તેમના ચરણ પકડીને ક્ષમાયાચના કરી. ત્યારે ઇબ્રાહિમે તેને કહ્યું: "તમે મારી સાથે જે વ્યવહાર કર્યો તેના બદલામાં મને તો સ્વર્ગનું સુખ મળીજ ગયું; હવે તમારી દુર્ગતિ ન થાય તે સારુ હું તમને આશીર્વાદ દઉં છું." ત્યાર પછી તેમણે પોતાના કથનનો મર્મ સમજાવતાં કહ્યું: "માણસ માત્ર ઈશ્વરના ગુલામ છે. શહેરના લોકો જેમ જેમ મરતા જાય છે, તેમ તેમ તેઓ બધા કબ્રસ્તાનમાંજ વાસ કરે છે, આથી કબ્રસ્તાનની વસ્તીમાં વધારો થતોજ જાય છે; અને સૌનો છેવટનો નિવાસ ત્યાંજ છે, તેથી મેં તમને જે કહ્યું હતું તે યથાર્થજ કહ્યું હતું."

ઇબ્રાહિમ એક વાર હોડીમાં બેસીને મુસાફરી કરતા હતા. બીજો એક મુસાફર જે ઘણો દુષ્ટ સ્વભાવનો હતો, તેણે તેમને ગાંડા ધારીને તેમના વાળ ખેંચ્યા અને ગળચી પકડીને હડસેલો મારીને નદીમાં ફેંકી દીધા. ગમે તેમ કરીને તે કિનારે પહોંચ્યા અને તેમણે પોતાનો જીવ બચાવ્યો. આવી અવસ્થામાં પણ તેમનું હૃદય આનંદી અને મોઢું પ્રફુલ્લજ હતું.

એક વાર ઇબ્રાહિમે જોયું કે એક તપસ્વીને વૈરાગ્યને લીધે તંગી વેઠવી પડે છે અને તેથી તે ઘણા દુઃખી થાય છે. તે ઉપરથી તે બોલ્યા: "ઘણું કરીને તેમણે પોતાના વૈરાગ્યને વિના મૂલ્યે લીધો હોવો જોઇએ." ત્યારે તેમને કોઇએ પૂછ્યું કે, "વળી વૈરાગ્યને તે વેચાતો લેવાતો હશે કે?" તેમણે કહ્યું: "અલબત્ત, મેં મારું બલ્ખનું રાજ્ય આપી દઇને તેને સાટે મારો વૈરાગ્ય ખરીદ્યો છે."

ઇબ્રાહિમને કોઇએ કહ્યું કે, "તમે આવું શું કર્યું? તમે તો

રાજા હતા, ત્યારે રાજવૈભવ શા સારુ છોડી દીધો ?" તેમણે કહ્યું: "એક દહાડો હું મારા રાજ્યાસન ઉપર બેઠો હતો. મારી સામે એક આયનો હતો, તેમાં મેં જોયું તો મારો આખો મહેલ મેં સ્મશાનના જેવો દીઠો. એક પણ સ્વજન નહિ, એક પણ મિત્ર નહિ; મારી સામે મેં લાંબી–લાંબી વાટ દીઠી, પણ મારી પાસે સમ ખાવા જેટલું પણ રસ્તે ખાવાનું ભાથું હતું નહિ; મેં ન્યાયવાન ન્યાયાધીશ દીઠા, પણ મારા પક્ષનું તેમની પાસે સમર્થન કરાવવા જેવું મારી પાસે કાંઇજ હતું નહિ. આવું બધું જોઇને મારા મનમાં રાજ કરવા તરફ ઉદાસીનતા આવતી ગઇ અને હું રાજા છું એવો ભાવ પણ એકદમ ઠંડો પડી ગયો."

એક માણસ મહર્ષિ ઇબ્રાહિમની પાસે આવીને કહેવા લાગ્યો: "મેં નાના પ્રકારનાં પાપ કર્યાં છે, આપ મને એવો ઉપદેશ દો કે જે પ્રમાણે ચાલીને હું મારી જાતનું કલ્યાણ કરી શકું." ઇબ્રાહિમ બોલ્યા: "જો તમે પાપ કરો તો તમારે ઇશ્વરની આપેલી આજીવિકા ગ્રહણ કરવી નહિ." તે માણસ બોલ્યો: "મારી આજીવિકાનો આપનારો એક ઇશ્વરજ છે, ત્યારે તેને પડતો મૂકીને હું બીજા કોની પાસે આજીવિકા માગવા જવાનો હતો ?" ત્યારે ઇબ્રાહિમે કહ્યું: "એ તો સારું ન કહેવાય. તમે ઇશ્વરની આપેલી આજીવિકા પણ ખાઓ અને પાછા તેની વિરુદ્ધ આચરણ કરો, એ બે વાનાં કેમ ચાલે ? જો તમારે પાપ કરવુંજ હોય તો તમારે ઇશ્વરના રાજ્યની બહાર જઇને જે કાંઇ કરવું હોય તે કરવું." તે માણસ બોલ્યો: "પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, ચારે દિશાએ તો ઇશ્વરનું રાજ્ય ફેલાયેલું છે, તેમાંથી હું બહાર નીકળુંજ કેવી રીતે ?" ઇબ્રાહિમે કહ્યું: "ઇશ્વરના રાજ્યમાં રહેવું અને તેની વિરુદ્ધ આચરણ કરવું એ કાંઇ સારું કહેવાય ? જો તમારે પાપ કરવુંજ હોય તો જ્યાં તમને કોઇ જુએ નહિ એવે ઠેકાણે જઇને કરો." પેલા માણસે કહ્યું: "એ પણ કેવી રીતે બને ? કારણ કે ઇશ્વર તો સર્વસાક્ષી અને સૂક્ષ્મદર્શી છે." ઇબ્રાહિમે કહ્યું: ત્યારે હવે તમેજ વિચાર કરો ને કે ઇશ્વરની આપેલી આજીવિકા ખાવી, તેના રાજ્યમાં રહેવું અને તેના દેખતાં તેની વિરુદ્ધ આચરણ કરવું એ કેવું કહેવાય ? વારુ, તમે એક કામ કરો. જ્યારે તમારું મોત તમારી સામે આવીને ઊભું રહે, ત્યારે તમારે તેને એવું કહેવું કે તું જરાવાર થોભી જા, મને મારાં પાપને માટે પશ્ચાત્તાપ કરી લેવા

જેટલો થોડો સમય આપ." પેલાએ કહ્યું: "પણ મોત મારી વાત માને ત્યારે ને ?" ઇબ્રાહિમે કહ્યું: "જો તમે તમારા મોતને અટકાવી શકતા ન હો તો તમારે માટે બહેતર તો એજ છે કે, મોત આવી પહોંચે તે પહેલાંજ પશ્ચાત્તાપ કરી લઈને તેને સારુ તૈયાર થઇ જાઓ. અબઘડીજ કરો." પેલા માણસે કહ્યું: "પણ મારાથી પશ્ચાત્તાપ થઇ શકતોજ નથી." ત્યારે ઇબ્રાહિમે તેને કહ્યું: "બહુ સારું, ત્યારે એક કામ કરી રાખો. જે ઘડીએ તમારાં પાપ–પુણ્ય નો ન્યાય થશે, ત્યારે ન્યાયાધીશ તમને જે સવાલ પૂછશે તેનો શો જવાબ આપવો, તે પણ આજથી વિચાર કરીને તૈયાર કરી રાખો. જ્યારે તે હુકમ કરશે કે બધા પાપીઓને દોજખમાં લઇ જાઓ ત્યારે તમે તેને કહેજો કે, ના, હું તો નથી જવાનો." પેલે કહ્યું: "મારું કાંઇ ચાલવાનું હતું? હું ના, ના કહેતો રહીશ અને તેઓ મને બળજબરીથી ઘસડી જશે." ઇબ્રાહિમે કહ્યું: "ત્યારે સો વાતની એક વાત, પાપ કરવાનુંજ છોડી દો." પેલો માણસ હવે બોલ્યો: "આપે મને જે કહ્યું તેજ પૂરતું છે." તે ઘડીએ તેના અંતઃકરણમાં ખરેખરા પશ્ચાત્તાપનો ઉદય થયો અને પછી તેણે જીવતાં સુધી પાપ તરફ પગ મૂક્યોજ નહિ.

કોઇએ ઇબ્રાહિમને પૂછ્યું: "તમે કોઇ સ્ત્રીની સાથે લગ્ન શા સારુ નથી કરતા?" તેમણે કહ્યું: "જેની પાસે ખાવાને અન્ન નથી અને પહેરવાને વસ્ત્ર નથી, તેને વળી કઈ સ્ત્રી પોતાના પતિ તરીકે પસંદ કરવાની હતી? મારું જો ચાલતું હોય તો હું મારી જાતનોજ પરિત્યાગ કરી દઉં; એવી સ્થિતિમાં વળી એક બાયડીનો ભાર મારી કેડે વીંટાળવો અને તેને મારા ઉપર હુકમ કરવાને સારુ આણવી એ મારાથી બનેજ કેવી રીતે?" તેમને કોઇએ પૂછ્યું કે, "અમે પરમેશ્વરને બોલાવીએ છીએ તો ખરા, પણ તે સાંભળતો નથી તેનું કારણ શું હશે?" તે બોલ્યા: "તમે ઈશ્વરને જાણો છો, પણ તેની સાધના નથી કરતા; તમે પયગંબરને ઓળખો છો, પણ તેમણે પ્રબોધેલા વિધાન મુજબ વર્તન નથી કરતા; ઈશ્વરનું આપેલું ખાઓ છો, પણ તેના તરફ કૃતજ્ઞતા નથી કરતા; ઈશ્વરના અનુગત સેવકોને માટે સ્વર્ગનું દ્વાર ખુલ્લું છે તે તમે જાણો છો, પણ તેની તમે શોધ નથી કરતા; પાપીઓને સારુ અગ્નિમય નરક તૈયાર છે તે તમે જાણો છો, પણ તમે તેનાથી દૂર ભાગી જતા નથી. તમે જાણો છો કે શયતાન તમારો શત્રુ છે,

પણ તમે તેની સાથે શત્રુતા કરવાને બદલે ઊલટા તેની સાથે ભાઇબંધી કરવા મંડી જાઓ છો; તમે જાણો છો કે મૃત્યુ નિશ્ચિત છે, પણ તમે તેને સારુ તૈયારી કરતા નથી. તમે તમારાં માતા-પિતાને અને પેટનાં છોકરાંને પણ કબરમાં દફનાવી આવો છો, પણ તે છતાં તમે તેમાંથી બોધ લેતા નથી. તમે પોતાનાં પાપને જરા પણ છોડી દેતા નથી અને બીજાના દોષની તપાસ કરવા તરફ પુષ્કળ લક્ષ આપો છો; તમેજ કહોને, આવા લોકોની પ્રાર્થના ઈશ્વર કેવી રીતે સાંભળે ?"

## ઉપદેશવચન

૧. તમે માણસને પડતો મૂકીને તમારા પોતાના ઈશ્વરનેજ યાદ કરો.

૨. જેને બાંધી રાખો છો તેને મુક્ત કરો અને જે મુક્ત છે તેને બાંધી રાખો. અર્થાત્ તમે તમારી તિજોરી બંધ કરી રાખી છે, તેને ખુલ્લી કરી દો અને છૂટે હાથે દાન કરો અને તમારી જીભ જેને તમે જૂઠું બોલવાને સારુ છૂટી મૂકી રાખી છે,તેને તમે બાંધી દો.

૩. જિંદગીની યાત્રા કરવાને મેં ચાર વાહન તૈયાર રાખ્યાં છે; જ્યારે અમુક પ્રકારની સંપત્તિ મને આવી મળે છે, ત્યારે હું કૃતજ્ઞતારૂપી વાહનની ઉપર ચડીને આગળ ચાલ્યો જાઉં છું; ઈશ્વરનું પૂજનઅર્ચન કરતી વખતે હું પ્રેમના વાહન ઉપર સવાર થઇ જાઉં છું; જ્યારે મારા ઉપર કોઇ વિપત્તિ આવી પડે છે ત્યારે હું સહિષ્ણુતારૂપી વાહનની ઉપર બેસીને જાઉં છું; અને જ્યારે મારે હાથે કોઇ પાપ થઇ જાય છે, ત્યારે હું પશ્ચાત્તાપરૂપી વાહનની ઉપર સવારી કરું છું.





# ११–महातपस्वी अहमद हर्ब

સાધુ અહમદ હર્બ એક મહાન સાધક, સંસારથી વિરક્ત અને પરમ જ્ઞાની તપસ્વી હતા. તે વધારે વખત નેશાપુરમાં રહેતા હતા. મહર્ષિ ઇયોહાએ પોતાના શિષ્યમંડળને એવી આજ્ઞા કરી હતી કે, "મારી મૃત્યુની ઘડી આવી પહોંચે ત્યારે મારું મસ્તક મહર્ષિ અહમદ હર્બના ચરણની ઉપર મૂકી દેજો." નેશાપુરમાં બે અહમદ રહેતા હતા, એક અહમદ સંન્યાસી અને બીજો એક અહમદ વેપારી. પહેલા અહમદ પરમ ધાર્મિક હતા, ત્યારે બીજો અહમદ ઘોર સંસારાસક્ત પુરુષ હતો. અહમદ હર્બ નામજપ કરવામાં એવા એકાગ્રચિત્ત થઇ જતા કે, તેમને ઘણી વાર બાહ્યજ્ઞાન રહેતું નહિ. એક વાર હજામ તેમની હજામત કરતો હતો અને અહમદ સાહેબ 'અલ્લા અલ્લા' એવો જપ કર્યે જતા હતા અને તેથી તેમના હોઠ હાલ્યા કરતા હતા. હજામે કહ્યું: "ઘડીવાર તો રહી જાઓ, હું તમારી મૂછ કાતરું તેટલી વાર તો રહી જાઓ." પણ અહમદે કહ્યું: "હું મારું કામ કરું અને તું તારું કામ કર્યે જા. તું મારી મૂછ કાતરે એટલી વાર મારાથી મારું કામ બંધ રાખવાનું નહિ બને." હવે તેઓ અલ્લાનું નામ જપે એટલે તેમના હોઠ તો હાલતા બંધ થાય નહિ. હજામથી તેમની મૂછ કાતરતાં કાતરતાં કેટલીએ જગ્યાએ તેમના હોઠ કપાઇ ગયા.

એક વાર કોઈ મિત્રે તેમને કાગળ લખ્યો હતો. તેનો જવાબ લખવાનો અહમદ ઘણી વાર વિચાર કરતા, પણ તેમને તેટલો અવકાશ મળતો નહિ અને જવાબ લખાતો નહિ. ઘણા દિવસ પછી પોતે જ્યારે નમાજ પઢવાને સારુ ઊભા થયા, ત્યારે તેમને પેલો કાગળ યાદ આવ્યો. તેમણે એક શિષ્યને કહ્યું: "તું જ એનો જવાબ લખી નાખ. એવું લખજે કે હવેથી તમારે મને કાગળ–બાગળ લખવો નહિ; કેમકે મને તેનો જવાબ લખવાની ફુરસદ

મળતી નથી. તમે ઈશ્વરમાંજ નિમગ્ન રહેજો. મારી સલામ."

× × × ×

પેલો બીજો અહમદ જે વેપારી હતો તે પૈસાનો અતિશય લોભી હતો. તેણે એક દહાડો પોતાના ઘરની રસોઇયણને કહ્યું: "તું જલદી જલદી મારે સારુ રસોઇ તૈયાર કરીને અહીં લઇ આવ." આવું કહીને તે હાથમાં નામાનો ચોપડો લઇને લેણદેણનો હિસાબ કરવા બેઠો. રસોઇયણ રાંધીને થાળી પીરસીને તેની આગળ લાવી, ત્યારે શેઠસાહેબ નામું લખવામાં એવા તન્મય થઇ ગયા હતા કે પેલીએ કેટલીએ વાર કહ્યું કે, "ખાવાનું લાવી છું" પણ શેઠ સાંભળે શાના? તે તો રૂપિયાના હિસાબમાં તદ્દન એકાગ્રચિત્ત બની ગયા હતા. રસોઇયણ થાકીને થાળી પાછી લઇ ગઇ. થોડી વાર પછી જ્યારે અહમદનું ચિત્ત હિસાબમાંથી નિવૃત્ત થયું ત્યારે તેને ખાવાનું સાંભર્યું. તેણે રસોઇયણને બીજી વાર ખાવાનું લાવવાની આજ્ઞા કરી અને પાછો નામાનો ચોપડો હાથમાં લીધો. રસોઇયણ ખાવાનું લઇને આવી તે પહેલાં તો તે હિસાબમાં પહેલાંની જેમજ તન્મય થઈ ગયા. તેને કામમાં પરોવાઇ ગયેલા જોઇને રસોઇયણ પાછી ચાલી ગઈ. ત્રીજી વાર પણ આવું ને આવુંજ થયું. ચોથી વાર જ્યારે તે ખાવાનું લઇને આવી ત્યારે પણ તેણે શેઠને હિસાબમાં તદ્દન તન્મય થઇ ગયેલા દીઠા, તેથી તે આ વખતે થોડુંક અન્ન તેમને મોઢે લગાડીને ચાલી ગઇ. અહમદનું મન જ્યારે હિસાબમાંથી પાછું વળ્યું, ત્યારે પોતાના હોઠની સાથે ચોટેલા અન્નના દાણા તેમના જોવામાં આવ્યા. તે ઉપરથી તે એવું સમજ્યા કે મેં ખાઇ લીધું હશે પણ મોઢું ધોવાનું ભૂલી ગયો છું. તેમણે રસોઇયણને કહ્યું કે, "કોગળા કરવાનું પાણી લઈ આવ." તે પાણી લઇ આવી એટલે મોઢું ધોઇને કોગળા કરીને પાછા તે તો પોતાના હિસાબના કામમાં પરોવાઇ ગયા.×

એક વાર નેશાપુરના કેટલાક સદ્ગૃહસ્થો મહર્ષિ અહમદને ઘેર આવી પહોંચ્યા. મહર્ષિ અહમદને એક અત્યંત ભયંકર નાસ્તિક અને ધર્મદ્રોહી છોકરો હતો. આ વખતે તે ખૂબ દારૂ પીને નશામાં ચકચૂર થઇને, હાથમાં રવાબ નામનું વાજિંત્ર લઇને ઘર-

---

× એક ભક્તકવિ કહે છે કે:—

જૈસી પ્રીત હરામમેં, ઐસી હરિમેં હોય;
ચલા જાય વૈકુંઠમેં, પલ્લા ન પકડે કોય. —સંપાદક

માંથી બહાર નીકળ્યો અને પેલા સદ્‌ગૃહસ્થો જ્યાં બેઠા હતા તેમની બાજુએ થઇને ચાલ્યો ગયો, પણ તેમના ભણી તેણે નજર પણ કરી નહિ. તે છોકરાનું આવું વર્તન જોઇને પરોણાઓના મનને ઘણું ખોટું લાગ્યું. તેમના મનનો ભાવ અહમદ સમજી ગયા, તેથી તેમણે તેમને સંબોધીને કહ્યું: " એક વાર રાત્રે મને કોઇ કશુંક ખાવાનું આપી ગયું, તે મેં ખાઈ લીધું. પછી મને તપાસ કરતાં ખબર પડી કે, જે ચીજ મેં ખાધી તે તો રાજાના ભંડારમાંથી આવી હતી. એજ રાત્રે આ છોકરાએ તેની માના ગર્ભમાં પ્રવેશ કર્યો હતો. રાજાની પાપની દોલતથી ખરીદેલી વસ્તુ ખાઇને મેં તે પુત્રને ઉત્પન્ન કર્યો, તેથી કરીને તે આવો કુપાત્ર નીવડયો છે. તેના વતી હું આપની સૌની માફી માગું છું."

મહર્ષિ અહમદનો બહેરામ નામનો એક પાડોશી અગ્નિ-પૂજક હતો. તેણે ઘણોજ કીમતી માલ દેશાવર વેચવાને સારુ ઊંટની ઉપર ચડાવીને મોકલાવ્યો હતો, તેને રસ્તામાં લૂંટારાઓએ લૂંટી લીધો. આ સમાચાર સાંભળીને ઋષિ અહમદ પોતાના કુટુંબીઓ, મિત્રો વગેરેની સાથે બહેરામને ઘેર ગયા. તેણે સૌને સારુ ભોજન તૈયાર કરાવવાની તજવીજ કરવા માંડી. તે વરસે દુષ્કાળ પડ્યો હતો. બહેરામ એવું સમજ્યો હતો કે, મહર્ષિ અને તેમનાં સગાંવહાલાં દુષ્કાળથી પીડાઇને મારે ઘેર જમવાને માટે આવ્યાં હશે. અહમદે તેને કહ્યું: " તમે કશી ખટપટ કરશો નહિ. હું તમારે ઘેર જમવાને સારુ આવ્યો નથી. મેં એવું સાંભળ્યું કે તમારું ધન લૂંટાઇ ગયું, તેથી હું તમારી ખબર પૂછવા અને તમને દિલાસો દેવા આવ્યો છું." બહેરામ બોલ્યો: " હા, મારો માલ લૂંટાઇ ગયો એ વાત ખરી છે; તોપણ હજી મારે ઈશ્વરને ત્રણ બાબતો ને માટે ધન્યવાદ દેવા જેવું છે. (૧) બીજાઓ ભલે મારું ધન લૂંટી ગયા, પણ મેં કોઇનું ધન લૂંટયું નથી. (૨) લૂંટારાઓ મારી અડધી મિલકત લૂંટી ગયા છે અને અડધી મારી પાસે બચી છે. (૩) મારું સાંસારિક ધન ભલે લૂંટાઇ ગયું પણ મારું ધર્મનું ધન તો મારી પાસે સલામત છે." બહેરામનો આવો ઉત્તર સાંભળીને ઋષિને ઘણોજ આનંદ થયો. તેમણે પોતાના મિત્રોને કહ્યું કે, " સાંભળો, એમના ઉત્તરમાં એમના ધર્માનુરાગની કેવી સુગંધ આવે છે ?"

× × × × × ×

મહર્ષિ અહમદ રાત્રે નિદ્રા લેતા ન હતા. એક વાર તેમના કોઇ મિત્રે તેમને પૂછ્યું કે, "એકાદ રાત નિદ્રા લો તો તેમાં શું નુકસાન થઈ જવાનું હતું?" તેમણે કહ્યું કે, "જે માણસના મસ્તક આગળ સ્વર્ગ તેની સંપૂર્ણ શોભામાં આવીને ઊભું રહ્યું છે અનેજેના પગ તરફ નરકનો અગ્નિ ભડભડે છે, હવે આ સ્વર્ગ અને આ નરક એ બેમાંથી મારે કયાં જવાનું થશે, તેનો જેના મનને સંદેહ છે, તેને ઊંઘ આવી શકેજ શી રીતે?"

## ઉપદેશવચન

૧. અમુક માણસો મારા પ્રતિ દુશ્મની રાખે છે અથવા મારી પૂંઠ પાછળ મારી નિંદા કરે છે, એવું જો હું જાણું તો તેમને હું સોનારૂપાની ભેટ ચડાવવા તૈયાર છું; કારણ કે હું જાણું છું કે તેઓ જે કાંઈ કરે છે, તે મારા કલ્યાણને સારુજ કરે છે અને એટલા માટે મારા ધનનો ઉપયોગ કરવાનો તેમને હક છે.*

૨. તમારાથી જેટલો રખાય તેટલો ઈશ્વરનો ભય રાખજો અનેજેટલું થાય તેટલું તેનું ભજન કરજો. સંસારે તમારી આગળ થઇ ગયેલા લોકોને જેવો દગો દીધો છે, તેવો તમને પણ ન દે અને તમને વિપત્તિમાં ફસાવી ન દે તેને સારુ સાવચેત રહેજો.



* આ અતિશયોક્તિની વાત નથી પણ સાવ સાચી વાત છે.
—સંપાદક



# १२–महातपस्विनी रबेया

મહાતપસ્વિની રબેયા ઈશ્વરપ્રેમના અંતઃપુરમાં વૈરાગ્યના પડદાની પાછળ રહેતી હતી. તે ઈશ્વરમાં પરમશ્રદ્ધાળુ અને ઈશ્વરાનુરાગિણી સાધ્વી હતી. કોઇ કહેશે કે, પુરુષોની વચમાં એક સ્રીને સ્થાન આપવાની શી જરૂર હતી? તેનો જવાબ અમે મહાત્મા મહમ્મદના શબ્દોમાં દઈશું કે, "ઈશ્વર તમારી બાહ્ય આકૃતિને લક્ષમાં લેતોજ નથી. તે તો તમારા મનમાં શું શું થઇ રહ્યું છે, તેનેજ જુએ છે." શરીરની આકૃતિનું કશું મહત્ત્વ નથી, ધર્મનિષ્ઠા એજ સાર વસ્તુ છે. પયગંબર મહમ્મદ કહે છે કે, "મનુષ્ય તેના પોતાના મનની ભલી અથવા ભૂંડી અવસ્થાઓને અનુસરીને પારલૌકિક શુભાશુભ ફળ ભોગવશે." પયગંબરની ધર્મપત્ની આયેશાની પાસેથી ધર્મની શિક્ષા ગ્રહણ કરવામાં જો કશી હરકત ન હોય, તો તેમના ઘરની એક દાસી જો તે ધર્મનો ઉપદેશ દેવાને યોગ્ય હોય, તો તેની પાસેથી પણ શિક્ષા લેવાને શી હરકત છે? ધર્મની સાધનાને રસ્તે કોઇ પણ અબળા આત્મબળનો પરિચય કરાવે, તો તેને અબળા કહેવી એ વાજબી નથી. મહર્ષિ હુસેન બસરાઈ જ્યારે ધર્મવિષયક પ્રવચન કરવા બેસતા, ત્યારે રબેયા જ્યાંસુધી ત્યાં આવીને બેસે નહિ ત્યાંસુધી તે પ્રવચનની શરૂઆતજ કરતા ન હતા. તો પછી તપસ્વીઓની કથામાળામાં એક તપસ્વિનીને સ્થાન આપવામાં અમે કશું અયોગ્ય કરતા નથી. સત્ય હકીકત એ છે કે, ઈશ્વરની સાથે જેમણે પોતાના આત્માનો યોગ કરી દીધો છે, તેવી વ્યક્તિઓના સંબંધમાં આ સ્રી છે અને આ પુરુષ છે એવા પૃથક્ વિચારને સ્થાનજ હોઇ શકે નહિ. એવો યોગ કરનાર પુરુષ હોય કે સ્રી હોય તેમાં કશો ફેર પડતો નથી. રબેયાની યોગ્યતા તો એટલી ઊંચા પ્રકારની હતી કે, તેના જમાનામાં તેની ધાર્મિકતાની સાથે બરાબરી કરી શકે એવી બીજી વ્યક્તિ આખી મુસલમાની આલમમાં તો હતીજ નહિ. તે પોતાના યુગના મહાત્માઓમાં સૌથી અગ્રસ્થાને બિરાજે છે.

રબેયાનો જન્મ તુર્કી રાજ્યમાં આવેલા બસરા શહેરના એક નિર્ધન માણસના ઘરમાં થયો હતો. અરબી ભાષામાં 'રાબા' શબ્દનો અર્થ ચોથી એવો થાય છે. તે પોતાના નિર્ધન પિતાની ચોથી દીકરી હતી. તે ઉપરથી તેનું નામ 'રબેયા' પડ્યું હતું. રબેયાએ યૌવનમાં પ્રવેશ કર્યો, તેવામાં તેનાં માતાપિતા બેઉ પરલોકવાસી થઇ ગયાં. તેમના મરણ પછી થોડાજ વખતમાં બસરામાં ભારે દુષ્કાળ પડ્યો. તે વખતે રબેયા પોતાની બહેનોથી વિખૂટી પડી ગઇ. કોઇ દુષ્ટ માણસે તેની નિઃસહાય અવસ્થાનો લાભ લઇને તેને થોડાક પૈસાને સાટે કોઇ ધનવાન માણસને ઘેર દાસી અથવા ગુલામડી તરીકે વેચી દીધી. તેણે રબેયાને પોતાની દાસી તરીકે ખરીદી લીધા પછી તેની પાસે પોતાની સેવા કરાવવાનું કામ લેવા માંડ્યું. તે માણસ અતિશય ક્રૂર પ્રકૃતિનો હતો. તે રબેયાની પાસે તેના ગજા ઉપરાંતનું વેતરું કરાવતો અને તે ગમે તેટલો પ્રયત્ન કરતી તોપણ તેના માથાનું બધું કામ તો તે કદી પૂરું કરી શકતીજ નહિ. આથી કરીને ઘણી વાર તેનો માલિક તેને બાંધી રાખતો. આટલું બધું દુઃખ અને અપમાન જ્યારે તેનાથી સહન ન થયું, ત્યારે એક વાર તે પોતાના માલિકના ઘરમાંથી નાસી છૂટી.તે ગાભરી ગાભરી ઊભે શ્વાસે નાસતાં નાસતાં પડી ગઈ અને તેનો એક હાથ ભાંગી ગયો. તે વખતે નાના પ્રકારનાં દુઃખ, કલેશ અને મુસીબતોથી ઘેરાઇ જઇને તેની આંખે ચારે તરફ અંધકાર દેખાવા લાગ્યો. આવી ઘોર વિપત્તિની અવસ્થામાં તેણે જમીન ઉપર માથું અડકાડીને ઈશ્વરને પોકાર કરવા માંડ્યો કે, "હે પરમેશ્વર! હું માબાપ વિનાની અનાથ, દુઃખી, ગુલામ થઇ ચૂકી છું, મારો એક હાથ ભાગી ગયો છે. એ બધું જેમ થવાનું હો તેમ થાઓ, તેનો મને કશો શોક નથી; પણ હું તો તમારી પ્રસન્નતાનીજ ભૂખી છું. હે પ્રભુ! બોલો, તમે મારા ઉપર પ્રસન્ન છો કે નહિ?" તેના ઉત્તરમાં રબેયાને કાને આકાશવાણી અથડાઇ કે, "પુત્રી! શોક કરીશ નહિ. થોડા વખતમાં તારો મહિમા ઘણો વધી જશે અને ફિરસ્તાઓ તારો આદર કરશે." આથી સાંત્વન પામીને રબેયા પોતાના માલિકને ઘેર પાછી ગઇ. તે દિવસથી તે દહાડે પોતાના માલિકનું કામકાજ કરતી અને રાત્રે કુરાનના મંત્રોનો પાઠ કરતી અને ઉપાસના કરવામાં રાતોની રાતો કાઢી નાખતી.

આ પ્રમાણે થોડો વખત વીત્યા પછી એક વાર રબેયાનો મા-

લિક રાતને વખતે જાગી ઊઠચો અને રબેયા રાત્રે એકલી એકલી શું બોલે છે, તે કાન દઇને સાંભળવા લાગ્યો. રબેયા તે વખતે ઘૂંટણિયે પડીને પ્રાર્થના કરી રહી હતી. તે કહેતી હતી કે, "હે પરમાત્મન્! તમે જાણો છો કે તમારી આજ્ઞાઓનું પાલન કરવું એજ મારા મનની મોટામાં મોટી અભિલાષા છે. તમારા મંદિરમાં આવીને તમારી સેવા કરવી એ મને મારા પ્રાણના કરતાં પણ વિશેષ પ્યારું છે. મારું ચાલતું હોત તો હું એક ક્ષણવારને માટે તમારી સેવાથી અળગી થાત નહિ. પણ હું શું કરું? તમેજ મને પારકાને અધીન એવી એક દાસી બનાવી રાખી છે, આથી કરીને તમારી સેવામાં હાજર થતાં મને મોડું થાય છે." આ પ્રમાણે રબેયા અતિ દીનભાવે પોતાના મનની વાત ઇશ્વરને નિવેદન કર્યે જતી હતી. તેના માલિકે તે સાંભળ્યા પછી પથારીમાંથી ઊઠીને જોયું તો રબેયાના મુખ ઉપર એક દિવ્ય જ્યોતિ ઝગમગતી હતી અને તેના પ્રકાશથી તે ઓરડામાં અજવાળું અજવાળું થઇ ગયું હતું. આ અલૌકિક ઘટના જોઇને તે તો એકદમ આભોજ બની ગયો અને એકાંતમાં બેસીને પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો. તેણે આખરે નિશ્ચય કર્યો કે, આવી પૂજનીય સ્ત્રીની પાસે પોતાની સેવા કરાવવી એ તો કોઇ પણ રીતે યોગ્ય કહેવાયજ નહિ, આથી ઊલટું મારેજ તેની સેવા કરવી જોઇએ. આવો ઠરાવ કરીને બીજેજ દહાડે તેણે રબેયાને પોતાની દાસી તરીકેના બંધનમાંથી મુક્ત કરી દીધી અને તેના પ્રતિ ખૂબ શ્રદ્ધાભક્તિ દર્શાવીને કહ્યું: "જો તમારે મારા ઘરમાં રહેવાની ઇચ્છા હોય તો હુંજ તમારો દાસ થઇને તમારી સેવા કરવા ખુશી છું." પછી રબેયાએ પોતાના માલિકની રજા લઇને તેનું ઘર છોડચું અને ત્યારથી તેણે પોતાનું બાકીનું જીવન કઠોર તપશ્ચર્યા કરવામાંજ નિયુક્ત કરી દીધું.

કુરાનનું વાચન અને ઉપાસના એ બે કામમાંથી તેને રાતદહાડો એક પળ વારનો નિશ્ચય લેવા જેટલો પણ અવકાશ મળતો ન હતો. તે કોઇ કોઇ વાર મહર્ષિ હુસેન બસરાઇની સભામાં જતી અને તેમની સાથે ધર્મચર્ચામાં ભાગ લેતી. અમુક વખત સુધી તેણે નિર્જન અરણ્યમાં રહીને યોગાભ્યાસ કર્યો. ત્યાર પછી તે એક મસ્જિદમાં આવીને રહી. થોડી વાર ત્યાં રહીને તેણે ધર્મસાધના કરી અને ત્યાર પછી મક્કા ચાલી ગઇ. તેણે પોતાનું બાકીનું જીવન મક્કામાં વ્યતીત કર્યું. મક્કામાં તેને ઇબ્રાહિમ આદમની સાથે

પરિચય થયો અને તેમની સાથે પણ તે ધર્મની આલોચના કરતી. તેણે આજીવન કૌમારવ્રત ધારણ કરીને પોતાનું આખું જીવન ઈશ્વરની સેવાને અર્થેજ અર્પણ કરી દીધું. તે લગભગ બારસો વર્ષ પૂર્વે થઇ ગઇ છે.

રબેયાએ પોતાની સાધનાના બળથી એટલું ઉન્નત ધર્મજીવન પ્રાપ્ત કર્યું હતું અને સ્વર્ગીય પ્રેમની પવિત્રતા તેણે એટલા પ્રમાણુમાં પ્રાપ્ત કરી લીધી હતી કે, તેનું નામ સાંભળતાંજ સૌ પોતાનાં મસ્તક નમાવતાં અને તેનું દર્શન કરવાને તથા તેના મોઢાનાં ઉપદેશવચન સાંભળવાને સારુ તેની પાસે દેશવિદેશના પુષ્કળ લોકો ચાલ્યા આવતા. તેઓ બધાજ તેના જીવનનો પ્રભાવ જોઇને તથા તેના મુખમાંથી નીકળતાં આત્મદીપ્તિથી તેજોમય બની ગયેલાં વચનો સાંભળીને ચકિત થઇ જતા. મહર્ષિ હુસેન તેને વિષે કહે છે કે, “રબેયાને કોઇ પ્રકારની કેળવણી મળી ન હતી અને તેણે કોઇનો ઉપદેશ સાંભળ્યો ન હતો, તે છતાં કોઇ પણ માણસની તેમજ બાહ્ય સાધનની મદદ લીધા વિના તેણે પોતાના અંતરમાં અલૌકિકરૂપે ધર્મની પ્રાપ્તિ કરી લીધી હતી.”

રબેયાના ઉપર મહર્ષિ હુસેનની ગાઢ શ્રદ્ધા હતી. હુસેન સાહેબ દર અઠવાડિયે એક વાર ધર્મોપદેશ દેતા હતા. એક દહાડો તેમણે પોતાની સભામાં રબેયાને ન દીઠી, તેથી તે દહાડે તે ચૂપ બેસી રહ્યા. કોઇએ તેમને પૂછ્યું: “આટલા બધા જ્ઞાની અને અગ્રગણ્ય પુરુષો તો તમારો ઉપદેશ સાંભળવાને બેઠા છે, તેમાં એક ડોશી હોય તોએ શું અને ન હોય તોએ શું?” હુસેનસાહેબ બોલ્યા: “હાથીના પેટમાં સમાઇ જાય એટલો બધો શરબત મેં તૈયાર કરી રાખ્યો છે, તેને સેંકડો કીડીઓ ભેગી થઇને પણ શી રીતે પી શકવાની હતી અને હું તેમને પાઉં પણ કેવી રીતે?” વ્યાખ્યાન કરતાં કરતાં જ્યારે હુસેન સાહેબ ખૂબ ઉત્સાહના આવેશથી ગરમ થઇ જતા, ત્યારે તે રબેયાના ભણી જોઇને કહેતા: “આ ગરમી તમારા હૃદયમાં રહેલા તેજની ગરમી છે.”

એક દહાડો હુસેનસાહેબે રબેયાને પૂછ્યું: “તમને પરણવાની ઇચ્છા થાય છે ખરી?” રબેયા બોલી: “વિવાહના શારીરિક સંબંધને સારુ મારી પાસે મારું શરીરજ ક્યાં છે? મારું શરીર તો મેં ક્યારનુંએ ઇશ્વરને અર્પણ કરી દીધું છે, તે એક ઇશ્વરની આજ્ઞાને

આધીન છે અને તેની એકલાનીજ સેવામાં રત રહે છે.” *

એક વાર હુસેનસાહેબે રબેયાને પૂછ્યું: “તમે આટલી બધી ઊંચી અવસ્થા કેવી રીતે પ્રાપ્ત કરી?” તે બોલી: “મારી પાસે જે કાંઈ હતું તે બધુંજ ગુમાવીને મેં આ અવસ્થા મેળવી છે.” હુસેને પૂછ્યું: “તમે ઈશ્વરને કેવે રૂપે ઓળખો છો?” રબેયા બોલી: “હુસેન મિયાં! તમે ઈશ્વરને આવે રૂપે અને તેવે રૂપે જાણો છો, તેમાંનું હું કશું જાણતી નથી. હું તો અરૂપ જાણું છું.”

વળી એક પ્રસંગે હુસેનસાહેબે રબેયાને કહ્યું: “પરલોકમાં ગયા પછી જો હું ઈશ્વરના સંપર્કથી એક પળવાર પણ વિખૂટી પડી જઇશ તો હું એવી રડારોળ મચાવી મૂકીશ કે તે જોઇને સ્વર્ગમાં રહેનારા ઋષિમુનિઓને મારા ઉપર દયા આવ્યા વિના નહિ રહે.” રબેયા બોલી: “એ તો તમે ઘણું સારું કહ્યું, પરંતુ આ લોકમાં પણ ઈશ્વરના સંબંધમાં જરા જેટલી પણ શિથિલતા આવી જતાં અત્યંત દુઃખ થવું જોઇએ અને આત્મા શોકવિહ્વલ બનીને અધીર બની જવો જોઇએ. આવું જો થાય અને આ લોકમાં પણ આપણે ઈશ્વરના વિયોગથી આક્રંદ કરીએ, તો તે ઉપરથી આપણે પરલોકમાં શું કરીશું તેનો કાંઇક ખ્યાલ આવી શકે. એ સિવાય તો આપણે પરલોકમાં ઈશ્વરને માટે આક્રંદ કરીશું તેનો બીજો કશો પુરાવો નથી.”

એક વાર વસંતઋતુમાં તપસ્વિની રબેયા કોઇ કુટિમાં સ્થિરભાવે બેસીને ધ્યાન કરતી હતી, તે વખતે તેમની એક સેવિકાએ કહ્યું: “માતાજી! જરા બહાર આવીને જુઓ તો ખરાં, સૃષ્ટિની શોભા શી પૂરબહારમાં ખીલી રહી છે!” રબેયા બોલી: “તું જરા અંદર આવીને તેના સ્રષ્ટાની શોભા તો જો!”

કોઇએ રબેયાને પૂછ્યું: “તમે ઈશ્વરનું પૂજન કરો છો, તે શું તમે તેને જુઓ છો?” રબેયા બોલી: “ભલા માણસ! હું તેને જોતી ન હોઉં તો તેનું પૂજન મારાથી થાય કેવી રીતે?”

કોઇએ રબેયાને પૂછ્યું: “શયતાનને તો તમે તમારા દુશ્મન

* રબેયાનું જીવનચરિત્ર વાંચતાં મને તેની લીટીએ લીટીએ મીરાં યાદ આવ્યા વિના નથી રહેતી. એજ તન્મયતા અને એજ આત્મોત્સોર્ગની મસ્તીમાં આવીને મીરાં કહે છે: “મેરા તો ગિરિધર ગોપાલ, દૂસરા ન કોઈ.” —ક્ષેવાનંદ

તરીકેજ ઓળખો છો ને?" રબેયા બોલીઃ "હું તો ઈશ્વરના પ્રેમને એવી વશ થઇ ગઇ છું કે, મારે શયતાનની સાથે શત્રુતા કરવાની કે તેની સાથે લડવાની જરૂરજ પડતી નથી."

એક વાર કેટલાક લોકો રબેયાને મળવા આવ્યા હતા, તેમાંના એક જણને તેમણે પૂછ્યું: "તમે પરમેશ્વરનું પૂજનઅર્ચન કરો છો, તે શા હેતુથી કરો છો?" તે બોલ્યો: "નરકનાં દુઃખ અતિ ભયાનક છે, તે દુઃખના ભયથી છુટકારો પામવાને સારુ હું ઈશ્વરની પૂજા કરું છું." બીજા એક જણને તેમણે એનો એજ સવાલ પૂછ્યો, ત્યારે તેણે કહ્યું: "સ્વર્ગ અતિ રમણીય સ્થાન છે, ત્યાંનું સુખ અપાર છે, ત્યાં જઇને તે સુખ ભોગવવાની ઇચ્છાથી હું ઈશ્વરની આરાધના કરું છું." રબેયાએ તેમને કહ્યું: "અધમ સેવકોજ પોતાના માલિકના ભયથી અથવા લોભને વશ થઇને તેની સેવા કરે છે. વારુ, કહો જોઇએ, જો નરક અને સ્વર્ગ ધારો કે હોયજ નહિ, ત્યારે તો તમે ઈશ્વરનું પૂજન નજ કરો ને? ખરું જોતાં ઈશ્વરની ભક્તિ નિષ્કામ અર્થાત્ કશી પણ મતલબ સિદ્ધ કરવાને સારુ નહિ, પણ એમ ને એમ સ્વાભાવિક રીતેજ કરવી જોઇએ."

એક જણ માથે પાટો બાંધીને બેઠો હતો, તેને રબેયાએ પૂછ્યું: "તમે તમારે માથે પાટો શા સારુ બાંધી રાખ્યો છે?" તે બોલ્યો: "માથું દુઃખે છે તેથી." રબેયાએ તેને પૂછ્યું: "તમારી ઉંમર કેટલાં વરસની થઇ?" તે બોલ્યો: "ત્રીસ વરસની." રબેયાએ તેને પૂછ્યું: "તમે આટલાં બધાં વરસ સાજા રહ્યા કે માંદા?" તેણે કહ્યું: "હું તો હમેશાં સાજોજ રહ્યો હતો." ત્યારે રબેયાએ તેને કહ્યું: "તમને ઈશ્વરે ત્રીસ વરસ સુધી સાજા રાખ્યા તેની કૃતજ્ઞતાસૂચક કોઈ ચિહ્નન તો તમે તમારા માથા ઉપર ધારણ કર્યું નહિ અને હવે એક દહાડો જરાક શરીરને કાંઈક થયું એટલે દુઃખનું ચિહ્નન તરતજ તમે માથા ઉપર ધારણ કરી દીધું!"

રબેયાના અંગ ઉપરનાં ફાટચાંતૂટ્યાં વસ્ત્ર જોઇને કોઇ પ્રતિષ્ઠિત સજ્જને તેમને કહ્યું: "હે તપસ્વિનિ! જો તમે એક ઇશારોજ કરો તો તમારી તમામ તંગીઓનું નિવારણ કરવાની ઇચ્છા રાખનારા અનેક માણસો છે." રબેયા બોલીઃ 'મારી સાંસારિક તંગીઓને માટે કોઇ પણ માણસની પાસે પ્રાર્થના કરતાં મને શરમ આવે છે. આ સંસાર એ ઈશ્વરનું રાજ્ય છે. હું તેના રાજ્યમાં

રહું અને તેને મૂકીને બીજા કોઇની શા માટે યાચના કરું ? મારે જે જોઇશે તે હું તેનેજ હાથે લઇશ." એક જણુ એવું કહી ગયો છે કે, "જ્યારે રબેયાની પાસે ગયો ત્યારે મેં જોયું તો તેમની પાસે એકજ ખાંડું થયેલું માટીનું જળપાત્ર હતું. તે સિવાય બીજું કોઇ જળપાત્ર તેમની પાસે ન હતું. એક ઇંટના ઉપર માથું મૂકીને એકાદ જૂની સાદડીના ઉપર તે સૂઇ રહેતાં. આવું જોઇને મારા મનમાં દુઃખ થવાથી મેં તેમને કહ્યું: 'માતાજી! મારે ઘણા ધનવાન મિત્રો છે. જો તમે આજ્ઞા કરો તો તમારે સારુ જરૂરની વસ્તુઓ હું તેમની પાસેથી માગી લાવું.' તે બોલ્યાં: "તમે ભારે ભૂલ કરો છો. તમે કહો છો તેમાંનો કોઈ મારી જીવિકાનો આપનારો છે નહિ. જે મારો જીવિકાનો દાતા છે, તે શું દરિદ્ર માણસને, તેની દરિદ્રતાને ભૂલી જાય છે અને ધનવાનોને તેમની દોલતને લીધે શું સંભાર્યા કરે છે?"

એક વાર કોઇ યોગી રબેયાને મળવા આવ્યો. તેણે સંસારનાં દુઃખોનુંજ વર્ણન કરીને વાર્તાલાપનો આરંભ કર્યો. રબેયા બોલી: "તમારો સંસારના ઉપર ઘણોજ પ્રેમ હોય એવું લાગે છે. જો તેવું ન હોત તો ઈશ્વરને વિષે વાર્તાલાપ કરવાનું મૂકીને તમે સંસારનાં દુઃખોનું પીંજણુ ન પીંજ્યું હોત. જેઓ સંસારથી વિરક્ત થઇ ગયા છે, તેમને સંસારમાં સુખ છે કે દુઃખ છે, તેની ચર્ચા કરવાનું કામજ શું? તેઓ તો સંસારનું સ્મરણ પણ ન કરે. જેના ઉપર જેની પ્રીતિ હોય તે તેનેજ વિષે વધુ વાતચીત કરે છે."

એક દહાડો બે સાધુઓ રબેયાનું દર્શન કરવા આવ્યા. તેમને ભૂખ લાગી હતી તેથી તેઓ એકબીજાને કહેવા લાગ્યા કે, "કશું ખાવાનું મળે તો ખાઇ લઇએ." રબેયાની પાસે બે રોટી હતી, તે તેમણે પેલા સાધુઓની આગળ લાવીને મૂકી. એટલામાં એક ભિક્ષુક ખાવાનું માગતો આવ્યો. રબેયાએ પેલી બે રોટી તેને આપી દીધી. આથી પેલા અભ્યાગત સાધુઓ ગભરાયા કે હવે અમે શું ખાઇશું? ત્યાર પછી થોડીજ વારમાં કોઇ ગૃહસ્થના ઘરની એક દાસી હાથમાં રોટલા લઇને ત્યાં આવી પહોંચી અને બોલી: "મારી શેઠાણીએ તમારે સારુ આ રોટી મોકલી છે." રબેયાએ તે ગણ્યા ત્યારે અઢાર રોટલા નીકળ્યા. તે ઉપરથી તેમણે તે દાસીને કહ્યું: "પાછા લઈ જા, કાંઇક ભૂલ થઇ છે." દાસી બોલી: "ના, ના, મને મારી શેઠાણીએ તમારે ત્યાંજ આપવાનું કહીને મોકલી

છે." રબેયાએ કહ્યું: "તું પાછા લઈ જા, કાંઇક ભૂલ થાય છે." દાસી રોટી પાછી લઈ ગઇ અને પોતાની શેઠાણીને બધી વાત કહી. શેઠાણીએ તેમાં બીજી બે રોટી ઉમેરીને વળી તે દાસીને મોકલી. રબેયાએ રોટી ગણી જોઇ અને જ્યારે તે બરાબર વીસ થઇ, ત્યારે તેમણે પોતાના બે અતિથિઓની આગળ મૂકી. પેલા સાધુઓ ખાવા લાગ્યા, પણ તેમને આ બધું શું થયું તેમાં કશી સમજણ ન પડવાથી તેમણે કહ્યું કે, "આ વાતમાં કાંઈક મર્મ છે, તે અમને સમજાવો." ત્યારે રબેયાએ કહ્યું: "તમે ભૂખ્યા છો તે હું જાણતી હતી. હવે મારી પાસે ફક્ત બેજ રોટી હતી. હું વિચાર કરવા લાગી કે આ બે રોટી વડે તમને બે સજ્જનોને મારે જમાડવા કેવી રીતે? એટલામાં એક ભિખારી આવ્યો, તેથી મેં તે રોટી તેને આપી દીધી. ત્યાર પછી મેં ઇશ્વરની પ્રાર્થના કરી કે, 'હે પ્રભુ! તમેજ કહો છો ને કે જે માણસ દાન દેશે તેને હું દસગણો બદલો આપીશ. મને તમારા વચન ઉપર વિશ્વાસ છે. મેં તમને સંતોષ પમાડવાને સારુ બે રોટીનું દાન કર્યું છે.' પછી જ્યારે અઢાર રોટી આવી ત્યારે મને થયું કે કાંઇક ભૂલ થાય છે, તેથી મેં તે રોટી પાછી મોકલી દીધી. ત્યાર પછી બીજી બે રોટી જ્યારે આવી, ત્યારે મારો બે દાન વીસનો હિસાબ પૂરો થયો."

રબેયા ઘડીએ ઘડીએ ચીસ પાડી ઊઠતી. લોકોએ તેમને પૂછ્યું કે, "તમને કાંઇ દુઃખ થાય છે? આટલી ચીસો શા સારુ પાડો છો?" તે બોલી: "હા, મને એક રોગ થયો છે અને+ એ રોગ મારા હૃદયની અંદર ઊંડે ઊંડે સંચરી ગયો છે. સંસારનો કોઇ વૈદ, કોઇ હકીમ એનો ઇલાજ કરી જાણતો નથી. મારી પીડાની એકજ દવા છે અને તે તેનું દર્શન."

કેટલાક લોકો રબેયાની પરીક્ષા કરવાના હેતુથી તેમની પાસે આવીને કહેવા લાગ્યા: "તમામ સારા સારા ગુણો ઈશ્વરે એકલા પુરુષોનેજ આપ્યા છે, તમામ અલૌકિક સિદ્ધિઓ પણ ઇશ્વરે એકલા પુરુષોની કેડે બાંધી દીધી છે. આજ સુધીમાં કોઇ પણ સ્ત્રીએ ધર્મોપદેશકનું સ્થાન લીધું નથી. ત્યારે તમે શું જોઇને ગુરુ બની બેઠાં છો?" રબેયાએ કહ્યું: "તમે જે કાંઇ કહી ગયા તે બધું-જ સત્ય છે. પણ આત્મપૂજા, અહંભાવજનિત ઉદ્ધતાઇ અને હુંજ

+ સરખાવો આની સાથે મીરાંના ઉદ્દગાર:-
"હું દીવાની પ્રેમની, મારું દર્દ ન જાણે કોઈ."—**સેવાનંદ**

તમારો ઈશ્વર છું, એવો મિથ્યાભિમાનથી ભરેલો દાવો આજ સુધીમાં સ્ત્રીજાતિમાંથી કોઇએ કર્યો નથી, કોઇ સ્ત્રીએ હિચકારાપણું બતાવ્યું નથી. હિચકારાપણાનું અપલક્ષણ તો એકલા પુરુષોનુંજ છે."

એક વાર રબેયા માંદાં પડ્યાં. કોઇએ તેમને મંદવાડનું કારણ પૂછ્યું, ત્યારે તેમણે કહ્યુંઃ "આજે સવારમાં મારું મન સ્વર્ગને સારુ વ્યાકુળ થઇ ગયું હતું, તેથી મારા સખાએ મને ઠપકો આપ્યો. આ મંદવાડ તેના ઠપકાનું પરિણામ છે."

એક વાર હુસેન બસરાઈ રબેયાની કુટિના બારણા આગળ આવીને જુએ છે, તો બસરા શહેરનો એક મુખ્ય શાહુકાર હાથમાં સોનામોહોરથી ભરેલી થેલી લઇને ઉદાસ ચહેરે ઊભો થઇ રહ્યો છે. તેની ઉદાસીનતાનું કારણ પૂછતાં તેણે કહ્યુંઃ "આ પરમપૂજ્ય સ્ત્રીને ભેટ આપવાને સારુ હું કાંઇક લેતો આવ્યો છું, પણ તેના વૈરાગ્યની દઢતા જોઇને મારા મનમાં સંદેહ રહે છે કે, વખતે મને ધુતકારી કાઢશે તો? આપ જો સિફારસ કરો તો તે કદાચ લે તો લે પણ ખરાં." આ પ્રસંગને વિષે હુસેન કહે છે કે, "મેં અંદર જઇને રબેયાની સાથે ઉપલી બાબતની વાત છેડી જોઇ, ત્યારે તેમણે મારા તરફ જરાક આડી નજરે જોઇને કહ્યુંઃ "જે માણસ ઈશ્વરની નિંદા કરે છે, તેને પણ ઈશ્વર ભૂખ્યો રાખતો નથી. ત્યારે જેના આત્મામાં તેના પ્રેમનો ઉચ્છ્વાસ છે, તેને શું તે ભૂખી રાખવાનો હતો? બીજું, જ્યાંસુધી હું એ માણસને ઓળખું છું, ત્યાંસુધી મારો તેને વિષે સારો અભિપ્રાય બંધાયો નથી. જે પૈસા તે મને આપવા આવ્યો છે, તે ધર્મની કમાઇના છે કે અધર્મની કમાઇના છે, તે પણ હું જાણુતી નથી. ત્યારે હવે તમેજ કહોને કે, મારાથી તેનું દાન શી રીતે લેવાય?"

અબદુલ વાહેદ અમર કહે છે કે, "એક વાર હું અને સુફિયાન રબેયાના મંદવાડ વખતે તેમની ખબર લેવા ગયા હતા. તેમના પ્રતાપનું સ્મરણ કરીને તેમની આગળ કશી વાત કાઢતાં અમારા મનને ઘણો સંકોચ થવા લાગ્યો. તેમણેજ સુફિયાનને કહ્યું કે, "તમારે કાંઇ કહેવું હોય તો ખુશીથી કહો." ત્યારે સુફિયાને કહ્યુંઃ "માતાજી! તમે ઈશ્વરની આગળ એવી પ્રાર્થના કરો કે જેથી તે તમને પાછાં સાજાંસમાં કરી દે." રબેયા સુફિયાનના તરફ જરાક વાર દૃષ્ટિપાત કરીને બોલ્યાંઃ "સુફિયાન! આ મંદવાડ કોની

ઇચ્છાથી મને લાગુ પડચો છે, તે તમે જાણો છો તો ખરા. પરમેશ્વરની ઇચ્છાથીજ લાગુ પડચો છે ને?" સુફિયાને કહ્યું: "હા, બન્યું છે તો તેનીજ ઇચ્છાથી." ત્યારે રબેયા બોલ્યાં: "તમે જાણો છો ત્યારે પરમેશ્વરની ઇચ્છાની વિરુદ્ધ પ્રાર્થના કરવાનું મને શા માટે કહો છો? મારા સખાની ઇચ્છાની વિરુદ્ધ સંકલ્પ કરવો એ કાંઇ મારો ધર્મ કહેવાય?" ત્યાર પછી સુફિયાને તેમને પૂછ્યું: "માતાજી! તમને કશું ખાવાની ઇચ્છા છે?" તે બોલ્યાં: "સુફિયાન! તમે જ્ઞાની છો છતાં આવું કેમ પૂછો છો? આજકાલ કરતાં દસ વરસથી મને પાકાં ખોર્માં (એક જાતનાં ફળ) ખાવાની ઇચ્છા છે. બસરામાં ખોર્માં પુષ્કળ પાકે છે, તે પણ તમે જાણો છો. પણ આજ સુધી મેં ખોર્માં ફળ મારે મોઢે મૂક્યું નથી; કારણ કે હું તેની દાસી છું. દાસીને વળી પોતાની સ્વતંત્ર ઇચ્છા કેવી હોય? હું જે કાંઇ મનમાં ઇચ્છા કરું, તે જો મારા માલિકની ઇચ્છાની વિરુદ્ધ હોય તો તે અધમ કહેવાય."

સુફિયાને કહ્યું: "એક વાર હું રબેયાની કુટિમાં રાત રહ્યો હતો. તેમણે આખી રાત ઉપાસનામાંજ વ્યતીત કરી હતી. હું પણ એક બાજુએ બેઠો બેઠો ઉપાસના કરતો હતો. સવાર થઇ ત્યારે રબેયાએ મને કહ્યું: "આખી રાત તેની સેવા કરવામાં તમે મને જે સહાયતા આપી છે, તે તમારી દયાને માટે હું મારી કૃતજ્ઞતા કયા શબ્દોમાં દર્શાવું?"

## રબેયાની પ્રાર્થના

"હે પરમેશ્વર! તેં આ સંસારમાં મારે સારુ જે કાંઈ નક્કી કરી રાખ્યું હોય, તે તું નાસ્તિકને આપી દેજે; પરલોકમાં મારે સારુ જે કાંઇ નક્કી કરી રાખ્યું હોય, તે તું તારા ભક્તોને આપી દેજે; મારે માટે તો તું એકલોજ પૂરતો છે. તારા સિવાય હું બીજું કશું ઇચ્છતી નથી. હે ઈશ્વર! જો નરકના ભયથી હું તારી આરાધના કરતી હોઉં, તો નરક મને ભસ્મીભૂત કરી દે; સ્વર્ગના લોભથી જો હું તારી આરાધના કરતી હોઉં, તો સ્વર્ગ મારે માટે હરામ થઇ જાય; જો તારે ખાતરજ હું તારી શુદ્ધ નિષ્કામ ભક્તિ કરતી હોઉં, તો મને તારા સૌંદર્યનું ઉજ્જ્વળરૂપે દર્શન કરવા દેજે અને મારી આટલી અભિલાષાની તૃપ્તિથી મને વંચિત કરીશ નહિ."

## ઉપદેશવચન

૧. ઈશ્વરની પ્રતિ દૃષ્ટિને સ્થિર કરવી એ ઈશ્વરના જ્ઞાનનું ફળ છે.

૨. જે ઈશ્વરની આગળ પ્રાર્થના કરીને તેમની પાસેથી હૃદયની પ્રાપ્તિ કરે છે અને તે હૃદય ઈશ્વરને પાછું આપી દઈને તેના હાથમાં સંરક્ષિત રહેવા દે છે, તેજ ઋષિ છે.

૩. દાસ પોતાના માલિકના પ્રતિ સંતુષ્ટ હોય છેજ ક્યારે ? દુઃખના વખતમાં આપણે ઈશ્વરના જેટલા કૃતજ્ઞ રહીએ, તેટલીજ કૃતજ્ઞતા આપણા સુખના વખતમાં પણ આપણે બતાવવી જોઈએ.

૪. હે મનુષ્યો ! ઈશ્વરને આંખ જોઈ શકતી નથી. જીભ તેનો સ્વાદ લઈ શકતી નથી. તેનો અનુભવ કરવાનું કામ તે હૃદયનુંજ છે. તમારું મન જાગ્રત રહે એવો યત્ન કરતા રહેજો. જેનું અંતર સદા જાગ્રત છે, તેને બીજા કોઈ મિત્રની કે સહાયકની ગરજ પડતી નથી. મન ત્યારેજ જાગ્રત થયેલું કહેવાય કે જ્યારે ઈશ્વરમાં ડૂબી જઈને મન એકદમ નિરુદ્દેશ બની જાય. ઈશ્વરની સત્તામાં જેનું મન ડૂબી ગયું છે, તેને મિત્રો અને સહાયકો શા કામમાં આવવાના હતા ?





# १३–महातपस्वी इयोहया

મહાતપસ્વી ઇયોહયા પરદેશી હતા. તેમનું જીવન એકનમૂનેદાર આશાવાદી જીવન હતું. તેઓ આશાથી પ્રફુલ્લિત થયેલા પોતાના હૃદયનેલીધેજ આટલી બધી કઠોર સાધનાનો ઘસારો સહન કરીને જીવિત રહ્યા હતા.

તેમને એક ભાઈ હતો, જે મક્કા રહેવા ગયો હતો. એક વાર ઇયોહયાની ઉપર તેણે એવી મતલબનો કાગળ લખ્યો કે, “ મને ત્રણ અભિલાષાઓ હતી, તેમાંની બે પૂર્ણ થઇ ગઇ છે અને એક હજી અપૂર્ણ રહી ગઇ છે; મારી તે અભિલાષા પૂર્ણ થાય એવી ઈશ્વરને પ્રાર્થના કરજો. આ ત્રણ અભિલાષાઓ પૈકી એક એ હતી કે, મારા અંતકાળનેવખતે હું કોઇ પવિત્ર પ્રદેશમાં જઇને વસું એટલા માટે હું મક્કામાં રહું છું; કારણ કે તે એક પવિત્ર તીર્થ છે. મારી બીજી વાસના એ હતી કે, મને એક યોગ્ય સેવક મળી જાય કે જે કાળજીપૂર્વક મારી સેવા કરે અને વજૂ કરવાને સારુ પાણી લઇ આવે, એ કામને સારુ મને ઘરકામમાં કુશળ એવી એક દાસી મળી ગઇ છે. મારી ત્રીજી અભિલાષા એ છે કે, મરતાં પહેલાં એકવાર હું તમને મળી લઉં. ઈશ્વર કોઇ દહાડો મારી એ ઇચ્છા પણ પૂર્ણ કરશે. ” ઇયોહયાએ આ કાગળના જવાબમાં એવું લખ્યું કે, “ તમે લખો છો કે મને ઉત્તમ સ્થાનમાં રહેવાની ઇચ્છા હતી, તે ઇચ્છા પૂર્ણ થઇ ગઇ છે. તમે તમારા જીવનને ઉન્નત કરતા રહીને જ્યાં તમારી ઇચ્છા હોય ત્યાં રહી શકો છો, પણ તમે એટલું યાદ રાખજો કે, સ્થાનની શ્રેષ્ઠતાના ઉપર મનુષ્યની શ્રેષ્ઠતાનો આધાર નથી. મનુષ્યની શ્રેષ્ઠતા ઉપર સ્થાનની શ્રેષ્ઠતાનો આધાર છે. સાધુ ગમે ત્યાં રહે પણ તે સ્થાનને તે શ્રેષ્ઠ તીર્થ સમાન બનાવી શકે છે; અથવા તો જે સ્થાનમાં સાધુ વસતો હોય તે સ્થાન ગમે તેવું હોય તોપણ તે એક ઉત્તમ તીર્થજ છે. તમે બીજી વાત એ લખો છો કે, મને એક સેવકની ઇચ્છા હતી અને તે મારી ઇચ્છા પૂર્ણ થઇ ગઇ

છે. જો તમારામાં પુરુષાતન હોત તો એક ઈશ્વરના દાસને ઈશ્વરની સેવામાંથી છોડાવીને તેને તમે તમારી જાતની સેવા કરવાને સારુ રોકી લીધો ન હોત. ઈશ્વરના દાસને પોતાનો દાસ બનાવવાની ઇચ્છા તમને ન હોવી જોઇએ. તમારા મનમાં પ્રભુની પ્રાપ્તિની આકાંક્ષા છે, તેથી તો તમારેજ દાસ બનીને રહેવું જોઈએ. દાસત્વ એ દાસનો ધર્મ છે અને ઐશ્વર્ય અથવા સ્વામીભાવ એ પ્રભુનો ધર્મ છે. જે દાસ ઈશ્વરનું પદ પામવાની ઇચ્છા રાખે છે તે, 'હું ઈશ્વર છું,' એવો દાવો કરનાર ફેરુનનું અનુસરણ કરે છે. ત્યાર પછી તમે લખો છો કે, મને એક વાર તમને મળવાની ઇચ્છા થયા કરે છે. જો તમારી દૃષ્ટિ ઈશ્વરના ઉપરજ સ્થિર થઇ હોત, તો હું તમારા સ્મરણમાં આવી શકતજ નહિ. તમે પરમેશ્વરની સાથે એવો ગાઢ સંપર્ક જોડી દો કે જેથી તમને આ તમારો ભાઇ યાદ આવેજ નહિ. જ્યાં પોતાના પેટના પુત્રનું બલિદાન ચડાવવાનું વિધાન છે, ત્યાં ભાઇનો તો હિસાબજ શો? તમે એક વાર પરમેશ્વરનેજ તમારા પોતાના બનાવી દો. પછી તમને મારું પ્રયોજનજ શું રહેવાનું? પણ જો તમે પરમેશ્વરને પ્રાપ્ત ન કરો, તો મારાદ્વારા તમને લાભ પણ શો થવાનો હતો? બેઉ પક્ષમાં તમને મારું પ્રયોજન હોવું ન જોઇએ. જો તમે ઈશ્વરને મેળવો તો હું બિનજરૂરી છું; ઈશ્વરને ન મેળવો તો મારા વડે તમારો કશો દહાડો વળનાર નથી."

ઇયોહયાએ પોતાના એક મિત્રને એક વાર આવો કાગળ લખ્યો હતો: "સંસાર સ્વપ્નવત્ છે અને પરલોકમાં અવસ્થિતિ એજ સાચી જાગૃદાવસ્થા છે. જે માણુસને નઠારું સ્વપ્ન આવ્યાથી તે સ્વપ્નમાં રડતો હોય, તે માણુસ જાગી ઊઠયા પછી પોતે સ્વપ્નમાં કેવો રડયો હતો તેને યાદ કરીને ઊલટો હસે છે. તમે તમારા સંસારરૂપી સ્વપ્નમાં ખૂબ રડજો કે જેથી કરીને જ્યારે તમારો પરલોકમાં જાગ્રત થવાનો વખત આવે, ત્યારે તેનાથી વિપરીત તમે ખૂબ હસો અને આનંદ કરો."

મહર્ષિ ઇયોહયાને એક નાની દીકરી હતી. તેણે પોતાની માની આગળ "મને અમુક વસ્તુ આપો" એવી માગણી કરી. ત્યારે તેની માએ કહ્યું: "તું ઈશ્વરની પાસે માગી લે ને!" તે છોકરી બોલી: "શારીરિક જીવનની જરૂરિયાતોને લગતી કોઇ પણ વસ્તુની ઈશ્વરની પાસે માગણી કરતાં મને શરમ આવે છે અને જે વસ્તુ તમે મને આપો છો અને હમેશાં આપતાં રહો છો, તે પણ ઈશ્વરની

નહિ તો કોની છે?"

એક વાર મહર્ષિ તેમના ભાઈની સાથે એક ગામને સીમાડે થઈને અમુક ઠેકાણે જતા હતા. તેમના ભાઈએ કહ્યું: "વાહ, કેવું સુંદર ગામ છે! ઇયોહયા બોલ્યા: "જે જ્ઞાની આવાં સુંદર ગામોને જોવા છતાં તેમનાથી નિર્લિપ્ત રહી શકે છે, તેનું મન આ ગામના કરતાં પણ વધારે સુંદર છે."

એક દહાડો કોઈએ ઇયોહયાને ભોજનનું નિમંત્રણ દીધું હતું. તેમને અતિશય અલ્પ આહાર કરતા જોઈને તે માણસે તેમને વધારે ખાવાનો આગ્રહ કરવા માંડ્યો, ત્યારે મહર્ષિ બોલ્યા: "મારી સાધનરૂપી લગામને હું જરા વાર પણ ઢીલી મૂકતો નથી, કારણ કે મારી અધમ વૃત્તિઓ જે નઠારા ઘોડાના જેવી છે, તે પોતાની મરજી મુજબ દોડી જવાનો લાગ શોધ્યાજ કરે છે. જો હું મારી લગામને જરાક ઢીલી મૂકું, તો તેઓ મને ઘડીના છઠ્ઠા ભાગમાં મૃત્યુના વમળમાં લઈ જઈને ફેંકી દે."

એક દહાડો રાતને વખતે પવનના ઝપાટાથી મહર્ષિનો દીવો હોલવાઈ ગયો, તે ઉપરથી તે એકદમ રડી પડ્યા. જેઓ તેમની પાસે બેઠા હતા, તેઓ તેમને પૂછવા લાગ્યા: "દીવો હોલવાઈ ગયો તેમાં તમે આટલા રડો છો શું કરવા? હમણાં ફરીથી સળગાવીએ છીએ." મહર્ષિ બોલ્યા: "હું આ તેલના દીવાને સારુ રડું છું એવું ન સમજશો. હું એટલા માટે રડું છું કે, મારા હૃદયમાં સૌના એકત્વનાં જ્ઞાન અને વિશ્વાસરૂપી જે દીવો સળગાવ્યો છે, તે વિનય અને વ્યાકુળતાને અભાવે આવો એકાદ વાયુનો સપાટો આવતાં હોલવાઈ જશે ત્યારે હું શું કરીશ?"

એક દિવસ મહર્ષિની મંડળીમાં ઐશ્વર્ય અને દરિદ્રતાની ચર્ચા થતી હતી. તે બોલ્યા: "આવતી કાલે અર્થાત્ પારલૌકિક જીવનમાં ઐશ્વર્ય અને દરિદ્રતા, એ બેમાંથી એકનું પણ કશું મૂલ્ય નથી. કૃતજ્ઞતા અને સહિષ્ણુતા એજ મૂલ્યવાન છે. ઐશ્વર્યમાં કૃતજ્ઞ રહો અને દરિદ્રતામાં સહિષ્ણુ થાઓ."

## મહર્ષિની પ્રાર્થના

"હે પ્રભો! હું પુણ્યવાન હોઉં અને તમારા તરફથી જેવી આશા રાખું, તેના કરતાં વધારે આશા હું પાપી અને અપરાધી હોવા છતાં રાખું છું. હું વિશુદ્ધ પ્રેમસહિત તમારું ભજન કરું

છું, એવો વિચાર પણ મારા મનમાં કદી આવતો નથી. નિર્મળ પ્રેમસહિત ભજનસાધન હું કરી શકુંજ કેવી રીતે? હું એક ભ્રષ્ટાચારી માણસ છું. હું મને પોતાને આટલો મોટો અપરાધી જાણું છું, તે છતાં પણ તમારા ક્ષમાગુણમાં મને ભારે વિશ્વાસ છે. તમે મારા અપરાધ ક્ષમા નહિ કરો એવું હું માની શકતોજ નથી. તમને સૌ દયામય કહે છે, તમને 'દયાસાગર' કહીને સૌ તમારી સ્તુતિ કરે છે, ત્યારે તમે મને ક્ષમા ન કરો એવું બનેજ કેમ? હે ઈશ્વર! તમે તમારા પ્રેમાસ્પદ મુસા અને હારૂનને તમારી સામે વિદ્રોહ કરનાર, ધર્મનો ઘોર વિરોધ કરનાર ફેરૂનની પાસે મોકલતી વખતે તેમને કહ્યું હતું કે, તમે બેઉ જણ ફેરૂનની સાથે કોમળ અને શાંત ભાવેવાર્તાલાપ કરજો. હે પ્રભુ! એ કોમળ ભાવની સિફારસ તમે કોને અર્થે કરી હતી? ફેરૂન જે પોતાનેજ ઈશ્વર કહેવડાવવાનો દાવો કરતો હતો, તેના પ્રતિ—આવા ઘોર ધર્મદ્રોહીના પ્રતિ જ્યારે તમે આવો ભાવ રાખો છો, ત્યારે જેઓ પોતાના ખરા હૃદયથી, સર્વતોભાવે તમારી આરાધના કરે છે, તેમના પ્રતિ તે કોણ જાણે તમે કેટલા બધા પ્રેમાળ અને કૃપાયુક્ત થતા હશો? હે ઈશ્વર! મારી કુલ સંપત્તિમાં આ એક ફાટીતૂટી કામળી છે. તે સિવાય મારું કહેવા જેવું બીજું કાંઇજ મારી પાસે નથી. મને તેનો ખપ તો છે; તે છતાં પણ જો તે કોઇને જોઇતી હોય તો હું વગરસંકોચે આપી દેવા તૈયાર છું. તમે હજારો—લાખો ભુવનો અને બ્રહ્માંડોના સ્વામી છો, પણ તે છતાં તેમાંના કશાનું તમારે પ્રયોજન નથી. તમારી સૃષ્ટિમાં લાખોકરોડો દીનદુઃખી મનુષ્યો છે, તેમના પ્રતિ દયા કરતાં તમે તમારો જીવ કદી સંકોચો છો ખરા? તમારાથી એવું બનેજ શી રીતે? હે પરમાત્મન્! તમેજ કહ્યું છે કે, જે વ્યક્તિ મારી પાસે કલ્યાણની ભેટ લઇને આવશે, તેને હું તેના કરતાં અનેકગણા વધારે કલ્યાણનું દાન દઇશ. તમારા અર્પેલા વિશ્વાસસહિત હું તમારી આગળ આવીને ઊભો રહ્યો છું. એના કરતાં વિશેષ કલ્યાણ બીજું શું હોઇ શકે? ત્યારે બોલો, તમારા દર્શનના કરતાં વિશેષ કલ્યાણકર બીજી કઇ વસ્તુનું તમે મને દાન દેવાના હતા? વળી હે ઈશ્વર! જે વ્યક્તિ જેને ચાહે છે, તે બીજા કરતાં તેનાજ સુખ તરફ વિશેષ લક્ષ અને કાળજી રાખતી જણાય છે; પણ તમે તો તેથી ઊલટા છો; તમે તો જેને ચાહો છો, તેને માથે વિપત્તિઓ વરસાવ્યાજ કરો છો. હે પ્રભો!

આ સંસારમાં જે અમને આપવાનો તમારો વિચાર હોય તે (ધર્મનિંદક) લોકોને આપજો અને તમારે પરલોકમાં જે અમને આપવાનો તમારો ઇરાદો હોય, તે તમારા પ્રેમી ભક્તોને તથા ધાર્મિક લોકોને આપી દેજો. મારે માટે તો હું આ સંસારમાં રહું ત્યાંસુધી તમારું સ્મરણ કરવું અને પરલોકમાં રહેવા આવું ત્યારે તમારું દર્શન કરવું, એ બેજ વાનાં પૂરતાં છે. હે પ્રભો ! મેં અપરાધ કર્યો છે એ વાત ખરી, પણ તેથી હું તમારી પ્રાર્થના શા માટે ન કરું ? તમે મારા અપરાધનો વિચાર કરીને મારા પ્રતિ દયા કરતાં કંટાળી જાઓ એવું હું માની શકતો નથી. જો કે હું પાપ કરતો જાઉં છું, તોપણ તમે તો મારા ઉપર તમારી કૃપા અવિચલિત ભાવે વરસાવતાજ રહો છો. મારે હાથે જે જે અપરાધ થાય છે, તેમને બે મુખ છે; એક મોઢું તમારી કરુણા તરફ જુએ છે અને બીજું મારી નિર્બળતા તરફ જુએ છે. મારું જે મોઢું તમારી દયા તરફ જોઇ રહ્યું છે, તેના તરફ જોઈને તમે મારા સ્વભાવની શુદ્ધિ કરજો અને મારું જે મોઢું મારી પોતાની નિર્બળતા તરફ જોઇ રહ્યું છે, તેના તરફ જોઇને તમે મારા અપરાધની ક્ષમા આપજો. હે પ્રભુ ! મારા પાપો અને દુષ્કૃત્યોનો વિચાર કરતાં હું તમારાથી ભય પામું છું અને જ્યારે તમારા અનુગ્રહનો વિચાર કરું છું, ત્યારે મારા હૃદયમાં આશાનો સંચાર થાય છે. એટલા માટે હું તમારી વિનતિ કરું છું કે, મને દુરાચારી ગણીને તમે તમારા અનુગ્રહથી વંચિત કરશો નહિ. હે ઈશ્વર ! તમે મારા ઉપર અનુગ્રહ કરો; કારણ કે હું તમારો છું. હે પિતા ! મારે તમારો ભય શા સારુ રાખવો જોઇએ ? તમે દયાળુ છો એમ જાણીને હું ભયરહિત થઇ જાઉં છું; પણ તમે ઈશ્વર છો એમ જાણીને તમારાથી ભય પણ પામું છું. મારે તમને બોલાવવા કેવી રીતે ? હું તમારો અપરાધી સેવક છું. શું મોઢું લઇને તમને બોલાવું ? વળી બીજો વિચાર આવે છે કે, મારે તમને શા સારુ ન બોલાવવા ? હું અપરાધી છું, પણ તમે તો દયાળુ છો ને ? હે ઈશ્વર ! હું તમારાથી ભય પામું છું; કારણ કે હું તમારો દાસ છું. મારું હૃદય આશાથી ભરપૂર થઇ જાય છે, કારણ કે તમે મારા પ્રભુ છો. હે ઈશ્વર ! તમે કામનારહિત છો, છતાં તમે મને ચાહો છો, મારામાં કામનારહિતપણાનો અભાવ તો છે, તો પણ હું તમને શા માટે ન ચાહું ? મારા હૃદયમાં તમે જે આશાનો સંચાર કરો છો, એજ તમારું

સારામાં સારું દાન છે; તમારા ગુણાનુવાદ ગાવા એજ મારી જીભને માટે સારામાં સારું કામ છે, તમારા દર્શનમાં મારો જેટલો સમય જાય તેટલોજ સમય મેં સારામાં સારી રીતે ગાળ્યો એવું હું માનું છું. હે ઈશ્વર! હું સ્વર્ગને સારુ તો કશું અનુષ્ઠાન કરતો નથી. નરકવાસ ભોગવવાનું મારામાં સામર્થ્ય નથી. આ ઘડીએ તો તમારે મારા ઉપર અનુગ્રહ કરવાનોજ અવસર છે. હે ઈશ્વર! આવતી કાલે મને પૂછવામાં આવશે કે, 'તું શું શું લઈને આવ્યો છે?' તો હું એવો જવાબ દઈશ કે, 'કેદખાનામાંથી મેલાં વસ્ત્ર, માથે મેલું અને ગૂંચવાઈ ગયેલું નિમાળાનું ભોથું અને એક ઢગલો થાય એવડાં શોક, દુઃખ તથા લજ્જા, એટલાં વાનાં હું મારી સાથે લેતો આવ્યો છું. હવે તમે મને નવડાવો, નવાં વસ્ત્ર પહેરાવો અને બીજું કશું પૂછશો મા.' "

* હાજી, ગાજી, સૂફી અને ફકીર લોકોની જરૂરિયાતો પૂરી પાડવામાં મહાતપસ્વી ઇયોહયાને એક લાખ રૂપિયાનું દેવું થઈ ગયું. લેણદારો તેમના લેણાની ઉઘરાણી કરવા આવે, ત્યારે તેમને શો જવાબ દેવો તેની ઇયોહયાને ચિંતા થવા લાગી. એક દહાડો તેમને સ્વપ્નમાં મહાત્મા મહમ્મદે દર્શન દીધાં અને કહ્યું: "ઇયો-હયા! ગભરાશો નહિ. તમને ચિંતા થાય છે તેથી મારા મનને ખેદ થાય છે. તમે ખુરાસાન દેશમાં ચાલ્યા જાઓ, ત્યાં એક જણે તમારે સારુ એક લાખ રૂપિયા એકઠા કરી રાખ્યા છે, તેના વડે તમારી ભીડ ભાંગી જશે." ઇયોહયાએ પૂછ્યું: "પયગંબર સાહેબ! તે માણસ કોણ છે અને ક્યાં રહે છે?" મહમ્મદે તેમને કહ્યું: "તમે ગામેગામ ફરી ફરીને ઉપદેશ દેતા જજો. તમારા ઉપદેશથી લોકોનાં મન વ્યાધિથી મુક્ત થઈ જશે. મેં જેમ હમણાં તમને સ્વપ્નમાં દર્શન દીધાં, તેમ હું તે માણસને પણ દર્શન દઈશ અને તમને પૈસા આપવાનું કહીશ." જૂના વખતના સાધુ–સંતો સ્વપ્ન-માં સાંભળેલી અને દીઠેલી વાતોને સાચી માનતા. ઘણી વાર સ્વપ્નના અનુભવો સાચા પણ સાબિત થતા. ઇયોહયાને તો આ સ્વપ્નની સફળતાની બાબતમાં શંકાજ ન હતી; એટલે તે તો ખુરાસાન દેશમાં આવેલા નેશાપુર શહેરમાં ગયા અને ત્યાં જાહેરમાં ઉપદેશ દેવા લાગ્યા. એક દહાડો તેમણે પોતાના વ્યાખ્યાનમાં કહ્યું: "હે

* હાજી એટલે મક્કાની યાત્રા કરનારા, ગાજી એટલે ધર્મના રક્ષણને માટે યુદ્ધ કરનારા. —સેવાનંદ

નગરવાસીઓ ! હું પયગંબર સાહેબની સૂચનાથી તમારા શહેરમાં આવ્યો છું. તેમણે મને કહ્યું હતું કે, આ દેશમાં જવાથી એક જણ તમને ઋણમુક્ત કરી દેશે. મારે એક લાખ રૂપિયાનું દેવું થઇ ગયું છે. મારા ઉપદેશવચનમાં માધુર્ય હતું, તેજ હતું, તે તમે જાણો છો; પણ મારા ઉપર થઇ ગયેલા કરજના અપરાધને લીધે મારું એ તેજ ઢંકાઈ ગયું છે." આ સાંભળીને સભામાંથી એક જણ બોલી ઊઠયોઃ "તમારું દેવું ફેડવાને સારુ હું પચાસ હજાર રૂપિયાનું દાન દઉં છું." બીજા એક જણે ચાળીસ હજાર અને ત્રીજાએ દસહજાર રૂપિયા આપવાનું માથે લીધું. ઇયોહયાએ કહ્યું: "હું તમારા આપેલા રૂપિયા ગ્રહણ કરવાનો નથી, કારણ કે મને પયગંબર સાહેબે કહ્યું છે કે, એકજ આસામી તમને પૂરી રકમ આપી દેશે." નેશાપુરમાં તો તેમનું દેવું ધોવાઇ જાય એવો સંભવ રહ્યો નહિ. ત્યાંથી ચાલીને ઇયોહયા બલ્ખ શહેરમાં ગયા. ત્યાં તેમણે કેટલાક દિવસ સુધી પ્રવચન કર્યું. એક દહાડો તેમણે પોતાની કથામાં ધનસંપત્તિની શ્રેષ્ઠતાનું એવું વર્ણન કર્યું કે, તે ઉપરથી એક ધનવાન માણસે પ્રસન્ન થઇને તેમને એકલાખ રૂપિયા અર્પણ કરી દીધા. એક ઈશ્વરપરાયણ સાધુપુરુષ કથા સાંભળવા બેઠો હતો, તેણે જ્યારે દીનતાના કરતાં ધનની શ્રેષ્ઠતા સાંભળી, ત્યારે તેના જીવને અતિશય કલેશ થયો અને તેણે ઇયોહયાને શાપ દીધો. થયું પણ એવું કે જ્યારે તે એક લાખ રૂપિયા લઇને બલ્ખથી ઘેર આવતા હતા, ત્યારે રસ્તામાં લૂંટારાઓએ તેમની પાસેથી બધું ધન ખંખેરી લીધું. ત્યાર પછી તે *હરિનગરમાં ગયા. હરિનગરની સભાઓમાં પણ તેમણે પોતાના દેવાની અને સ્વપ્નની વાતો કહી. ત્યાંના અમીરની દીકરી સભામાં બેઠી હતી. તે બોલી: "આચાર્યજી ! તમારે તમારા દેવાની બાબતમાં આજથી ચિંતા કરવી નહિ. મને તમારું દેવું ભરપાઈ કરી દેવાને સારુ પયગંબરસાહેબે સ્વપ્નમાં આદેશ કર્યો છે. હું તમારા આવ્યાનીજ રાહ જોયા કરતી હતી. મારા પિતાએ મારા લગ્ન વખતે પુષ્કળ સોનારૂપાનાં ઘરેણાં કન્યાદાનમાં આપ્યાં છે. એકલા રૂપાના દાગીનાનીજ કિંમત ત્રણ લાખ રૂપિયા થાય છે. તે બધા હું તમને અર્પણ કરી દઉં છું. ઇયોહયા-

* જે દેશો આજે ભારતની બહાર ગણાય છે, તે દેશોનાં શહેરનાં નામ હરિનગર, નેશાપુર એવાં ભારતીય વસ્તીનાં સૂચક છે, તે ઉપરથી સાબિત થાય છે કે, ભારતની બહાર આર્યોએ નગર વસાવ્યાં હોવાં જોઇએ. —સેવાનંદ

એ તે દ્રવ્ય લીધું અને સાત ઊંટ ઉપર લાદીને હરિનગરથી તેમણે પ્રસ્થાન કર્યું. તેમનો એક પુત્ર જે તેમની સાથે હતો, તેને તેમણે બલહમનગર પહોંચ્યા પછી આજ્ઞા કરી કે, "તું ઘેર જા, આપણા લેણદારોના હકનું તેમને આપી દે અને બાકી જે વધે તે દીનદુઃખીની સેવામાં ખરચી નાખજે. આ ધનમાંથી એક રજ જેટલું પણ મને હરામ છે." ત્યાર પછી બલહમ શહેરમાં પોતે થોડો વખત રહ્યા. ત્યાં સવારના પહોરમાં જમીન ઉપર માથું ટેકવીને તે નમાજ પઢવા જતા હતા, એવામાં કોઇ દુષ્ટ માણસે તેમના માથામાં પથ્થર માર્યો, જેથી તેમનું મૃત્યુ થયું! "મારા લેણદારોને તેમના લેણા રૂપિયા આપજો" એટલાજ બોલ તેમના મોઢામાંથી નીકળ્યા ન નીકળ્યા અને એટલામાં તેમનો આત્મા ઊડી ગયો. શંહેરના સૂફી સાધુઓ તેમના શબને પોતાની ખાંધ ઉપર ઊંચકીને નેશાપુર લઇ ગયા અને ત્યાંના કબ્રસ્તાનમાં તેને દફનાવી દીધું.

## ઉપદેશવચન

૧. તમે નરકાગ્નિનાં બીજ વાવીને સ્વર્ગનાં સુખ ભોગવવાની આશા રાખો તેના કરતાં મોટી મૂર્ખતા બીજી શી હોય?

૨. પશ્ચાત્તાપ કર્યા પછી એક પણ પાપ કરવું એ પશ્ચાત્તાપ કરતાં પહેલાં કરેલાં સિત્તેર પાપથી પણ વધી જાય છે.

૩. રખેને હું માંદો પડીશ, એવી બીકથી જે માણસ ખાતી વખતે પોતાના મનને વારી રાખે છે, તેજ માણસ ઈશ્વરની સજાના ભયને લીધે પાપ કરતાં અચકાતો નથી, તે જોઇને મને ઘણું આશ્ચર્ય થાય છે.

૪. આ સંસાર તો શયતાનની દુકાન છે, તે માટે સાવધાન થઇ જાઓ. તેની દુકાનેથી કોઇ પણ વસ્તુ લેશો નહિ; જો લેશો તો તે તમારી પાછળ પાછળ આવીને તમારું ધર્મનું ધન કાઢી લેશે.

૫. સંસાર એ શયતાનનો દારૂ છે. જે માણસ આ દારૂ પીને ભાનભૂલો બની જાય છે, તેને પરલોકમાં પુષ્કળ પશ્ચાત્તાપ, તીવ્ર વેદના અને ઊંડી આત્મગ્લાનિ થયા વિના ભાન આવતું નથી.

૬. સંસાર એ નવયૌવના સ્ત્રી છે. જે માણસ તેના પ્રેમની યાચના કરે છે, તેને તે સુંદર વસ્ત્રાભૂષણથી શણગારે છે; જે તેના પ્રતિ વિરક્ત અને વૈરાગ્યવાન છે, તેનું તે માથું મૂંડી નખાવે છે અને તેને મોઢે મેશ ચોપડી દે છે.

૭. સંસારાસક્ત માણસો આ લોકમાં શોક અને ચિંતાથી પીડાય છે અને પરલોકમાં તેમને સારુ સજા અને પાર વિનાનું દુઃખ રાહ જુએ છે. તેમને તો આ લોકમાં અને પરલોકમાં શાંતિ હોયજ નહિ.

૮. ઈશ્વર કહે છે કે, "તમે મનુષ્યો મને જૂઠા ફજેત કરો છો. બોલો, મેં તમને એવું નહોતું કહ્યું કે, હું સ્વર્ગલોક અને મૃત્યુલોક બેઉનો અધીશ્વર હોવા છતાં હું તમારોજ બની રહીશ?"

૯. સંસારને લગતા પદાર્થોની કમાણી કરવી એનો અર્થ જીવનની અધોગતિ કરવી અને સ્વર્ગની પ્રાપ્તિ કરવી એટલે જીવનની ઉન્નતિ કરવી. તે છતાં તદ્દન ક્ષણિક વસ્તુઓની પ્રાપ્તિ કરવાને સારુ લોકો પોતાની અવનતિ અને દુર્ગતિ શા માટે માગી લેતા હશે, તેનો જ્યારે મને વિચાર આવે છે, ત્યારે મને ઘણુંજ આશ્ચર્ય લાગે છે.

૧૦. સંસારનો એટલો બધો અનિષ્ટકારી સ્વભાવ છે કે, તેની તમે જરાક કામનાજ કરશો તો તેટલામાં પણ તમને તે ઈશ્વરથી દૂર કરી દેશે. તેની ઇચ્છા કર્યાથીજ જો આટલી બધી હાનિ થાય છે, તો તેની પ્રાપ્તિ કરવાથી તો કોણ જાણે શું નું શું થઇ જાય!

૧૧. હું ત્રણ જણને બુદ્ધિમાન કહું છું:–એક તો જે માણસ સંસારનો પરિત્યાગ કરે તે, બીજો જે માણસ મરતાં પહેલાં કબરની અથવા સાજસામાનની તૈયારી કરાવી રાખે તે અને ત્રીજો જે પહેલેથીજ ઈશ્વરને પોતાના પ્રતિ પ્રસન્ન કરી રાખે તે.

૧૨. સાધક ત્રણ પ્રકારના હોય છે:– એક વિરાગી સાધક, બીજો અનુરાગી સાધક અને ત્રીજો યોગી સાધક. વિરાગી સાધકની પૂંજી સહિષ્ણુતા છે, અનુરાગીની પૂંજી કૃતજ્ઞતા છે અને યોગીની પૂંજી બંધુભાવ છે.

૧૩. સાધકને માટે દુઃખદાયક શું છે? વિરોધી વિચારવાળાનો સંગ.

૧૪. એકાંત સ્થળમાં બેસીને તમારા પ્રેમની પરીક્ષા કરો. તમારો પ્રેમ કોના પ્રતિ છે? ઈશ્વરના પ્રતિ છે કે એકાંતવાસ પ્રતિ છે, તે નક્કી કરો. જો તમારો પ્રેમ એકાંતસ્થાન ઉપરજ હશે, તો ત્યાંથી બહાર નીકળતાંની સાથેજ તમારો પ્રેમ ઊડી જશે અને જો તમારો પ્રેમ ઈશ્વરના ઉપર હશે, તો તમારે માટે પહાડ–પર્વત,

વન-જંગલ, બધાંજ સ્થાન એકસમાન છે.

૧૫. શુદ્ધાત્મા પ્રેમી ભક્તની પાસે નિર્જનતા તો તેની નિત્યની સંગિની બનીનેજ રહે છે.

૧૬. ધૈર્ય અને ઈશ્વરાનુરાગ જો સાચાં હોય તો તે વિપત્તિને પ્રસંગે ઝળકી ઊઠે છે.

૧૭. ધર્મ આસક્તિથી નષ્ટ થાય છે અને વૈરાગ્ય વડે તે પુષ્ટ અને સ્થાયી થાય છે.

૧૮. સિત્તેર વરસની પ્રેમશૂન્ય તપશ્ચર્યાના કરતાં એક સરસવના દાણા જેવડો પ્રેમ મને વધારે પસંદ છે.

૧૯ અનુષ્ઠાનનાં ત્રણ મૂળ છેઃ-જ્ઞાન, સંકલ્પ અને પ્રેમ.

૨૦. ઈશ્વર ઉપર નિર્ભર રહેવાનો અભ્યાસ કરવાથી સંસારના દાસત્વમાંથી છુટકારો થાય છે; પ્રેમ વડે ધર્માનુષ્ઠાનના ફળનું વિસર્જન કરી શકાય છે અને ઈશ્વરના કાયદાને અધીન થઈને રહેવાથી જીવને આનંદ આનંદ થઈ જાય છે.

૨૧. ધર્મનાં ત્રણ અંગ છેઃ-ભય, આશા અને પ્રેમ. ભયની અંદર પાપનો ત્યાગ કરાવવાનો, આશાની અંદર સાધનયોગ વડે સ્વર્ગ અને ઉન્નતિનું અન્વેષણ કરાવવાનો અને પ્રેમની અંદર કલેશ અને અસંતોષને દૂર કરી દેવાનો ગુણ રહેલો છે.

૨૨. જેને ઈશ્વરના ચિંતન કરતાં બીજી કોઈ પણ વસ્તુ વધારે પ્રિય નથી, તેનેજ મુનિ જાણવો.

૨૩. ભય એ અંતરની અંદર ઊગનારું એક વૃક્ષ છે. પ્રાર્થના અને આર્ત પોકાર એ તેનાં ફળ છે. હમેશાં ઈશ્વરનો મનમાં ભય રાખવાથી શરીરની તમામ ઇન્દ્રિયો સાધનામાં પ્રવૃત્ત રહે છે અને પાપથી નિવૃત્ત થઈ જાય છે.

૨૪. ઉપાસના એ ઈશ્વરનો કોઠાર છે અને પ્રાર્થના એ તેની ચાવી છે.

૨૫. અસત્ય ઉપર પગ પડવાથી મનુષ્ય લપસી પડે છે.

૨૬. સાધક જ્યારે નિયમ કરતાં વધારે ખાવા મંડી જાય છે ત્યારે દેવો રુદન કરે છે. લોભ જેને આહાર કરવા પ્રવૃત્ત કરે છે, તે પોતાની આ પ્રવૃત્તિના અગ્નિની ઝાળમાં બળી જાય છે.

૨૭. ભોગ–વિલાસ પ્રતિ વિરાગ એ એકાંતવાસનું સેવન કરનારને ઈશ્વરનો આપેલો આહાર છે; એ આહાર વડે શ્રદ્ધાળુ લોકો બળવાન બને છે.

૨૮. વિષયભોગના પદાર્થોનો સંગ્રહ કરવા પ્રતિ વિષયી લોકોનો જેટલો અનુરાગ હોય છે, તેટલોજ અનુરાગ જેને વિષય-ભોગનો ત્યાગ કરવા પ્રતિ હોય તેજ માણસ સાચો વૈરાગ્યવાન છે.

**પ્રશ્નોત્તર**–આવતી કાલે કોણ નિર્ભય થઇ શકશે? આજે જે ઈશ્વરનો સૌથી વધારે ભય રાખશે તે. ઈશ્વર ઉપર અવલંબન કરવાનું તમે ક્યારે શીખશો? જ્યારે તમારા ભરણપોષણની કુલ જવાબદારી તમે ઈશ્વરના હાથમાં સોંપી દેશો ત્યારે. ધનવાન કોણ? જેણે ઈશ્વર તરફથી અભયદાન મેળવ્યું હોય તે. ઈશ્વરદર્શી કોણ? જે છે અને છતાં જે નથી તે. દીનતા એટલે શું? જગતની તમામ વસ્તુઓનો પરિત્યાગ કરીને એકલા ઈશ્વરના ધનથી ધનવાન થઈ જવું તે. મનુષ્યોમાં કોનું વૈરાગ્ય સૌથી વધારે પાકું જાણવું? જેનામાં શ્રદ્ધા વધારે હોય તેનું. પ્રેમનું લક્ષણ શું? કોઇ હિત કરે તો તેથી જેમાં વધારો ન થાય અને કોઇ અહિત કરે તો તેથી જેમાં ઘટાડો ન થાય.

૨૯. માણસની સાથે વાર્તાલાપ કરો ત્યારે થોડામાં થોડું બોલવું અને ઈશ્વરની સાથે વાર્તાલાપ કરો ત્યારે ઘણામાં ઘણું બોલવું.

૩૦. જેની સંપત્તિ ઈશ્વરની અંદર છે, તેજ સંપત્તિવાન છે. ઐહિક પદાર્થોજ જેની સંપત્તિ છે, તે સદાકાળ દરિદ્રીજ છે.

૩૧. જે સત્કર્મ કરવાથી અહંકાર ઉત્પન્ન થાય તેવાં સત્કર્મ કરતાં જે પાપ કરવાથી ઈશ્વરને માટે અંતરમાં વ્યાકુળતા જાગે તે પાપ વધારે શ્રેષ્ઠ છે.

૩૨. જેને ઈશ્વરની સાથે મૈત્રી છે, તેને પોતાની જાતની સાથે શત્રુતા હોય છે.





# १४–महातपस्वी फजिल आयाज

મહાતપસ્વી ફ્જિલ આયાજ એક મહામાન્ય ઋષિ થઇ ગયા છે. પ્રારંભમાં તો તેઓ એક બહારવટિયાની ટોળીના સરદાર હતા. તેમના જીવનમાં આશ્ચર્યકારક પરિવર્તન થયું હોય એમ દેખાય છે. તત્ત્વજ્ઞાન અને વૈરાગ્ય, એ બે બાબતમાં તેઓ મુસલમાન મહાત્માઓમાં અગ્રસ્થાને ગણાય છે. તેમણે પોતાના જીવનની શરૂઆત નીચેની ઢબે કરી હતી. મર અને બારૂત નામના પ્રદેશોને સીમાડે તેમણે પોતાના ડેરા–તંબૂ લગાવી દીધા હતા. શરીરે ખિર્કા (મુસલમાન સંન્યાસીનો પોશાક) અને હાથમાં તસ્વી (જપમાળા) લઇને પોતે ફ્કીરનો વેશ ધારણ કરીને રહેવા લાગ્યા હતા. તેમના પુષ્કળ સાથીઓ હતા, તે બધા લૂંટનો ધંધો કરતા હતા. તેઓ જે કાંઈ લૂટી લાવતા તે બધું ફ્જિલની આગળ લાવીને મૂકતા. ફ્જિલ તેની બરાબર વહેંચણી કરીને સૌને તેમના ભાગનું આપી દેતા અને પોતાને તેમાંથી જેટલું રાખવું હોય તેટલું પોતે રાખી લેતા. શુક્રવારને દહાડે મસ્જિદમાં જઇને નમાજ પઢવાનું તે કદી ચૂકતા નહિ. પોતાના સાથીઓમાંથી જેઓ નમાજમાં ગેરહાજર રહેતા, તેમને પોતાની ટોળીમાંથી કાઢી મૂકતા.

ફ્જિલ મૂળથીજ ઉદાર અને મહાનુભાવ પુરુષ હતા. કોઇ પણ વેપારીના કાફ્લામાં જો સ્ત્રીઓ હોય, તો તે કાફ્લા ઉપર તેઓ કદી હુમલો કરતા નહિ. જો કોઇની પાસે ઝાઝી માલમતા ન હોય તો તેને પણ હાથ અડકાડતા નહિ. જેને જેને તેઓ લૂંટતા તેની મિલકતના પ્રમાણમાં તેને તેની વાટખરચી જોગું પાછું આપતા. જુવાનીમાં તે એક તરુણીના ઉપર આસક્ત હતા. લૂંટફાટ કરીને જે કાંઇ તેમના હાથમાં આવતું તે બધું તે સ્ત્રીને ઘેર મોકલાવી દેતા.

એક વાર કોઈ વેપારીનો કાફ્લો ત્યાં થઈને પસાર થતો હશે, તે વખતે તે કાફ્લાવાળાઓએ લૂંટારાઓનો અવાજ સાંભળ્યો. તે વેપારીઓમાંથી એક જણની પાસે નગદ રૂપિયા હતા, તેને

સંતાડી દેવાના વિચારથી તે રણુની અંદર આમતેમ જોતો જોતો ભટકતો હતો, એવામાં એક તંબૂ તેની નજરે પડયો. ત્યાં જઇને તેણે જોયું તો એક ફકીર હાથમાં તસ્બી લઇને નમાજ પઢવાની ઢબે આંખો મીચીને બેસી રહ્યો હતો. પેલા વેપારીએ આ મહાત્માને જોઇને મનમાં વિચાર કર્યો કે ચાલો બહુ સારુ થયું. આ મહાત્માના હાથમાં રૂપિયા આપી દઇશું એટલે ગંગા નાહ્યા. પણ એ મહાત્મા તો લૂંટારાઓનો સરદાર ફુજિલજ હતો. પેલો વેપારી તેમની પાસે ગયો અને તેમને પોતાની બધી વસ્તુસ્થિતિ સમજાવીને કહ્યું કે, "આ રૂપિયા તમે રાખો." ફુજિલે તે વેપારીને તંબૂના એક ખૂણામાં રૂપિયા મૂકી દેવાની ઇશારત કરી. તે ત્યાં રૂપિયા મૂકીને પોતાના સાથીઓની પાસે ચાલ્યો ગયો. એટલામાં તો ત્યાં લૂંટારાઓ આવી પહોંચ્યા અને તેમણે બધાનો માલ લૂંટી લીધો. લૂંટારાઓ જ્યારે જતા રહ્યા ત્યારે પોતાની મૂકી રાખેલી થાપણને પાછી લેવાને સારુ તે વેપારી પેલા તંબૂ આગળ પાછો આવ્યો. ત્યાં તેણે જોયું તો હમણાંજ લૂંટાયેલા માલની લૂંટારાઓ અંદર અંદર વહેંચણી કરી રહ્યા હતા. તે વેપારી હવે મનમાં વિમાસણ કરવા લાગ્યો કે, અરે રે ! આ મેં શું કર્યું ? હું તો લૂંટારાના હાથમાંજ મારું ધન આપી આવ્યો !" પણ ફુજિલે તેને આઘેથી દીઠો એટલે તેને પોતાની પાસે બોલાવી લીધો. તે વેપારી ધ્રૂજતો ધ્રૂજતો ગયો ત્યારે તેને ફુજિલે પૂછ્યું: "કેમ આવ્યા છો ?" વેપારી બોલ્યો: "હું જે થાપણુ મૂકી ગયો છું તે પાછી લેવા." ફુજિલે કહ્યું: "જ્યાં મૂકી હોય ત્યાંથી લઈ જાઓ." પછી તે વેપારી પોતાના રૂપિયા લઇને હરખાતો હરખાતો પોતાના સાથીઓને જઇ મળ્યો. તેના ગયા પછી ફુજિલના સાથીઓ બોલ્યા: "આખા કાફલામાંથી કોઇ પણુ વેપારીની પાસેથી રોકડા રૂપિયા અમને મળ્યા નહિ અને તમે હાથમાં આવેલા રૂપિયા કેમ પાછા આપી દીધા ?" ફુજિલે કહ્યું: "જે માણુસે મને એક સાધુ જાણીને મારા પ્રતિ સાધુનો ભાવ રાખ્યો, ત્યારે મેં પણુ ઈશ્વરના સંબંધમાં મારા સાધુભાવનું રક્ષણુ કર્યું અને તે વેપારીના મનમાં રહેલા સાધુભાવને મેં વિનષ્ટ થવા ન દીધો. ઈશ્વર મારા ઉપર દયા કરીને મારા સાધુભાવને સાચવી લેશે."

આ બનાવ બન્યો ત્યાર પછી થોડા દિવસ વીત્યા બાદ એજ લૂંટારાઓની ટોળીએ એક બીજા વેપારીઓના કાફલા ઉપર છાપો

માર્યો અને તેમનો બધો માલ લૂંટી લીધો, ત્યારે તેમાંના એક વેપારીએ આ લૂંટારાઓમાંથી એક જણને પૂછ્યું: "તમારા કોઈ આગેવાન નથી?" તેણે કહ્યું: " "છે." પેલાએ પૂછ્યું: "ક્યાં છે?" લૂંટારો બોલ્યો: "તે તો નદીને કાંઠે બેસીને નમાજ પઢે છે" વેપારીએ કહ્યું: "હમણાં નમાજ પઢવાનો વખત તો થયો નથી!" લૂંટારાએ કહ્યું: "તે તો નમાજના મુકરર વખત ઉપરાંત પણ નમાજ પઢતાજ રહે છે." ત્યાર પછી તે વેપારીએ પૂછ્યું: "તે ખાય છે ક્યારે?" લૂંટારો બોલ્યો: "તે દહાડે ખાતા નથી. રોજા (મુસલમાનોના ઉપવાસ)જ કરે છે." વેપારીએ કહ્યું: "હમણાં વળી રોજા કેવા? રોજા તો રમજાન મહિનામાંજ કરવાના હોય." લૂંટારાએ કહ્યું: "તે તો બારેમાસ રોજા પાળે છે." આવા જવાબ સાંભળીને તે વેપારીને ઘણું આશ્ચર્ય થયું, તેથી તે ફ્જિલની પાસે જઇને પૂછવા લાગ્યો: "તમે એક બાજુએ રોજા અને નમાજ અને બીજી બાજુએ લૂંટારાનો ધંધો એ બેનો મેળ શી રીતે કરો છો?" ફ્જિલે તેને પૂછ્યું: "તમે કુરાન વાંચ્યું છે કે?" વેપારી બોલ્યો: "હા, વાચ્યું છે." ફ્જિલે કહ્યું: "બીજા માણસને તેનાં સત્કર્મની સાથે હું પાપાચરણ કરનાર તરીકે ઓળખું છું, એવું એક વાકય તમારા વાંચવામાં આવ્યું છે કે?" પેલો વેપારી તો આ જવાબ સાંભળીને આભોજ બની ગયો.

વળી એક વાર રાતને પહોર એક વેપારીઓનો કાફલો ત્યાં થઇને જતો હશે, તેના ઉપર ફ્જિલ અને તેના સાથીઓએ છાપો માર્યો; ત્યારે વેપારીઓમાંના એકના મોઢામાંથી કુરાનનું એક વચન નીકળી ગયું કે, "કેમ? હજી તારા ઊંઘમાં પડેલા મનને જાગી ઊઠવાનો વખત નથી થયો?" આ વચન તીરની માફક ફ્જિલના હૃદયમાં આરપાર પેસી ગયું.× કુરાનનું એ વચન ફ્જિલના હૃદયની અંદર ઊંડું ખૂંપી ગયું અને તેને કહેવા લાગ્યું કે, "તારો માર્ગ બંધ થઇ જવાનો વખત થવા આવ્યો છે. હજી તારે ક્યાં સુધી આ લૂંટારાના ધંધામાં પડી રહેવું છે? ફ્જિલના મોઢામાંથી એક ચીસ નીકળી ગઇ અને તેમણે મોટે અવાજે કહ્યું: "હા, હા, વખત આવી લાગ્યો છે, બાણ બહુજ ઊંડું પેસી ગયું છે." હવે તેમને અતિશય લજ્જા આવી અને તેમણે અત્યંત આકુળવ્યાકુળ બનીને

× એક સંતે આ વિષયમાં એક સુંદર વચન કહ્યું છે કે:–
"રામબાણ વાગ્યાં હોય તે જાણે" —સંપાદક

જંગલ ભણી નાસવા માંડયું. વળી એક બીજો વેપારીઓનો કાફ્લો તેમને રસ્તામાં સામેથી આવતો મળ્યો. વેપારીઓ અંદર અંદર વાતો કરતા હતા કે, " અલ્યા ! આ રસ્તે તો ફ્જિલ રહે છે. એ રસ્તે નહિ જવાય." આ વાતચીત સાંભળીને ફ્જિલે તેમને કહ્યું: " ભાઇઓ ! તમને હું શુભ સમાચાર કહેવા આવ્યો છું. ફ્જિલે પ્રાયશ્ચિત્ત કર્યું છે. તેનો જીવનપલટો થઇ ગયો છે. તે નવે અવતાર આવ્યો છે." આટલું કહીને તે તો રડતા રડતા આગળ ને આગળ દોડતા ગયા. રસ્તામાં તેમને એક માણસ મળ્યો, તેને તેમણે કહ્યું કે, " તું મને બાદશાહની પાસે ન લઇ જાય તો તને ઈશ્વરના સમ. બાદશાહનો હું ગુનેગાર છું. મને જોતાંજ તે મને સખત સજા ફરમાવશે. હું પણ તેને વિનતિ કરીશ કે મને સખતમાં સખત સજા કરો." તે માણસ તેમના અતિ આગ્રહને લીધે તેમને બાદશાહની પાસે તેડી ગયો. બાદશાહ તો ફ્જિલના ભણી એક દૃષ્ટિ કરતાંજ સમજી ગયો કે, તેનો જીવનપલટો થઇ ગયો છે, તેને ખુદાના તરફ્થીજ પૂરતી સજા મળી ચૂકી છે, હવે મારે તેને સજા કરવાની શી જરુર છે? આવો વિચાર કરીને બાદશાહે ફ્જિલને સંમાનપૂર્વક તેમને ઘેર પહોંચાડી દીધા. ફ્જિલે ઘરના બારણા આગળ જતાંજ પોતાની સ્રીને તથા છોકરાંઓને બોલાવ્યાં. તેના ગળાનો સ્વર સાંભળીને પાડોશીઓ પરસ્પર કહેવા લાગ્યા: " હાય રે ! તેનો સાદ તો જુઓ, કેવો બદલાઇ ગયો છે ! જરૂર, તેના દિલને કાંઇક ભારે ધક્કો લાગ્યો હોવો જોઇએ." ફ્જિલે કહ્યું: " હા, હા, બહુ સખત ધક્કો લાગ્યો છે." પાડોશીઓએ પૂછ્યું: " અલ્યા ! ધક્કો ક્યાં લાગ્યો ?" ફ્જિલ કહે: " જિગરની અંદર." પછી ફ્જિલ ઘરમાં પેઠા અને સ્રીને કહેવા લાગ્યા: " હું તો હવે મક્કા જવાનો વિચાર કરું છું. તારો શો વિચાર છે ?" સ્રી બોલી: " હું તમારાથી એક ક્ષણવારને માટે પણ વિખૂટી થનાર નથી. જ્યાં તમે ત્યાં હું તમારી સાથે ને સાથેજ રહીશ અને તમારી સેવા કરીશ." ત્યાર પછી ફ્જિલ પોતાની પત્નીને લઇને મક્કા જવા નીકળ્યા. ઈશ્વરે તેમને સહેલે અને નિર્ભય રસ્તે ચઢાવી દીધાં.

હવે મહાતપસ્વી ફ્જિલ મક્કાના રહેવાસી બની ગયા. ત્યાં તેમને અનેક મહાતપસ્વી સાધુઓનો સમાગમ થયો. ત્યાંના એક ઇમામ ( ધર્માચાર્ય ) અબુહનિફ્રાના સમાગમમાં તે ઘણા વખત

સુધી રહ્યા હતા. તેમની પાસે રહીને તેમના બતાવ્યા પ્રમાણે ફ્જિલે સાધનભજન અને જ્ઞાનપ્રાપ્તિ કરી. ત્યાર પછી તો તે ઉપદેશકના આસન ઉપર બેસીને લોકોને ધર્મોપદેશ દેતા થઈ ગયા. તેમની કથા સાંભળવાને મક્કાનાં સેંકડો માણુસો ભેગાં થતાં. કેટલોક વખત વીત્યા પછી બારૂતના રણુના તેમના કેટલાક અસલના લૂંટારા મિત્રો મક્કા આવ્યા ત્યારે તેમને મળવા આવ્યા. પણ ફ્જિલે તેમને પોતાની પાસે આવવા દીધા નહિ. તેઓ પણ હઠે ભરાયા અને ત્યાંથી ખસ્યા નહિ. ત્યારે આખરે ફ્જિલે ઘરની અગાસી ઉપરથી તેમને સંબોધીને કહ્યું: " અરે ઓ ધર્મથી વિમુખ થયેલા લોકો ! ઈશ્વર તમને જ્ઞાન પ્રેરો અને તેની સેવામાં તમને લગાડી દો." આ શબ્દો સાંભળીને તેમને સૌને ઘણું લાગી આવ્યું. જ્યારે ફ્જિલે તેમને પોતાની સાથે નજ રહેવા દીધા, ત્યારે આખરે તેઓ નિરાશ થઇને ખુરાસાન દેશ તરફ ચાલ્યા ગયા અને ફ્જિલ પણ અગાસી ઉપર ઊભા ઊભા તેમને સારુ ઘણી વાર સુધી રડ્યા.

એક વાર સાંજને વખતે ખલીફા હારૂન રશીદે પોતાના એક મિત્રને કહ્યું: " મને આજે રાત્રે એક એવા માણુસની પાસે તેડી જાઓ કે જેના દ્વારા હું મારા અંતરને શાંતિ પમાડી શકું. સંસારના કોલાહલને લીધે મારું મન અતિશય વ્યાકુળ થઇ ગયું છે." તે મિત્ર ખલીફાને તપસ્વી સુફિયાનની પાસે તેડી ગયો. તેમના આશ્રમનું બારણું ખખડાવ્યું ત્યારે અંદરથી સુફિયાને પૂછ્યું: " કોણ છે ? " પેલા મિત્રે કહ્યું: " આ દેશના રાજા હારૂન રશીદ." સુફિયાને કહ્યું: " મને અગાઉથી ખબર કેમ ન કરી ? મને જો પહેલેથી કહ્યું હોત તો હું પોતે તેમને મળવાને ચાલ્યો આવત." આવું સાંભળીને હારૂન રશીદે કહ્યું: " હું જેને મળવા ઇચ્છું છું તે આ પુરુષ ન હોઇ શકે." તે ઉપરથી સુફિયાને કહ્યું: " આપ જેને મળવા ઇચ્છો છો તે ઘણું કરીને ફ્જિલ આયાજ હોવા જોઇએ." ત્યાર પછી ખલીફા અને તેમના મિત્ર બેઉ જણુ ફ્જિલની પાસે ગયા. આ વખતે ફ્જિલ કુરાનના નીચે જણાવેલા વચનનો પાઠ કરી રહ્યા હતા:–" દુરાચરણુ કરનાર લોકો પોતાના મનમાં એવું સમજતા હોય છે કે, હું તેમને ધાર્મિક પુરુષોમાં ગણી લઈશ." તે સાંભળીને હારૂને કહ્યું: " જો મને ઉપદેશની જરૂર હોય તો આટલો એકજ ઉપદેશ મારે માટે પૂરતો છે." ત્યારપછી તેમણે ફ્જિલના ઘરને બારણે ટકોરો માર્યો. ફ્જિલે અંદરથી પૂછ્યું:

"કોણ છે?" જવાબ મળ્યો "ખલીફા હારૂન રશીદ" ફુજિલે માંહી રહ્યાં રહ્યાંજ પૂછ્યું: "મારી પાસે આવવાનું તેમને શું પ્રયોજન? અને તેમની પાસે જવાનું મારે પણ શું પ્રયોજન? મને મહેરબાની કરીને બીજાં આળપંપાળ કામોથી દૂરજ રાખો તો ઘણું સારું." હારૂનના સાથીએ કહ્યું: "રાજા તરીકેની એમની ઇજ્જત જળવાય એવું તો કરશો ને?" ફુજિલે કહ્યું: "મારા મનને ચલાયમાન ન કરો." ત્યારપછી ખલીફાએ અને તેમના મિત્રે ફુજિલને વિનતિ કરી કે, "તમારી રજા હોય તો અમે અંદર આવીએ." ફુજિલે તેમને આવવાની હા તો કહી પણ રાજાનું મોઢું ન જોવાય તે સારુ તેમણે દીવો હોલવી નાખ્યો. હારૂન રશીદે અંધારામાં ફુજિલની સાથે હસ્તધૂનન કર્યું. રાજાના હાથને સ્પર્શ કરીને ફુજિલે કહ્યું: "ઓહો! કેટલો બધો કોમળ એમનો હાથ છે! નરકના અગ્નિમાંથી આવા કોમળ હાથવાળા માણસનું રક્ષણ થઇ શકે તો ઘણું સારું." આવું કહીને તે નમાજ પઢવાને સારુ ઊભા થઈગયા. હારૂનની આંખમાં આંસુ આવી ગયાં. તેમણે કહ્યું: "હજી પણ કાંઇક કહો તો વધારે સારું." નમાજ પઢી રહ્યા પછી ફુજિલે કહ્યું: "તમારા પિતા તો પયગંબર સાહેબના કાકા હતા. તેમણે એક વાર પયગંબર સાહેબ પાસે ખલીફાની પદવીને માટે પ્રાર્થના કરી ત્યારે તેઓ બોલ્યા: "કાકાજી! એક હજાર વરસ સુધી ખલીફાના પદ ઉપર આરૂઢ થઇને લોકોની સેવા કરવા કરતાં તમારું જીવન ખુદાની સેવામાં નિયુક્ત કરી દો એ બહેતર છે. હું તમને રાજ્યની બક્ષિસ ન આપતાં તમને તમારા મન ઉપરના સ્વામીત્વનું દાન દઉં છું." આટલું કહીને ફુજિલ મૌન રહ્યા; ત્યારે વળી હારૂને કહ્યું: "હજી પણ કાંઇક કહો." તે બોલ્યા: "ઓમર અબદુલ અજીજે ખલીફાના પદ ઉપર બેઠા પછી તરતજ અબદુલ્લાના પુત્ર સાલમને, હયૂતના પુત્ર રેજાને અને કાબેરના પુત્ર મહમ્મદને પોતાની પાસે તેડાવી મંગાવ્યા અને તેમને કહ્યું કે, "ખલીફાના પદને માટે મારી પસંદગી થઇ છે. હવે મારાં શાં શાં કર્તવ્યો છે તે તમે મને કહો." તેઓમાંના એક જણે કહ્યું: "જો ખુદાની સજામાંથી મુક્ત થવાની તમારી ઇચ્છા હોય તો તમારે વૃદ્ધ પુરુષોને તમારા પિતા તરીકે, જુવાનિયાઓને તમારા પુત્રો તરીકે, નાનાં છોકરાંને તમારાં પોતાનાં છોકરાં તરીકે અને સ્ત્રીઓને તમારી પોતાની બહેન અથવા માતા તરીકે માનજો અને તેમની

સાથે તમારો ઉપર કહ્યો તેવો સંબંધ છે એવું જાણીને તેમની સૌની સાથે પ્રેમયુક્ત વ્યવહાર રાખજો." તમને પણ હું તેવુંજ કહું છું. જે જે દેશોમાં પ્રભુપ્રેમીઓની વસ્તી છે તે બધા દેશ તમારા પોતાના ઘરને ઠેકાણે છે અને આખી પ્રજા એ તમારો પરિવાર છે. તમારાથી ઉંમરે મોટા હોય તેમની સાથે સંમાનપૂર્વક વર્તન કરવું, બરોબરિયાઓને ભાઇઓ ગણીને તેમની સાથે દયાયુક્ત વ્યવહાર રાખવો અને જેઓ નાના હોય તેમના કલ્યાણને માટે તમારે પ્રયત્ન કરવો. મને મનમાં એટલોજ ભય લાગે છે કે, તમારું આ સુંદર મુખમંડળ રખેને નરકના અગ્નિની ઝાળમાં દગ્ધ થઇને વરવું ન બની જાય." આ સાંભળીને ખલીફા રડી પડ્યો. ત્યારે ફુજિલે વળી થોડુંક ઉમેર્યું: "ખુદાનો હમેશાં મનમાં ભય રાખો, સાવધાન થઇ જાઓ, કયામતને દહાડે ખુદા દરેક જણને તેનાં પાપપુણ્યોના સંબંધમાં સવાલ પૂછશે અને સૌનો ઇન્સાફ કરશે." આ સાંભળીને હારૂનની વ્યાકુળતા વધી ગઈ. ત્યારે તેમનો મિત્ર ફુજિલને કહેવા લાગ્યો: "ફુજિલ! તમે તો ખલીફાને મારી નાખ્યા હોય એવું કર્યું!" ફુજિલે કહ્યું: "અરે હામાન! તું ચૂપ રહે. મેં એમને નથી માર્યા પણ તેં અને તારી ટોળીના બધા લોકોએ મળીને એમને મારી નાખ્યા છે." આ છેલ્લા બોલ સાંભળીને તો હારૂનનું રુદન ખાળ્યું રહ્યું નહિ. તેણે રડતાં રડતાં પોતાના મિત્રને કહ્યું: "એમણે તને 'હામાન' કહીને એટલા માટે બોલાવ્યો કે તેમણે મને ફેરૂન માની લીધો છે." પોતાનેજ ઈશ્વર કહેવડાવનાર ફેરૂનના મંત્રીનું નામ હામાન હતું. ત્યારપછી હારૂને ફુજિલને પૂછ્યું: "આપને કશું દેવું છે કે?" ફુજિલે કહ્યું: "હા, હું ખુદાની આગળ દેવાદાર છું અને જો ખુદા મને તે માટે કેદ કરે તો બહુ દુઃખની વાત નીવડે." હારૂને ફરીથી પૂછ્યું: "હું ખુદાની ફરજની વાત નથી પૂછતો. આપને લોકોનું કશું કરજ છે કે નહિ તેની વાત પૂછું છું." ફુજિલે કહ્યું: "ખુદાને શુક્ર અદા કરો, મને તેમની પાસેથી મનમાન્યા ધનની બક્ષિસ મળી છે. મારે તેમની વિરુદ્ધ કશી ફરિયાદ કરવાની નથી." પછી ખલીફા હારૂને ફુજિલની આગળ એક હજાર મહોરની કોથળી ઠાલવી દીધી અને તેમને એ ધન અર્પણ કરતાં કહ્યું: "આ દોલત હરામ નથી. મને એ મારી માતાએ વારસામાં આપેલી છે, માટે આપ તેનો સ્વીકાર કરો." ફુજિલે જરાક ચિડાઈને કહ્યું: "મેં તમને

જે ઉપદેશ દીધો તેની તમારા ઉપર કશી શુભ અસર થઇ હોય એવું મને દેખાતું નથી. તમે તો હમણાં ને હમણાંજ અવિચારી અને નિયમ વિરુદ્ધ આચરણ કરવા માંડયું. હું તમારા હૃદય ઉપરનો બોજો હલકો કરવા ઇચ્છું છું, તમને ઉદ્ધારને રસ્તે વાળવા ઇચ્છું છું; તેના બદલામાં તમે તો મારા ઉપર ઊલટો વધારે બોજો નાખો છો અને મને મૃત્યુના મોઢામાં ધકેલી દેવા જેવું કાર્ય કરો છો ! હું તમને કહું છું કે, તમારી પાસે જે કાંઈ હોય તે તમે ખુદાને અર્પણ કરો. જેને આપવું ઉચિતજ નથી તેને તમે તો આપવા આવ્યા છો ! મારા ઉપદેશથી તમને કશોજ લાભ થયો નથી." આટલું કહીને તે ઊઠીને ઊભા થયા અને પોતાના ઓરડાનું બારણું બંધ કરી દીધું. હારૂન રશીદે બહાર નીકળી આવ્યા પછી પોતાના મિત્રને કહ્યું: "ખરેખર, એ ઉન્નત પુરુષ છે એમાં કાંઇ શક નથી."

એક દહાડો ફુજિલે પોતાના નાના છોકરાને ખોળામાં લઇને તેને વાત્સલ્યભાવથી ચુંબન કર્યું, ત્યારે તે છોકરાએ પૂછયું: "બાબા ! તમે મને ચાહો છોજ ?" ફુજિલે કહ્યું: "હા બેટા, હું તને ચાહું છું." છોકરાએ ફરીથી પૂછયું: "તમે ખુદાને ચાહો છો ?" ફુજિલે કહ્યું: "હા બેટા." છોકરો બોલ્યો: "બાબા ! એક હૃદયમાં બે જણ ઉપરના પ્રેમનો શી રીતે સમાવેશ થતો હશે ?" ફુજિલ સમજી ગયા કે આ બાળકના મોઢામાંથી ઈશ્વર આ શબ્દો બોલાવે છે. તેજ ઘડીએ તેમણે છોકરાને ખોળામાંથી હેઠે મૂકી દીધો અને પોતે ઈશ્વરમાં મગ્ન થઇ ગયા.

સુફિયાન સુરિ તેમને વિષે કહે છે કે, "એક વાર સંધ્યાકાળથી માંડીને બીજા દહાડાની સવાર થતાં સુધી મેં ફુજિલની સાથે શાસ્ત્રચર્ચા કરી. ત્યાર પછી મેં તેમને કહ્યું કે, "આજની રાત ઘણીજ શુભ અને સુખમય નીવડી. કેવો સુંદર અને સુખદ સહવાસ આપણે ભોગવ્યો ?" ત્યારે ફુજિલે કહ્યું: "આજની રાત ઘણી અશુભ હતી." મેં પૂછયું: "તે કેવી રીતે ?" ત્યારે તેમણે કહ્યું: "કેમકે તમે આખી રાત નાના પ્રકારની યુક્તિઓ વડે મારા મનને સંતોષ પમાડવાનો પ્રયત્ન કરતા હતા. તમારી વાતોનો સદુત્તર આપીને તમને પ્રસન્ન કરવાનો હું મારા તરફથી પ્રયત્ન કરી રહ્યો હતો. પણ તેમ કરવાથી આપણે બેઉ જણ ખુદાને ભૂલી ગયા હતા. આવી રીતે માણસને સંતોષ પમાડવાને ખાતર એકબીજાનો સંગ કરવો અને શાસ્ત્રની ચર્ચા કરવી તે કરતાં સંગરહિત થઇને એકાંતમાં

ખુદાનો સંગ કરવો એ વધારે શ્રેયસ્કર છે."

એક જણ ફુજિલની પાસે આવ્યો ત્યારે તેમણે તેને પૂછ્યું: "કેમ આવ્યા છો?" તેણે કહ્યું: "તમારાદ્વારા સુખી થવાને અને તમારી સાથે પ્રેમસંબંધ જોડવાને આવ્યો છું." ફુજિલે કહ્યું: "આ વાતમાં મને એક સંદેહ રહે છે. તે એ કે તમે અસત્ય-દ્વારા મને છેતરશો અને હું પણ અસત્યદ્વારા તમને છેતરીશ. તમારા આવવાથી તમારો અને મારો સંબંધ આવા પ્રકારનો બની જશે, એ સિવાય તેનું બીજું કશું પરિણામ આવવાનું નથી."

પોતાનો હૃદયપલટો થયા પછી ફુજિલને એકાંતમાં રહેવાનું ઘણું ગમતું. ત્રીસ વરસ સુધી કોઇએ તેમને હસતાં જોયા નથી. પણ જે દહાડે તેમનો પુત્ર મરણ પામ્યો તે દહાડે તે હસ્યા. તે જોઇને લોકો તેમને કહેવા લાગ્યા, "એમાં તમારે હસવા જેવું શું છે?" ફુજિલે કહ્યું: "ખુદા એ છોકરાના મોતથી પ્રસન્ન થયા છે એવી મને જાણ થઇ તેથી ખુદાની પ્રસન્નતામાં ભાગીદાર થવાને સારુ હું પણ હસ્યો."

એક વાર ફુજિલ કહેવા લાગ્યા: "હે ખુદા! તું મને ભૂખ્યો રાખે છે, મારાં સ્ત્રી–છોકરાંને અન્નવસ્ત્ર વિના ટળવળાવે છે, રાતે ઘરમાં દીવો બાળવાનું તેલ પણ તું અમને નથી આપતો. આવો વ્યવહાર તું તારાં પ્યારાંઓની સાથેજ કરે છે, તે હું જાણું છું. હવે તું મને કહે જોઇએ, મારામાં તેં એવો તે કયો ગુણ દીઠો કે મને તેં તારા પ્રેમનો પાત્ર ગણ્યો?"

લગભગ બારસો વર્ષ અગાઉ મહાતપસ્વી ફુજિલ વિદ્યમાન હતા. મરતી વખતે તેમને બે દીકરીઓ હતી. પોતાના મૃત્યુ વખતે તેમણે પોતાની ધર્મપત્નીને કહ્યું: "મને કબરમાં દાટી દીધા પછી તું આ બે છોકરીઓને લઇને બર્તકિસ પર્વતના ઉપર ચડીને આકાશ ભણી દૃષ્ટિ કરીને કહેજે કે, "હે અલ્લા! ફુજિલના કહેવા પ્રમાણે હું તેના વતી તમને અરજ ગુજારવા આવી છું કે, તે જીવતો હતો ત્યાંસુધી તો તેણે પોતાનાં આશ્રિતોનું યથાસાધ્ય પાલનપોષણ કર્યું; પણ હવે તમે તેને કબરમાં કેદ કરી દીધો છે; માટે હવે આ છોકરીઓની હું તમારા હાથમાં સોંપણ કરવાને આવી છું."

ફુજિલના સ્વર્ગવાસ પછી તેમની પત્નીએ તેમના કહેવા મુજબ કર્યું. તે બર્તકિસ પર્વત ઉપર જઇને ખૂબ રડી અને તેણે

ખૂબ વ્યાકુળતાસહિત પ્રાર્થના કરી. દૈવયોગે એવું બન્યું કે યમન દેશનો રાજા તે વખતે ત્યાં આવી ચડયો. તેણે ફુજિલની સ્ત્રીનો વિલાપ, કકલાણ અને પ્રાર્થના સાંભળીને શી બિના બની હતી તે જાણી લીધું. બધું સાંભળી લીધા પછી તેણે કહ્યુંઃ "તમારી આ બે છોકરીઓને હું મારા છોકરાઓ સાથે પરણાવવા ઇચ્છું છું. બોલો, તમારી મરજી છે?" ફુજિલની સ્ત્રીએ કહ્યુંઃ "ભલે પરણાવો, મારે કશો વાંધો નથી." રાજાએ તેજ ઘડીએ તે છોકરીઓને પાલખીમાં બેસાડીને યમન મોકલાવી દીધી અને પોતાના છોકરાઓની સાથે તેમનાં ખૂબ ધામધૂમસહિત લગ્ન કરાવી દીધાં. દરેકને દસ દસ હજાર રૂપિયા સ્ત્રીધન પેટે આપ્યા.

## ઉપદેશવચન

૧. કોઇ મારી પાસે આવીને મને સલામ ન કરે અથવા હું માંદો હોઉં ત્યારે મારી સેવાચાકરી ન કરે તો તેથી હું ઘણો સંતુષ્ટ રહું છું અને તેણે મારા ઉપર ઘણો ઉપકાર કર્યો એવું માનું છું.

૨. રાત પડે છે ત્યારે હું એકલો પડું છું તેથી ખુશ થાઉં છું; સવાર થાય છે એટલે લોકોના શોરબકોરને લીધે મને દુઃખ થાય છે. કોઇ પણ માણસ મારી પાસે આવીને મારી શાંતિનો ભંગ કરે એવું હું ઇચ્છતોજ નથી.

૩. જે માણસ એકાંતથી ડરે છે, તે લોકોની સાથે પ્રેમસંબંધ જોડીને પોતાની શાંતિ ગુમાવે છે.

૪. સ્વર્ગમાં કોઇનું રડવું એ જેવું આશ્ચર્યજનક છે, તેવી રીતે સંસારમાં કોઇનું હસવું એ પણ તેટલુંજ આશ્ચર્યજનક છે.

૫. જેના મનમાં ખુદાનો ભય વસી ગયો છે, તેને મોઢેથી અસત્ય વાત નીકળતીજ નથી. અંતરમાં રહેલા ભયનો અગ્નિ વિષયકાસનાને અને સાંસારિક આસક્તિઓને બાળી નાખે છે.

૬. જે માણસ ખુદાથી ડરે છે, તેનાથી બધા લોકો ડરતા રહે છે; જે ખુદાનો ભય નથી રાખતો તેનાથી કોઇ બીતું નથી.

૭. સાધકને માટે ખુદાના ભયનું ભયંકર સ્વરૂપ ખુદાના જ્ઞાનરૂપ નીવડે છે. સાધકનો આ સંસાર પ્રતિ વૈરાગ્ય તેના પરલોક ઉપરના અનુરાગના પ્રમાણમાં હોય છે.

૮. સંસારમાં પ્રવેશ કરવો તો સહેલ છે, પણ તેમાંથી બહાર

નીકળવું કઠિન છે.

૯. સંસાર એક ગાંડાંનું દવાખાનું છે. તેમાં જે રહે છે તે બધાંજ ગાંડાં છે. જે ગાંડાં હોય તેમનેજ હાથેપગે સંસારરૂપી બંધનની બેડીઓ હોય ને?

૧૦. પરલોક જે નિત્ય છે તે માટીનો હોત અને ઇહલોક જે અનિત્ય છે તે સોનાનો હોત, તોપણ માટીની નિત્ય વસ્તુ ઉપરજ લોકો પ્રેમ રાખે એ યોગ્ય છે. પરંતુ જ્યારે પરલોકજ સુવર્ણમય છે અને ઇહલોકજ માટીનો છે, ત્યારે તો એવા માટીના સંસાર પ્રતિ આસક્ત થવાનું કશું કારણજ નથી.

૧૧. સ્વર્ગલોકમાં સેંકડોગણું નુકસાન સહન કરવા જ્યાં સુધી કોઇ તૈયાર થાય નહિ, ત્યાં સુધી તે સંસારમાં કશો લાભ મેળવી શકતો નથી.

૧૨. જો તમે સુકોમળ વસ્ત્ર અને સ્વાદિષ્ટ ખાદ્ય પદાર્થો ઉપર આસક્ત થશો તો તમે સ્વર્ગના ભોજન ઉપરનો તમારો હક ગુમાવશો.

૧૩. ઈશ્વર પ્રતિ વિનમ્ર ભાવ ધારણ કરવો, તેને આજ્ઞાનુવર્તી થઇને રહેવું અને તે જે કહે તે માન્ય કરવું એનુંજ નામ વિનય.

૧૪. જે માણસ પોતાને ઘણો મૂલ્યવાન માને છે, તે વિનયથી વંચિત રહે છે.

૧૫. જે માણુસ પોતાના ભાઇ ઉપર બહારથી પ્રેમ દર્શાવે છે અને મનમાં તેના પ્રતિ શત્રુભાવ રાખે છે, તેના ઉપર ખુદા પોતાનો અભિશાપ વરસાવે છે.

૧૬. લોકોના કહેવાથી સત્કાર્ય તરફ પ્રેમ રાખવો એ કપટતા છે અને લોકોને રાજી કરવાને સારુ સત્કાર્ય કરવાં એ જડપૂજા છે. આ બે ભાવથી જો ખુદા તમને ઉગારી લેશે તો તમારા હૃદયમાં વિશુદ્ધ પ્રેમની ઉત્પત્તિ થશે.×

× કારણુ કે લોકો તો પોતાની પામરતાને અને વિષયલોલુપતાને માફક આવે એવી હાએ હા કરાવવા માટેજ જાણીતા માણુસને 'મોટાભા' બનાવે છે. અંગત પાકી ચોકસી કર્યા વિના હાલની અવદશામાં ડૂબેલા ભારતવાસીઓની મરજી મુજબ ચાલવાવાળાને ઈશ્વર પ્રત્યે કપટી બનવા ઉપરાંત છેવટે તો દુનિયામાં પણુ ઇજ્જત ખોવીજ પડે છે. —સંપાદક

૧૭. જે માણુસ ખુદાને સત્યભાવે જુએ છે, તે ખુદાની સત્યભાવે પૂજા કરી શકે છે.

૧૮. ઈશ્વર સિવાય બીજા કોઇની લગારે આશા રાખવી નહિ અને ઈશ્વર સિવાય બીજા કોઇનો મનમાં ભય પણ રાખવો નહિ એનું જ નામ વાસ્તવિક રીતે ઈશ્વરની ઉપર નિર્ભર થઇ જવું.

૧૯. જે ઈશ્વરનો દૃઢતાસહિત આશ્રય પકડે છે, ઈશ્વરના કોઇ પણ કાર્યમાં જે કદી દોષારોપણ કરતો નથી, ઈશ્વરની નિંદા જેને મોઢે કદી આવતી નથી. અર્થાત્ જે અંતરથી અને બાહ્ય આચરણદ્વારા ઈશ્વરને માન્ય કરે છે તેજ એક સાચા અર્થમાં ઈશ્વરાવલંબી છે અથવા ઈશ્વરનો આશ્રિત છે.

૨૦. ઘણા લોકો પવિત્ર સ્થળમાં જઇને પવિત્ર બનીને પાછા આવે છે, ત્યારે ઘણા એવા પણ છે કે, જેઓ મક્કા જેવા તીર્થમાં જઇને પણ અપવિત્ર થઇને પાછા આવે છે.×



× કાશી જેવા પ્રાચીન અને હિંદુઓના ધાર્મિક સ્થાન માટે પણ અત્યારે આ એક કહેવત રૂઢ થઈ પડી છે કેઃ—

"રાંડ, સાંઢ, સીડી, સંન્યાસી, ઇનસે બચે તો સેવે કાશી."

—સંપાદક



# १५–महातपस्वी हुसेन बसराई

લગભગ તેરસો વર્ષ પૂર્વે મહાતપસ્વી હુસેનનો જન્મ મદીના શહેરમાં થયો હતો. મુસલમાન મહર્ષિઓમાં તે અગ્રગણ્ય ગણાય છે. તેમણે અનેક કઠોર સાધનાઓ કરી હતી અને અઘરા તથા ઊંચા પ્રકારનાં વ્રતોનું પાલન કર્યું હતું. તેમનું આખું જીવન ઉગ્ર તપશ્ચર્યા અને સખ્ત પશ્ચાત્તાપનું જીવન હતું. તેમની માતા મહાત્મા મહમ્મદ પયગંબરની ધર્મપત્ની આયેશાની એક પરિચારિકા હતી. જ્યારે હુસેનની મા પયગંબરના ઘરનું કામકાજ કરવામાં રોકાતી ત્યારે તે ભૂખ્યા થવાથી રડતા. આયેશાને પોતાને છોકરાં ન હતાં તેથી તેને આ છોકરા ઉપર વહાલ આવવાથી તે તેને પોતાના ખોળામાં લઈને પોતાનું સ્તન તેના મોઢામાં આપતાં. હુસેન ભૂખના માર્યા ખૂબ હોંસે હોંસે આયેશાનું સ્તન ચૂસતા તેથી તેમાંથી ટીપું ટીપું દૂધ ઝમતું તે તેમના મોઢામાં જતું. હુસેનનો જ્યારે જન્મ થયો ત્યારે તેમને હજરત મહમ્મદના પ્રચારબંધુ મહાત્મા ઓમરની પાસે લઈ જવામાં આવ્યા, ત્યારે તેમણે હુસેનનું મોઢું જોઈને કહ્યું: “ આ છોકરાનું મુખ સુંદર છે માટે એનું નામ ‘ હુસેન ’ અર્થાત્ સુંદર મુખવાળો એવું પાડો. ” હુસેને પોતાના જીવનમાં એકસો ને ત્રીસ સાધુઓનો સહવાસ સેવ્યો હતો. પયગંબર સાહેબના દૌહિત્ર હુસેનની સાથે તેમને ખાસ દોસ્તી હતી. તે હુસેનની સાથે રહીને વિદ્યા ભણ્યા હતા અને તેમને સંન્યાસધર્મની દીક્ષા આપનાર પણ હુસેનના પિતા આચાર્ય અલીજ હતા. મહર્ષિ હુસેનના જીવનમાં પરિવર્તન કરનારા પ્રસંગો નીચે મુજબ હતા.

હુસેન ઝવેરીનો ધંધો કરતા હતા અને હીરામોતીનાં ઘરેણાં પણ બનાવી જાણતા હતા. આથી કરીને તેઓ ‘ હુસેન ઝવેરી ’ એવા નામથી ઓળખાતા હતા. એકવાર તેમને વેપારને અંગે રોમ-

નગરમાં જવાનું થયું ત્યારે તે વખતના ત્યાંના રાજાના મંત્રીની પાસે કામપ્રસંગે ગયા હતા. તે મંત્રીની સાથે તેમને ખાસ મૈત્રી થઇ ગઇ. એકવાર તે મંત્રીના આગ્રહથી તેની સાથે ઘોડા ઉપર સવાર થઇને શહેરથી થોડે દૂર સીમમાં ભ્રમણ કરવાને ગયા. ત્યાં તેમણે દીઠું કે હીરામોતી ઇત્યાદિથી સુશોભિત એક અતિ વિશાળ તંબૂ ઊભો કરવામાં આવ્યો હતો અને રોમન સૈનિકોની એક ટુકડી ખૂબ ફાંકડાં વસ્ત્ર અને શસ્ત્ર આદિથી સજ્જ થઇને તે તંબૂની આસપાસ એક ચક્કર લગાવીને રોમન ભાષામાં કાંઇક બોલતી બોલતી ચાલી ગઇ. ત્યાર પછી સફેદ પોશાક પહેરીને કેટલાક વયોવૃદ્ધ પુરુષોની એક ટોળી ત્યાં આવી પહોંચી અને તેઓ પણ જેવા રૂઆબસહિત આવ્યા હતા. તેવા પાછા તંબૂની પ્રદક્ષિણા કરીને કાંઇક બોલતા બોલતા ત્યાંથી ચાલ્યા ગયા. ત્યાર પછી ચારસો વિદ્વાન પંડિતોની એક મંડળી ત્યાં ચાલી આવી અને તેઓ પણ તંબૂની પ્રદક્ષિણા કરીને અને કાંઇક બોલીને ચાલી ગઇ. તેમના પછી ઘણીજ રૂપાળી બસો દાસીઓ હીરામોતી અને માણેકથી ભરેલા સોનાના થાળ હાથમાં લઇને ત્યાં આવી. તેઓ પણ ઉપર મુજબ તંબૂની પ્રદક્ષિણા કરીને અને કાંઇક બોલીને ત્યાંથી ચાલી ગઇ. સૌથી છેવટે રાજા અને રાણી આવ્યાં. તેઓ તંબૂની અંદર પેઠાં અને થોડી વાર પછી બહાર આવ્યાં અને ચાલ્યાં ગયાં. હુસેને કહ્યું: "મને તો આ બધું જોઇને ઘણું આશ્ચર્ય ઉત્પન્ન થાય છે અને આ બિનાની પાછળ શો મર્મ રહેલો છે, તે ગમે તેટલો વિચાર કરતાં પણ કળી શકાતો નથી." પછી તેમણે પેલા મંત્રીને પૂછ્યું કે, "આ છે શું?" ત્યારે તેણે બધી હકીકત વિસ્તારથી કહેવા માંડી. તેણે કહ્યું: "અમારા દેશના રાજાને એક પરમ રૂપવાન અને ગુણવાન પુત્ર હતો. રાજાનો તેની ઉપર અત્યંત પ્રેમ હતો. તે રાજકુમાર અકસ્માત્ રીતે મરણ પામ્યો, તેથી રાજાને પાર વિનાનો શોક થયો. આ તંબૂની અંદર તે રાજકુમારની કબર છે. દર વરસે રાજા પોતાના દરબારીઓ અને સૈન્યસામંતસહિત અહીં એક વાર આવી જાય છે. સૌથી પહેલાં લશ્કરના સિપાઇઓની એક ટુકડી આવી હતી, તે તંબૂની પ્રદક્ષિણા કરીને કશુંક બોલતી બોલતી ચાલી ગઈ તે તમે દીઠું હતું; તેઓ એવું બોલતા બોલતા ગયા કે, 'હે રાજકુમાર! તમારી જે અવસ્થા થઇ છે તે જો અમારા બાહુબળ અને પરાક્રમથી સુધરી શકતી હોત તો અમે ઘણી ખુશીથી

અમારા પ્રાણનું બલિદાન ચડાવીને તમને પાછા બોલાવી લાવત; પણ જેણે તમારી આવી અવસ્થા કરી છે, તેની સાથે કોઇ પણ રીતે યુદ્ધ થઇ શકતુંજ નથી.' ત્યાર પછી નગરના વિદ્વાન પંડિતો આવીને એવું બોલી ગયા કે, 'હે રાજપુત્ર ! જો જ્ઞાન, વિજ્ઞાન અને પાંડિત્યના બળથી તમારું આ દુઃખ દૂર કરાતું હોત તો અમે તેમ કરત, પણ અહીં અમારા જ્ઞાનનું કશું ચાલતું નથી.' તેમના પછી શહેરના ગણ્યમાન્ય વૃદ્ધ પુરુષોની એક મંડળી આવી. તેઓ બોલ્યાઃ 'હે રાજકુમાર ! જો અમારા આશીર્વાદથી અને શોકોદ્ગારથી તમારા જીવનની રક્ષા થઇ શકતી હોત, તો અમે તેમ કરવાને કદી પણ પાછા હઠત નહિ.' ત્યારપછી રૂપવતી દાસીઓ હાથમાં રત્નોના થાળ લઇને આવી. તેઓ બોલીઃ 'હે અમારા માલિક ! જો ધન, સંપત્તિ અને રૂપયૌવન વડે તમને પાછા બોલાવી શકાતા હોત તો આ અમૂલ્ય રત્નો અને અમારું રૂપયૌવન તમારા ઉપર અમે ઓવારી નાખત પણ આ બનાવ જેની ઇચ્છાથી બન્યો છે, તેની આગળ લક્ષ્મી, ઐશ્વર્ય, રૂપ અને યૌવનની કશી કિંમત નથી.' સૌથી છેલ્લાં રાજા અને રાણી આવ્યાં. તેઓ બોલ્યાંઃ 'હે પ્રાણપ્રિય પુત્ર ! તારા બાપના હાથમાં કશી સત્તા નથી. અમે તારે સારુ મોટું લશ્કર મોકલાવ્યું, શાણા વિદ્વાન અને વયોવૃદ્ધ પંડિતોને મોકલાવ્યા, મોટા મોટા જ્ઞાનીઓને મોકલાવ્યા, રૂપયૌવનથી લચી પડતી સુંદરીઓ મોકલાવી અને છેવટે અમે પોતે આવ્યાં; સૈન્યબળ, જ્ઞાનબળ, ધનબળ અને સૌન્દર્યબળ, એ ચારેનો ઉપયોગ કરીને અમે અમારાથી થાય તેટલો પ્રયત્ન કરી જોયો, પણ જે બિના બની ચૂકી છે તેમાં ફેરફાર કરવાને તારો પિતા અશક્ત સાબિત થયો છે. જેની આજ્ઞાથી એ બિના બની છે, તેની આગળ તારો પિતા અને આખા સંસારની એકત્રિત કરેલી શક્તિ તેના સર્વસમર્થ બાહુની સામે અત્યંત તુચ્છ અને શક્તિહીન છે.' આવું બોલીને રાજા પણ ચાલ્યો ગયો. દરવરસે અમુક મુકરર દિવસે આ પ્રમાણે થાય છે."

તે મંત્રીના ઉપરોક્ત કથનથી હુસેનના હૃદયમાં અનુતાપ અને વૈરાગ્યનો ઉદય થઇ ગયો અને તેમની અંતર્દષ્ટિ વધારે સ્વચ્છ અને તીક્ષ્ણ બની ગઇ. તેમના હૃદયમાં ભારે સંક્ષોભ ઉત્પન્ન થવા લાગ્યો. તેમણે તરતજ પોતાનો બધો વેપારરોજગાર એકદમ સંકેલી લીધો અને પૂરેપૂરા વિરક્ત બનીને પોતે બસરા ચાલ્યા

ગયા. તેમણે તે ક્ષણથી પ્રતિજ્ઞા લીધી કે, "જ્યાંસુધી મારા જીવનમાં પાપનો લેશ માત્ર પણ વિકાર રહ્યો હશે, ત્યાંસુધી મારે આ સંસારની મોજમજા હરામ છે." ત્યાર પછી તેમણે સતત ઉપાસના અને કઠોર સાધનાનો એવો ઉગ્ર કાર્યક્રમ પોતાને સારુ ઘડી કાઢ્યો કે, એવી આકરી તપશ્ચર્યા તેમના જમાનામાં બીજો કોઇ સાધુ કરી શકેજ નહિ. લોકસંસર્ગનો એકદમ ત્યાગ કરીને પોતે તદ્દન એકાંતમાં રહેવા લાગ્યા. આવી રીતે ઘણો વખત વ્યતીત કર્યા પછી તેમણે અઠવાડિયામાં એક વાર જાહેર ઉપદેશ દેવાનું રાખ્યું, જેમાં આવવાનું સૌને નિમંત્રણ હતું. પણ સભામાં જ્યાંસુધી તપસ્વિની રબેયા આવી ન હોય, ત્યાંસુધી હુસેન પોતાનું પ્રવચન શરૂ કરતાજ નહિ. એક દિવસ તેમને કોઇએ કહ્યું: "આટલા બધા ઉચ્ચ કોટિના મહામાન્ય વિદ્વાનો તો તમારો ઉપદેશ સાંભળવાને આવ્યા છે, ત્યારે એક ડોશી આવી હોય તોએ શું અને ન આવી તોએ શું?" હુસેને જવાબ દીધો: "હાથીના પેટમાં સમાય એટલો શરબત મેં તૈયાર કરી રાખ્યો હોય, તો તેને હું કીડીઓને શી રીતે પાઇ શકવાનો હતો?"* વ્યાખ્યાન કરતાં કરતાં ઉત્સાહના આવેશને લીધે તે જ્યારે ઉદ્દીપ્ત થઇ જતા, ત્યારે રબેયાના તરફ જોઇને હુસેન કહેતા, "માજી! આ મારો ઉત્સાહાગ્નિ તમારા હૃદયના જ્યોતિમાંથી ઉત્પન્ન થયો છે." કોઇએ તેમને એવું પૂછ્યું હતું કે, "તમારો ઉપદેશ સાંભળવાને માટે આટલા બધા લોક આવે છે, તે જોઇને તમે મનમાં રાજી થાઓ છો કે નહિ?" તેના જવાબમાં તેમણે કહ્યું: "હું મારા શ્રોતાઓની સંખ્યાથી સંતુષ્ટ થતો નથી, પણ આટલા બધામાં જો એકજ માણસ સત્યનું શ્રવણ કરવાને સારુ અનુતપ્ત થઇને દીનતાયુક્ત ભાવ ધારણ કરીને આવ્યો હોય તો તેને જોઇને મને જેટલો સંતોષ થાય છે, તેટલો બીજા કશાથી નથી થતો." તેમને કોઇએ એવું પૂછ્યું કે, "વૈદ્ય પોતેજ જ્યારે માંદો

---

* આગળ રબેયાના ચરિત્રમાં પણ આવીતેવી બાબતો આવી જવા છતાં જે દૃષ્ટિથી મૂળલેખકે આ ચરિત્રમાં રહેવા દીધી છે, તેજ દૃષ્ટિથી આ ચરિત્રમાં પણ તે રહેવા દીધી છે. જે કોઇ—વિલક્ષણ (!) બુદ્ધિમાનોને અત્ર તરફના જે પણ પુસ્તકના સંબંધમાં આવી પુનરાવૃત્તિઓ દોષરૂપ ભાસે, તેમણે તે તે સ્થળે છેકો મૂકવો કે પછી પોતાની માન્યતા ઉપર છેકો મૂકવો તેને માટે તેઓ સ્વતંત્ર છે.

—સંપાદક

ને માંદો રહેતો હોય ત્યારે તે બીજાની માંદગીની ચિકિત્સા શી રીતે કરવાનો હતો ?" ત્યારે હુસેન બોલ્યાઃ "પ્રથમ તો પોતાના રોગનોજ ઈલાજ કરવો અને ત્યાર પછીજ બીજા રોગીઓને તેમના રોગનું ઓસડ આપવું એજ ઉત્તમ છે." એક વાર પોતાના ઉપદેશમાં તેમણે એવું કહ્યું હતું કે, "હે મનુષ્યો ! મારા ઉપદેશનું તમે શ્રવણ કરો. મારા જ્ઞાનથી તમારું કલ્યાણ થશે." શ્રોતાઓ બોલ્યાઃ "પણ અમારાં મન ઊંઘમાં પડચાં છે, તમારાં વચનો તેમાં પેસતાંજ નથી. ત્યારે હવે અમારે કરવું શું ?" હુસેન બોલ્યાઃ "તમારાં મન ઊંઘતાં નથી પણ મરી ગયાં છે. ઊંઘતાં હોત ત્યારે તો હું ઢંઢોળીને તેમને જગાડત, પણ જે મરીજ ગયાં છે; તે કોટિકલ્પે પણ જાગી શકતાં નથી." કોઇએ તેમને એવું કહ્યું કે, "કેટલાક લોકો તમારી કથાનો અનાદર કરે છે અને તમારી નિંદા કરે છે." હુસેને તેને કહ્યું: "હું હમેશાં પ્રભુના ધામમાં રહેવાની અને ખુદાનો સમાગમ સેવવાનીજ પ્રાર્થના કરતો રહું છું; મનુષ્યના સહવાસમાં નિર્ભયપણે રહેવાની હું કદી આશા રાખતોજ નથી. નિંદાખોરોની નિંદાથી સૃષ્ટિને ઉત્પન્ન કરનાર ઈશ્વિર પણ જ્યારે સલામત નથી ત્યારે હું શી રીતે સલામત રહેવાનો હતો ?"*

એક દહાડો જ્યારે તે સભામાં બેસીને ઉપદેશ આપતા હતા, તેવામાં બસરાનો બાદશાહ હોજ્જાજ ત્યાં પોતાના સૈન્યસામંતની સાથે આવીને ઊભો રહ્યો. એક જણે બાદશાહને જોઇને બીજાને કહ્યું: "આજે હવે હુસેનની પરીક્ષા થઇ જશે. બાદશાહનું સ્વાગત

* ખરામહાપુરુષો લોકનિંદાની પરવા કરતા નથી. એક મહાત્મા તો પોતાના નિંદકને માટે આવાં વચન કહે છેઃ—

**मन्निन्डया यदि जनो परितोषमेति तन्य प्रयत्न सुलभो यमनुग्रहो मे। श्रेयार्थिनो हि पुरुषा परतुष्टिहेतोः स्वोपार्जितान्यपि धनानि परित्यजन्ति ॥**

ભાવાર્થઃ—જો મારી નિંદા કરવાથી કોઇ માણસને સંતોષ થતો હોય તો એ સંતોષ મને વગરમહેનતે પ્રાપ્ત થયેલો મહાન આભાર છે; કેમકે પોતાનું ભલું ઇચ્છનારા પુરુષો બીજાને સંતોષ આપવા ખાતર પોતાને મળેલું ધન વાવ-કૂવા ગળાવવામાં તથા સદાવ્રતો વગેરે ખોલવામાં વાપરે છે; તો આવા સંતોષમાં તો મારે કંઇ ખર્ચ કરવાપણું નથી.

—સંપાદક

કરવાને સારુ તે પોતાનો ઉપદેશ વચમાંથી પડતો મૂકે છે કે નથી મૂકતા તે હવે જોવાનું છે." હોજ્જાજ બાદશાહ સભામાં આવીને એક ખાલી જગ્યાએ બેસી ગયા. હુસેને તેમના ભણી નજર પણ કરી નહિ અને પોતાની કથા કરતાજ ગયા." વ્યાખ્યાન પૂરું થયું અને સૌ ઊઠી ગયા ત્યારે હોજ્જાજે હુસેનની પાસે જઈને તેમના હાથ ઉપર ચુંબન કર્યું અને સૌ લોકોને કહ્યું: "તમારે સાધુનાં દર્શન કરવાની ઈચ્છા હોય તો હુસેનની પાસે જજો."

મહમ્મદ પયગંબરના પ્રચારબંધુ અલી એકવાર હુસેનના ઉપદેશ વખતે સભામાં આવ્યા અને તેમને પ્રશ્ન પૂછ્યો કે, "તમે જ્ઞાની છો કે જિજ્ઞાસુ છો?" હુસેને જવાબ દીધો: "મહમ્મદ પયગંબરના દ્વારા મને જે થોડાંક સત્યોની પ્રાપ્તિ થઈ છે, તેમનેજ હું ફરી ફરીને કહેતો રહું છું. હું જ્ઞાની નથી." આવો જવાબ સાંભળીને "એ સાધુ છે અને સદ્‌વક્તા છે." એવું કહીને અલી ત્યાંથી ચાલ્યા ગયા. તેમના ગયા પછી હુસેનને ખબર પડી કે એ તો મહાત્મા અલી પોતેજ અહીં આવ્યા હતા. આવું જાણતાંજ તે એકદમ વ્યાખ્યાનપીઠ ઉપરથી ઊતરી પડ્યા અને તેમની પાછળ દોડ્યા. થોડી વારમાં તેમને પકડી પાડ્યા પછી હુસેને તેમની આગળ વિનયપૂર્વક પ્રાર્થના કરી કે, "મને વજૂ (બાહ્યશુદ્ધિ) કરતાં શીખવો." અલીએ ત્યાં આગળજ એક પાણીનો ચંબુ મંગાવ્યો અને તેમણે હુસેનને વજૂ કરતાં શીખવ્યું. જે જગ્યાએ આ બિના બની હતી, તે જગ્યા આજે પણ "માગોલ તેસ્ત" એટલે જળપાત્ર એવા નામથી ઓળખાય છે.

હુસેનના મનમાં ભય એટલો બધો ઘર કરી બેઠો હતો કે, જ્યારે તે એકલા પડતા ત્યારે તેમના મનમાં એવોજ વિચાર આવીને ઊભો રહેતો કે જાણે જલ્લાદ તેમની પાસેજ તૈયાર થઈને ઊભો હોય. કોઈએ તેમને કદી હસતા તો જોયાજ નથી. તેમની માનસિક વેદનાની તીવ્રતા અસાધારણ હતી. એક વાર કોઈને રડતો જોઈને તેમણે પૂછ્યું: "કેમ રડે છે?" તે બોલ્યો: "હું મહમ્મદ કાબેરની પાસે ગયો હતો ત્યાં તેમને મોઢેથી હું એવું સાંભળી આવ્યો કે, ધાર્મિક પુરુષોમાં પણ એક જણ* એવો છે કે જેને પોતાનાં પાપની સજા ભોગવવાને સારુ

* જાણવા છતાં પણ ધર્મપાલનથી અવળું કોણ ચલાવે છે,

અમુક વરસ સુધી નરકવાસ ભોગવવો પડશે. આવું સાંભળીને મને મનમાં ઘણો ભય લાગ્યો છે અને તેથી કરીને મને રડવું આવી જાય છે." હુસેને આ ઉત્તર સાંભળીને કહ્યુંઃ "તું જેની વાત કરે છે તે માણુસ હુસેનજ હોવો જોઇએ. એક હજાર વરસ સુધી નરકાગ્નિમાં તપ્યા પછી તેનો કદાચ ઉદ્ધાર થાય તો થાય."

હુસેનને હાથે બાલ્યાવસ્થામાં એક પાપ થઇ ગયું હતું. તે પાપનું સ્મરણુ તાજું રાખવાને સારુ તેમણે એવો નિયમ કરી રાખ્યો હતો કે, જ્યારે કોઇ નવું વસ્ત્ર પહેરવું ત્યારે તેના ઉપર તે પાપનું નામ લખી રાખવું. લખતાં લખતાં પોતે ખૂબ રડતા અને એક વાર તો રડતાં રડતાં બેહોશ પણુ થઇ ગયા હતા.

માલેક દિનાર કહે છે કે, "મેં હુસેનને પૂછ્યું કે મારી દુર્દશા કઇ જાતની છે?" તેમણે કહ્યું: "હૃદયનું મૃત્યુ" મેં પૂછ્યું: "'હૃદયનું મૃત્યુ' એટલે શું?" તેમણે કહ્યું: "મનની સંસારમાં આસક્તિ."

મહાતપસ્વી હુસેન પોતાની જાતને એટલી હદ સુધી નીચ અને અધમ માની લેતા કે તે હરકોઇ માણુસને અને હરકોઇ પ્રાણીને પણુ પોતાનાથી શ્રેષ્ઠ સમજતા. એકવાર પોતે દજલા નદીને કિનારે થઇને જતા હતા ત્યાં એક કાફરી જાતિનો માણુસ તેમની નજરે પડ્યો. તે કાફરી નદીને કિનારે એક સ્ત્રીની સાથે બેઠો હતો. સામે એક મોટો સીસો હતો, તેમાંથી તે કશો પ્રવાહી પદાર્થ પીતો હતો. તેને જોઇને હુસેન બોલ્યા કે, "આ માણુસ મારા કરતાં શ્રેષ્ઠ હશે કે નહિ?" પછી જરાવાર વિચાર કરીને બોલ્યાઃ "નહિ, નહિ, તે મારા કરતાં શ્રેષ્ઠ ન હોઇ શકે, કારણુ કે તે સ્ત્રીની સાથે બેસીને દારૂ પીએ છે." એટલી વારમાં તો ત્યાં આગળ એક હોડી આવી લાગી અને અકસ્માત્ રીતે પાણીએ કાંઇ એવો જોરથી ઉછાળો માર્યો કે તે હોડી ઊંધી વળી ગઇ અને તેમાં સાત માણુસો બેઠેલાં હતાં તે જળમાં ડૂબી જવાની તૈયારીમાં હતાં, તેજ ક્ષણે પેલા કાફરીએ ઝટ લઇને પાણીમાં ભૂસકો માર્યો અને અત્યંત સાહસ અને બહાદુરીથી સાતમાંના છ જણુને કિનારે લઇ આવ્યો અને પછી હુસેનના ભણી જોઇને તે બોલ્યોઃ

---

તે વિષે ગીતામાં પણુ કહ્યું છે કેઃ—

**काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।**
**महाशनो महापाप्मा विद्धयेनमिह वैरिणम् ॥अ. ३; श्लो. ३७**

"સાત જણુ પાણીમાં ડૂબી ગયાં હતાં તેમાંના છ જણુને તો મેં બચાવી લીધાં. હવે બાકીના એકને તારાથી બચાવી લેવાતો હોય તો બચાવી લે. હે મુસલમાનોના ગુરુ! આ જે સ્ત્રીને તું મારી સાથે જુએ છે તે મારી મા છે અને આ સીસો, જેમાંથી તેં મને પીતો જોયો હતો તેમાં પાણી છે. તું આંધળો છે કે દેખતો તેનું મારે પારખું કરી જોવું હતું તે મેં કરી લીધું અને હવે હું સમજી ગયો છું કે તું આંધળોજ છે." આ સાંભળીને હુસેનને ઘણી લજ્જા આવી અને તેમણે તે કાફરીને ચરણે સાષ્ટાંગ નમસ્કાર કરીને તેની ક્ષમા માગી. પછી તેમણે કહ્યું: "હે કાફરી! તેં જ્યારે આટલાં બધાંને નદીના પાણીમાં ડૂબી મરતાં બચાવી લીધાં, ત્યારે અહંકારરૂપી નદીમાંથી તું મને પણ બચાવી લે તો કેવું સારું!" કાફરીએ તેમને "તું દેખતો થઇ જા" એવો આશીર્વાદ દીધો. આ બનાવ બની ગયા પછી હુસેન પોતાની જાતને કોઇના કરતાં પણ શ્રેષ્ઠ માનતાજ નહિ. એક દહાડો એક કૂતરો તેમની પાસે આવીને બેઠો. કોઇએ તેમને પૂછ્યું કે, "આ કૂતરો શ્રેષ્ઠ કે તમે શ્રેષ્ઠ?" તેમણે કહ્યું: "જો હું મારું ધાર્મિક જીવન બરાબર સાચવી શકતો હોઉં ત્યારે તો હું શ્રેષ્ઠ; નહિ તો મારા જેવા એક નહિ પણ સો હુસેનના કરતાં પણ આવો એક કૂતરો શ્રેષ્ઠ છે."

હુસેન કહે છે કે, "હું ત્રણ માણસની આગળ ભોંઠો પડી ગયો હતો. એક વાર એક દારૂડિયા આગળ, બીજી વાર એક નાના છોકરા આગળ અને ત્રીજી વાર એક સ્ત્રીની આગળ. એક વાર મને એક દારૂડિયો મળ્યો. તે ખૂબ દારૂ પીને ભાન ગુમાવી બેઠો હતો. તે લથડિયાં ખાતો ખાતો કાદવ ઉપર થઇને ચાલ્યો જતો હતો. મેં તેને કહ્યું: "અલ્યા! જરા ઠેરવીને ટાંટિયો મૂક, નહિ તો હમણાં ગોથું ખાઇ જઇશ." તે બોલ્યો: "તું તારો પોતાનોજ પગ સ્થિર રાખીશ તો ઘણું છે; કારણ કે હું તો એક દારૂડિયો છું અને તું એક ધર્મગુરુ તરીકે પ્રસિદ્ધ છે. હું પડી જઇશ તો પાછો શરીર ઉપરથી કાદવ ખંખેરી નાખીને ઊભો થઇ જઇશ, કાદવમાં પડી જવું એ મારે માટે તો રોજની બિના છે; પણ તું સાચવીને ચાલજે. તું જો એક વાર લપસી પડીશ તો તને તો તે વસમું થઇ પડશે." ત્યાર પછી એક નાનો છોકરો હાથમાં દીવો લઇને જતો હતો. મેં તેને પૂછ્યું. "અલ્યા! તું આ દીવો ક્યાંથી લાવ્યો?" એટલી વારમાં

તો પવનનો એક ઝપાટો આવ્યો અને તે દીવો હોલવાઇ ગયો. છોકરાએ મને પૂછ્યું: "પહેલાં તમે મને એ કહો કે આ દીવો ગયો કયાં? ત્યાર પછી તે દીવો કયાંથી લાવ્યો તે હું તમને કહીશ."* ત્યાર પછી એક વાર એવું બન્યું કે એક અતિશય રૂપાળી સ્ત્રી હાથ અને મોઢું ઉઘાડાં રાખીને ગુસ્સામાં ને ગુસ્સામાં મારી સામે આવી ને ઊભી રહી. તેને આવી હાલતમાં જોઇને હું જરા શરમાઈ ગયો અને મેં તેને કહ્યું કે, "પ્રથમ તમારા હાથ અને મોઢું બૂરખાની અંદર ઢાંકી દો." ત્યારે તે કહેવા લાગી કે, "હું એક સૃષ્ટ પદાર્થના પ્રેમને લીધે એટલી બધી બેબાકળી બની ગઇ કે મને મારી જાતનું કશું ભાનજ ન રહ્યું. તમે મને સાવધાન કરીન હોત તો હું આ પ્રમાણે ઉઘાડે મોઢે બજારમાં ચાલી જાત. પણ તમે તો સૃષ્ટિકર્તાના પ્રેમમાં મત્ત હોવા છતાં, આટલી વાતચીત કરવાનું અને મારું ઉઘાડું મોઢું જોઇને શરમાઇ જવાનું તમને ભાન શી રીતે રહે છે એજ મને તો ભારે નવાઇ લાગે છે!"

એક દિવસે હુસેનની અને તેમના સાથીઓની સ્તુતિ કરતાં કોઇએ કહ્યું કે, "તમે બધા પયગંબરસાહેબના સાથીઓના જેવાજ છો." આવી પ્રશંસા સાંભળીને સૌ ખુશ થયા પણ હુસેન બોલી ઊઠચા કે, "અમારાં મોઢાં અને દાઢી તેમના જેવાં છે તેથી કહો છો કે અમારામાં તેમના બીજા ગુણ જોઇને કહો છો? જે મહાપુરુષોની સાથે તમે અમને સરખાવો છો, તેમને જો તમે બરાબર જોઇ લીધા હોત તો તમે તેમને ધર્મોન્મત્ત બની ગયેલા જોયા હોત. તેઓ જો અમને જુએ તો અમારામાંથી એકને પણ તેઓ સાચો મુસલમાન કહે નહિ. તેઓ તો તેજી ઘોડાના ઉપર સવાર થઈ ને વાયુ અથવા પક્ષીના વેગથી સ્વર્ગના રાજ્ય તરફ દોડી ગયા

* તુર્કી, મિસર તથા તેથી પણ આઘેના દેશોમાં ધર્મનો પ્રચાર કરવા નીકળી પડેલા બૌદ્ધ પરિવ્રાજકો ભારતના સુંદરમાં સુંદર વિચારોનાં બીજ તે તે દેશોમાં વેરી ગયા હતા તેનું એક દૃષ્ટાંત અહીં મળી આવે છે. દીવો કયાંથી આવ્યો અને કયાં ગયો તે વિષે અશ્વઘોષ નામના એક બૌદ્ધ કવિએ 'સૌંદરાનંદમ્' નામના એક કાવ્યમાં એજ વિચાર દર્શાવ્યા છે:—

**दीपो यथा निर्वृतिमभ्युपेतो नैवावनिं गच्छति नान्तरिक्षम्।**
**दिशां न काञ्चिद् विदिशां न काञ्चिद् स्नेहक्षयात् केवलमेति शान्तिम्॥**

—સેવાનંદ

હતા અને અમે તો પીઠે ચાંદાંવાળા અને શરીરે દૂબળા ગધેડાની ઉપર બેસીને જરાજરા આગળ વધીએ એવા છીએ."

એક વાર કોઇ મુસાફર હુસેનની પાસે આવી ઊભો અને તેણે સહિષ્ણુતાને વિષે તેમને પ્રશ્ન પૂછયો. તેમણે કહ્યું: "સહિષ્ણુતા બે પ્રકારની છે, એક તો દુઃખમાં અને વિપત્તિને પ્રસંગે અને બીજી ઈશ્વરે જે જે બાબતોનો નિષેધ કર્યો હોય તેનાથી દૂર રહેતી વખતે." ત્યાર પછી તેમણે તે મુસાફરની આગળ ધૈર્યને લગતી કેટલીક ગૂઢ બાબતોનું સ્પષ્ટીકરણ કર્યું. તે મુસાફરે બધું સાંભળી લીધા પછી કહ્યું: "તમારા કરતાં વૈરાગ્યમાં અને સહિષ્ણુતામાં ચડી જાય એવો માણસ મેં દીઠો નથી અને સાંભળ્યો પણ નથી." હુસેન બોલ્યા: "ઓ મારા ભાઇ! મારામાં જે ધૈર્ય છે તેનું કારણ અધૈર્ય છે અને મારામાં જે વૈરાગ્ય છે તેનું કારણ આસક્તિ છે." મુસાફરે કહ્યું: "તમારા આવા કથનથી મારો વિશ્વાસ ડગમગી જવા આવ્યો છે, માટે તમારા કથનમાં શું તાત્પર્ય રહેલું છે તે મને વિસ્તારથી સમજાવો." હુસેને કહ્યું: "મને દોજખના અગ્નિનો અતિશય ભય લાગે છે; એ ભયને લીધે મારું હૃદય બધો વખત કંપતું ને કંપતુંજ રહે છે, મારા અધૈર્યનો કોઇ શુમાર નથી બેહિસ્ત (સ્વર્ગ)ના પ્રતિ મારો અતિશય લોભ હોવાને લીધેજ સંસારના પ્રતિ મારો વૈરાગ્યભાવ રહે છે. સાચા ધૈર્યવાન તો તેઓજ કહેવાય કે જેમનું ધૈર્ય શુદ્ધ ઈશ્વરભક્તિમાંથી પેદા થયું હોય. દોજખ(નરક)ના અગ્નિથી બચી જવાની વ્યાકુળતાને લીધે જેઓ ધૈર્યવાન જેવા દેખાય છે, તેઓ સાચા ધૈર્યવાન ન કહેવાય. એવી રીતે જેમનો વૈરાગ્ય ઈશ્વરને અર્થેજ ઉત્પન્ન થયો હોય તો તે વૈરાગ્ય સાચો; સ્વર્ગમાં જવાના લોભને વશ થઇને જેઓ વૈરાગ્યવાન થતા હોય તેમનો વૈરાગ્ય સાચો હોતો નથી."

કોઇએ હુસેનને કહ્યું કે, "એક માણસ વીસ વરસથી મસ્જિદમાં નમાજ પઢવા ગયો નથી, તેમ કોઇની સાથે કશું બોલતો પણ નથી. તદ્દન નિઃસંગ અવસ્થામાં રહે છે." આવું સાંભળીને હુસેન તે માણસની પાસે ગયા અને તેને કહેવા લાગ્યા કે, "તમે મસ્જિદમાં નમાજ પઢવા નથી આવતા અને કોઇની સાથે કશો સંબંધ નથી રાખતા તેનું શું કારણ?" તે બોલ્યો: "મને માફ કરો, હું ઘણો કામમાં છું." હુસેને પૂછયું: "શા કામમાં રોકાયા છો?" તે બોલ્યો: "મારા મોઢામાં એક પણ નિઃશ્વાસ એવો નથી નીક-

ળતો કે જેમાં ઈશ્વરની દયાનો સંચાર ન હોય અને જેમાં મારા અપરાધની ગંધ પણ ન હોય. તે માટે–ઈશ્વરની દયાને માટે મારી કૃતજ્ઞતાનો સ્વીકાર કરવામાં અને મારા અપરાધને માટે ક્ષમા માગવામાં હું રોકાયેલો અને રોકાયેલો રહું છું." હુસેને તેને કહ્યું: "તમે જેમ રહો છો તેમજ રહેજો. તમે મારા કરતાં શ્રેષ્ઠ છો."

એક દહાડો હુસેનને કોઇએ પૂછ્યું: "વારુ, કોઈ દહાડો તમને સુખનો અનુભવ થયેલો કે નહિ?" તેના જવાબમાં હુસેન બોલ્યા: "એક દહાડો હું મારા ઘરની અગાસીમાં બેઠો હતો, ત્યાં રહ્યાં રહ્યાં મેં મારા પાડોશી અને તેની સ્ત્રીની વાતચીત સાંભળી. તે સ્ત્રી તેના પતિને કહેવા લાગી: "આજકાલ કરતાં પચાસ વર્ષથી હું તમારા ઘરમાં છું. તમારા ઘરમાં ધનસામગ્રી હોય કે ન હોય, તોપણ હું સંતુષ્ટ રહી છું. ટાઢતાપ, સુખદુ:ખ બધુંજ હું ધૈર્ય રાખીને સહન કરતી આવી છું. તમારી પાસે હું કાંઇ ઝાઝું માગતી નથી. તમારી ઇજ્જત આબરૂ સચવાય તેવી રીતે હું વર્તું છું. કોઇની આગળ તમારું ઘસાતું બોલતી નથી. પણ એક બાબતમાં હું તમારું કહ્યું કરી શકતી નથી અને તે એ કે તમારે મારા જીવતાં બીજી બાયડી ઘરમાં આણવી નહિ. આટલાં બધાં દુઃખ અને સંતાપ મેં એટલા વાસ્તે સહન કર્યાં છે કે હું તમારી રહું અને તમે મારી એકલીનાજ રહો. પણ તમે બીજી કોઈ સ્ત્રીના તરફ લુબ્ધ થાઓ તે હું નહિ સહન કરું. આજે મેં તમને એક સ્ત્રીના ભણી મોહભરી નજર નાખતા જોયા છે અને તેથી અત્યારે તમારા દેખતાંજ હું કાજીની પાસે જઇને તમારી વિરુદ્ધ ફરિયાદ માંડું છું." આ સાંભળીને મારી આંખમાં આનંદનાં આંસુ ઊભરાઇ આવ્યાં. પછી આ બાબતનું દૃષ્ટાંત કુરાનમાં છે કે નહિ તે હું શોધવા લાગ્યો. શોધતાં શોધતાં મને એક વચન મળી આવ્યું જેમકે:–

"જે માણસ ખુદાની સાથે બીજા કોઇને પણ લાવીને બેસાડી દેશે તેને ખુદા કદી ક્ષમા નહિ કરે તે તું નક્કી યાદ રાખજે. જે એકલા ખુદાના ઉપરજ મહોબત રાખે છે, તેજ ખુદાની માફીનો હકદાર છે. (ખુદા કહે છે) હું તમારી બધી ભૂલોની માફી આપીશ; પણ તમારા હૃદયના એક ખૂણામાં પણ જો તમે મારા સિવાય બીજી કોઇ વસ્તુના ઉપર પ્રેમ રાખશો તો તમને કદી માફી નહિ મળે, નહિ મળે." આવું ખુદાનું વચન છે.

કોઇએ હુસેનને પૂછ્યું: "તમારી અવસ્થા કેવી છે?" ત્યારે તે બોલ્યા: "ભરદરિયે ભાંગી ગયેલા વહાણના એક પાટિયાને કોઈ વળગી રહ્યો હોય, તેની અવસ્થા તમે કેવી ધારો છો?" પેલા માણસે કહ્યું કે, "એ તો ઘણીજ વિકટ." હુસેને કહ્યું: "ત્યારે તેવીજ તમે મારી દશા સમજી લેજો."

એકવાર ઈદના તહેવારમાં કેટલાક લોકોને રમતગમત અને ટોળટીખળ કરતા જોઇને હુસેન બોલી ઊઠયા: "આ બધાં માણુસોની બાબતમાં મને અચરજ એ લાગે છે કે, તેમને પોતાની ખરી હાલતનું કશું ભાન છે નહિ અને આવી રીતે રમતગમતમાં પોતાનો વખત ગાળે છે." એકવાર તેમણે એક જણને કબ્રસ્તાનમાં બેસીને સારું સારું ખાતો દીઠો. તેમણે કહ્યું કે, "એ માણુસ અત્યંત અવિશ્વાસી હોવો જોઇએ." કોઇએ પૂછ્યું કે, "તમે શાથી જાણ્યું?" તેમણે કહ્યું: "મરી ગયેલાં માણુસની પાસે બેસીને જેને ઇંદ્રિયોનાં સુખ ભોગવવાની સ્પૃહા થયા કરે, તે માણુસને મૃત્યુ અને પરલોકના વિચાર નહિજ આવતા હોય ત્યારે કની? આ અવિશ્વાસનાં લક્ષણ છે."

## હુસેનની ઈશ્વરપ્રાર્થના

"હે ઈશ્વર! તમે મને સંપત્તિ આપી પણ તે માટે મેં કૃતજ્ઞતા દર્શાવી નથી. તમે મારા ઉપર વિપત્તિઓ નાખી ત્યારે મેં ધૈર્ય ધારણ કર્યું નથી. પણ હું અકૃતજ્ઞ રહ્યો તે છતાં તમે મારી સંપત્તિને પાછી ખેંચી લીધી નહિ; અને મેં ધૈર્ય ધારણ કર્યું નહિ તોપણ તમે મારી વિપત્તિને સ્થાયી કરી નહિ. હે ઈશ્વર! તમારાદ્વારા એક કૃપા સિવાય બીજું શું થાય એમ છે?"

હુસેન પોતાની છેલ્લી ઘડીએ હસ્યા. તે પહેલાં કોઇએ તેમના મોઢા ઉપર કદી હાસ્ય જોયુંજ નથી. તે એક વાર હસ્યા અને 'કયું પાપ? કયું પાપ?' એટલું બોલતાં બોલતાં તેમનો પ્રાણ ચાલ્યો ગયો. ત્યાર પછી કોઇ વૃદ્ધ માણુસે તેમને સ્વપ્નમાં જોઇને તેમને પૂછ્યું: "તમે જીવતાં તો કદી હસ્યાજ નથી, ત્યારે મરતી વખતે શાથી હસ્યા?" ત્યારે હુસેને તેને કહ્યું: "મેં મરતી વખતે એવી આકાશવાણી સાંભળી કે, 'હે યમ! એને ખૂબ જકડીને બાંધજે. હજી પણ એનું એક પાપ બાકી રહી ગયું છે.' ફક્ત એકજ પાપ બાકી રહ્યું છે એવું સાંભળીને હું ખુશ થયો અને તેથી હસ્યો અને

'કયું પાપ? કયું પાપ?' કહેતાં કહેતાં મેં મારો આત્મા તેના હાથમાં સંપૂર્ણ આનંદપૂર્વક સોંપી દીધો.

## ઉપદેશવચન

૧. માણુસના કરતાં બકરાંમાં વધારે અક્કલ છે, કારણ કે તે ભરવાડનો અવાજ સાંભળીને વગડામાં જ્યાં ચરતાં હોય ત્યાંથી પોતાના માલિક ભણી દોડયાં આવે છે અને ચરવાનું પડતું મૂકે છે; પણ માણુસ એવો છે કે, ઈશ્વરનો સાદ તે સાંભળે છે, તોપણ તે તેની પાસે દોડી જતો નથી અને પોતાના વિષયભોગના સુખમાંથી મનને ખેંચી લેતો નથી.

૨. અસાધુ લોકોના સંસર્ગમાં રહેવાથી, તમારા મનમાં સાધુઓના પ્રતિ સંસર્ગમાં રહેવાની બેદરકારી ઉત્પન્ન થશે.

૩. કોઇ મને દારૂ પીવાનું અને સંસારમાં આસક્ત થવાનું નિમંત્રણ દે, તો હું દારૂ પીવાના કરતાં સંસારમાં આસક્ત થવા તરફ વિશેષ ઘૃણા કરું.

૪. જ્યારે મને એવું લાગશે કે હવે તમારા મનમાં જરા જેટલો પણ ઈશ્વરની વિરુદ્ધ ભાવ રહ્યો નથી, ત્યારે હું કબૂલ કરીશ કે હવે તમને ઈશ્વરનું સત્ય જ્ઞાન પ્રાપ્ત થયું છે.

૫. મૂર્ખ લોકો જ્યારે જુએ છે કે અમારી પાછળ પુષ્કળ નોકરચાકર છે, ત્યારે તેઓ અહંકારથી ફુલાઈ જાય છે.

૬. જો તમારે કોઈના પ્રતિ આજ્ઞા કરવાની ઇચ્છા હોય તો ઉચિત તો એ છે કે તમેજ પ્રથમ આજ્ઞાકારી બની જાઓ.

૭. મને મારાં સ્ત્રી, પુત્ર અને નોકરચાકર કરતાં મારા સહધર્મી સાથીઓ વધારે પ્રિય છે, કારણ કે તેઓ મારી સાથે ધર્મના બંધનથી જોડાયેલા મારા બંધુઓ છે અને મારાં સગાંવહાલાં સાંસારિક બંધુઓ છે અને ધર્મના વિરોધીઓ છે.

૮. ફરજ એટલે શું? અંતરાત્માના પ્રકાશને અનુસરીને ચાલવું તે.

૯. ઇન્દ્રિયાસક્ત માણસો, દુરાચરણી લોકો અને ધર્મનીતિથી વિરુદ્ધ આચરણ કરનાર ધર્મગુરુ, એ ત્રણના દોષ જાહેર કરવા એ નિંદા કરી ન કહેવાય.

૧૦. વિષયી લોકો મરતી વખતે ત્રણ બાબતોને વિષે ખેદ

દર્શાવીને મરી જાય છે. (૧) હજી ઇન્દ્રિયસુખભોગને અમે પેટ ભરીને ભોગવ્યા નહિ. (૨) અમે જે જે આશાઓ રાખેલી તે અમારી પૂર્ણ થઈ નહિ. (૩) પરલોકનું ભાથું અમે બાંધી લીધું નથી.

૧૧. જેઓ પોતાના ઉપર ઝાઝો ભાર લઇને ફરે છે તેઓનું મૃત્યુ થાય છે, પણ જેઓ પોતાના ઉપર થોડો ભાર લે છે, તેઓ મુક્ત થઇ જાય છે.

૧૨. જેઓ સંસારનો કોઇની આપેલી થાપણ તરીકે ઉપયોગ કરે છે, તેમના અપરાધની ઈશ્વર ક્ષમા આપે છે. તેઓ તે થાપણ તેના મૂળ માલિકને પાછી સોંપી દઇને પોતાના માથા ઉપરથી ભાર હલકો કરી નાખે છે અને પછી અનાયાસે સંસારના માર્ગ ઉપર થઇને ચાલ્યા જાય છે.

૧૩. જેઓ સંસારને ભાંગી નાખીને તેના ભાંગ્યાતૂટ્યા અવશેષ વડે પારલૌકિક મહેલ બાંધે છે અને પરલોકને ભાંગીને તેના અવશેષ વડે સંસારની રચના નથી કરતા, તેમનેજ હું તો ચતુર અને જ્ઞાની કહીશ.

૧૪. જેણે ઈશ્વરને ઓળખ્યો છે, તેણે તેના પ્રતિ પ્રેમ જોડ્યો હોય છે અને જેમણે સંસારને ઓળખ્યો છે, તેમણે ઈશ્વરની સાથે શત્રુભાવ રાખ્યો છે.

૧૫. સંસારમાં રહેતી વખતે ઇન્દ્રિયોને મજબૂત સાંકળ વડે બાંધી રાખવાની એટલી બધી જરૂર છે કે તેટલી તો કોઇ ઢોરને પણ બાંધવાની જરૂર હોતી નથી.

૧૬. તમારા મરણ પછી દુનિયા તમને કેવી રીતે યાદ કરશે અને તમારી સાથે કેવી રીતનું વર્તન કરશે તે જો તમારે જાણવું હોય, તો બીજા લોકોના મરણ પછી તેમનું શું થાય છે તે જોઇજ લો ને!

૧૭. હું ખુદાના કસમ ખાઇને કહું છું કે લોકો સંસારમાં આસક્ત હોવાથીજ જડ મૂર્તિઓનું પૂજન કરે છે.

૧૮. ઈશ્વરના તરફથી જે વર્ણમાળાની આપણને પ્રાપ્તિ થઇ છે, તેની તમારા પૂર્વજો મર્યાદા જાળવીને રક્ષા કરતા હતા, રાત્રે તેનુંજ ચિંતન કરતા હતા અને દિવસે તેને અનુસરીને કાર્ય કરતા હતા. તમે તે પ્રમાણે કરવા ઇચ્છતા નથી તેટલા માટે તો તમે સ્વર્ગીય લેખના અક્ષરોમાં ફેરફાર કરીને સંસારની વર્ણમાળાની રચના કરી છે.

૧૯. એક હજાર વરસની નમાજના કરતાં અનાસક્તિનું એક બિંદુ વધારે શ્રેષ્ઠ છે.

૨૦. તમારા વિચાર એ આરસીની જેમ તમારું શુભ અને અશુભ તમને સ્પષ્ટ રીતે બતાવી દે છે.

૨૧. જે માણુસ વિચાર કર્યા વિના મોઢેથી બોલ બોલી નાખે છે, તે વિપત્તિમાં ગૂંચવાઈ પડે છે; જે માણુસ સદ્‌વિચારયુક્ત થઇને મૌન ધારણુ કરતો નથી, તેનું મન કુવાસનાઓ અને આળસનું ઘર બની જાય છે; જે માણુસ પોતાની દૃષ્ટિ ઉપર લગામ રાખતો નથી, તેને તેની દૃષ્ટિ કુમાર્ગે ઘસડી લઇ જાય છે.

૨૨. જેણે પોતાની કામનાઓને પગ તળે છૂંદી નાખી છે તે મુક્ત થઇ ગયો છે; જેણે ઇર્ષાનો ત્યાગ કર્યો છે, તેણે પ્રેમની પ્રાપ્તિ કરી છે; જે ધૈર્ય ધારણુ કરતાં શીખ્યો છે, તે હમેશાં શુભ ફળના ઉપભોગનો અધિકારી થાય છે.

૨૩. જ્યાંસુધી હૃદયમાંથી શબ્દ ન નીકળે ત્યાંસુધી જ્ઞાની લોકો મૌન ધારણુ કરીને બેસી રહે છે. તેઓ પોતાના અંતરની વાતોનેજ જીભદ્વારા વ્યક્ત કરે છે.

૨૪. અનાસક્તિની ત્રણુ અવસ્થાઓ હોય છે. પ્રથમ તો સાધક પોતાની નહિ પણુ ઈશ્વરના આદેશ મુજબ જે વાતનું સ્ફુરણુ થાય તેજ વાત કહે છે; તે સાંભળીને સાંભળનારા રાજી થાય કે નારાજ થાય તેનો તે વિચાર કરતો નથી. બીજી અવસ્થા એ છે કે, જે બાબતો ઈશ્વરને પ્રિય નથી, તે બાબતોમાંથી તે પોતાની ઇન્દ્રિયોને ખેંચી રાખે છે. ત્રીજી અવસ્થામાં ઈશ્વરને જે બાબતો પ્રિય હોય છે, તેમના પ્રતિ તે પોતાની ચેષ્ટાઓ ચાલુ રાખે છે.





# १६–महातपस्वी हबीब आजवमी

તપોધન હબીબ આજવમ દેશના વતની હતા. અરબસ્તાનની બહારના નાના નાના દેશોને ખાસ કરીને ઇરાન, તુરાન, એ બે દેશને આજવમ કહેવાનો રિવાજ હતો. એ ઇરાન, તુરાન દેશના કોઇક ગામમાં હબીબનો જન્મ થયો હતો. ત્યાંથી તે બસરા રહેવા ગયા હતા. હબીબ આજથી લગભગ બારસો વર્ષ પૂર્વે વિદ્યમાન હતા. મહાતપસ્વી હુસેનના ઉપદેશથી તેમના જીવનમાં ખાસ પરિવર્તન થવા પામ્યું હતું. તે પ્રથમ વ્યાજવટાનો ધંધો કરતા હતા અને પોતાના કરજદારોની પાસે ખૂબ આકરું વ્યાજ લેતા હતા. એક વાર શહેરના કોઇ આસામીને ઘેર પોતાના લેણા વ્યાજની ઉઘરાણી કરવાને હબીબ ગયા ત્યારે તે આસામી ઘેર ન હતો. તેની સ્ત્રીએ કહ્યું: "મારો ધણી બહારગામ ગયો છે, મારી પાસે હાલ તો કાંઇ-જ નથી, તેથી હું તમને કાંઇજ આપી શકતી નથી. ઘરમાં તરકારી પડ્યું છે, તમે કહેતા હો તો વ્યાજના બદલામાં તે હું તમને આપી શકું છું." હબીબે તે પણ કબૂલ કર્યું અને તરકારી લઇને પોતાને ઘેર આવ્યા અને પોતાની સ્ત્રીને કહ્યું કે, "લે, આજે તો આટલું તરકારીજ મળ્યું છે, તેનેજ રાંધી નાખ. તે દિવસે વ્યાજને પેટે બીજા જે રોકડા પૈસા મળેલા તેમાંથી તેમણે રોટી અને મીઠું, એ બે વાનાં આણ્યાં હતાં. તરકારી રંધાઇ ગયું અને તેમની સ્ત્રી થાળી પીરસવાની તૈયારી કરતી હતી, એવામાં કોઇ ભિક્ષુક તેમને બારણે ખાવાનું માગવા આવ્યો. હબીબે કહ્યું: "ચાલ્યા જાઓ, અહીંથી તમને કાંઇજ નહિ મળે. જે છે તે તમને આપી દઇએ તો તેથી તમને કાંઇ ખાસ ફાયદો થાય એમ છે નહિ અને અમારે ભૂખ્યાં રહેવું પડે." પેલો ભિખારી તો આવો જવાબ સાંભળીને ત્યાંથી ચાલ્યો ગયો. હબીબની સ્ત્રી જ્યારે રાંધી રહી ત્યારે તેણે થાળીમાં તરકારી પીરસી પણ તે ઘડીએ તેણે થાળીમાં તરકારીને બદલે લોહીનું ખાબોચિયું દીઠું. તેણે હબીબને બોલાવીને કહ્યું: "જુઓ તો ખરા, આ તો કોઈ વિચિત્ર આફત આવી

પડી છે!" તે જોઇને હબીબના મનને ઘણું લાગી આવ્યું અને કેમે કરતાં તેમને ચેન પડયું જ નહિ. વ્યાજ ખાવાના પાપનું એ પરિણામ છે, એ વાત તેમના સમજવામાં આવી ગઇ. તે ઘડીએ તેમણે પ્રતિજ્ઞા લીધી કે, "આજથી વ્યાજવટાનો ધંધો કરીશ નહિ અને કોઇની પાસેથી વ્યાજ લઇશ નહિ." મુસલમાની શાસ્ત્રમાં વ્યાજ લેવું એને મોટામાં મોટું પાપ ગણ્યું છે. ત્યાર પછી હબીબ પોતાનું મૂળ મુદ્દલ પાછું લેવાને સારુ પોતાના આસામીઓને ઘેર જવા નીકળ્યા. રસ્તામાં છોકરાં રમતાં હતાં. તેઓ હબીબને જોઇને પરસ્પર કહેવા લાગ્યાં: "પેલો વ્યાજખાઉ હબીબ આવે છે; ચાલો, આપણે અહીંથી ચાલ્યાં જઇએ. તેના પગને અડકેલી ધૂળ જો આપણુને અડકશે તો આપણું ભૂડું થશે." આ સાંભળીને હબીબના કાળજામાં બરછીનો ઘા વાગ્યો. ત્યાંથી ઊતરી ગયેલે મોઢે તે મહાતપસ્વી હુસેનની પાસે ગયા.

હુસેને તેમને કાંઇક એવો ઉપદેશ દીધો કે, જે સાંભળીને હબીબનો હૃદયપલટો થઈ ગયો. તે પશ્ચાત્તાપથી સળગતું હૈયું લઇને પોતાને ઘેર પાછા ફર્યા; તે વખતે રસ્તામાં તેમના એક આસામીએ તેમને દીઠા. તે સમજ્યો કે હબીબ વ્યાજની અથવા મુદ્દલ રકમની ઉઘરાણી કરવા આવતા હશે, તેથી તે બીજે રસ્તે થઇને અગિયારા ગણી ગયો. હબીબે તેને બોલાવીને કહ્યું: "ભાઈ! તું નાસી જા મા, ઊલટું મારે તારી પાસેથી નાસી જવું જોઇએ." આવું કહીને હબીબે પોતાના ઘરનો રસ્તો લીધો. થોડુંક આગળ ચાલ્યા એટલે વળી પેલાં છોકરાંએ તેમને દીઠા. તેઓ એકબીજાંને કહેવા લાગ્યાં: "પેલો પસ્તાવો કરતો હબીબ આવે છે. તે હવે શુદ્ધ થઈ ગયો છે. આપણાં પાપી શરીરનો જો તેના શરીરને સ્પર્શ થઇ જશે, તો આપણે ખુદાની આગળ ગુનેગાર ઠરીશું. માટે ચાલો, આપણે અહીંથી જતાં રહીએ." આ સાંભળીને હબીબે કહ્યું: "અયે ખુદા! આજે અબઘડી મેં તારી સાથે સદ્ભાવ રાખવા માંડ્યો અને એટલામાંજ તેનો મારા બંધુઓના મન ઉપર આટલો બધો પ્રભાવ પડ્યો!" ત્યાર પછી હબીબે શહેરમાં ઢાંડી પિટાવીને જાહેર કર્યું કે, "હબીબના જે જે કરજદાર હોય તેઓ ભલે તેમનાં પોતાનાં ખાતાં પાછાં લઇ જાય." બધા આવીને તેમનાં ખાતાંનાં કાગળિયાં પાછાં લઈ ગયા. ત્યાર પછી પોતાની પાસે જે કાંઇ રોકડ પૂંજી હતી, તે બધી તેમણે ગરીબોમાં વહેંચી

દીધી અને ખાસ્સા ખાલીખમ થઇને ઊભા રહ્યા. બરાબર આજ ટાંકણે એક ભિખારીએ આવીને તેમની પાસે કાંઇક પૈસા માગ્યા. હબીબની પાસે રાતો પૈસો તો હવે રહ્યોજ ન હતો, તેથી તેમણે પોતાના શરીર ઉપર ઓઢેલી ચાદર તેને આપી દીધી. ત્યાર પછી બીજો એક ભિખારી આવ્યો, તેને તેમણે પોતાની સ્ત્રીએ ઓઢેલું વસ્ત્ર અપાવી દીધું. આ પ્રમાણે બેઉ ધણીધણિયાણી સાવ ઉઘાડાં થઇ ગયાં. ત્યાર પછી હબીબે ફેરાત નદીને કિનારે એક ઝૂંપડી બાંધી અને ત્યાં રહીને સાધનભજન કરવા લાગ્યા. આખો દિવસ પોતે હુસેન બસરાઇની સાથે જ્ઞાનચર્ચા કરતા અને રાત્રે પોતાની પર્ણકુટિમાં આવીને સાધન-ભજન કરતા. આ પ્રમાણે કેટલોક સમય વ્યતીત થઈ ગયો. તેમની સ્ત્રી પૂરું અન્ન ન મળવાથી ઘણું-જ દુઃખ વેઠતી હતી. આખરે તેનાથી ન રહેવાયું, ત્યારે તેણે હબી-બની પાસે પૈસા માગ્યા. હબીબે કહ્યું: "હું હમણાં કામે જાઉં છું. જે પૈસા હાથમાં આવશે તે તારે સારુ ઘેર મોકલાવી દઇશ." તે દિવસથી તો હબીબે દહાડે પોતાની ભજનકુટીરમાં જઇને સાધન-ભજન કરવા માંડયું અને રાત્રે ઘેર આવવાનું રાખ્યું. રોજ તેમની સ્ત્રી તેમને પૂછતી: "આજે કાંઈ લાવ્યા છો કે નહિ?" હબીબ એવો ઉત્તર દેતા કે, "જેનું કામ હું કરું છું, તે ઘણાજ ઉદાર છે. તેમની ઉદારતા અને મોટાઇને લીધે મારાથી તેમની પાસે મજૂરીનું મહેનતાણું મગાતું નથી; માગતાં મારી જીભજ ઊપડતી નથી. જ્યારે તેમને આપવું હશે ત્યારે તે પોતેજ આપી દેશે. તે કહે છે કે, દસ દસ દહાડે હું મારા મજૂરોને તેમની મજૂ-રીના પૈસા ચૂકવી આપું છું." હબીબ તો પોતાના નિયમ પ્રમાણે દરરોજ પોતાની ભજનકુટીરમાં જઇને બધો વખત સાધન-ભજન માંજ વ્યતીત કરતા હતા. એમ કરતાં એક પછી એક નવ દિવસ પૂરા થયા. દસમે દહાડે હબીબના મનને ચિંતા થવા લાગી કે, હવે આજે હું શું લઇને ઘેર જઈશ અને સ્ત્રી માગશે ત્યારે તેને શો જવાબ દઇશ? તે આવો વિચાર કરે છે તેજ વખતે ઈશ્વરની કૃપાથી તેમને ઘેર ઘઉંના આટાની એક ગુણ, એક ઘડો ભરીને ઘી, મધ તથા બીજી ખાવાની વસ્તુઓની એક ગુણ ઘર આગળ આવીને ઊભી રહી અને તે ઉપરાંત એક કોથળીમાં ત્રણસો સિક્કા હબીબની સ્ત્રીના હાથમાં આપતાં એક જુવાન પુરુષ બોલ્યો: "આ બધું સીધુંસામાન અને આ રોકડા પૈસા ખુદા તમારે સારુ મોકલાવે

છે, તે લો અને ખાઓપીઓ. હબીબ ઘેર આવે ત્યારે તેને કહેજો કે, તમે જેટલી ખુદાની ખિદમત (સેવા) કરશો તેટલું વધારે મહેનતાણું પામશો.” આટલું કહીને તે જુવાન તો ત્યાંથી ચાલ્યો ગયો. સાંજ પડી ત્યારે હબીબ શરમાતા અને બીતા બીતા ઘરના બારણા આગળ આવીને ઊભા રહ્યા, ત્યારે તો ઘરમાંથી ખાવાની વસ્તુઓની સુવાસ આવતી જોઇને તેમના આશ્ચર્યનો પારજ ન રહ્યો. તેમની સ્ત્રી હસતે મોઢે તેમની પાસે આવીને કહેવા લાગી કે, “તમે જેમનું કામ કરો છો, તે ઘણાજ દયાળુ છે. તેમણે આપણા ઉપર દયા લાવીને આટલું બધું સીધુંસામાન મોકલવાની મહેરબાની કરી છે અને આવું કહેવડાવ્યું છે.” એમ કહીને તેણે પેલા જુવાને કહેલા શબ્દો હબીબને કહી સંભળાવ્યા. હબીબે કહ્યું: “કેટલી આશ્ચર્યની વાત છે? ફક્ત દસજ દહાડા મેં તેનું કામ કર્યું અને એટલી વારમાંજ જ્યારે તેણે મારી સાથે આટલો બધો કૃપાપૂર્ણ વ્યવહાર કર્યો, ત્યારે જો હું તેની વધારે વખત સેવા કરું ત્યારે તો કોણ જાણે તે શુંએ નહિ કરે?” તે દિવસથી હબીબ સંપૂર્ણરૂપે સંસારથી વિરક્ત થઇ ગયા અને પરમ વૈરાગ્યવાન બનીને ધર્મની સાધના કરવા મંડી ગયા, ત્યાર પછી કાળે કરીને તે સિદ્ધ અવસ્થાએ જઇ પહોંચ્યા.

એક દહાડો મહાતપસ્વી હુસેન હબીબને ઘેર આવ્યા. હબીબના ઘરમાં તે દહાડે એક રોટી અને થોડુંક મીઠું એટલાં બેજ વાનાં હતાં. તે તેમણે હુસેનની આગળ મૂક્યાં. એજ ટાંકણે એક ભિખારી આવી ચડ્યો. હબીબે પેલો રોટલો અને મીઠું હુસેનની આગળથી ઉપાડી લઇને તે ભિખારીને આપી દીધાં. હુસેને કહ્યું: “હબીબ! તમારામાં થોડુંક જ્ઞાન હોત તો વધારે સારું થાત. અભ્યાગતને પીરસેલું અન્ન લઇ લેવું એ કેટલું બધું અનુચિત કાર્ય છે, તેનું પણ તમને જ્ઞાન નથી! તમારે ભિખારીને આપવુંજ હતું તો મારી પાસે થોડુંક પણ રહેવા દઇને તેને આંપવું જોઇએ ને?” હબીબે કશો જવાબ વાળ્યો નહિ. ત્યાર પછી થોડીજ વારમાં કોઇ ગૃહસ્થનો નોકર એક મોટો ખૂમચો ભરીને સરસમાં સરસ રોટી, નાના પ્રકારની મીઠાઇઓ અને પાંચસો પૈસા લઇને ત્યાં આવી ઊભો. હબીબે પૈસા ગરીબગુરબાંને વહેંચી આપ્યા અને રોટી, મીઠાઇ એ બધી ખાવાની વસ્તુઓ હુસેનની આગળ મૂકી અને પછી તેમને કહ્યું: “ભગવન્! આપ મહાપુરુષ છો; પણ આપ જરા

વધારે વિશ્વાસ રાખી શકતા હોત તો ઘણું સારું થાત. આપનામાં જ્ઞાન તો છેજ, તેની સાથે વિશ્વાસનો યોગ થઈ જવાથી સોનામાં સુગંધ આવવા જેવું થાત. જ્ઞાનની સાથે થોડો વિશ્વાસ પણ જરૂરનો છે."

હબીબને અરબી ભાષાનું સારું જ્ઞાન ન હતું, તેથી કરીને કુરાનના શુદ્ધ ઉચ્ચાર તેમનાથી થતા નહિ. એક દહાડો સાંજના મહાતપસ્વી હુસેન હબીબને ઘેર આવી પહોંચ્યા, તે વખતે તે નમાજ પઢવાને સારુ ઊભા થયા હતા. "અલ્‌હમ્‌દ" ની જગ્યાએ તેમણે "અલ્‌હમદ" એવો ઉચ્ચાર કર્યો. મહાતપસ્વી હુસેને વિચાર કર્યો કે, હબીબથી કુરાનના મંત્રોનો શુદ્ધ ઉચ્ચાર થઇ શકતો નથી, તેથી કરીને નમાજમાં તેનું અનુસરણ કરવું+ સારું નથી. આથી કરીને તેમણે પોતાની નમાજ એકલાં એકલાં પઢી. તેજ રાત્રે તેમને સ્વપ્નમાં ખુદાનું દર્શન થયું, ત્યારે તેમણે પૂછ્યું: "અયે ખુદા! તમે શાથી પ્રસન્ન થાઓ છો તે કહો." ખુદાએ કહ્યું: "તારા ઉપર હું સંતુષ્ટ છું, પણ તું મારા સંતોષનું માન સાચવતો નથી." હુસેને પૂછ્યું: "અયે ખુદા! તે કેવી રીતે?" ખુદાએ કહ્યું: "હબીબની પાછળ પાછળ તું નમાજ પઢ્યો હોત તો તારું વિશેષ કલ્યાણ થાત. તેં 'અલ્‌હમ્‌દ' શબ્દના શુદ્ધ ઉચ્ચારના ઉપર લક્ષ આપ્યું; પણ તે શબ્દ બોલતી વખતે હબીબના હૃદયમાં કેવો શુદ્ધ સંકલ્પ ઉત્પન્ન થયો હતો તેનો તેં વિચાર ન કર્યો. મોઢેથી શુદ્ધ ઉચ્ચાર કરવા અને હૃદયમાં શુદ્ધ સંકલ્પની ધારણા કરવી એ બેની વચ્ચે ઘણો તફાવત છે. શુદ્ધ ઉચ્ચારના કરતાં શુદ્ધ સંકલ્પ ચડી જાય છે."

હબીબના ઘરમાં એક દાસી* ત્રીસ વરસ સુધી રહી હતી. આટલાં બધાં વરસમાં હબીએ એક વાર પણ તેનું મોઢું જોયું ન હતું. એક દિવસ તેમણે તેને કહ્યું: "અરે! તું મારા ઘરના જના-

---

+ મુસલમાનમાં એવો રિવાજ છે કે એક જણ નમાજના મંત્રો સૌને સંભળાય એમ બોલતો જાય છે. અને બીજા બધા તેનું સાંભળી સાંભળીને એક એક મંત્ર તેના બોલ્યા પછી બોલતા જાય છે. સે૦

* દાસી એટલે વેચાતી લીધેલી ગુલામડી. હબીબ જેવા સંતને પણ ગુલામીની પ્રથા ખૂંચી નહિ. જે રિવાજની વચ્ચે પોતે ઊછર્યા અને કેળવાયા હોય તે રિવાજના દોષ ઘણા મહાત્માઓની પણ જાણ બહાર રહી જાય છે. —સેવાનંદ

નખાનામાં જાય છે, ત્યારે મારી દાસીને અહીં મોકલી દેજે. મારે તેનું કામ છે." તે બોલી: "હુંજ તમારી દાસી છું." હબીબે કહ્યું: "આજકાલ કરતાં ત્રીસ વરસથી એક ખુદાના સિવાય બીજા કોઇની તરફ જોવાનું મારાથી બની શકયુંજ નથી; તેથી કરીને મેં તારું મોઢું કદી દીઠેલું ન હોવાથી હું તને ઓળખી શકયો નહિ."

એકવાર હબીબ સીમમાં એક જગ્યાએ બેઠા બેઠા બોલવા લાગ્યા: "હે ખુદા! તમારામાં જેમને સંતોષ નથી, તેમને બીજી કોઈ પણ વસ્તુમાં સંતોષ થતો નથી; અને તમારી ઉપર જેમને પ્રેમ નથી, તેમને કોઇના ઉપર પણ પ્રેમ હોતો નથી." કોઇએ તેમને પૂછયું: "તમે કામકાજમાંથી તો નિવૃત્ત થઇને એકાંતવાસ સેવો છો, ત્યારે હવે તમેજ કહોને સંતોષ થાય કેવી રીતે?" તેમણે કહ્યું: "જેના હૃદયમાં કપટતારૂપી ધૂળ ન હોય તેના હૃદયને સંતોષ થાય છે."

હબીબની પાસે કોઇ કુરાન વાંચતું ત્યારે તે ખૂબજ રડતા. એક જણે તેમને કહ્યું: "તમે તો આજવમ દેશના છો; કુરાનની ભાષા તો તમે પૂરી સમજતા નથી, ત્યારે તમને રડવું શાથી આવે છે?" હબીબે કહ્યું: "મારી જીભ આજવમી છે, પણ મારું હૃદય અરબી છે તો!"*

હબીબનો દેહાંત કયાં અને કેવી રીતે થયો તેને વિષે મૂળ ગ્રંથમાં કશી ખાસ હકીકત આપી નથી.



* વાણીપંડિતો, શાબ્દિક સાક્ષરો અને હ્રસ્વદીર્ઘમાં સર્વસ્વ માની કુલાઇ જનારા પંડિતો માટે પણ આ હકીકત કેટલી બધી બોધદાયક છે! પણ પડી છેજ કોને? —સંપાદક



# १७–मालेक दिनार दमस्की

મહાતપસ્વી માલેક દિનાર હુસેન બસરાઇના એક સાથી અને તપસ્વીમંડળમાં શ્રેષ્ઠ પુરુષ હતા. તેમના પિતા એક ગુલામ હતા. માલેક દિનાર જન્મ્યા તો ગુલામને ઘેર પણ જીવન્મુક્ત થઇ ગયા. તેમણે પોતાની આકરી તપશ્ચર્યા અને અલૌકિક યોગસિદ્ધિઓને લીધે સંસારમાં પુષ્કળ પ્રસિદ્ધિ મેળવી હતી. તે શરીરે ઘણા દેખાવડા હતા અને તેમનામાં અલૌકિક શક્તિઓ પણ સારા પ્રમાણમાં હતી. તે દમસ્ક શહેરમાં રહેતા હતા. થોડા વખત સુધી તેમણે શહેરની એક સાર્વજનિક મસ્જિદમાં નિયમિત રીતે નમાજ વગેરે પ્રાર્થનાઓ કરાવવાનું કામ કર્યું હતું. એ મસ્જિદ માતિયા નામના એક માણસે બંધાવી હતી. માલેક દિનારના મનમાં એ મસ્જિદના અધ્યક્ષ બનવાનો લોભ ઉત્પન્ન થયો. એવી આશાથી તે હમેશાં નમાજ પઢવાને તથા બીજી ધાર્મિક ક્રિયાઓમાં ભાગ લેવાને આવતા. એક વરસ દહાડા સુધી તેમણે આ પ્રમાણે કર્યું. જેઓ મસ્જિદમાં આવતા તેઓ બધા તેમને અમુક ધાર્મિક ક્રિયા કરતા અને નમાજ પઢતા જોતા. એક વરસ પૂરું થયા પછી એક દહાડો માલેક દિનાર મસ્જિદની બહાર આવ્યા, ત્યારે તેમને કાને એક અવાજ આવ્યો કે, "માલેક! માલેક! આ તને શું થયું છે? તું તો પાછોજ ફરતો નથી!" આવો અવાજ સાંભળીને તે પાછા ઉતાવળા ઉતાવળા મસ્જિદની અંદર ગયા અને પોતાના મનમાં કહેવા લાગ્યા કે, "એક વરસ સુધી તો મેં કપટભાવે ઈશ્વરની ઉપાસના કરી, પ્રેમસહિત ભક્તિ મેં એક વાર પણ કરી નથી; માત્ર આજેજ મેં સાફ દિલથી તેની પ્રાર્થના કરી. મારે આથી શરમાવું જોઇએ." બીજે દહાડે સવારના પહોરમાં બધા નમાજ પઢનારાઓ મસ્જિદની બહાર ઊભા ઊભા પરસ્પર કહેવા લાગ્યા કે, "આ મસ્જિદ દેખરેખને અભાવે ખરાબ થતી જાય છે, માટે એના ઉપર કોઈ યોગ્ય વ્યવસ્થાપકની નિમણૂક કરવાની જરૂર છે, કે જે એના ઉપર પૂરતી દેખરેખ રાખે." સૌની દૃષ્ટિ માલેક

ઉપર પડી હતી. માલેકના કરતાં આ કામને માટે વધારે યોગ્ય પુરુષ તેમના અભિપ્રાય પ્રમાણે બીજો કોઇ હતોજ નહિ. બધા નમાજ પઢનારાઓ માલેકની પાસે આવ્યા અને "તમે આ મસ્જિદના વ્યવસ્થાપક તરીકે કામ કરો એવી અમારી ઇચ્છા છે" એવું સૌએ ઘણા આગ્રહસહિત કહ્યું. માલેક બોલ્યાઃ "અયે ખુદા! એક વરસ સુધી તો તારી ઉપાસના મેં કપટભાવે કરી. તે વખતે તો કોઇએ મારો ભાવ પણ પૂછયો નહિ. હવે આ ક્ષણે જ્યારે મેં તને મારું હૃદય અર્પણ કરી દીધું, ત્યારે સૌની મારા ઉપર શ્રદ્ધા ઉત્પન્ન થતી દેખાય છે અને આટલા બધા લોકોને તેંજ મારી પાસે મોકલ્યા છે અને આ મસ્જિદના વ્યવસ્થાપક તરીકે તેની સુવ્યવસ્થાનો બધો ભાર હું મારે માથે લઉં એવું તું તેમની પાસે મને કહેવડાવે છે. હું તારા મહિમાનાજ સોગંદ ખાઇને કહું છું કે, હવે મારા મનમાં મસ્જિદના વ્યવસ્થાપક બનવાની ઇચ્છા રહીજ નથી." આટલું કહીને માલેક મસ્જિદની બહાર ચાલ્યા આવ્યા અને વિશેષ પ્રકારે સાધન-ભજન કરવા લાગ્યા.

બસરામાં એક ધનવાન પુરુષ રહેતો હતો. તે એક અત્યંત રૂપવતી અને ધર્માનુરાગિણી દીકરીને પોતાની પાછળ આ સંસારમાં રહેવા દઇને પરલોકવાસી થઇ ગયો હતો. તે છોકરીએ પોતાના સાબેત નામના એક સગાની પાસે જઇને તેને કહ્યુંઃ "મારે માલેકની સાથે લગ્ન કરવાની ઇચ્છા છે. તેની સાથે પરણું તો તેનાદ્વારા મને મારા સાધન-ભજનમાં વિશેષ સહાયતા મળી રહેશે." સાબેતે આવીને માલેકને આ વાત કહી. માલેકે કહ્યુંઃ "હું તો સંસાર છોડી બેઠો છું, સ્રીનો સંસારની અંદર સમાવેશ થાય છે, તેથી કરીને હું લગ્ન કરવા અસમર્થ છું."

માલેકનો એક પાડોશી યુવાન પુરુષ અત્યંત ધર્મવિરોધી અને પાપાચરણી હતો. તેનું આવું વર્તન જોઇને માલેકના મનને હમેશાં દુઃખ થયા કરતું. એકવાર કેટલાક લોકોના ઉપર તેણે કાંઇક જુલમ કર્યો અને તેઓ તેનાથી ત્રાસ પામીને માલેકની પાસે પોતાનું દુઃખ રડવા આવ્યા. માલેકે તે માણસની પાસે જઇને તેને બે શિખામણનાં વચનો કહ્યાં. તેણે માલેકની વાતને પણ ધુતકારી કાઢી અને કહ્યુંઃ "મને ઓળખો છો? હું બાદશાહનો પોતાનો માણસ છું. મને કોણ સજા કરે એવો છે?" માલેકે કહ્યુંઃ "ત્યારે અમારે આ વાત બાદશાહ આગળ જઇને તેમને જણાવી દેવી

પડશે." તે માણુસ બોલ્યોઃ "બાદશાહ મારું મન રાખશે કે તમારું? મારો અને બાદશાહનો સંબંધ એવો છે કે હું જે કાંઈ બોલું અથવા કરું તેને સંમતિ આપ્યા વગર તેમને ચાલેજ નહિ." માલેક બોલ્યાઃ "જો બાદશાહ અમારી ફરિયાદ નહિ સાંભળે, તો બાદશાહોના બાદશાહ ખુદાની આગળ અમે ફરિયાદ કરીશું." પેલો જુવાન બોલ્યોઃ "તે તો વળી એથીએ વધારે દયાળુ છે." માલેક નિરાશ થઇને ચાલ્યા આવ્યા. તે દિવસથી તે જુવાનનો જુલમ બેહદ વધી ગયો. વળી ઘણાં માણુસો માલેકની પાસે આવીને પોતપોતાનું દુઃખ રડવા લાગ્યાં. તે ઉપરથી માલેક તે માણુસને શિખામણ દેવાને સારુ બીજી વાર તેની પાસે જવા લાગ્યા. રસ્તે જતાં તેમણે આકાશવાણી સાંભળી કે, "મારા સખાના કામમાં તમારે માથું મારવું નહિ." આવી આકાશવાણી સાંભળીને માલેકને આશ્ચર્ય લાગ્યું. તે જ્યારે પેલા માણુસ પાસે ગયા ત્યારે તે બોલ્યોઃ "તમે બીજી વાર શા સારુ આવ્યા?" માલેકે કહ્યું: "આ વખતે તો હું તમને વધાઈ ખાવા આવ્યો છું કે, તમારી બાબતમાં મેં આવી આકાશવાણી સાંભળી છે." તે જુવાન બોલ્યો કે, "મને મારાં પાછલાં કામોને માટે હવે પશ્ચાત્તાપ થાય છે અને આજથી મારો હૃદયપલટો થઇ ગયો છે. અત્યારે મારી પાસે જે કાંઇ દોલત છે તેનો હું ત્યાગ કરી દઉં છું." આવું કહેતાંમાં તો પોતાની તમામ સંપત્તિનો એકદમ ત્યાગ કરીને તે ત્યાંથી ઊઠીને ઊભો થયો અને ઈશ્વરનો આશ્રય લઇને તેણે ચાલવા માંડયું. ત્યાર પછી કોઇએ તેને કદી દીઠોજ નથી. માલેક કહે છે કે, "ઘણાં વરસ પછી મેં તેને એક વાર મક્કામાં જોયો હતો. તે સુકાઇને સોટા જેવો થઇ ગયો હતો અને આજે મરી જશે કે કાલે મરી જશે એવી તેના શરીરની હાલત થઇ ગઇ હતી. તેણે મને કહ્યું કે, 'તેણે (ખુદાએ) મને સખા કહ્યો! હવે હું તે મારા સખાની પાસે જાઉં છું. મારા સખાના સંતોષમાં મને સંતોષ છે. હું તેનોજ સંતોષ ઇચ્છું છું. હું એ પણ જાણું છું કે તેના ભજનથીજ તેને સંતોષ થાય છે. મેં તેના અનેક અપરાધ કર્યા છે, પણ હવે વિશેષ અપરાધ મારે હાથે ન થાય તે માટે હું પશ્ચાત્તાપ કરતોજ રહું છું.' આટલું બોલતાં બોલતાંમાં તો તેનો જીવ જતો રહ્યો!"

એક વાર માલેક કોઇના ઘરમાં ભાડે રહેતા હતા. તેમનો પાડોશી એક યહૂદી હતો. માલેકવાળા ઘરના દરવાજાની સામેજ તે

યહૂદીનું ઘર હતું. ત્યાં આગળ તે યહૂદીએ જાજરૂ બંધાવ્યું હતું અને તેની બધી ગંદકી માલેકના આંગણામાંજ પડતી હતી. આ રીતે માલેકનું આંગણું ઘણા વખત સુધી ગંદું ને ગંદુંજ રહેતું હતું; તોપણ તેમણે કોઇની આગળ કશી વાતજ કરી નહિ. એક દિવસ તે યહૂદીએજ તેમને કહ્યુંઃ "માલેક! મારા જાજરૂને લીધે તમને ત્રાસ નથી થતો?" તેમણે કહ્યુંઃ "થાય છે તો ખરો, પણ તેને સારુ મેં ઝાડુ અને પાણીની બાલદી બે વાનાં રાખી મૂક્યાં છે, ઝાડુ વડે હું રોજ ગંદકી વાળીઝૂડીને સાફ કરી દઉં છું અને પછી પાણી રેડીને ધોઇ નાખું છું." યહૂદીએ પૂછ્યુંઃ "આટલો બધો ત્રાસ વેઠો છો અને મનમાં ગુસ્સો આવે છે તોપણ તેને દબાવી રાખો છો, એવું શા સારુ કરો છો?" માલેકે કહ્યુંઃ "એ બધું હું ખુદાની ખાતર સહન કરું છું, કારણ કે ખુદાએ કહ્યું છે કે, 'તારે તારા ક્રોધનું દમન કરવું.'" આવો જવાબ સાંભળીને તે યહૂદી બોલી ઊઠ્યોઃ "ઓહો! કેવો ઊંચો ધર્મ! ઈશ્વર-પરાયણ ભક્તો આ પ્રમાણે પારવિનાનું ધૈર્ય ધારણ કરીને શત્રુના જુલમ મૂંગે મોઢે સહન કરે છે અને મોઢેથી જરાક દુઃખના પોકાર પણ કરતા નથી! × × × ×"

ઘણા લાંબા વખત સુધી માલેકે ગળ્યો તેમજ ખાટો પદાર્થ મોઢે અડકાડ્યો ન હતો. તે દરરોજ સાંજે ભઠિયારાની દુકાનેથી રોટી લઇ આવતા અને શાકભાજી આદિ સ્વાદિષ્ટ વસ્તુઓ વગર એકલી રોટીજ ખાઇને પોતાના રોજાનાં પારણાં કરતા. આવા ખોરાકથી પણ તે સુખી અને સંતુષ્ટ રહેતા. એક વાર તે માંદા થયા ત્યારે તેમને મિષ્ટાન્ન ખાવાનું મન થઈ આવ્યું. તેમણે થોડાક દિવસ તો પોતાના મનને માર્યું, પણ જ્યારે છેક નજ રહેવાયું ત્યારે પોતે દુકાને ગયા અને મિષ્ટાન્ન લઇને તેને લૂગડામાં ઢાંકીને ઘર તરફ વળ્યા. માલેક આ શા સારુ લઇ જાય છે, તેનું પારખું કરવાને સારુ તે દુકાનદારે પોતાના એક નોકરને કહ્યું કે, "તું છાનોમાનો એમની પાછળ પાછળ જા અને એતું શું કરે છે તે જોઈ આવ." પેલો નોકર થોડીજવારમાં પાછો આવીને કહેવા લાગ્યો કે, "માલેક કોઇ એકાંત જગ્યાએ જઇને બેઠા, પછી મિષ્ટાન્ન ઉપરથી કપડું લઇ લીધું, તેને ત્રણ વાર સૂંઘ્યું અને પછી કહ્યુંઃ 'મારા જીવ' આટલોજ સ્વાદ તારે માટે પૂરતો છે. આથી વધારે સ્વાદ લેવાની વાત કરીશ નહિ.' પછી તેમણે તે મિષ્ટાન્ન અને એક રોટી

કોઇ ગરીબ ભિખારીને આપી દીધાં અને કહ્યું: "હે મારા દુર્બળ મન ! હું તને કષ્ટ આપું છું તેથી તારે એવું ન સમજવું કે હું તારો દુશ્મન છું. તું થોડો વખત ધૈર્ય રાખ, આ તારા દુઃખનો છેડો આવી જશે અને પછી તને એવું સુખ મળશે કે જેનો કદી અંત હોઇ શકેજ નહિ." ત્યાર પછી વળી તેમણે કહ્યું કે, "લોકોમાં એવું કહેવાય છે કે, ચાળીસ દિવસ સુધી કોઇ મિષ્ટાન્ન ખાય તો તેની બુદ્ધિ ભ્રષ્ટ થઇ જાય છે. આ વાતમાં શો મર્મ રહેલો છે તે હું જાણુતો નથી. મેં તો વીસ વરસ થયાં એક દિવસ પણ મિષ્ટાન્ન ખાધું નથી અને મારી બુદ્ધિ તો દહાડે દહાડે તીક્ષ્ણ અને ઊંચા પ્રકારની થતી જાય છે."

માલેક બસરામાં ચાળીસ વરસ સુધી રહ્યા. તે છતાં એક વાર પણ તેમણે ખોર્માફળ ચાખ્યાં નહિ. ખોર્માની મોસમ આવે ત્યારે તે કહેતા કે, "અરે ઓ બસરાના રહેવાસીઓ ! સાંભળી લેજો. ખોર્મા ન ખાવાથી મારા શરીરને કશી હાનિ થતી નથી અને તમે રોજ રોજ ખોર્મા ખાઓ છો, છતાં તમારા શરીરને કશો લાભ થતો જણાતો નથી." ચાળીસ વર્ષ પૂરાં થઇ ગયા પછી એક દહાડો તેમને ખોર્મા ખાવાનું ઘણુંજ મન થઇ આવ્યું. ત્યારે તેમણે પોતાના મનનો નિગ્રહ કર્યો અને તેને શિખામણ દીધી કે, "ઓ મારા મન ! તું નક્કી યાદ રાખજે કે તારી આ ઇચ્છાને હું કદી પણ પૂર્ણ કરવાનો નથી." એક દહાડો તેમને રાત્રે સ્વપ્નમાં કોઇ કહી ગયું કે, "ખોર્મા ખાઓ, હવે બહુ થયું, આત્માને ઝાઝું કષ્ટ આપશો નહિ." આવું સ્વપ્ન આવી ગયા પછી તો તેમનું મન ખોર્માને માટે અતિશય પોકાર કરવા લાગ્યું. ત્યારે માલેકે કહ્યું: "ઓ મન ! આ આખું અઠવાડિયું રોજા પાળ, આખી રાત ખુદાની બંદગી કરવામાં વ્યતીત કર, એ અઠવાડિયામાં તને ખાવાનું કશું નહિ મળે; આટલું કરવા જો તું કબૂલ થાય તો હું તને ખોર્મા ખવડાવીશ." તેમના મને એ શરત કબૂલ કરી. સાત દહાડાના રોજા પૂરા થયા, ત્યારે માલેક ખોર્મા વેચાતાં લઇ આવ્યા. તે ખાવાને પોતે એક મસ્જિદમાં ગયા. ત્યાં આગળ એક છોકરાએ પોતાના બાપને કહ્યું: "જુઓ તો ખરા. એક યહૂદી મસ્જિદમાં બેઠો બેઠો ખોર્મા ખાવા મંડયો છે." તેણે કહ્યું: "યહૂદીને વળી અમારી મસ્જિદમાં આવવાનું કામજ શું ?" આમ કહીને તે તો લાકડી લઇને મારવા આવ્યો, પણ માલેકને જોઇને તેમને પગે પડીને

બોલ્યો: " હે ભગવન્! માફ કરજો. યહૂદીઓ સિવાય અમારા મહોલ્લામાં દહાડે કોઇ ખાતું નથી. બધાજ રોજા પાળે છે. મારા છોકરાએ આપને ઓળખ્યા નહિ, તેથી તે એવું બોલી ગયો, માફ કરજો." આવું સાંભળતાં તો માલેકના હૃદયમાં આગ ભભૂકી ઊઠી. એ છોકરાને મોઢેથી ઈશ્વરેજ એવા બોલ બોલાવ્યા છે તે સમજી જતાં તેમને વાર લાગી નહિ. ત્યાર પછી તેમણે કહ્યું: " હે ખુદા! હજી મેં ખોર્માં ખાધાં તો છે નહિ તે પહેલાં તો તમે એક નિર્દોષ છોકરાને મોઢેથી યહૂદી કહેવડાવ્યો, ત્યારે જો મેં ખોર્માં ખાધાં હોત ત્યારે તો તમે મને નાસ્તિકજ કહેવડાવતને ? આજથી હું કસમ ખાઉં છું કે મારે ખોર્માં મોઢે અડકાડવાંજ નથી."

એક વાર રાત્રે બસરા શહેરમાં આગ લાગી. માલેક પોતાના ઘરની અગાસી ઉપર ચડીને આમતેમ જોવા લાગ્યા. શહેરના લોકો હાહાકાર કરી રહ્યા હતા, કેટલાક તો જીવતા બળી મૂઆ હતા, કેટલાક બેબાકળા અહીંતહીં દોડદોડ કરવા મંડી ગયા હતા અને કેટલાક પોતપોતાની માલમતા બળતાં ઘરોમાંથી બહાર ખેંચી લાવતા હતા. તે જોઇને માલેક બોલી ઊઠયા: " જેમના માથા ઉપર હલકો ભાર હતો તેઓ મુક્ત થઇ ગયા અને જેમના ઉપર ઘણો ભારે બોજો હતો તેઓ પાયમાલ થઈ ગયા. આ શરીરના વિનાશ પછી પરલોકમાં પણ એમજ થવાનું છે."

એક વાર માલેક કોઈ માંદા માણસને જોવા ગયા. તે કહે છે કે, " મેં ત્યાં જઇને જોયું તો તેનું મૃત્યુ નજીક આવી પહોંચેલું હતું. મેં અંતકાળે સંભારવા જેવાં કેટલાંક વચન તેની પાસે બેસીને ઉચ્ચાર્યાં. તે માણસ પોતાને મોઢેથી ફકત દશ, અગિયાર એવા આંકડા બોલવા લાગ્યો, પણ હું જે કાંઇ બોલતો હતો તે બોલી શક્યો નહિ." પછી તે મને કહેવા લાગ્યો: "હે સાધુપુરુષ! મારી સામે એક જ્વાલામુખી પર્વત સળગી રહ્યો છે." માલેક કહે છે કે, " મેં તેને પૂછ્યું કે, તું શો ધંધો કરે છે?" તેણે કહ્યું: "દુકાનદારી." દુકાનદારી કરતી વખતે તે જૂઠાં ત્રાજવાં અને ખોટાં કાટલાં રાખીને ઘરાકોને ઠગતો હતો."

જાફર કહે છે કે, " હું માલેકને મક્કામાં મળ્યો હતો. મેં તેમને કહ્યું: " લબૈકઇયોક" (અર્થાત્ હું તમારી પાસે હાજર થયો છું.) હું આટલું પૂરું બોલી રહ્યો નહિ અને તે પહેલાં તો તે બેશુદ્ધ થઇ ગયા. જ્યારે તે શુદ્ધિમાં આવ્યા ત્યારે મેં તેમને કારણ પૂછ્યું,

તે બોલ્યા: "મને એવો ભય લાગ્યો કે જો તેના જવાબમાં મારા મોઢામાંથી કદાચ એવું નીકળી પડે કે 'લબ્બૈકયોક નહિ' તો તે વખતે મારે શું કરવું ?"

માલેક જ્યારે "એઇયાક, ન આબ્દો, એઇયાકા નસ્તાઇના." (અર્થાત્ હું તમારું પૂજન કરું છું, તમને પ્રસન્ન કરવાને સારુ તમારી પ્રાર્થના કરું છું.) આવાં વચન બોલતા ત્યારે તે ખૂબ રડતા અને કહેતા કે, "જો આ વચન ઈશ્વરપ્રેરિત ગ્રંથ (કુરાન) માં ન હોત, તો હું તેનો મારે મોઢેથી કદી પણ ઉચ્ચાર કરતજ નહિ. આનું તાત્પર્ય એ છે કે, હું મોઢેથી કહું છું કે હું તમારું પૂજન કરું છું, પણ વાસ્તવમાં હું મારુંજ પૂજન કરું છું. હું એવું કહું છું કે, હું તમારી સહાયતાને માટે તમારી પ્રાર્થના કરું છું, ત્યારે હું વાસ્તવમાં ગમે તેને બારણે ભટકતો હોઉં છું; લોકોની આગળ કૃતજ્ઞતા જાહેર કરું છું અને તમારી નિંદા કરું છું."

એક વાર કોઇ સ્ત્રીએ માલેકને કપટી કહીને બોલાવ્યા, ત્યારે તેમણે જવાબ દીધો: "શ્રીમતીજી! આજે વીસ વરસ થયાં મને મારા ખરા નામે કોઇએ બોલાવ્યોજ નથી. આજે તમે મને બરાબર ઓળખી કાઢચો અને હું કપટી છું એમ જાણીનેજ તમે મને અસલ નામે બોલાવ્યો: તે ઘણું સારું કર્યું."

માલેક હુસેન બસરાઇના સમકાલીન હતા. આથી કરીને તેમનો કાળ પણ બારસો વરસ પૂર્વેનો માનવો પડશે.

## ઉપદેશવચન

૧. કોઇએ માલેકને પૂછ્યું કે, "કેમ છો ?" ત્યારે તેમણે કહ્યું કે, "ખુદાનું આપેલું ખાઉં છું અને શયતાનની આજ્ઞાનું પાલન કરું છું."

૨. જો કોઇ મસ્જિદના બારણા આગળ ઊભો રહીને એવું કહે કે, આટલા બધામાં જે માણસ સૌથી નીચમાં નીચ હોય તે બહાર ચાલ્યો જાય, ત્યારે મારા સિવાય બીજો કોઈ બહાર નીકળવાનો નથી.

૩. સંસારના માણસોની મૈત્રીને હું બજારમાં વેચાતાં ×કાલુ-

× આપણે ગુજરાતીમાં ઇન્દ્રવરણાંનાં ફળની ઉપમા આપીએ છીએ.
—સેવાનંદ

ષદાના જેવી ગણું છું. તે દેખાવમાં સુંદર હોય છે, પણ ખાઇએ ત્યારે નર્યાં રસહીન.

૪. માયાવી સંસારની બાબતમાં સાવધાન રહેજો. તે તો જ્ઞાનીઓનાં મનને પણ ભમાવી નાખે છે.

૫. જેઓ ઈશ્વરસ્મરણ અને ઈશ્વરોપાસના કરવા કરતાં લોકોની આગળ શાસ્ત્રચર્ચા કરવાનું વધારે પસંદ કરે છે, તેઓનું જ્ઞાન અલ્પ છે, તેમનાં મન આંધળાં છે અને તેમનું જીવન સારહીન છે.

૬. કોઈએ માલેકને કહ્યું કે, "મને ઉપદેશ આપો." તેમણે કહ્યું: "જે તમારી સેવા કરે છે, તેની સેવા કરવા તૈયાર થઈ જાઓ. એટલું કર્યાથી તમે મુક્ત થઈ જશો."

૭. મારા અભિપ્રાય પ્રમાણે પ્રેમ એ સારામાં સારી વસ્તુ છે.

૮. ખુદાએ મુસા પયગંબરને એવો આદેશ કર્યો હતો કે, "લોખંડની એક લાકડી અને લોખંડનાં પગરખાં તૈયાર કરાવો. એ લાકડી અને પગરખાં ઘસાઈ જતાં સુધી ચાલ ચાલ કરજો, જ્ઞાનની શોધ કરજો, મારા જ્ઞાનના ગાંભીર્યનું અને મારા ઐશ્વર્યનું દર્શન કરજો." આ વાતનો સાર એ છે કે, સત્ય જ્ઞાનની પ્રાપ્તિ માટે ધૈર્ય ધારણ કરવાની આવશ્યકતા છે.

૯. ઈશ્વર કહે છે કે, "મેં તમને મારા પ્રતિ અનુરાગી થવાને કહ્યું હતું; પણ તમે અનુરાગી થયા નહિ. હું ગાવા લાગ્યો પણ તમે મારી સાથે નાચ્યા નહિ."

૧૦. ઈશ્વર કહે છે કે, "હે સત્યનિષ્ઠ લોકો! તમે સંસારમાં મારા ગુણનો મહિમા ગાઇને સંપત્તિવાન બનજો. મારાં ગુણગાન એ ઇહલોકમાં અખૂટ ધનરાશિ છે અને પરલોકમાં એક મહાન પુરસ્કાર સમાન છે."

૧૧. ઈશ્વર કહે છે કે, "જે માણસ જ્ઞાની થઇને સંસારના પ્રતિ આસક્ત થાય છે, તેના અંતરમાંથી હું મારી સ્તુતિ કરવાનું અને મારા ગુણાનુવાદ ગાવાનું માધુર્ય હરી લઉં છું."





# १८–महातपस्वी जो़लुनुन् मिस्री

તપસ્વીઓમાં શ્રેષ્ઠ એવા જોલ્નુન્ મિસ્રી (અર્થાત મિસ્રદેશ-વાસી) તેમના તપના પ્રભાવમાં અને તેજમાં અસાધારણ હતા. તેઓ કઠોર તપશ્ચર્યાઓ કરનારા તપસ્વી અને નિગૂઢ તત્ત્વજ્ઞાનને પ્રકટ કરનાર મહાજ્ઞાની હતા. મિસ્ર (મિસર અથવા ઇજિપ્ત) દેશના વતનીઓ મહાતપસ્વી જોલ્નુન્ના અતિ ઉચ્ચ જીવનનો મર્મ સમજવા અસમર્થ હતા. ઘણાખરા લોકો તેમને નાસ્તિક, ધર્મ-વિરોધી અને સદાચારનો ભંગ કરનારા કહેતા. તેમનાં અનેક કાર્યોનું રહસ્ય ગ્રહણ કરવાને લોકોની બુદ્ધિ અસમર્થ હોવાથી સૌને આશ્ચર્ય થતું કે એ આવું શાથી કરતા હશે? તેમની હયાતીમાં તેમના તરફ કોઇની ખાસ સહાનુભૂતિ તો હતીજ નહિ, શ્રદ્ધાભક્તિની તો વાતજ કરવાની નહિ. તે પોતાના જીવનનો આંતરિક ભાવ સાધારણ લોકોની નજર આગળથી ગુપ્ત રાખવાનો પ્રયત્ન કરતા. તે જીવ્યા ત્યાંસુધી તેમની ભાવનાઓને સમજવાને લોકો અસમર્થ નીવડ્યા તેનું આ પણ એક કારણ હતું. તેમના જીવનમાં ધાર્મિક પરિવર્તન કરનારા સંજોગો નીચે મુજબ ઊભા થયા હતાઃ–

"અમુક સ્થાનમાં કોઇ તપસ્વી સાધુ નિવાસ કરે છે, એવી વાત લોકોને મોઢેથી સાંભળીને જોલ્નુન્ તે સાધુનું દર્શન કરવાને ગયા. ત્યાં જઇને તેમણે જોયું તો તે ઋષિ ઝાડની ડાળીએ ઊંધે માથે લટકી રહ્યા હતા અને મોઢેથી બોલતા હતા કે, "અરે ઓ મારા શરીર! મને મારી ધર્મસાધના કરવામાં તું સહાયક થા, નહિ તો તને હમણાં જેમ રાખું છું, તેમ રાખીશ અને તને ભૂખે મારી મારીને છેવટે તારો અંત આણી નાખીશ." આ જોઇને જોલ્નુન્ને રડવું આવી ગયું. તપસ્વીએ જોયું કે કોઇ રડે છે, ત્યારે તેમણે જોલ્નુન્ને પોતાની પાસે બોલાવીને કહ્યું: "જેનો અપરાધ ઘણો છે અને જેની શરમની લાગણી ઘણી અલ્પ છે, તેના ઉપર દયા

લાવનાર વળી તું કોણ અહીં આવ્યો છે?" ત્યારે જોલ્નુને તે તપસ્વીની પાસે જઇને તેમને સલામ કરી અને પૂછ્યું: "આ તમે શું કરી રહ્યા છો?" તે તપસ્વી બોલ્યાઃ "આ શરીર ખુદાની ઇબાદત કરવામાં મારી સાથે સામેલ થતું નથી અને લોકોના સંસર્ગમાં રહીને સુખી થવાની ઇચ્છાને છોડતું નથી, તેટલા વાસ્તે મેં તેને આ પ્રમાણે સજા કરી છે." જોલ્નુને પૂછ્યું: "કદાચ તમારે હાથે કોઇનું ખૂન થઈ ગયું હશે અથવા બીજો કોઈ ભારે ગુનો થઈ ગયો હશે, કેમ ખરી વાત ને?" તપસ્વી બોલ્યાઃ "ના ના, તેવું તો કશુંજ થયું નથી." પછી જોલ્નુને તેમને કહ્યું: "તમે કોઇ ભારે વૈરાગ્યવાન પુરુષ દેખાઓ છો." ઋષિ બોલ્યાઃ "મારા કરતાં પણ વધારે વૈરાગ્યવાન પુરુષને જોવાની જો તને ઇચ્છા હોય, તો આ પર્વતના શિખર ઉપર ચડી જા." આવું સાંભળીને જોલ્નુન્ તે પર્વતના શિખર ઉપર ચડી ગયા. ત્યાં તેમણે કોઈ સાધુની કુટિ દીઠી. તે કુટિના બારણા આગળ એક સર્વત્યાગી સંન્યાસીને દીઠા. તેમનો એક પગ તે કુટિની અંદરના ભાગ તરફ હતો અને બીજો પગ જેને તેમણે કાપી નાખ્યો હતો તે ઉંબરાની બહારની બાજુએ પડ્યો હતો અને તેમાં પુષ્કળ કીડા પેદા થયા હતા. જોલ્નુને તેમની પાસે જઇને તેમને સલામ કરી અને આ બધું તમે શા હેતુથી કર્યું છે એવો પ્રશ્ન પૂછ્યો. તેના ઉત્તરમાં તે સંન્યાસી બોલ્યાઃ "હું એક દહાડો આ કુટિની અંદર બેસી રહ્યો હતો, એવામાં કોઇ તરુણી ત્યાં આવી પહોંચી. તેને જોઇને મારું મન લોભાઇ ગયું અને મારું શરીર તેને સ્પર્શ કરવાને સારુ અત્યંત વ્યાકુળ થઇ ગયું. જ્યાં તેને સ્પર્શ કરવાના હેતુથી હું આ કુટિની બહાર પગ મૂકું છું, ત્યાં મેં આકાશવાણી સાંભળી કે, "કેમ? તને શરમ નથી આવતી? ત્રીસ ત્રીસ વરસ સુધી તેં ઈશ્વરનું સાધન-ભજન કર્યું, ઈશ્વરના એક ભક્ત તરીકે તેં ખ્યાતિ મેળવી અને હવે શું શયતાનની સાધના કરવાનો તારો વિચાર છે?" આવી દેવવાણી સાંભળીને મારું કાળજું કંપી ઊઠ્યું અને જે પગ મેં બહાર મૂક્યો હતો તેને કાપી નાખ્યો અને ત્યારનો આમ ને આમજ બેસી રહ્યો છું. હવે જોઉં છું, આગળ ઉપર શું થાય છે? હવે તું આ પાપીની પાસે શા હેતુથી આવ્યો છે તે મને કહે. તારે જો ઈશ્વરપરાયણ અને ધાર્મિક પુરુષનાં દર્શન કરવાની ઇચ્છા હોય તો તું, હું કહું તે પર્વત ઉપર ચાલ્યો જા." તે

પર્વત એટલો બધો ઊંચો હતો કે જોલ્નુન્થી તેના ઉપર ચડી શકાયું નહિ. ત્યારે તે પેલા સંન્યાસીની પાસે પાછા આવ્યા અને તેમને કહ્યું કે, "ત્યાં મારાથી જઇ શકાયું નહિ. ત્યાં કોણ અને કેવા મહાત્મા રહે છે તે મને તમે મોઢેથીજ કહો." ત્યારે તે સંન્યાસી કહેવા લાગ્યો કે, "અમુક સાધુ ત્યાં એક કુટિ બાંધીને ઘણા વખતથી તપશ્ચર્યામાં મગ્ન રહે છે. એક દિવસ કોઇએ તેમની પાસે આવીને એવી વાત છેડી કે, વેપાર–રોજગારદ્વારા પૈસા કમાયા વિના આજીવિકા ચાલી શકે નહિ. માણસમાત્રની આજીવિકાનો આધાર તેની મહેનત છે, કેવળ ઈશ્વરની કૃપાના ઉપર આધાર રાખ્યે કાંઇ વળે નહિ."× આ વાત સાંભળીને તે સાધુએ તેજ ઘડીએ પ્રતિજ્ઞા લીધી કે, "કોઇ માણસ કશો વેપાર-રોજગાર કરીને ધન ઉપાર્જન ન કરે તો શું ઈશ્વર તેને આજીવિકા ન આપી શકે? ચાલો ત્યારે, આજથી મારે કોઇ પણ માણસની કમાઇનો રોટલો ખાવો નથી. જોઇએ હવે ઈશ્વર મારો નિભાવ કરે છે કે નહિ?" તે સાધુએ જ્યારે આવું પણ લીધું અને થોડા દિવસ સુધી કાંઇજ ખાધું નહિ, ત્યારે કરુણામય ઈશ્વરે મધમાખીઓના એક ટોળાને તેમની પાસે જવાની પ્રેરણા કરી. તે મધમાખીઓ પેલા સાધુને મધ ખવડાવવા લાગી. જોલ્નુન્ કહે છે કે, "આ બધી ઘટનાઓ જોઇને તથા આવાં કેટલાંએક વૃત્તાંતો સાંભળીને મારું હૃદય દ્રવી ગયું. મારા મનમાં એવો વિશ્વાસ જામી ગયો કે; કોઇ ઈશ્વરના ઉપરજ આધાર રાખે તો ઈશ્વર જરૂર તેને સારુ કાંઇ ને કાંઇ ઉપાય કર્યા વિના રહેજ નહિ. ત્યાર પછી હું ત્યાંથી પાછો ફર્યો. રસ્તામાં એક બિચારું નાનું પંખી જે આંખે આંધળું હતું તેને મેં ઝાડની ડાળીએથી નીચે જમીન ઉપર ઊતરતું દીઠું.* મેં વિચાર કર્યો કે, હવે આ અભાગિયા પંખીને ક્યાંથી અને કેવી રીતે આહાર મળી રહે છે તે જરા જોઇ લઉં.

× ઈશ્વરપરાયણ ભક્તોની જરૂરિયાતો (પ્રભુપ્રેરણાથી) શ્રદ્ધાવાન લોકો પૂરી પાડતા હતા, પરંતુ આજે તો લાખો કરોડો સ્વાર્થી અને વેષધારી સાધુઓ તેનો લાભ લઇને ઉદ્યોગ કરનારાઓની મહેનતનું ફળ બેઠાં બેઠાં ઓહિયાં કરી જાય છે. —સેવાનંદ

* પૂર્વપુણ્યના ઉદયનો સમય આવી પહોંચે છે ત્યારે આવા અસાધારણ પ્રસંગોનો યોગ પરમકૃપાળુ પરમાત્મા સાધી આપે છે.
—સંપાદક

હું ઊભો રહીને જોતો હતો એવામાં તે પંખી ચાંચ વડે ભોંય ખોદવા મંડી ગયું. જમીનના એક પોપડાની નીચેથી દાણા અને પાણી નીકળી આવ્યું. તે પંખીએ થોડાક દાણા ચણ્યા, પાણી પીધું અને પાછું ઊડીને ઝાડની ડાળીએ બેસી ગયું. આ જોઇને હું તો એકદમ વિહ્‌વળ થઇ ગયો. ત્યાર પછી એક ઈશ્વરનો અનન્ય ભાવે આશ્રય લેવાની વાત ઉપર મારી શ્રદ્ધા જામી ગઇ અને તેજ ક્ષણથી મારા ખરેખરા નવજીવનનો આરંભ થઇ ગયો. ત્યાર પછી હું ત્યાંથી ચાલ્યો આવ્યો.”

એક વાર રાત્રે જોલ્નુન્ પોતાના કેટલાએક મિત્રોની સાથે ભ્રમણ કરતા કરતા અમુક જગ્યાએ કોઇની હવેલીનું ખંડિયેર હતું ત્યાં જઇ પહોંચ્યા. થોડા વખત પૂર્વે ત્યાં કોઈ ધનવાન માણસનો વાસ હતો, પણ આજે તે હવેલી તદ્દન અવડ અને ખખડી ગયેલી હાલતમાં આવી પડી હતી. તે ખંડિયેરમાંથી જોલ્નુન્ તથા તેમના મિત્રોને એક ચરુ જડચો. તે ચરુમાંથી સોનાની લગડીઓ નીકળી આવી. બધા જ્યારે સોનાની વહેંચણી કરવા લાગ્યા ત્યારે જોલ્નુને સોનાને બદલે પેલા ત્રાંબાના ચરુનીજ માંગણી કરી; કારણ કે તેના ઢાંકણના ઉપર ખુદાનું નામ કોતરેલું હતું. તેમણે પોતાના મિત્રોને કહ્યું કે, “મારે સોનું નથી જોઇતું. મને તો આ ચરુજ લેવા દો, કારણ કે તેના ઉપર મારા સખાનું નામ છે.” આવું કહીને તેમણે તે ચરુ ઉપાડી લીધો અને તેને ખૂબ ઉમળકા સહિત ચુંબન કર્યું. આટલું કર્યાથી તેમને ઈશ્વરકૃપાનો યથેષ્ટ લાભ મળી ગયો. આ બનાવ બન્યા પછી એક વાર જોલ્નુને રાત્રે સ્વપ્નમાં એક દેવવાણી સાંભળી કે, “જોલ્નુન્! માણસમાત્ર સુવર્ણની ઇચ્છા રાખે છે, પણ તેં તેના કરતાં પણ વધારે શ્રેષ્ઠ વસ્તુને પસંદ કરી. જે નામનો તેં આટલો બધો આદર કર્યો તે મારું નામ છે. હવે તેના પુરસ્કારમાં હું તારે સારુ તત્ત્વજ્ઞાનનું દ્વાર ખુલ્લું કરી દઉં છું.” ત્યાર પછી જોલ્નુન્ કોઇ શહેરમાં રહેવાને ચાલ્યા ગયા. તે પોતે કહે છે કે, “એક દહાડો મેં નદીકિનારે કોઇની હવેલી દીઠી, તેથી વજૂ કરવાને સારુ ત્યાં પાણી હશે એમ ધારીને હું તેમાં પેઠો. મેં જ્યાં વજૂ કરી લીધું કે તેજ ક્ષણે અકસ્માત્ રીતે મારી નજર તે હવેલીના સૌથી ઉપરના ભાગ ઉપર પડી, ત્યારે ત્યાં મેં એક અત્યંત રૂપલાવણ્યવાળી તરુણીને ઊભેલી દીઠી. મેં તેને પૂછ્યું: “હે સુંદરી! તું મને એ તો કહે કે તું કોની પ્રિયતમા છે?” તે યુવતી બોલી:

'જોલ્નુન્! જ્યારે તમે અહીં આવતા હતા ત્યારે તમને આઘેથી મેં ગાંડા ધાર્યા હતા, જરાક વધારે નજીક આવ્યા ત્યારે તમે મને જ્ઞાની જેવા લાગ્યા અને ત્યાર પછી જ્યારે તમે છેકજ નજીક આવીને ઊભા, ત્યારે તમે મને કોઇ ઈશ્વરદર્શી સાધુના જેવા દેખાયા; પણ હવે તો તમે મને નથી ગાંડા લાગતા, નથી જ્ઞાની લાગતા અને નથી ઈશ્વરદર્શી જેવા દેખાતા.'' તે યુવતીના આવા શબ્દો સાંભળીને મેં તેને કહ્યું કે, ''તમારા કથનનું તાત્પર્ય મને સમજાવો.'' ત્યારે તે બોલીઃ ''ગાંડો માણસ વજૂ ન કરે, જે જ્ઞાની હોય તે પરસ્ત્રીના પ્રતિ દૃષ્ટિપાત ન કરે અને જે ઈશ્વરદર્શી સાધુ હોય, તેની આંખો ઈશ્વર સિવાય બીજી કોઇ વસ્તુના ઉપર ઠરેજ નહિ.'' આટલું કહીને તે યુવતી તો ત્યાંથી જતી રહી અને દેખાતી બંધ થઇ ગઇ. હું સમજી ગયો કે એ કોઇ મનુષ્યાકૃતિ ન હતી, પણ મારે સારુ સ્વર્ગીય સંદેશો લાવનાર કોઇ ફિરસ્તો હતો. તે ઘડીએ મારા અંતઃકરણમાં આગ ભભૂકી ઊઠી અને મારું મન એટલું બધું આકુળવ્યાકુળ થઇ ગયું કે મેં નદીમાં ભૂસકો માર્યો. આ વખતે એક હોડીમાં બેસીને કેટલાક વેપારીઓ જતા હશે તેમણે મને ઊંચકી લીધો. એજ હોડીમાં બેઠેલા વેપારીઓ પૈકી એક જણનું ઘણુંજ મૂલ્યવાન મોતી ખોવાઇ ગયું હતું. મેંજ તેને ચોરી લીધું હોવું જોઇએ એવો સૌના મનમાં વહેમ આવવાથી તેમણે મને ઘણોજ સતાવ્યો. તેમણે મને બાંધી રાખ્યો અને મારા ઉપર ઘણો જુલમ કર્યો, પણ તે બધુંજ મેં મૂંગે મૂંગા સહન કર્યું અને શાંતિ ધારણ કરીને બેસી રહ્યો. મારા ઉપર જ્યારે તેમણે ઘણોજ જુલમ કર્યો ત્યારે મેં એટલુંજ કહ્યું કે, ''હે ખુદા! તું જાણે.'' ત્યાર પછી તે ખોવાયેલું મોતી આશ્ચર્યકારક રીતે તે વેપારીઓને મળી આવ્યું. હવે તેમને ખાતરી થઇ કે, હું નિર્દોષ છું તેથી તેમણે મારા પગ પકડીને મારી માફી માગી.''

જોલ્નુન્ આકરામાં આકરી સાધનાઓ કરતા. તેમને એક બહેન હતી, તે પણ તેમના સંસર્ગથી મહાતપસ્વિની બની ગઇ. એક વાર જોલ્નુન્ અમુક પર્વત ઉપર ભ્રમણ કરતા હતા, ત્યાં તેમણે પુષ્કળ માંદા માણસોને દીઠા. તેઓ એક જગ્યાએ ટોળું વળીને બેઠા હતા. તેમને જોલ્નુને પૂછ્યું કે, ''તમે બધા અહીં શા સારુ આવ્યા છો?'' તેઓ બોલ્યા: ''આ સ્થાનમાં અમુક પર્ણકુટિની અંદર કોઇ તપસ્વી ઋષિ રહે છે, તે વરસમાં એક દહાડો

કુટિમાંથી બહાર આવે છે અને ફૂંક મારીને રોગીઓના રોગનું નિવારણ કરી દે છે. આટલું કર્યા પછી પાછા તે પોતાની કુટિની અંદર ચાલ્યા જાય છે. આજે તેમનો બહાર નીકળવાનો દિવસ છે, તેથી અમે તેમની રાહ જોતા બેઠા છીએ." આટલી વાતચીત થયા પછી થોડીજ વારમાં તે તપસ્વી બહાર નીકળ્યા. તેમના શરીરનો વર્ણ ફિક્કો હતો અને દેહ પણ ઘણો સુકાઈ ગયેલો હતો. તેમનાં બેઉ નેત્રો સ્થિર હતાં, પણ તેમને પ્રતાપે જાણે પર્વતો કંપી ઊઠશે એવો તેમનો પ્રભાવ હતો. બહાર આવ્યા પછી થોડી વાર સુધી તેમણે સૌ રોગીઓના તરફ સ્નેહભરી દૃષ્ટિએ જોયું, ત્યારપછી જરા વાર આકાશ ભણી દૃષ્ટિ કરીને ઊભા રહ્યા. પછી સૌ રોગીઓના શરીર ઉપર ફૂંક મારી એટલે સૌ સાજા થઇ ગયા. આટલું કર્યા પછી તેઓ પોતાની કુટિમાં પેસી જવા જતાજ હતા, એટલામાં જોલ્નુને દોડીને તેમના વસ્ત્રનો છેડો પકડી લીધો અને તેમને કહ્યું કે, "તમે લોકોના શારીરિક રોગોનું તો નિવારણ કર્યું તે સારું કર્યું, પણ મારા આંતરિક વ્યાધિને જો તમે દૂર ન કરો તો તમને ખુદાની આણ છે." તે ઋષિ બોલ્યા: "જોલ્નુન્! મને જવા દે. આપણો સખા તેના મહિમાવંત અને ગૌરવયુક્ત સિંહાસન ઉપરથી જુએ છે કે, તું તેને છોડી દઇને બીજા લોકોનો આશ્રય લેતો થઇ ગયો છે." આવુંતેવું કાંઇક કહીને તે ઋષિ તો પાછા પોતાની કુટિની અંદર પેસી ગયા.

એક દહાડો જોલ્નુન્‌ને કોઇએ રડતા દીઠા, ત્યારે તેમને રડવાનું કારણ પૂછ્યું. તેમણે કહ્યું: "ગઇ રાત્રે મેં સ્વપ્નમાં ઈશ્વરનો અવાજ સાંભળ્યો. તેમણે મને કહ્યું કે, મેં જ્યારથી મનુષ્યજાતિને પેદા કરી ત્યારથી તે દસ ભાગમાં વહેંચાઈ ગઇ છે. હું તેમની સૌની આગળ સંસારનાં પ્રલોભનો ધરું છું, તેઓમાંના નવ દશાંશ ભાગના લોકો સંસારના ભોગને ગ્રહણ કરે છે અને એક દશાંશ જેટલા લોકો તેનો ત્યાગ કરે છે.* વળી આ એક દશાંશ લોકો જે સંસારનો ત્યાગ કરે છે, તેમના પણ પાછા દસ ભાગ થઇ જાય છે. હું તેમની સૌની આગળ નરકનો ભય ઊભો કરું છું. તેઓમાંના નવ

---

* આપણાં ઉપનિષદોની પરિભાષામાં એને 'શ્રેયસ્' અને 'પ્રેયસ્' કહે છે. ઘણા લોકો શ્રેયસ્‌નો ત્યાગ કરીને પ્રેયસ્‌ને ગ્રહણ કરે છે. ગીતાના મત પ્રમાણે તો '**मनुष्याणां सहस्रेषु**' હજારોમાંથી કોઇ વિરલાજ શ્રેયસ્‌ને ગ્રહણ કરે છે. —સેવાનંદ

ભાગના લોકો તો નરકને જોતાં વારનેજ ભાગી જાય છે; માત્ર એક ભાગના લોકોજ ટકીને ઊભા રહે છે. તેઓ નથી સંસારની માયાથી મોહ પામતા, નથી સ્વર્ગની કામના કરતા અને નથી નરકથી ભય પામતા. મેં (ઈશ્વર કહે છે) તેમને પૂછ્યું: "અરે મારા પ્રિય સેવકો! તમે સંસારના પ્રતિ એક નજર પણ ન કરી, સ્વર્ગની આકાંક્ષા ન રાખી અને નરકના ભયથી તમે ભયભીત થયા નહિ. બોલો, હવે તમારે શી ઇચ્છા છે?" તેઓ બધા નીચી દૃષ્ટિ કરીને વિનય ભાવે બોલ્યા: 'અમારે શું જોઇએ છે, તે જાણનાર તમેજ છો.'"

એક દહાડો કોઇ છોકરો મહર્ષિ જોલ્નુન્ પાસે જઈને તેમને કહેવા લાગ્યો: "મને વારસામાં એક લાખ રૂપિયા મળ્યા છે. મારો વિચાર એ રકમ તમારી સેવાને અર્થે ખર્ચી નાખવાનો છે." જોલ્નુને તેને પ્રશ્ન પૂછ્યો: "તું શું લાયક ઉંમરનો થયો છે?" તેણે કહ્યું, "ના." ઋષિ બોલ્યા: "ત્યારે અત્યારે તો તને દાન કરવાનો અધિકાર છેજ નહિ. તું લાયક ઉંમરનો થાય ત્યાંસુધી ધીરજ રાખ." ત્યાર પછી તેજ છોકરો લાયક ઉંમરનો થયા પછી મહર્ષિ જોલ્નુન્નો શિષ્ય થયો. તેણે પોતાના એક લાખ રૂપિયા ફકીરોમાં વહેંચી આપ્યા અને પોતાની પાસે એક પૈસો પણ રહેવા દીધો નહિ. ત્યાર પછી કેટલોક સમય વીત્યા બાદ તેને કેટલાક તપસ્વીઓની પાસે જવું થયું, ત્યારે તેના જોવામાં આવ્યું કે, પૈસા વડે સિદ્ધ થઇ શકે એવું કોઇ કાર્ય તે તપસ્વીઓની આગળ આવીને ઊભું રહ્યું છે, પણ તેમની પાસે પૈસાનો અભાવ હોવાથી તે કાર્ય અટકી પડ્યું છે. આ જોઈને તે યુવક પોતાના મનમાં કહેવા લાગ્યો કે, "મારી પાસે બીજા એક લાખ રૂપિયા હોત તો હું આ લોકોને તે બધાજ આપી દેત; પણ શું કરું?" આ વાત જ્યારે મહર્ષિ જોલ્નુન્ને કાને આવી ત્યારે તે સમજી ગયા કે, હજી એ છોકરો ધર્મને ખરે રસ્તે ચડ્યો નથી, હજી એને સંસારમાં કેટલીક વિપત્તિઓ સહેવી પડશે. તે ઉપરથી તેમણે તેને પોતાની પાસે બોલાવીને કહ્યું કે, "તું અમુક ગાંધીની દુકાનેથી મારે સારુ ત્રણ તોલા ફલાણી દવા લઇ આવ." તે છોકરો દવા લઇ આવ્યો. પછી ઋષિએ તેને કહ્યું કે, "તું એ વસ્તુને તારા મોઢામાં મૂકીને ખૂબ ચાવ, પછી તેમાં તેલ મેળવીને તેની ત્રણ સોગઠીઓ બનાવ. એ સોગઠીઓમાં સોય વડે આરપાર કાણું પાડીને મારી પાસે લઇ આવ." તે છોકરાએ તેમના કહ્યા મુજબ કામ કર્યું. જોલ્નુને એ

ત્રણે સોગઠીઓને પોતના હાથમાં લઇને ચોળી અને પછી તેમના ઉપર ફૂંકો મારી. જોતજોતામાં તે સોગઠીઓ સુંદર પદ્મરાગમણિ (પોખરાજ) નામના રત્નના રૂપમાં ફેરવાઈ ગઇ. આ છોકરાએ કદી સાચું ઝવેરાત દીઠું ન હતું. ઋષિએ તેને કહ્યું કે, " તું આને બજારમાં ઝવેરીઓની દુકાને બતાવીને તેમની કિંમત નક્કી કરી આવ, પણ વેચી દેતો નહિ." તેણે બજારમાં ઝવેરીઓની દુકાને પેલાં ત્રણ રત્ન બતાવ્યાં અને તેમની કિંમત પૂછી, ત્યારે ઝવેરીઓએ તેમને પારખીને એક એક લાખ રૂપિયાનાં છે એવું કહ્યું. પછી જ્યારે તે છોકરો ઋષિની પાસે આવ્યો અને પેલાં રત્નોની બજારમાં કેટલી કિંમત ઊપજી શકે છે તે કહ્યું, ત્યારે તેમણે તેને આજ્ઞા કરી કે, "એ ત્રણેને પાછો તું ચાવી જા અને તેલના ભૂકાને પાણીમાં ફેંકી દે. તું એટલું યાદ રાખજે કે, આ તપસ્વીઓને ખાવાપીવાની તંગી વેઠવી પડતીજ નથી. પણ તેમનામાં કર્તાપણાનો ભાવ રહી ગયો છે, તેથી તેઓ ધન વડે પોતાના સ્વેચ્છાચારને તૃપ્ત કરવા ઇચ્છે છે." તે ઘડીથી તે છોકરાની આંખો ઊઘડી ગઈ અને તેના મનમાં સંસારની કશી કિંમત રહી નહિ.

જોલ્નુન્ કહે છે કે, " હું ત્રીસ ત્રીસ વરસથી લોકોને સાદ પાડું છું, ત્યારે ખુદાના મંદિરમાં આવે એવો મને એકજ માણુસ મળી આવ્યો. જે થવું યોગ્ય છે તેજ થયું છે."

એક દિવસ કોઇ યુવરાજ પોતાના રસાલાસહિત કોઇ મસ્જિદની સામેના રસ્તા ઉપર થઇને જતો હતો. તેને જોઇને જોલ્નુન્ બોલી ઊઠયાઃ "જે માણુસ પોતે નિર્બળ હોવા છતાં બળિયાની સાથે બાખડવા તૈયાર થાય તેના સમાન મૂર્ખ બીજો કોઇજ નહિ." આ શબ્દો રાજકુમારે સાંભળ્યા ત્યારે તે જોલ્નુન્ની પાસે આવ્યો અને બોલ્યો કે, " તમે જે હમણાં કહી ગયા તેનો અર્થ શો છે તે મને સમજાવો." ત્યારે જોલ્નુન્ બોલ્યાઃ "માણુસ અતિ નિર્બળ છે, તે છતાં પણ તે મહાબળવાન એવા ઈશ્વરનો વિરોધ કરે છે." આવું સાંભળીને તે રાજકુમારનું મોઢું ઊતરી ગયું અને તે કશું વિશેષ ન બોલતાં ત્યાંથી ચાલ્યો ગયો. ત્યાર પછી તે વળી થોડા દિવસ બાદ જોલ્નુન્ની પાસે આવીને પૂછવા લાગ્યો કે, "ઈશ્વરની સમીપ જવાનો રસ્તો કયો?" જોલ્નુન્ બોલ્યાઃ " બે રસ્તા છે, એક સાધારણ અને એક અસાધારણ. જો સાધારણ રસ્તે થઇને જવાનો તમારો વિચાર હોય તો પાપમા-

ત્રનો ત્યાગ કરો, સંસારનો ત્યાગ કરો અને ઈન્દ્રિયોની પ્રવૃત્તિનો ત્યાગ કરો. અસાધારણ રસ્તો એવો છે કે, તેમાં તમારે તમામ અનીશ્વર અથવા અનાત્મ પદાર્થોનો એકદમ ત્યાગ કરી દેવો પડશે અને અંતઃકરણને સંપૂર્ણરૂપે વિષયરહિત કરી દેવું પડશે." રાજકુમારે કહ્યું: "હું તો ઉત્તમ માર્ગેજ જઇશ, કનિષ્ઠ માર્ગ મારે નથી લેવો." ત્યાર પછી તે પોતાનાં મૂલ્યવાન વસ્ત્રાભૂષણનો ત્યાગ કરીને ફકીરની કામળી ધારણ કરીને જોલ્નુન્ પાસે સાધનાની દીક્ષા લેવા આવ્યો અને તે પણ સાધના કરતાં કરતાં એક મહર્ષિ બની ગયો.

મહર્ષિ જોલ્નુનનું જીવન ઘણુંજ ઉન્નત હતું, તોપણ તેમના પ્રતિ લોકોનું વિશેષ લક્ષ આકર્ષાયું ન હતું. મિસરદેશના રહેવાસીઓ તો તેમને સર્વાનુમતે 'કાફિર'જ કહેતા. તેમના સમયમાં 'મોત ઓક્કોલ' નામનો એક માણુસ બગદાદના ખલીફાને પદે હતો. મિસરદેશ તે વખતે બગદાદના ખલીફાને તાબે હતો. જોલ્નુન્ની વિરુદ્ધ ખલીફાની આગળ જ્યારે ઘણી ફરિયાદો આવી ત્યારે તેણે તેમને કેદ કરીને બગદાદ તેડાવી મંગાવ્યા. હાથે–પગે બેડીઓ પહેરીને જ્યારે જોલ્નુન્ ખલીફાની સમક્ષ ઊભા રહ્યા હતા, ત્યારે કોઈ ડોશી તેમની પાસે આવીને તેમને ધીરે ધીરે કહેવા લાગી: "તમારે આ ખલીફાનો મનમાં જરા પણ ભય રાખવો નહિ. એ પણ તમારા જેવોજ ખુદાનો નોકર છે. ખુદાની મરજી ન હોય ત્યાંસુધી તેનો નોકર કાંઇજ કરી શકતો નથી." પછી ખલીફાના હુકમથી જોલ્નુન્ને કેદખાનામાં પૂરી દીધા, ચાળીશ દિવસ સુધી તે કેદખાનામાં રહ્યા. તપસ્વી બસર-શાફેરની એક બહેન તેમને સારુ દરરોજ એક રોટી મોકલાવતી હતી. ચાળીશ દિવસમાં તેમને સારુ ચાળીશ રોટીઓ આવી તેમાંની એક પણ તેમણે ખાધી ન હતી. બસરની બહેનને કાને જ્યારે આ વાત આવી ત્યારે તેને ઘણું દુઃખ થયું. તેણે જોલ્નુ-ન્ને પૂછ્યું: "એ રોટી હલાલ અથવા નિર્દોષ હતી, છતાં તમે ખાધીજ નહિ તેનું શું કારણ?" જોલ્નુને કહ્યું: "રોટી નિર્દોષ તો હતીજ નહિ; કારણ કે કેદખાનાના ભૂંડા આચરણવાળા નોકરો પોતાના અશુદ્ધ હાથ વડે લઈ આવ્યા હતા." કેદખાનામાંથી છૂટ્યા પછી જોલ્નુન્ ઊંધે મોઢે પડી ગયા અને તેમને કપાળે ઘણી સખત ઇજા થઇ. વળી પાછા તેમને પકડીને ખલીફાની

આગળ ઊભા કરવામાં આવ્યા. ખલીફાએ તેમને પૂછ્યું: કે, "તમે તમારાં જે જે ઉપદેશવચનોનો પ્રચાર કરો છો, તેમનો અર્થ મને સમજાવશો?" તે ઉપરથી જોલ્નુને પોતાના એક એક વચનનો ભાવાર્થ ખૂબ વિસ્તારથી સમજાવ્યો, ત્યારે તે સાંભળીને ખલીફા મોત એોક્કોલ અને તેના સમાજની આંખોમાં આંસુ આવી ગયાં. પછી તે ખલીફા જોલ્નુન્નો શિષ્ય થઇ ગયો અને તેણે તેમને ખૂબ સંમાનસહિત પાછા તેમને દેશ મિસર મોકલાવી દીધા.

જોલ્નુન્નો એક શિષ્ય હતો, તેણે ચાળીશ વાર "ચેલ્લા"* નામના એક વ્રતનું પાલન કર્યું હતું. આ ઉપરાંત પણ તેણે બીજી ઘણી આકરી આકરી સાધનાઓ કરી હતી. એક દહાડો જોલ્નુન્ની પાસે આવીને તે કહેવા લાગ્યો: "ભગવન્! મેં આટલાં આટલાં આકરાં વ્રત કર્યાં, મારા દેહને મેં નાના પ્રકારની કષ્ટદાયક સાધનાઓમાં તપાવ્યો, તે છતાં પણ મારો સખા નથી મારી સાથે બોલતો અને નથી મારા ભણી નજર પણ કરતો. મને તો તે કશામાં લેખવતોજ નથી અને આધ્યાત્મિક જગતનું કોઇ પણ તત્ત્વ મારી આગળ પ્રકટ થતું નથી. દીનતા, વ્યાકુળતા વગેરે મારાથી જેટલાં થઇ શકે તેટલાં તો હું કરી ચૂકયો છું. આ હું જે કહું છું તે પણ મારી આત્મશ્લાઘા કરવાના હેતુથી કહેતો નથી; માત્ર આપની આગળ મારી સ્થિતિનું નિવેદનજ કરી દઉં છું. ઇશ્વરની નિંદા હું કદી કરતોજ નથી અને તેમની સેવાને અર્થેજ મેં મારો આત્મા અને મારું હૃદય સમર્પિત કરી દીધાં છે. હું મારા પોતાના દુર્ભાગ્યની કથની આપની આગળ દિલ ખોલીને કહી દઉં છું. મારા પોતાના કમનસીબનોજ દોષ કાઢું છું, મારું મન સાધના કરતાં કરતાં વીતરાગની દશાએ જઈ પહોંચ્યું છે એવો વિચાર હું મનમાં લાવતો નથી; પણ મને જે ભય લાગે છે તે એ છે કે, હવે કદાચ હું થોડાજ દિવસ જીવવાનો છું અને મારા બાકીના દહાડા શું આવી ને આવીજ સ્થિતિમાં પૂરા થઇ જશે? મેં મારી આખી જિંદગી સુધી તેને દરવાજે ટકોરા માર્યાજ કર્યા, પણ ન મને તેનો ઉત્તર મળ્યો કે ન તે દરવાજો ઉઘડ્યો. આથી કરીને હું ઘણો કલેશ પામું છું. આપ તો દુઃખી જીવોના ચિકિત્સક છો, ભવરોગના વૈદ્ય છો, માટે આપને વીનવું છું કે, મારા દુઃખનો કોઇ

* એકાંત સ્થાનમાં રહીને કરવાના ચાળીશ દિવસના એક ખાસ અનુષ્ઠાનને મુસલમાનોનાં ધર્મપુસ્તકોમાં "ચેલ્લા" વ્રત કહ્યું છે. —મૂળલેખક

ઉપાય કરો.” જોલ્નુન્ બોલ્યા: “જાઓ, આજ રાત્રે ખૂબ પેટ ભરીને જમજો, રાતની નમાજમાં સામેલ થશો નહિ અને આખી રાત જેટલું ઉંઘાય તેટલું ઊંઘજો. અત્યાર સુધી સખાએ તમારી ઉપર પ્રસન્ન થઇને તમને દર્શન દીધું નહિ; સંભવ છે કે તે ક્રોધે ભરાઇને તમને સજા કરવાને માટે તમારી પાસે આવે પણ ખરો. તેણે તમારી સામે દયાની નજરે જોયું નહિ, પણ હવે કદાચ તે ઉગ્ર દૃષ્ટિએ જુએ તો ના ન કહેવાય.” આ વાત સાંભળીને તે શિષ્ય ત્યાંથી ચાલ્યો ગયો. તેણે ખૂબ પેટ ભરીને ખાધું તો ખરું, પણ રાતની નમાજમાંથી ગેરહાજર રહેવાનો તેનો જીવ ચાલ્યો નહિ. તે રીતસર નમાજ પઢીને સૂઇ ગયો. તે રાત્રે તેને મહમ્મદ પયગંબરે દર્શન દીધું, તેમણે તેને કહ્યું: “તમારો સખા તમને સલામ કહેવડાવે છે અને તેઓ તમને એવું કહેવડાવે છે કે, જે નામર્દ–બાયલા હોય તેઓજ મારા મંદિરમાં આવતાં વારજ એકદમ વીતરાગ બની જાય. સાધનામાં દૃઢ સંકલ્પ અને અવિરક્તિ ઘણાં જરૂરનાં છે. હું તારી ચાળીશ વરસની પ્રાર્થનીય વસ્તુનું તને દાન કરીશ. તું જે જે આશાઓ રાખી રહ્યો છે, તે બધીજ હું પૂર્ણ કરીશ. પણ પેલા દુષ્ટ ચોર જોલ્નુન્ને મારી સલામ સાથે કહેજે કે, ‘અરે ઓ મિથ્યાવાદી દુશ્મન! જો નગરની વચ્ચે તારી આબરૂના કાંકરા ન કરાવી દઉં, તો હું તારો પ્રભુજ નહિ. જ્યારે હું તારું જાહેરમાં અપમાન કરાવીશ, ત્યારે તું મારા પ્રેમી ભક્તોને અને મારા મંદિરના આશ્રિત લોકોને કુમાર્ગે ચડાવી દેતો અટકીશ.” આવું સ્વપ્ન આવી ગયા પછી જ્યારે તે શિષ્ય નિદ્રામાંથી જાગી ઊઠ્યો ત્યારે પ્રથમ તો રડી પડ્યો અને પછી જોલ્નુન્ની પાસે જઇને તેણે બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. જોલ્નુને જાણ્યું કે, મને ખુદા સલામ કહેવડાવે છે અને મને દુષ્ટ અને મિથ્યાવાદી કહે છે, ત્યારે તેમની આંખોમાંથી પણ આનંદનાં આંસુ ટપકી પડ્યાં. કોઇના મનમાં એવી શંકા સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાયજ કે, આ ગુરુસેવા કે જે પોતાના શિષ્યને એવો ઉપદેશ દે કે આજે નમાજ પઢતો નહિ અને રાત્રે ખૂબ ઊંઘજે? આનો જવાબ એ છે કે ગુરુ પોતાના શિષ્યનો સાચો ચિકિત્સક છે. કોઇ કોઇ વાર વૈદ્યો અમુક રોગીને તેની ખાસ જરૂરિયાતને લક્ષમાં લઇને તેને ઝેરની માત્રા ખવડાવીને સાજો કરી દે છે. એજ રીતે આચાર્ય જોલ્નુને જ્યારે જોયું કે ઉપર જે જે કામો ગણાવ્યાં તે કરવાથી

અમુક ધાર્યું પરિણામ આવશે, ત્યારે તેમણે પોતાના શિષ્યને તેવું કરવાની સલાહ આપી. તે મનમાં એવું જાણુતાજ હતા કે, શિષ્ય નમાજ પઢ્યા વગર તો રહેવાનોજ નથી; કારણ કે એ બાબતમાં તો તે ખૂબજ દૃઢાગ્રહી છે. એવી રીતે એક વાર ખુદાએ પણ ઇબ્રાહિમ પયગંબરને પોતાના પુત્રની કુરબાની ચડાવવાની આજ્ઞા કરી હતી, પણ તેમને ખાતરી હતી કે ઇબ્રાહિમ એવું કામ કદી કરનાર નથી.

એક જણ મક્કાના કાબા મંદિરની પ્રદક્ષિણા કરતો હતો. તે શરીરે અત્યંત દુર્બળ અને ઘસાઇ ગયેલા શરીરનો હતો. તેને જોઇને જોલ્નુને પૂછ્યું: "કેમ? તું તો પ્રેમી ભક્ત છે ને?" તેણે કહ્યું: "હા." તેમણે ફરીથી પૂછ્યું: "તારો સખા તારાથી દૂર છે કે તારી નજીકજ છે?" તે બોલ્યો: "નજીક છે." જોલ્નુને તેને એક વધુ સવાલ પૂછ્યો કે, "તે તને અનુકૂળ છે કે પ્રતિકૂળ?" તે બોલ્યો: "અનુકૂળ છે." ત્યારે હવે તેને જોલ્નુને કહેવા માંડ્યું: "આ કેટલી બધી નવાઇની વાત? તારો પ્રેમી સખા તારી નજીક છે અને તને અનુકૂળ છે, છતાં તને આટલું બધું દુઃખ શાથી? તારી આવી હીનદશા હોવાનું શું કારણ?" તે ભક્ત બોલ્યો: "અરે ઓ જુવાન! તું એટલું પણ નથી જાણતો કે, સખા દૂર હોય અને પ્રતિકૂળ હોય તેના દુઃખના કરતાં તે નજીક રહ્યો રહ્યો જે સજા કરે છે, તે હજારગણી વધારે આકરી નીવડે છે?"

જોલ્નુન્ કહે છે કે, "મેં એક વાર અમુક સ્ત્રીને પૂછ્યું કે, પ્રેમની હદ ક્યાં સુધી હોય છે? તે બોલી: "પ્રેમને સીમાજ નથી હોતી, કારણ કે જે પ્રેમનું પાત્ર છે, તે સીમારહિત છે."

જોલ્નુન્ કહે છે કે, "એક વાર હું દેશભ્રમણ કરવાને નીકળી પડ્યો હતો. રસ્તા ઉપર પુષ્કળ બરફ પડેલું હતું. એવામાં મેં એક અગ્નિપૂજક (પારસી)ને બરફ ઉપર દાણા વેરતો દીઠો. મેં તેને પૂછ્યું: "જમીન ઉપર આટલું બરફ તો પડ્યું છે, તેના ઉપર દાણા વેરીને નકામું બીજ શા માટે ખરાબ કરો છો?" તે બોલ્યો: આજે આખી સીમમાં બધેજ બરફ બરફ થઈ રહ્યું છે. બિચારાં પંખીઓ ગમે તેટલાં રવડશે તો પણ તેમને એક દાણો પણ જડવાનો નથી. તેઓ બાપડાં ઝાઝી મહેનત કર્યા વિના અહીં આવીને દાણા ચણી શકે એવા હેતુથી હું બધે દાણા વેરી વળું છું. આવું કર્યાથી ઈશ્વર

મારા ઉપર પ્રસન્ન થશે." મેં કહ્યું. "ઈશ્વરથી વિમુખ રહેનાર માણુ-સે વાવેલાં બીજનું કદી ફળ આવે ખરું કે ? અને કદાચ આવે તો પણ ઈશ્વર તેનો સ્વીકાર કરે ખરા કે ?" તે બોલ્યો: "ઈશ્વર સ્વીકાર કરે કે ન કરે, તે જોવાનું કામ મારું નથી. મારે માટે તો આ કામ મારે કરવું જોઈએ એટલોજ વિચાર પૂરતો છે." ત્યાર પછી હું ત્યાંથી ચાલ્યો ચાલ્યો મક્કા જઈ પહોંચ્યો. ત્યાં પાછો મને એના એજ અગ્નિપૂજકનો ભેટો થઇ ગયો. તે એક પ્રેમી મુસલમાન ભક્તની જેમ કાબાના મંદિરની પ્રદક્ષિણા કરતો હતો. મને જોઇને તે બોલ્યો: "મારાં વાવેલાં બીજનાં ફળ તૈયાર થાય છે અને તેણે તેમનો સ્વીકાર પણ કર્યો છે એ હું જોઇ શકું છું. મારા પ્રભુએ મારા ઉપર દયા લાવીને મને તેના ધામની વાટ બતાવી દીધી." આ વચન સાંભળીને હું ઘણોજ ખુશ થઇ ગયો. મેં કહ્યું: "અયે ખુદા! એક મૂઠી અનાજના બદલામાં ચાળીશ વરસના કાફિર (મુસલ-માન નહિ એવા)ને તમે તમારી પાસે આવવા દીધો એ શું કહે-વાય?"* તેના જવાબમાં મારે કાને દૈવવાણીનો ગેબી અવાજ

* ઈશ્વરની ઉપલી કૃપા ઉપરથી પ્રભુને કોઇ સ્વચ્છંદી કે ગાંડા માણસ જેવો ન સમજી બેસે તે સારુ જણાવવાનું કે:–ચૂલા પર ચડાવેલું પાણી પ્રથમ તો થોડે થોડે ગરમ થતું ચાલે છે અને કેટ-લીક વાર સુધી એવી ક્રિયા અગ્નિના બળના પ્રમાણમાં ચાલેલી તેનેજ પ્રતાપે પછી એકાદ પાતળો કડકો પણ ચૂલામાં ઉમેરાતાં તે પાણી-માંથી વરાળ નીકળવી શરૂ થાય છે અને પછી ઊકળવા પણ માંડે છે. અથવા તો પ્રથમ પંદર આના ભેગા થાય ત્યાંસુધી તે આનામાંજ ગણાય છે અને સોળમો આનો ઉમેરતાંજ રૂપિયામાં ગણના થાય છે; છતાં પણ કોઇ પેલા છેલ્લા એક આનાનેજ સઘળો યશ આપે, તો તે વાત અસત્ય અને અજ્ઞાનમૂલકજ હોય છે.

વળી સાત્ત્વિક દાનમાં દાતાની વસ્તુ ભલે એક પાઇ જેટલી હોય, પણ એની સાથે બુદ્ધિ, કાળજી, નિષ્કામતા અને પરિશ્રમ તેના કરતાં હજારો–લાખોગણી કિંમતનાં વપરાયાં હોય છે. એટલે ઉપલા ચપટી દાણા બરફ પર વેરનારની પણ બુદ્ધિ, કાળજી અને દયાવૃત્તિ કેટલી ઉત્તમ હતી તે પણ ધ્યાનમાં લેવામાં આવે, તો પછી માણસને સર્વશક્તિમાન પ્રભુની ઉપલી કૃપા અસામાન્ય કે આશ્ચર્યકારક નજ લાગે.

મુંબઇ–અમદાવાદ વગેરેમાં અમારા અનેકાનેક હિંદુદાતાઓ ચકલામાં દાણા વેરાવતા જણાય છે અને હજારો પક્ષીને ખાતાં જોઇને રાજી થાય છે; પણ તેમાંથી કેટલાં પ્રાણીઓનો રોજ કૂતરાં–બિલાડાં

અથડાયો: "ઈશ્વર જેને તેડું મોકલે છે, તેના કારણાકારણનો વિચાર કર્યા વિનાજ મોકલે છે. ઓ ઝોલ્નુન્! ઈશ્વર શું કરે છે અને શા કારણથી આવું કરે છે, તેના વિચારમાં તારે માથું મારવું નહિ. તારી બુદ્ધિની પહોંચ ત્યાંસુધી નહિ જઇ શકે."

પછી ઝોલ્નુન્ જ્યારે માંદા થયા અને તેમનો અંતકાળ આવી લાગ્યો, ત્યારે તેમનાં સગાંવહાલાંએ તેમને પૂછ્યું: "તમારા મનમાં કશી ઇચ્છા છે? હોય તો કહો." તેમણે કહ્યું: "બસ,

---

શિકાર કરતાં હશે, તેની સાથે તે કીર્તિપ્રેમી–રજોગુણી–દાતાઓને જરા પણ સ્નાન–સૂતક હોતું નથી! અને કોઈ કહે કે, ભાઇ! એક પરબડી બનાવીને તેમાંજ દાણા વેરાવો, તો આ તમને મણ દાણાના પુણ્ય કરતાં પણ ભારે પાપમાં નાખનારી હિંસા થતી અટકે કે નહિ? પણ કોઇ પણ રીતે દાનધર્મની લપજ કાઢવા માગનારા અથવા તો ઘેટાંચાલ ચાલનારાઓને તે વાત ગળેજ કેમ કરીને ઊતરે? પરબડીમાં દાણા નાખીને પછી તરતજ નિસરણી બીજે મૂકી દેવી જોઇએ. તેપણ કોઈ કોઇ ઠેકાણે થતું નહિ હોવાથી તે સીડી પણ બિલાડીનેજ શિકાર કરવામાં ઉપયોગી થતી જણાય છે! એક તરફ સો–બસો પક્ષી રોજ ભલે દાણા જમી જાય, પણ જો બીજી તરફ તેમાંના એકાદ-બેનો શિકાર પણ થાય, તો તેથી પુણ્ય વધે કે પાપ વધે છે? એ વાતની અક્કલ હે પ્રભો! અમારા હિંદુબંધુઓને હવે તો જરૂર આપજો!

રોજ બિલાડાંને પાળનારાઓ તેને પોતાના બાળક પેઠે રમાડે અને અનાજ જમાડે છે; પરંતુ તે છતાં પણ તેઓ તો શિકાર કર્યા વગર રહેતાંજ નથી! આમ છે, તો પછી એમ કરવા કરતાં પોતાના ઘરમાં દાણા વગેરે કોઠીમાં રાખે અને એઠુંજૂઠું વગેરે રહેવા દે નહિ, તો પછી ઉંદરડા ત્યાં આવેજ શા માટે કે જેથી બિલાડું પાળવું–જમાડવું પડે અને હિંસાનું પાપ વહોરવું પડે! અમો સાધુબ્રાહ્મણો આ વાત પણ હવે છેકજ ભૂલી ગયા છીએ કે, અન્ય વર્ણાશ્રમીઓ ઉપર સાધુબ્રાહ્મણોની અન્નવસ્ત્રની ફરજ નખાઇ છે, તેમ સાધુબ્રાહ્મણો પર પણ તેમનું ધ્યાન ધર્મ–અધર્મ તરફ ખેંચવાની ફરજ મુકાઇ છે. પરંતુ અમે ભેખધારીઓ સુધ્ધાં પણ એવું તેવું જાણીએ–પાળીએ નહિ ત્યાં પછી ગૃહસ્થાશ્રમીઓને શી પડી હોય?

માત્ર ગાંડપણજ નહિ; પણ સંસારાસક્ત માણસો આગળ–તેમના અધિકાર તરફ જરા પણ ધ્યાન નહિ આપતાં "તમે તો સદા નિર્લેપ છો, મુક્ત છો, બ્રહ્મ છો" ઇત્યાદિ પ્રકારનું વેદાંત કથવું એ તો નુકસાનકારક અને અનીતિમાં વધારે નાખનારું પણ નીવડે છે, એ પણ અત્યારે જગજાહેર વાત છે. —સંપાદક

એકજ ઇચ્છા છે કે, જેના સાંનિધ્યમાં મારું મૃત્યુ થવાનું છે તેને ઓછામાં ઓછો એક ક્ષણુવારને માટે પણ ઓળખી લઉં." આટલું કહીને તેમણે પ્રેમથી ભરપૂર એક અરબી કવિતા ગાઇ. ત્યાર પછી એક દહાડો વ્યાધિની સખ્ત પીડાને લીધે તે બેહોશ થઇ ગયા. યુસફ હુસેન નામનો એક સગો તેમની પાસે છેલ્લામાં છેલ્લો ઉપદેશ માગવા આવ્યો ત્યારે તેમણે કહ્યું: "મારા મનને બીજા-ત્રીજા વિષય તરફ ખેંચી જા નહિ, હું તો તેની દયા જોઇને ભારે આશ્ચર્ય પામું છું." આટલું કહેતાં કહેતાંમાં તેમનો જીવ જતો રહ્યો! જે ઘડીએ તેમના મૃતદેહને લોકો કબ્રસ્તાનમાં લઇ જતા હતા, તે દહાડે બેસુમાર તાપ પડતો હતો. એ વખતે કહેવાય છે કે, પંખીઓનાં ટોળેટોળાં ચાલ્યાં આવ્યાં અને તેમની પાંખો પહોળી કરીને જોલ્નુન્ના જનાજા ઉપર છાયા કરવા લાગ્યાં. તેમના મરણ પછી બીજા પણ કેટલાએક ચમત્કારો થયા કહેવાય છે. મિસરદેશવાસીઓ આ મહાતપસ્વીની કદર કરી શક્યા નહિ; પણ જ્યારે તે પરલોકવાસી થઇ ગયા ત્યારે લોકોને પશ્ચાત્તાપ થયો અને પોતાના વર્તનને માટે તેઓ ખેદ દર્શાવવા લાગ્યા.

મહાતપસ્વી જોલ્નુન્ કયા સૈકામાં થઇ ગયા તે વિષે મૂળ પુસ્તકમાં કશો ઉલ્લેખ નથી.

## ઉપદેશવચન

૧. વિપત્તિને વખતે ધૈર્ય ધારણ કરવું એ કાંઇ બહુ મોટી વાત નથી, પણ એવી અવસ્થામાં મનને સંતુષ્ટ રાખવું એ આશ્ચર્યજનક કહેવાય ખરું.

૨. લોકોના ઉપર છ પ્રકારની વિપત્તિઓ આવી પડે છે. (૧) પારલૌકિક કાર્યમાં શુભ સંકલ્પ ઢીલા થઇ જવા, (૨) શરીરના ઉપર શયતાનનો અધિકાર, (૩) મૃત્યુ નજીક આવી પહોંચ્યું હોય તે વખતે મનમાં દુષ્ટ વાસનાઓની ઉત્પત્તિ, (૪) ઈશ્વરના સંતોષ કરતાં લોકોના સંતોષને વધારે શ્રેષ્ઠ ગણવો, (૫) ધર્મનાં કાયદા-કાનૂનને અમાન્ય કરવા અને હલકી પ્રવૃત્તિઓની તાબેદારી કબૂલ કરવી (૬) અને પૂર્વે થઇ ગયેલા ધાર્મિક લોકોના દોષોને, પોતાના સ્વાર્થને પુષ્ટિ આપવાને સારુ પ્રમાણ તરીકે ગણી લેવા અને તેમના ગુણને એક બાજુએ મૂકી દેવા.

૩. જેના ઉપર તમે ક્રોધ કરો છતાં જે તમારા ઉપર ક્રોધ ન

કરે, એવા માણુસની સાથે મૈત્રી કરજો.

૪. જે ઈશ્વરનો મનમાં ભય રાખે છે તે સાચા રસ્તા ઉપર છે. ઈશ્વરનો ભય જ્યાં મનમાંથી નીકળી ગયો એટલે લોકો નાસ્તિકતાના કુમાર્ગે ચડી જાય છે.

૫. ગાંડા માણુસને જ્યારે ગાંડપણુનો ચાળો ચડી આવ્યો હોય તે વખતે જે વૈદ્ય તેને ઔષધિ ખવડાવે છે, તેને તદ્દન અનઘડ વૈદ્ય કહેવો જોઈએ. એવી રીતે સંસારના મદથી મત્ત થઇ ગયેલાઓને જે ઉપદેશ દેવા નીકળે છે, તેનો ઉપદેશ પણુ વ્યર્થ જાય છે.

૬. જો તમારી આસક્તિ લોકોના ઉપર હોય તો નક્કી જાણુજો કે, ઈશ્વરના ઉપર તમારી આસક્તિ થવાનીજ નથી. તમે તેની આશાજ મૂકી દેજો.

૭. સાધકને વિશુદ્ધ પ્રેમની દિશામાં એકાંતવાસ જેટલો આગળ લઇ જાય છે, તેટલો આગળ લઇ જનાર બીજું કોઇજ નથી. એકાંતવાસી સાધક ઈશ્વર સિવાય બીજા કશાને જોતો નથી. એકાંતવાસના ઉપર જે પ્રીતિ રાખતો થયો છે, તેણે શુદ્ધ પ્રીતિના સ્તંભનોજ આધાર લીધો છે એમ જાણુવું.

૮. તત્ત્વજ્ઞાનના ત્રણુ પ્રકાર છેઃ—(૧) ઈશ્વર એક અને અદ્વિતીય છે એ સિદ્ધાંત, આ તત્ત્વનું જ્ઞાન સામાન્ય શ્રદ્ધાવાન જનોને હોય છે. (૨) પ્રમાણુ અને યુક્તિઓના આધાર ઉપર સ્થાપેલું તત્ત્વજ્ઞાન, આવું જ્ઞાન વૈજ્ઞાનિક પંડિતો ધરાવે છે. (૩) તમામ પ્રકારના ગુણુસમુદાય એક કેન્દ્રમાં (ઈશ્વરમાં) એકત્રિત થાય છે, એવું તત્ત્વજ્ઞાન ફક્ત ઈશ્વરપ્રેમી ઋષિઓજ જાણુતા હોય છે.

૯. જે લોકો સત્યના સાક્ષી હોય છે, તેમના અંતરમાં ઈશ્વર તમામ સત્યોનો એવો પ્રકાશ પ્રકટ કરી દે છે કે, જેવો તે બીજા કોઇ પણુ માણુસ આગળ પ્રકટ કરતો નથી.

૧૦. ઈશ્વર કહે છે કે, “ જ્યારે હું મારા કોઇ ભક્તના પ્રતિ પ્રેમ દર્શાવું છું, ત્યારે હું ઈશ્વર હોવા છતાં તેની કર્ણેન્દ્રિય બની જાઉં છું અને તે મારી મારફતેજ શ્રવણુ કરે છે; હું તેની દર્શનેન્દ્રિય બની જાઉં છું અને તે મારા દ્વારાજ જુએ છે; હું તેની વાકઇન્દ્રિય બની જાઉં છું અને તે મારા દ્વારાજ બોલે છે; હું તેનો હાથ બની જાઉં છું અને તે મારા દ્વારાજ ગ્રહણુ કરે છે.

૧૧. રોગી મનનાં ચાર લક્ષણ હોય છે. રોગી માનસવાળા માણસને ઈશ્વરોપાસનામાં રસ પડતો નથી; તેને ઈશ્વરનો ભય લાગતો નથી; તે તમામ વસ્તુઓને સુબોધ લેવાની દૃષ્ટિથી જોતો નથી; તે જ્ઞાનની વાતો સાંભળે તોપણ તેના મર્મની મનમાં ચિંતનપૂર્વક પવિત્ર ધારણા કરતો નથી.

૧૨. કરેલાં પાપને માટે જે પ્રાયશ્ચિત્ત કરીએ તે સાધારણ પ્રાયશ્ચિત્તમાં ગણાય છે; પણ પોતાના આળસને માટે જે પ્રાયશ્ચિત્ત કરીએ તે વિશેષ પ્રાયશ્ચિત્ત કહેવાય છે.

૧૩. પ્રાયશ્ચિત્તના બે પ્રકાર છેઃ– એક તો અમુક પાપ કર્યા પછી ઈશ્વર તરફથી સજા થશે એવા ભયથી કરવામાં આવતું પ્રાયશ્ચિત્ત અને બીજું ઈશ્વર આગળ પાપકર્મની શરમ આવવાથી જે પ્રાયશ્ચિત્ત થાય તે. પ્રાયશ્ચિત્ત એટલે મનની અવસ્થામાં અને જીવનમાં પરિવર્તન. એવી રીતે એક એક ઇન્દ્રિયને માટે પણ પ્રાયશ્ચિત્ત હોય છે. નીતિ વિરુદ્ધ વિચારોને મનમાં ન પોષવા એ મનનું પ્રાયશ્ચિત્ત છે, જે ન જોવા જેવું હોય તે તરફ દોડી જતી આંખોને પાછી ખેંચી લેવી એ નેત્રનું પ્રાયશ્ચિત્ત છે, અસત્ય અને નીતિ વિરુદ્ધ વાતો કાને સાંભળવીજ નહિ એ શ્રવણેન્દ્રિયનું પ્રાયશ્ચિત્ત છે અને જ્યાં જવું ન જોઇએ ત્યાં જતાં પગને રોકી રાખવા એ પગનું પ્રાયશ્ચિત્ત કહેવાય છે.

૧૪. દીનતાયુક્ત વચનોદ્વારા પ્રાર્થના કરવી, હુકમ કરતા હોઇએ એવી રીતે નહિ. ઈશ્વરનું સ્મરણ એ આપણા આત્માનો ખોરાક છે, ઈશ્વરની સ્તુતિ કરવી એ આત્માને પીવાનું જળ છે અને તેની શરમ રાખવી એ આત્માને ઢાંકવાનું વસ્ત્ર છે.

૧૫. આશાના કરતાં ભયનું પ્રાધાન્ય હોવાની જરૂર છે. આશાનું પ્રાધાન્ય થવાથી મન વધારે વિક્ષિપ્ત થઇ જાય છે.

૧૬. જેની વાણીમાંથી સત્ય અને હિતનાં વચનોજ ટપકે છે, તેજ સાચો સત્યવાદી છે.

૧૭. સત્ય એ ઈશ્વરની તલવાર છે; એ તલવાર જેના ઉપર પડે છે તેના બે કટકા કર્યા વિના તે પાછી ફરતીજ નથી.

૧૮. પ્રેમ લોકોને બોલવાની પ્રેરણા કરે છે. લજ્જા તેને ચૂપ કરાવી દે છે અને ભય તેને વ્યાકુળ કરી દે છે.

૧૯. ઈશ્વર જેનો સ્વીકાર કરે છે એટલે કે જે ઉત્તમ છે, તેનો ઈશ્વરપ્રીત્યર્થે ત્યાગ કરી દેવો. ઈશ્વરે જેને ગૌરવ આપ્યું છે તેણે

તે ગૌરવને જાળવી રાખવું જોઇએ; દાન વગેરે સત્કાર્યોને માટે લોકોમાં જરા પણ સ્તુતિ થવા માંડે, તો તેવી સ્તુતિ તરફ નજર પણ કરવી નહિ. એવે વખતે મનમાં એવો વિચાર કરવો કે જે થયું છે તે ઈશ્વરના મહિમા વડેજ થયું છે, તમારી કે સંસારની શક્તિ દ્વારા કશુંજ નીપજતું નથી.

૨૦. ભાવાવેશ એ અંતઃકરણની એક નિગૂઢ ક્રિયા છે અને સંગીત ઈશ્વરીય ભાવોને ઉદ્દીપન કરે છે. તેનાથી હૃદયનો ભાવાવેશ ઉત્તેજિત થાય છે અને ઈશ્વરનું અનુસંધાન કરવાની વ્યાકુળતામાં વધારો થાય છે. જે માણસ ઈશ્વરની મારફતે સંગીતનું શ્રવણ કરે છે, તેને ઈશ્વરને પ્રાપ્ત કરવાની વાટ જડી આવે છે અને જે પોતાની ઇન્દ્રિયો વડે સંગીત સાંભળે છે, તે ઈશ્વરનો વિરોધી થઇ જાય છે.

૨૧. અનેક દેવદેવીઓની ઉપાસનાનો ત્યાગ કરીને એક અને અદ્વિતીય ઈશ્વરની ઉપાસનામાં લાગી જવું એ આપણી જાતને ઈશ્વરના સેવકોની શ્રેણીમાં સ્થાન આપવા સમાન છે અને પોતાને પ્રભુ માનનારાઓની શ્રેણીમાંથી બહાર નીકળીને ઈશ્વરના ઉપર અનન્ય ભાવે અવલંબન કરવામાં સહાયક નીવડે છે.

૨૨. ઈશ્વરનું અનન્ય ભાવે અવલંબન લેવું એટલે ઉપાયોની ખોળ કરવાનો અને આપણી પોતાની કુશળતાનો પરિત્યાગ કરવો.

૨૩. જે પ્રેમી ભક્ત સંસારથી અને સાંસારિક લોકોના સંસર્ગથી દૂર રહીને સાધુસંતોનો સંગ કરે છે, તેનોજ પ્રેમ સાચો છે. ઈશ્વરપરાયણ સંતસાધુઓ ઉપર પ્રીતિ રાખવી એ ઈશ્વર ઉપર પ્રીતિ રાખ્યા સમાન છે.

૨૪. ઈશ્વરાનુગત લોકો જ્યારે પ્રેમરસમાં મગ્ન થઇ જાય છે, ત્યારે તેઓ પોતાનાં જ્યોતિર્મય વચનો વડે સ્વર્ગલોકનું વર્ણન કરે છે; એવીજ રીતે જ્યારે તેઓ ભયની લાગણીમાં ડૂબી જાય છે, ત્યારે તેમનાં અગ્નિમય વાક્યો નરકનું વર્ણન કરે છે.

૨૫. સંતોષ એટલે શું? ઈશ્વરનો આદેશ ગમે તેટલો કડવો હોય, તોપણ તે સાંભળ્યા પછી મનની પ્રસન્નતા જાળવી રાખવી, આદેશ થતાં પહેલાંજ પોતાના કર્તાપણાનો અહંભાવ છોડી દેવો, આદેશ મળ્યા પછી મનનો ઉકળાટ ન કરવો અને ભારેમાં ભારે વિપત્તિની ઘડીએ પણ પ્રેમોલ્લાસને જેવો ને તેવો સાચવી રાખવો એનું નામ સંતોષ.

૨૬. સત્ય અને સહિષ્ણુતા એ બેના યોગ સિવાય પ્રેમ તેની પૂર્ણાવસ્થાએ પહોંચતોજ નથી.

૨૭. સત્ય પ્રેમનાં બે લક્ષણુ છે; (૧) સ્તુતિ અને નિંદા બેઉનો સમાન અનુભવ થવા લાગે (૨) અને પોતાના ભજનસાધનના પુરસ્કારરૂપે પરલોકમાં કાંઈક પણુ પ્રાપ્ત કરવાની મનમાં લેશમાત્ર પણુ આશાજ ન રહે.

૨૮. જેઓ પોતાનાં નેત્રોદ્વારા જુએ છે, તેમના જ્ઞાનનો સંબંધ તેમની દર્શનેન્દ્રિયની સાથે હોય છે; પણુ જેઓ અંતઃકરણુ અથવા આભ્યંતરિક સૂક્ષ્મ ઇન્દ્રિયોની મારફતે જુએ છે, તેમના દર્શનનો સંબંધ શ્રદ્ધાની સાથે હોય છે.

૨૯. વિશ્વાસ અથવા શ્રદ્ધાનાં ત્રણુ લક્ષણુ છેઃ (૧) પદાર્થમાત્રને જોતી વખતે દૃષ્ટિ ઈશ્વરના ઉપર રાખવી, (૨) તમામ કાર્યો કરતી વખતે ઈશ્વર પ્રતિજ મુખ રાખવું અને કદી ઈશ્વર વિમુખ થવું નહિ અને (૩) તમામ અવસ્થાઓમાં ઈશ્વરની સહાયતાને માટે પ્રાર્થના કરવી.

૩૦. વિશ્વાસ કામનારહિતપણાને નિમંત્રણુ દે છે. કામનારહિતપણું વૈરાગ્યને અને વૈરાગ્ય તત્ત્વજ્ઞાનને નિમંત્રણુ દે છે.

૩૧. વિશ્વાસના એક બિંદુ વડે હૃદય તમામ પારલૌકિક રાજ્યનું દર્શન કરી શકે છે.

૩૨. જેને આવો વિશ્વાસ પ્રાપ્ત થયો હોય, તેનામાં ત્રણુ લક્ષણુ જોવામાં આવે છે. એક તો એવા માણુસની હયાતીમાં તેના પ્રતિ લોકોનો સખ્ત વિરોધભાવ ઉત્પન્ન થાય છે, તેને લોકોના તરફથી દાન મળે તોપણુ તે દાન દેનારની જૂઠી પ્રશંસા કરતો નથી; તેને કોઇ અટકાવે અથવા તેનો તિરસ્કાર કરે, તોપણુ તે પોતાના કામમાંથી પાછો હઠતો નથી.

૩૩. જે માણુસ મનની વ્યાકુળતા સહિત ઈશ્વરનું ચિંતન કરે છે, ઈશ્વર સંસારની અંદર તેના મહિમાની ખૂબ વૃદ્ધિ કરે છે; જે માણુસ ઈશ્વરનો ભય રાખે છે, તે નાસી જઇને ઈશ્વરની અંદરજ ભરાઇ જાય છે; જે ઈશ્વરની અંદરજ છુપાઇ જાય છે, તે મુક્ત થઇ જાય છે.

૩૪. જે માણુસ આ જગતમાં થોડાથી સંતુષ્ટ થાય છે, તે શાંતિ પ્રાપ્ત કરે છે અને સર્વશ્રેષ્ઠ બની જાય છે.

૩૫. જે માણુસ ઈશ્વરનો ભય રાખે છે, તેનું મન ઈશ્વરનો પરિત્યાગ કરતું નથી, તેના અંતઃકરણમાં ઈશ્વરપ્રેમ દૃઢ થતો જાય છે અને તેની બુદ્ધિ પૂર્ણતાને પામે છે.

૩૬. જે માણુસ મોટાઇને શોધતો ફરે છે, તેને અત્યંત હાનિ થાય છે.

૩૭. જે માણુસનું બાહ્યજીવન તેના આંતરિકજીવનને અનુસરતું નથી હોતું, તેનો સંગ કદી કરવોજ નહિ.

૩૮. જે માણુસ ખરી રીતે ઈશ્વરનું સ્મરણ કરે છે, તેને બીજા તમામ પદાર્થો વિસારે પડી જાય છે અને જ્યાંસુધી તેનો સંબંધ હોય ત્યાંસુધી તમામ પદાર્થોની અંદર ઈશ્વર વ્યાપી જાય છે.

૩૯. માણુસ આત્મસમર્પણ ક્યારે કરી શકે છે? જોલ્નુન્ કહે છે કે, "જ્યારે તે પોતાને વિષે તથા પોતાનાં કાર્યોને વિષે નિરાશ થઇ જાય છે, જ્યારે તે સર્વતોભાવે ઈશ્વરનો આશ્રય શોધે છે અને ઈશ્વર સિવાય બીજા કોઇની સાથે સંબંધ રાખતો નથી, ત્યારે તેનામાં આત્મસમર્પણ કરવાની યોગ્યતા આવે છે.

૪૦. ભયનો માર્ગ સુગમ થાય ક્યારે? જ્યારે લોકો પોતાની જાતને રોગી સમજે અને રોગ વધી જશે એવા ભયને લીધે તમામ સાંસારિક પદાર્થોના સંબંધમાં ધૈર્ય ધારણ કરીને રહે ત્યારે.

૪૧. જે માણુસ નિર્ભય થયો હોય તેનાં શાં લક્ષણ છે? તે તમામ લોકોના સંબંધમાં આકાંક્ષારહિત થયો હોય છે. જ્યારે જોલ્નુન્‌ને એનો એજ સવાલ ફરીથી પૂછવામાં આવ્યો ત્યારે તેમણે કહ્યું: "નિર્ભયતા એટલે ઘણા દેવદેવીઓનો ત્યાગ અને એક ઈશ્વરના સિવાય બીજાં તમામ સાધનોને હાથમાંથી ફેંકી દેવાં તે." કોઈએ તેમને કહ્યું કે, "હજી પણ કાંઇક કહો." ત્યારે તે બોલ્યા: "આત્માને ભજનસાધનમાં નિયુક્ત કરી દેવો અને પોતાના આત્મગૌરવથી તેને દૂર રાખવો."

૪૨. વાસ્તવિક એકાંત ક્યારે પ્રાપ્ત થાય છે? એ સવાલના જવાબમાં તેમણે કહ્યું કે, "જ્યારે નિકૃષ્ટ પ્રકારના જીવનથી તમે દૂર નીકળી જાઓ ત્યારે."

૪૩. સંસાર એટલે શું? જે તમને ઈશ્વરથી દૂર રાખે તેનું નામ સંસાર.

૪૪. અધમ માણુસ કોને કહેવો ? જે માણુસ ઈશ્વરના માર્ગનું અવલંબન ન કરે તે. સંગ કોનો કરવો ? જેની પાસે 'હું' અને 'તું' એવું ન હોય તેનો.

૪૫. કોઇએ તેમને કહ્યું કે, "મને ઉપદેશ દો" ત્યારે જોલ્નુન્ બોલ્યાઃ "નિકૃષ્ટ પ્રકારના જીવનની સાથે શત્રુતા કરો અને ઈશ્વરના મિત્ર થઇને રહો; એથી ઊલટું ઈશ્વરની સાથે શત્રુતા કરીને નિકૃષ્ટ જીવનની સાથે મૈત્રી કરીને રહેતા નહિ. ગમે તેવા ક્ષુદ્ર માણુસને પણુ મનમાં છેક અધમ સમજવો નહિ." તેમણે વળી ઉમેર્યું કે, "તમે તમારો અંદરનો ભાગ હમેશાં ઈશ્વરના તરફ પ્રેરતા રહેજો અને બહારનો ભાગ દુનિયાનાં સ્ત્રીપુરુષોને સારુ રહેવા દેજો. વિશ્વાસની ઉપેક્ષા કરીને સંશયને ગ્રહણ કરશો નહિ, શારીરિક જીવનને વશીભૂત થશો નહિ, કોઇ પ્રકારની વિપત્તિ આવી પડે તો સહિષ્ણુતા ધારણ કરીને તે વિપત્તિને વેઠી છૂટજો અને પ્રભુના મંદિરના સેવક બનીને રહેજો." ત્યાર પછી તેમણે એક જણને ઉદ્દેશીને કહ્યું કે, "તમારે આગળપાછળનો વિચાર કરવો નહિ." પ્રશ્નકર્તાએ તેમને પૂછ્યું કે, "તમે જે હમણાં કહ્યું તેનો શો અર્થ ?" ત્યારે તે બોલ્યા કે, "જે થઇ ચૂક્યું છે અને જે થવાનું છે, તેનો વિચાર કર્યા વિના ફક્ત વર્તમાનમાંજ અવસ્થિતિ કરો."

૪૬. સુખી કોને કહેવો ? જેઓ બીજા બધાને એક બાજુએ મૂકી દઇને એક ઈશ્વરને ગ્રહણ કરે તે; અને ઈશ્વર જેમને બીજા બધા લોકોના કરતાં શ્રેષ્ઠ માને તે.

૪૭. કોઇએ જોલ્નુન્‌ને કહ્યું કે, "હું તમને મારા એક મિત્ર માનું છું," ત્યારે તેમણે કહ્યુંઃ "જો તમે ઈશ્વરને ઓળખતા રહેશો તો તે તમારે સારુ મિત્રનું કામ પૂરતું આપ્યા કરશે, ઈશ્વરની સાથે તમે પરિચય ન કરી શકો, તો જેઓ તેને ઓળખતા હોય તેમની સાથે મૈત્રી કરવાની પેરવી કરતા રહેજો. એવો કોઇ તમને મળી જશે તો તેજ તમને ઈશ્વરનો રસ્તો બતલાવી દેશે."

૪૮. યોગીપુરુષ જે જે પગથિયાં ઉપર થઇને આગળ વધે છે, તે પગથિયાં કયાં કયાં ? પહેલું સ્તંભિત થવું, બીજું દીનતા, ત્રીજું યોગ અને ચોથું જીવનની પ્રાપ્તિ.





# १९-महातपस्वी ज्वनिद बगदादी

સાધુશ્રેષ્ઠ જ્વનિદનું નિવાસસ્થાન બગદાદ શહેરમાં હતું. એમને ગુરુના ગુરુ અને આચાર્યોના આચાર્ય કહીએ તો તેમાં કશી અત્યુક્તિ થતી નથી. તે મહાન ગંભીર અને પ્રૌઢ વિચારશીલ તત્ત્વજ્ઞ તથા વિદ્યાવિશારદ પંડિતકુલ શિરોમણિ હતા. તેમની સાધુતા, સાધના, નિષ્ઠા અને તેમનાં મૂલ્યવાન વચનામૃતોને લીધે બધા લોકો તેમને સાધુઓના અને પંડિતોના સમાજમાં શ્રેષ્ઠ સ્થાને પધરાવતા હતા. પ્રારંભથી તે અંત સુધી તેમના જીવનનાં એકેએક કાર્ય સુંદર, પ્રશંસનીય અને જેને તમામ શ્રેણીના લોકો માન્ય કરે એવાં હતાં. સૌએ તેમને સર્વાનુમતે આચાર્યપદે સ્થાપ્યા હતા. જ્વનિદ જે કહેતા, તેને સૌ શાસ્ત્રના નિર્ણય તરીકે માન્ય રાખતા અને તેની સર્વત્ર પ્રશંસા થતી. મુસલમાન સમાજની અંદર અને બહાર કોઇ તેમના નિર્ણયનો પ્રતિવાદ કરી શકતું નહિ. પ્રેમ અને વૈરાગ્યમાં તેમની તોલે આવે એવો કોઇ સાધુ તેમના જમાનામાં હતો નહિ; આથી કરીને સમસ્ત સાધુસમાજમાં પ્રથમ પદ તેમણે ઘણીજ સહેલાઇથી પ્રાપ્ત કરી લીધું હતું. તેમના રચેલા અનેક ગ્રંથ હજી વિદ્યમાન છે, તે બધાજ તત્ત્વજ્ઞાનને લગતા છે. મહાતપસ્વી સર્રિસક્તિ તેમના મામા અને ગુરુ પણ થતા હતા. તેમના જીવનની પ્રથમાવસ્થા નીચે પ્રમાણે હતીઃ—

જ્વનિદ છેક નાની વયમાંથીજ સત્યની શોધ કરવાની વૃત્તિવાળા, ચિંતનશીલ, નીતિપરાયણ, તીક્ષ્ણ બુદ્ધિમાન અને અદ્‌ભુત પ્રતિભાવાન હતા. એક દહાડો તેઓ નિશાળેથી ઘેર આવ્યા ત્યારે તેમણે પોતાના પિતાને રડતા દીઠા. તેમણે પૂછ્યું: “બાબા! કેમ રડો છો?” તેમના પિતાએ કહ્યું: “તારા કલ્યાણને સારુ+ જકાતરૂપે થોડીક સામગ્રી તારા મામાની આગળ મેં મોકલાવી તે તેમણે

+ પોતાની આવકનો ચાળીસમો ભાગ ધર્માર્થે આપી દેવો તેને “જકાત” કહે છે. —મૂળલેખક

લીધી નહિ, તેથી મને રડવું આવી ગયું." જ્વનિદે કહ્યું: "ત્યારે તે મને આપી દો, હુંજ તેમની પાસે લઇ જાઉં છું." આવું કહીને જ્વનિદ જકાતની સામગ્રી હાથમાં લઇને પોતાને મોસાળ ગયા અને મામાના ઘરનું બારણું ખખડાવતાં બોલ્યા: "બારણું ઉઘાડો, અમારા ઘરમાં જે વસ્તુ જકાતને સારુ અનામત કાઢી રાખી છે, તે હું આપવા આવ્યો છું." તેમના મામા સર્રિસક્તિએ અંદર રહ્યાં રહ્યાં કહ્યું: "મારે તે નથી લેવી." જ્વનિદે કહ્યું: "જે ઈશ્વર તમારા ઉપર દયા કરે છે અને મારા પિતાના પ્રતિ ન્યાયોચિત વ્યવહાર કરે છે, તેની આણ દઇને હું તમને કહું છું કે તમારે તે લેવીજ પડશે." સર્રિસક્તિએ પૂછ્યું: "જ્વનિદ! મારા ઉપર ઈશ્વરે કેવી રીતે દયા કરી અને તારા પિતાના પ્રતિ કેવી રીતે ન્યાયોચિત વ્યવહાર કર્યો તે જરા કહે તો ખરો." જ્વનિદે જવાબ દીધો: "ઈશ્વરે તમને ઋષિનું પદ આપ્યું છે; અને મારા પિતાને સાંસારિક સંપત્તિની બક્ષિસ કરીને તેમના પ્રતિ ન્યાયી વર્તન કર્યું છે." આ જવાબ સાંભળીને સર્રિસક્તિના મનને સંતોષ થયો અને તેમણે કહ્યું: "પુત્ર! જકાત લેતાં પહેલાં હું તનેજ ગ્રહણ કરી લઉં છું." આવું કહીને તેમણે બારણું ઉઘાડ્યું, જ્વનિદની આણેલી જકાત લીધી અને તે ઘડીએ તેમણે તેને પોતાના હૃદયમાં સ્થાન આપી દીધું.

જ્વનિદ જ્યારે સાત વરસના હતા ત્યારે તેમને પોતાની સાથે લઇને સર્રિસક્તિ મક્કાની હજ કરવા ગયા. ત્યાં એક વાર કાબાના મંદિરમાં ચારસો ઉલેમાઓની સભામાં 'કૃતજ્ઞતા એટલે શું?' એ પ્રશ્નની ચર્ચા થતી હતી. દરેક ઉલેમા પોતપોતાની સમજ પ્રમાણે એક એક વ્યાખ્યા કરતા જતા હતા. સર્રિસક્તિએ જ્વનિદને કહ્યું: "જ્વનિદ! તું પણ કાંઈ કહે ને!" જ્વનિદ થોડી વાર સુધી નીચી નજરે જોઇ રહ્યા અને પછી ધીમે રહીને બોલ્યા: "ઈશ્વરે આપણને જે સંપત્તિની બક્ષિસ કરી હોય, તે સંપત્તિને લઇને આપણે ઈશ્વરના અપરાધી ન થઇએ અને તેને વેચીને પાપની ખરીદી ન કરીએ, એનું નામ ઈશ્વરના પ્રતિ કૃતજ્ઞતા જાહેર કરી કહેવાય." આવી વ્યાખ્યા સાંભળીને ચારસો ઉલેમાઓ એકે અવાજે બોલી ઊઠ્યા: "વત્સ! તારી વ્યાખ્યા ઉત્તમ છે; આથી વધારે સરસ વ્યાખ્યા અમારામાંથી કોઇ કરી શક્યું નથી. હે સૌમ્ય! તને થોડાજ વખતમાં ખુદાના તરફથી તેજસ્વિની વાણી પ્રાપ્ત થઈ જશે." સર્રિસક્તિ-

એ પૂછ્યું: "જવનિદ ! તું આ વ્યાખ્યા કયાંથી શીખી લાવ્યો ?" જવનિદે કહ્યું: "તમારા સહવાસમાં રહેવાથી." હવે મક્કાથી પાછા આવ્યા પછી જવનિદે કાચનાં વાસણનો ધંધો કરવા માંડ્યો. તે દરરોજ દુકાને જતા પણ ઘણોખરો વખત એક પડદાની પાછળ બેસીને ઈશ્વરોપાસનામાંજ વ્યતીત કરતા. આ પ્રમાણે કેટલોક સમય વીત્યા પછી તેમણે દુકાન સમેટી લીધી. સર્‌રિસક્તિના ઘરના પ્રવેશદ્વાર આગળ એક ઓરડી હતી, તેમાં બેસીને જવનિદે ચિત્ત-સંયમ અને ગંભીર ધ્યાનધારણાનો અભ્યાસ કરવા માંડયો. તેમણે ધ્યાનમાં એટલી હદ સુધી ઉન્નતિ કરી કે, ઈશ્વર સિવાય બીજા કોઇ પણ વિષયનો વિચાર તેમના હૃદયમાં પ્રવેશ કરવા પામતોજ નહિ. આ રીતે તેમનાં ચાળીસ વર્ષ વહી ગયાં. તેમાંનાં પહેલાં ત્રીસ વર્ષ સુધી જવનિદ દરરોજ સાંજથી તે સવાર સુધી ઊભા ને ઊભા રહેતા. રાતની નમાજ પઢતી વખતે પોતે ઊભા થતા તે બીજા દિવસ-ની સવારની નમાજ પઢવાનો વખત થાય ત્યાંસુધી તે ઊભા ઊભા ઈશ્વરના નામનો જપ કર્યા કરતા. તેમને સવારની નમાજને માટે વજૂ કરવાની જરૂર પડતીજ ન હતી. કારણ કે તે સૂતાજ ન હતા. રાતની નમાજ વખતે તે વજૂ કરી લેતા, તેના વડે તે સવારની નમાજ પણ પઢી લેતા. તે પોતે કહે છે કે, "આ પ્રમાણે મારાં ચાળીસ વર્ષ નીકળી ગયાં ત્યારે મારું મન સ્થિર થયું અને લક્ષ્ય-ની સિદ્ધિ થઇ. ત્યાર પછી એક દિવસ એવી દેવવાણી મારા સાંભ-ળવામાં આવી કે, 'હે જવનિદ ! હવે સમય થયો છે અને તારે શું કરવું તે હું તને દર્શાવીશ.' આવું સાંભળીને મેં પૂછ્યું: 'હે ભગવન્ ! બિચારા જવનિદે શો અપરાધ કર્યો ?' ત્યારે જવાબ મળ્યો: 'તું હજી પણ છે ખરો ને ? તારી હસ્તીનો વિનાશ તો હજી થયો નથી, એના કરતાં વળી બીજો કયો ભારે અપરાધ તારે કરવો છે ?' આવો ઉત્તર સાંભળીને મારા મોઢામાંથી એક ઊંડો નિશ્વાસ નીકળી ગયો !"

જે ઓરડાને વિષે હમણાં કહી ગયા તેમાં બેઠા બેઠા જવનિદ રાત્રિઓની રાત્રિઓ ઈશ્વરના નામનો જપ કરતા અને લોકોને સદુપદેશ દેતા. જેઓ તેમનાથી પ્રતિકૂળ હતા તેમણે તેમના આ કાર્યનો વિરોધ કરવા માંડયો. તેઓ બધા ભેગા થઇને એક દિવસ જવનિદની વિરુદ્ધ ફરિયાદ કરવાને સારુ બગદાદના ખલીફાની પાસે જઇ પહોંચ્યા. ખલીફાએ તેમને કહ્યું: "જવનિદ ઉપર ગેર-

કાયદે દબાણ કરવાનું મારાથી નહિ બની શકે.” ફરિયાદ કરનારાઓ બોલ્યાઃ “ તેના ઉપદેશથી લોકોનું અકલ્યાણ થાય છે, એટલા માટે તેને સજા કરવાની જરૂર છે.” આ ખલીફાનું પોતાનું ચારિત્ર્ય શુદ્ધ ન હતું. તેણે એક ઘણીજ ખૂબસૂરત જુવાન ગુલામડીને પોતાની રખાત તરીકે રાખી હતી. તેને નાના પ્રકારના હીરામોતીના દાગીનાથી ખૂબ શણગારી, સુશોભિત વસ્ત્ર પહેરાવ્યાં અને તેને એવું શીખવ્યું કે, તેણે અમુક ઠેકાણે જવનિદની પાસે જઇને પોતાના મોઢા ઉપરથી બુરખો ઉઘાડી નાખવો અને તેની પાસે બેસીને તેને કાલાવાલા કરવા કે, “તમે મને તમારા શરણમાં રહેવા દો. મારી પાસે ધનની અને વૈભવવિલાસનાં સાધનોની ખોટ નથી, પણ મારું મન હવે તેમાં પરોવાતું નથી. મને સંસાર ઉપરથી વિરાગ આવ્યો છે. મારે તમારા આશ્રય નીચે રહીને, તમારી અનુગત થઇને સાધનભજન કરવાની ઇચ્છા છે, માટે મારા ઉપર કૃપા કરીને મને તમારી સાથે રહેવા દો. સંસારાસકત લોકોના સંસર્ગમાં રહીને હું કેમે કરતાં મારા મનને સ્થિર કરી શકતી નથી.” આ પ્રમાણે જવનિદને કહેતાં જવું અને તેનામાં જેટલી ચતુરાઇ હોય તેટલી બધી વાપરીને તેણે જવનિદનું તેનું મન પલાળવાનો પ્રયત્ન કરવો. ખલીફાએ તે દાસીની સાથે પોતાના એક નોકરને પણ મોકલ્યો. તે દાસીએ જવનિદની પાસે જઇને પોતાના મોઢા ઉપરનો બુરખો ઉઘાડી નાખ્યો. જવનિદની નજર તેના ઉપર પડી તેવીજ તેમણે પોતાની દૃષ્ટિને નીચી કરી લીધી. ત્યાર પછી “ હાય હાય” એવા પોકાર સહિત પોતે માથું ઊંચું કરીને ઊભા થઈ ગયા અને તેજ ક્ષણે પેલી દાસી મુડદું થઇને જમીન ઉપર ઢળી પડી. ખલીફાનો નોકર જે દાસીની સાથે આવ્યો હતો, તેણે ખલીફાની આગળ જઇને બધા સમાચાર કહ્યા. ખલીફાના અંતઃકરણમાં પશ્ચાત્તાપની આગ ધગી ઊઠી. તે બોલ્યોઃ “ સાધુસંતોની પાસે જઇને ન કરવા જેવું કરે, તેને ન જોઈ શકાય એવું જોવું પણ પડે તો તેમાં શું આશ્ચર્ય ?” ત્યાર પછી તે ખલીફા જાતે હાલીચાલીને જવનિદની પાસે જઇને કહેવા લાગ્યોઃ “ મહાત્મન્ તે આવી મનમોહક સૌંદર્યની પ્રતિમાને બાળી મૂકતાં આપનો જીવ કેમ ચાલ્યો ?” જવનિદે જવાબ દીધોઃ “હે ઇસ્લામના સંરક્ષક ! ઇસ્લામીઓના પ્રતિ શું આપની એટલી બધી મહેરબાની છે કે મારી ચાળીશ વર્ષની પ્રાણપણે સાધેલી કઠોર તપશ્ચર્યાનો ભંગ કરવાની આપને

ઇચ્છા થઇ આવી? આ કામમાં મારો કશો હાથ નથી; કર્તાહર્તા એક ખુદા સિવાય બીજો કોઇ નથી, માટે આપ મનમાં રોષ લાવશો નહિ."

જ્વનિદ બધો વખત રોજાજ કરતા હતા, તોપણ કોઇ કોઇ ધર્મબંધુ તેમની પાસે આવી ચડતા, ત્યારે તેમની ખાતર તે પોતાના વ્રતનો ભંગ કરતા અને તેમ કરવાના કારણમાં કહેતા કે, "રોજા કરવાથી કલ્યાણ તો થાય છે, પણ મિત્રોના પ્રેમપૂર્ણ સહવાસથી જે કલ્યાણ થાય છે તે પણ તેના કરતાં ઊતરે એવું નથી."

જ્વનિદ હમેશાં ઉલેમાઓનો પોશાક ધારણ કરતા. કોઇએ તેમને એ વિષે પૂછ્યું કે, "તમે તમારા ધર્મબંધુઓની જેમ ફકીરનો પોશાક શા માટે નથી પહેરતા?" જ્વનિદે જવાબ દીધો: "ફકીરનો પોશાક પહેરવાથીજ કાર્ય સિદ્ધ થઇ જાય છે એવું જો હું જાણતો હોત, ત્યારે તો હું એવો પોશાક સિવડાવીને પહેરત, પણ હું તો મારા અંતઃકરણમાં ક્ષણે ક્ષણે એકજ અવાજ સાંભળું છું કે, 'પોશાક ઉપર ભરોંસો રાખવો નહિ.'"

હવે જ્વનિદનું નામ ખૂબ પ્રસિદ્ધિને પામ્યું હતું. લોકોમાં તેમના ઉપદેશની ભારે કદર થવા લાગી. સર્‌રિસક્તિએ જ્વનિદને કહ્યું: "તારે હવે જાહેરમાં ઉપદેશ દેવો પડશે." જ્વનિદે એ વાતનો ઇનકાર કરતાં કહ્યું કે, "જ્યાંસુધી ગુરુ વિદ્યમાન હોય ત્યાંસુધી શિષ્ય ઉપદેશ દે એ ઉચિત ન કહેવાય." ત્યાર પછી એક દહાડો જ્વનિદે સ્વપ્નમાં દીઠું કે જાણે મહમ્મદ પયગંબર સાહેબ જાતે તેમની પાસે આવ્યા અને તેમને ઉપદેશ દેવાનો આગ્રહ કરવા લાગ્યા. સવાર થયું ત્યારે પોતાના આગલી રાતના સ્વપ્નની વાત કહેવાને સારુ જ્વનિદ સર્‌રિસક્તિની પાસે ગયા, તે વખતે સર્‌રિસક્તિ ઘરના બારણા આગળજ ઊભેલા હતા. તેમણે જ્વનિદને કહ્યું: "શિષ્યમંડળના અને બગદાદ શહેરના ધાર્મિક લોકોના આગ્રહને માન આપીને તથા મારું કહેણુ માનીને પણ તેં ઉપદેશ દીધો નહિ, પણ હવે તો તને પયગંબરનીજ આજ્ઞા થઇ છે એટલે તો તારે ઉપદેશ દીધા વિના છૂટકોજ નથી. આ વખતે તારા મોઢામાંથી જે વચન નીકળશે તે વડે સંસારનું કલ્યાણ થઇ જશે." જ્વનિદે કહ્યું કે, "હું ઉપદેશ તો દઉં પણ સભામાં ચાળીશ કરતાં વધારે માણસની હાજરી હોવી ન જોઇએ." ત્યાર પછી એક દહાડો જ્વનિદે જાહેરમાં ધર્મ-પ્રવચન કર્યું. તેમાં ફક્ત ચાળીશ જણુજ હાજર હતા. લોકકથા એવી છે કે એ ચાળીશ પૈકી બાવીશ જણના તો ત્યાં ને ત્યાંજ પ્રાણ

નીકળી ગયા અને બાકીના અઢાર જણા મૂર્ચ્છિત થઇ ગયા. ત્યારપછી જ્વનિદે ઉપદેશ દેવાનો વિચારજ છોડી દીધો અને પોતાના ઘરમાંજ ભરાઇ રહેવા લાગ્યા. જ્યારે ઘણા જણે તેમની પાસે આવીને ઉપદેશને માટે આગ્રહપૂર્વક વિનતિઓ કરી, ત્યારે તેમણે કહ્યું: "મારા ઉપદેશથી તમને કશો લાભ થતો નથી અને મારે તમને જીવથી મારી નાખવા નથી." ત્યાર પછી બે વરસે કોઇના પણ કહેણની રાહ જોયા વગર તેઓ એકદમ વેદીના ઉપર આવીને બેસી ગયા અને ઉપદેશ દેવા મંડી ગયા. લોકોએ તેમને પૂછ્યું કે આવું કરવાનું શું કારણ? ત્યારે તેમણે કહ્યું: "કુરાનનમાં પયગંબર સાહેબનું એક વચન મારા વાંચવામાં આવ્યું કે, આખા મુસલમાન સમાજમાં જે માણસ સૌથી નીચમાં નીચ અને અધમમાં અધમ હશે, તે લોકોને ઉપદેશ દેશે. હું સૌથી અધમ છું તે હું સારી રીતે જાણું છું. તેટલા માટે પયગંબરની વાણીને સાચી પાડવાને ખાતર હું ઉપદેશ દેવા તૈયાર થયો છું."

જ્વનિદ એક પ્રસંગે કહે છે કે, "એક વાર હું મારું મન ખોઇ બેઠો. મેં કહ્યું કે હે ખુદા! મને મારું મન પાછું આપો. તેના જવાબમાં મેં એવો ઇશ્વરનો અવાજ સાંભળ્યો કે, 'હે જ્વનિદ! મેં તારા મનને એટલા સારુ ખેંચી લીધું છે કે તું હમેશાં મારી પાસેને પાસેજ રહે, શું તારે તારું મન પાછું જોઇએ છે? શું તારે મને છોડી દઇને બીજી વસ્તુઓના પ્રતિ અનુરાગી થવું છે?'"

જ્વનિદ કહે છે કે, "એક દહાડો મેં વગડામાં માગિલા નામના એક કાંટાવાળા ઝાડની નીચે એક યુવકને બેઠેલો દીઠો. મેં તેને જોઇને પૂછ્યું કે, 'તમે અહીં શા સારુ બેઠા છો?' તે બોલ્યો: 'મારા મનમાં અમુક એક વિશેષ ભાવ હતો, તેને આ જગ્યાએ હું ગુમાવી બેઠો છું. તેટલા સારુ હું અહીં બેસી રહ્યો છું.' ત્યાર પછી મારે તો મક્કા જવાનું થયું. હું જ્યારે મક્કાથી પાછો આવ્યો ત્યારે પણ તે યુવકને ત્યાં ને ત્યાંજ બેઠેલો જોઇને મેં તેને પૂછ્યું: 'તમે હજી પણ એટલા માટેજ અહીંને અહીં પડી રહ્યા છો?' તે બોલ્યો: 'જેને હું ખોળતો હતો તે મને અહીં આગળજ પાછું મળી ગયું, તેથી હવે હું આ સ્થાનનેજ વળગી બેઠો છું.' હવે શોધખોળ કરવાની અવસ્થા અને પ્રાપ્ત કરવાની અવસ્થા એ બેમાંથી કઇ અવસ્થા શ્રેષ્ઠ તેનો નિર્ણય હું કરી શકતો નથી."

એક દહાડો જ્વનિદને પગે કશું દર્દ થવા લાગ્યું. પોતાને

થતા દુઃખની શાંતિને સારુ તેમણે કુરાનમાંથી ફાતેહ નામના એક અધ્યાયનું પારાયણ કરતાં કરતાં દર્દવાળી જગ્યાએ ફૂંકો મારવા માંડી, તે ઘડીએ તેમણે ઈશ્વરી આજ્ઞા સાંભળી કે, "મારાં આધ્યાત્મિક વચનોનો શરીરના સંબંધમાં ઉપયોગ કરતાં તને શરમ નથી આવતી ?"

વળી એક દહાડો જ્વનિદની આંખે કશી પીડા થવા લાગી. હકીમે કહ્યું કે, "તમારે આંખે પાણી અડકાડવું નહિ." જ્વનિદે પૂછ્યું: "ત્યારે મારે મારું વજૂ કરવું કેવી રીતે ?" હકીમે કહ્યું: "તે હું ન જાણું, હું તો એટલું કહું છું કે જો તમારે તમારી આંખોનો ખપ હોય, તો તમારે આંખે પાણી અડકવા દેવું નહિ." તે હકીમ અગ્નિપૂજક (પારસી) હતો. હકીમ તો આટલું કહીને ચાલ્યો ગયો એટલે જ્વનિદે હાથમોઢું ધોઇને રોજની જેમ વજૂ કરીને નમાજ પઢવા માંડી. નમાજ પઢીને પોતે સૂઈ ગયા. સૂઈ ઊઠ્યા પછી તેમણે જોયું તો આંખમાં દર્દનું નામનિશાન પણ રહ્યું ન હતું. તે ઘડીએ તેમણે દેવવાણી સાંભળી: "જ્વનિદ! મારી પ્રસન્નતાને ખાતર તેં તારી આંખો ઉપરનો પ્રેમ જતો કર્યો; તારા એ પ્રેમના હક વડે જો તેં તમામ નરકવાસીઓના ઉદ્ધારની પ્રાર્થના કરી હોત, તોપણ મારે તેને પૂર્ણ કરવી પડત." હકીમ જ્યારે બીજી વાર જ્વનિદની આંખ જોવાને આવ્યો, ત્યારે તેણે તેમની આંખને સાજી થયેલી જોઇને પૂછ્યું: "આંખોનો તમે શો ઇલાજ કર્યો હતો?" જ્વનિદે તેની આગળ બધી હકીકત કહી, તે સાંભળીને તે હકીમે કહ્યું: "તમે જે દવા કરી તે દૈવી હતી, માનવીય દવા ન હતી. ખરું જોતાં નેત્રરોગ તમને નહિ પણ મનેજ થયો હતો અને હકીમ હું નહિ પણ તમેજ છો."

કોઇએ જ્વનિદની આગળ આવીને ફરિયાદ કરી કે, "હમણાં હમણાં ધર્મબંધુઓ ઘણા દુર્લભ અને અપ્રાપ્ય થઈ ગયા છે." આવી ફરિયાદ જ્યારે જ્વનિદે તેને મોઢેથી એક કરતાં વધારે વાર સાંભળી, ત્યારે આખરે તેમને કહેવું પડ્યું કે, "જો તમારી સેવા કરે એવા ધર્મબંધુઓ તમે માગતા હો, ત્યારે તો તમે કહો છો તેમ તેઓ દુર્લભ છે જ; પણ તમે પોતેજ તેમની સેવા કરવા ઇચ્છતા હો તો સેવા કરાવવાની ઇચ્છાવાળા ધર્મબંધુઓ તો હાલ મારી પાસે જોઇએ તેટલા છે અને તેમાંથી તમે માગો તેટલા તમને કાઢી આપું."

એક દિવસ જવનિદ મોટેથી રડવા લાગ્યા. કોઇએ તેમને રડવાનું કારણ પૂછ્યું, ત્યારે તેમણે કહ્યું: "જો વિપત્તિ અજગરનું રૂપ ધારણ કરતી હોય તો તેના મોઢામાં ઝંપલાવવાને સારુ સૌથી પહેલો હુંજ તૈયાર થઇ જાઉં. હું ઘણા વખતથી વિપત્તિને માટે પ્રાર્થના કરું છું, પણ મારા સખા મને કહે છે કે, તારી સાધના હજી એટલી દૃઢ નથી થઈ કે જેથી તું મારી મોકલેલી વિપત્તિની આકાંક્ષા કરવા સમર્થ નીવડે."

એક જણ સભામાં જવનિદની અત્યંત પ્રશંસા કરવા લાગ્યો, ત્યારે તે બોલી ઊઠ્યાઃ "તમે જે કાંઇ કહો છો, તે બાબતો ઉપર મારો કશો અધિકાર છે નહિ. તમે મારી નહિ પણ ખુદાની પ્રશંસા કરો છો અને તેનાજ ગુણનો મહિમા વખાણો છો."

કોઇએ જવનિદને પૂછ્યું કે, "હૃદયને સુખ ક્યારે થાય?" તેમણે કહ્યું કે, "જ્યારે હૃદયમાં તે (ઈશ્વર) વાસ કરે ત્યારે."

એક વાર કોઇએ જવનિદને પાંચસો રૂપિયા અર્પણ કર્યા. તેમણે તેને પૂછ્યું કે, "તમે જે લાવ્યા છો તે ઉપરાંત તમારી પાસે બીજું ધન છે કે?" તેણે કહ્યું: "હા, બીજું ઘણુંએ છે." જવનિદે ફરીથી પૂછ્યું: "તમને એના કરતાં વધારે દોલત પ્રાપ્ત થાય એવી તમારા મનમાં ઇચ્છા છે ખરી કે નહિ?" તેણે કહ્યું: "હા, એવી ઇચ્છા તો ખરી." ત્યારે છેવટે જવનિદે તેને કહ્યું: "આ રૂપિયા તમે પાછા લઈ જાઓ. તમારા હાથમાં રહેવાથી એ શોભશે. મારી પાસે કશું છે નહિ અને મને કશાની ઇચ્છા પણ નથી."

એક જણ મસ્જિદ આગળ આવીને ભીખ માગવા લાગ્યો. જવનિદ ત્યાં આગળ બેઠા હતા, તેમણે તે માણસને કહ્યું: "તમારા જેવો હૃષ્ટપુષ્ટ માણસ ધારે તો ગમે તે ધંધો કરી શકે, તેમ ન કરતાં તમે ભીખ માગવા નીકળ્યા છો અને આવું નીચ કર્મ કરવા તૈયાર થયા છો તેનું શું કારણ?" તેજ રાત્રે તેમને એવું સ્વપ્ન આવ્યું કે, જાણે તેમની આગળ કોઇએ કપડા વડે ઢાંકેલું એક વાસણ મૂક્યું અને "આ ખાઈ જા" એવો અવાજ તેમણે સાંભળ્યો. તેમણે તે વાસણ ઉપરથી ઢાંકેલું કપડું ઊંચક્યું, ત્યારે તેની અંદર તેમણે પેલા ભિખારીનું શબ તે વાસણની અંદર દીઠું. જવનિદે કહ્યું: "હું માણસનું માંસ ખાતો નથી." ત્યારે ફરીથી અવાજ આવ્યો: "કેમ? તેં તેને મસ્જિદ આગળ ખાધો તે શું?"

આવા સ્વપ્ન ઉપરથી જ્યુનિદ સમજી ગયા કે, મેં પરોક્ષ રીતે તે ભિખારીની નિંદા કરી હતી તેનુંજ આ પરિણામ આવ્યું. આથી તેમના મનને ઘણું લાગી આવ્યું. ત્યાર પછી એ પ્રસંગને વિષે તે કહે છે કે, "આવું સ્વપ્ન જોયાથી મારા મનને એટલો બધો ભય પેદા થયો કે હું જાગી ઊઠ્યો. હું પથારીમાંથી ઊઠીને ઊભો થઈ ગયો. બે વાર નમાજ પઢી ગયો અને ત્યાર પછી તે ભિખારીની શોધ કરવા બહાર નીકળી પડ્યો. દજ્લા નદીને કિનારે મેં તેને કૂમળું કૂમળું ઘાસ તોડીને ધોઇને ખાતો દીઠો. હું તેની પાસે ગયો ત્યારે તેણે માથું ઊંચું કરીને મારા તરફ જોયું અને મને પૂછ્યું: "જ્યુનિદ! મારી સાથે તમે જે વર્તન કર્યું તેનું તમે પ્રાયશ્ચિત્ત કર્યું કે?" મેં કહ્યું: "હા, કર્યું છે." તે ભિખારીએ કહ્યું: ત્યારે હવે ચાલ્યા જાઓ. તે દાસલોકોનું પ્રાયશ્ચિત્ત સ્વીકારતો નથી, માટે આજ પછી સાચવીને ચાલજો."

જ્યુનિદ કહે છે કે, "મેં એક વાર કોઇ હજામની પાસે ઈશ્વરપ્રેમની યાચના કરી હતી. તે પ્રસંગ એવી રીતે બન્યો કે હું જ્યારે મક્કા ગયો હતો, ત્યારે મેં એક હજામને કોઇ ગૃહસ્થની હજામત કરતો દીઠો. મેં તે હજામને કહ્યું: 'ઈશ્વરપ્રીત્યર્થે તું મારી હજામત કરીશ?' તેણે કહ્યું: 'હા, કરીશ.' ઈશ્વરનું નામ સાંભળતાંજ તેની આંખોમાં આંસુ ઊભરાઇ આવ્યાં અને જે ગૃહસ્થની તે હજામત કરતો હતો તેને તેણે કહ્યુ: 'હમણાં મારાથી તમારી હજામત કરવાનું નહિ બને. તમે જરા ઊઠીને ઊભા થઇ જાઓ. આ ભાઇએ પરમેશ્વરનું નામ લીધું છે, તેથી મારે તેમની હજામત પહેલી કરવી પડશે.' આવું કહીને તેણે મને સન્માનપૂર્વક પોતાની સામે બેસાડ્યો અને મારા માથા ઉપર ચુંબન કરીને મારી હજામત કરી. ત્યાર પછી એક કાગળમાં થોડીક સોનામહોર બાંધીને તેણે મારા હાથમાં આપતાં કહ્યું કે, 'આ નાણાંનો તમે તમારા પોતાના કામમાં ઉપયોગ કરજો.' મેં તે નાણું લીધું તો ખરું પણ મનમાં એવો સંકલ્પ કરી રાખ્યો કે મને સૌથી પહેલું જે ધન દાનમાં મળશે તેના વડે હું આ હજામના દાનનો બદલો વાળીશ. ત્યાર પછી થોડાક દિવસ વીતી ગયા બાદ કોઇએ બસરાથી મારે સારુ એક કોથળી ભરીને રૂપિયા દાનમાં મોકલાવ્યા. મેં તે લઇને પેલા હજામને આપવા માંડ્યા. તેણે મને પૂછ્યું: 'આ શું કહેવાય?' મેં કહ્યું: 'તમે મારી હજામત

કરી તે દહાડે મેં મારા મનથી પ્રતિજ્ઞા લીધી હતી કે, મને આજ પછી સૌથી પહેલું જે દાન મળશે, તે હું તમને આપીશ.' તે બોલ્યો: 'મારા મહેરબાન! તમે ઈશ્વરની પણ શરમ રાખતા નથી? તમે મને શું કહ્યું હતું, તે તમને યાદ છે? તમે એવું કહ્યું હતું ને કે ઈશ્વરપ્રીત્યર્થે તું મારી હજામત કરીશ? તમે મારી આગળ ઈશ્વરનું નામ લઇને આવ્યા તેના બદલામાં મેં તમને કાંઇક દાન દીધું. ઈશ્વરપ્રીત્યર્થે કરેલા કામનું મહેનતાણું લે એવો તમે કોઇને દીઠો છે? ત્યારે શો વિચાર કરીને તમે મને આ નાણું આપવા આવ્યા છો?' તેની આવી વાત સાંભળીને હું શરમાઇ ગયો."

બગદાદ શહેરમાં એક જણને ચોરી કરવાના અપરાધ બદલ ફાંસીની સજા થઇ હતી, તેની લાશ ઝાડની ડાળીએથી લટકતી હતી. જ્વનિદ તે રસ્તે થઇને જતા હશે, ત્યારે તેમની નજર તે લાશના ઉપર પડી એટલે તેમણે તેના પગને ચુંબન કર્યું. કોઇએ તેમને પૂછ્યું કે, "તમે આ શું કર્યું? એ તો ચોર હતો." ત્યારે તેમણે કહ્યું: "એને અનેકશઃ ધન્યવાદ દેવો જોઇએ, કેમકે એણે પોતાના કાર્યને અર્થે પ્રાણદાન દઇ દીધું. જે કાર્ય તે લઇ બેઠો હતો તેને તે આખર સુધી લઇ ગયો."

કોઇએ જ્વનિદને કહ્યું કે, "હું ભૂખ્યો છું અને મને તરસ લાગી છે." જ્વનિદે કહ્યું: "જાઓ અને નિશ્ચિંત થઇને બેસી જાઓ. ઈશ્વર જેના પ્રતિ પ્રેમ રાખે છે, તેને તે અન્નવસ્ત્રને માટે ટટળાવે છે. તમે ઈશ્વરનું ઘસાતું બોલશો નહિ."

એક વાર જ્વનિદ પોતાની શિષ્યમંડળીની વચમાં બેઠા હતા, એવામાં કોઇ ધનવાન પુરુષ ત્યાં આવી ચડ્યો અને ત્યાં બેઠેલાઓ પૈકી એક જણને બોલાવી લઇ ગયો. થોડી વાર પછી તે શિષ્ય એક મજૂરને માથે ખાવાની વસ્તુઓનો એક ભારે બોજો લેવડાવીને પાછો આવ્યો અને પેલો ધનવાન ગૃહસ્થ પણ તેની પાછળ પાછળ ચાલ્યો આવ્યો. આ જોઇને મહર્ષિ જ્વનિદને શરમ આવી. તેમણે તે શિષ્યને કહ્યું: "આ બોજો તમે ઉંચકાવી લાવ્યા છો, તે આ ગૃહસ્થને પાછો આપી દો. તમારે આવા બોજા ઊંચકતાં ફરવું છે કે ઋષિઓના ધર્મનું પાલન કરવું છે?" ત્યાર પછી તેમણે ઉમેર્યું: "ઋષિઓની પાસે ધનસંપત્તિ નથી હોતી, પણ તેમની પાસે ઊંચું લક્ષ્ય હોય છે; તેમને સંસાર નથી હોતો, પણ પરલોક હોય છે."

અમુક ધનવાન પુરુષનો એવો નિયમ હતો કે ફક્ત સાચા મહર્ષિઓનેજ દાન દેવું. તે એવું કહેતો કે, "ઋષિઓનું લક્ષ્ય ઈશ્વર સિવાય બીજા કોઇ પદાર્થ ઉપર સ્થિર થતું નથી, તેથી કરીને તેમને ઘણી વાર પૈસાટકાની તંગી વેઠવી પડે છે અને તંગીને લીધે તેમનું મન વિક્ષિપ્ત થઈ જાય અને ઈશ્વરથી દૂર ચાલ્યું જાય એવો સંભવ છે. જેમનું લક્ષ્ય સંસાર ઉપર છે એવા એકહજાર જણને દાન દેવા કરતાં એક ઋષિને દાન દેવું એ વધારે શ્રેયસ્કર છે; કારણ કે ઋષિને નિશ્ચિંત કરી દીધાથી તેમનું ચિત્ત પરમાત્માંજ નિમગ્ન થઇ જશે." જ્યારે આ માણસને વિષે જવનિદના સાંભળવામાં આવ્યું, ત્યારે તેમણે કહ્યું: "આ માણસનું કથન છે તો ઉત્તમ." ત્યાર પછી બન્યું એવું કે તે ધનવાન માણસ વિનાસંકોચે દાન દેતાં દેતાં છેક નિર્ધન થઇ ગયો અને તેની પાસે કાંઇજ રહ્યું નહિ, ત્યારે જવનિદે તેને થોડુંક નાણું આપ્યું અને કહ્યું કે, "તમે આટલી પૂંજી વડે ફરીથી વેપાર કરવા માંડો; તમારા જેવો માણસ વેપાર કરે એ કોઇ રીતે અનુચિત નજ કહેવાય."

જવનિદના એક શિષ્યની પાસે પુષ્કળ દોલત હતી, તે બધી તેણે પોતાના ગુરુને ચરણે સમર્પિત કરી દીધી. તેની પોતાની પાસે હવે એક ઘરજ રહ્યું. તેણે જવનિદને પૂછ્યું: "ભગવન્! હવે આ ઘરનું મારે શું કરવું?" જવનિદે કહ્યું: "ઘરને પણ વેચી નાખ અને જે પૈસા ઊપજે તે મને આપી દે." આટલું કરીશ તો તારું કાર્ય સિદ્ધ થઇ જશે." પેલા શિષ્યે ઘર વેચી દીધું અને તેના વેચાણની રકમ તેણે પોતાના ગુરુના ચરણ આગળ ઠાલવી દીધી. જવનિદે કહ્યું કે, "હવે આ બધા રૂપિયા નદીમાં ફેંકી આવ." શિષ્ય તે બધું નાણું એકઠું કરીને નદીમાં ફેંકી આવ્યો અને ગુરુ-ની પાસે આવીને બેઠો. આ વખતે જવનિદ જાણે તેને ઓળખતાજ ન હોય તેમ તેને પોતાની પાસેથી કાઢી મૂક્યો અને કહ્યું: "તું છે કોણ? ચાલ્યો જા અહીંથી, મારી પાસે આવીશ નહિ." પેલો શિષ્ય જેટલી વાર જવનિદની પાસે આવ્યો તેટલી વાર તેમણે તેને કાઢી મૂક્યો. આવું કરવાથી તે શિષ્યનો જીવનમાર્ગ ખુલ્લો થઇ ગયો.

જવનિદના સંગમાં એક યુવાન રહેતો હતો. એક વાર તેના મનમાં વૈરાગ્યભાવનો એવો જબરદસ્ત ઊભરો આવ્યો કે, તેણે પોતાની તમામ સંપત્તિ લોકોમાં વહેંચી મારી; તેમાંના એક-હજાર રૂપિયા જવનિદને આપવાની તેને ઇચ્છા હતી. પણ લોકોએ

કહ્યું કે, "જ્વનિદ તો મહાવિરાગી છે, તે તારા પૈસા લેશે નહિ." આવું સાંભળીને તે યુવાન દજૂલા નદીને કિનારે જઇ બેઠો અને એક એક કરીને તેણે બધા રૂપિયા નદીમાં ફેંકી દીધા. આ રીતે જ્યારે એક હજાર રૂપિયા ખલાસ થઇ ગયા, ત્યારે તે ખાલી હાથે જ્વનિદની પાસે આવીને બેઠો. તેને જોતાંવારનેજ જ્વનિદ બોલી ઊઠયા: "જે ઠેકાણે એક્કે પગલે પહોંચી જવું જોઇએ, ત્યાં જવાને સારુ તેં એકહજાર ડગલાં ભર્યાં, તે તેં સારું ન કર્યું. તારી ધન-લાલસા હજી પણ ટળી નથી. મારે તારું કાંઇજ કામ નથી. ધર્મ-ની સાધના કરવામાં જો તું આ પ્રમાણે હિસાબ કરી કરીને કામ લઇશ, તો તું તારે પ્રાપ્તવ્ય સ્થાન ઉપર કદી જઇ પહોંચવાનો નથી. માટે તું અહીંથી ચાલ્યો જા અને નાણાવટીઓની દુકાને જઇ-ને બેસ અને ત્યાં બેઠો બેઠો રૂપિયાનું દર્શન કર્યા કર."

મહર્ષિ જ્વનિદને અનેક શિષ્યો હતા. તે બધામાંથી એક જણની ઉપર તેમની ખાસ પ્રીતિ હતી. આથી કોઈ કોઇના મનને જરા ખોટું લાગે છે એવું તેમના જોવામાં આવ્યું, ત્યારે તેમણે કહ્યું: "તે સૌમાં વધારે જ્ઞાની અને નીતિપરાયણ છે; તેના ગુણ જોઇને હું તેના ઉપર બીજા કરતાં વિશેષ પ્રીતિ રાખું છું. તમારે જોવું હોય તો હું હમણાંજ તેનું પારખું કરી બતાવું એટલે તમારા મનનું પણ સમાધાન થઇ જશે." ત્યાર પછી તેમણે પ્રત્યેક શિ-ષ્યને એક એક મરઘો અને એક એક છરી આપીને તેમને કહ્યું કે, "જ્યાં કોઇ ન હોય ત્યાં જઇને આ મરઘાની કુરબાની કરી આવો." બધાજ શિષ્યો કોઇ ને કોઇ જગ્યાએ જઇને મરઘાઓની કુરબાની કરી આવ્યા; પણ પેલો શિષ્ય જીવતો મરઘો લઇને પાછો આવ્યો. તેણે કહ્યું:" હું જ્યાં ગયો ત્યાં મેં ખુદાને દીઠા. મને તો એકાંત જગ્યાજ ન મળી." જ્વનિદે કહ્યું: "જોયું ? કેવું એનું જ્ઞાન છે ?"

અમુક સાધકને પોતાની ધાર્મિકતાનો ઘણો ગર્વ હતો. તે મનમાં એવું સમજતો હતો કે મેં ઘણીજ ઉન્નતિ સાધી છે અને હવે હું જો એકાંતવાસ સેવું તો તેથી મારું વિશેષ કલ્યાણ થાય એમ છે. આવો વિચાર કરીને તેણે મહર્ષિ જ્વનિદનો સહવાસ છોડી દીધો અને કોઇ એકાંત સ્થળમાં જઇને ત્યાં રહેવાનું રાખ્યું. ત્યાર પછી એવું બન્યું કે દરરોજ રાતને વખતે એક ઊંટ તેની પાસે આવીને ઊભું રહેતું અને "હું તને સ્વર્ગમાં લઇ જઇશ." એવા શબ્દોના ભણકારા તેને કાને આવ્યા કરતા. પછી તે સાધક

પેલા ઊંટના ઉપર સવારી કરતો અને તે ઊંટ તેને એક રમણીય સ્થળમાં લઇ જતું, જ્યાં તેને પરમ સુંદર રમણીઓની એક મંડળીના સમાગમનું તથા ઉત્તમ ખાદ્ય અને પેય પદાર્થોના આસ્વાદનું સુખ મળતું. આવા સુખમાં આખી રાત્રિ વ્યતીત કર્યા બાદ તે ત્યાં ને ત્યાંજ ઊંઘી જતો અને સવારના જાગતો ત્યારે તે જોતો કે હું તો ક્યાંય ગયોઆવ્યો નથી, પણ જ્યાં છું ત્યાંનો ત્યાંજ છું. પણ મને ફિરસ્તાઓ દરરોજ સ્વર્ગમાં લઇ જાય છે એવું તેના મનમાં ભૂત ભરાઇ ગયું અને તેથી તેનો અહંકાર પહેલાંના કરતાં પણ વધી ગયો. આ બધી વાત જ્યારે જ્વનિદને કાને ગઇ, ત્યારે તે ચાલ્યા ચાલ્યા પેલા સાધકની કુટિ આગળ આવી પહોંચ્યા. ત્યાં ગયાથી તે સાધકને અત્યંત અભિમાન આવી ગયું છે એ વાતની તેમને ખાતરી થઇ. જ્વનિદે તેને કેટલાક સવાલ પૂછ્યા, જેના તેણે ઘણા સ્પષ્ટ અને વીગતવાર જવાબ આપ્યા. જ્વનિદે તેને કહ્યું કે, "આજે રાત્રે તું ત્યાં જાય ત્યારે 'લાહોલા ઓ લાકુઅતા એલ્લા બેલ્લાહે' એવા મંત્રનો ત્રણ વાર ઉચ્ચાર કરજે." તે દહાડે રાત પડી એટલે પેલું ઊંટ તેની કુટિ આગળ આવીને ઊભું રહ્યું અને તેના ઉપર સવાર થઇને તે હમેશની માફક તે જગ્યાએ જઇ પહોંચ્યો. ત્યાં ગયા પછી પારખું કરી જોવાને સારુ તેણે 'લાહોલા' ઇત્યાદિ મંત્રનું ઉચ્ચારણ કર્યું. તે મંત્ર સાંભળતાંને વારજ પેલી સ્ત્રીઓ વગેરે ચીસાચીસ પાડતી નાસી ગઇ અને તે અહંકારી સાધક ત્યાં એકલોજ રહી ગયો. હવે તેણે દીઠું કે ત્યાં તો મુડદાંઓનાં હાડકાંના ઢગલેઢગલા ખડકાયા હતા અને જે જગ્યાએ તે સ્વર્ગ માનતો હતો તે તો કોઇ ગંદામાં ગંદી જગ્યા હતી. હવે તે પોતાની ભૂલ સમજી ગયો અને પશ્ચાત્તાપ કરતો કરતો પોતાના ગુરુને શરણે ગયો. હવે તેને સમજાયું કે શિષ્યને માટે એકલા રહેવું એ ઝેર ખાવા સમાન છે. આ વાતમાં જેને સ્વર્ગ કહ્યું છે, તે તો ઘણું કરીને તે અહંકારી સાધકની પોતાની કલ્પનાનીજ સૃષ્ટિ હોવી જોઇએ; અથવા તે ગમે તે હો તોપણ આ વાતમાંથી ઘણું શીખવા જેવું તો છેજ.

એક વાર એવું બન્યું કે જ્વનિદના કોઈ શિષ્યથી અમુક અપરાધ થઇ ગયો. તેને તે વાતની ઘણી શરમ આવી તેથી તે જ્વનિદની પાસેથી ચાલ્યો ગયો અને ઘણા વખત સુધી સંતાતોછુપાતો રહ્યો. એક વાર જ્વનિદ પોતાના મિત્રોની સાથે બજારમાં

થઇને જતા હશે ત્યાં તેમને પેલા શિષ્યનો ભેટો થઇ ગયો. તેણે તેમને આઘેથી જોઈને નાસવા માંડયું. મહર્ષિએ પોતાના મિત્રોને કહ્યું: "તમે બધા આપણા આશ્રમમાં જાઓ; મારું એક પંખી પાંજરામાંથી ઊડીને નાસી ગયું છે. તેને પકડી લાવવા હું હમણાં જાઉં છું." આવું કહીને જવનિદ પણ તે શિષ્યની પાછળ દોડયા. શિષ્યે પાછળ નજર કરીને જોયું તો તેણે જવનિદને પોતાની પૂઠે દોડતા દીઠા. એટલે તેણે વધારે ઉતાવળે પગલે દોડવા માંડયું, પણ દૈવયોગે તે એવી એક ગલીમાં પેઠો કે જેમાં સામી બાજુએથી નીકળવાનો રસ્તોજ ન હતો. તેણે પોતાની સામે ભીંત દીઠી અને ગલીનો ત્યાં આગળ છેડો આવી ગયો. હવે તેણે ભીંતના તરફ મોઢું કરીને જવનિદને પૂછયું: "ભગવન્! કયાં જવા નીકળ્યા છો?" જવનિદે કહ્યું: "જયાં મારા શિષ્યની સામે ભીંત આવીને ઊભી રહે છે ત્યાં મારે જવું છે. ત્યાં આગળ ગુરુ પોતાના શિષ્યને ખોળતા ખોળતા ચાલ્યા આવશે અને તેને ફરીથી પોતાના આશ્રમમાં તેડી જશે. ભીંત તેમને રસ્તો બતલાવશે."

જવનિદનો અવસાનકાળ નજીક આવ્યો ત્યારે તેમણે પોતાના મિત્રોને ભોજન કરાવ્યું. પછી તે ઈશ્વરના નામનું પુનઃ પુનઃ ઉચ્ચારણ કરતા ગયા અને પ્રણામ કરતા ગયા. ત્યાર પછી તેમણે કુરાનના બીજા અધ્યાયની સત્તરમી આયાત સુધી કુરાનનું પારાયણ કર્યું. જયારે તેમનો પ્રાણ લગભગ હોઠ સુધી આવી પહોંચ્યો ત્યારે તેમને તેમના મિત્રોએ કહ્યું: "બોલો, અલ્લા અલ્લા." જવનિદે તેમને કહ્યું: "હું ભૂલી નથી ગયો કે જેથી કરીને તમારે મને સંભારી આપવું પડે." ત્યાર પછી તેમણે હાથમાં તસવી (માળા) લીધી અને ઈશ્વરના નામનો જપ કરવા માંડ્યો અને છેવટે "બિસમિલ્લા અર્ રહમન્ અર્ રહિમ." એવું બોલીને પોતાની આંખો મીંચી અને પ્રાણ છોડયો. દંતકથા એવી છે કે, જયારે તેમના મૃતદેહને સ્નાન કરાવતી વખતે કોઇએ તેમની આંખો ઉઘાડીને અંદર પાણીની છાલક મારવા માંડી, તે ઘડીએ એવી દૈવવાણી સૌએ સાંભળી કે, "મારા સખાની આંખે કોઇએ હાથ અડકાડવો નહિ. મારા નામનું ઉચ્ચારણ કરતાં કરતાં એ આંખો મીંચાઇ ગઈ છે અને મારા દર્શન સિવાય ઊઘડવાની નથી." તેમના હાથમાં તસ્વી હોવાથી તેમની એક આંગળી વળી ગઈ હતી, તેને જયારે કોઇએ સીધી કરવા માંડી, ત્યારે

ફરીથી દૈવવાણી થઇ કે, "મારું નામ જપતાં જપતાં એ આંગળી વળી ગઇ છે. મારી આજ્ઞા વિના તે સીધી થવાની નથી."

## ઉપદેશવચન

૧. આપણે પેદા થયા તે પહેલાં જેવા આપણે ઈશ્વરના હતા, તેવાજ બનીને રહેવું એનું નામ વાસ્તવિક ઇશ્વરાવલંબન.

૨. પહેલાં આપણે યથાર્થ ઈશ્વરાવલંબી હતા; હવે ઈશ્વરાવલંબનની જગ્યાએ ફલાફલનો વિચાર આવીને ભરાઇ ગયો છે.

૩. તમે પૈસા પેદા કરો કે ન કરો, પણ ઈશ્વરે તમને જે જીવિકા આપવાનું માથે લીધું છે, તેના સંબંધમાં તમારા અંતરમાં સ્થિરતા સચવાઇ રહે એનું નામ ઈશ્વરાવલંબન.

૪. અંતરનું અવિચલિત જ્ઞાન તે વિશ્વાસ કહેવાય છે; કોઇ પણ અવસ્થામાં તેનામાં પરિવર્તન થવું ન જોઇએ, તેમ તેનો અભાવ પણ થવો ન જોઇએ.

૫. સાચો વિશ્વાસ તો તેનોજ કહેવાય કે જે પોતાની આજીવિકાને સારુ ચેષ્ટા કરે નહિ અને આજીવિકા કેવી રીતે ચાલશે તેનો વિચાર પણ ન કરે; ઈશ્વરે જે જ્ઞાન આપ્યું હોય તેના ઉપયોગમાં સદા નિમગ્ન રહે. આટલું જો તમારાથી થાય તો તમારો વિશ્વાસ તમારી આજીવિકાને તમારી પાસે ઘસડી લાવશે.

૬. હું કર્તા છું એવા અભિમાનનો ત્યાગ અને વિપત્તિને સંપત્તિ માનવાનો અભ્યાસ એનું નામ સંતોષ.

૭. ભાવ એવો પદાર્થ છે કે જે અંતરમાં અવતીર્ણ થાય છે, પણ ત્યાં સ્થાયી થઇને રહેતો નથી.

૮. પયગંબરોનાં વચન એ ઈશ્વરની પ્રત્યક્ષ વાણી છે; સંતોનાં વચન એ ઈશ્વરના દર્શનનો આભાસમાત્ર છે.

૯. જેનું અંતર શુદ્ધ નથી, તેનું કોઇ પણ કાર્ય શુદ્ધ હોતું નથી.

૧૦. સૂફી (જ્ઞાની ઋષિ) તો માટીના જેવો છે; તેના ઉપર ગમે તેટલી જંજાળ આવી પડે; તોપણ તેનામાંથી આખરે કેવળ કલ્યાણજ બહાર આવીને ઊભું રહે છે.

૧૧. જે સંસારથી નિર્લિપ્ત છે તેજ સાચો સૂફી (અનુભવસિદ્ધ જ્ઞાની અથવા તો ઋષિ) છે. યોગાભ્યાસ કરતી વખતે ઈશ્વરના ગુણનું કીર્તન કરવું, જ્યારે મસ્તીનો આવેશ આવે ત્યારે સંગીતનું શ્રવણ કરવું અને (ઈશ્વરની) આજ્ઞાને આધીન રહીને કાર્ય કરવું એ સૂફીનો ધર્મ છે; એવા સૂફીનું હૃદય મહાત્મા ઇબ્રાહિમ (અથવા મહર્ષિ શુકદેવ) ના હૃદયની જેમ સંસારાસક્તિથી રહિત છે

અને ઈશ્વરની આજ્ઞાનું પાલન કરવાને પ્રવૃત્ત હોય છે; તેનું આત્મ-સમર્પણ ઇસ્માઇલ (અથવા તો નારદ, મીરાં કે ઉદ્ધવ)ના આત્મ સમર્પણના જેવું છે; તેનો પશ્ચાત્તાપ દાઉદના પશ્ચાત્તાપના જેવો છે; તેની દીનતા ઈસુની દીનતાના જેવી છે; તેની સહિષ્ણુતા જોબ-ની (અથવા મહાભક્ત પ્રહ્લાદ)ની સહિષ્ણુતા જેવી છે; તેનો અનુરાગ મુસાના અનુરાગના જેવો છે; નમાજ વખતે તેનો પ્રેમ પયગંબર મહમ્મદના પ્રેમના જેવો છે. ×

૧૨. જેઓ ઈશ્વરમાં અવસ્થિતિ કરે છે, તેઓજ સૂફી છે.

૧૩. પોતાનો બોજો બીજાના ઉપર નાખવો નહિ અને વગર-સંકોચે દાન કરતા રહેવું એનું નામ પુરુષત્વ.

૧૪. પ્રાયશ્ચિત્તમાં ત્રણ પેટા અવસ્થાઓ હોય છે; પહેલી અવસ્થામાં આત્મગ્લાનિ ઉત્પન્ન થાય છે; બીજી અવસ્થામાં ફરીથી પાપ ન થાય એવો પ્રયત્ન કરવાની ચેષ્ટા હોય છે અને ત્રીજી અવ-સ્થા આત્માનું શોધન કરી દે છે.

૧૫. જે ફક્ત પોતાના શરીરદ્વારાજ જીવે છે, તે પ્રાણ છૂટી જવાથી મૃત્યુ પામે છે; પણ જે ઈશ્વરમાં અવસ્થિત થઇને જીવે છે, તે તો શારીરિક જીવનમાંથી છૂટો થઇને સાચા જીવનમાં પ્રવેશ કરે છે.

૧૬. જેનાં નેત્ર ઈશ્વરની આજ્ઞામાં રહીને પોતાનું કાર્ય નથી કરતાં, તેનું તો અંધ થવામાંજ કલ્યાણ છે, જેની જીભ ઈશ્વરની ચર્ચામાં રત નથી રહેતી, તે મૂંગો બની જાય એજ કલ્યાણકારી છે; જેના કાન સત્યનું શ્રવણ કરવા પ્રવૃત્ત નથી થતા, તે બહેરો થાય એજ બહેતર છે; જેના દેહનો ઉપયોગ ઈશ્વરની સેવાને અર્થે થતો નથી, તે મરી જાય એજ લાભકારી છે.

૧૭. જે માણુસ પોતાના કામમાં હસ્તક્ષેપ કરે છે, તે ઠોકર ખાય છે; જે માણુસ સંપત્તિમાં હાથ નાખે છે, તેનું પતન થાય છે; જે ઈશ્વરના ઉપર હાથ નાખે છે, તે ઉન્નત અને ગૌરવાન્વિત થાય છે.

૧૮. ઈશ્વર પોતાના સેવકને બે પ્રકારની વિદ્યામાં પારંગત થયેલો જોવા ઇચ્છે છે. એક સાધનતત્ત્વવિદ્યા અને બીજી ઈશ્વર-

× આ તરફના પણ અનેક ઋષિમુનિ અને ભક્તાત્માઓનાં નામ ઉપલાં નામો સાથે દરેક સ્થળે આપી શકાયાં હોત તો કેવું સારું? પણ વાંક તો હિંદુ જાતિની બાળલગ્ને બચપણથીજ કરી મૂકેલી બાદલી યાદશક્તિનો પૂરેપૂરો હોવાથી વખતસર યાદ આવ્યું તેટલું લખ્યું છે.

—સંપાદક

સ્વરૂપતત્ત્વવિદ્યા. બાકીની બીજી વિદ્યાઓ સંસારના સુખભોગને માટેજ ખપની છે.

૧૯. આવરણ ત્રણ પ્રકારનાં હોય છે; પશુજીવન, જીવન અને સંસાર. એ ત્રણ સામાન્ય આવરણ કહેવાય છે. ત્યાર પછી ત્રણ પ્રકારનાં વિશેષ આવરણ હોય છે, જેમકે પોતાની સાધનાની પ્રતિ દૃષ્ટિ, સત્કાર્યના બદલામાં પુરસ્કાર મળવા ઉપર દૃષ્ટિ અને અલૌકિક કાર્યો પ્રતિ દૃષ્ટિ.

૨૦. જે પ્રેમ બદલાની આશા રાખે છે, તે બદલાનો અભાવ થતાં ઊડી જાય છે. જે પ્રેમીઓ એકબીજાને "હે મારા 'હું'–હે મારા સ્વરૂપ" એવું કહીને સંબોધન કરે છે, તેમનાંજ હૃદયમાં વાસ્તવિક પ્રેમે પ્રવેશ કર્યો છે એમ જાણવું.

૨૧. પ્રેમ એટલે ઐકાંતિક અને જેની સરખામણીજ ન થઇ શકે એવો અનુરાગ.

૨૨. ઈશ્વરના રસ્તા ઉપર પોતાના પ્રાણની કુરબાની ચડાવી ન દેવાય, ત્યાંસુધી તેના પ્રતિ પ્રેમ ઉત્પન્ન થયો કહેવાયજ નહિ.

૨૩. પ્રેમી લોકો એકાંતમાં તેમજ ઈશ્વરની સ્તુતિ–પ્રાર્થના ઇત્યાદિ કરતી વખતે એવી એવી વાતો કહી નાખે છે કે, જે સાંભળીને સાધારણ લોકો તેમને ધર્મવિરુદ્ધજ ગણે; સાધારણ લોકો એવું બધું સાંભળ્યા પછી પ્રેમી ભક્તોને "કાફર" ન કહે તો બીજું શું કહે?

૨૪. ઈશ્વરના દર્શન વખતે ઈશ્વરત્વમાં તમારી સ્થિતિ થઇ જાય અને તમારા મનુષ્યત્વનો વિનાશ થઇ જાય અર્થાત્ એવી અવસ્થામાં તમે તમારી જાતને જરા પણ જોઇ શકોજ નહિ.

૨૫. સમય વહી ગયા પછી પાછો આવવાનો નથી. કોઈ પણ પદાર્થ સમયના કરતાં વધારે પ્રિય હોવો ન જોઇએ.

૨૬. કોઇ સાધુ એકહજાર વર્ષ સુધી ઇશ્વરાનુરાગી રહે અને એક ક્ષણવારને માટે જો તે ઈશ્વરનો નિરાદર કરે, તો તેના એક ક્ષણવારના નિરાદરથી તેને એટલી બધી પારાવાર હાનિ થાય છે, કે જે તેના એકહજાર વર્ષના અનુરાગ વડે મેળવેલા લાભના કરતાં વધી જાય છે.

૨૭. સાધુના ભાવમાં દરરોજ ચાળીશ વાર કાંઇ ને કાંઇ ફેરફાર થયા કરે છે; જે અસાધુ છે તે તો ચાળીશ વર્ષ સુધી પણ એકસરખી રીતેજ જીવ્યા કરે છે.



# २०–महातपस्वी बायेजिद बस्तामी

મહાતપસ્વી બાયેજિદ સંતકુલશિરોમણિ હતા. તેમનું જીવન અનંત પ્રેમ, જ્વલંત શ્રદ્ધા અને દૃઢ વૈરાગ્યથી ભરપૂર હતું. છેક નાનપણથી તેમને જ્ઞાનનું અન્વેષણ કરવાની ભૂખ જાગી હતી અને તેમનું ચારિત્ર્ય પહેલેથીજ વિશુદ્ધ હતું. તત્ત્વજ્ઞાનમાં તેમની સવિશેષ પારંગતતા હતી. તેઓ હમેશાં ઈશ્વરના ભાવાવેશમાં અને નિજાનંદમાં વિહ્‌વલ રહેતા. તેમનો જન્મ મધ્ય એશિયાના બસ્તામના એક દેશમાં થયો હતો. તેમના પિતા મુસલમાન ધર્મ પાળતા હતા અને પિતાના પિતા મૂર્તિપૂજક હતા. તેમના પિતા તેમને નાના મૂકીને મરણ પામ્યા હતા. તેમની માતા અત્યંત ધર્મપરાયણ હતી. તે જરાક મોટા થવા આવ્યા એટલે તેમની માતાએ તેમને ધર્મ અને નીતિની શિક્ષા લેવાને સારુ એક ધર્મપરાયણ વિદ્યાગુરુની પાઠશાળામાં ભણવા બેસાડ્યા. એક દહાડો પાઠશાળામાં કુરાનનું નીચેનું વચન તેમના વાંચવામાં આવ્યું: "મને અને તારાં માતાપિતાને તું ધન્યવાદ દેજે." આ વાક્ય વાંચતાંને વાર તેમણે પોતાના ગુરુને તેનો અર્થ પૂછ્યો. શિક્ષકે તેના ઉપર ઘટતું વિવેચન કરીને તેનો અર્થ સમજાવી દીધો. તે ઘડીથી તે વાક્યમાં સમાવેલો ભાવ તેમના હૃદયમાં વિશેષરૂપે ક્ષોભ ઉત્પન્ન કરવા લાગ્યો. તેમણે તે ઘડીએ પોતાના ગુરુને કહ્યું: "મારે મારી માતાને કાંઇક કહેવું છે, માટે મને ઘેર જવાની રજા આપો." આટલું કહીને માસ્તરની રજા લઇને બાયેજિદ ઘેર ચાલ્યા આવ્યા. માએ તેમને જ્યારે ઘેર આવવાનું કારણ પ્રેમ સહિત પૂછ્યું, ત્યારે તેમણે કહ્યું કે, "આજે મારા ભણતરમાં મેં એવું વાંચ્યું કે ઈશ્વરની એવી આજ્ઞા છે કે મારે તેની અને તમારી સેવા કરવી, પણ મને એ આજ્ઞા ઘણી વિચિત્ર લાગે છે; કારણ કે બે દેવની એક સાથે સેવા થઇ શકે નહિ. માટે તમે કાં તો મને ઈશ્વરની પાસેથી માગી લો એટલે પછી જીવતા સુધી હું તમારીજ સેવા કર્યા કરું;

અથવા તો મને ઈશ્વરની સેવા કરવાને સારુ છૂટો કરી દો એટલે હું સંપૂર્ણરૂપે તેનોજ દાસ થઇને રહું." માએ કહ્યું: "પુત્ર! હું તને પરમેશ્વરની સેવામાંજ સમર્પિત કરી દઉં છું. મારા પ્રતિ તારું કશુંજ કર્તવ્ય રહેતું નથી. હું તારા ઉપરથી મારો અધિકાર ઉઠાવી લઉં છું. જા, તું આજથી ઈશ્વરનોજ દાસ બની જા."

માતાની આવી આજ્ઞા સાંભળીને બાયેજિદે બસ્તામ દેશની વિદાય લીધી. ત્રીસ વરસ સુધી તેમણે તપોવનમાં ચાલુ નિવાસ કર્યો અને ઉપવાસ, જાગરણ અને બીજી કેટલીએ આકરી સાધનાઓ કરી, એકસો ને તેર મહાત્માઓનો સત્સંગ સેવ્યો અને એ બધાથી તેમને ઘણોજ લાભ થયો. સંતસાધુઓનો સહવાસ કરતી વખતે તે અત્યંત વિનમ્ર અને નિષ્ઠાવાન બનીને તેમની સાથે રહેતા હતા. આ એકસો ને તેર સંતોમાં એક મહર્ષિ સાદેક હતા. એક દિવસે સાદેકની પાસે તે વિનીત ભાવે બેઠા હતા, એવામાં સાદેકે તેમને કહ્યું: "બાયેજિદ! તાકામાંથી અમુક પુસ્તક લઇ આવ." બાયેજિદે પૂછ્યું: "કયા તાકામાંથી?" સાદેકે કહ્યું: "વાહ! તું મારી સાથે આટલા વખતથી રહે છે અને કયા તાકામાં ચોપડીઓ છે, તે પણ તું જાણતો નથી?" બાયેજિદે કહ્યું: "ભગવન્! તાકા ભણી જોવાનું મારે કામજ શું? આપની સમક્ષ મારાથી ઊંચી નજરે જોવાયજ કેમ? હું કાંઇ અહીં ચારે તરફ નજર રાખીને ફરવા નથી આવ્યો." સાદેકે કહ્યું: "જો એમજ હોય અને તું કહે છે તે પ્રમાણેજ જો તારા અંતરનો ભાવ હોય, તો તું બસ્તામ ચાલ્યો જા, તારી સાધના પૂર્ણ થઇ છે."

ઘણાં વરસ સુધી સાધનભજન કરીને ઊંચા પ્રકારનું ધર્મજીવન પ્રાપ્ત કર્યા પછી એક વાર બાયેજિદ પોતાનાં માતુશ્રીને મળવાને સારુ બસ્તામ આવ્યા. સવારના પહોરમાં જ્યારે તે પોતાના ઘર આગળ જઇને ઊભા રહ્યા, ત્યારે તેમણે પોતાની માતાને નીચે મુજબ પ્રાર્થના કરતી સાંભળી: "હે પ્રભુ! મારા દુ:ખી પુત્રનું કલ્યાણ કરો, સાધુસંતો તેના ઉપર સદા પ્રસન્ન રહે એવું કરો. તેના જીવનમાં ધર્મનું બળ પ્રેરીને તેને બળવાન બનાવો." પોતાની માતાની આવી પ્રાર્થના સાંભળીને બાયેજિદની આંખોમાં આંસુ આવી ગયાં. પછી તેમણે બારણે ટકોરો મારીને પોતાની માને સાદ કર્યો કે, "મા! તારો એજ દુ:ખી પુત્ર તારે બારણે આવીને ઊભો રહ્યો છે." તેણે બારણું ઉઘાડ્યું અને ડસકાં ખાતે

ખાતે કહ્યું: "દીકરા! તેં આટલું બધું મોડું શાથી કર્યું? તારે માટે રડી રડીને તો મેં મારી આંખો ખોઇ છે અને શોકના ભારથી હું બેવડી વળી ગઈ છું."

બાયેજિદ કહે છે કે, "અગાઉ હું જે કામને ગૌણ સમજતો હતો, તેજ કામ આગળ જતાં મારું મુખ્ય કાર્ય થઈ પડયું અને તે મારી માને પ્રસન્ન રાખવાનું આકરી તપશ્ચર્યાઓ કરી કરીને હું જેની શોધ કરતો હતો, તેની મને મારી માની સેવા કરવાથી પ્રાપ્તિ થઇ ગઇ." એક વાર રાતને વખતે મારી માએ પાણી માગ્યું. બાયેજિદે પાણીનો કૂજો ખાલી દીઠો. ઘડામાં જોયું તો તે પણ ખાલી નીકળ્યો. ત્યાર પછી હું નદીએ જઇને પાણી લઇ આવ્યો. હું પાણી લઇને ઘેર આવ્યો ત્યારે મારી મા ઊંઘી ગઈ હતી, તેથી હું પાણીનો કૂજો હાથમાં લઇને તેની પાસે ને પાસે ઊભો થઇ રહ્યો. ઘણી વાર પછી જ્યારે તે જાગી ત્યારે તેણે પાણી પીને મને આશીર્વાદ દીધો. તે રાતે અતિશય બરફ વરસ્યો હતો અને એવી ટાઢમાં પાણીનો કૂજો હાથમાં રાખવાથી બાયેજિદનો હાથ અકડાઇ ગયો હતો. તેમની માએ પૂછયું: "તેં કૂજો હાથમાંથી હેઠે શા સારુ ન મૂકયો?" બાયેજિદે જવાબ દીધો: "મને મનમાં એવો ભય લાગ્યો કે વખતે તું જાગી ઊઠે અને તે વખતે કૂજામાં પાણી ન રહ્યું તો મારે શું કરવું?"

બાયેજિદના ઘરથી મસ્જિદ ચાળીશ ડગલાં છેટે હતી. એ મસ્જિદના માનને ખાતર બાયેજિદ જતાંઆવતાં રસ્તામાં કદી પણ થૂંકતા ન હતા. બાયેજિદ મક્કા ગયા ત્યારે તેમણે ડગલે ડગલે અમુક સ્તોત્ર ભણવાનો નિયમ લીધો અને એ પ્રમાણે બાર વરસ વ્યતીત કર્યાં. તે કહે છે કે, "આ કાંઇ પૃથ્વી ઉપરના કોઈ રાજાના મહેલનો દરવાજો નથી કે તેમાં એકદમ ઘૂસી જવાય. આ તો બ્રહ્માંડાધિપતિના મંદિરનો દરવાજો છે, તેમાં તો નાના પ્રકારની સાધનાઓ કરીનેજ પેસી શકાય છે." મક્કા તીર્થનાં દર્શન કર્યાં પછી તે યાત્રામાં તેઓ મદીના ન જતાં ઘેર પાછા આવ્યા. બીજી વાર યાત્રા કરવા નીકળ્યા, ત્યારે મક્કા ન ગયા અને મદીના જઇ આવ્યા. એકજ યાત્રામાં બે મહાતીર્થનાં દર્શન કરવાનું તેમને યોગ્ય ન લાગ્યું. જ્યારે તે મક્કા જવા તૈયાર થયા, ત્યારે તેમના તપનો પ્રભાવ જોઇને ઘણા લોકોએ તેમનો સંગાથ કર્યો હતો.

બાયેજિદ કહે છે કે, "બાર વરસ સુધી મારા જીવનરૂપી

દર્પણને ઘડવાના કામ પાછળ હું મંડ્યો હતો. મેં મારા જીવનને મારી સાધનાની ભઠ્ઠીમાં તપાવવાને સારુ મૂકી દીધું અને અનુતાપરૂપી સખત તાપમાં મેં તેને તપાવી તપાવીને તેજસ્વી બનાવ્યું. ત્યાર પછી તેના ઉપર અનેક પ્રક્રિયાઓ કરી, ત્યારે એ દર્પણ તૈયાર થયું છે અને હજી પણ હું નાના પ્રકારના યોગાભ્યાસ અને તપશ્ચર્યાઓ વડે તેને સાફ કરતોજ રહું છું. ત્યાર પછી એક વરસ સુધી બારીક અંતઃપરીક્ષણ કરીને મેં જોઇ લીધું કે, હજી મારી ખાંધ ઉપર સાધનાના અભિમાનરૂપી મજબૂત જનોઇનો ધાગો તો લટકીજ રહ્યો છે. બીજાં પાંચ વરસ સુધી સાધન કરીને એ જનોઇને પણ મેં તોડી નાખ્યું. આટલું કર્યું ત્યારે મારા જીવનમાં વિનયનો નવીન પ્રકાશ મારી નજરે પડ્યો."

બાયેજિદ ચાળીશ વરસ સુધી મસ્જિદની પાડોશમાંજ રહ્યા. તે વખતે મસ્જિદમાં જવાને સારુ, ઘરમાં નમાજ પઢવાને સારુ અને ઘરમાં બધો વખત પહેરી રાખવાને સારુ તેઓ જુદાં જુદાં વસ્ત્રનો ઉપયોગ કરતા. ઘણાં વરસ સુધી તેમણે ખાટલાનો ઉપયોગ કર્યોજ ન હતો. મસ્જિદની અથવા મુસાફરખાનાની ભીંતને ટેકો દઇને વિશ્રાંતિ લેવાની તેમણે ટેવ પાડી હતી. તે કહેતા કે, "તમે ધૂળના એક કણને પણ પૂછશો તો તે તમને કહેશે કે બાયેજિદ મારા કરતાં શ્રેષ્ઠ નથી." બીજે એક પ્રસંગે તે કહે છે કે, "મેં ઘણા લાંબા વખત સુધી આત્મનિરીક્ષણ કર્યું અને ખૂબ સૂક્ષ્મદૃષ્ટિ કરીને જોઇ લીધું કે દાસત્વ અને પ્રભુત્વ બેઉ ઈશ્વરમાંથીજ ઉત્પન્ન થાય છે. મેં પરમેશ્વરનું ઘણી વખત આવાહન કર્યું; પછી જયારે ઊંડે દૃષ્ટિ પહોંચાડી, ત્યારે માલૂમ પડયું કે હું ઈશ્વરને બોલાવતો ન હતો, પણ ઈશ્વર મને બોલાવી રહ્યા હતા!"

એક વાર મહર્ષિ જોલ્નુને પોતાના એક શિષ્યની મારફત બાયેજિદને કહેવડાવ્યું કે, "અરે બાયેજિદ! તમે આખી રાત રણમાં ઊંઘી ગયા અને કાફલો તો ચાલ્યો ગયો!" તેના જવાબમાં બાયેજિદે તે શિષ્યને કહ્યું કે, "જોલ્નુન્ને કહેજો કે, જે આખી રાત ઊંઘે અને સવારમાં ઊઠીને કાફલાની આગમચ આખરની મંજિલ પર પહોંચી જાય, તેજ સત્પુરુષ." આ ઉત્તર સાંભળીને અશ્રુપૂર્ણ નેત્રે જોલ્નુન્ બોલ્યાઃ "તેમનું કલ્યાણ થાઓ. આ સંસારરૂપી રણમાં મારાથી એટલી ઊંચી અવસ્થાએ જવાયું નથી, પણ તે ત્યાં જઈ પહોંચ્યા છે."

એક વાર મહાત્મા અબુ મુસાએ બાયેજિદને પૂછયું: "સાધનાના ક્રમમાં તમને સૌથી કઠિન કામ કયું લાગે છે?" તેમણે જવાબ દીધો: "ઘણા લાંબા વખત સુધી આકરાં સાધનો કરી કરીને પણ હું મારા હૃદયને ઈશ્વરના મંદિરમાં રાખી શકતો નથી, તેને ત્યાં રહેવાનું ગમતુંજ નથી, રાખું છું ત્યારે રડે છે; જ્યારે ઈશ્વરની કૃપા નીચે ઊતરી આવીને તેને ત્યાં લઈ જાય છે, ત્યારે તે હસતું હસતું ચાલ્યું જાય છે."

મહર્ષિ ઇયોહાએ બાયેજિદને પત્રમાં લખ્યું હતું કે, "જે માણસ પ્રેમમદિરાનું પાન કરે છે અને હમેશાં મસ્ત હાલતમાંજ રહે છે, તેના સંબંધમાં તમારે શું કહેવું છે?" બાયેજિદે જવાબમાં લખાવ્યું કે, "અહીં એકજ વ્યક્તિ છે, તે રાતદહાડો અનંત પ્રેમની નદીને વહેવડાવ્યાજ કરે છે." ઇયોહાએ બીજી વાર એવું લખ્યું કે, "તમારી સાથે મારે નિગૂઢ વિષયને લગતી વાતચીત કરવાની ઇચ્છા છે. જો મારે અને તમારે માટે સ્વર્ગનું ધામ અને કલ્પવૃક્ષની છાયા નક્કી થઇ ચૂકયાં છે, તો ત્યાં બેસીને એ વાત કરાય એવી છે." ઇયોહાએ આ પત્રની સાથે એક રોટી પણ મોકલાવી હતી અને એવું પણ કહેવડાવ્યું હતું કે, "એ રોટી ઝમઝમના કૂવાના પવિત્ર પાણીથી બનાવેલી છે, માટે એને બાયેજિદે જરૂર ખાવીજ જોઇશે." એ કાગળ અને રોટી પોતાને પહોંચ્યા પછી તેમાં સમાવેલો ઇયોહાનો ગૂઢ ભાવ બાયેજિદ સમજી ગયા અને પોતાના ઉત્તરમાં એવું લખ્યું કે, "જ્યાં ઈશ્વરની ચર્ચા થાય છે; ત્યાંજ સ્વર્ગ હોય છે અને ત્યાંજ કલ્પવૃક્ષની છાયા પણ છે. મેં રોટી ખાધી નથી, કારણ કે તે ઝમઝમના કૂવાના પવિત્ર પાણીથી બનાવી છે એવું આપે કહ્યું; પણ તેનો લોટ કેવી રીતે તૈયાર થયો તે વિષે આપે કશું સૂચવ્યું નથી." આ પત્ર વાંચીને બાયેજિદને મળવાની ઇયોહાને ઘણી ઉત્સુકતા થઇ આવી અને તેઓ તેમને મળવાને માટે બસ્તામ ગયા. આ પ્રસંગને વિષે ઇયોહા પોતેજ કહે છે કે, "બાયેજિદના આશ્રમ આગળ હું જઇ પહોંચ્યો, ત્યારે રાતની નમાજ પઢવાનો સમય થયો હતો, તેથી મહર્ષિની ઉપાસનામાં વિઘ્ન નાખવાનું મને યોગ્ય ન લાગવાથી સવાર થતાં સુધી તેમની પાસે જવુંજ નહિ, એવો મેં ઠરાવ કર્યો. ત્યાર પછી મને કોઇએ કહ્યું કે મહર્ષિ તો આશ્રમાં છેજ નહિ, તેઓ તો રાતને વખતે કબ્રસ્તાનમાં જઇને સાધના કરે છે, ત્યારે હું ચાલ્યો ચાલ્યો

કબ્રસ્તાનમાં ગયો. મેં તેમને ગંભીર ઈશ્વરચિંતનમાં ડૂબી ગયેલા દીઠા. આખી રાત તેમણે પોતાના ઉપાસ્યદેવની સાથે નાના પ્રકારના વાર્તાલાપ કરવામાં વ્યતીત કરી. સવાર થઇ અને જ્યારે તેઓ નમાજનો છેલ્લામાં છેલ્લો મંત્ર ભણી રહ્યા, ત્યારે મેં તેમની પાસે જઇને તેમને સલામ કરી. ત્યારપછી તેમણે મારો ખૂબ પ્રેમપૂર્વક સત્કાર કરીને મારી સાથે વાતચીત કરવા લાગ્યા. જેમાં તેમણે કેટલાંએ ગૂઢ તત્ત્વોને વિષે ચર્ચા કરી. તેમણે મને એવું પણ કહ્યું હતું કે, "ઇયોહા! હું ઈશ્વરને જાણું છું એવું કહેતાં મને લજ્જા આવે છે, કારણ કે ખરું જોતાં ઈશ્વરને ઈશ્વરના સિવાય બીજું કોઇ જાણતુંજ નથી. ઈશ્વર ઈશ્વરને ઓળખે. હું કોણ તેમને ઓળખનાર? ઇયોહા! આ મેં તમને બધી વાતનો સાર કહ્યો અને તે એજ કે તેના સિવાય બીજું કોઇ તેને જાણી શકતુંજ નથી."

એક વાર રાતને પહોર બાયેજિદ કબ્રસ્તાનમાંથી પોતાના આશ્રમ તરફ ચાલ્યા આવતા હતા, એવામાં રસ્તામાં કોઇ નઠારાં આચરણવાળો યુવાન વાજું વગાડીને ગમ્મત કરતો હશે, તેની પાસે જઇને, "અલ્લા હો અકબર અર્ રહેમાન અર રહીમ" આટલું તેને સંભળાવીને તેમણે ચાલવા માંડયું, તેથી તે યુવાન એટલો બધો ચિડાઇ ગયો કે તેણે તે વાજું તેમના માથા ઉપર જોરથી માર્યું જેથી તે વાજું ભાંગી ગયું અને મહર્ષિનું માથું પણ ફૂટી ગયું. છતાં પણ તે કશું બોલ્યા વિના વિનીતભાવે ત્યાંથી ચાલ્યા ગયા. બીજે દહાડે સવારમાં તેમણે પોતના નોકરની મારફતે તે વાજાની કિંમતના રૂપિયા અને એક થાળી ભરીને મીઠાઇ તે યુવાનને ઘેર મોકલાવી દીધાં અને કહેવડાવ્યું કે, "ગઇ રાતે મારા માથાની સાથે અફળાવાથી તમારું વાજું ભાગી ગયું, તેની આ કિંમત તમને આપું છું, તેના વડે તમે નવું વાજું લેજો અને આ મીઠાઇ મોકલું છું, તે ખાજો. તે ગળી હોવાથી તેનું ગળપણ તમારા ક્રોધની કડવાશને કાઢી નાખશે." આવો સંદેશો જ્યારે તે યુવાનને કાને પહોંચ્યો, ત્યારે તેની આંખોમાં પશ્ચાત્તાપનાં આંસુ વહેતાં થઈ ગયાં. તે રડતો રડતો મહર્ષિની પાસે આવીને તેમના ચરણમાં નમી પડયો અને ખૂબ પશ્ચાત્તાપ સહિત તેમને કાલાવાલા કરવા મંડી ગયો.

એક દહાડો બાયેજિદ પોતાના શિષ્યોની સાથે અમુક સાંકડી ગલીમાં થઇને જતા હતા. ગલીમાં પેસતાંની સાથેજ તેમણે તે

ગલીને સામે છેડે એક કૂતરાને ઊભેલો દીઠો, તેથી મહર્ષિ પાછા ફર્યા અને તે કૂતરાને પ્રથમ ગલીમાંથી નીકળી જવા દીધો. એક શિષ્યને તેમનું આવું વર્તન ઘણુંજ અનુચિત લાગવાથી તે મનમાં વિચાર કરવા મંડ્યો કે, "પરમેશ્વરે તમામ જીવોમાં મનુષ્યને ઉત્તમ પદે સ્થાપીને પેદા કર્યો છે; મનુષ્યોમાં ઋષિઓ શ્રેષ્ઠ છે અને ઋષિઓમાં પણ મહર્ષિ બાયેજિદ શ્રેષ્ઠ છે. પોતાની આવી ઉચ્ચ પદવી હોવા છતાં પોતાના શિષ્યોના દેખતાં એક નીચ કૂતરાને તેમણે શ્રેષ્ઠ ગણીને તેનું સન્માન કર્યું એ શું કહેવાય?" તે શિષ્યના મનના વિચાર બાયેજિદ સમજી ગયા, તેથી તેમણે કહ્યું: "છોકરાઓ! આ કૂતરાએ મને ઇશારતથી એવું કહ્યું કે, 'મેં કૂતરાનું વસ્ત્ર ધારણ કર્યું તેમાં મેં અપરાધ શો કર્યો અને તમે મહર્ષિનું વસ્ત્ર ધારણ કરીને મારા કરતાં વિશેષ પણ શું કરી નાખ્યું તે કહો.' તેની આ વાત મારા અંતરમાં ખૂંપી ગઈ, તેથી કરીને મેં તેને સારુ રસ્તો છોડી દઈને તેનું સન્માન કર્યું."

બસ્તામનો એક રહેવાસી સાધક બનીને મહર્ષિ બાયેજિદના સહવાસમાં ઘણા વખત સુધી રહ્યો હતો. તેણે એક દહાડો તેમને નિવેદન કર્યું કે, "ભગવન્! હું છેલ્લાં ત્રીસ વરસ થયાં અખંડ રીતે રોજા પાળું છું અને આખી રાત જાગરણ કરીને તપશ્ચર્યા કરું છું. પણ તે છતાં આપ જે ગૂઢ તત્ત્વવિદ્યાનો ઉપદેશ દો છો, તેનો જરા જેટલો આભાસ પણ હું મારા જીવનમાં જોઈ શકતો નથી. એમ થવાનું કારણ શું?" મહર્ષિ બોલ્યા: "ત્રીસ વરસ તો શું પણ તમે ત્રીસસો વરસ સુધી આ પ્રમાણે રોજાજ પાળ્યા કરશો અને ઉપાસના કર્યા કરશો અને તેમ છતાં તમે તમારી અવસ્થામાં કશો ફેરફાર નહિ કરો અને જેવા છો તેવા ને તેવાજ રહેશો, તો હું તમને કહું છું કે આ તત્ત્વજ્ઞાનની સુગંધનું એક બિંદુ પણ તમારા જીવનમાં પ્રવેશ કરશે નહિ." પેલા શિષ્યે પૂછ્યું: "એમ થવાનું શું કારણ?" મહર્ષિએ કહ્યું: "તમે તમારા જીવનને એક પ્રકારના આવરણ વડે ઢાંકી રાખ્યું છે તેથી." તે શિષ્યે ફરીથી પૂછ્યું: "ત્યારે હવે એનો ઉપાય શો?" મહર્ષિએ કહ્યું: "એનો ઉપાય તો મારી પાસે છે, પણ તમે તેનો ઉપયોગ નહિ કરી શકો." શિષ્યે કહ્યું: "ઉપયોગ નહિ કેમ કરું? કરીશજ; આટલાં બધાં વરસથી તો હું એ ઉપાયની ખોળ કરું છું." મહર્ષિએ કહ્યું: "ત્યારે જાઓ, તમારું માથું મૂંડાવી

આવો. તમારા શરીર ઉપર શરીરના સૌંદર્યમાં વધારો કરે એવી એક પણ વસ્તુ રહેવા દેવી નહિ, તમારાં વસ્ત્રનો ત્યાગ કરીને ફક્ત કેડે એક કામળીજ વીંટી રાખવી. આટલું કર્યા પછી જ્યાં તમને બધા ઓળખે એવી એક શેરીમાં જઇને તમારે રસ્તા વચ્ચે બેસી જવું. તમારી સાથે થોડાંક રમકડાં રાખવાં. પછી તમારે નાનાં નાનાં છોકરાંને બોલાવવાં અને તેમને કહેવું કે, 'જે મને એક ઢીકો મારશે તેને એક રમકડું મળશે અને બે ઢીકા મારશે તેને બે મળશે.' આ પ્રમાણે તમારે છોકરાંના હાથના ધોલધપ્પા ખાતાં ખાતાં આખા શહેરમાં ફરી વળવું અને ત્યાર પછી જે ગામના લોકો તમારું ઘણામાં ઘણું અપમાન કરે એવા હોય, ત્યાં તમારે જઇને રહેવું. આ તમારે માટે એક મહૌષધ સમાન છે એમ જાણજો." પોતાના આત્મિક વ્યાધિનું શમન કરે એવા ઔષધનું આવું વર્ણન સાંભળીને તે શિષ્ય બોલી ઊઠ્યોઃ "શોબહાન અલ્લાહ!" (પવિત્ર પરમેશ્વર). ત્યારે મહર્ષિએ તેને કહ્યું: "એક નાસ્તિક માણસ પણ આ મહાવાકયનો ઉચ્ચાર કરીને ધર્મવિશ્વાસી થઈ જાય, પણ તમે તો વિશ્વાસી ન થતાં ઊલટા ઈશ્વરના ભાગીદાર થઈ ગયા છો." શિષ્યે પૂછયું: "તે કેવી રીતે?" મહર્ષિ બોલ્યાઃ 'શોબહાન અલ્લાહ' એ મહાવાકયનો તમે એવી રીતે ઉચ્ચાર કર્યો કે જેથી તમે તમારી મોટાઈનું પ્રદર્શન કર્યું અને ઈશ્વરની મોટાઇની તમે અવગણના કરી." ત્યાર પછી તે શિષ્યે કહ્યું: "આપનું ઔષધ આપની પાસેજ રહેવા દો. મારાથી તેનું સેવન નહિ થાય. આપ મારા સિવાય બીજા કોઇને આવો ઉપદેશ દેશો તો ચાલશે." મહર્ષિએ કહ્યું: "હું તો કહેતોજ હતો કે તમારાથી એ મહૌષધનો ઉપયોગ નહિ થાય."

બાયેજિદની પાડોશમાં એક અગ્નિપૂજક રહેતો હતો. તેના ઘરમાં એક નાનો ધાવણો છોકરો હતો. તે છોકરાને એવી ટેવ હતી કે, રાત્રે ઘરમાં દીવો ન હોય તો અંધારું જોઇને તે રડતો. તે છોકરાની માને આખી રાત દીવો બાળવાનું પૈસાની તંગીને લીધે પરવડતું ન હતું. આ જોઇને મહર્ષિએ દરરોજ રાત પડે એટલે તેને ઘેર દીવો મૂકી આવવાનો નિયમ લીધો. જેટલો વખત દીવો બળતો રહેતો, તેટલો વખત તે છોકરો રડતો છાનો રહી જતો. તે છોકરાનો બાપ જ્યારે પરગામથી ઘેર આવ્યો, ત્યારે તેની સ્ત્રીએ તેને બધી વાત કહી. તે સાંભળીને તે અગ્નિપૂજક

બોલ્યો: "આપણા ઘરમાં જ્યારે મહર્ષિના જ્યોતિનું અજવાળું આવ્યું, ત્યારે હવે આપણે શા માટે અંધારામાં પડયા રહીએ?" આવું કહીને તેણે તેમનું શિષ્યત્વ સ્વીકાર્યું.

એક વાર મહર્ષિ બાયેજિદ અમુક ઇમામની પાછળ ઊભા રહીને નમાજ પઢવા લાગ્યા. એવામાં તે ઇમામ બોલી ઊઠયો: "બાયેજિદ! તમે કશો ધંધોરોજગાર તો કરતા નથી, કોઈની પાસે કશું માગતા નથી, ત્યારે તમારી આજીવિકા શી રીતે ચાલે છે?" મહર્ષિ બોલ્યા: "તમે હમણાં ચૂપ રહો, નમાજમાં ભંગ પડે છે." ત્યાર પછી તેમણે ઉમેર્યું કે, "જે માણસ આજીવિકાના આપનારને ઓળખતો નથી, તેની પાછળ ઊભા રહીને તેને અનુસરીને નમાજ પઢવીજ ન જોઇએ."

એક દિવસ બાયેજિદ ધ્યાનમગ્ન અવસ્થામાં આંખો મીંચીને બેઠા હતા. થોડી વાર પછી જ્યારે તેમણે આંખો ઉઘાડી, ત્યારે એક જણે તેમની પાસે આવીને પૂછ્યું: "તમે કયાં હતા?" મહર્ષિએ જવાબ દીધો: "હું ખુદાના મંદિરમાં હતો." પેલા માણસે કહ્યું: "અબઘડી તો હું મસ્જિદમાંથી ચાલ્યો આવું છું, ત્યાં તો તમે હતાજ નહિ." ત્યારે બાયેજિદે કહ્યું: "હું મસ્જિદમાં એક પડદાની પાછળ બેઠો હતો અને તમે બહારના ભાગમાં હતા. બહારના લોકો અંદરના લોકોને જોઇ શકતા નથી."

એક જણે આવીને મહર્ષિને કહ્યું કે, "તમે તમારા મનને વિશુદ્ધ કરી દો, તો મારે તમને એક વાત કહેવી છે તે કહું." તેમણે જવાબ દીધો: "ભાઈ! આજકાલ કરતાં ત્રીસ વરસ થયાં હું પરમેશ્વરની પાસે વિશુદ્ધ અંતઃકરણની માગણી કરું છું, પણ હજી મને તે મળ્યું નથી; ત્યારે તમારે સારુ એક ક્ષણવારમાં મારે વિશુદ્ધ મન લાવવું શી રીતે?"

જ્યારે મહર્ષિના જીવનમાં કોઈ કોઈ દિવસ બિલકુલ કલેશ વગર પસાર થઇ જતો, ત્યારે તે ઈશ્વરની આગળ નિવેદન કરતા કે, "હે પ્રભુ! તેં મને આજનો રોટલો તો આપ્યો પણ રોટલાની સાથે શાક–ભાજી વગેરે ચટાકાદાર વસ્તુઓ તો આપી નહિ!"

કોઇ પરમેશ્વરના ગુણનું કીર્તન કરે ત્યારે તે સાંભળીને મહર્ષિનું વદન પ્રફુલ્લિત થઈ જતું અને તે સ્થિર બેઠા બેઠા સાંભળ્યા કરતા. જ્યારે તેમના પોતાના ગુણની વાત નીકળતી, ત્યારે તે

નારાજ થઇ જઇને ત્યાંથી ઊઠી જતા અને કહેતા કે, "રહેવા દો, રહેવા દો, ઘણું થયું."

તેમના એક શિષ્યે એક દિવસ તેમને એવું કહ્યું કે, "મને આશ્ચર્ય એ લાગે છે કે જેઓ ઈશ્વરને ઓળખે છે, તેઓ તેની ઉપાસના નથી કરતા." મહર્ષિ બોલ્યા: "મને તો આશ્ચર્ય એ થાય છે કે જેઓ ઈશ્વરને ઓળખે છે, તેઓ તેની ઉપાસના કરી શકે છેજ કેવી રીતે? ઈશ્વરને ઓળખ્યા પછી તેઓ મોહિત અને વિહ્વળ થતાં સ્થિર ભાવે તેની ઉપાસના કરી શકે છે, મને તો એ વાતનું આશ્ચર્ય થાય છે."

મહર્ષિ બાયેજિદ પોતાની સાધનાની બાબતમાં નીચે મુજબ કહી ગયા છે: "સોળ વરસ સુધી હું બારણા આગળ ઊભો રહ્યો. તે વખતે હું મારી જાતને અત્યંત અપવિત્ર અને ભ્રષ્ટ સમજતો હતો. ત્યાર પછી હું મારા પરમ સ્વજનનો સ્વજન બની ગયો. મેં તેને કહ્યું: 'હે પ્રભો! તમારા સિવાય મારું બીજું કોઇ છે નહિ. તમે જ્યારે મારા થઇ ગયા છો, ત્યારે આખું વિશ્વજ મારું થઇ ગયું છે એમ હું માનું છું.' તેની કૃપાએ સૌથી પહેલું કામ તો એ કર્યું કે, મારા અંતઃકરણમાં મેલ, કચરો અને ગંદવાડ હતાં, તે બધાંને તેણે વાળીઝાડીને બહાર કાઢી નાખ્યાં અને મને તે બધાંની આભડછેટથી મુક્ત કરી દીધો. તેણે વિધિ અને નિષેધનો પ્રચાર કર્યો, જેમણે તેની આજ્ઞાઓનું પાલન કર્યું તેમને પુરસ્કાર આપ્યો. મને તો તેના સિવાય બીજા કશા પુરસ્કારની અભિલાષાજ ન હતી. ત્યાર પછી તેના પ્રત્યક્ષ ભાવનો મારામાં સંચાર કરીને તેણે મને યથાર્થ જીવનનું દાન દીધું. હું મનમાં એવું ધારતો હતો કે, હું તેના પ્રતિ પ્રેમ રાખું છું; પણ જ્યારે ઊંડી નજર પહોંચાડીને મેં જોયું, ત્યારે મને સમજાયું કે, મારા પ્રેમનો ઉદય થયો તે પહેલાં પણ તેનો પ્રેમ તો મારા પ્રતિ હતોજ. સૌ અનુષ્ઠાનના સમુદ્રમાં ડૂબી ગયા છે, અર્થાત્ સૌ પોતપોતાની સાધનાનેજ જુએ છે. પણ મેં તો તેની કૃપાનેજ દીઠી. બધા લોકો મર્ત્ય મનુષ્યોની પાસેથી જ્ઞાનની શિક્ષા ગ્રહણ કરે છે, પણ જેનું કદી મૃત્યુજ ન થાય એવા જીવંત પુરુષની પાસેથી મેં શિક્ષા લીધી છે. બધા લોકો ઈશ્વરની બાબતમાં પોતાનેજ મોઢેથી પ્રવચન કરવા મંડી જાય છે, ત્યારે ખરું કહેવડાવો તો હું ઈશ્વરની મારફતેજ બોલું છું. મારે સારુ બાહ્યજ્ઞાનની શિક્ષા સિવાય બીજું કશું-

જ કલેશ ઉત્પન્ન કરે એવું સિલક રહ્યું નથી.”

પોતાની સાધનાને વિષે વિશેષ વિવરણ કરતાં મહર્ષિ કહે છે કે, “મેં વિશ્વાસની દૃષ્ટિએ ઈશ્વરના પ્રતિ નજર કરી, સમસ્ત સૃષ્ટ પદાર્થોમાંથી ઉપાડીને તેણે મને અતિ ઉચ્ચ લોકમાં તેડાવી લીધો અને પોતાના જ્યોતિ વડે મને તેજસ્વી બનાવી દીધો. નાના પ્રકારના વિચિત્ર ભાવો અને ગંભીર તત્ત્વજ્ઞાન મારી સમક્ષ પ્રકટ થઇ ગયાં અને તેમણે પોતાના પ્રતાપ અને મહિમાનું મને દર્શન કરાવ્યું. મેં તેના ઉપરથી મારી દૃષ્ટિ ઉપાડી લઇને મારી પોતાની જાતના ઉપર સ્થિર કરી દીધી અને મારી પોતાની નિર્મળતાની બાબતમાં ગૂઢ રીતે આલોચના કરી, ત્યારે મને સમજાયું કે, મારું તેજ તેના તેજની સરખામણીમાં અંધકાર બરાબર છે, મારું મહત્ત્વ તેના મહત્ત્વની સરખામણીમાં ધૂળ જેવું છે, મારું સંમાન તેના સંમાનની આગળ ઝાંખું પડી જાય છે. જ્યાં હું પૂર્ણ નિર્મળતા માનતો હતો, ત્યાં મેં નરી મલિનતા દીઠી. ત્યાર પછી મેં દીઠું કે તેના તેજમાંથી મારા તેજનો ઉદ્ગમ થાય છે. સત્ય અને તત્ત્વવિચારની દૃષ્ટિએ મેં નિરીક્ષણ કરીને જોઇ લીધું કે, પૂજાઅર્ચના એ બધું તેનાદ્વારાજ થાય છે, મારાદ્વારા નહિ. પહેલાં મારી એવી ધારણા હતી કે, હુંજ પૂજા કરું છું. પછી મેં તેને નિવેદન કર્યું કે, ‘હે પ્રભો! આ શું કહેવાય?’ મને જવાબ મળ્યો કે, ‘જે કાંઇ છે તે બધું હુંજ છું, મારા સિવાય બીજા કશાનું અસ્તિત્વજ નથી. તું તારી મેળે કામ કર્યે જા, પણ તારી કામ કરવાની શક્તિ અને તારી કાર્યસિદ્ધિ તે હુંજ છું. જ્યાંસુધી મારી સહાયતા તારામાં પ્રવેશ ન કરે, ત્યાંસુધી તારાથી મારી ઉપાસના પણ થઇ શકવાની નથી.’ ત્યાર પછી તેણે મારી બાહ્યદૃષ્ટિ અને આત્મદૃષ્ટિ બેઉ બંધ કરી દીધી, મારા પોતાના સ્વરૂપના પ્રકૃત કાર્યનું દર્શન કરતાં મને શીખવ્યું, મને મારા અસ્તિત્વના સંબંધમાં મારી નાખ્યો અને પોતાના અસ્તિત્વના સંબંધમાં જીવતો કરી દીધો. પોતાનું ઈશ્વરત્વ મને પ્રિય લાગે એવી તેણે પ્રેરણા કરી. ખરું જોતાં તેજ મને સત્યના તરફ તેડી લઇ ગયો. મેં તેની સહાયતા વડે તેના પ્રતિ દૃષ્ટિ કરી અને તેને તેના ખરા રૂપમાં જોઇ લીધો. મેં ત્યાંજ મારું ઘર બનાવી દીધું અને ત્યાં રહીનેજ શાંતિનો ઉપભોગ કરવા લાગ્યો. અનિષ્ટ ભાષણ કરનારી મારી જીભડીને મેં નિઃસ્તબ્ધ બનાવી દીધી, અનિષ્ટનું શ્રવણ કરનારા મારા

કાનનો મેં નિરોધ કર્યો; વ્યવસાયિની વિદ્યાનો મેં પરિત્યાગ કર્યો, મારી ઇન્દ્રિયોના પરાક્રમનો મેં ભૂકો કરી નાખ્યો; ઇન્દ્રિયાદિના સંપર્કથી રહિત થઇને થોડાક વખત સુધી મેં નિઃસંગ સ્થિતિનો અનુભવ લીધો. વળી પાછી ઈશ્વરની દયા મારા ઉપર ઊતરી આવી. તેણે મારા અંતરમાં પ્રકૃત જ્ઞાનનો પ્રકાશ કર્યો, પોતાની કૃપા વડે મારી જિહ્વાના વ્યાપારને સુનિયંત્રિત કરી દીધો, પોતાના તેજ વડે મારાં નેત્રોને ઉત્પન્ન કર્યાં અને તેના વડે મેં સમસ્ત સંસારનું ફરીથી દર્શન કર્યું. જ્યારે તેમણે પોતાની કૃપા વડે આપેલી જિહ્વાદ્વારા મેં તેમની સ્તુતિ કરી અને તેમના પ્રેરેલા જ્ઞાન વડે મેં જ્ઞાન પ્રાપ્ત કર્યું અને તેમના જ્યોતિદ્વારા મેં તેમના ભણી જોઇને તેમનું દર્શન કર્યું, ત્યારે તેમણે મને કહ્યું: 'બાયેજિદ! હવે તું જોઇ લે; જ્યારે કાંઇજ નથી, ત્યારે બધુંજ છે, જ્યારે ઇન્દ્રિયો નથી, ત્યારે ઇન્દ્રિયો છે.' મેં કહ્યું: 'હે પ્રભો! આવું થવાથી હું અહંકારી થાઉં નહિ એવું કરજો. જુઓ, તમારાદ્વારા મને જીવન મળ્યું છે, પણ મારી આકાંક્ષાની નિવૃત્તિ થતી નથી. હું તમને છોડી દઇને તમારાથી વેગળો રહું તે કરતાં મને મારી જાતથીજ વેગળો કરી દો એ વધારે સારું છે–મારી જાતનોજ વિનાશ કરી દો એના જેવું રૂડું બીજું એક્કે નહિ.' ત્યારે તેમણે મને કહ્યું: 'હમણાં તો તું તારા પરિત્રાણના વિધિ ઉપરજ લક્ષ આપીશ તો બસ છે. વિધિનિષેધની મર્યાદાનો તું અતિક્રમ કરીશ નહિ. આટલું જો તું કરીશ તો મારી નજીક આવવાનો તારો પ્રયત્ન સફળ થશે.' મેં કહ્યું: 'મારા મનમાં એકજ વાસના છે અને મારા અંતરમાં એ વિશ્વાસ છે કે, તમે જો મને તમારી વંદના કરવાનાજ કામમાં લગાડી દેશો તો તેથી મારું કલ્યાણ થશે. હું પોતે એ કામ કરવા મંડી જાઉં તો તેથી સારું ફળ નહિ આવે. જો તમેજ મારું બરાબર શાસન કરતા રહો, તો મારો પાપ અને બીજી ક્ષતિઓમાંથી ઉદ્ધાર થઇ જાય." તેમણે પૂછ્યું: "આ બધું તું કોની પાસેથી શીખ્યો?" મેં કહ્યું: "આ બાબત તો એવી છે કે જેને તમે પ્રશ્ન પૂછો તેના કરતાં તમે પ્રશ્ન પૂછનારજ વધારે જાણો છો; કારણ કે તમેજ આકાંક્ષિત અને આકાંક્ષાકારી છો, પ્રશ્ન પૂછનાર પણ તમે છો અને ઉત્તર આપનાર પણ તમેજ છો." જ્યારે મારો ભાવ નિર્મળ થયો, ત્યારે મેં મારા હૃદયમાં મારા પ્રભુની પ્રસન્નતાનો ધ્વનિ સાંભળ્યો. તેમણે મને પોતાના સંતોષનું ચિહ્ન બતાવ્યું અને મને ઉજ્જવલ બનાવી

દીધો. મને મારી ઇન્દ્રિયોના અને શરીરને લગતા મલિન ભાવોથી સંપૂર્ણ અંશે મુક્ત કરી દીધો. હવે મેં જાણ્યું કે હું તેમની કૃપા વડેજ જીવતો રહ્યો છું અને તેમની કરુણા વડે મેં આનંદની શય્યા મારા હૃદયની અંદર બિછાવી દીધી છે. ત્યાર પછી તેમણે મને કહ્યું: ‘ તારે કાંઇ માગવું હોય તો માગી લે. ’ મેં કહ્યું: ‘ મારા પ્રભુ! હું તો એકલા તમનેજ માગું છું. તમેજ महत्तो महीयान्–મહાનથી પણ મહાન છો, પરમકૃપાળુ છો. હું તમારાદ્વારા તમારામાં રહીને શાંતિ મેળવીશ, મને તમારાથી અળગો કરશો મા. તમારા સિવાય બીજું જે કાંઇ હોય તે મારી પાસે લાવશો મા. ’ થોડી વાર સુધી તો તેમણે કશો જવાબ આપ્યો નહિ. ત્યાર પછી તેમણે તેમનો ગૌરવવંતો મુગટ મારે માથે પહેરાવીને કહ્યું: ‘ તેં જે સત્ય જોયું છે અને સાંભળ્યું છે, તેનુંજ તું અન્વેષણ કરે છે અને તેને વિષેજ તું બોલે છે. ’ મેં કહ્યું: ‘ હું જે કાંઈ જોઉં છું, તે તમારા દ્વારાજ જોઉં છું, જે કાંઇ સાંભળું છું, તે તમારા દ્વારાજ સાંભળું છું. પ્રથમ તમે એ બધું સાંભળ્યું છે તો ખરું, ત્યાર પછી હવે તમે તેની પ્રશંસા કરો છો. ’ મારે તેમની સાથે આટલી વાતચીત થઇ રહ્યા પછી તેમણે મને પાંખો આપી. હું તે પાંખોની સહાયતા લઇને તેમના મહત્ત્વના આકાશમાં ઊડવા લાગ્યો. મને દુર્બળ જાણીને અને મારા મનની વ્યાકુળતાનો વિચાર કરીને તેમણે મને પોતાનું બળ આપીને બળવાન બનાવી દીધો, પોતાની શોભા વડે મને શોભીતો બનાવ્યો અને એકત્વના મંદિરનું દ્વાર મારે સારુ ખુલ્લું કરી દીધું. જ્યારે તેમણે જાણ્યું કે, મારો ભાવ તેમના ભાવની સાથે એકરસ બની ગયો છે, ત્યારે મને પોતાના મંદિરનો એક માણસ ગણીને તેમણે મારું નામ લખી રાખ્યું અને પોતાના સ્વજનોમાં મારી ગણના કરીને તેમણે મને ગૌરવાન્વિત કરી દીધો. દ્વૈતભાવ ટળી ગયો અને એકત્વનો પ્રકાશ બધે ફેલાઇ ગયો. તેમણે મને કહ્યું: ‘ જે મારી ઇચ્છા છે તે હવે તારી ઇચ્છા થઇ ગઈ છે. તારા વચનમાં હવે કશો વિરોધ આવશે નહિ. કોઈ તારામાં અહંભાવને જોઇ શકશે નહિ. ’ ત્યાર પછી તેમણે મને એક તીક્ષ્ણ પ્રહાર કર્યો અને પાછો મને બચાવી લીધો. હું પરીક્ષાના અગ્નિકુંડમાંથી વિશુદ્ધ બનીને બહાર નીકળી આવ્યો. અનુરાગના ઘોડાને મેં ચાલતો કરી દીધો. એક પ્રાર્થના સિવાય લક્ષ્ય સાધનનો બીજો એકે ઉપાય મેં દીઠો નહિ, મૌનભાવના સિવાય બીજો

ઉજ્જ્વલ દીપક પણ મારા જોવામાં આવ્યો નહિ. મેં વૈરાગ્યનાં શુભ વસ્ત્ર ધારણ કરીને દેવલોકમાં રહેવા માંડયું. એનું પરિણામ એવું થયું કે, હું અંદરખાનેથી તેમજ બહારથી માનવભાવોથી સંપૂર્ણ રીતે મુક્ત થઈ ગયો. મારા મનનું દ્વાર ઊઘડી ગયું, અંધકાર માત્ર ટળી ગયો. મને હવે એવી એક વાણીની પ્રાપ્તિ થઇ ગઇ કે જેમાં એકત્વ સિવાય બીજા કશાને માટે અવકાશજ ન હતો. ખરું કહું તો તેના અનુગ્રહ વડે મારી જિહ્વા, તેની પ્રશંસાદ્વારા મારું હૃદય અને તેની જ્યોતિદ્વારા મારાં નેત્ર, તેના વિચિત્ર સૌંદર્યદ્વારા સંગઠિત થઇ ગયાં. હું તેમની સહાયતાની કથા કરું છું. તેમના બળવડે બળવાન છું, હું તેમનામાંજ જીવું છું, તેથી કોઇ કાળે મારું મૃત્યુ થવાનું નથી. જ્યારથી હું આ ભૂમિકા ઉપર આવી પહોંચ્યો ત્યારથી મારી આકૃતિ, મારાં લક્ષણો, સૌનું વલણ અનાદિની દિશા તરફ થયું છે, મારાં સાધનભજન તે અનંતના ભણી વળ્યાં, મારી વાણી એકત્વનો મહિમા ગાય છે, મારા પ્રાણમાં એકત્વના પ્રાણનો સંચાર થયો છે. હું વક્તા કહેવાવાની ઇચ્છાથી મારી પોતાની શક્તિવડે કશું બોલતો નથી, તે પોતાની મરજી મુજબ મારી જીભને ગતિ આપે છે; હું તો એક નિમિત્તજ છું. સાચા વક્તા તો તેજ છે, હું નથી. અત્યારે તે મને આટલી ઉન્નતિએ લઈ ગયા પછી કહે છે કે, “લોકો તને જોવા ઇચ્છે છે.” મેં કહ્યુંઃ “હે પ્રભુ! પણ હું તેમને જોવા નથી ઇચ્છતો ને! તે છતાં જો લોકોની આગળ લઇ જઇને મને ઊભો રાખવાની તમારીજ ઇચ્છા હોય, તો ભલે તેમ કરો. હું તમારી ઇચ્છાની વિરુદ્ધ જઇ શકતો નથી. મને તમારા અદ્વિતીય ભાવ અલંકૃત કરી દે, જેથી કરીને જ્યારે લોકો મને જોશે ત્યારે તેઓ તમારાજ રૂપને જોશે, સૃષ્ટિકર્તાના રૂપને જોશે, હું તેમાં હોઇશ નહિ.” તેમણે મારી આ ઇચ્છા પૂર્ણ કરી અને કહ્યું: “ચાલ, મારી પ્રજાની સમક્ષ તું જઇને ઊભો રહે.” મેં ઇશ્વરના મંદિરમાંથી એક પગ બહાર મૂકયો પણ બીજો પગ ઉપાડીને મૂકતાં હું લપસી ગયો. તે ઘડીએ મેં તેમનો શબ્દ સાંભળ્યોઃ “મારા પ્રેમની વસ્તુને મારી આગળ લાવ. તે મને મૂકીને એકલી રહી શકતી નથી, મારા સિવાય બીજા કશાના માર્ગને તે જાણતી નથી.” આ પ્રમાણે પોતાના ધર્મજીવનના અનુભવોનું વર્ણન બાયેજિદ ઘણે પ્રસંગે કરે છે.

## મહર્ષિ બાયેજિદની પ્રાર્થના

"હે પ્રભો! હવે મારી અને તમારી વચ્ચે હુંપણાને અને તમારાપણાને ક્યાં સુધી રહેવા દેશો? મારા હુંપણાને તમે મારાથી દૂર કરો. એટલું જો તમે કરો તો મારું હુંપણું કેવળ તમારામાંજ વિલીન થઇ જાય અને હું અમુક છું, એવો મારો પૃથક્ભાવ રહેવા પામેજ નહિ. હે પરમેશ્વર! જ્યાંસુધી હું તમારી સાથે હોઉં છું, ત્યાંસુધી તો હું સર્વશ્રેષ્ઠ છું, પણ જ્યારે હું મારામાં અવસ્થિતિ કરું છું, ત્યારે હું નીચમાં નીચ બની જાઉં છું. હે પ્રભુ! જો તમે મને તમારો એક નિજજન બનાવી દો, તમારા બંધુત્વના ઉચ્ચ પદ પર મને બેસાડી દો અને તમારી તત્ત્વકથાઓને સાંભળવા જેટલી યોગ્યતા મને આપો, તો પછી મારે નથી યોગી થવું અને નથી જ્ઞાની થવું; મારે બીજું કાંઇજ જોઇતું નથી. હે મારા સ્વામિન્! તમારી સાથે હું હઠ કરીશ, લડીશ અને તમારાદ્વારા હું તમને પામીશ. હે પ્રભુ! ઉદ્વિગ્ન હૃદયને તમારાં વચન કેટલાં ઉત્તમ લાગે છે! પાપીઓના સંબંધમાં તમારી પ્રબોધવાણી કેટલી મધુર લાગે છે! અહાહા! શો તમારો ઉન્નત ભાવ! જેને મનુષ્ય કદી વ્યક્ત કરી શકતો નથી, જીભ જેનું વર્ણન કરવા સમર્થ નથી, તેનું વર્ણન કરતાં કરતાં અમારું આખું જીવન સમાપ્ત થઇ જાય; તોપણ તમારી કથાનો કદી છેડો આવે નહિ. હે પ્રભો! હું તમારા પ્રતિ પ્રેમ રાખું તેમાં કશું આશ્ચર્ય નથી; કારણ કે હું તમારો દાસ છું, દુર્બળ છું, દીનહીન ભિખારી છું; પણ તમે રાજરાજેશ્વર, સર્વશક્તિમાન અને સર્વઐશ્વર્યવાન હોવા છતાં, મારા જેવા રંકના પ્રતિ પ્રેમ રાખો એજ આશ્ચર્યની વાત છે. હે મારા નાથ! હું મારા સમગ્ર જીવનની સાધનાની તમારી આગળ વાત કરતો નથી. મારી રાતની ઉપાસનાઓ વિષે મારે તમને કશું કહેવું નથી, મારા આખા જીવનમાં મેં કેટલા રોજા પાળ્યા તેની ગણના મારે કરાવવી નથી. મેં કુરાનનાં કેટલાં પારાયણ કર્યાં, તેનો તમારી આગળ મારે હિસાબ આપવો નથી; મેં તમારી કેટલી પ્રાર્થનાઓ કરી, તમારાં કેટલાં સ્તોત્રો ભણી ગયો તેની બડાઇ મારે કરવી નથી; મેં શું શું કર્યું તેનો વિચાર હું મારા મનમાં આવવા દેતો નથી. મેં હમણાં જે કહ્યું, તે પણ અહંકારથી પ્રેરાઇને નથી કહ્યું. મેં તો એટલા વાસ્તે કહ્યું કે, મેં જે જે કર્યું છે તેની મને લાજ આવે છે. તમે મને તમારા અનુગ્રહનું વસ્ત્ર દાનમાં આપ્યું છે, તેની સરખામણીમાં આ

બધું કશા હિસાબમાં નથી. હે પ્રભો! હું તમને વિશેષ શું કહું? સિત્તેર વરસ સુધી, મારે માથે પળિયાં આવતા સુધી મેં કાફરના જેવી જિંદગી ગાળી છે. તમે એમજ માનજો કે હમણાં હું જંગલમાંથીજ ચાલ્યો આવું છું, તમારા નામનો જપ કરવાનું હું અબઘડીજ શીખ્યો છું. શ્રદ્ધાના વર્તુળની અંદર મેં આ ક્ષણેજ ડગલું દીધું છે અને તમારી કૃપાની સાક્ષી પૂરવા મારી જીભને મેં હમણાંજ ગતિમાં મૂકી છે. તમારાં કાર્યો હેતુને અધીન નથી, તમારી પ્રસન્નતા તપશ્ચર્યાના ઉપર આધાર નથી રાખતી. મેં જે કાંઇ કર્યું છે, તે બધું મારે મન ધૂળ બરોબર છે. મારા જે જે અન્યાય તમારી નજરે પડયા હોય તે બદલ મને ક્ષમા આપો. મારાં પાપની ધૂળ મારા અંગ ઉપરથી ખંખેરી નાખો એને હું અમુક તપશ્ચર્યા કરું છું, જ્ઞાનની અમુક સાધનાઓ સાધું છું, એવા અભિમાનના કલંકમાંથી મારો છુટકારો કરી દો.”

બાયેજિદે પોતાનું આખું જીવન ઈશ્વરના નામનો જપ કરવામાંજ વિતાડયું હતું. તેમના પ્રાણ છૂટવાનો વખત આવી લાગ્યો, ત્યારે પણ ઈશ્વરનું નામ તેઓ અવિશ્રાંતપણે જપ્યાજ કરતા હતા; છેક છેલ્લી ઘડીએ તેમણે ઈશ્વરને પોતાનું સૌથી છેવટનું નિવેદન કરતાં કહ્યું કે, “હે પ્રભો! અત્યારસુધી તો મેં તમને બોલાવ્યા નથી,તમને બોલાવ્યા હશે તે પણ પ્રેમશૂન્ય હૃદયથી કદાચ બોલાવ્યા હશે. તમારી સાધનામાં હું ઉદાસીન હતો. હવે આ મર્ત્યલોકમાંથી વિદાય લેતી વખતે પણ તમારા સહવાસનું સુખ મને મળશે કે નહિ, તે પણ હું જાણતો નથી.” ઈશ્વરની કથા કરતાં કરતાં, ઈશ્વરના સહવાસમાંજ તેમણે પોતાના પ્રાણનું વિસર્જન કરી દીધું.

બાયેજિદ મહમ્મદ પયગંબરના દૌહિત્ર મહાતપસ્વી સાદેકના સમકાલીન હતા એટલું આપણે જાણીએ છીએ, તે ઉપરથી તેઓ આજથી અગિયારસો વર્ષ પૂર્વે થઇ ગયા એવું અનુમાન કરી શકાય છે. તેમણે લગ્ન કર્યું હતું કે નહિ તે વિષે તેમના જીવનચરિત્રમાં કશો ઉલ્લેખ જોવામાં આવતો નથી.

## ઉપદેશવચન

૧. મારા હૃદયમાં મેં એવો ધ્વનિ સાંભળ્યો કે, “બાયેજિદ! મારો ભંડાર નાના પ્રકારનાં રત્નરાશિથી ભરપૂર છે. જો તું મને ચાહતો હોય તો એવું કાંઇક લઈને આવ, કે જે મારી પાસે ન હોય.” મેં કહ્યું: “ત્યારે એવી કઇ વસ્તુ છે કે જેનો તમારી પાસે

અભાવ હોય ?" મને જવાબ મળ્યોઃ "દીનતા."

૨. મારી પાસે જે કાંઇ છે તે બધું મને ઈશ્વરની કૃપાના પ્રસાદરૂપે મળ્યું છે, મારા પુરુષાર્થથી મેં નથી મેળવ્યું. "ફક્ત સ્વચેષ્ટાથી તો કશુંજ મળતું નથી." મારે માટે તો સ્વર્ગ અને મર્ત્યલોકના કરતાં પણ આ એકજ વાકય વધારે મહત્ત્વનું છે. પણ ઈશ્વરનો તે દાસ ભાગ્યવાન છે કે, જે ચાલતો ચાલતો અકસ્માત્ રીતે તેના રત્નભંડારની આગળ આવીને ઊભો રહે છે અને ધનવાન બની જાય છે.

૩. હું મક્કા ગયો ત્યારે પહેલી વાર તો મેં એક મંદિર દીઠું. બીજી વાર ગયો ત્યારે હું તે મંદિરની અંદર પેઠો અને તેના માલિકને મેં દીઠા. જ્યારે હું ત્રીજી વાર ગયો ત્યારે તો ન દીઠું મંદિર અને ન દીઠા મંદિરના માલિકને.

૪. હું તો ઈશ્વરની અંદર એવો ડૂબી ગયો કે મને કશાનું ભાનજ ન રહ્યું. મેં તો ફક્ત એક તેને ને તેનેજ દીઠો.

૫. હું ત્રીસ વરસથી કહ્યા કરતો હતો કે, "હે પ્રભુ ! તમે અમુક કામ કરો, મને અમુક આપો." પણ જ્યારે મેં ઈશ્વરને ઓળખ્યા ત્યારે તો મેં તેમને એટલુંજ કહ્યું કે, "હે નાથ ! તમે મારા બની જાઓ અને પછી તમારી મરજીમાં આવે તેમ કરો."

૬. પ્રાતઃકાળમાં તેનું સ્મરણ થતાં મારા હૃદયમાંથી 'આહ' ! એવો પ્રેમપૂર્ણ ઉદ્ગાર નીકળી જાય છે, તેના બદલામાં આખા જગતની સમસ્ત સંપત્તિ ઓવારી નાખીએ, તોપણ તેની તોલે આવી શકે નહિ.

૭. તે એવું ઇચ્છે છે કે હું તેનું દર્શન કરું, પણ મને તેનું દર્શન કરવાની ઇચ્છા નથી, દાસને વળી ઇચ્છા કેવી ?

૮. જેઓ મારી પાસે હતા તેમને એક એક વસ્તુ મળી ગઇ એટલે તેઓ તેમાં લિપ્ત થઇ ગયા. હું કશામાં લિપ્ત થઇ શકતો નથી. હું તો મારી જાતને સંપૂર્ણરૂપે તેની આગળ સમર્પિત કરી દઇશ, મારે સારુ મારી જાતને જરા પણ સિલકમાં રહેવા દેવાનો નથી.

૯. મેં ચાળીશ વરસ સુધી જગતના લોકોને ઈશ્વરની પાસે જવાનું કહ્યાજ કર્યું પણ કોઇ ગયા નહિ, કોઇએ મને જવાબ દીધો નહિ. ત્યાર પછી હું તેમનાથી વિમુખ થઇને એકલોજ પ્રભુના મંદિરમાં જઇ પહોંચ્યો. ત્યાં જઇને જોઉં છું તો જેમને હું બોલા-

વતો હતો, તે બધા તો મારી આગળ આગળ ક્યારનાએ ત્યાં આવીને બેસી ગયા હતા. તેમના ઉપર ઈશ્વરની મારા ઉપર છે તે કરતાં પણ વધારે દયા દીઠી. પરમેશ્વરે પોતાની દયા વડેજ તેમને પોતાની પાસે ખેંચીને બેસાડી દીધા હતા.

૧૦. એક દહાડો હું મારા મનની ખોળ કરવા લાગ્યો પણ જડયુંજ નહિ. પછી સવાર થતાં મેં એવો અવાજ સાંભળ્યો કે, “ બાયેજિદ ! મને પડતો મૂકીને તું બીજી વસ્તુને શા માટે ખોળતો ફરે છે? તારે મનનું કામજ શું છે?” જે (ઈશ્વર સિવાય) અન્ય પદાર્થનું અનુસરણ કરે છે, તેઓ મનુષ્ય કહેવાવાને યોગ્ય નથી. મનુષ્ય તો તેજ કહેવાય કે, જે પોતાના પ્રેમપાત્રની નજીકજ રહેવાને ઇચ્છે અને જેનું પ્રેમપાત્ર પણ તે જ્યાં રહેતો હોય, ત્યાં તેની આગળ આવીને ઊભો રહે અને તેની વાતો સાંભળીને તેનો જવાબ આપે.

૧૧. ઈશ્વરે મને એવી એક જગ્યાએ લઇ જઇને બેસાડી દીધો છે કે, જ્યાં સમસ્ત જગત મને મારી બે આંગળીઓની વચ્ચે આવી ગયેલું દેખાય છે.

૧૨. જે ઈશ્વરના ગુણનું પોતાનામાં આરોપણ કરે છે, તે અધમ યોગી છે.

૧૩. અંતરની અંદર એક ભંડાર છે, તે ભંડારની અંદર એક મોતી છે, તે મોતીનું નામ પ્રેમ છે. એ મોતી જેને હાથ લાગ્યું હોય તેજ ઋષિ કહેવાવાને યોગ્ય છે.

૧૪. બધા માણસો મારા અંતરને અગ્નિદ્વારા બાળી મૂકે તોપણ હું ધૈર્ય ધારણ કરીશ; કારણ કે પ્રેમ કરવો એ મારો દાવો છે અને અત્યાર સુધીમાં મારાથી એ બાબત કશું થઇ શકયું નથી.

૧૫. જેણે સાધનારૂપી અસ્ત્ર વડે તમામ કામનાઓનાં મસ્તક છેદી નાખ્યાં છે, જેની પોતાની આકાંક્ષાઓ તથા અભિલાષાઓ ઈશ્વરના પ્રેમની અંદર અદૃશ્ય થઇ ગઇ છે, જેઓ ઈશ્વરનાં પ્યારાંઓના પ્રતિ પ્રેમ રાખે છે અને જેઓ ઈશ્વરને પ્રિય વસ્તુનીજ કામના રાખે છે, તેઓજ સાચા યોગીઓ છે અને તેઓજ સાચા કર્મવીરો છે.

૧૬. પાપને માટે જરા જેટલો પશ્ચાત્તાપ એ હજારો તપશ્ચર્યાઓના કરતાં પણ શ્રેષ્ઠ છે. આત્માભિમાનયુક્ત તપશ્ચર્યાના કરતાં પાપાચરણ કરવું વધારે સારું છે.

૧૭. અંતરમાં ઈશ્વરના અનુભવના એક બિંદુમાં રહેલા મા
ધુર્યની સરખામણીમાં સ્વર્ગાદિ લોકોની લાખો મહેલાતો તુચ્છ છે

૧૮. ઈશ્વરનું બંધુત્વ બળવાનને બળહીન બનાવી દે છે અ
બળહીનને બળવાન બનાવી દે છે.

૧૯. ઋષિ જ્યારે મૌન ધારણ કરીને બેઠા હોય છે, ત્યારે ત
ઈશ્વરની સાથે વાર્તાલાપ કરે છે એમ જાણવું. જ્યારે તેઓ આંખે
મીંચીને બેઠા હોય છે, ત્યારે તેઓ ઈશ્વરના રૂપનું દર્શન કરે દ
એમ જાણવું.

૨૦. શરીરની બાબતમાં પ્યાદાની જેમ રહેવું, પણ મનન
ઉપર સવાર થઇ જવું. (ઈશ્વરના) દાસની પાસે કાંઇજ ન હોય તેન
કરતાં બીજી એકે શ્રેષ્ઠ અવસ્થા નથી, જ્યારે તેની પાસે ન હોય
સાધના, ન હોય વિદ્યા, ન હોય કર્મ અને બીજું કાંઇજ ન હોય
ત્યારે જાણવું કે હવે તેની પાસે બધુંજ છે.×

૨૧. સંસારમાં એવો કયો પદાર્થ છે કે, જેનો ત્યાગ કરીને
લોકો મનમાં ગર્વ કરે છે કે, અમે કાંઇક ત્યાગ કરી જાણીએ છીએ

૨૨. ઈશ્વરને ઓળખનાર વ્યક્તિ તેના પ્રતિ પ્રેમ ન રાખે એ
અસંભવિત વાત છે. પ્રેમરહિત ઈશ્વરજ્ઞાનનો કશો અર્થજ નથી.

૨૩. નદીનો પ્રવાહ કઇ દિશાએ વહી જાય છે તેની અટકળ
તમે તેના અવાજ ઉપરથી કરી શકો છો. એ પ્રવાહ વહેતો વહેતે
આખરે સમુદ્રને જઇ મળે છે અને ત્યાં સ્થિતિ કરે છે; તેના આવ
વાથી અને ચાલ્યા જવાથી સમુદ્રમાં કશી વધઘટ થતી નથી.

૨૪. તેનો (ઈશ્વરનો) દાસ જ્યારે સાંસારિક આવરણથી
ઢંકાઇ જાય છે, ત્યારે તે તેની પૂજાસાધના બધું છોડી દે છે; એમ
થવાનું કારણ એ છે કે, સંસારમાં ડૂબી જવાથી તેનું મૃત્યુ થાય
છે; પછી મરી ગયેલો માણસ સાધનભજન કરવાનો કેવી રીતે?

૨૫. જેઓ ઈશ્વરને ઓળખે છે, તેઓ તો ઈશ્વર સિવાય
બીજા કોઇ વિષયની ચર્ચામાં પોતાની જીભનો ઉપયોગ કરતાજ નથી.

૨૬. જ્ઞાનીઓ પૂછે છે કે, અમે શું કરીશું? ઋષિઓ પૂછે
છે કે તે શું કરશે?

× આવા દાસ તે પ્રભુ સાથે તાદાત્મ્ય અનુભવી નિરંતર પ્રેમાશ્રુ વહાવે છે. તેવા ઉચ્ચ કોટિએ પહોંચેલા પાસેજ બધું છે. —સંપાદક

૨૭. ઈશ્વર જેની સાથે મૈત્રી જોડે છે, તેને ત્રણ પ્રકારના ગુણનું દાન દે છે; એક તો નદીના જેવું દાનીપણું, સૂર્યના જેવી ઉદારતા અને પૃથ્વીના જેવો વિનય.

૨૮. હાજી લોકો પોતાના શરીરદ્વારા મક્કાની પ્રદક્ષિણા કરે છે અને મક્કામાં વાસ કરવાની ઇચ્છા રાખે છે; પ્રેમી ભક્તો પોતાનાં હૃદય વડે સ્વર્ગલોકની પ્રદક્ષિણા કરે છે અને તેઓ ઈશ્વરનું દર્શન કરવાની ઇચ્છા રાખે છે.

૨૯. વિદ્યાની અંદર એવી એક વિદ્યા છે કે, જેને વિદ્વાન લોકો જાણતા નથી; વૈરાગ્યની અંદર એવું એક વૈરાગ્ય છે કે જેને વૈરાગ્યવાન લોકો જાણતા નથી.

૩૦. આ બધી ચર્ચા, વાર્તાલાપ, શબ્દનો આડંબર અને અસ્થિરતા એ બધુંજ પડદાની બહારની બાજુએ થયા કરે છે, પડદાની અંદરની બાજુએ તો નિઃસ્તબ્ધતા, સ્થિરતા અને શાંતિજ હોય છે.

૩૧. સાધુકૃત્યના કરતાં સાધુઓનો સહવાસ વધારે શ્રેષ્ઠ છે; અસત્ કર્મના કરતાં અસત્ લોકોનો સંગ વધારે ખરાબ છે.

૩૨. સાધનાને લગતાં તમામ કામકાજ કરવાં, પણ તેમાં ઈશ્વરની કૃપાનું દર્શન કરવું, આપણાં પોતાનાં કાર્યોનું નહિ.

૩૩. ઋષિ તો તેનેજ કહી શકાય કે જેને વિષયો મલિન કરી શકે નહિ, એટલુંજ નહિ પણ જે જે મલિનતાઓ તેને સ્પર્શ કરે, તેમને પણ ઊલટી જે પોતાના સ્પર્શથી પવિત્ર બનાવી દે.

૩૪. જે ઈશ્વરને જાણતો નથી તેના ઉપરજ યંત્રણાની આગ ધગધગે છે; પણ ઈશ્વરને જાણનારાઓ તો એ આગને ઊલટી સંતાપે છે.

૩૫. જેઓ ઈશ્વરના સહવાસમાં રહે છે, તમામ પ્રકારની સંપત્તિ અને વિશ્વના તમામ પદાર્થો તેમનાજ છે એમ જાણવું; કારણ કે તેમનો પ્રભુ સર્વવ્યાપક છે અને તેનો તમામ પદાર્થોના ઉપર પૂર્ણ અધિકાર છે.

૩૬. અમે ઈશ્વરને જાણીએ છીએ એવું જેઓ પોતાને વિષે કહેવડાવે તેમને મૂર્ખજ જાણવા, પણ "અમે તેને જાણતા નથી" એવું જેઓ કહે તેઓજ જ્ઞાની છે.*

* કેમકે પ્રભુ આગળ તો માનવીની સમાધિવૃત્તિ પણ બિચારી કીડીના જેવી તુચ્છ છે. અને તે તો મીદાઈના પહાડ પાસે પહોંચશે

૩૭. જો જગતના તમામ લોકો તેમનાં ઐશ્વર્ય તમને અ
ર્પણ કરી દે, તોપણ તેથી તમારે રાજી થવું નહિ; જગતની તમા
દરિદ્રતા તમારી સામે આવીને ઊભી રહે, તોપણ તમારે ગભરા
જવું નહિ. તમારે તો ઈશ્વરનું કાર્યજ કરતા રહેવું.

૩૮. જે વ્યક્તિ ઇન્દ્રિયોને તૃપ્ત કરવાની ઇચ્છાને વશ થઈ
પોતાના હૃદયનો વધ કરે છે, તેને ગ્લાનિરૂપી કફનથી વીંટાળી
અપમાનરૂપી કબરની અંદર દફનાવી દેજો.

૩૯. જેઓ પોતાની ઇન્દ્રિયોને વિષયોનો ઉપભોગ કર
અટકાવીને તેમને નિસ્તેજ કરી દે છે, તેમને સંમાનરૂપી કફન
વીંટાળીને શાંતિરૂપી ભૂમિની અંદર સમાધિસ્થ કરી દેજો.

૪૦. જે માણુસ પોતાનું સ્વમાન સાચવવા જાય છે,
ઈશ્વરની પાસે કદી જઈ શકતોજ નથી. જે પોતાનું સ્વમાન ગુમ
વીને સંસારની અંદર છેકજ હલકો ગણાતો થઇ જાય છે,
ઈશ્વરને રસ્તે જતાં કદી અધોગતિ પામતો નથી.

૪૧. તમે જેવા હો તેવા બહારથી દેખાજો અથવા તમે જે
હો તેવા દેખાવાને પ્રયત્ન કરજો.

૪૨. ઈશ્વરનું દર્શન તો ત્યારેજ થયું કહેવાય કે, જ્યારે તમા
લોકોની સ્થિતિ અને ગતિ ઈશ્વરની અંદર દેખાતી થઇ જાય.

૪૩. નામસાધનનું મહત્ત્વ રોજ કેટલી માળાઓ ફેર
તેની સંખ્યા ઉપર નથી, પણ નામજપ કરવામાં હૃદયનો પ્રત્ય
યોગ કેટલી હદ સુધી થયો છે તેના ઉપર છે.

૪૪. ધર્મની ભૂખ એ મેઘના જેવી છે, તેમાંથી ઈશ્વર
અનુગ્રહરૂપી જળનું વર્ષણ થાય છે.

૪૫. જે માણુસ ઈશ્વરને પોતાનાદ્વારા જોવાની ઇચ્છા રા
છે, તે મૃત્યુના મુખમાં જઈ પડે છે.

૪૬. ઈશ્વરને જાણુનારનું હૃદય સ્વચ્છ હાંડીની અંદર મૂકે
દીવાના જેવું હોય છે. તેના પ્રકાશથી આખા જગતમાં અજવા
અજવાળું થઇ જાય છે. એવાને અંધકારનો તો ભયજ શાનો?

૪૭. મારા હૃદયને તે ઊંચે લઈ ગયો અને બધા સ્વર્ગ

---

ત્યારે પણ તેમાંથી માત્ર જરાતરાજ ખાઇને તૃપ્ત બની જશે. એથ
વધારે ખાવા ઇચ્છશે પણ નહિ, ખાઇ શકશે પણ નહિ, અને કહ
શકશે પણ નહિ કે હું પહાડને ખાઇ જઇશ!—સંપાદક

લોકોમાં ખૂબ ભ્રમણ કરાવીને મારી પાસે જ્યારે તેણે પાછું આણ્યું, ત્યારે મેં તેને પૂછ્યું: "અરે મારા હૃદય! તું શું શું લઇ આવ્યું?" ત્યારે તે બોલ્યું: "પ્રેમ અને પ્રસન્નતા."

૪૮. મને મનમાં એવો વિચાર આવ્યો કે, શરીરને આકરામાં આકરી સજા કરવી હોય તો શું કરવું તે હું જાણી લઉં. તપાસ કરતાં મને માલૂમ પડ્યું કે, આળસથી વધારે આકરી સજા બીજી એકે નથી. માણસને માટે આળસનું એક બિંદુ જેટલું ભયંકર છે, તેટલો ભયંકર તો નરકનો અગ્નિ પણ નથી.

૪૯. આપણે જે કાંઇ કરીએ છીએ તેમાં અહંભાવની ગંધ તો આવેજ છે અને અહંભાવની અંદર કર્તાપણાની જવાબદારી પણ રહેલીજ છે. કર્તાપણાનું અભિમાન એ ઇશ્વરની સાથે ભાગીદારી કર્યા સમાન છે અને ઇશ્વરના ભાગીદાર થવા કરતાં વધારે ભયંકર પાપ બીજું એકે નથી.

૫૦. જે તપશ્ચર્યામાં "હું" ન હોઉં તેને હું સાચી તપશ્ચર્યા કહું.

૫૧. અંતર્યામી ઇશ્વરે તમામ દિશાઓને પ્રેમશૂન્ય દીઠી, પણ તેમણે જ્યારે બાયેજિદના અંતઃકરણને પારખી જોયું ત્યારે તે અહંતાથી પૂર્ણ નીકળ્યું.

૫૨. ઇશ્વર કહે છે કે, "ઘણા લોકો મારી નજીક છે, છતાં મારાથી દૂર છે અને ઘણા મારાથી દૂર છે, છતાં મારાથી નજીક છે."

૫૩. એક વાર મને સ્વપ્નમાં ઇશ્વરનું દર્શન થયું ત્યારે તેમણે મને પૂછ્યું: "અરે બાયેજિદ! તારે શી ઇચ્છા છે?" મેં તેમને નિવેદન કર્યું: "જે તમે ઇચ્છો છો તેજ હું ઇચ્છું છું." ત્યારે તેમણે કહ્યું: "જેમ તું મારો છે, તેવો હું પણ તારોજ છું."

૫૪. મેં ઇશ્વરને પૂછ્યું: "તમારી પાસે આવવાનો રસ્તો કયો?" તેમણે કહ્યું કે, "તારા પોતાના પૃથક્‌પણાના ભાવને તું છોડી દઇશ એટલે તું મારી પાસે આવીને ઊભો રહીશ."

૫૫. ઇશ્વરે મને એકવાર એવું કહ્યું: "લોકો એમ ધારે છે કે, હું પણ તેમના જેવોજ એક પરિસીમિત વ્યક્તિ છું; પણ જો તેઓ અદૃશ્ય જગતની અંદર મારા સ્વરૂપને એક વાર જોઇ લે તો તેઓ મરી જાય. હું તો અનંત, નિરવધિ, અતલ સમુદ્રના જેવો

છું, કે જેને આદિ નથી, અંત નથી અને જેની ગંભીરતાની સીમા નથી.”

૫૬. અમુક શિષ્યે વિદેશ જતી વખતે બાયેજિદને નિવેદ કર્યું કે, “ભગવન્! મને કાંઇક ઉપદેશ દો.” ત્યારે બાયેજિ બોલ્યાઃ “હું તને ત્રણ બાબતનો ઉપદેશ દઉં છું. જ્યારે કો નઠારા આચરણવાળા માણસની પાસે તારે રહેવાનું થાય, ત્યાં તેના નઠારા સ્વભાવને તારા સારા સ્વભાવની અંદર આણવાને પ્રયત્ન કરજે. એવું કરવાથી તારું મન સંતુષ્ટ રહેશે. બીજે ઉપદેશ એ છે કે, જ્યારે કોઇ તને કશાનું દાન દે, ત્યારે પ્રથ તો તારે ઈશ્વરના પ્રતિ કૃતજ્ઞતા જાહેર કરવી, પછી ઈશ્વરે જેન હૃદયને તારા પ્રતિ પ્રસન્ન કર્યું હોય, તે દાતાને તારે ધન્યવા દેવો. મારી ત્રીજી શિખામણ એ છે કે, તારા ઉપર કદી કો વિપત્તિ આવી પડે, ત્યારે તારે એકદમ વિનીતભાવે ઈશ્વરન પ્રાર્થના કરવી કે, હું ધૈર્ય ધારણ કરવાને સમર્થ નથી.”

૫૭. બીજા એક જણે તેમને કહ્યું કે, “મને પણ ઉપદેશ દો.” ત્યારે તે બોલ્યાઃ “આકાશ ભણી દૃષ્ટિ કરો.” તે માણસે આકા તરફ જોયું. ત્યાર પછી તેને બાયેજિદે પૂછ્યું: “તેની રચન કરનાર કોણ છે, તે શું તમે જાણો છો?” તેણે કહ્યું: “હા, હુ જાણું છું.” બાયેજિદ બોલ્યાઃ “ત્યારે તમે એટલું યાદ રાખજે કે, જે આકાશમંડળનો રચનાર છે, તેની તમારા ઉપર હમેશ નજર રહ્યા જ કરે છે, એવું જાણીને સાવધાન રહેજો.”

૫૮. કોઇએ બાયેજિદને પૂછ્યું કે, “અમારે કોની કોન સાથે રહેવું?” તેમણે કહ્યું કે, “તમે માંદા થાઓ ત્યારે તમારી પાસેનો પાસે રહીને તમારી સંભાળ લે છે, તમે પા કર્યાં પછી પશ્ચાત્તાપ કરો ત્યારે જે તમારા પશ્ચાત્તાપને મા કરે છે અને તમારી કોઇ પણ વાત જેનાથી છૂપી છેજ નહિ, તેન સાથે તમે રહેજો.”

૫૯. કોઇએ તેમને પૂછ્યું કે, “શું શું કરવાથી ઈશ્વરની પ્રાપ્તિ થાય?” તેના જવાબમાં તેમણે કહ્યું કે, “મૂંગા થવાથી, આંધળ થવાથી અને બહેરા થવાથી.”

૬૦. કોઇએ પૂછ્યું: “લોકો આટલું બધું અભિમાન અ આવો આડંબર શા સારુ કરતા હશે?” તેમણે કહ્યું: “તેન

ઇશ્વરના સહવાસથી આઘે જતા રહ્યા છે અને પોતાના પ્રતિ ખૂબ આસક્ત છે તેથી."

૬૧. કોઇએ તેમને પૂછયું: "આપની ઉંમર કેટલી?" તે બોલ્યા: "ચાર વરસની." પેલા માણસે પૂછયું: "તે કેવી રીતે?" ત્યારે તેમણે કહ્યું: "હું સિત્તેર વરસ સુધી સંસારના આવરણની અંદર રહ્યો. છેલ્લાં ચાર વરસ થયાં એ આવરણમાંથી હું છૂટો થયો છું અને તેને જોતો થયો છું. જેટલો વખત હું સંસારમાં બંધાઇ રહ્યો હતો, તેટલો વખત હું જીવતો હતો એવું માનતો નથી."

૬૨. કોઇએ તેમને પૂછયું કે, "તમે જે કાંઇ પ્રાપ્ત કર્યું છે, તે શા શા ઉપાયો વડે પ્રાપ્ત કર્યું છે?" તેના જવાબમાં તેમણે કહ્યું: "સંસારના તમામ પદાર્થોને મેં ભેગા કર્યા, વૈરાગ્યરૂપી સાંકળ વડે તેમને સારી રીતે બાંધી લઇને આશારહિતપણારૂપી સમુદ્રની અંદર ડુબાડી દીધા."

૬૩. "મનુષ્યનું કર્તવ્ય શું?" એવું તેમને કોઇએ પૂછયું ત્યારે તેમણે કહ્યું: "ઇશ્વર સિવાય બીજા કોઇ પણ પદાર્થ વડે પોતાના અંતઃકરણને બંધાઇ જવા ન દેવું."

૬૪. કોઇએ તેમને પૂછયું કે, "તમે પાણી ઉપર ચાલી શકો છો એ વાત ખરી?" ત્યારે તેમણે જવાબ દીધો: "સૂકું લાકડું પણ પાણી ઉપર તરી શકે છે, તેમાં શી મોટી વાત છે?" કોઇએ પૂછયું: "તમે આકાશમાં ઊડી શકો છો?" તેમણે કહ્યું: "એમાં શું? પક્ષીઓ જોઇએ તેટલાં ઊડતાં ફરે છે." કોઇએ પૂછયું: "તમે એક રાતમાં મક્કા જઇ શકો કે નહિ?" તે બોલ્યા: "એ કામ તો જાદૂગરનું કહેવાય."





# ૨૧–મહાતપસ્વી યુસફ હુસેન રયી

મહાતપસ્વી યુસફ સૌ તપસ્વીઓમાં શ્રેષ્ઠ અને નાના પ્રકારની વિદ્યાઓમાં પારંગત હતા. તેમણે અનેક સંતસાધુઓનો સમાગમ સેવ્યો હતો. મહર્ષિ અબુ તોરાબ અને અબુ સાયેદની સાથે તેમને ખાસ મૈત્રી હતી. તાપસશ્રેષ્ઠ જોલ્નુન્ મિસ્રીની પાસે તેમણે દીક્ષા લીધી હતી. સાધનામાં દૃઢ નિષ્ઠા અને સ્વકર્તવ્યમાં જબ્બર અધ્યવસાય એ બે તેમનાં ખાસ લક્ષણો હતાં. તેમણે આયુષ્ય પણ ઘણું લાંબું ભોગવ્યું કહેવાય છે. મહાતપસ્વી યુસફ રય નામના એક દેશના વતની હતા, તે ઉપરથી તેઓ રયી કહેવાય છે. તેમના જીવનની પ્રથમાવસ્થાની વિગત નીચે મુજબ છેઃ-

યુસફ ઘણાજ સ્વરૂપવાન પુરુષ હતા. એક વાર અરબસ્તાનના કોઇ ખાનદાન કુટુંબના નિવાસસ્થાનમાં તેમને જવાનું થયું. ત્ય કોઇ અરબ અમીરની યુવાન પુત્રી પણ આવી હતી. તે યુવતી યુસફના રૂપ ઉપર મોહિત થઇ ગઇ અને લાગ શોધીને તેમની પાસે એકાએક ચાલી આવી અને તેણે પોતાના મોઢા ઉપરનો બુરખો ઉઘાડી નાખ્યો. યુસફ તો તે ઉમરાવકન્યાના આવા ઢંગ જોઇને એકદમ કંપી ઊઠ્યા અને તેની પાસેથી એકદમ નાસી છૂટ્યા ત્યાર પછી તે મિસર દેશના મહર્ષિ જોલ્નુન્‌ની પાસે ગયા અને તેમની પાસેથી તેમણે મંત્રદીક્ષા ગ્રહણ કરવાની ઇચ્છા દર્શાવી પણ જોલ્નુને તેમની સાથે ઘણા વખત સુધી તો કશી ખાસ વાતચીતજ કરી નહિ. એમ કરતાં કરતાં જ્યારે ચાર વર્ષ નીકળી ગયા ત્યારે જોલ્નુને એક દિવસ યુસફને પૂછ્યુંઃ " અરે ઓ યુવાન! તું મારી પાસે શા કામે આવ્યો છે?" યુસફે કહ્યુંઃ " પરમેશ્વરના મહાનામનો તમે મને ઉપદેશ દો, એજ તમારી આગળ મારું નિવેદન છે." આ સાંભળીને થોડી વાર સુધી તો જોલ્નુન્ કશું બોલ્યા નહિ, પણ એક દહાડો તેમણે યુસફના હાથમાં એક લાકડાની દાબડી આપી અને કહ્યુંઃ " નીલ નદીને સામે કિનારે અમુ

જગ્યાએ અમુક માણુસ રહે છે, તેને આ દાબડી આપી આવો.” યુસફ તે દાબડી લઇને ચાલતા થયા. રસ્તે ચાલતાં તેમને વિચાર આવ્યો કે આ દાબડીમાં શું હાલ હાલ થયા કરે છે, તે ઉઘાડીને જોઉં તો ખરો. આવા વિચારથી તેમણે દાબડી ઉઘાડીને જોયું તો તેમાં ઊંદર દીઠો અને દાબડીનું ઢાંકણું ઉઘાડતાં વારજ તે તો ફૂદકો મારીને નાઠો. યુસફ હવે ભારે વિમાસણમાં પડી ગયા કે, “હવે કરવું શું? પેલા માણુસની પાસે જાઉં કે મહર્ષિની પાસે પાછો જાઉં?” ઘણા વખત સુધી વિચાર કર્યા પછી જે માણુસની પાસે જવાનું મહર્ષિ જોલ્નુને કહ્યું હતું તેની પાસે ખાલી દાબડી લઇને યુસફ ઊભા રહ્યા. તેણે તેમને હસીને પૂછ્યું: “તમે શું મહર્ષિ જોલ્નુન્‌ની આગળ પરમેશ્વરના મહાનામનો મંત્ર લેવાની પ્રાર્થના કરી હતી?” યુસફે કહ્યું: “હા.” ત્યારે તે પુરુષે કહ્યું: “તમારામાં સહિષ્ણુતા કેટલી છે તેની પરીક્ષા કરવા સારુ તેમણે તમારા હાથમાં ઊંદર આપ્યો હતો. હવે તમારાથી જ્યારે એક ઊંદરડાને ન સાચવી રખાયો, ત્યારે તમે મહામંત્રને તો તમારા હૃદયમાં સાચવી શકવાનાજ કેવી રીતે?” આવું કથન સાંભળીને યુસફ લજવાઇ ગયા અને પાછા જોલ્નુન્‌ની પાસે ગયા. તે વખતે મહર્ષિએ તેમને કહ્યું: “તમને મહાનામની દીક્ષા આપવી એ યોગ્ય છે કે નહિ તેને વિષે ઇશ્વરનો અભિપ્રાય જાણવાને સારુ મેં પ્રાર્થના કરીને તેમની સાત વાર રજા માગી જોઇ; પણ જવાબમાં મને ‘ના’ કહી. હજી તમારો દીક્ષા લેવાનો વખત થયો નહિ હોય, એવું ધારીને તમારી પરીક્ષા કરવા સારુ તમારા હાથમાં એક ઊંદર આપીને પરીક્ષા કરી જોવાની મને ઈશ્વરે રજા આપી હતી, તે પ્રમાણે મેં તમારી પરીક્ષા કરી જોઇ અને મારી અટકળ ખરી નીકળી કે, તમારો હજી સમય નથી થયો. માટે હાલ તો તમે તમારે સ્વદેશ ચાલ્યા જાઓ અને આગળ ઉપર તમારો વખત થાય ત્યારે ચાલ્યા આવજો.” ત્યારે યુસફે કહ્યું: “ભગવન્! મારે ના છૂટકે ઘેર જવું પડે છે તો હું જઇશ પણ મારું કલ્યાણ થાય એવો કાંઇક ઉપદેશ તો તમારે મોઢેથી સાંભળી લઉં એટલી મારી પ્રાર્થના છે.” મહર્ષિ બોલ્યા: “હું ત્રણ પ્રકારના ઉપદેશ દઉં છું, એક ઉત્તમ, એક મધ્યમ અને એક છેક સાધારણ. સૌથી શ્રેષ્ઠ ઉપદેશ એ છે કે તમે અત્યાર સુધી જે કાંઇ ભણ્યા હો, જે કાંઇ પુસ્તકિયા જ્ઞાન મેળવ્યું હોય, તેના ઉપર તમારે પાણી ફેરવવું

અને બધુંજ ભણેલું ગણેલું ભૂલી જવું અને તમે તદ્દન મૂર્ખ છો એવું સમજવા માંડવું. આવું કર્યાથી તમારી અને ઈશ્વરની વચ્ચે જે આવરણ છે તે ખસી જશે." યુસફે કહ્યું: "મારાથી એ ઉપદેશનું પાલન કરી શકાય એમ છે નહિ." મહર્ષિએ કહ્યું: "મારો મધ્યમ પ્રકારનો ઉપદેશ એવો છે કે, મને તમારે ભૂલી જવો. કોઇની આગળ મારું નામ દેવું નહિ અને મેં આવો આવો ઉપદેશ દીધો છે, એવી કોઇની આગળ વાત પણ કરવી નહિ." યુસફે કહ્યું: "એ ઉપદેશ પણ હું નહિ પાળી શકું," "ત્યારે મહર્ષિ બોલ્યા: "મારો છેક સામાન્ય ઉપદેશ એ છે કે, તમારે લોકોને ધર્મનો ઉપદેશ દેવો અને તેમને ઇશ્વરના પ્રતિ વાળવાનો પ્રયત્ન કરવો." આ કથન સાંભળીને યુસફ અતિ ઉત્સાહ સહિત બોલી ઊઠયા: "ઇન્શાલ્લાહ ! (ઈશ્વરની ઇચ્છા હશે તો) હું આ ઉપદેશનું પાલન કરી શકીશ." જોલનુને વધારામાં એવી સૂચના આપી કે, "ઇશ્વર સંબંધી ઉપદેશ દેતી વખતે તમારે એવી રીતે બોલવું કે, તમારા ઉપદેશમાં તમારો પોતાનો કોઇ પણ ભાવ, તમારી જાતની જરા પણ ગંધ ન આવે." યુસફે કહ્યું: "હું તેમ કરીશ." ત્યાર પછી તે પોતાને દેશ પાછા આવ્યા. યુસફ રય દેશમાં કુળવાન અને પ્રતિષ્ઠિત પુરુષ ગણાતા હતા, તેથી તે ઘેર પાછા આવ્યા, ત્યારે ગામ લોકોએ તેમનું સામૈયું કાઢયું અને તેમને ઘણું માન આપ્યું.

ઘેર આવ્યા પછી યુસફે લોકોને ભેગા કરીને તેમને ઉપદેશ દેવા માંડ્યો; પણ એકબે દહાડામાં લોકો તેમના ઉપદેશથી કંટાળી ગયા; કારણ કે તેમના પ્રવચનમાં કશી નવીનતા ન હતી, તેમ કશું દિવ્ય આકર્ષણ ન હતું. ત્યાર પછી તો તેમની કથા સાંભળવાને કોઇ આવતુંજ ન હતું. યુસફ મસ્જિદમાં વ્યાખ્યાન આપવાને સારુ ગયા, ત્યારે તેમણે એક પણ માણસને ત્યાં હાજર થયેલો દીઠો નહિ. હવે શું કરવું, તેનો વિચાર કરતાં કરતાં તેમનું મન ઘણુંજ અસ્થિર થઇ ગયું. ત્યાર પછી પરમ દયાવાન અને પરિત્રાણકર્તા ઈશ્વરે એક અલૌકિક ઘટનાદ્વારા યુસફના જીવનમાં ધર્મનો દિવ્ય પ્રકાશ ફેલાવી દીધો અને તેમને પોતાના એક અનુગત ભક્ત બનાવી દીધા. તે બનાવ નીચે મુજબ બન્યો હતો:-

ઇબ્રાહિમ ખવાસ નામનો એક ભક્ત હતો. એક દિવસ રાતને વખતે તેણે કાનમાં એક દિવ્ય આદેશ સાંભળ્યો કે, "જા, તું

યુસફની પાસે જઈને તેને કહે કે, તું ધર્મભ્રષ્ટ છે.” એ પ્રસંગને વિષે ઇબ્રાહિમ કહે છે કે, “આ હુકમનું પાલન કરવાનું મને એટલું બધું વસમું લાગ્યું કે, તે કરતાં તો મારા માથા ઉપર પહાડ તૂટી પડ્યો હોત તો તેને વધારે સહેલાઈથી ઝીલી લેત. મને એવો વિચાર આવ્યો કે, જે માણસ પોતાને એક સાધુ તરીકે ઓળખાવે છે, તેની આગળ જઈને આવું કઠોર વચન મારાથી કહેવાયજ કેવી રીતે? મારી જીભજ કેવી રીતે ઊપડે? આવો વિચાર કરતાં કરતાં મારા મનને ઘણી અકળામણ થવા લાગી.” ઇબ્રાહિમે બીજા દહાડાની રાત્રે પણ એવોજ આદેશ સાંભળ્યો, ત્યારે તો તે અતિ ચિંતાતુર થઇને બેસી રહ્યો. ત્રીજા દિવસની રાતે વળી પાછો તેણે ગેબી અવાજ સાંભળ્યો કે, “તેને જઇને કહે કે તું કાફર છે. જો તું નહિ કહી આવે તો તને પણ ભારે સજા થશે.” ઇબ્રાહિમ કહે છે કે, “આવો દિવ્ય આદેશ સાંભળીને હું તો જેવો બેઠો હતો તેવોજ ઊભો થઈ ગયો અને યુસફની પાસે જવા નીકળ્યો. મસ્જિદ આગળ જઇને મેં દીઠું કે, યુસફ તેના બારણા આગળ બેસી રહ્યા હતા. મને જોતાં વારનેજ તેમણે પૂછ્યું: “તમે કુરાનની કોઇ આયાત મોઢે બોલી શકો છો?” મેં કહ્યું: “હા, મને એક આયાત મોઢે છે.” આવું કહીને મેં તેમને તે આયાત કહી સંભળાવી અને પછી પેલી વાત કહી. તે સાંભળતાં વારનેજ યુસફ તો એકદમ આકુળ બની ગયા અને મારે પગે પડીને પોતાનાં આંસુ વડે મારા પગને પલાળી નાખ્યા; થોડી વાર પછી તેમણે પોતાનું મસ્તક ઊંચું કરીને કહ્યું: “ઇબ્રાહિમ! આજે સવારથી સાંજ સુધી કુરાનનું પારાયણજ હું સાંભળતો બેઠો છું, પણ મારું હૃદય પીગળ્યું ન હતું અને મારી આંખમાંથી આંસુનું એક ટીપું પણ ટપક્યું ન હતું. પણ તમારે મોઢેથી કુરાનની આ એકજ આયાત સાંભળતા વારજ કોણ જાણે મને શુંનું શું થઈ ગયું અને મારી આંખોમાંથી ચોધાર આંસુ નીકળી પડયાં. લોકો મને નાસ્તિક કહે છે, તે ખોટું નથી. ખુદાની પાસેથી પણ આજે મને એજ પદવી મળી. ખરેખર, હું છું પણ તેવોજ.”

આ ઘટના બન્યા પછી યુસફના જીવનમાં ખરેખરું પરિવર્તન થવા પામ્યું અને તેમના સ્વભાવમાં દીનતા અને વિનયનો ઉદય થવા લાગ્યો. ત્યાર પછી તેમણે અનેક ઉન્નતિએ પહોંચેલા મહાતપસ્વીનો સમાગમ સેવ્યો, પુષ્કળ ઉગ્ર તપશ્ચર્યાઓ કરી, આકરાં

આકરાં સાધનો કર્યાં અને છેવટે પોતે એક પરમ ધાર્મિક ઋષિની પદવીને પામ્યા અને લોકોમાં પણ અતિશય શ્રદ્ધા અને આદરને પાત્ર થઇ પડ્યા.

અબ્દુલ વાહેદ નામનો એક યુવાન, અત્યંત દુરાચરણી,માતા-પિતાના નામને કલંક લગાડે એવો કુભાંડી અને પાકો જુગારી થઈ ગયો હતો. એક દહાડો તે યુસફ હુસેનની પાસે આવીને ઊભો રહ્યો, તે વખતે યુસફ નીચેની મતલબની કુરાનની એક આયાતનું પારાયણ કરી રહ્યા હતાઃ "જેમ એક માણસને બીજા માણસનો ખપ હોય, ત્યારે તે જેમ તેને બોલાવે, તેમ અલ્લા પણ પોતાના પાપી દાસને પોતાની પાસે બોલાવી લે છે." અબ્દુલ વાહેદના કાનમાં આ વચન જતાંજ તે એકદમ આકુળવ્યાકુળ બની ગયો, મોટેથી ચીસાચીસ પાડીને તેણે પોતાની પાઘડી, અંગરખું ફેંકી દીધાં અને એકદમ સીધોજ કબ્રસ્તાન તરફ દોડી ગયો. ત્યાં ગયા પછી તે ત્રણ દિવસ સુધી બેહોશ અવસ્થામાં પડી રહ્યો. પછી મહા-તપસ્વી યુસફે રાત્રે સ્વપ્નાવસ્થામાં આદેશ સાંભળ્યો કે, "યુસફ! તું કબ્રસ્તાનમાં પેલા પશ્ચાત્તાપ કરનારા યુવાનની ખબર લઇ આવ." યુસફે જ્યાં આ આદેશ સાંભળ્યો કે તરત તે ઊઠીને ઊભા થયા અને કબ્રસ્તાનમાં જઇને તે યુવકનું મસ્તક પોતાના ખોળા-માં લઇને બેઠા. તેણે થોડી વાર પછી આંખ ઉઘાડી અને બોલ્યોઃ "ખુદાએ તમને ત્રણ દિવસ થયા મારી પાસે આવવાનું કહ્યું હતું. ત્યારે તમે તો હમણાંજ આવ્યા ને?"

નેશાપુરના એક ધનવાન વેપારીના ઘરમાં એક ઘણીજ રૂપાળી તૂર્કી દાસી હતી. આ વેપારીનો કોઇ આસામી તેનો કરજદાર હોવાથી પરગામ નાસી ગયો હતો. તેની તપાસ કરવાને સારુ તેને એક ગામથી બીજે ગામ એમ ઘણે ઠેકાણે ભટકવું પડે એવો પ્રસંગ ઊભો થયો. પણ પેલી દાસીનું શું કરવું એ મુશ્કેલી તેને નડતી હતી. તેને પોતાની સાથે સાથે લઇ જવાય નહિ અને નેશાપુરમાં કોઇના હાથમાં સોંપી જવા જેવો વિશ્વાસપાત્ર માણસ તેની નજરમાં આવતો ન હતો. આથી કરીને તે વેપારી આખરે મહાતપસ્વી અબુ ઉસ્માન ખયરીની પાસે ગયો અને તેના ઘણા કાલાવાલા કરીને કહેવા લાગ્યો કે, "હું પર-ગામથી પાછો આવું ત્યાંસુધી તમે મારી આ દાસીને તમારી પાસે સાચવી રાખો. તે તમારા ઘરમાં તમારાં સ્ત્રીછોકરાં ભેગી રહેશે. આખા નેશાપુર શહેરમાં મને તમારા સિવાય બીજા કોઇના ઉપર

વિશ્વાસ નથી.” અબુ ઉસ્માને પ્રથમ તો આ વાત કબૂલ કરી નહિ, પણ આખરે પેલા વેપારીના અતિશય આગ્રહને વશ થઈને તે દાસીને પોતાના ઘરમાં રાખવા તૈયાર થયા. એટલે તે વેપારીએ પોતાની દાસીને મહાતપસ્વી અબુ ઉસ્માનને ઘેર મોકલાવી દીધી. દૈવયોગે તે દાસીના ઉપર મહાતપસ્વી અબુની નજર પડી ગઈ અને તે તેના રૂપલાવણ્યની ઉપર એવા મોહિત થઇ ગયા અને તેમનું ચિત્ત એટલું બધું ચંચળ થઇ ગયું કે, હવે શું કરવું અને શું ન કરવું તેનો નિર્ણય કરવા જેટલી સ્થિર બુદ્ધિ તેમનામાં રહી નહિ. તેથી તેઓ ઇમામ અબુ હફેજની પાસે ગયા અને પોતાના મનને લાગુ પડેલા મહાવ્યાધિની હકીકત તેમની આગળ કહી સંભળાવી. અબુ હફેજે તેમની વાત સાંભળી લઇને કહ્યું કે, “ આ કામને માટે તમારે મહાતપસ્વી યુસફ હુસેનની પાસે જવાની જરૂર છે.” અબુ ઉસ્માન ત્યાંથી ઊઠયા તેવા યુસફ હુસેનની પાસે જવાને ચાલતા થયા. જે શેરીમાં યુસફ હુસેન રહેતા હતા, ત્યાં જઇને તેમનું ઘર પૂછવા લાગ્યા, ત્યારે લોકોએ તેમને કહ્યું: “ તમે નિર્મળ ચરિત્રવાળા સૂફી (જ્ઞાની) છો, સાધુનાં વસ્ત્ર તમે અંગે ધારણ કર્યાં છે અને તે છતાં તમે યુસફ જેવા માણસની પાસે જવાની ઇચ્છા રાખો એ ઘણુંજ ખેદજનક કહેવાય. તમારે એવાની પાસે જવાનું કામજ શું હોય? એના જેવો દુરાચરણી, ધર્મવિરોધી નાસ્તિક બીજો કોઈ છેજ નહિ, માટે પાછા વળો. એના સંગમાં બેસવાથી તમને પારવિનાની હાનિજ થશે.” અબુ ઉસ્માન તો આવું સાંભળીને વીલે મોઢે પાછા નેશાપુર ચાલ્યા ગયા. મહાતપસ્વી અબુ હફેજે તેમને પૂછ્યું કે, “ કેમ ? તમે યુસફ હુસેનને મળી આવ્યા ને ?” મહાતપસ્વી અબુ ઉસ્માન બોલ્યા: “ ના, હું તેમને ન મળ્યો. લોકોએ તેમની ચાલચલગતની બાબતમાં મને ઘણીજ ગંદી ગંદી વાતો કહી તેથી હું તેમની પાસે ન જતાં એમ ને એમ પાછોજ ચાલ્યો આવ્યો.” અબુ હફેજે કહ્યું: “ એક વાર તો તમારે તેમની પાસે જઇને તેમનાં દર્શન કરવાંજ જોઇશે. તમારે માટે એજ યોગ્ય છે. ” આવું સાંભળીને અબુ ઉસ્માને બીજી વારની રય દેશની વાટે ચાલવા માંડયું. ત્યાં જઇને વળી તેમણે યુસફનું ઘર પૂછવા માંડયું. લોકોએ આ વખતે તો પહેલાંનાં કરતાં પણ વધારે નહિ સાંભળવા જેવી વાતો કહી. ઉસ્માને તેમને કહ્યું: “ મારે યુસફનું ખાસ કામ છે, માટે મહેરબાની કરીને તમે મને તેમને ઘેર તેડી જાઓ. ” ત્યાર પછી

અબુ ઉસ્માને યુસફનું ઘર ખોળી કાઢયું અને તેમના ઘરના બારણા આગળ ઊભા રહ્યા. તેમણે ત્યાં આગળ જઇને જોયું તો ઘરનું બારણું ઉઘાડું હતું અને એક મહાતેજસ્વી વૃદ્ધ પુરુષ ત્યાં બેઠેલ હતો. તેની પાસે એક શીશો અને પ્યાલો પડેલા હતા. અબુ ઉસ્માને તેમની પાસે જઇને સલામ કરી. પછી યુસફે તેમની સાથે જ્ઞાન-ચર્ચા કરવા માંડી અને એવી એવી અદ્ભુત વાતો તેમના મોઢામાં-થી નીકળી ગઇ કે જે સાંભળીને અબુ ઉસ્માન તો ત્યાં ને ત્યાં મૂર્ચ્છિત થઈ ગયા. થોડી વાર પછી શુદ્ધિમાં આવીને તેમણે કહ્યું: "મહાત્મન્! તમારી આવી તેજ:પુંજ જેવી દિવ્ય કાંતિ, તમારું આવું અગાધ જ્ઞાન અને તે છતાં તમારાં આચરણ તદ્દન ઊલટાં તેનું કારણ શું?" યુસફ બોલ્યા: "બાપુ! મારા ઘરમાં પાણી પીવાનો લોટો નથી, તેથી કરીને આ શીશાને ધોઇને મેં તેમાં પાણી ભરી રાખ્યું છે કે જેથી કોઇ તરસ્યો માણસ આવી ચડે તો તેને પીવા કામ આવે." અબુ ઉસ્માને પૂછ્યું: "લોકો તમારા ઉપર નાના પ્રકારનાં આળ ચડાવે એવાં કામ તમારે શા માટે કરવાં જોઇએ?" યુસફે કહ્યું: "આ બધું હું એટલા વાસ્તે કરું છું કે, મને સારો માણસ ધારીને કોઇ પોતાની રૂપાળી દાસી મારા ઘરમાં લાવીને મૂકી ન જાય." અબુ ઉસ્માન તો આ જવાબ સાંભળીને મહાતપસ્વી યુસફના ચરણ આગળ ઢળી પડચા અને ગળગળા થઇ ગયા.

ચાલુ ઉજાગરા કરવાથી મહાતપસ્વી યુસફનું શરીર દુર્બળ થઇ ગયું હતું અને તેમની આંખો રાતી ને રાતી રહ્યા કરતી. તેમની તપશ્ચર્યાની બાબતમાં કોઇએ તેમની બહેનને પૂછ્યું ત્યારે તે કહેવા લાગી કે, "યુસફ રાતની નમાજ પઢી રહ્યા પછી સવારની નમાજનો વખત થતાં સુધી આખી રાત હાલ્યાચાલ્યા વિના ઊભા ને ઊભાજ રહે છે." આ પ્રમાણે ઊભા રહેવામાં તેમનો શો હેતુ છે, એવું જયારે કોઇએ યુસફ હુસેનને પૂછ્યું, ત્યારે તે બોલ્યા: "રાતની નમાજ પૂરી કરીને હું ઊભો થઇ જાઉં છું અને ત્યાર પછી આખી રાત ઊભોજ રહું છું. તેનું કારણ એ છે કે, ઈશ્વરના મહિમાનાં એવાં એવાં ગૂઢ તત્ત્વો મારી આંખ આગળ ઉઘાડાં થઇ જાય છે કે, તે જોયા પછી નિરાંતે જીવે બેસી રહેવા-નુંજ અશકય છે. આથી કરીને સવાર થતાં સુધી હું ઊભો થઇ રહું છું."

યુસફ હુસેને પોતાની છેલ્લી ઘડીએ એવું બોલતાં બોલતાં પ્રાણ છોડી દીધો કે, "હે ખુદા ! મેં લોકોને મારાં વચન અને કાર્યદ્વારા ઉપદેશ દીધો છે. મારી ભૂલચૂક ક્ષમા કરજે."

## ઉપદેશવચન

૧. ઈશ્વર અમને જોયા કરે છે એવું જેઓ જાણી ગયા છે, તેઓ ઈશ્વર રખેને આપણુને જોઇ લેશે એવી બીકને લીધે ઈશ્વરની વિરુદ્ધ આચરણ કરતાં મનમાં સંકોચાઇ જાય છે.

૨. જેઓ વાસ્તવિક રીતે ઈશ્વરનું સ્મરણ કરે છે, તેઓ ઈશ્વરના સ્મરણની અંદર બીજા બધા પદાર્થોને ભૂલી જાય છે.

૩. ઈશ્વરના સ્મરણ અને મનનને લીધે જેમને બાકીના તમામ પદાર્થો વિસારે પડી ગયા છે, તેમને માટે તમામ પદાર્થોનું સ્થાન ઈશ્વર લઇ લે છે.

૪. જેઓ ઈશ્વરના પ્રતિ વધારે પ્રેમ રાખે છે, તેમને કલેશ અને અપમાન પણ વધારે પ્રમાણમાં સહન કરવાં પડે છે. લોકોના પ્રતિ તેમની દયા પણ અધિક હોય છે અને લોકોને ઉપદેશ દેવાનો તેમનો ઉત્સાહ પણ વધારે હોય છે.

૫. તમામ અવસ્થાઓમાં ઈશ્વરના દાસ થઇને રહેવું એનુંજ નામ ઐકાંતિક દાસત્વ.

૬. પોતાના સખાને યાદ કરવામાં જે જે વિઘ્નો નડતાં હોય, તે તે વિઘ્નોથી દૂર રહેવું એ પ્રેમનું લક્ષણ છે.

૭. એકાંતમાં ઈશ્વરની સાથે પ્રેમ કરવો અને પોતાની સાધનાને ગુપ્ત રાખવી, એ સાધુતાનાં લક્ષણ છે.

૮. જે વ્યક્તિ ઈશ્વરના એકત્વના જ્ઞાનરૂપી સમુદ્રમાં ડૂબકી મારે છે, તેને પ્રતિદિન વધારે તરશ લાગતી જાય છે; તેને કોઇ દહાડો પરિતૃપ્તિ થતીજ નથી; કારણ કે તે સત્યનો પિપાસુ છે.

૯. સંસારમાં વિશુદ્ધ પ્રેમ એ દુર્લભ પદાર્થ છે. મેં કપટને મારા અંતરમાંથી કાઢી નાખવાનો ખાસ પ્રયત્ન કર્યો, પણ તેને એક રસ્તેથી કાઢું છું, ત્યારે બીજે રસ્તેથી આવીને ભરાઇ જાય છે.

૧૦. લોભી માણસ સૌથી અધમ છે. લોભરહિત સાધુ સર્વોત્તમ છે. જે ચિંતન કરતાં કરતાં ઈશ્વરની ઉપલબ્ધિ કરે છે, તે પોતાના અંતરમાં ઈશ્વરનું પૂજન કરે છે.



# २२–महातपस्वी आउल् हुसेन नूरी बगदादी

મહાતપસ્વી આઉલ્ હુસેન નૂરી એક પ્રેમોન્મત્ત, તેજસ્વી અને તત્ત્વજ્ઞાની સાધુપુરુષ થઇ ગયા છે. તેમણે નાના પ્રકારનાં કઠોર વ્રતો તથા સાધનાઓ કરવામાં જીવન વ્યતીત કર્યું હતું. લોકો તેમને "કમરસ્ સુફિયાં" અર્થાત્ સૂફી એટલે જ્ઞાની મહાત્માઓમાં ચંદ્ર જેવા, એવા નામથી બોલાવતા હતા. તેઓ જેવા પવિત્રાત્મા ઋષિ હતા, તેવાજ પ્રખર જ્ઞાની પણ હતા. તેમણે સાધુ સર્રિસક્તિની પાસેથી મંત્રદીક્ષા ગ્રહણ કરી હતી. મહાત્મા જ્વનિદના સત્સંગીઓના મંડળમાં પણ તેમનું સ્થાન હતું. તપસ્વી અહમદ બારીનો પણ તેમણે સહવાસ સેવ્યો હતો. તેમની સાધનપ્રણાલી જ્વનિદની પ્રણાલીની સાથે ઘણી મળતી આવતી હતી.

"નૂર" શબ્દનો અર્થ તેજ થાય છે. મહાતપસ્વી આઉલ્ હુસેન "નૂરી" એટલે તેજસ્વી શાથી કહેવાયા તે વિષે દંતકથા એવી છે કે, જ્યારે રાતને વખતે તેઓ ધર્મોપદેશ દેતા ત્યારે તેમના મુખમંડળમાંથી એવું તેજ નીકળતું કે જેનાથી તે ઓરડામાં અજવાળું અજવાળું થઇ જતું. કોઇ વળી એવું પણ કહે છે કે, આઉલ્ હુસેનના જ્ઞાનના પ્રકાશવડે શાસ્ત્રોનાં ગૂઢ આધ્યાત્મિક તત્ત્વો પ્રકાશિત થઈ જતાં હતાં, તેથી તેમને "નૂરી" એવી પદવી મળી હતી. વળી એવી પણ એક કિંવદંતિ છે કે, આઉલ્ હુસેનની ભજનકુટિર રણમાં હતી. તેઓ એ કુટિરમાં બેઠા બેઠા આખી રાત ઈશ્વરોપાસનામાં વ્યતીત કરતા હતા. રાત્રે ત્યાં થઇને જતાઆવતા મુસાફરોની તે કુટિના તરફ નજર જતી, ત્યારે તેઓ તેજનાં કિરણોને તે કુટિમાંથી નીકળીને આકાશ ભણી જતાં જોઇ શકતા હતા. આ ઉપરથી તેમનું નામ "નૂરી" પડ્યું છે. અબુ અહમદ અગાજી તેમને વિષે કહે છે કે, "નૂરીના જેવી કઠોર તપશ્ચર્યા

કરનાર મેં બીજો એક પણ સાધુ જોયો નથી. આવી આકરી સાધના તો મહર્ષિ જુનૈદે પણ નહોતી કરી."

મહાતપસ્વી આબુલ્ હુસેનના ધર્મજીવનની પ્રથમાવસ્થા નીચે પ્રમાણે હતીઃ—

દુકાને જવાનું બહાનું કાઢીને તે દરરોજ ઘરમાંથી નીકળી પડતા અને બજારમાંથી રોટી વેચાતી લઇને ગરીબગુરબાંઓને વહેંચી આપતા. ત્યાર પછી તેઓ એક મસ્જિદમાં જઇને નમાજ પઢતા અને પછી દુકાને આવતા. તેમના ઘરનાં એવું સમજતાં કે તેઓ તો દુકાનમાંજ બેઠા બેઠા ખાઇ લેતા હશે. આ પ્રમાણે વીશ વર્ષ નીકળી ગયાં, પણ તેઓ કયાં અને શું ખાઇને જીવન-ધારણ કરે છે, તેની કોઇને કશી ખબરજ પડી નહિ.

નૂરી પોતે કહે છે કે, "મેં ઘણાં વર્ષ સુધી તપશ્ચર્યા કરી, લોકોના સંસર્ગથી મારી જાતનું રક્ષણ કરવાને સારુ હું એક પ્રકારના કેદખાનામાં પુરાઇ રહ્યો, નાના પ્રકારની સાધનાઓ કરી—આટલું બધું મેં કર્યું તે છતાં મારી આગળની વાટ ખુલ્લી થઇ નહિ. પછી હું મારા મન સાથે વિચાર કરવા લાગ્યો કે, કાં તો મારા શરીરનો નાશ થાય કે મારા લક્ષ્યની સિદ્ધિ થાય, એ બેમાંથી જે પરિણામ આવવાનું હોય તે ભલે આવે, પણ એક વાર મારે જીવ ઉપર આવીને પ્રયત્ન કરી જોવો જોઇશે. ત્યાર પછી મેં મારા શરી-રને કહ્યુંઃ 'હે મારા શરીર! તેં ઘણાં વર્ષ સુધી મનમાન્યા પદાર્થોનું ભોજન કર્યું, નાના પ્રકારનાં રૂપોનું દર્શન કર્યું, મનમાં આવ્યું તે તે બોલી નાખ્યું, જાતજાતના શબ્દ કાને સાંભળ્યા, પથારીઓ-માં શયન કર્યું, મન ફાવે ત્યાં ગયું અને આવ્યું, તરેહ તરેહના ઇંદ્રિયોના ભોગવિલાસ તેં ભોગવ્યા, ખૂબ મોજ માણી, તારાથી જેટલા ભોગવી શકાયા તેટલા વિષયભોગ તેં ભોગવ્યા; આ બધાની સજા ભોગવવાને માટે તારે હવે એક કૂવાની અંદર પુરાઇ રહેવું પડશે, જેના ઉપર એકલા ઈશ્વરનોજ અધિકાર છે અને જેને તેં આટલા વખત સુધી દબાવી રાખ્યો છે, તે તારે તેને પાછો સોંપી દેવાનું કબૂલ કરવું પડશે. તું જો આટલું કરવા તૈયાર થઇશ તો તું સુખી થઇશ અને ભાગ્યવાનમાં ગણાઇશ.' આવો નિશ્ચય કરીને મેં બીજાં ચાળીશ વર્ષ સાધનાઓમાં વ્યતીત કર્યાં; પણ તે છતાં તેનું કશું વિશેષ ફળ મેં મારા જીવનમાં આવેલું દીઠું નહિ. ત્યારે

મેં વિચાર કરવા માંડ્યો કે, પયગંબર સાહેબ અને ઋષિ-મુનિ મહાત્માઓએ જે જે વસ્તુઓનું દર્શન કર્યું હતું, જે જે શબ્દો સાંભળ્યા હતા અને પોતાના એવા અલૌકિક અનુભવોનાં તેઓ વર્ણનો કરી ગયા છે, તે બધું જૂઠું છે એવું તો મારાથી કહેવાય જ કેમ ? પણ ત્યારે મને તેવા અનુભવો થતા નથી તેનું શું કારણ હશે ? તેમના અનુભવો અસત્યમૂલક હતા એવું તો બનેજ કેવી રીતે ? ત્યારે મારામાંજ કાંઇ દોષ હોવો જોઇએ, મારી સાધનામાં-જ કશી ત્રુટિ હોવી જોઇએ કે જેને લીધે મને તેમના જેવા અનુ-ભવો નથી થતા; મારી સાધનાઓ હું કપટભાવે કરતો હોઇશ. મારા અંતઃકરણમાં નાના પ્રકારની મલિનતાઓ રહી ગઇ હશે. ચાલ, જરા હું અંદર ઊતરીને આત્મનિરીક્ષણ કરીને જોઇ લઉં કે, મારી અંદર કયાં કયાં પ્રતિબંધક કારણો હજી મોજૂદ છે. પછી મેં ઊંડા ઊતરીને મારી પોતાની અંદર નિરીક્ષણ કરવા માંડયું. સૌથી મોટી વિઘ્નકારી વાત તો મેં એ દીઠી કે મારા મનની સાથે મારા બાહ્યજીવનનો જૂનો સંબંધ હજી જેવો ને તેવોજ રહી ગયો છે. જ્યારે મનનું અને બાહ્યજીવનનું જોડાણ ચાલુ હોય, ત્યારે મનમાં જે ઇચ્છાનો ઉદય થાય તે ઇચ્છાની બાહ્યજીવનમાં પરિ-તૃપ્તિ કરીને હું સુખનો અનુભવ કરું છું; મારી સાધનામાં અડ-ચણ નાખનારું આ એક મોટું વિઘ્ન છે એવું મેં દીઠું. વળી બીજી એક વાત મારા સમજવામાં આવી ગઇ. તે એ હતી કે, ઈશ્વરના મંદિરમાંથી મને જે કાંઇ પ્રાપ્ત થાય છે, તેમાંનો એક ભાગ મારું નિકૃષ્ટ જીવન શોષી લે છે અને તેના વડે તે જીવનધારણ કરીને પરિપુષ્ટ થાય છે. આવું જ્યારથી મને સમજાઇ ગયું, ત્યારથી મારા પાશવી જીવનને જેથી તૃપ્તિ થાય એવું એક પણ કાર્ય હું કરતો નહિ અને મારા મનને બીજા કામની અંદર પરોવી દેતો. આવું કરવાથી હું ધીમે ધીમે એક પગથિયું ચડતો ચડતો આખરે પશુ જીવનથી ઊંચે ચડી શક્યો અને તેના ઉપર મેં મારું પ્રભુત્વ જમાવી દીધું.”

મહાતપસ્વી નૂરી ઘણી વાર પ્રેમોન્મત્ત અવસ્થામાં આવી જઇને પોતાના ધર્મબંધુઓની સાથે નૃત્ય કરતા અને ઈશ્વરના મહિમાનાં પદો ગાતા. આથી કરીને સાધારણ લોકવર્ગ તેમના ઉપર ચિડાયો અને તેમને કનડવા લાગ્યો. ગુલામ ખલિલ ના-મના એક માણસે ખલીફાની પાસે જઇને ફરિયાદ કરી કે, “એવા

માણસોની એક મંડળી ઊભી થઇ છે કે, જેઓ ભેગા થઇને ગાય છે, નાચે છે, ધર્મવિરુદ્ધ વાતો મોઢેથી બોલે છે, બધો વખત હસતા અને આનંદોલ્લાસ કરતા ફરે છે અને એકાંતમાં બેસીને અંદર અંદર કાંઇક ગુપ્ત વાર્તાલાપ પણ કરે છે. એ બધાજ નાસ્તિક જેવા છે, એમનો વધ કર્યાથી અધર્મનો વિનાશ થઇ જશે. બધા કાફર લોકોમાં આ મંડળીના લોકોજ પ્રમુખ છે અને તેમનો વધ કર્યાનું ધર્મકૃત્ય જો ખલીફા કરશે તો તેના બદલામાં ઈશ્વર તેને અતિઘણો બદલો આપશે." આવું સાંભળીને ખલીફાએ તેમને પોતાની રૂબરૂમાં બોલાવી લાવવાની આજ્ઞા કરી. ઉપરોક્ત મંડળીમાં મહાત્મા અબુહમ્જા, રકામ, શબ્લિ, નૂરી, જ્યુનિદ અને તેમના બીજા અનેક ધર્મબંધુઓ હતા. જ્યારે તેમને બધાને ખલીફાની રૂબરૂ પકડી આણ્યા, ત્યારે તેણે તેમનો એકદમ શિરચ્છેદ કરવાનો હુકમ ફરમાવી દીધો. જલ્લાદ સૌથી પ્રથમ મહાત્મા રકામનો શિરચ્છેદ કરવાને માટે જેવો શસ્ત્ર ઉગામે છે, તેવાજ મહર્ષિ નૂરી હસતા હસતા દોડી આવ્યા અને રકામની જગ્યાએ પોતેજ બેસી ગયા. આ જોઇને ખલીફાના દરબારીઓને ઘણું આશ્ચર્ય લાગ્યું અને તેઓ બોલી ઊઠયા: "અરે ઓ બેવકૂફ! તલવાર તું ધારે છે તેવી પ્રિય વસ્તુ નથી કે તું તેની નીચે તારું માથું ધરવાને સારુ આટલી બધી દોડાદોડ કરી મૂકે છે. આ વખતે તારી વારી નથી. તારી વારી આવે ત્યારે તું તારી ગર્દન ધરવાને ચાલ્યો આવજે." નૂરી બોલ્યા: "બીજાને સારુ પોતાના સ્વાર્થનો ત્યાગ કરવો એ મારો ધર્મ છે. આ સંસારમાં પોતાના જીવનના કરતાં વધારે પ્રિય વસ્તુ છેજ નહિ. મને એવો વિચાર આવ્યો કે, મારા જીવનની કેટલીક ક્ષણ હું આ મારા ભાઇઓને ખાતર હોમી દઉં અને એ રીતે તેમની પહેલ કરીને તેમને થોડીક ક્ષણ વધારે જીવવા દઉં." આ બધું ખલીફાએ સાંભળ્યું, મહાત્મા નૂરીનો પ્રેમાર્દ્ર ભાવ તેણે દીઠો, તેમનાં આશ્ચર્યકારક વચન સાંભળીને તે ચમકી ઊઠ્યો અને પછી બોલ્યો: "જરા વાર સબૂર કરો, આ બાબતમાં કાજીનો અભિપ્રાય શો છે, તે પણ આપણે જાણી લેવો જોઇએ." કાજીને હુકમ મળ્યો કે, "આ લોકો કેવા છે તેની તપાસ કરીને તમારો અભિપ્રાય જણાવો." તેણે જવાબ દીધો કે, "આરોપીના ઉપરનું તહોમત જ્યાંસુધી પુરાવા વડે સાબિત ન થાય, ત્યાંસુધી તેને ગુનેગાર ગણવો એ

કાયદાવિરુદ્ધ છે." કાજી જાણતો હતો કે, જ્વનિદ તો એક મહાન પંડિત અને શાસ્ત્રજ્ઞ છે. નૂરીનું નામ પણ તેણે સાંભળ્યું હતું. હવે તેણે એવો વિચાર કર્યો કે, આ બધા આરોપીઓને શાસ્ત્રના અમુક અમુક સવાલ પૂછીને તેઓમાં કેટલું પાણી છે તે જાણી લેવું. તેના પહેલા સવાલનો શબ્લિએ ઘણોજ યોગ્ય ઉત્તર આપ્યો. બીજો સવાલ જેવો તેના મોઢામાંથી નીકળ્યો તેવો તેનો જવાબ મહાત્મા નૂરીએ આપી દીધો, ત્યારે તે કાજી ઝંખવાણો પડી ગયો. નૂરીએ તેને પૂછ્યુંઃ "કાજી! તમે જે પૂછી તે તો બધી ઉપરઉપરની વાતો કહેવાય; તમે જ્ઞાનના પ્રશ્ન તો પૂછ્યાજ નહિ. તમે એટલું જાણી લેજો કે એવા એવા ઈશ્વર-પ્રેમી ભક્તો પડ્યા છે કે જેઓ ઈશ્વરની અંદરજ જીવે છે, ઈશ્વર-દ્વારા તેમની સ્થિતિ અને ગતિ છે, ઈશ્વરદ્વારાજ તેમનો જીવન-વ્યાપાર ચાલે છે; તેઓ બોલે છે અથવા મૌન ધારણ કરે છે, તે પણ ઈશ્વર વડેજ અને એક મુહૂર્તને માટે પણ જો તેમને ઈશ્વરનું દર્શન ન થાય, તો તેમના પ્રાણ શરીરમાંથી બહાર નીકળી પડે! તેઓ ઊઠે છે, બેસે છે, હરે છે, ફરે છે, કાર્ય કરે છે, સૂએ છે, વિશ્રાંતિ લે છે, આપે છે, લે છે, તે બધુંજ તેઓ ઈશ્વરની મારફતે કરે છે. એને જ્ઞાન કહે છે. તમે જે પ્રશ્ન પૂછ્યા તે બધી ઉપલ-કિયા બાબતોને લગતા પૂછ્યા." નૂરીનું આવું કથન સાંભળીને કાજી ચોંકી ઊઠ્યો અને આશ્ચર્યમાં પડી ગયો. તેણે ખલીફાને કહ્યું કે, "જો આ લોકોને ધર્મદ્રોહી અને કુમાર્ગે જનારા કોઇ કહે તો હું કહું છું કે, આ પૃથ્વી ઉપર કોઇ એકેશ્વરવાદી છેજ નહિ." ત્યાર પછી ખલીફાએ તે મહાત્માઓને પોતાની પાસે તેડાવીને તેમનું ઘણું સંમાન કર્યું અને કહ્યુંઃ "આપને મારી પાસે કશું માગવાની ઇચ્છા હોય તો કહી દો." ત્યારે તેઓ બોલ્યાઃ "અમારી માગણી એટલી છે કે, તમે અમને ભૂલી જજો. અમને ગ્રહણ કરીને ગૌરવાન્વિત થશો નહિ, તેમ અમારો અ-સ્વીકાર કરીને અમને દૂર પણ કરશો નહિ. તમે અમને અગ્રાહ્ય કરો તેને તમે જાણે અમને ગ્રાહ્ય કર્યા હોય એમ અમે માનીએ છીએ અને તમે અમને ગ્રાહ્ય કરો તેને જાણે તમે અમને અગ્રાહ્ય કર્યા હોય એવું માનીએ છીએ." પછી ખલીફાએ ઘણોજ ખેદ કરીને પોતાની થયેલી ભૂલને માટે પશ્ચાત્તાપ કર્યો અને તેમને સૌને ઘણું માન આપીને વિદાય કર્યા.

એક વાર નૂરીએ દીઠું કે, એક જણુ નમાજ પઢતાં પઢતાં પોતાની દાઢીએ હાથ ફેરવ્યા કરતો હતો. તેને તેમણે કહ્યું કે, "ખુદાની દાઢી ઉપર હાથ ફેરવીશ નહિ." આ વાત ખલીફાએ સાંભળી, ત્યારે તેણે એક શાસ્ત્રવિશારદ ઉલેમાને તેડાવીને તેની સાથે મસલત કરીને એવો નિર્ણય કર્યો કે, નૂરી આવું બોલ્યા તેથી તે કાફર થઇ ગયા કહેવાય અને જે કાફર થઇ જાય તેનો વધ કરવો એ ધર્મ છે. આટલું કર્યા પછી તેણે નૂરીને પોતાની રૂબરૂમાં તેડાવી મંગાવ્યા અને પૂછ્યું: "તમે આવું બોલ્યા હતા એ વાત ખરી?" નૂરીએ કહ્યું: "હા, ખરી વાત છે." ખલીફાએ પૂછ્યું: "એવું કહેવાનું શું કારણુ?" નૂરીએ કહ્યું: "માણુસ કોનો દાસ છે?" ખલીફાએ કહ્યું: "ખુદાનો." નૂરીએ કહ્યું: "જો તે ખુદાનો દાસજ હોય તો તેની દાઢી કોની કહેવાય?" ખલીફાએ કહ્યું: "જેનો તે દાસ હોય તેનીજ અને તેના ઉપર તેનો એકલાનોજ અધિકાર." ખલીફા પોતાની ભૂલ સમજી ગયો અને બોલ્યો: "ખુદાને શુક્ર અદા કરો કે એક બેગુના માણુસની હત્યા કરવાના પાપમાંથી તેણે મને બચાવી લીધો."

નૂરી કહે છે કે, "ચાળીશ વરસ સુધી મારા મનનો પશુજીવનની સાથેનો સંબંધ તૂટી ગયો હતો. તેટલા ગાળામાં એક પણુ હલકી વાસના મારા મનમાં ઊભી થઇ નથી, કામવાસના કદી જાગૃત થઇ નથી અને મારા મનમાં ઈશ્વરભક્તિ સિવાય બીજા કોઇ પણુ ભાવનો ઉદય થયો નથી. ઈશ્વરતત્ત્વ જાણી લીધા પછી મારામાં ઉપર કહ્યો તેવો ઉન્નત ભાવોદય થયો હતો." તે એવું પણુ કહે છે કે, "હું મારા અંતરમાં ઉજ્જવલ જ્યોતિનું દર્શન કરું છું અને તે જ્યોતિ ઉપર દૃષ્ટિ સ્થિર કરીને બેસી રહું છું અને એમ કરતાં કરતાં હું પોતે જ્યોતિષ્માન બની ગયો છું."

એક દિવસ મહર્ષિ જ્વનિદ નૂરીને મળવા આવ્યા. નૂરી એક ચીસ પાડીને જ્વનિદના દેખતાં પૃથ્વી ઉપર પડી ગયા અને બોલ્યા: "મારા અંતઃકરણમાં એક ભારે સંગ્રામ મચી રહ્યો છે અને હું હવે તદ્દન અશક્ત થઇ ગયો છું. જ્યારે ઈશ્વર પ્રકટ થાય છે ત્યારે 'હું' રહેતો નથી અને જ્યારે 'હું' પ્રકટ થાઉં છું ત્યારે ઈશ્વર અદૃશ્ય થઇ જાય છે. મારા અપ્રાકટ્યમાં તેનું પ્રાકટ્ય અને તેના પ્રાકટ્યમાં મારું અપ્રાકટ્ય એમ છેલ્લાં ત્રીશ વરસથી બરાબર ચાલ્યા

જ કરે છે. હું જ્યારે ઘણુંજ ધુમરાણુ મચાવી મૂકું છું, ત્યારે તે મને કહે છે કે, 'કાં તો તું રહે કે કાં તો હું રહું.'" આવું સાંભળીને જ્વનિદે પોતાના સાથીઓને કહ્યું: "ઈશ્વરે જેને મોહિત બનાવી દીધો છે અને ઈશ્વર જેને ખૂબ પારખી જુએ છે, એવા પ્રેમ-વિગલિત પુરુષનું દર્શન કરી લો." પછી તેમણે નૂરીને કહ્યું: "નૂરી! તમે કહો છો તેવી તમારી અવસ્થા થવીજ જોઇએ. પ્રકટ રીતે અથવા ગુપ્ત રીતે તેનું એકલાનુંજ અસ્તિત્વ રહેવું જોઇશે, તમારું અસ્તિત્વ રહી શકશેજ નહિ."

એક વાર કેટલાક માણસોએ જ્વનિદની પાસે જઇને એવા સમાચાર કહ્યા કે, "નૂરી બરાબર ત્રણ દિવસથી એક શિલા ઉપર પડ્યા પડ્યા અર્ધજાગૃત દશામાં 'અલ્લા અલ્લા' એવા ઉદ્ગાર કાઢ્યા કરે છે, એક ઘડીવાર પણ ઊંઘતા નથી અને કશું ખાતાપીતા નથી. ફક્ત નમાજ પઢવાનો વખત થાય છે, ત્યારે ઊઠીને નમાજ પઢી લે છે." આ બધું સાંભળી લીધા પછી જ્વનિદના સાથીઓ બોલ્યા: "આ લક્ષણ અચેતન માણસનાં નહિ પણ સચેતન માણસનાં જણાય છે; કારણ કે તેઓ નમાજ પઢવાનું ચૂકતા નથી, નમાજ પઢતી વખતે જે કાંઇ કરવું જોઇએ તે બધું યથારીતિ કરે છે, આ ઉપરથી તેઓ ચૈતન્યરહિત નહિ પણ ચેતનવંત છે એવું માનવું પડે છે. જો તે ચેતનરહિત હોત, તો તેમને આ બધી બાબતોનું ભાન રહે છે તે ન રહ્યું હોત." જ્વનિદે કહ્યું: "તમે કહો છો તે સત્ય નથી. જેઓ ઇશ્વરના ભાવમાં ડૂબી જઇને ચૈતન્યરહિત થઇ જાય છે, તેમના ધર્મની અને તેમની ઉચ્ચ નીતિની ઇશ્વર પોતે રક્ષા કરે છે અને તેમને સેવાને વખતે સેવાકાર્યમાંથી ગેરહાજર રહેવા દેતા નથી." ત્યાર પછી જ્વનિદ પોતે નૂરીની પાસે ગયા અને તેમને કહેવા લાગ્યા: "આબુલ્ હુસેન! ચીસાચીસ કરવાથી લાભ થાય છે એવું જો હું જાણતો હોત, તો હું પણ તેમ કરવા મંડી જાત. જો તમને એવું લાગતું હોય કે સંતુષ્ટ થઇને રહેવામાંજ શ્રેયસ્ છે, તો મૌન ધારણ કરીને સંતોષનું રક્ષણ કરો. એટલું કરશો તો તમારું હૃદય તો વિમુક્ત થઇ જશે." આ સાંભળીને નૂરી ચીસો પાડતા બંધ થયા અને પછી બોલ્યા: "આપે મારા ઉત્તમ શિક્ષકનું કામ કર્યું છે."

કોઇ એક યુવક ઉઘાડે પગે ચાલતો ચાલતો ઇસ્પહાન શહે-

રથી મહર્ષિ નૂરીનાં દર્શન કરવાને સારુ બગદાદ જવા નીકળ્યો. આ વાતની તેમને ખબર પડી ગઇ એટલે તેમણે પોતાના એક શિષ્યને કહ્યું: "એકાદ ગાઉ જેટલો રસ્તો વાળીઝાડીને સાફ કરી દો; કારણ કે એક સાધક ઉઘાડે પગે ચાલ્યો આવે છે." પછી તે યુવક જ્યારે તેમની પાસે આવી પહોંચ્યો, ત્યારે તેમણે તેને પૂછ્યું: "જો ઇસ્પહાનના બાદશાહે તારે સારુ પુષ્કળ દ્રવ્ય ખરચીને એક મહેલ બંધાવી આપ્યો હોત, તેમાં તારા ઉપભોગને માટે અપ્સ-રાઓ જેવી સ્ત્રીઓ અને બીજી વિલાસસામગ્રીઓ તને આપી હોત, તો તું તે બધું પડતું મૂકીને મારી પાસે આવત ખરો કે?" વાત સાચી નીકળી. ઇસ્પહાનના બાદશાહે તે યુવાન સાધકને સુંદર મહેલ, સુંદર સ્ત્રીઓ, પૈસા અને નાના પ્રકારની વિલાસની વસ્તુઓ આપવા માંડી હતી, પણ તે બધા પદાર્થોને ઠોકરે મારીને તે નૂરીની પાસે ચાલ્યો આવ્યો હતો. તે પોતાનેજ લગતી આવી હકીકત નૂરીને મોઢેથી સાંભળીને ઉચ્ચ સ્વરે બોલી ઊઠ્યો: "એ વાતનું ફરીથી પુનરાવર્તન કરીને મારો વધ કરશો નહિ." નૂરીએ કહ્યું: "અઢાર સહસ્ર ભુવનને એક પાત્રમાં ભરીને તેની સાધકને ભેટ આપવામાં આવે અને તેના પ્રતિ જે સાધક એક લોભભરી નજર નાખે, તેની આગળ ઈશ્વરની ચર્ચા કરવીજ ન જોઇએ."

નૂરી કહે છે કે, "એક દિવસ મેં એવી પ્રાર્થના કરી કે, 'હે ખુદા! મને એવો ગુણ અને ભાવ આપી દે કે, જેમાં કોઇ દહાડો કશું પરિવર્તનજ ન થાય.' તરતજ મારે કાને એવો ગેબી અવાજ અથડાયો કે, 'આઉલ્ હુસેન! શું તારે મારા જેવા બની જવાની ઇચ્છા છે? જેનામાં કોઇ કાળે કશો ફેરફાર થાયજ નહિ એવો તો હું એકલોજ છું. પણ મેં મારા ભક્તોને તો પરિવર્તન-શીલજ બનાવ્યા છે. એવું કર્યાથી સ્વામીસેવકની વચ્ચેનો પ્રભેદ જળવાઇ રહેશે.'"

મહાત્મા શબ્લિ કહે છે કે, "એક દહાડો હું નૂરીની પાસે ગયો, ત્યારે મેં તેમને ઊંડા ધ્યાનમાં મગ્ન બની ગયેલા દીઠા. તેમનો તે વખતે એવો સ્થિર અને પ્રશાંત ભાવ હતો કે, તેમના શરીર ઉપનું એક રૂવું પણ હાલતું ન હતું. જ્યારે તેમણે ધ્યાના-વસ્થામાંથી વ્યુત્થાન કર્યું, ત્યારે મેં તેમને પૂછ્યું કે, 'તમે ધ્યાન કરવાની આવી ઉત્તમ રીત કોની પાસેથી શીખ્યા?' તેમણે કહ્યું કે,

'હું બિલાડીની પાસેથી શીખ્યો છું. બિલાડી જ્યારે ઊંદરના દરની પાસે જઇને બેસે છે, ત્યારે તે મારા કરતાં પણ વધારે સ્થિર ભાવે બેસે છે.' "

એક દિવસ રાતને વખતે શહેરના લોકોએ એવા સમાચાર સાંભળ્યા કે, "એક સાધુએ હિંસક પશુઓથી ભરેલા અમુક જંગલમાં પ્રવેશ કર્યો છે. તમે ત્યાં જઇને તેનું દર્શન કરી આવો." આવું સાંભળીને શહેરના બધા લોકોએ તે જંગલ ભણી ચાલવા માંડયું. ત્યાં જઇને તેમણે મહર્ષિ નૂરીને દીઠા. તેઓ જંગલમાંના એક કોતરની અંદર બેસી રહ્યા હતા. લોકો તેમને જોરજબરાઇથી શહેરમાં તેડી ગયા. પછી તેમને લોકોએ પૂછયું કે, "તમે જંગલમાં જઇને બેઠા તેનું કારણ શું?" ત્યારે નૂરી બોલ્યા કે, "હું થોડા દિવસ રણમાં રહ્યો હતો. ત્યાં મને કશું ખાવાનું મળ્યું ન હતું. જ્યારે હું નગરની નજીક આવ્યો ત્યારે ખોર્માં ફળની વાડીઓ મારી નજરે પડી અને ખોર્માં ફળને જોઇને મારા મનને તેમના તરફ ભારે લોભવૃત્તિ પેદા થઈ. ત્યારે મેં વિચાર કર્યો કે, અરે મારા જીવ! હજી પણ તું લોભ કરવાનું ભૂલ્યો નહિ? ચાલ, તને હું જંગલમાંજ તેડી જાઉં અને ત્યાં તને વાઘનોજ કોળિયો કરાવી દઉં. આવું કહીને હું જંગલમાં જઇને બેઠો."

કોઇએ નૂરીને પૂછયું કે, "શું ખુદા તમારી સેવા કરે છે એ વાત ખરી?" તેમણે કહ્યું: "હા, હું જ્યારે હમામખાનામાં સ્નાન કરવા જાઉં છું, ત્યારે ખુદા મારાં કપડાં સાચવે છે." કોઇએ ફરીથી પૂછયું: "તે કેવી રીતે?" ત્યારે તેમણે કહ્યું: "એક દહાડો હું હમામખાનામાં હતો એટલામાં કોઈ મારાં કપડાં ઉપાડીને નાઠો. મેં કહ્યું: 'ઓ ખુદા! પેલો ચોર મારા કપડાં ચોરી જાય છે. તું મારાં કપડાં પાછાં અપાવ.' તેજ ઘડીએ તે મારાં કપડાં પાછાં આપી ગયો અને મારી માફી માગી ગયો."

એક વાર બગદાદ શહેરના બજારમાં આગ લાગી. એ અગ્નિકાંડમાં ઘણા લોકો બળી મૂઆ. રોમ શહેરના બે ઘણા ખૂબસૂરત ગુલામ છોકરાઓ ચારે બાજુએથી આગમાં ઘેરાઇ ગયા. તેમનો માલિક કહેવા લાગ્યો કે, "જે કોઈ આ છોકરાઓને આગમાંથી બચાવી લેશે, તેને હું એક એક છોકરા દીઠ હજાર હજાર રૂપિયાનું ઇનામ આપીશ." પણ અગ્નિની જ્વાળાઓ એવું ભીષણરૂપ

ધારણ કરીને ચારે બાજુએ ફેલાઇ ગઇ હતી કે, કોઇની અંદર પેસવાની હિંમતજ ચાલતી ન હતી. એટલામાં ત્યાં નૂરી એકાએક આવી પહોંચ્યા. તેમણે તે છોકરાઓની વિકટ દશા જોઇને "બિસ્મિલ્લા અર્ રહેમાન્ અર્ રહિમ" કરતાંને આગના ભડકાની અંદર એકદમ ઝંપલાવ્યું અને પેલા છોકરાઓને લઇને નિર્વિઘ્ને બળતા મકાનમાંથી બહાર નીકળી આવ્યા. તે છોકરાના માલિકે તેમની આગળ બે હજાર રૂપિયા ઠાલવી દીધા પણ નૂરીએ કહ્યું: "એ રૂપિયા તમે તમારે ઘેર લઇ જાઓ અને ખુદાને શુક્ર અદા કરો. મેં તો મારા પરલોકને સારુ સંસારજ તજી દીધો છે, ત્યારે હવે હું એ રૂપિયાને લઇને શું કરું?"

નૂરી પોતે કહે છે કે, "એક વાર ઘરડા અને શરીરે અતિશય કૃશ એવા એક માણસને સોટીઓનો માર મારીને સિપાઇઓ કેદખાનામાં લઈ જતા હતા. તેને આવો સખ્ત માર માર્યો હતો તોપણ તે બૂમબરાડા ન પાડતાં બહુજ ઉત્તમ રીતે ધૈર્ય ધારણ કરી રહ્યો હતો. મેં તેને દીઠો ત્યારે હું પણ તેની સાથે સાથે થોડેક સુધી ગયો અને મેં તેને પૂછ્યું: 'હે વૃદ્ધ પુરુષ! તમારા જેવા ઘરડા, કૃશ, દુર્બળ માણસને ક્રૂરતાપૂર્વક સોટીઓનો માર માર્યો, તે સહન કરવા જેવું ધૈર્ય તમે શાથી મેળવ્યું?' તે બોલ્યો: 'બેટા! હિંમત વડે વિપત્તિને ઝીલી શકાય છે, શરીર વડે નહિ.' મેં પૂછ્યું: 'તમારું ધૈર્ય કેવા પ્રકારનું છે?' ત્યારે તે બોલ્યો: 'હું વિપત્તિમાં પ્રવેશ કરતી વખતે એમજ માની લઉં છું કે હું વિપત્તિમાંથી મુક્ત થઇ ગયો છું.'

એક વાર કોઈ આંધળો માણસ "યા અલ્લા! યા અલ્લા!" કરતો હશે. નૂરીએ તેની પાસે જઇને તેને પૂછ્યું: "તમે અલ્લાને ઓળખો છો ખરા? અને તેને ઓળખ્યા પછી તમે જીવતા શી રીતે રહ્યા છો?" આટલું બોલતાંજ નૂરી તો ભાવાવેશને લીધે મૂર્છિત થઈને પૃથ્વી ઉપર ઢળી પડયા. જ્યારે તેમને ભાન આવ્યું ત્યારે તે ઊઠીને ઊભા થયા અને એકદમ જંગલ ભણી દોડી ગયા. જંગલમાં ગયા પછી પોતે નૃત્ય કરતા કરતા બધે ભટકવા લાગ્યા. તે જંગલમાં વાંસની ભારે ઝાડી હતી. વાંસની બારીક સળીઓ તેમના પગમાં ભોંકાતી હતી અને તેમના શરીર ઉપર પણ પુષ્કળ ઉઝરડા થતા હતા; પણ તે છતાં તેમને તે વાતનું લગારે ભાન ન

હતું. દંતકથા તો એવી છે કે, તેમના લોહીનાં નાનાં નાનાં ટીપાં વાંસનાં પાંદડાંને લાગીને તેમાંથી "અલ્લા" એવા કેટલાક અક્ષરોની રચના થઇ ગઇ હતી. અબુ નસર સર્રાજ કહે છે કે, "પછી નૂરીને તદ્દન બેહોશ અવસ્થામાં ઘેર લાવવામાં આવ્યા. તેમને કોઇએ કહ્યું કે, "યા ઇલાહહ ઇલ્લિલ્લા" બોલો, ત્યારે તે એટલુંજ બોલ્યા કે, "હું હવે ત્યાંજ જાઉં છું." એની એજ અવસ્થામાં મહર્ષિ નૂરી પરલોક સિધાવી ગયા." જ્યુનિદ કહે છે કે, "નૂરીના સ્વર્ગવાસ પછી તેમના જેવો ઉચ્ચ કોટિનો સત્યનું પ્રવચન કરે એવો વક્તા કોઈ રહ્યો નથી."

## ઉપદેશવચન

૧. જેમનાં અંતઃકરણ માનવ મલિનતાઓથી વિમુક્ત છે, પશુભાવના કાદવથી રહિત છે, વાસનાવિહીન છે, તેઓજ સૂફી (જ્ઞાની) કહેવાવાને યોગ્ય છે. તેઓ પહેલી શ્રેણીમાં અને ઉચ્ચ ભૂમિકામાં સ્થિતિ કરીને ઈશ્વરની સાથે શાંતિનો આનંદ માણે છે. તેઓ સંસારથી ઘણે દૂર નીકળી ગયા છે. સંસારમાં નથી કોઇ તેમનો સ્વામી અને નથી કોઇ તેમનો સેવક.

૨. જેમને બાંધી શકે એવો કોઇ પદાર્થ નથી અને જેઓ પોતે કોઇ પદાર્થને બાંધવાનું બંધન બનતા નથી તેઓજ સૂફી છે.

૩. સૂફીનો ધર્મ શાસ્ત્રની નિયમાવલિનો બનેલો નથી, તે કેવળ જ્ઞાન નથી પણ તેમાં સૌથી મહત્ત્વનું સ્થાન ચારિત્ર્યનું છે. શાસ્ત્રના નિયમ તો એવા છે કે, તેમનું પાલન કરવાનો રીતસર પ્રયત્ન કરાય તો તેમને પાળવામાં કશી કઠિનાઇ પડતી નથી; જ્ઞાન પણ શિક્ષાનો વિષય છે અને શીખવા ધારીએ તો શીખી શકાય એવું છે. પણ ઈશ્વરનું જેવું ચારિત્ર્ય છે તેવા ચારિત્ર્યનું ગઠન કરવાનું કામ શાસ્ત્રના નિયમોથી અને જ્ઞાનથી બની શકતું નથી.

૪. સૂફીના સ્વભાવમાં ત્રણ લક્ષણ છેઃ—મુક્તભાવ, પુરુષત્વ અને સુખના આડંબરનો અભાવ. ઈશ્વરપ્રાપ્તિ કરવાના હેતુથી પાશવી પ્રકૃતિનાં તમામ પ્રલોભનોને તરછોડી નાખવાં એ સૂફીનો સ્વભાવ છે. સૂફીનો સ્વભાવ સંસારની સાથે શત્રુતા અને ઈશ્વરની સાથે મૈત્રી કરવાનો છે.



# ૨૩–મહાતપસ્વી હુસેન મનસૂર

મહાતપસ્વી હુસેન મનસૂર તરંગાયમાન પ્રેમસરિતાના મત્સ્ય જેવા અને સત્યરૂપી વનના સિંહ જેવા હતા. ઈશ્વરની વાટે પ્રયાણુ કરતાં નાના પ્રકારનાં કષ્ટ અને જુલમ સહન કરતાં કરતાં આખરે તેઓ માર્યા ગયા હતા. તેમના ક્રિયાકલાપ લોકોને આશ્ચર્ય પમાડે એવા હતા અને તેમના જીવનની ઘટનાઓ પણુ બધી અદ્ભુતજ હતી. તે અતિશય અનુરાગવાન હતા અને સર્વદા પ્રેમવિહ્વળ અવસ્થામાં રહેતા હતા. ઈશ્વરના વિયોગરૂપી અગ્નિથી તેઓ બધો વખત આકુળવ્યાકુળ, ગાંડા જેવા અથવા ઉન્મત્ત થઇને ફરતા હતા અને લોકો પણુ તેમને એ રીતેજ ઓળખતા હતા. પણુ ખરું જોતાં મનસૂર અતિશય વિશુદ્ધ પ્રેમી અને પુણ્યાત્મા પુરુષ હતા. તેમણે ઘણીજ આકરી તપશ્ચર્યાઓ અને સાધનાઓ કરી હતી. તેમના મનનો ભાવ અતિ ઊંચા પ્રકારનો અને તેમનું વૈરાગ્ય પણુ ઘણું ઊંચી કોટિનું હતું. તે સુવક્તા હતા અને ધર્મ તથા તત્ત્વજ્ઞાનનાં ગૂઢ અને ગંભીર રહસ્યોના જ્ઞાતા હતા. મનસૂર અત્યંત કઠિન, દુર્બોધ અને જટિલ તત્ત્વચિંતનોથી ભરેલા ગ્રંથો પોતાની પાછળ મૂકતા ગયા છે. ભાષા ઉપર એમના જેટલું પ્રભુત્વ તે જમાનામાં બીજા કોઇનું ન હતું. તેમના પાંડિત્યની સાથે બીજા વિદ્વાનોના પાંડિત્યની તુલનાજ કરી શકાય નહિ. તેમના સમગ્ર જીવનનું ઘડતર દુઃખ અને વિપત્તિઓના પાયા ઉપરજ ઘડાયું હતું. ઘણાખરા ધર્મપરાયણુ લોકોએ પણુ તેમને તેમની હયાતીમાં માન્ય કર્યા ન હતા. સારા સારા ધાર્મિક લોકો પણુ કહેતા કે, "સૂફીઓના ધર્મમાં મનસૂરે બિલકુલ પ્રવેશજ કર્યો નથી." પણુ મહર્ષિ અબદુલ્લા ખફિફ, શબ્લિ અને અબદુલ કાસિમ નસરાબાદી જેવા મહાતપસ્વીઓ મનસૂરને માનતા અને એક સૂફી તરીકે તેમનો સ્વીકાર કરતા હતા. ઘણા લોકો તો એવું ખુલ્લેખુલ્લું કહેતા કે, તે એક કાફર અને જાદૂગર છે. આ બે ઉપરાંત તેમના

ઉપર લોકો તરેહતરેહનાં આળ ચડાવતા હતા અને તેમનાં અતિ ગૂઢ વચનોનો મર્મ સમજવાની તેમનામાં શક્તિ નહિ હોવાથી લોકો અનેક રીતે તેમની પજવણી કરતા રહેતા હતા. "અનલ્ હક" અર્થાત્ "अहं ब्रह्मास्मि" એ તેમનો મંત્ર હતો અને તેનું તેઓ પ્રકટ રીતે રટણ કરતા હતા. લોકો તેમના ઉપર ખીજવાતા અને તેમને સતાવતા તેનું આ એક મુખ્ય કારણ હતું. વૃક્ષોમાંથી "અનલ્ હક" એવો ધ્વનિ નીકળ્યા કરે છે, એ વાત ઘણા કબૂલ કરે છે, પણ એ ધ્વનિની સાથે તે વૃક્ષને કશી લેવાદેવા નથી એવું પણ તેઓ ઉમેરે છે. એવીજ રીતે હુસેન મનસૂરની જીભદ્વારા "અનલ્ હક" એવો અવાજ નીકળતો હતો, પણ એ અવાજમાં મનસૂરનું કશું કર્તાપણું હતું નહિ, એ માનવાને લોકો તૈયાર ન હતા. "ખુદા ઓમરની જીભની મારફતે વાતચીત કરતા," એવું કહેવાય છે. તેમ મનસૂરની જીભની મારફતે ખુદાજ "અનલ્ હક" એવો ઉચ્ચાર કરાવતા હોય એવું કેમ ન બને? પણ આ ઉપરથી તે પોતે ખુદા હોવાનો દાવો કરતા એવું માની લેવાનું કાંઇજ કારણ નથી.

હુસેન મનસૂરનું જન્મસ્થાન કયા દેશમાં હતું તે વિષે મૂળ પુસ્તકમાં સ્પષ્ટ ઉલ્લેખ કર્યો જણાતો નથી. પણ સંભવ છે કે તેમનું જન્મસ્થાન બગદાદ હોય. શરૂઆતમાં મનસૂર તસ્તર નામના એક સ્થાનમાં ગયા અને ત્યાં અબદુલ્લા તસ્તરીની સાથે બે વરસ સુધી રહ્યા. સોળ વરસની ઉંમરે તેમણે પોતાની પહેલવહેલી પરદેશની મુસાફરી કરી હતી. તસ્તરથી તેઓ બસરા ગયા, બસરાથી નીકળીને જુદાં જુદા સ્થળોમાં તે વિચરતા ગયા. મક્કાનિવાસી હજરત ઉસ્માનના પુત્ર ઓમરની સાથે તેમને મૈત્રી હતી. મનસૂર દોઢ વરસ સુધી ઓમરની સાથે રહ્યા હતા. અબુ યાકુબોલ્ આસ્તરે પોતાની દીકરીનું લગ્ન મનસૂરની સાથે કર્યું હતું. પણ એક વાર ઓમરની સાથે તેમને અણબનાવ થવાથી, તેઓ બગદાદ ચાલ્યા ગયા અને ત્યાં મહાતપસ્વી જ્વનિદના સહવાસમાં થોડા વખત સુધી નિશ્ચિંત મનથી એકાંતનું સેવન કરવા લાગ્યા. ત્યાર પછી મનસૂર મક્કા જઇ પહોંચ્યા અને એક વરસ સુધી ત્યાં નિવાસ કર્યા પછી કેટલાક સૂફીઓની એક મંડળી બનાવીને તેમની સાથે બગદાદ પાછા આવ્યા અને તપસ્વીઓમાં શ્રેષ્ઠ એવા જ્વનિદને અમુ પ્રશ્ન પૂછવા લાગ્યા. જ્વનિદે તેના ઉત્તર ન આપ્યા પણ મોઢેથ

એટલુંજ બોલ્યા કે, “ થોડાજ વખતની અંદર તું શૂળીની અણીને રંગી નાખીશ.” હુસેન મનસૂરે તેના જવાબમાં કહ્યું: “ જે દહાડે તેમ બનશે તે દહાડે તમે જ્ઞાનીજનો (સૂફી) નાં વસ્ત્રનો પરિત્યાગ કરીને સાંસારિક લોકોના જેવાં વસ્ત્ર પહેરતા થઇ જશો.”

ખલીફાની આગળ ઘણા અગ્રગણ્ય પુરુષોની તથા કેટલાક મહાત્માઓની પણ લિખિત ફરિયાદો આવવા લાગી હતી કે, હુસેન મનસૂરને પ્રાણદંડની સજા થવી જોઇએ. પણ આ બાબત મહર્ષિ જ્વનિદ બિલકુલ ચૂપ રહ્યા હતા. ખલીફાએ કહ્યું: “ જ્વનિદનો અભિપ્રાય ઘણો જરૂરનો છે.” તે ઘડીએ જ્વનિદ પોતાની ભજન-કુટીરમાંથી બહાર આવ્યા અને મદ્રેસા (વિદ્યાલય)માં ગયા ને ત્યાં જઇને તેમણે ઉલેમાનાં વસ્ત્ર ધારણ કરીને ખલીફાને એવી મતલબ-નો પત્ર લખ્યો કે, “ મનસૂર તેમનાં બહારનાં આચરણ જોતાં પ્રાણ-દંડની સજાને યોગ્ય છે. કાયદો તો બહારનાં આચરણ ઉપરથીજ સજા ફરમાવે છે. અંતરની વાત તો એક ખુદાજ જાણે છે.”

આ બાજુએ પોતાના પ્રશ્નનો જવાબ જ્વનિદની પાસેથી ન મળ્યો, તેથી હુસેન મનસૂર મનમાં ખિન્ન થઇને તેમની રજા લીધા વિનાજ પોતાની પત્નીની સાથે તસ્તર ચાલ્યા ગયા. એકાદ વરસ પોતે ત્યાં રહ્યા. ત્યાંના લોકો ખાસ કરીને તેમના પ્રતિ શ્રદ્ધાવાન હતા, પણ મનસૂરનો સ્વભાવજ એવો હતો કે, તેઓ કોઇ પણ રીતે સંસારના લોકોને લેખવતાજ નહિ. આથી કરીને થોડાજ વખતની અંદર લોકોને તેમણે પોતાના દુશ્મન બનાવી દીધા અને તેમની વિરુદ્ધ વિદ્વેષનો ભડકો જોરથી ભડભડી ઊઠ્યો. ઉસ્માનના પુત્ર ઓમરે તેમની વિરુદ્ધમાં ખોરસ્તાન દેશના લોકોને કાગળો લખીને ખોરસ્તાનવાસીઓની નજરે મનસૂરને હલકા પાડ્યા અને તે લોકોને પણ મનસૂરના વિરોધીઓના ટોળામાં સામેલ કરી દીધા. આ બધું જોઇને હુસેનના મનમાં અતિશય વિરાગ ઉત્પન્ન થયો. તેમણે સૂફીનાં વસ્ત્રનો પરિત્યાગ કરીને સંસારી લોકોના જેવાં કપડાં પહેરવા માંડયાં અને પોતાના ગુણને છુપાવીને વિષયાસક્ત લોકોની સાથે બેસીને બહારથી તેમના જેવાજ બની ગયા.

પાંચ વરસ સુધી હુસેન કશી ખાસ પ્રવૃત્તિમાં જોડાયા ન હતા. એ પાંચ વરસ દરમ્યાન તેઓ થોડો વખત ખુરાસાન દેશમાં તથા મદરણુહરમાં અને બાકીનો સમય શિસ્તાન, નિમરોજ અને કેમાં-નમાં રહ્યા હતા. ત્યાંથી તેઓ ઇરાનમાં ગયા અને કેટલાક ઉત્તમ

ગ્રંથોની રચના કરીને તેમની લોકકલ્યાણાર્થે જગતને ભેટ કરી. ત્યાર પછી તેમણે આહવાજ દેશના લોકોને ઉપદેશ દેવા માંડયો. ત્યાંથી પાછા તેઓ બસરા આવ્યા અને ફરીથી પાછાં સૂફીનાં વૈરાગ્ય વસ્ત્ર (ખિર્કા) ને ધારણ કર્યાં. ત્યાર પછી થોડાક સાધુઓને પોતાની સાથે લઇને મનસૂર મક્કાની હજ કરવા ચાલ્યા ગયા. આ હજ વખતે તેમની સાથે બીજા પણ ઘણા લોકો જોડાયા હતા. તેઓ મક્કા પહોંચ્યા ત્યાર પછી યાકુબ નહર નામના એક માણસે તેમના ઉપર જાદૂગર હોવાનો આરોપ મૂકયો હતો. મક્કાથી તેઓ પાછા બસરા આવ્યા અને એક વરસ ત્યાં વ્યતીત કર્યાં પછી પાછા આહવાજ દેશમાં ગયા. પછી મનસૂરે મનમાં વિચાર કર્યો કે, મારે મૂર્તિપૂજક લોકોના દેશમાં જઇને તેમને સદુપદેશદ્વારા બૂતપરસ્તી (મૂર્તિપૂજા) માંથી છોડાવીને ખુદાપરસ્તી (એકેશ્વરવાદ) તરફ વાળવા જોઇએ. આવો વિચાર કરીને મનસૂર ભારતવર્ષમાં પણ આવી ગયા હતા. ત્યાંથી પાછા ખુરાસાન તરફ વળ્યા અને ખુરાસનથી મદરણહર અને ત્યાંથી માચિન જઇને ત્યાંના લોકોને એકેશ્વરવાદનો ઉપદેશ દેવા લાગ્યા. આ રીતે તેઓ દુનિયાના અનેક દેશમાં ભ્રમણ કરતા કરતા જ્યારે પોતાને સ્વદેશ પાછા આવ્યા, ત્યારે તેમના દેશવાસીઓએ તેમની વિરુદ્ધમાં દેશેદેશમાં કાગળો લખીને મોકલાવી દીધા. ત્યાંથી વળી પાછી તેમણે મક્કાની બીજી વારની હજ કરી અને ત્યાં પૂરાં બે વરસ રહ્યા પછી જ્યારે સ્વદેશ આવ્યા, ત્યારે તો તેમનામાં ભારે પરિવર્તન થઇ ચૂકયું હતું. તેઓ લોકોની આગળ એવા એવા ગૂઢ વિષયોની ચર્ચા કરતા હતા કે, લોકોને તેમાં કશીજ સમજણ પડતી ન હતી. આનું ફળ એવું આવ્યું કે હુસેન મનસૂરને પચાસ ગામના લોકોએ પોતાના ગામમાંથી અપમાનિત કરીને કાઢી મૂકયા. તેમના જીવનમાં જેવી અતિ વિચિત્ર અવસ્થાઓ જોવામાં આવે છે, તેવી બીજા કોઇ પણ મહાતપસ્વીના જીવનમાં આપણે જોતા નથી.

મનસૂર એક વાર વિદેશપર્યટન કરવા નીકળ્યા. તે વખતે તેમના રસાલામાં ચારહજાર માણસો હતાં. બીજી વાર જ્યારે તે મક્કાની યાત્રાએ ગયા હતા, ત્યારે તેમણે એક વરસ સુધી કાબાના મંદિરની સામે ખરા બપોરના તડકામાં ઉઘાડે શરીરે ઊભા રહેવાનો નિયમ લીધો હતો. માથે અગ્નિ જેવો સૂર્ય તપતો હતો, તેથી તેમના શરીરમાંથી પરસેવાના રેલા નીતરીને જમીન ઉપર પડતા

હતા, તાપથી દાઝીને તેમની ચામડીમાં ચીરા પડતા હતા; છતાં મનસૂર તે જેમના તેમ સ્થિર ભાવે ઊભાજ થઇ રહેલા હતા. રોજ તેમને સારુ એક રોટી આવતી તેમાંથી તે એક બાજુનો ભાગ ખાઇ લેતા અને વધારાની રોટી રાખી મૂકતા. ત્યાર પછી તેમણે એવી પ્રાર્થના કરવા માંડી કે, " હે ખુદા ! જો હું કાફરજ હોઉં, તો તું મને મારા કાફરપણામાં પણ ખૂબ ઉન્નત અવસ્થાએ લઇ જજે." આ વખતે તેમણે દીઠું કે બીજા ઘણા લોકો તેમની નજીક ઊભા ઊભા ઇશ્વરપ્રાર્થના કરી રહ્યા છે, ત્યારે તેમણે રેતીના ઢગલાની અંદર પોતાનું મસ્તક છુપાવી દીધું. સૌ જ્યારે ત્યાંથી જતા રહ્યા ત્યારે મનસૂરે એકાંતમાં પ્રાર્થના કરવા માંડી કે, " હે મહારાજ ! હે પ્યારે ! હું તો તમને પવિત્રતાની મૂર્તિ તરીકે ઓળખું છું. ભક્તો પોતાના ભાવદ્વારા, જપ કરનારાઓ પોતાના જપદ્વારા અને જ્ઞાનીઓ પોતાના જ્ઞાનદ્વારા જેટલી હદ સુધી તમને પવિત્ર કહે છે, તે કરતાં પણ હું તમને વધારે પવિત્ર કહું છું. હે ખુદા ! કૃતજ્ઞતાની ભૂમિ ઉપર હું કેટલો બધો નિર્બળ સાબિત થઇ ચૂક્યો છું ! માટે તમેજ મારી જગ્યા લેજો અને તમારા પ્રતિ મારે બદલે તમે પોતેજ કૃતજ્ઞતા જાહેર કરજો. એજ સાચી કૃતજ્ઞતા છે."

હુસેન મનસૂર દરરોજ અવિશ્રાંતપણે સાધના કર્યાજ કરતા. તે જોઇને ઘણા લોકો તેમને પૂછતા કે, " તમે આટલી બધી ઉચ્ચ અવસ્થાએ તો પહોંચી ગયા છો, પછી તમારે રોજ ઊઠીને આટલું બધું કષ્ટ વેઠવાનું શું કારણ ?" તેના જવાબમાં તે કહેતા કે, " ઇશ્વરપ્રેમીના હૃદયમાં સુખદુઃખ વાસો નથી કરી શકતાં; કેમકે ઇશ્વરના ભક્તો તો મુડદાંના જેવાજ થઇ ગયા હોય છે."

એક વાર રણમાં મનસૂરને ઇબ્રાહિમ ખાવાજનો ભેટો થઇ ગયો, ત્યારે મનસૂરે તેમને પૂછ્યું: " હમણાં શું કામ કરો છો ?" ઇબ્રાહિમ બોલ્યા: " જેના ઉપર મારો આધાર છે તે ઘરને હું ઠીકઠાક કરવા મંડ્યો છું." મનસૂરે તે ઉપરથી કહ્યું: " તમારી આખી જિંદગી તો તમે પેટને લગતાં કામો કરવામાં વિતાડી નાખી, ત્યારે હવે ઇશ્વરના એકત્વમાં તમે ક્યારે લય પામી જવાના હતા ? તમે તમારું બધું જીવન શું ઉદરસેવાને અર્થેજ વેડફી નાખશો ? બિલકુલ ન ખાવું એ સારામાં સારું અવલંબન છે."

મનસૂરને કોઇએ સહિષ્ણુતાને વિષે પ્રશ્ન પૂછ્યો, ત્યારે તે બોલ્યા: " કોઇ આપણા હાથપગ કાપી નાખે અથવા શૂળી ઉપર

ચઢાવી દે; તોપણ આપણા મોઢામાંથી દુઃખનો ઉદ્ગાર ન નીકળે એનું નામ સહિષ્ણુતા." ખૂબીની વાત એ છે કે, મનસૂરને એ બધાંજ વીતક વીત્યાં, તોપણ તેમને મોઢેથી દુઃખસૂચક એકાદ મંદ ઉદ્ગાર પણ કોઈએ સાંભળ્યો નથી.

એક વાર મહાત્મા શબ્‌લિ મનસૂરને મારવાનો વિચાર કરીને તેમની પાસે આવ્યા ત્યારે મનસૂરે તેમને કહ્યું: "ખામોશ, હું હમણાં એક અતિ અગત્યના કામમાં રોકાયેલો છું. આવા કામની અંદર જે માણસ વરુંધાઇ ગયો હોય તેને મારવાનો કોઇ વિચાર કરેજ નહિ; માટે તમારે મને મારવો નહિ. હું પોતેજ મારા મૃત્યુને મારી પાસે આવવાનું તેડું મોકલી રહ્યો છું."

જ્યારે બધાજ લોકો તરફથી તેમનાં કાર્યોનો પ્રબળ વિરોધ થવા લાગ્યો અને જ્યારે પાર વિનાના લોકો તેમના શત્રુ થઇને ઊભા રહ્યા, તે વખતે તેમને હાથે પહેલાનાં કરતાં પણ વધારે આશ્ચર્યજનક કાર્યો થવા લાગ્યાં અને તેમની વાણીમાં હતું તે કરતાં પણ વધારે તેજ આવી ગયું. ખલીફાની આગળ તેમની વાતો ખૂબ ચર્ચાવા લાગી. તેમને વિષે ફરિયાદોના ઢગલા આવી પડયા હતા અને બધા એકકે અવાજે તેમના વધની માગણી કરી રહ્યા હતા. આ માણુસ "અનલ્ હક" (अहंब्रह्मास्मि) હું ખુદા છું એવું બોલતો ફરે છે, તે ઉપરથી એ એક વચનનેજ આગળ કરીને તેને આધારે મનસૂરને પ્રાણદંડ દેવાનો નિર્ણય ખલીફાએ જાહેર કરી દીધો. લોકો મનસૂરને કહેવા લાગ્યા કે, "બોલો, 'તૂ અલ્હક'" (તુંજ ખુદા છે). ત્યારે મનસૂરે કહ્યું: "હા, હા, બધું જે છે તે તેજ છે. (सर्वं खल्विदं ब्रह्म) પણ તમે કહો છો તે (ઈશ્વર) ખોવાઇ ગયો છે. પણ હું કહું છું કે તે નથી ખોવાઇ ગયો, પણ મનસૂર ખોવાઇ ગયો છે અને એવો ખોવાઇ ગયો છે કે તે શોધ્યો જડતો નથી. અગાધ મહાસાગર સુકાઇ જતો નથી અને તેના વિસ્તારમાં ન્યૂનતા પણ આવતી નથી." પછી બધાજ જ્વનિદની પાસે ગયા અને કહેવા લાગ્યા કે, "હુસેન મનસૂર આવું બધું બોલે છે તેનો કશો અર્થ છે કે નહિ?" અફસોસની વાત છે કે, જ્વનિદના જેવા મહાતપસ્વીના મુખમાંથી એવું વચન નીકળી ગયું કે, "તેના શરીરના ઉપર પ્રહાર કરો અથવા તેના કકડા કરી નાખો. હવે અર્થ કરવાનો વખત રહ્યો નથી." ત્યાર પછી મહમ્મદ દાઉદ નામના એક શખસે તથા

બીજા એક ઉલેમાએ જઇને મનસૂરના અંગ ઉપર આક્રમણ કર્યું અને તેમને બાંધીને ખલીફાની પાસે ઘસડી ગયા. ખલીફાના મંત્રીએ તેમને કારાવાસનો હુકમ સંભળાવી દીધો. એક વરસ સુધી મનસૂરને નાના પ્રકારના ધર્મવિષયક પ્રશ્નો પૂછવાને સારુ ઘણા લોકો કેદખાનામાં તેમની પાસે જઇને બેસતા. ત્યાર પછી તે પરવાનગી રદ કરવામાં આવી અને કોઇને તેમને મળવાની રજા મળતી બંધ થઇ ગઇ. પાંચ મહિનામાં એક પણ માણુસ તેમને મળી શકચો ન હતો. ફક્ત એકજ વાર અબદુલ્લા ખફિક અને એબ્ન આતાએ તેમને સંદેશો કહાવી મોકલ્યો કે, "તમે જે બોલો છો તેને સારુ માફી માગો, તો તમને કેદખાનામાંથી છૂટા કરવામાં આવશે." મનસૂરે તેના જવાબમાં એવું કહેવડાવ્યું કે, "જે મને માફી માગવાનું કહે છે, તે ભલે માફી માગી લે." આ સાંભળીને એબ્ન આતા ખૂબ ખીજવાઇ ગયો.

દંતકથા એવી છે કે, મનસૂર જ્યારે કેદખાનામાં હતા, ત્યારે ત્યાં ઘણી આશ્ચર્યકારક ઘટનાઓ બની હતી. બેત્રણ દિવસ સુધી મનસૂર પોતાની અલૌકિક શક્તિઓદ્વારા અદૃશ્ય થઇ ગયા હતા અને કોઇ ન જોઇ શકે એવી રીતે તેમણે બીજા કેદીઓને છૂટા કરી દીધા હતા. કેદખાનાના અમલદારોએ જ્યારે કેદીઓને નાસી જતા દીઠા, ત્યારે તેઓ ગભરાઇ ગયા અને ફિકરમાં પડી ગયા કે, હવે આનું કરવું શું? તેમણે મનસૂરને પૂછયું: "કેદીઓ કયાં જતા રહ્યા?" મનસૂર બોલ્યા: "તેઓ બધા છૂટા થઇ ગયા છે." જેલવાળાઓએ પૂછયું: "ત્યારે તમે કેમ હજી અહીં બેસી રહ્યા છો?" ત્યારે મનસૂરે કહ્યું: "ખુદા મારા ઉપર નારાજ થયા છે, તેટલા માટે હું જરાવાર થોભી ગયો છું." ખલીફાને કાને જ્યારે આ સમાચાર પહોંચ્યા ત્યારે તે બોલ્યો: "હુસેન મનસૂર નક્કી કાંઇ નવાજૂની કરી મૂકશે માટે તેને એકદમ મારી નાખો, અથવા તે મોઢેથી "અનલ્ હક" બોલતો બંધ ન થાય ત્યાંસુધી તેને લાકડીઓના ઝપાટા માર્યાજ કરો." આવો હુકમ થયો એટલે મનસૂરને કેદખાનામાંથી બહાર કાઢ્યા અને પ્રથમ તો તેમની પીઠ ઉપર ખૂબ જોરથી ત્રણુસો લાકડીના ફટકા માર્યા. સોટીમાર કહે છે કે, "મારી લાકડીના એક એક ફટકાની સાથે સાથે 'હુસેન! બીશ નહિ, હુસેન! બીશ નહિ,' એવો ગેબી અવાજ હું સાંભળતો હતો." આટલો બધો ક્રૂર માર પડયો તોપણ મનસૂર "અનલ્

હક" બોલતા તો અટકયાજ નહિ. ત્યારપછી તેમને શૂળીએ ચડાવવાને લઇ ગયા, તે વખતે તેમને જોવાને લાખો માણસોની મેદની એકત્ર થઈ હતી. મનસૂરે એક વાર ચારે બાજુએ નજર નાખીને "હક હક હક અનલ્ હક" એવો ઉદ્ગાર કર્યો. એજ ઘડીએ એક ફકીર તેમની પાસે આવીને પૂછવા લાગ્યો: "પ્રેમ એ શી વસ્તુ છે?" મનસૂરે તેને કહ્યું: "આજે જોઇશ, આવતી કાલે જોઇશ, પરમ દહાડે જોઇશ." આ વચનનું તાત્પર્ય એ છે કે આજે મને મારી નાખશે, કાલે મારા શરીરને બાળી દેશે અને પરમ દહાડે મારી કશી એધાણી તેઓ રહેવા દેશે નહિ. પારવિનાની મૃત્યુની વેદનાથી તેઓ પીડાતા હતા, ત્યારે પણ અનેક લોકોના પૂછેલા સવાલના તેઓ શાંતિથી એક પછી એક ઉત્તર આપતા જતા હતા. ત્યાર પછી તેમને શૂળીની પાસે આણીને ઊભા રાખ્યા. તેમણે શૂળીના ફણાને ચુંબન કર્યું અને શૂળીના માંચડા ઉપર ચડવાના પગથિયા ઉપર પગ મૂકતાં બોલ્યા: "હે શૂળી! વીર પુરુષોને સ્વર્ગારોહણ કરાવનારી નિસરણી!" ત્યાર પછી પશ્ચિમ તરફ મુખ રાખીને ઊંચા હાથ કરીને તેમણે પ્રાર્થના કરી લીધી. તેઓ શૂળી ઉપર ચડતા હતા, ત્યારે કેટલાક દુષ્ટ, નિર્દય અને પાપી લોકોએ તેમના ઉપર પથ્થર ફેંકયા. તે જોઇને લોકો કહેવા લાગ્યા કે, "આટ આટલા પથ્થર વાગે છે તોપણ હુસેન મોઢેથી એક ઉંકારો પણ કરતા નથી!" ત્યાર પછી જ્યારે તેમના હાથ કાપી નાખવામાં આવ્યા, ત્યારે તે હસતું મોઢું કરીને બોલ્યા: "હાડ-માંસના બનેલા હાથ કાપી નાખ્યા એમાં તે શી મોટી વાત છે! પણ મારા આધ્યાત્મિક હાથ જે સ્વર્ગના શિખર ઉપરથી ગૌરવવંતો મુકુટ ખેંચી રહ્યા છે, તેને કાપી નાખે એવો તમારામાંથી છે કોઈ?" પછી તેમના પગ કાપી નાખ્યા ત્યારે તેમણે કહ્યું: "આ પગે તો હું પૃથ્વી ઉપર વિચર્યો હતો, પણ મારે બીજા પગ છે, જેમના વડે હું સ્વર્ગલોકમાં ભ્રમણ કરવાનો છું. કોઇની માએ સવાશેર સૂંઠ ખાધી હોય તો મારા તે પગ કાપી જુએ." પછી તેમણે પોતાના લોહીથી નીગળતા હાથ પોતાને મોઢે ઘસ્યા અને તેના ઉપર બાહુ અને હાથ ઘસીને તેમને પણ લોહીવાળા કરી નાખ્યા. લોકોએ કહ્યું: "એ શું કરો છો?" મનસૂર બોલ્યા: "મારા શરીરમાંથી ઘણું લોહી વહી જાય છે, તેથી મારું મોઢું ફીકું પડી જવાનો સંભવ છે. તમે તે જોઇને કદાચ મનમાં એવું માની લો કે, મોતના

ભયથી મારું મોઢું ફીકું પડી ગયું હશે. તે સારુ મેં તેને લોહીથી ખરડયું કે જેથી હું રાતુંચોળ મોઢું લઇને મરું; કારણ કે વીર પુરુષોના મોઢાને તો તેમનાજ લોહીનો રંગ શોભે." કોઇએ પૂછયું: "પણ તમે તમારા હાથ શા સારુ લોહીવાળા કર્યા?" તેમણે કહ્યું કે, "મેં વજૂ કર્યું." લોકો બોલ્યા: "એવું તે વળી વજૂ થતું હશે કે?" ત્યારે મનસૂરે જવાબ દીધો: "એ તો પ્રેમનું વજૂ છે. પ્રેમનું વિશુદ્ધ વજૂ તો લોહી વડેજ થાય." ત્યાર પછી તેમની બે આંખો ખેંચી કાઢી. આ વખતે લોકો હાહાકાર કરવા લાગ્યા અને ઘણા તો રડારોળ કરવા લાગ્યા. તે વખતે પણ કોઇ કોઇ દુષ્ટ લોકો તો તેમના ઉપર પથ્થર ફેંકયેજ જતા હતા. પછી પોતાની જીભ કાપી નાખવાની તૈયારી થતી જોઇને તેઓ બોલ્યા: "જરાવાર થોભી જાઓ, મારે કાંઇક કહી લેવું છે." તેમણે આકાશ ભણી દૃષ્ટિ કરીને કહ્યું: "અયે ખુદા! આ લોકોએ મને આટલી બધી દારુણ પીડા કરી છે, તોપણ તું તેમને ખાલી હાથે પાછા વાળીશ મા, તે દિવ્ય સંપત્તિ ઉપરથી તેમનો હક ડુબાવી દઈશ મા. તેમણે મારા હાથપગ કાપી નાખ્યા છે, તોપણ તારે રસ્તે હું ચાલતો હતો તે વખતે એ કૃત્ય કર્યું છે. હવે તેઓ મારું મસ્તક કાપી નાખીને મને જયારે શૂળી ઉપર બેસાડશે, ત્યારે તેઓ મને તારું દર્શન કરવાને યોગ્ય બનાવી દેશે." ત્યાર પછી તેમનાં નાક અને કાન કાપી નાખવામાં આવ્યાં. આ વખતે એક અતિક્રૂર ડોશી ત્યાં આવીને કહેવા લાગી: "એને પથ્થર મારો, આ આત્માભિમાની કાફરને ખૂબ મારો." હુસેન મનસૂરે તે વખતે કુરાનની બે આયાતોનું પારાયણ કર્યું. એ તેમના મોઢાનું સૌથી છેલ્લું ઉચ્ચારણ હતું. ત્યાર પછી તેમની જીભ કાપી નાખવામાં આવી. આ વખતે સાંજ પડી જવા આવી હતી. એટલામાં કોઇ ખલીફાનો હુકમ લઇને આવ્યું કે, "એનો શિરચ્છેદ કરી નાખો." હુસેન મનસૂરે સંસારમાં શ્રદ્ધા અને વીરત્વનું અદ્‌ભુત દૃષ્ટાંત સંસારની આગળ મૂકીને પ્રસન્નવદને પ્રાણ ત્યાગ કરી દીધો. ત્યાર પછી તેમના મૃતદેહને બાળી દીધો.

## ઉપદેશવચન

૧. સંસારના પ્રતિ જેઓ વિતરાગ છે અને જેમની દૃષ્ટિ ઈશ્વરના ઉપર છે, તેઓજ સૂફી અર્થાત્ ઋષિ છે.

૨. લોકોના અત્યાચારથી જેમને પીડા ન થાય તેજ મહાપુરુષ.



# २४–महातपस्वी आउल् हुसेन खर्काणी

આઉલ્ હુસેનની શ્રદ્ધા પર્વતના જેવી અવિચળ હતી અને તેમના તત્ત્વજ્ઞાનનું ગાંભીર્ય સાગરના સમાન અતળ હતું. તે તપસ્વી-મંડળના ગુરુ અને સાધુસમાજના અગ્રણી હતા. આ મહાત્માએ અતિ કઠોર વ્રતોની સાધનામાં પોતાનાં શરીર અને મનને બરાબર પરોવી રાખ્યાં હતાં. પરમેશ્વરના નિત્ય દર્શનમાં અને તેમના સહવાસના આનંદમાં તેઓ મસ્ત રહેતા. તેમનું નિવાસસ્થાન ખર્કાણુ દેશમાં હતું. પ્રસિદ્ધ દેશવિજેતા મહમ્મદ ગઝનવીના સમયમાં આઉલ્ હુસેન થઇ ગયા છે.

એક વાર સુલતાન મહમ્મદ મહર્ષિ આઉલ્ હુસેનનું દર્શન કરવાને ગયો. પ્રથમ તો તેણે આઘે રહ્યાં રહ્યાં મહર્ષિને એવું કહેવડાવ્યું કે, "સુલતાન ગજનીથી તમને મળવા આવ્યા છે, માટે તમે એકદમ તમારી કુટીરમાંથી બહાર આવીને તેમનું સન્માન કરવાને સારુ સુલતાનના તંબૂમાં જાઓ." સાથે સાથે કુરાનમાંનું ઈશ્વરનું વચન પણ કહેવડાવ્યું કે, 'ખુદાના મોકલેલા પયગંબરનો આદર કરો અને જે ઐશ્વર્યનો માલિક હોય તેનો આદર કરો.' આઉલ્ હુસેને તેના જવાબમાં સુલતાનનો સંદેશો લાવનારને કહ્યું કે, "સુલતાનને કહેજો કે મને માફ કરે. હું ખુદાની સેવામાં એવો વરુંધાઇ ગયો છું કે મને પયગંબરની સેવા કરવા જેટલી પણ ફુરસદ મળતી નથી, તો પછી ઐશ્વર્યના સ્વામીની તો વાતજ શી કરવાની ?" તે સંદેશવાહકે સુલતાનની પાસે જઇને મહર્ષિનો ઉપર કહેલો જવાબ સંભળાવી દીધો. તે સાંભળીને સુલતાન ચિડાયો અને બોલ્યો: "અમે અટકળ તો કરીજ હતી કે જેનાં દર્શન કરવા આપણે આવ્યા છીએ, તે મહાતપસ્વી આ હોઇ શકે નહિ. છતાં ચાલો, આટલે સુધી આવ્યા છીએ તો એક વાર તેની પાસે જવું તો જોઇએ." આવું કહીને સુલતાને પોતાનો રાજમુકુટ આઈયાજ નામના પોતાના એક માનીતા

ઉમરાવને માથે મૂકયો, પોતાનો રાજવંશી પોશાક તેને પહેરાવ્યો અને પોતે હાથમાં શસ્ત્ર લઇને તેના અંગરક્ષક બનીને તેની પાછળ પાછળ ચાલવા માંડયું. બીજા રાજસેવકો સૌ તેમની પાછળ પાછળ ચાલતા ગયા. આ પ્રમાણે તેઓ બધા આઉલ્ હુસેનની પર્ણકુટિ સુધી ચાલતા ચાલતા આવ્યા અને તેમને સલામ કરી. ઋષિએ તેમની સલામ ઝીલી, પણ તેમને આવકાર આપવાને સારુ ઊઠીને ઊભા ન થયા. થોડા વખત સુધી તેમણે સુલતાનના અને આઈયાજના મોઢા સામે જોવા માંડયું અને સુલતાન કોણ છે અને તેનો ઉમરાવ કોણ છે તે બેઉનાં મોઢાં જોઇને પારખી લીધું.

મહમ્મદે તેમને પૂછ્યું: "આપે ઊભા થઇને સુલતાનનો સત્કાર કેમ ન કર્યો?" મહર્ષિ બોલ્યા: "એ તો જાળ છે જાળ." મહમ્મદે કહ્યું: "ભલે, એ જાળ છે, પણ તમે એ જાળમાં પકડાઓ એવા પંખી છો કે નહિ?" ત્યારે મહર્ષિએ મહમ્મદનો હાથ પકડીને કહ્યું: "મારી નજીક આવો." મહમ્મદે જરાક નજીક જઈને પૂછ્યું: "બોલો, તમે શું કહેવા માગો છો?" ઋષિ બોલ્યા: "બીજા બધા લોકોને જરા આઘે જવાનો હુકમ કરો." મહમ્મદે પોતાના રસાલાનાં માણસોને ત્યાંથી ખસી જવાનો હુકમ કર્યો એટલે તેઓ ત્યાંથી આઘે જતા રહ્યા. પછી મહમ્મદે કહ્યું: "મહર્ષિ બાયેજિદને વિષે મને કાંઇક કહો." આઉલ્ હુસેન બોલ્યા: "બાયેજિદ એવું કહી ગયા છે કે જેમણે મને એક વાર જોયો હશે, તેમનું દુર્ભાગ્ય દૂર થઇ જશે." સુલતાને પૂછ્યું: "ત્યારે તે શું પયગંબરના કરતાં પણ શ્રેષ્ઠ થઇ ગયા, એમ? તેમના વિપથગામી કાકા અબુજોહેલે અને અબુલહેબે પયગંબરને જોયા હતા, તોપણ તેમના બેઉના દુર્ભાગ્યનો આડો આંક ન હતો." મહર્ષિ બોલ્યા: "સુલતાન! તમારે તમારી સભ્યતાનો ત્યાગ કરવો નહિ. તમે તમારી યોગ્યતા સાચવીને વાત કરજો. એટલું નક્કી માનજો કે પયગંબરને તેમના ચાર પ્રચારબંધુઓ અને બીજા થોડાક ધર્મ-બંધુઓ સિવાય બીજા કોઈ જોઇ શકયાજ નથી. એની સાબિતી જોઈતી હોય તો ઈશ્વરનું આ વચન છે તે સાંભળો: "જુઓ, તેઓ તમારા તરફ જુએ છે, છતાં તમને જોઇ શકતા નથી." આ સાંભળીને મહમ્મદને સંતોષ થયો અને તે બોલ્યો કે, "મને કાંઇક ઉપદેશ દો." ત્યારે મહર્ષિ બોલ્યા: "એકબે વાત તમને

કહું છું, તેટલાનુંજ પાલન કરશો તોપણ ચાલશે. એક તો તમારે નિષિદ્ધ કર્મોથી દૂર રહેવું, સૌની સાથે મસ્જિદમાં જઇને નમાજ પઢવી અને લોકોના પ્રતિ દયા અને ઉદારતા દર્શાવવી." પછી મહમ્મદે કહ્યું: "મને આશીર્વાદ આપો." મહર્ષિ બોલ્યાઃ "હે મારા પ્રભુ! ધાર્મિક સ્ત્રીપુરુષોને તું ક્ષમા કરજે." મહમ્મદે ફરીથી વિશેષ આગ્રહ કર્યો કે, "મને પોતાનેજ લાગુ પડે એવો ખાસ આશીર્વાદ દો." ત્યારે તે બોલ્યાઃ "હે મહમ્મદ! તું આખર સુધી મહમ્મદ (પ્રશંસાને પાત્ર)જ રહીશ."

ત્યાર પછી મહમ્મદે એકહજાર રૂપિયા મહર્ષિની આગળ મૂક્યા અને વિનંતિ કરી કે, "કૃપા કરીને આટલું ગ્રહણ કરો." મહર્ષિએ પણ પોતાને ખાવાને સારુ એક મોટો અને જાડો રોટલો બનાવી રાખ્યો હતો તે સુલતાનની આગળ મૂક્યો અને કહ્યું કે, "આ ખાઓ." સુલતાને તેમાંથી કકડો ભાંગીને ચાવવા માંડ્યો પણ ગળે ઊતર્યો નહિ. મહર્ષિએ પૂછ્યું: "રોટલો ગળામાં ખૂંચે છે ખરું ને?" સુલતાને કહ્યું: "છે તો એમજ. બહુજ સખત રોટલો બનાવ્યો છે." ત્યારે હવે મહર્ષિએ કહ્યું: "તમારા આ રૂપિયા પણ એવીજ રીતે મારા ગળામાં ખૂંચે અને ત્યાંના ત્યાંજ અટકી રહે એવી તમારી ઇચ્છા ન હોય, તો આ રૂપિયા પાછા લઇ જાઓ. એમ જાણજો કે મેં એ લીધા અને પાછા આપી દીધા. પેલો રોટલો જેમ તમારે ગળે ખૂંચે છે, તેમ તમારા રૂપિયા મારા અંતઃકરણમાં ખૂંચે છે." મહમ્મદે કહ્યું: "થોડા તો લો." પણ ઋષિએ તે વાત પણ કબૂલ રાખી નહિ. ત્યારે સુલતાને કહ્યું કે, "મને તમારી યાદગીરીને ખાતર કાંઇક પ્રસાદી આપો." ઋષિએ તેને પોતાનું ઓઢવાનું વસ્ત્ર આપ્યું. જતી વખતે સુલતાન મહમ્મદ બોલ્યોઃ "ભગવન્! તમારી કુટિ અતિ ઉત્તમ છે." આઉલ્ હુસેન બોલ્યાઃ "તમારી પાસે ધન છે, ઐશ્વર્ય છે અને આવી કુટિનું પણ તમારે પ્રયોજન તો હોવુંજ જોઇએ." પછી જ્યારે સુલતાને ત્યાંથી જવા માંડ્યું, ત્યારે મહર્ષિ તેના માનને ખાતર તેને વિદાય કરવા ઊભા થયા. ત્યારે સુલતાને પૂછ્યું: "હું અહીં આવ્યો ત્યારે તો તમે ઊભા થયા નહિ, મને ગણકાર્યો પણ નહિ અને હવે ઊભા થાઓ છો તેનું શું કારણ?" મહર્ષિ બોલ્યાઃ "તમે આવ્યા ત્યારે રાજા તરીકેના અહંકારથી યુક્ત થઇને મારી પરીક્ષા લેવાનો વિચાર કરીને આવ્યા હતા અને હવે

દીનતા અને ફકીરીની સાથે જાઓ છો. અત્યારે ફકીરીનો સૂરજ તમારા ઉપર પ્રકાશી રહ્યો છે. તમે આવ્યા ત્યારે તમારી બાદશાહીના માનમાં હું ઊભો થયો ન હતો, પણ તમારી ફકીરીના માનમાં ઊભો થાઉં છું" પછી બાદશાહ ત્યાંથી ચાલતો થયો.

એક દિવસ આઉલ્ હુસેન કેટલાક તપસ્વીઓની સાથે પોતાની કુટિમાં બેઠા હતા, તે વખતે તેમણે સાત દિવસના ઉપવાસ કર્યા હતા. એવામાં એક જણ લોટની એક ગુણ અને બીજો સામાન લઇને ત્યાં આવી પહોંચ્યો અને બોલ્યોઃ "આ સામગ્રી હું મહર્ષિઓને સારુ લાવ્યો છું." આવું સાંભળીને પોતાની પાસે બેઠેલા ધર્મબંધુઓને આઉલ્ હુસેને કહ્યુંઃ "તમારામાંથી જે મહર્ષિ હોય તે આ સામગ્રીને ગ્રહણ કરે. મહર્ષિ થવાની મારી તો હિંમત ચાલતી નથી." કોઇએ તે વસ્તુઓ લીધી નહિ, ત્યારે આખરે તે માણસ પાછી લઇ ગયો.

એક જણે મહાતપસ્વી આઉલ્ હુસેનની પાસે આવીને ખિર્કાની અર્થાત્ સંન્યાસીનાં વસ્ત્રની માગણી કરી. તેમણે કહ્યુંઃ "પહેલાં તમે મારા એક સવાલનો જવાબ આપોઃ "કોઇ પુરુષ સ્ત્રીનાં લૂગડાં પહેરે તેથી તે સ્ત્રી બની જાય?" પેલાએ કહ્યુંઃ "ના." મહર્ષિએ કહ્યુંઃ "એજ પ્રમાણે કોઇ સ્ત્રી મર્દનો પોશાક પહેરે તેથી તે મર્દ બની જતી નથી. તેવી રીતે તમે ખરેખરા સાધુ થયા વિના સાધુનાં વસ્ત્ર પહેરીને સાધુ થઈ શકવાના નથી."

એક વાર મહર્ષિ આઉલ્ હુસેનની પાસે આવીને કોઇએ કહ્યુંઃ "લોકોને ઈશ્વરના ભણી વાળવાની મને આપ અનુમતિ આપો." મહર્ષિ બોલ્યાઃ "મારું તો એવું કહેવું છે કે લોકોને ઈશ્વરના તરફ વાળજો, તમારા તરફ નહિ." પેલો માણસ બોલ્યોઃ "ભગવન્! કોઇ વળી લોકોને પોતાના તરફ તે વાળતું હશે કે?" મહર્ષિએ કહ્યુંઃ "હા, જો કોઇ બીજો માણસ લોકોને ઈશ્વરના ભણી વળવાનું કામ કરતો હોય અને જો તેથી તમને અસંતોષ થતો હોય, તો તે ઉપરથી એવુંજ અનુમાન થઇ શકે કે, તમે લોકોને ઈશ્વર તરફ નહિ પણ તમારા પોતાના તરફ વાળવા ઇચ્છો છો."

અબુ અલિસિના નામનો એક માણસ મહર્ષિ આઉલ્ હુસેનની ખ્યાતિ સાંભળીને ખર્કાણ આવ્યો, તે વખતે તે પોતાના આશ્રમમાં ન હતા. આશ્રમના બારણા આગળ ઊભાં ઊભાં તે માણસે પૂછ્યું:

"મહર્ષિ ક્યાં છે?" તેમની સ્ત્રીએ જવાબ દીધોઃ "અરે તે જૂઠા, લબાડી અને ધર્મવિરોધીનું તમારે કામજ શું છે?" આ ઉપરાંત બીજાં પણ અનેક દુર્વચન તે સ્ત્રીએ કહી નાખ્યાં. તે સાંભળીને અબુ અલિ તો આભોજ બની ગયો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે, "આવા મહાતપસ્વીને આવી કુપાત્ર સ્ત્રીની સાથે પાનું પડે એ થોડી કમનસીબીની વાત છે?" આવો વિચાર કરતો કરતો તે તો ત્યાંથી રણ તરફ ચાલતો થયો. એટલામાં તેણે સામેથી મહર્ષિને આવતા દીઠા. તેમની સાથે એક વાઘ હતો અને તે વાઘની પીઠના ઉપર તેમણે લાકડાં લાદ્યાં હતાં, જે ઊંચકીને વાઘ ચાલતો હતો. તે જોઇને અબુ અલિ તો બેબાકળોજ બની ગયો અને મહર્ષિને પૂછવા લાગ્યો કે, "આ શું કહેવાય?" મહર્ષિએ કહ્યુંઃ "હું ઘરમાં આ વાઘના જેવીજ એક વાઘણનો ભાર સહન કરું છું, તેથી આ વાઘને મારો ભાર સહન કરવો પડે છે."

એક વાર આઉલ્.હુસેન રાતને વખતે નમાજ પઢતા હતા, તે વખતે તેમને કાને એક એવો ગેબી અવાજ અથડાયો કે, "આઉલ્ હુસેન! તમારે શી ઇચ્છા છે તે કહો. તમારે લગતી બધીજ ગૂઢ વાતો હું જાણું છું, તે હું લોકોની આગળ જાહેર કરી દઈશ અને તમારા ભૂકે ભૂકા ઉડાવી દઇશ." આઉલ્ હુસેન બોલ્યાઃ "અયે ખુદા! ત્યારે શું તમારી પણ એવી મરજી છે કે હું જે તમારી દયાળુતા જાણું છું અને તમારો પ્રેમ જેને હું અનુભવું છું, તે બધાની વાત હું લોકોની આગળ જાહેર કરી દઉં કે જેથી કરીને તમને માથું નમાવવા કોઇ આવેજ નહિ?"

એક દિવસ મહર્ષિએ પોતાના અંતઃકરણમાં એવો અવાજ સાંભળ્યો કે, "આઉલ્ હુસેન! તને શું તારા વિરોધીઓનો અને તેમના મચાવેલા કોલાહલનો ભય લાગે છે?" તેમણે જવાબ દીધોઃ "હું મુડદાંઓથી જરાએ બીતો નથી. જે બળવાન છે તે ઊંટને ગળે બાંધેલા ઘંટથી અથવા તેના શબ્દથી ભય પામતો નથી."

એક વાર મહર્ષિએ એવી પ્રાર્થના કરી કે, "હે પ્રભો! યમને મારી પાસે મોકલતા નહિ. હું યમના હાથમાં મારો પ્રાણ નહિ સોંપી દઉં. મને યમની પાસેથી પ્રાણ મળ્યો નથી, તો પછી હું તેને આપું પણ શા માટે? પ્રાણદાતા તો તમે છો, તમારા તરફથી મને પ્રાણ મળ્યો છે, માટે તે તમે જ્યારે પાછો માગશો ત્યારે તમને આપી દઇશ, પણ બીજા કોઇને તો નથીજ આપવાનો."

તેમને જ્યારે લાગ્યું કે હવે મારો અંતકાળ નજીક આવી પહોંચ્યો છે, ત્યારે તેમણે કહ્યું કે, "મારું લોહીથી ભરેલું હૃદય હું ચીરીને ઉઘાડું કરી બતાવું તો જગતના લોકો જોઇ શકે કે મારી ઈશ્વરોપાસનામાં જડપૂજાની ગંધ પણ નથી." ત્યાર પછી તેમણે એવો આદેશ દીધો કે, "મારી કબરને સારુ તમે ત્રીસ ગજ જેટલી ઊંડી જમીન ખોદજો; કારણ કે અહીંની જમીનના કરતાં બસ્તામ ગામની જમીન ત્રીસ ગજ જેટલી નીચી છે. મહર્ષિ બાયેજિદ બસ્તામીની કબરના કરતાં મારી કબર ઊંચી થવી ન જોઇએ."

## ઉપદેશવચન

૧. શ્રદ્ધાવાનને માટે તો તે જ્યાં જાય ત્યાં સર્વત્ર મસ્જિદજ છે, સાતેવાર જુમ્મા રોજ (શુક્રવાર) છે. તે જ્યાં રહે ત્યાં તે ઈશ્વરના સંબંધમાં રહે છે.

૨. મેં તેના (ઈશ્વરના) અસ્તિત્વના ઉપર દૃષ્ટિ નાખી. તેણે મારામાંથી મારું અસ્તિત્વ દૂર કરી નાખ્યું. ત્યાર પછી મેં અનસ્તિત્વના ઉપર દૃષ્ટિ નાખી જોઇ, ત્યારે મારું અસ્તિત્વ મેં મારા અનસ્તિત્વની અંદર પ્રકટ થતું દીઠું.

૩. ઈશ્વર પોતાના પ્રેમી ભક્તોને એવે ઠેકાણે લઇ જઇને બેસાડી દે છે કે જ્યાં બીજા લોકો જઇ શકેજ નહિ. આ વાતની સાબિતી જોઇતી હોય તો તમે આઉલ્ હુસેનને જોઇ લો. હું જ્યારે તેના સૌંદર્યની વાત કરું છું, ત્યારે લોકો મને ગાંડો કહે છે. ઈશ્વરે મને કહી રાખ્યું છે કે, "હું તને ભાગ્યહીન લોકોની આગળ જાહેર કરીશ નહિ. જેઓ મારા પ્રતિ પ્રેમ રાખે છે અને જેમના પ્રતિ હું પ્રેમ રાખું છું, તેમની આગળ હું તને પ્રકટ કરીશ. હું જેમના ઉપર પ્રીતિ રાખું છું, તેઓ તારાં દર્શન કરવાને ચાલ્યા આવશે. તેમનાથી કદાચ નહિ અવાય તોપણ તારું નામ સાંભળીને તેઓ તારા ઉપર પ્રીતિ રાખવા માંડશે. હું તને પુણ્યજીવનનું દાન દઉં છું, કે જેથી પુણ્યાત્માઓજ તારા પ્રતિ પ્રેમ રાખતા થઇ જશે."

૪. મેં એક વાર ઈશ્વરની એવી વાણી સાંભળી કે, "હે મારા સેવક! જો તું શોકસંતાપિત અવસ્થામાં મારી પાસે આવીશ, તો હું તને શાંતિ અને સંતોષ પમાડીશ. જો તું દીનતા સહિત મારી પાસે આવીશ, તો હું તને ઐશ્વર્યવાન બનાવીશ. જો તું તારી જાતને સંપૂર્ણ રીતે મારી આગળ સમર્પિત કરી દઇશ, તો

હું આખી પ્રકૃતિને તારી આજ્ઞાધીન બનાવી દઇશ.”

૫. જ્યારે મેં મારા પોતાના અસ્તિત્વના પ્રતિ ધ્યાન આપવા માંડ્યું, ત્યારે ઈશ્વરે મને મારું અનસ્તિત્વ બતાવી દીધું. જ્યારે મેં મારા અનસ્તિત્વ તરફ નજર કરી, ત્યારે તેણે પોતાનું અસ્તિત્વ અને પોતાનું પ્રભુત્વ મારી આગળ પ્રકટ કરી દીધું. પછી તેણે મને કહ્યું: “ તું તારા અસ્તિત્વની મને સાબિતી આપ.” મેં કહ્યું: “ તમારા વિના અસ્તિત્વની સાબિતી બીજો કોણુજ આપી શકવાનો હતો? તમે પોતે તમારે મોઢેથી એવું નથી કહ્યું કે, ‘ એક ઈશ્વરજ સાક્ષી છે?’” જ્યારે એ રસ્તો મારી આગળ ખુલ્લો થઇ ગયો, ત્યારે તેના પ્રકાશ વડે એ રસ્તાની બધી બારીકીઓ એવી સુસ્પષ્ટ થઇ ગઇ કે, પછી હું પ્રતિ વર્ષે અવિશ્વાસમાંથી વિશ્વાસ તરફ પ્રગતિ કરતોજ ગયો.

૬. એક વાર ઈશ્વરે મને મારા હૃદયની અંદર એવું કહ્યું કે, “ આબુલ્ હુસેન ! મારી આજ્ઞા વડે તું ઊભો થઇ રહે, હું જીવિત છું, મારું મૃત્યુ કદી થવાનું નથી. તને હું જીવનદાન દઇશ, તેના ઉપર મૃત્યુનો કશો પણ અધિકાર ચાલશે નહિ. મેં જેનો નિષેધ કર્યો છે, તેનાથી તું દૂર રહેજે. મારી બાદશાહીનો અને મારા ઐશ્વર્યનો કદી વિનાશ થતો નથી. એવી અવિનાશી બાદશાહી હું તને પણ આપીશ.”

૭. ઈશ્વરે વળી મને એક વાર એવું કહ્યું કે, “ જેઓ મને ઓળખે છે, તેઓ સત્યના પ્રતિ પ્રેમ રાખે છે અને સત્ય પણ તેમના પ્રતિ પ્રેમ રાખે છે. જેઓ સાધુસંતોનો સહવાસ કરે છે, તેઓ ઈશ્વરનોજ સહવાસ કરે છે.”

૮. જ્યારે મારી વાણી ઈશ્વરના અદ્વિતીયત્વની અને તેના ગુણની સ્તુતિ કરવાને ઉન્મુક્ત થઇ ગઈ, ત્યારે મેં દીઠું કે દ્યુલોક અને ભૂલોક મારી પ્રદક્ષિણા કરી રહ્યા છે, પણ લોકો તે જોઇ શકતા નથી.

૯. મારા અંતરમાં મેં એક વાર એવો ધ્વનિ સાંભળ્યો કે, “ લોકો મારી આગળ સ્વર્ગને સારુ પ્રાર્થના કરે છે, પણ તેમને મેં જે શ્રદ્ધાનું દાન દીધું છે, તેને માટે તેઓ કૃતજ્ઞતા જાહેર કરતા નથી અને ઊલટા બીજીત્રીજી વસ્તુઓની આકાંક્ષા કરતા ફરે છે.”

૧૦. વળી એક વાર એવો અવાજ મેં સાંભળ્યો કે, “ આબુલ્

હુસેન! તને હું બધું આપી દઇશ, પણ એક મારું પ્રભુત્વ નહિ આપું." ત્યારે મેં કહ્યું: "હે પ્રભો! મારે તમારું એ દાન નથી જોઇતું, મને તે આપશોજ નહિ. જેમનો તમારી સાથે કશો સં-બંધજ ન હોય, તેમને એ બધી વસ્તુઓ આપ્યા કરજો. મને તો એટલુંજ આપવાની કૃપા કરજો કે તમારા સંપર્કમાંથી હું કદી અળગો ન થાઉં."

૧૧. ત્રીસ વરસથી હું લોકોની સામે બેસીને ધર્મોપદેશ કરું છું. લોકો એવું સમજે છે કે આ બધું હું તેમને સંભળાવવાને માટે બોલું છું; પણ હું તો જે બોલું છું, તે ઈશ્વરને સંભળાવવા-ને સારુ બોલું છું. મેં મારા એક શબ્દ વડે પણ લોકોનું અનિષ્ટ કર્યું નથી, કારણ કે મારું હૃદય બધો વખત ઈશ્વરની સાથે ને સાથેજ રહેતું હતું.

૧૨. હે પ્રભો! મારી પાસે જે કાંઇ હતું, તે બધું મેં તમારા કાર્યને અર્થે સમર્પિત કરી દીધું છે; જે તમારું હતું તે પણ ત-મારા હાથમાં આપી દીધું છે. આવું કર્યાથી મારું હુંપણું મારા-થી દૂરનું દૂર રહેશે અને એક સંપૂર્ણ તમેજ બાકી રહી જશો.

૧૩. હું તો સર્વત્ર તમારો દાસ છું, તમારા મોકલેલા પય-ગંબરનો ગુલામ છું અને તમામ સ્ત્રીપુરુષોનો સેવક છું.

૧૪. હે પ્રભો! તમે જ્યારે મને યાદ કરો, ત્યારે મારો પ્રાણ તમારાં સ્તુતિગાનને અર્થે સમર્પિત થઇ જાઓ. મારું મન જ્યારે તમારું સ્મરણ કરે, ત્યારે મારું શરીર અને મારું સમગ્ર જીવન એ મનને અર્થે સમર્પિત થઈ જાઓ.

૧૫. હે પ્રભો! તમે મને તમારે પોતાને સારુ ઉત્પન્ન કર્યો છે અને હું તમારે સારુજ મારી માતાના પેટમાંથી જન્મ્યો છું. હવે તમે એટલું કરો કે, કોઇ પણ સૃષ્ટ પદાર્થ મારા મન ઉપર તેની સત્તા ચલાવે નહિ.

૧૬. હું કોઇને પણ મારા ગુરુ તરીકે સ્વીકારતો નથી; કારણ કે મારો ગુરુ કહો કે મારો નેતા કહો તે ઈશ્વર પોતેજ છે. તો-પણ હું તમામ ધર્માચાર્યોની સેવા કરું છું.

૧૭. લોકોને એવું ન સમજાઇ જાય કે, અમે કાંઇજ જાણતા નથી, ત્યાંસુધી જેને અમે જાણીએ છીએ એવું તેઓ માને છે, તેને વિષે એકબીજાની સાથે તેઓ સ્પર્ધામાં ઊતરે છે. પણ જ્યારે તેમને

એવું જ્ઞાન થઇ જાય છે કે અમે કાંઇજ જાણુતા નથી, ત્યારે તેમને પોતાના જ્ઞાનની લજ્જા આવે છે અને તેજ ઘડીએ તેઓ ઉચ્ચ તત્ત્વ-જ્ઞાનની પ્રાપ્તિ કરે છે.

૧૮. ઈશ્વરને અનુમાન અથવા કલ્પનાદ્વારા ઓળખી શકાતો નથી. જો તમે એવું કહેતા હો કે, અમે તેને જાણીએ છીએ, તો હું તમને કહું છું કે તમે તેને જાણુતાજ નથી. ઈશ્વરને તો એવી રીતે ઓળખવો જોઇએ કે તમે તેને જેમ જેમ વધારે વધારે જાણુતા જાઓ, તેમ તેમ તમે એમજ કહેતા જાઓ કે, અમે હજી પણુ એ કરતાં વધારે જાણી શકવાની આશા રાખીએ છીએ.

૧૯. ઈશ્વર જ્યારે પોતાના દાસને પોતાનો રસ્તો બતલાવે છે, ત્યારે તે દાસની ગતિ અને સ્થિતિ આધ્યાત્મિક રાજ્યની અંદર થઇ જાય છે. જેનું હૃદય ઈશ્વરને સારુ વ્યાકુળ બની જાય છે, તેને ધન્ય છે; કારણુ કે, તેને આરોગ્યનું દાન દેનારો વૈદ્ય ઈશ્વર પોતેજ છે.

૨૦. જેઓ ઈશ્વરમાંજ જીવે છે, તેમણે જોવા જેવા તમામ પદાર્થોને જોઇ નાખ્યા છે, તેમણે સાંભળવા જેવું બધુંજ સાંભળી લીધું છે અને જાણુવા જેવું બધુંજ જાણી લીધું છે.

૨૧. આ રસ્તે જતાં એક બજાર આવે છે, તેને સાધુપુરુષો ધર્મનું બજાર કહે છે. આ બજારમાં નાના પ્રકારની સુંદર સુંદર છબીઓ મળે છે. એક છબીનું નામ અલૌકિકતા, બીજીનું નામ તપશ્ચર્યા, ત્રીજીનું નામ આલોક, ચોથીનું નામ પરલોક, પાંચમીનું નામ કોમળતા, છઠ્ઠીનું નામ સ્વર્ગ, એ પ્રમાણે. મુસાફરો તે બજારમાં એક વાર ગયા એટલે પછી ત્યાં ને ત્યાંજ રહી જાય છે. જેઓ આ બજારમાંની વસ્તુઓને માટે પ્રીતિ દર્શાવે છે, તેમને ઈશ્વરપ્રાપ્તિ થાય છે. ત્યાર પછી ઈશ્વરના દાસનું તો એકજ કર્તવ્ય છે કે, સર્વસ્વનો પરિત્યાગ કરીને, એકાંત સ્થળમાં જઇને, ઈશ્વરની સાથે યોગ કરી દેવો, પોતાના મસ્તકને તેની આગળ નીચું નમાવવું, કૃપાનદીને રસ્તે ઈશ્વરના એકત્વની નજીક જઇ પહોંચવું અને તેમાં આત્મવિસર્જન કરી દેવું.

૨૨. જ્ઞાનના બે વિભાગ છેઃ—બાહ્ય વિભાગ અને આધ્યાત્મિક વિભાગ. બાહ્ય વિભાગની ઉપર બાહ્ય જ્ઞાનીઓ અજવાળું પાડે છે અને આધ્યાત્મિક વિભાગને અધ્યાત્મવિદ્યાના જ્ઞાનીઓ વ્યક્ત કરે

છે. ઈશ્વરની સાથે સાધુપુરુષો જે નિગૂઢ યોગ સાધે છે, તેનું જ નામ આધ્યાત્મિક યોગ કહેવાય છે. ત્યાં આગળ માનવભાવોને પ્રવેશ કરવાનો અવકાશજ મળતો નથી.

૨૩. તમે સંસારને ખોળવા જશો તો સંસાર તમારા ઉપર ચડી બેસશે; તમે જો સંસારથી વિમુખ થઇ જશો, તો તમે સંસારની ઉપર ચડી બેસશો.

૨૪. સાધુ કોણ? જેમને મન વર્તમાનકાળ અને હવે પછીનો કાળ એવું કાંઇ છેજ નહિ, અર્થાત્ જેઓ તેની સાથે પોતાના અંતરનો યોગ અને સંબંધ સ્થાપિત કરી દે છે, તેમની સરખામણીમાં આ લોક અને પરલોક બેઉ કશા હિસાબમાંજ નથી.

૨૫. વીરત્વ એ એક વિશાળ નદી છે. એ નદીની ત્રણ શાખાઓ છેઃ–(૧) ઉદારતા, (૨) લોકોના પ્રતિ અનુકંપા, (૩) લોકોની આગળ અયાચકવૃત્તિ અને ઈશ્વરની આગળ યાચકવૃત્તિ.

૨૬. લોકો પોતાના મનની અંદર ફક્ત એકજ ભૂંડો વિચાર કરીને જે પાપ કરે છે, તેના વડે તેઓ ઈશ્વરથી બે વરસ જેટલે છેટે નીકળી જાય છે.

૨૭. મનુષ્યની ઉન્નતિ પુણ્ય વડે થાય છે, અનેક કર્મકાંડોથી નહિ.

૨૮. તેણે પોતે તમારી આગળ સાધુતાનું જે એક બિંદુ પ્રકટ કર્યું હોય, તેને વિષે તમારી આગળથી સાંભળી શકે અથવા તમે જેને સંભળાવી શકો એવો એક પણ માણસ તમને આખા જગતમાં શોધ્યો જડશે નહિ.

૨૯. પંડિતો કહે છે કે, "અમે પયગંબરના વારસ છીએ." પણ હું તેમને કહું છું કે પયગંબરના વારસ તો અમે છીએ, તમે નથી. જે જે તેમના હતા, તે બધાની સાથે અમારો કોઇ ને કોઇ સંબંધ છે. તેઓ ત્યાગી હતા, અમે પણ ત્યાગી જીવન ધારણ કર્યું છે. તેઓ ઉદાર અને દાનશીલ હતા, લોકોના પ્રતિ સાધુભાવ રાખતા, તે કોઇનું અહિત કરતા નહિ, લોકોના માર્ગદર્શક હતા, લોકોની સાથે ગમ્મત અને મજાક–મશ્કરી કરતા નહિ અને તેઓ સમયને આધીન ન હતા, લોકો તેમનાથી ભય પામતા પણ તેઓ કોઈનાથી ભય પામતા નહિ, લોકો તેમની આગળથી આશા કરતા

પણ તે કોઇની પાસે આશા કરતા નહિ, કોઇ પણ બાબતનો તેમને અહંકાર તો હતોજ નહિ. આ બધાંજ મહાપુરુષોનાં લક્ષણ છે.

૩૦. જે સમાજમાં અમે છીએ તેમાં સૌથી આગળ પરમેશ્વર છે, તેમના પછી હજરત મહમ્મદ પયગંબર (સલ૦) વચમાં કુરાન અને શેરિયત( સ્મૃતિ ) પછી પાછળ પયગંબરના ધર્મબંધુઓ છે. જેઓ આ સમાજમાં સામેલ થયા હશે તેમને ધન્ય છે.તેમના આત્મા અને તેમનાં હૃદય એકબીજાની સાથે જોડાઈ ગયેલ છે; પણ આઉલ્નું હૃદય કોઈ પણ સૃષ્ટ પદાર્થની સાથે સંયુક્ત થતું નથી.

૩૧. સઘળા લોકો જ્ઞાનની પાછળ દોડ્યા જાય છે અને કેટલાક તપશ્ચર્યાની પાછળ દોડે છે; પણ જ્યાં તમે સ્થિર થઇને બેસો એવે ઠેકાણે જવાનો આ માર્ગ નથી. તમે તો એ બેઉને ભૂલીજ જજો. ત્યાર પછી જે બાકી રહે તે એકમાત્ર ઈશ્વરજ.

૩૨. જે માણુસ વિચાર કરતી વખતે અને મોઢેથી કાંઈ બોલી નાખતી વખતે ઈશ્વરનું દર્શન કરે નહિ, તે સખત વિપત્તિ તળે દબાયલો છે એમ જાણવું.

૩૩. સૌના મનમાં એવી આકાંક્ષા હોય છે કે, આ સ્થાનમાંથી તે સ્થાનને યોગ્ય કાંઇક ત્યાં લઇ જવાય તો ઘણું સારું. પણ અહીંથી તે સ્થાનને યોગ્ય હોય એવી એક પણ વસ્તુ લઇ જઇ શકાય એવું છે નહિ. ફક્ત એકજ વસ્તુ લઇ જવાય એવી છે અને તે આત્મવિનાશ.

૩૪. જો ઈશ્વર પોતાના સેવકને એટલી હદ સુધી ઉન્નત કરે કે, તેને ઉચ્ચતર લોકમાં સ્થાન મળી જાય અને ત્યાર પછી તે ભક્ત મનમાં એવો વિચાર કરે કે, 'હું આવા ઊંચા સ્થાનમાં જઇને બેઠો છું, તે મારા ધર્મબંધુઓમાંથી કોઈ આવીને જોઈ જાય તો કેવું સારું,' તો તે સેવક સાધુપુરુષ ન કહેવાય.

૩૫. જો તમારા મનમાં એવી ઇચ્છા હોય કે, 'અમે પ્રથમ દ્યુલોક અને ભૂલોક તથા તે બેઉ લોકના નિવાસીઓને લગતી બધી જાણવા જેવી બાબતો જાણી લઇએ અને ત્યાર પછી ઈશ્વરને જાણીશું,' તો તમે યાદ રાખજો કે તમારો રસ્તો ઘણો લાંબો થઇ પડશે. તમે વિશ્વાસને અજવાળે અજવાળે ચાલ્યા જશો, તો તમારો રસ્તો ટૂંકો થઇ જશે.

૩૬. જ્યાં સાધુસંતોની કથા થતી હશે ત્યાં સફેદ રંગનું વાદળ

ચાલ્યું આવશે અને કૃપારૂપી જળનો વરસાદ વરસશે. જ્યાં ઈશ્વરની કથા થતી હશે ત્યાં પીળા રંગનું વાદળ ચાલ્યું આવશે અને ત્યાં પ્રેમની વૃષ્ટિ થવા લાગશે.

૩૭. ઈશ્વર, તેમના પયગંબર અને પુણ્યવાન શ્રદ્ધાળુ ભક્તો, એ ત્રણના સિવાય બીજા કોઇના ઉપર જેઓ વિશ્વાસ મૂકશે, તેઓ નિંદાને પાત્ર છે.

૩૮. યાત્રાના ચાર પ્રકાર છે. પગપાળા કરવાની યાત્રા, માનસિક યાત્રા, મનની આકાંક્ષાદ્વારા કરેલી યાત્રા અને ×આત્મ-વિનાશની યાત્રા.

૩૯. જેઓ ઈશ્વરની આગળ જઇને ઊભા રહે છે, તેમના તરફ ઈશ્વરમાંથી એવું કાંઇક નીકળીને ચાલ્યું આવે છે, કે જેમાં તેમનું પોતાનું કહેવા જેવું કશુંહોતુંજ નથી અને જેના વડે તેમનું પોતાનું જે કાંઇ કહેવાતું હોય તે બધુંજ બહાર ધકેલાઇ જાય છે અને અદૃશ્ય થઈ જાય છે. ઉપાસના, પ્રાર્થના, નામજપ, દાન, વ્રત, ઉપવાસ વગેરે ઈશ્વરમાંથી અવતીર્ણ થઇને ઈશ્વરભક્તોનાં તમામ સ્થાનોનો કબજો કરી લે છે અને ત્યાર પછી તે સાધકો જે જે સાધનાઓ કરતા જોવામાં આવે, તે તે સાધનાઓમાં તેમનું કર્તાપણું હોતું નથી.

૪૦. ઈશ્વર પોતેજ જેનો માર્ગદર્શક છે, તેનો રસ્તો નિશ્ચય ટૂંકો થઇ જાય છે.

૪૧. ઈશ્વર સાધુઓનાં અંતરમાં તેજોમય દૃષ્ટિની સ્થાપના કરે છે, ત્યાર પછી તે દૃષ્ટિ ઉપર બીજી એક દૃષ્ટિ અર્પણ કરે છે, એ પ્રમાણે તે દૃષ્ટિ ઉપર એક વળી ત્રીજી દૃષ્ટિ અર્પણ કરે છે. ત્યાર પછી તે સાધુઓની એવી અવસ્થા થઇ જાય છે કે, તેમની તમામ દૃષ્ટિઓ સ્વયં ઈશ્વરજ બનીને ઊભી રહે છે.

૪૨. આ સમુદ્ર તેવો નથી કે તેમાં પડેલી નોકાનું કોઇ રક્ષણ કરવા કૂદી પડે. એ સમુદ્રને કિનારે લાખો માણસો ડૂબી ગયાં છે. કોઇ સમુદ્રને તરી શકતું નથી. ત્યાં તો એક પરમેશ્વરજ અવશિષ્ટ રહે છે.

૪૩. બે માર્ગ છેઃ—એક સન્માર્ગ છે અને બીજો કુમાર્ગ છે. જે કુમાર્ગ છે તે ભક્તથી ઈશ્વર સુધી જાય છે, જે સન્માર્ગ છે તે

× અત્ર અને બીજે જ્યાંજ્યાં "આત્મવિનાશ" શબ્દ આવે ત્યાં વિનાશ આત્માનો નહિ, પણ અહંભાવનો સમજવાનો છે.—સં૦

ઈશ્વરથી ભક્ત સુધી જાય છે. જે માણુસ મોઢેથી કહે કે, 'હું તેની પાસે જઈ પહોંચ્યો છું,' તે ત્યાં ગયોજ નથી, પણ જે એવું કહે કે, 'હું ગયોજ નથી,' તે ગયો છે એમ જાણવું.

૪૪. જે તેને પામ્યો છે, તે રહેતોજ નથી; જે તેને પામ્યો તે તો મૂઓજ જાણવો.

૪૫. તમારું મોઢું બંધ કરો, ઈશ્વરના પ્રસંગ સિવાય બીજું કશું તમારે બોલવુંજ નહિ. તમારા હૃદયને તાળું લગાવી દો, ઈશ્વરના વિચાર સિવાય બીજા કોઈ પણ વિચારને તેમાં તમારે પેસવા દેવો નહિ. તમારાં કર્મોનાં અનુષ્ઠાન અને તમારી ઇન્દ્રિયોના વ્યાપારને બંધ કરી દો, ઈશ્વરને પ્રિય કાર્ય સિવાય બીજું કોઈ પણ કામ તમારે કરવાનું છેજ નહિ. ભોગ કરવો હોય તો શાસ્ત્રવિહિત ભોગ કરજો, શાસ્ત્રનિષિદ્ધ ભોગ કરશો મા.

૪૬. જ્યારે તમે તમારી જાતનો સંપૂર્ણ રીતે વિનાશ કરી ચૂકયા હશો, જ્યારે 'તમે' કહેવા જેવું કશું અવશિષ્ટ રહ્યુંજ નહિ હોય, ત્યારેજ તમે સંપૂર્ણ બની ગયા હશો. ઈશ્વર કહે છે કે, "મેં સૌને ઉત્પન્ન કર્યાં છે. માત્ર એક જ્ઞાનીને મેં ઉત્પન્ન કર્યો નથી." એનું તાત્પર્ય એ છે કે નિર્વાણને પામી ચૂકેલા જ્ઞાનીની સૃષ્ટ પદાર્થોમાં ગણુના કરવી યોગ્ય નથી.

૪૭. સૂફી (જ્ઞાની) પોતાના મનને રહેવા દે છે, પણ તે મનને તેણે (ઈશ્વરે) પોતાની પાસે ખેંચી લીધેલું છે; તે શરીરને રહેવા દે છે, પણ તે શરીરને તેણે પોતાના કબજામાં લીધેલું છે તે પોતાના પ્રાણને રહેવા દે છે, પણ તે બળી ગયેલો હોય છે.

૪૮. સ્વર્ગ અને મર્ત્યલોક બેઉ જગતના તમામ જીવોના ધર્માનુષ્ઠાનોના સરવાળા કરતાં એક ક્ષણ જેટલો પણ ઈશ્વરનો સહવાસ શ્રેષ્ઠ છે.

૪૯. જે જે કર્મ તમે ઈશ્વરને સારુ કરો તેજ એક સાર વસ્તુ છે; જે તમે લોકોને (પ્રસન્ન કરવાને) સારુ કરો તે અસાર છે.

૫૦. તમારું જીવન તેને અર્પણ કરી દેશો એટલે 'તમે' રહેશોજ નહિ. તમારું 'તમે'પણું હોલવાઈ જશે અને તેના બદલામાં તે તમને તેનું પોતાનું જીવન અર્પણ કરશે.

૫૧. જેઓ પોતાના પ્રભુની સાથે એકાંતમાં વાસ કરે છે તેમનું એક લક્ષણ એ છે કે, તેઓ તમામ પદાર્થો અને તમામ

પદાર્થોને બદલે પોતાના પ્રભુના ઉપરજ પ્રીતિ રાખે છે.

૫૨. જે માર્ગ ઈશ્વર આગળથી નીકળીને ઠેઠ તમારા સુધી વિસ્તૃત થઇ જશે, તે રસ્તાને તે પોતેજ તમારી સમક્ષ પ્રકાશિત કરી દેશે; દર્શન, તત્ત્વજ્ઞાન અને અલૌકિકતાના પ્રકાશ તેના ઉપર પ્રકટી નીકળશે, પછી ઈશ્વર સ્વયં તમારી આગળ પ્રકટ થઇ જશે. જ્યારે તમામ સૃષ્ટ પદાર્થોના કરતાં પણ વધારે ઉજ્જવળ રૂપે તે તમારી આગળ પોતાને પ્રકટ કરી દેશે, તે અવસ્થાનું વર્ણનજ થઇ શકે એમ નથી.

૫૩. ઈશ્વર પોતાના સુકોમળ પ્રેમને પોતાના પ્રેમી ભક્તોને સારુ અને પોતાની દયાને પાપીઓને સારુ સુરક્ષિત રાખી મૂકે છે.

૫૪. જેઓ મનુષ્યોના પ્રતિ પ્રેમ રાખતા નથી, તેઓ ઈશ્વરના પ્રતિ પણ પ્રેમ રાખી શકતા નથી.

૫૫. જેઓ પોતાનું જીવન અને આખો સંસાર ઈશ્વરના કાર્યને અર્થે કુરબાનીમાં ચડાવી દેવા તૈયાર ન હોય, તેમણે એટલું યાદ રાખવું જોઇએ કે, તેમનો રસ્તો ઘણો લાંબો છે અને સહેલાઇથી પાર કરી શકાય એવો નથી.

૫૬. ઈશ્વરના સહવાસમાં એક ક્ષણવાર જેટલો સમય પણ આનંદમાં વ્યતીત કરવો, એ ઘણાં વરસના રોજા અને નમાજના કરતાં શ્રેષ્ઠ છે.

૫૭. જે માણસ જે દહાડે કોઇપણ સાધુજનને સતાવે નહિ, તે દહાડે તે માણસ પયગંબર સાહેબ(સલ૦)નો સંગ કરે છે. જે માણસ સાધુની પજવણી કરે છે, તેની તપશ્ચર્યા ઈશ્વર માન્ય રાખતા નથી.

૫૮. ભક્તને વિશ્વાસની પ્રાપ્તિ થયા પછી ઈશ્વર તેને અંતરની શુદ્ધિ અને સત્યવાણી એ બે વસ્તુઓનું દાન દે છે અને તે બેના કરતાં શ્રેષ્ઠ બીજું કાંઇજ નથી.

૫૯. જાનવરની રુવાંટીનો બનેલો ખિર્કો (સંન્યાસીનું વસ્ત્ર) તો ઘણા પહેરે છે, પણ એ બહારના ખિર્કાના કરતાં અંતરની સત્યનિષ્ઠા અને કર્મ, ઉપાસના વગેરેની સાત્ત્વિકતા એ બે ઘણાં જરૂરનાં છે.

૬૦. જો તમારું મન ઈશ્વરમાંજ અનુરક્ત હશે, તો આખી પૃથ્વી તમારા હાથમાં હોવા છતાં તમને કશી હાનિ થવાની નથી; તમે ઊંચામાં ઊંચા પ્રકારનાં વસ્ત્ર પહેરો તેથી તમને કશું નુકસાન નથી; પણ તમે ભલે ખિર્કો પહેરો અને તે છતાં તમારું

મન જો ઇશ્વરની સાથે સંલગ્ન થયું નહિ હોય, તો એ ખિર્કો તમારું કશું ભલું કરી શકનાર નથી.

૬૧. પોતાની જાતનું ઇશ્વરમાં દર્શન કરવું એનું નામ પૂર્ણતા, પોતાની જાતમાં ઇશ્વરનું દર્શન કરવું એનું નામ નિર્વાણ અને પોતાને બિલકુલ ન જોતાં એક ઇશ્વરનેજ જોતા થઇ જવું, એનું નામ નિત્યતા.

૬૨. જેઓ આગમાં બળી ગયા હોય અને પાણીમાં ડૂબી ગયા હોય એવા લોકોનો સંગ કરજો.

૬૩. ઇશ્વરનું એવી રીતે સ્મરણ કરવું કે બીજી વાર સ્મરણ કરવુંજ ન પડે. એનો અર્થ એ કે તેનું કદી પણ વિસ્મરણ ન થાય એવી રીતે સ્મરણ કરવું; એવું કરશો તો તમારે તેનું ફરીથી સ્મરણ કરવું નહિ પડે.

૬૪. મનુષ્યની પૂર્ણતા ત્રણ પ્રકારની હોય છેઃ– (૧) તેને જેવી રીતે ઇશ્વર જુએ અને જાણે તેવી રીતે પૂર્ણ મનુષ્ય પોતાને જાણે છે, પણ પોતાને એવી રીતે જાણે છે કે, જેવો તે બીજા કોઇને જાણતો નથી. (૨) પૂર્ણ મનુષ્યની તેનામાં સ્થિતિ અને તેની પૂર્ણ મનુષ્યમાં સ્થિતિ. (૩) પૂર્ણતાને પામેલા મનુષ્યનું અસ્તિત્વ ભૂંસાઇ જાય છે અને તે એકલોજ સંપૂર્ણ બાકી રહી જાય છે.

૬૫. જે પોતાના પ્રભુનું દર્શન કરતો નથી, તેવા શ્રોતાની આગળ તમારે કશુંજ કહેવું નહિ; તેમ જે વક્તા પોતાના પ્રભુનું દર્શન કરતો નથી, તેવા વક્તાનું કથન તમારે સાંભળવુંજ નહિ.

૬૬. સાધુનું દુઃખ તો આ લોકમાં અને પરલોકમાં પણ સમાતું નથી; તે પોતાના મનમાં એવું ઇચ્છે છે કે, ઇશ્વરનું તેની યોગ્યતા મુજબ સ્મરણ કરાય તો સારું, પણ તેમ બની શકતું નથી.

૬૭. મારે કોઇ શિષ્ય છે નહિ અને હતો પણ નહિ. હું અમુકનો નેતા અથવા ગુરુ છું એવું અભિમાન હું કરતો નથી. હું તો એટલુંજ કહું છું કે એક ઇશ્વરજ પૂરતો છે.

૬૮. જો તમે તમારી જિંદગીમાં ફક્ત એકજ વાર ઇશ્વરને પીડા થાય એવું કામ કરશો, તો તમારે બાકીની આખી જિંદગીમાં રડ્યાજ કરવું પડશે. ઇશ્વર તમને ક્ષમા કરશે પણ તમે ઇશ્વરને પીડા આપી એ વાતનો ખટકો તમારા મનમાં કેમે કરતાં દૂર થવાનો નથી.

૬૯. સાતે સ્વર્ગ અને આખી પૃથ્વીમાં કોઇની સાથે જેને જરા જેટલો પણ સંબંધ ન હોય તેનેજ દીન કહેવો. 'હું દીન છું' એવું હું મોઢેથી કહેતો નથી, પણ હું સંસાર અને સંસારી લોકોની સાથે કશો સંબંધ રાખતો નથી અને સંસાર મારી સાથે પણ કશો સંબંધ રાખતો નથી.

૭૦. જેને ઈશ્વરને સારુ તૃષા લાગી હોય, તેને ઈશ્વરની આખી સૃષ્ટિનું કોઇ દાન દઇ દે તોપણુ તેથી તેને સંતોષ થતો નથી.

૭૧. જ્ઞાની જ્ઞાન ગ્રહણ કરે છે, વૈરાગ્યવાન પુરુષ વૈરાગ્ય ગ્રહણ કરે છે અને તપસ્વી તપને ગ્રહણ કરે છે. તેઓ બધાં સાધનોદ્વારા આગળ વધે છે; પણ ખબરદાર! તમે તો પવિત્રતાનેજ ગ્રહણ કરજો, પવિત્રતાની સાથેજ તમે આગળ વધી શકશો; કારણ કે તે પવિત્ર અને નિષ્કામ છે.

૭૨. લોકો શરીર, મન, ધન અને વાણીદ્વારા ઈશ્વરનો અપરાધ કરે છે. જો શરીરને ઈશ્વરની સેવામાં અને તમારી વાણીને ઈશ્વરના ગુણાનુવાદ ગાવામાં નિયુક્ત કરી રાખશો, તોપણ તેટલાથી તમે આગળ વધી શકશો નહિ. તેને મન અર્પણ કર્યાં વિના અને જે કાંઇ તમારી પાસે હોય તે બધુંજ છોડી દીધા વિના કશું વળનાર નથી. જ્યારે ઉપર ગણાવેલી ચારે ચાર વસ્તુઓનો તમે સંપૂર્ણ પરિત્યાગ કરી દેશો, ત્યારે તમને તેમના બદલામાં નીચે ગણાવેલી ચાર વસ્તુઓ પ્રાપ્ત થશે; જેમકે પ્રેમ, તેજ, ઈશ્વરમાં જીવન અને તેના એકત્વ તરફ ગતિ.

૭૩. પૃથ્વી ઉપર તો ઘણાએ લોકો વિચરતા ફરે છે, પણ તેઓ બધા મુડદાં છે, કેટલાક કબરમાં સૂતા હોય છે, પણ તેઓ જીવતા હોય છે.

૭૪. લોકો કહે છે કે, હજરત મહમ્મદ પયગંબર (સલ૦)ને નવ સ્ત્રીઓ હતી અને તેમને પુષ્કળ છોકરાં–છૈયાં હતાં. પણ તેઓ આ દુનિયામાં ત્રેસઠ વરસ સુધી રહ્યા, તોપણ તેમને દ્યુલોક કે ભૂલોક, કશાની લેશમાત્ર પણ ખબર ન હતી. તેઓ તો ઈશ્વર સિવાય બીજા કશાને જાણતાજ ન હતા.

૭૫. તમે જે દિશાએ દૃષ્ટિ કરશો તે દિશાએજ ઈશ્વર છે.

૭૬. અદૃશ્ય જગતની અંદર એક નદી વહે છે; એ નદીના ઉપર સૌનો વિશ્વાસ ઘાસના પાંદડાની માફક તર્યાં કરે છે. જ્યારે

પવન વાવા માંડે છે અને તેથી પાણીમાં તરંગ પેદા થાય ત્યારે આ બધાં વિશ્વાસરૂપી ઘાસનાં પાંદડાં ઘસડાઇને કિ છીતી જાય છે.

૭૭. જેમ તમારી ધર્મપત્નીને તમારા ઘરનાં માણુસો વાય બીજા લોકો જોઇ શકતા નથી, તે પ્રમાણે મહાત્માએ પણ બધા લોકો જોઈ શકતા નથી; જેઓ તેમના અંતરંગ ળમાં બેસવાને યોગ્ય હોય, તેઓજ તેમનું દર્શન કરી શકે શિષ્ય જેમ ગુરુના પ્રતિ શ્રદ્ધાવાન થતો જાય છે, તેમ તેમ ગુર પ્રતિ તેની દૃષ્ટિ ઉજ્જવળ બનતી જાય છે.

૭૮. બધા લોકો નદીમાંથી માછલીઓને પકડી લે છે, આ બધા મહાત્માઓ તો ખેતરોને પકડે છે. લોકો ખેતરે ખેતી કરે છે, પણ મહાત્માઓ નદીના પાણીમાં ખેતી કરે છે.

૭૯. આ લોકની હજારો મન લોભાવે એવી વસ્તુએ જ્યારે તમે ત્યાગ કરશો, ત્યારે તમને પરલોકની એકાદ વસ્તુ થશે. જ્યારે તમે હજારો ઝેરના પ્યાલા ગટગટાવી જશો, ત્ અમૃતનો એક પ્યાલો તમને પીવા મળશે.

૮૦. જીવન, દર્શન, પવિત્રતા, સ્થિતિ અને લય એ મૃત્યુની અંદર છે. ઈશ્વર જ્યારે પ્રકાશિત થાય છે, ત્યારે સિવાય બીજું કાંઇજ રહેવા પામતું નથી.

૮૧. જ્યાંસુધી તમારામાં માનવભાવ રહેશે, ત્યાંસ ખાટા-કડવા એવાં સ્વાદનું ભાન પણ રહેશે. માનવભાવે જ્યારે તમારો છુટકારો થશે, ત્યારે તમે ઈશ્વરની અંદર જી થઇ જશો.

૮૨. મારે શરીર નથી, મારે વાણી નથી અને મારે નથી, આ ત્રણુ બાબતો જાણે ઈશ્વર હોય તેમ તેમણે મારા પોતાનો અધિકાર જમાવી દીધો છે.

૮૩. મારે આ લોક નથી અને પરલોક પણ નથી; એ મારે માટે ઈશ્વરને ઠેકાણે છે.

૮૪. કર્મના કર્તા તો ઘણા છે, પણ ગ્રહણકર્તા નથી; ગ્ર કરનારા પણ ઘણા છે, પણ સમર્પણ કરનારા નથી; સાધુ તેજ છે કે જે કાર્ય કરે, ગ્રહણ કરે અને સમર્પણ પણ કરે.

૮૫. જેઓ કહે છે કે, અમે તો પ્રમાણ વડે ઈશ્વરને જ

શકીએ છીએ, તેમની વાત સાંભળીને હું મારું હસવું ખાળી શકતો નથી; ઈશ્વરને તો ઈશ્વરદ્વારાજ જાણી શકાય છે. જે સૃષ્ટિકર્તા છે, તેને સૃષ્ટ વસ્તુના પ્રમાણુ વડે જાણી શકાયજ કેવી રીતે ?

૮૬. એ એવું સ્થાન નથી કે જ્યાં વાણીદ્વારા તેની વ્યાખ્યા કરી શકાય અને દૃષ્ટિ વડે તેને જોઇ શકાય અથવા ઇન્દ્રિયો તે ઠેકાણે પ્રવેશ કરી શકે; આવું હોવાનું કારણ એ છે કે, બધુંજ તેનાથી પરિપૂર્ણ છે, પ્રાણુ તેનીજ આજ્ઞાને વશવર્તી છે, ત્યાં તો ઈશ્વરજ સર્વમય છે.

૮૭. જે પ્રેમી ભક્ત બન્યો છે, તેણેજ ઈશ્વરની પ્રાપ્તિ કરી છે, જે ઈશ્વરને પામ્યો છે, તે પોતાની જાતને ભૂલી ગયો છે અને પોતાને તદ્દન ગુમાવી બેઠો છે.

૮૮. લોકો કુરાનના અર્થ કરવા મંડી જાય છે, ત્યારે સાધુપુરુષો આત્માનો અર્થ કરવાનું કામ લઇ બેસે છે.

૮૯. બાહ્યજ્ઞાનમાં જે જ્ઞાની હોય તે જ્ઞાની નથી, પણ આત્મજ્ઞાનમાં જે જ્ઞાની હોય તેજ જ્ઞાની છે.

૯૦. જો તમે પશ્ચાત્તાપરૂપી છોડવો વાવશો, તો આખરે તેને ફળ લાગશે. જો તમે એક જગ્યાએ બેસીને રડશો, તો તમે સંપત્તિની પ્રાપ્તિ કરશો.

૯૧. જેટલા મહાપુરુષો અને મહર્ષિઓ આ જગતમાં આવી ગયા છે, તેઓ બધાજ દુઃખ વેઠીને ગયા છે. તેઓ મનમાં ઇચ્છતા તો હતા કે, લોકો અમને યથાવત્ ઓળખી લે તો કેવું સારું ! પણ કોઇ તેમને ઓળખી શક્યું નહિ.

૯૨. કોઇ મને પૂછે છે કે, 'તમે તેને ક્યાં દીઠો ?' ત્યારે હું કહી શકું, જ્યાં હું મારી જાતને ન દેખું ત્યાં.

૯૩. જેના મનમાં સત્ અને અસત્ એવા બેઉ જાતના વિચારો આવ્યા કરતા હોય, તેને હું ઈશ્વરમાં લીન થયેલો સાધુ કહું નહિ.

૯૪. હું એવું કહેતોજ નથી કે તમારે કાર્ય કરવાં નહિ, તમે તમારાં કાર્ય ભલે કરો; પણ તમારે એટલું જાણી રાખવું જોઇએ કે તમારાં કાર્યો તમે પોતે નથી કરતા, પણ તેજ તમારી પાસે કરાવે છે. જે કાંઇ તમે કરો છો તે કામ તમને તેણે કરવા દીધું માટેજ તમે કરી શક્યા છો. તમે તેજ કામ કરી શકો છો કે જે કામ કરવાની તમને તે રજા આપે છે. વેપારીનો ગુમાસ્તો શેઠ તેને

સોંપેલી મૂંડીવડે સોદા કરી શકે છે, પણ આખરે તે બધું નાણું શેઠને ગણી આપીને તેને તો ખાલી હાથેજ પોતાને ઘેર જવું પડે છે.

૯૫. બધા સાધકો ત્રણ રીતે સાધના કરે છેઃ-(૧) શરીરદ્વારા સેવા, (૨) વાણીદ્વારા સત્કથા ને (૩) મનમાં સદ્વિચાર. નદીનાળાં વહેતાં વહેતાં અંતે સમુદ્રમાં જઇ મળે છે, તેઓ સમુદ્રમાં મળી ગયા પછી ઓળખાય ખરાં? તમારા અને સર્વ મહાત્માઓના તમામ વ્યાપાર ઈશ્વરમાં લય પામી જઇને અદૃશ્ય થઇ જાય છે. આટલા માટે આપણે કરેલાં કર્મ, ઉપાસના આદિ ઉપર કોઇની નજર ન પડે એ સારી વાત છે અને એમાંજ તેમનું મહત્ત્વ રહેલું છે. તમારાં સાધના, અનુષ્ઠાન વગેરે કર્મો દીવા જેવાં છે અને તે સૂર્યના જેવો છે. સૂર્યનો ઉદય થયા પછી દીવાનું તેજ કેવું દેખાય?

૯૬. હે સાધુ પુરુષો! સાવધાન થઇ જજો. ખિર્કા પહેરીને અથવા નમાજ પઢીને તેનું દર્શન થઈ શકતું નથી. જે માણસ આવી બધી બાહ્ય બાબતોના મહત્ત્વ ઉપર ભાર મૂકીને વાત કરતો હોય, તેના ભૂકા ઉડાવી દેવા પડશે.

૯૭. જે માણસ પોતાની એક પણ કામનાને પરિતૃપ્ત કરશે, તેને ઈશ્વરને રસ્તે જતાં હજારો પ્રકારનાં દુઃખ વેઠવાં પડશે.

૯૮. ઈશ્વર જ્યારે લોકોમાં જીવિકાનાં સાધનોની વહેંચણી કરે છે, ત્યારે તે મહાત્માઓને ભાગે એકલું દુઃખજ જવા દે છે. મહાત્માઓ પોતાના પ્રભુની એ ભેટને ગ્રહણ કરી લે છે અને તેને સારુ દાતારની આગળ હમેશાં કૃતજ્ઞ રહે છે.

૯૯. ધર્મને રસ્તે જતાં તમને લોકો ઓળખે નહિ એવી રીતે લોકોની નજર આગળથી તમારે ગુપ્ત રહેવું જોઇએ. જ્યાંસુધી તમે ગુપ્ત રહેશો ત્યાંસુધી તમને ધર્મની સાધનામાં સુખ મળતું રહેશે; પણ જ્યાં તમે લોકોમાં જાણીતા થઇ ગયા અને ધર્મસાધક તરીકે તમારી લોકોમાં પ્રતિષ્ઠા જામી ગઇ, એટલે મીઠા વિનાના શાકના જેવું બધુંજ ફીકુંફસ થઇ જશે.

૧૦૦. જ્યાંસુધી કાર્યનો છેડો ન આવે, ત્યાંસુધી સાધુ લોકો પોતાનું કાર્ય પડતું મૂકતા નથી.

૧૦૧. તમે તમારાં સત્ અને અસત્ કામોને ભૂલી જજો, હમેશાં ઈશ્વરનુંજ સ્મરણ કરતા રહેજો.

૧૦૨. હું તમને મારાં પોતાનાં કાર્યોના સંબંધી કશું પ્રમાણ

બતાવતો નથી; પણ હું તો પ્રભુની પવિત્રતાનાં, તેની દયાનાં અને તેના પ્રેમનાં પ્રમાણ તમારી આગળ મૂકી દઉં છું; અને તે એવાં પ્રમાણ છે કે જેમાંથી મોટા મોટા તરંગો ઉત્પન્ન થાય છે અને એક પછી એક નૌકાઓ જેમાં ડૂબતી જાય છે.

૧૦૩. જો તુર્કસ્તાનથી શામદેશ સુધી પ્રવાસ કરતાં કોઇની આંગળીએ કાંટો ભોંકાયો હોય, અથવા પગે પથ્થરની ઠેસ વાગવાથી કોઇએ લથડિયું ખાધું હોય, અથવા કોઇના મનને શોકનો આઘાત થયો હોય, તો તે આંગળી, તે પગ અને તે મન મારાંજ છે.

૧૦૪. સ્વર્ગ નરક છે નહિ એવું હું નથી કહેતો; હું તો એટલુંજ કહું છું કે મારી પાસે સ્વર્ગ અને નરકને માટે સ્થાન નથી. એમ હોવાનું કારણ એ છે કે, એ બેઉ સૃષ્ટ પદાર્થો છે અને જ્યાં હું બેઠો છું, ત્યાં સૃષ્ટ પદાર્થને માટે સ્થાન હોઇ શકેજ નહિ.

૧૦૫. "તમને શું મૃત્યુનો ભય લાગે છે?" આવું તેમને કોઇએ પૂછ્યું ત્યારે તે બોલ્યા કે, "મુડદાને વળી મૃત્યુનો ભય કેવો?"

૧૦૬. દાસત્વ (ઈશ્વરનું) કોને કહેવાય? નિઃસ્વાર્થભાવે પારકાની સેવામાં જીવન વ્યતીત કરવું તેનું નામ દાસત્વ.

૧૧૭. શું કર્યાથી જાગૃત થઇ જવાય? પ્રાણને એક નિઃશ્વાસની અંદર આણવાથી અને પ્રાણ ઓષ્ટગત છે એવું જાણવાથી.

૧૦૮. દાસત્વનાં લક્ષણ શાં શાં? જે ઠેકાણે "હું" છું અર્થાત્ અહંભાવ છે ત્યાં દાસત્વનું નામનિશાન પણ હોતું નથી.

૧૦૯. પરમેશ્વરનું નામ કેવા ભાવ સહિત લેવું જોઇએ? કોઇ તેમની આજ્ઞાનું પાલન કરતાં કરતાં નામ સ્મરણ કરે છે, કોઇ સાધારણ અવસ્થામાં કરે છે, કોઇ પ્રેમથી કરે છે, કોઇ ભયથી કરે છે, કોઇ આશાથી કરે છે. આવું શા માટે? કારણ કે ઈશ્વર મહાન છે.

૧૧૦. ઈશ્વર જે વિધાન કરે તેને ખુશીથી તાબે થઇ જવું એ તમારે માટે હજારો સત્કાર્યના કરતાં પણ શ્રેષ્ઠ છે.

૧૧૧. તેના મંગલ સમુદ્રનું એક બિંદુ પણ જો તમારા ઉપર આવી પડશે, તો આખા જગતમાં કોઇની પાસે કશું માગવાની, કોઇની વાત સાંભળવાની અને કોઇને જોવાની પણ તમને ઇચ્છા થશે નહિ.

૧૧૨. નમાજ પઢવી, રોજા પાળવા એ છે તો ઉત્તમ સાધનો; પણ અંતરમાંથી ગર્વ અને વિદ્વેષને દૂર કરવામાં કલ્યાણ છે.

૧૧૩. આ સંસારની અંદર કાંટાળાં ઝાડની નીચે ઈશ્વરના સહવાસમાં રહેવામાં મને સુખ છે, પણ સ્વર્ગલોકમાં કલ્પવૃક્ષની નીચે જો મને તેનો વિયોગ થવાનો હોય, તો મને એ સ્વર્ગ અને કલ્પવૃક્ષ ન ખપે.

૧૧૪. હું જ્યાં બેઠો છું, ત્યાં વારંવાર હું જે કાંઇ બોલું છું, તે હું ઈશ્વરનું બોલાવ્યુંજ બોલું છું. હું એવું પણ બોલી નાખું છું કે મારો હાથ લાંબો કરીને હું આકાશને તેની જગ્યાએથી ખસેડી નાખીશ, અથવા પૃથ્વીને લાત મારીને પાતાળમાં દબાવી દઇશ, આ બધું હું તેના બોલાવ્યાથી બોલું છું. કોઇ વાર મને એવું પણ થઇ આવે છે કે, હું મારી જાતના પ્રતિ દૃષ્ટિ કરું અને કહું કે મારું તો એનું એજ શરીર છે અને એની એ પ્રકૃતિ છે.

૧૧૫. આ રસ્તે જતાં પ્રથમ વ્યાકુળતા થાય છે, પછી એકાંતવાસ કરવાની ઇચ્છા થઇ આવે છે, ત્યારપછી પાપને માટે સંતાપ થાય છે અને ત્યાર પછી ઈશ્વરનું જ્ઞાન થાય છે અને છેવટે ચૈતન્યની પ્રાપ્તિ થાય છે.

૧૧૬. ચાળીશ વરસથી મેં મારે સારુ રોટી બનાવી નથી અને અન્ન રાંધ્યું નથી. હું રાંધું છું તે મારા અતિથિને સારુ રાંધું છું અને તે અતિથિનો પ્રસાદ માત્ર હું ખાઉં છું.

૧૧૭. જે માણસ ઈશ્વરની વાણીના માધુર્યનો સ્વાદ ચાખ્યા વિના આ લોકમાંથી પ્રસ્થાન કરે છે, તે તમામ કલ્યાણ અને શાંતિથી વંચિત રહી જાય છે. તેણે આ જગતમાં આવીને કશોજ લાભ મેળવ્યો નહિ.

૧૧૮. લોકોની સાથે સદ્ભાવપૂર્વક વર્તન કરવું, પયગંબરની સેવા કરવી અને તેમનું આનુગત્ય કરવું અને ઈશ્વરની સાથે પવિત્રતાપૂર્વક જીવન ગાળવું, એ આપણું કર્તવ્ય છે. ઈશ્વર પવિત્ર છે અને તે પવિત્ર આત્માઓની સાથે પ્રેમ કરે છે.

૧૧૯. જે શ્રદ્ધાવાન છે તેનાથી તો એક માખીના પગનો ઘસારો પણ સહન થતો નથી એવો તે કોમળ બની જાય છે; પણ કોઇ વાર આંખની પાંપણના છેડા ઉપર સપ્તલોકને ધારણ કરે એવો બળવાન પણ બની જાય છે.



# २५–महातपस्वी अबुबेकर शबूलि

તપસ્વી અબુબેકર શબ્‌લિનું જન્મસ્થાન બગદાદ શહેરમાં હતું. તે એક મહાજ્ઞાની, પ્રેમોન્મત્ત ભક્ત અને મોટા તપસ્વી થઇ ગયા છે. તેમના ધર્મજીવનમાં આરંભથી તે અંત સુધી નર્યું વીરત્વજ નજરે પડે છે. તેમણે નાના પ્રકારનાં આકરાં વ્રત કર્યાં હતાં અને કઠોર તપશ્ચર્યાઓ તપીને સિદ્ધ થયા હતા. તેમના જીવનમાં કોઇ દહાડો ઉદાસીનતા અને દુર્બળતા તો જોવામાં આવતાંજ નથી. તેમનો જ્વલંત પ્રેમનો હુતાશન કદી હોલવાયો નથી કે ટાઢો પડ્યો દેખાતો નથી. તેમણે ઘણા સંતસાધુઓનો સમાગમ કર્યો હતો, અનેક શાસ્ત્રોનું અધ્યયન કર્યું હતું અને અનેક ગ્રંથોની રચના પણ કરી હતી. હુસેન મનસૂરની પેઠે શબ્‌લિ પણ अहंब्रह्मवादी હતા. તેઓ સિત્તોતેર વરસ જીવ્યા હતા અને હિજરી સંવતની ૩૩૪ની સાલમાં પરલોક સિધાવી ગયા હતા.

તપસ્વી અબુબેકર શબ્‌લિને સાધારણ મૂર્ખ લોકો બહુ સંતાપતા હતા. આખો વખત તેમને લોકોનો કોલાહલ, સતાવણી અને તેમની પજવણીનો પ્રતિકાર કરવામાં રોકાઇ રહેવું પડતું હતું. તેમના શત્રુઓએ ઘણી વાર તેમની હત્યા કરવાનાં કારસ્તાન કર્યાં હતાં. તેમના જીવનમાં ધાર્મિક પરિવર્તન ઘણા આશ્ચર્યજનક સંજોગોની વચ્ચે થયું હતું: તે બગદાદના ખલીફાના તાબામાં નેહાઉંદ પ્રાંતમાં અમીર અર્થાત્ ગવર્નરની પદવી ઉપર હતા. એક વાર ખલીફાનો હુકમ મળવાથી તે તેના દરબારમાં આવીને હાજર થયા. અમુક કારણસર ખલીફાએ તેમના ઉપર ક્રોધે ભરાઇને તેમને અમીરના પદ ઉપરથી બરતરફ કર્યા અને તેમની પાસેથી તેમનો અમીર તરીકેનો ખેલાત (પોશાક) ખૂંચવી લીધો. આવી રીતે તે પદભ્રષ્ટ અને અપમાનિત થઇને પાછા નેહાઉંદમાં આવ્યા. થોડા દિવસ પછી વળી પાછા ખલીફાએ તેમને તેમના મૂળ પદે કાયમ કર્યા અને તેમનો અમીરી ખેલાત પણ પાછો મોકલાવ્યો. તપ-

સ્વી શબ્લિએ તેનો અનાદર કર્યો અને તે મહામૂલ્યવાન તેમજ સન્માનિત પોશાક વડે પોતાનું મોઢું અને નાક લૂછીને તેને વેગળો ફેંકી દીધો. આ વાત બગદાદના ખલીફાને કાને જતાં જરાય વાર લાગી નહિ; તેણે શબ્લિને ફરીથી પદચ્યુત કરવાનો હુકમ કર્યો અને તેમને આપેલો ખેલાત (પોશાક) પાછો મંગાવી લીધો. આ ઉપરથી શબ્લિ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે, "મનુષ્યના બક્ષેલા ખેલાત વડે જે વ્યક્તિ રુમાલનું કામ લે, તે અપમાનિત અને પદચ્યુત થવાને યોગ્ય સાબિત થાય છે, તે પોતાનું ઐશ્વર્ય તથા સુખસંપત્તિ ઉપરથી હાથ ઉઠાવે છે; ત્યારે કોઇ બ્રહ્માંડાધિપતિ પરમેશ્વરના આપેલા ખેલાતનો રુમાલ તરીકે ઉપયોગ કરીને તેનું અપમાન કરે, તો પરમેશ્વર તેના તરફ કેવો વ્યવહાર રાખશે અને તે કેવા પ્રકારની સજાને યોગ્ય સાબિત થશે?" આવો વિચાર કરતા કરતા શબ્લિ ખલીફાની પાસે ગયા. અને બોલ્યા: "બાદશાહ સલામત! તમે ગમે તેવા પણ માણસ છો. તમારા આપેલા ખેલાતનું કોઇ અપમાન કરે તે તમને નજ ગમે. તમારા ખેલાતનું મૂલ્ય કેટલું છે તે હું જાણું છું. પણ જગત્પતિ પરમેશ્વરે તેમના પ્રેમ અને તત્ત્વજ્ઞાનનો ખેલાત મને આપ્યો છે. હું કોઇ પણ માણસની તાબેદારી સ્વીકારીને ઈશ્વરદત્ત દિવ્ય ખેલાતનું અપમાન કરવા તૈયાર નથી." આટલું કહીને તે એકદમ રાજસભામાંથી ઊઠીને ચાલતા થયા અને મહર્ષિ ખૈયારનોસ્સાજજની પાસે જઇને તેમનાદ્વારા સંન્યાસધર્મમાં દીક્ષિત થઇ ગયા.

એ ખૈયારનોસ્સાજજ તપસ્વી જવનિદના કુટુંબી હતા અને તે તેમનું વિશેષ સન્માન કરતા હતા અને જવનિદેજ શબ્લિને ઉપરોક્ત મહાત્માની પાસે જવાની સલાહ આપી હતી. શબ્લિ જવનિદની પાસે જઇને કહેવા લાગ્યા: "આપની પાસે દિવ્ય પ્રેમરૂપી મોતી છે, કાંતો મને આપ તેનું દાન કરો અને તેમ ન કરવું હોય તો વેચાતું આપો." જવનિદે કહ્યું: "જો, મારે તેને વેચવુંજ હોય તો તેની કિંમત આપવાનું તમારું ગજુંનથી. જો હું તમને તે દાનમાં આપી દઉં, તો તે તમને વગર મહેનતે સહજમાં મળેલું હોવાથી, તમે તેની મર્યાદાની રક્ષા કરી શકવાના નથી અને ઊલટી તમારે હાથે તેન ધૂળધાણી થઇ જશે. માટે વીરપુરુષોની માફક સાહસિક બનીને સમુદ્રમાંજ ભૂસકો મારો અને

અંદર ઊંડે ડૂબકી મારીને તમારાં ધૈર્ય અને શ્રદ્ધાને પ્રતાપે કદાચ તે મોતી તમારા હાથમાં આવે તો આવે પણ ખરું." ત્યારે શબ્લિએ તેમને પૂછ્યુંઃ "મારે શું શું કરવું જોઈશે તે મને કહો." જવનિદે કહ્યુંઃ "જાઓ, એક વરસ સુધી તમે ગંધકનો વેપાર કરો." શબ્લિએ તે પ્રમાણે કર્યું. ત્યાર પછી જવનિદે કહ્યુંઃ "હવે તમે એક વરસ સુધી લોકોને ઘેર ઘેર ફરી ફરીને ભિક્ષા માગ્યા કરો, એ સિવાય તમારે બીજું કશું કામજ કરવું નહિ." શબ્લિ જવનિદની આજ્ઞાને માન્ય કરીને તે દિવસથી ભિક્ષા માગવા લાગ્યા. તે વરસ પૂરું થવા આવ્યું અને થોડાજ દિવસ બાકી રહી ગયા હતા, એવામાં એક દિવસ એવું બન્યું કે, શબ્લિ બજારની દુકાને દુકાને ભિક્ષા માગવા લાગ્યા; પણ તે દહાડે કોઇએ તેમને કશું આપ્યું નહિ. શબ્લિએ મહર્ષિ જવનિદની પાસે જઇને તે દિવસની બધી વાત કહી. તે સાંભળી લઇને મહર્ષિ જવનિદ બોલ્યાઃ "હવે તમે તમારી કિંમત કેટલી છે તે જાણી લીધી ને? જુઓ, લોકોએ તમારો ભાવ પણ પૂછ્યો નહિ, ત્યારે હવે તમારે લોકોના પ્રતિ અનુરક્ત થવું નહિ અને તેમની કોઇ પણ વાત તમારે માન્ય રાખવી નહિ." આટલું બોલી રહ્યા પછી જરાકવાર રહીને વળી તેમણે કહેવા માંડ્યુંઃ "તમે નેહાઉંદમાં અમીરી અને હાકેમી કરી છે; હવે તમે ત્યાં જાઓ અને જેમના જેમના પ્રતિ તમારે હાથે અન્યાય અથવા અનુચિત કાર્ય થઇ ગયું હોય, તેમની દરેકની પાસે જઇને તેમની ક્ષમા માગી આવો." આવી આજ્ઞા થતાં શબ્લિ નેહાઉંદ ગયા અને બધે ફરી ફરીને તેમણે સૌની ક્ષમા માગી. અગાઉ એક વાર કોઈ ગૃહસ્થના ઉપર તેમને હાથે જુલમ થઇ ગયો હતો. તેને ઘેર જ્યારે શબ્લિ ગયા ત્યારે તે માણસ ઘેર હતો નહિ, તેથી તેની માફી તેમનાથી માગી શકાઇ નહિ. તે અપરાધના પ્રાયશ્ચિત્ત તરીકે તેમણે એક લાખ પૈસાનું ગરીબોને દાન કરી દીધું. આવું દાન કર્યાથી પણ તેમના જીવને ચેન પડ્યું ન હતું. આમ લોકોની ક્ષમા માગવામાં તેમનાં ચાર વરસ નીકળી ગયાં.

ત્યાર પછી તેમને મહર્ષિ જવનિદે કહ્યુંઃ "હજી પણ તમારા મનમાં તમારા એક વારના ઊંચા દરજ્જાનું અભિમાન રહી ગયું છે, માટે હજી બીજું એક વરસ તમે ભિક્ષાવૃત્તિ કરવામાં ગાળી નાખો." શબ્લિ પોતે એક પ્રસંગે કહે છે કે, "ત્યાર પછી

એક વરસ સુધી મેં ઘેરેઘેર ફરીને ભિક્ષા માગવા માંડી. જે કાંઇ મને ભિક્ષામાં મળતું તે બધું હું મહર્ષિની આગળ મૂકી દેતો. મને તેઓ દરરોજ રાત્રે ભૂખ્યોજ રાખતા અને મારું ભિક્ષામાં આણેલું બધું ગરીબગુરબાંઓને ખવડાવી દેતા. આ પ્રમાણે પૂરું એક વરસ વીતી ગયા પછી તેમણે મને કહ્યું: 'હવે આ ઘડીથી હું તમને મારી સાથે રહેવાનો અધિકાર આપું છું. તે પ્રમાણે તમે મારા સહવાસમાં રહીને એક વરસ સુધી મારા ધર્મબંધુઓની સેવા કરો.' ત્યાર પછી એક વરસ પૂરું થતા સુધી શબ્લિએ મહર્ષિ જ્વનિદના સહવાસમાં રહીને તેમના સહયોગી તપસ્વીઓની સેવા કરવા માંડી. એક વરસ પૂરું થયા પછી મહર્ષિ જ્વનિદે તેમને પૂછ્યું: "અબુબેકર શબ્લિ! તમારી જિંદગીની કિંમત અત્યારે તમે કેટલી આંકો છો?" શબ્લિએ કહ્યું: "મારી કિંમત એટલીજ કે હું મારી જાતને સૌના કરતાં અધમ માનું છું અને જોઉં છું." મહર્ષિ જ્વનિદે કહ્યું: "બસ, ત્યારે હવે તમને સત્યજ્ઞાન પ્રાપ્ત થઇ ચૂક્યું છે."

શરૂઆતમાં શબ્લિ એવું કહેતા કે, "જે કોઇ એક વાર 'અલ્લા' એવું બોલશે, તેનું મોઢું હું સાકરથી ભરી દઇશ." પોતે નાનાં નાનાં છોકરાંઓને સાકર ખવડાવતા અને તેમની પાસે 'અલ્લા' 'અલ્લા' એવું બોલાવ્યા કરતા. ત્યાર પછી આગળ જતાં તે એવું કહેવા લાગ્યા કે, "જે કોઇ 'અલ્લા' બોલશે તેનું મોઢું હું સોનારૂપાથી ભરી દઇશ." આવું સાંભળીને લોકો હોંસે હોંસે 'અલ્લા' 'અલ્લા' બોલવા લાગ્યા. પછી શબ્લિને આ વાતનો કંટાળો આવી ગયો, ત્યારે તેમણે એવું કહેવા માંડ્યું કે, "જે કોઇ અલ્લાનું નામ દેશે તેનું માથું કાપી નાખીશ." લોકો તેમને પૂછવા લાગ્યા કે, "હમણાં થોડી વાર ઉપર તો તમે એવું કહેતા હતા કે અલ્લાનું નામ લેનારના મોઢામાં સાકર અને સોનુંરૂપું ભરી દઇશ અને હવે તમે માથું કાપી નાખવાનું કહો છો, તેનું શું કારણ?" તેમણે કહ્યું: "પહેલાં હું એવું ધારતો હતો કે, આ લોકો શુદ્ધ ભાવે અને ખરા મનથી અલ્લાના નામનો ઉચ્ચાર કરે છે; પણ હવે તો હું જોઈ શકું છું કે લોકો તો મજાક–મશ્કરીની રીતે અથવા અનાદર સહિત 'અલ્લા' અલ્લા' એવો લવારોજ કરે છે. પરમેશ્વરના પવિત્ર નામનો કોઈ આવી રીતે તિરસ્કારપૂર્વક તેનો તુચ્છકાર કરે અથવા અશુદ્ધ ભાવથી

ઉચ્ચાર કરે તે મારાથી સહન થતું નથી." ત્યાર પછી તે જ્યાં જ્યાં અલ્લાનું નામ લખેલું અથવા કોતરેલું જોતા ત્યાં આગળ તે ચુંબન કરતા. પછી એક વાર તેમણે એવી દૈવવાણી સાંભળી કે, "નામને ક્યાં સુધી વળગી રહેશો? સાચા સાધક હો તો નામીની શોધ કરો."

આ વાણી સાંભળીને શબ્લિના હૃદયમાં પ્રેમનો તરંગ વધારે જોરથી ઉછળી પડચો. તેમના હૃદયમાં અનુરાગની જ્વાલા વધારે પ્રજ્વલિત થઇ ગઇ. તેઓ તો એવા આકુળવ્યાકુળ બની ગયા કે, ત્યાંથી એક દોટ મૂકીને નદીમાં કૂદી પડ્યા. તે ડૂબી ગયા નહિ પણ પાણીના ધક્કાથી કિનારે ઘસડાઈ આવ્યા. ત્યાર પછી એક વાર પોતે બળતી આગમાં કૂદી પડ્યા હતા, પણ તેમાંથીએ તેમનું આશ્ચર્યકારક રીતે રક્ષણ થયું હતું. આવી રીતે મૃત્યુના મોઢામાંથી તે કેટલીએ વાર બચી ગયા. ઈશ્વરેજ તેમના જીવનનું સંરક્ષણ કર્યું. ત્યાર પછી તો તેમના મનની વિહ્વલતા ઘણીજ વધી પડી. તે એક વાર મોટે અવાજે બરાડી ઊઠ્યાઃ "અગ્નિ, જળ, પર્વત અને હિંસક પશુઓ પણ જેને મારી શકયાં નહિ, તે માણસના જીવનની એ બધી ઘટનાઓ કેવી આશ્ચર્યજનક હોવી જોઇએ?" તેના જવાબમાં તેજ ઘડીએ તેમના કાનમાં એક દૈવવાણી સંભળાઇ કે, "જેને ઈશ્વરે મારીજ નાખ્યો છે, તેને બીજું કોણ મારી શકવાનું હતું?" ત્યાર પછી શબ્લિની ઉન્માદ અવસ્થાએ એવું ઉગ્રરૂપ ધારણ કર્યું કે તેમને ઘણી વાર તો સાંકળથી બાંધી રાખવા પડતા. કોઇ પણ ઉપાયે તેઓ શાંત રહેતા નહિ. ત્યાર પછી તેમને ગાંડાના દવાખાનામાં મોકલાવી દીધા અને ત્યાં તેમને થોડા દિવસ સુધી બાંધી રાખ્યા. લોકો કહેતા કે, "શબ્લિ તો ગાંડા થઇ ગયા છે." તે કહેતા કે, "તમારે મનથી હું ગાંડો છું અને મારે મનથી તમે બધા ગાંડા છો. ઈશ્વરની ઇચ્છા હશે તો મારું ગાંડપણ દહાડે દહાડે વધતુંજ જશે." એક દિવસ તેમની પાસે કેટલાક માણસો આવ્યા, તેમને તેમણે પૂછ્યું: "તમે કોણ છો?" તેઓ બોલ્યાઃ "અમે તમારા બંધુઓ છીએ." આવું સાંભળતાંજ તેમણે એક પથ્થર ઉપાડીને ઘડ લઇને તેમના ભણી ફેંકયો, જેથી તેઓ બધા નાસી ગયા. પછી શબ્લિ બોલ્યાઃ "અરે! ઓ જૂઠા લબાડી લોકો! તમે મારા બંધુબાંધવ હોવાનું અભિમાન કરો છો અને મેં એક જરાક અડપલું કર્યું, ત્યારે તમારી ધીરજ તો રહી નહિ!"

એક દહાડો હાથમાં બળતું ઉમાડિયું લઇને તે બોલી ઊઠ્યાઃ "હું મક્કા જાઉં છું અને ત્યાંના મંદિરને બાળી મૂકું છું. મંદિર બળી જશે એટલે લોકો મંદિરને પડતું મૂકીને મંદિરના માલિકની ભક્તિ કરવા મંડી જશે." એક દહાડો બેઉ છેડેથી બળતું લાકડું હાથમાં લઇને તે કહેવા લાગ્યાઃ "હું આજે સ્વર્ગ અને નરક બેઉને બાળી મૂકવા જાઉં છું. તેમ કરવાથી લોકો સ્વર્ગની લાલચથી અને નરકના ભયથી ઈશ્વરની ઉપાસના કરે છે તે નહિ કરે અને નિઃસ્વાર્થ ભાવે શુદ્ધ ભક્તિ કરતા થઇ જશે."

કોઇ કોઇ દહાડો ઝાડ ઉપર ચઢીને મોટે અવાજે તપસ્વી શબ્લિ "હું હું" એવા બરાડા પાડતા. લોકોએ તેમને પૂછ્યું કે, "આ શું કરો છો?" ત્યારે તેના જવાબમાં શબ્લિ કહેવા લાગ્યા કે, "અમુક પક્ષી આ ઝાડમાં રહ્યું રહ્યું 'કૂ કૂ' એવો અવાજ કરે છે, ત્યારે હું તેની સાથે સાથે 'હું હું' એવો અવાજ કરું છું. તે બોલતું બંધ નહિ થાય ત્યાંસુધી હું પણ એવી રીતે બોલ્યાજ કરવાનો." ફારસી ભાષામાં 'કૂ' શબ્દનો અર્થ 'ક્યાં' થાય છે અને 'હું' શબ્દનો અર્થ 'આ' થાય છે. પક્ષી પૂછે છે કે, "તે ક્યાં છે?" શબ્લિ જવાબ આપે છેઃ "આ રહ્યા" "આ રહ્યા."

ઈદના તહેવારને દહાડે શબ્લિ શોકસૂચક કાળાં કપડાં પહેરીને બહાર ફરવા નીકળી પડતા. લોકો તેમને પૂછતા કે, "આવું શું કરો છો? આજે ઈદનો તહેવાર, આજ તો સપરમો દહાડો, તે દહાડે આનંદ કરવાનો મૂકીને તમે ઉદાસીન થઇને કેમ ફરો છો અને જાણે કોઇ મરી ગયું હોય તેમ કાળાં કપડાં પહેરો છો?" શબ્લિ તેના જવાબમાં કહેતા કે, "લોકો ઈશ્વરવિમુખ થઇને આનંદ કરે છે, તેમની આવી દુર્દશા જોઇને મેં શોકનાં કાળાં કપડાં પહેર્યાં છે." તેઓ પોતાની સાધનાના આરંભનાં વર્ષોમાં કાળાં કપડાં પહેરતા અને નવજીવન પ્રાપ્ત થયા પછી તે વસ્ત્ર તેમણે ઉતારી નાખ્યાં હતાં.

સાધનની પ્રથમ અવસ્થામાં રાત્રે જાગરણ કરવાને સારુ શબ્લિ આંખમાં મીઠું ભભરાવીને ઊંઘને ઉરાડી મૂકતા. એક વાર તે એવા આકુળવ્યાકુળ બની ગયા કે પોતાને હાથે પોતાની ભમરના નિમાળા તોડી નાખવા મંડ્યા. મહર્ષિ જ્વનિદે તેમને પૂછ્યુંઃ "આ શું કરો છો?" ત્યારે તે બોલ્યાઃ "મારી આગળ

સત્યનો પ્રકાશ થયો છે, પણ તેને ઝીલવાનું મારામાં બળ નહિ હોવાથી હું ઘણો અસ્થિર થઈ જઇને આવું કરું છું. આવું કર્યાથી કદાચ થોડી વારને માટે હું તેને ધારણ કરવા સમર્થ નીવડું."

એક દહાડો મહર્ષિ જ્વનિદના કેટલાક મિત્રો શબ્‌લિના સાંભળતાં તેમની પ્રશંસા કરવા લાગ્યા કે, "એમના જેવી સત્ય-નિષ્ઠા, ઈશ્વરાનુરાગ અને ઊંચા પ્રકારનો સદાગ્રહ બીજા કોઇનામાં નથી." તપસ્વી જ્વનિદે કહ્યું: "તમારી ભૂલ થાય છે. તમે શબ્‌લિનાં જેવાં વખાણ કરો છો, તેવા તે છેજ નહિ." ત્યાર પછી જ્વનિદે શબ્‌લિને બીજી જગ્યાએ જતા રહેવાનું કહ્યું. તે આઘા ગયા એટલે જ્વનિદે તેમના મિત્રોને કહ્યું: "તમે શબ્‌લિ-નાં વખાણ કરીને તેમના માથા ઉપર પ્રહાર કરવા જેવું કામ કર્યું હતું. કદાચ પોતાનાં વખાણ સાંભળીને તેની પીડાથી તેમ-નું મૃત્યુ થઇ બેસે એવો મને ભય લાગવાથી મેં તેમના માથા ઉપર ઢાલ ધરી રાખી."

શબ્‌લિ સાધના કરવાને સારુ એક ગુફામાં જઇને બેસતા. આ વખતે તે પોતાની પાસે એક લાકડી રાખતા. જે વખતે ભજન કરવામાં જરા પણ આળસ આવે એટલે ફડાક લઇને પોતાના શરીર ઉપર એક સપાટો લગાવી દેતા. ઘણી વાર તો એટલા જોરથી મારતા કે લાકડી ભાંગી જતી. પોતે ઘણા અકળાતા ત્યારે ગુફાની ભીંતની સાથે હાથ–પગ અફાળતા.

એક દહાડો શબ્‌લિએ નવાં કપડાં પહેર્યાં. પછી એકદમ શરીર ઉપરથી ઉતારી નાખ્યાં અને બાળી મૂકયાં. લોકોએ તેમને કહ્યું કે, "મિલકતનો નાશ કરવાનો શાસ્ત્રમાં નિષેધ કર્યો છે." ત્યારે શબ્‌લિ બોલ્યા: "ઈશ્વરે કહ્યું છે કે, 'તમારું મન મારા સિવાય બીજા જે કોઇ પદાર્થની સાથે સંલગ્ન થઇ જાય, તે પદાર્થને તમારે બાળી મૂકવો.' મારું મન હમણાં આ કપડાંના પ્રતિ મોહિત થવા લાગ્યું હતું, તે જોઈને મને દુઃખ થવાથી મેં તેમને સળગાવી મૂકયાં."

એક દહાડો શબ્‌લિએ બજારમાં દોઢ પૈસો આપીને કોઇ સૂફીનો જૂનો ઊતરેલો ખિર્કો અને અડધો પૈસો આપીને એક ટોપી વેચાતાં લીધાં અને તે પહેરીને મોટે સાદે બૂમો પાડવા લાગ્યા કે, "સૂફીની કિંમત બે પૈસા! બે પૈસામાં સૂફી વેચાય છે! લેજો રે ભાઇ સૂફી વેચાય છે બે પૈસે!"

શબ્લિ ઉન્નત જીવન પ્રાપ્ત કર્યા પછી સભામાં જઇને લોકોને ઉપદેશ દેવા લાગ્યા. કર્મનાં ઊંડામાં ઊંડાં તત્ત્વો તેઓ સામાન્ય જનતાની આગળ ખુલ્લાં કરી દેવા મંડયા, ત્યારે જ્વનિદે તેમને આગ્રહ કરીને કહ્યું કે, "આ બધાં રહસ્ય મેં એક ઊંડા ખાડામાં દાટી રાખ્યાં હતાં, તેનો તમે સાધારણ લોકોમાં પ્રચાર કરવા લાગ્યા છો?" શબ્લિ બોલ્યાઃ "બોલનાર હું છું અને સાંભળનાર પણ હું છું, મારા સિવાય આ જગતમાં બીજો છેજ કોણ? અર્થાત્ હું જે કાંઇ બોલું છું, તે બધું ઈશ્વર તરફથી ચાલ્યું આવે છે અને પાછું જાય છે પણ ઈશ્વરના પ્રતિજ. શબ્લિ તો અહીં છેજ નહિ." જ્વનિદે કહ્યું: "આવું હોય તો તમારા સંબંધમાં બરાબર છે." શબ્લિએ તેમને એવું પણ કહ્યું કે, "જેના મનમાં આ વર્તમાનકાળ અને પેલો જે આવવાનો છે તે પરકાળ, બેને વિષે ચિંતા થયા કરતી હોય તેણે મારી સોબતમાં રહેવુંજ ન જોઇએ."

એક દિવસ શબ્લિ સભામાં ફરી ફરીને "અલ્લા અલ્લા" એવું બોલવા લાગ્યા. ત્યાં એક ફકીર બેઠો હતો તે બોલ્યોઃ "તમે લા ઇલાહ ઇલ્લેલ્લા" કેમ બોલતા નથી?" શબ્લિએ કહ્યું: તેનું કારણ એવું છે કે, કદાચ 'લા' બોલ્યા પછી 'અલ્લા' શબ્દ બોલું ત્યાર પહેલાં મારો શ્વાસજ બંધ થઈ ગયો તો હું શું કરીશ એવી મને મનમાં બીક લાગતી હોવાથી, હું સૌથી પહેલુંજ 'અલ્લા' એવું બોલી નાખું છું." આ ઉત્તરની તે ફકીરના મન ઉપર એટલી બધી ઊંડી અસર થઈ ગઇ તે થર થર કંપવા લાગ્યો અને કંપતો કંપતો મરી પણ ગયો. તે ફકીરનાં સગાંવહાલાં શબ્લિને પકડીને કાજીની કચેરીમાં ઘસડી ગયાં. આ વખતે શબ્લિ તો તેમના ભાવાવેશને લીધે ઉન્મત્ત હાલતમાં હતા અને એવી અવસ્થામાં તેમને કાજીની આગળ લઇ જઇને ઊભા રાખ્યા. મરી ગયેલા ફકીરનાં સગાંએ તેમના ઉપર ફકીરનું ખૂન કરવાનો આરોપ મૂકયો. કાજીએ શબ્લિને પૂછ્યું: "તમારે તમારા બચાવમાં કાંઇ કહેવું છે?" ત્યારે શબ્લિ બોલ્યાઃ "એક જીવ હતો, તે પરમેશ્વરનાં દર્શન પામવાની આતુરતા સહિત રાહ જોતો જોતો પ્રેમાગ્નિથી બળીજળી તો ગયેલોજ હતો. તે મનુષ્યોચિત તમામ ગુણથી અને બધીજ પાર્થિવ ઉપાધિઓથી મુક્ત થયેલો હતો. હવે તેના ધૈર્યની હદ આવી ગઇ હતી. તે પરમેશ્વરનાં દર્શનને માટે

અધીરો બની ગયો હતો. ઈશ્વરના દૂત તેના હૃદયમાં અને અંતઃસ્થલમાં સંતાઇ બેઠા હતા. ઇશ્વરની વાણીના સૌંદર્યરૂપી વીજળીના ઝબકારાથી તેનો જીવ દેદીપ્યમાન બની ગયો હતો. આવા સંજોગોમાં તે બળીજળી ગયેલો જીવ તેના દેહપિંજરમાંથી પંખીની જેમ ઊડીને ચાલ્યો જાય, તેમાં શબ્લિએ શો અપરાધ કર્યો?" આ કેફિયત સાંભળીને કાજીએ હુકમ કર્યો કે, "શબ્લિને એકદમ મારી આગળથી લઈ જઇને તેને પોતાને ઘેર પહોંચતા કરી દો; કારણ કે તેમના બોલ સાંભળીને મારા મનમાં પણ કાંઇક વિચિત્ર ભાવ જાગી ઊઠે છે અને રખેને હું બેહોશ થઇને પડી જઈશ એવો મને ભય લાગે છે."

કોઇ પણ માણસ શબ્લિની પાસે આવીને કહેતો કે, 'મારા જીવનમાં પરિવર્તન કરાવી દો અને મને ધર્મને રસ્તે ચડાવી દો,' ત્યારે તેને તે કહેતા કે, "ઇશ્વરની ઉપરજ ભરોંસો રાખીને રણમાં પર્યટન કરો, એક પૈસો પણ સાથે રાખ્યા વિના મક્કાની હજ કરવા જાઓ અને આટલાં બે વાનાં કરીને પાછા આવો ત્યારે તમે મારી સાથે રહી શકશો." આવી રીતે શબ્લિ પોતાની પાસે ધર્મનો ઉપદેશ લેવા આવનારાઓને તદ્દન ખાલી હાથે, સાધનહીન અવસ્થામાં દુસ્તર રણમાં પ્રવાસ કરવા મોકલી દેતા. આ ઉપરથી તેમને કોઇ કોઇ એવું પણ કહેતા કે, "આપ આ રીતે લોકોને શા માટે વગર મોતે મારી નાખો છો?" તેના જવાબમાં શબ્લિ કહેતા કે, "તમે ધારો છો તેમ નથી. મારો હેતુ તો માત્ર એટલોજ છે કે, તેમનું લક્ષ્ય મારા ઉપરથી હઠી જાય; કારણ કે તેમનું લક્ષ્ય મારા ઉપર રહે તો તેઓ જડપૂજા કરવાના દોષી થાય છે. ઇશ્વરના ઉપર અવલંબન ન કરતાં તેઓ મારા ઉપર અવલંબન કરતા થઇ જાય, તો તેમની મૂર્તિની જગ્યાએ હું આવી જાઉં. હું તો એકેશ્વરવાદી અસાધુને વૈરાગ્યવાન મૂર્તિપૂજક ઇમામ કે મોલવીના કરતાં શ્રેષ્ઠ માનું છું. આ લોકો ઇશ્વરને પ્રાપ્ત કરવાના ઉદ્દેશથી મારી પાસે આવે છે. તેઓ ઈશ્વરની શોધ કરતાં કરતાં રસ્તામાં કદાચ મરી જશે તોપણ તેઓ મૂઆ પછી ઇશ્વરને પામશે; અને જો નિર્વિઘ્ને જીવતા પાછા આવશે, તો આવી આકરી વિદેશયાત્રારૂપી સાધના કરીને એવા શુદ્ધ બનીને આવશે કે, એવી આત્મશુદ્ધિ તો તેઓ દસ વરસ મારી પાસે રહીને ભજનસાધન કરવાથી પણ કદી પ્રાપ્ત કરત નહિ."

એક દહાડો કેટલાક વિષયાસક્ત ધનવાન લોકો શબ્લિની નજરે પડ્યા. તેમણે દીઠું કે, તેઓ ભોગવિલાસ અને રંગરાગ માણવા પ્રવૃત્ત થાય છે. તે ઘડીએ તેમના મોઢામાંથી એક દર્દભરી એવી બૂમ નીકળી ગઈ કે, "આ બધા લોકોને જોઈને મારા હૈયામાં એવો બળાપો થાય છે કે, તેમને ઈશ્વિરસ્મરણ કરવાનું આળસ આવે છે અને સંસારના મલિન–ગંદા વિષયસુખમાં તેઓ રચ્યાપચ્યા રહે છે!"

એક દિવસ કેટલાક લોકો શબને લઈને જતા હતા. એક માણસ તે બધાની પાછળ જતો હતો અને બોલતો હતો કે, "હાય પુત્રનો વિયોગ!" ત્યારે શબ્લિ પોતાના માથામાં ટપલા મારીને બોલવા લાગ્યા કે, "હાય પ્રભુનો વિયોગ!"

એક વાર એવું બન્યું કે, કોઈ ભીનું લાકડું શબ્લિના દેખતાં આગમાં સળગતું હતું. તેનો એક છેડો સળગતો હતો અને તેને બીજે છેડેથી લીલો રસ બહાર નીકળતો હતો. તે જોઈને શબ્લિએ પોતાના સાથીઓને કહ્યું: "તમે કહો છો કે અમારા હ્રદયમાં પ્રેમનો અગ્નિ સળગે છે; જો તમારી એ વાત સાચી હોય તો આ લાકડામાંથી જેમ પાણી નીકળે છે, તેમ તમારી આંખોમાંથી પાણી નથી નીકળતું તેનું શું કારણ?"

એક દહાડો તપસ્વી શબ્લિ ઉન્મત્ત અવસ્થામાં મહર્ષિ જ્વનિદને ઘેર જઈ પહોંચ્યા તે ઘડીએ જ્વનિદની ધર્મપત્ની માથું હોળવા બેઠી હતી. તે શબ્લિને જોઈને પોતાના મોઢા ઉપર બુરખો નાખવા જતી હતી, ત્યારે તેને તેમ કરતી જોઈને તે બોલી ઊઠ્યા: "મોઢું ઢાંકશો નહિ અને ચાલ્યાં જશો પણ નહિ. મારા જેવા ઉન્મત્ત હાલતના લોકો નરકની બધી વિગતો નથી જાણતા."

ઉદાસ અને દુઃખી દિલનો કોઈ ફકીર શબ્લિની પાસે આવીને તેમને કહેવા લાગ્યો: "તમે મારી પ્રાર્થના ન સ્વીકારો તો તમને સત્યની આણ છે. બોલો, હવે મારે શું કરવું તે કહો. હું થાકી ગયો છું, હારી ગયો છું, મારી જિંદગીનું કાર્ય કથળી ગયું છે; હવે અત્યારે મારે કરવું શું? શું તમે મને નિરાશ કરશો? શું મને વીલે મોઢે પાછો કાઢશો?" શબ્લિએ તેને કહ્યું: "ફકીર! શું તમારે નાસ્તિકોની મંડળીમાં સામેલ થવું છે? 'ઈશ્વરની દયાના સંબંધમાં કદી કોઈએ નિરાશ થવું નહિ.' એ શાસ્-

વચન શું તમે નથી સાંભળ્યું?" ફકીર બોલ્યોઃ "તમારી આટલી વાત સાંભળીને મારા મનને જરાક ટાઢક વળી છે." શબ્લિ બોલ્યાઃ "તમે શું ઈશ્વરની પરીક્ષા લેવાનો વિચાર કરતા હતા? 'અહિતકારી માણસો સિવાય ઈશ્વરના ડહાપણમાં બીજું કોઈ અવિશ્વાસ કરતું નથી,' એવું શાસ્ત્રવચન તમે સાંભળ્યું છે કે નથી સાંભળ્યું?"

એક વાર શબ્લિ તેમના સાથીઓને લઇને રણને રસ્તે થઇને જતા હતા, ત્યાં માણસની ખોપરી તેમની નજરે પડી. તે ખોપરીના ઉપર એવું લખ્યું હતું કે, "આ લોક અને પરલોક બેઉ નાશવંત છે." એ જોઇને શબ્લિ તેજ ક્ષણે બૂમ પાડી ઊઠ્યા કે, "આ ખોપરી કોઇ તપસ્વીની અથવા પયગંબરની કોટિના કોઇ મહાપુરુષની હોવી જોઇએ." કોઇએ તેમને પૂછ્યું કે, "તમે એ જાણ્યું શા ઉપરથી?" ત્યારે તેમણે કહ્યું: "આ મસ્તક તપસ્વીનું હોવાનું કારણ એ છે કે, આ લોક અને પરલોક બેઉને તિલાંજલિ દીધા વિના ઈશ્વરની પાસે જઇ શકાતું નથી, એ સત્ય આ ખોપરી જાહેર કરે છે."

એક વાર તપસ્વી શબ્લિ માંદા થયા. હકીમ તેમને કહેવા લાગ્યોઃ "તમારે ધીરજ રાખવી પડશે." તેમણે પૂછ્યું: "કોના સંબંધમાં તમે મને ધીરજ રાખવાની સલાહ આપો છો? મારી પાસે કશી ઉપજીવિકા નથી, તેના સંબંધમાં તમે મને ધીરજ રાખવાનું કહો છો કે, ઉપજીવ્યના સંબંધમાં તમારી એવી સલાહ છે? જો તમે મને ઉપજીવ્યની બાબતમાં ધીરજ રાખવાનું કહેતા હો, તો મારે માટે વિધાતાએ જે નિર્માણ કરી રાખ્યું છે, તે કબૂલ કર્યા વિના મારો છૂટકોજ નથી; અને અનુપજીવ્યના સંબંધમાં ધૈર્ય રાખવું કે ન રાખવું એ બેઉ બરાબર છે, તે પોતેજ મારી પાસે આવશે નહિ."

મહર્ષિ શબ્લિ થોડા દિવસ સુધી કહીં સંતાઇ ગયા. લોકોએ તેમની ઘણી ખોળ કરી પણ જડ્યા નહિ. છેવટે કોઇ હીજડાના ઘરમાંથી મળી આવ્યા. લોકોએ તેમને કહ્યું: "હીજડાના ઘરમાં તમે રહો તે સારું કહેવાય કે?" તે બોલ્યાઃ "હા, હા, એજ મારે રહેવા લાયક સ્થાન છે. પૃથ્વી ઉપરના તમામ હીજડાઓ નથી પુરુષો અને નથી સ્ત્રીઓ, હું પણ ધર્મરાજ્યમાં

નથી પુરુષ અને નથી સ્ત્રી, માટે હીજડાના ઘરમાં હું રહું તે યોગ્યજ છે."

કોઇએ મહર્ષિ શબૂલિને પૂછ્યું કે, "સંસારની આસક્તિ અને પરલોકનો ભય, એ બે વાનાંમાંથી શાંતિ કયારે મળે?" તેમણે કહ્યું: "તમે સંસારની આસક્તિમાંથીજ એક વાર છૂટા થઇ જાઓ ને પછી પરલોકના ભયમાંથી તમારો આપોઆપજ છુટકારો થઈ જશે."

એક જણ ફરી ફરીને "યા ખુદા!" "યા અલ્લા!" એવું બોલ્યા કરતો હતો, તેને શબૂલિએ કહ્યું: "તમે જ્યારે 'હે મારા પ્રભુ' એવું કહો છો, ત્યારે તે તેના જવાબમાં 'ઓ મારા દાસ' એવું કહે છે. તમને તે એવું કહે છે, તે તમારે કાને સંભળાય છે?" તે બોલ્યો: "હું સાંભળું છું ત્યારેજ આવું બોલ્યા કરું છું ને?" શબૂલિએ કહ્યું: "ત્યારે તો તું 'યા ખુદા' કહે છે તે તદ્દન યોગ્યજ કરે છે."

શબૂલિ ઈશ્વરની પ્રાર્થના કરતાં કહે છે કે, "હે પ્રભો! હે પરમેશ્વર! જો તું આકાશનો મારે ગળે ફાંસો બાંધે, મારે પગે પૃથ્વીરૂપી બેડીઓ જકડી દે અને જગતના તમામ લોકોને તું મારા લોહીના તરસ્યા બનાવી દે, તોપણ હું તારાથી કદાપિ વિમુખ થનાર નથી."

મહર્ષિ શબૂલિનો અંતકાળ જ્યારે નજીક આવી લાગ્યો, ત્યાર પહેલાં તેમની બેઉ આંખોની જોવાની શક્તિ મંદ થઇ ગઇ. તે વખતે તે મૂઠીએ મૂઠીએ પોતાના માથા ઉપર ધૂળ નાખવા લાગ્યા. આ વખતે તેમનો ઉન્માદ એટલી હદ સુધી વધી પડ્યો હતો કે કાંઇ કહેવાની વાતજ નહિ. કોઇ વાર વચમાં જરાક શાંત થતા અને વળી પાછો તેમને ગાંડપણનો ચાળો થઈ આવતો. તે વખતે બીજીત્રીજી વાતોની સાથે સાથે તે એવું પણ કહેતા કે, "બે પ્રકારના વાયુ વાય છે, એક સ્નેહસમીર અને બીજો કોપનો પવન. જેમના ભણી સ્નેહસમીર ચાલ્યો આવે છે, તેઓ સહજમાં પોતાની લક્ષ્યસિદ્ધિને પ્રાપ્ત કરે છે અને જેના તરફ કોપવાયુ વહેતો વહેતો આવે છે, તેઓના ઉપર આવરણ આવી જાય છે. જો આપણને સ્નેહવાયુની પ્રાપ્તિ થાય, તો તેની પ્રાપ્તિની આશામાં ને આશામાં આપણે તમામ દુઃખ, કલેશ અને વિટંબણાઓ ખુશીથી સહન કરી છૂટીએ; પણ ન કરે નારાયણ અને આપણે કોપવાયુના સપાટામાં સપડાઇ ગયા,

તો તે વખતે આપણી જે દુર્દશા થશે તેની આગળ તમામ દુઃખો વગેરે કશા હિસાબમાં નથી." જ્યારે મૃત્યુનો સમય છેકજ નજીક આવી લાગ્યો ત્યારે તેમણે કહ્યું કે, "મને વજૂ કરાવો." જે રાત્રે તેમણે દેહ છોડચો તે રાત્રે તે નીચેના વચનનું વારંવાર રટણ કરવા લાગ્યાઃ "જે ઘરમાં તમારો વાસ હોય તે ઘરમાં દીવાની શી જરૂર? જે દહાડે બધા લોકો પોતપોતાનાં કર્મનાં પ્રમાણ સહિત આવીને ઊભા રહેશે, તે દહાડે જે મુખ તમારા સૌંદર્ય ઉપર સ્થિર થઇ ગયું હશે, તેજ મારે માટે પૂરતું પ્રમાણ છે." ત્યાર પછી ઘણા લોકો મહર્ષિની સમીપમાં બેસીને નમાજ પઢવાને તથા ઉપાસના કરવાને ભેગા થયા. આ વખતે હજી તેમણે પ્રાણ છોડચો ન હતો. લોકો શા સારુ આવ્યા છે તે મહર્ષિ શબ્લિ સમજી ગયા, તેથી તે બોલી ઊઠ્યાઃ "મુડદાંનું એક ટોળું જીવતા માણુસને સારુ નમાજ પઢવા આવ્યું છે, એ થોડું નવાઇ જેવું છે?" ત્યારે તેમના મિત્રોએ કહ્યું: "લા ઇલાહ ઇલ્લિલ્લા" એવા કલમાના મંત્રનો ઉચ્ચાર કરો. એ મંત્રનો અર્થ એવો થાય છે કે, એક અલ્લાના સિવાય બીજો કોઇ ઉપાસ્ય નથી. આ સાંભળીને મહર્ષિ શબ્લિ બોલ્યાઃ "જ્યારે બીજો કોઇ ઉપાસ્ય છેજ નહિ એવું તમે જાણો છો, ત્યારે પછી 'નથી' એવું બોલવાની જરૂરજ શી?" લોકો કહેવા લાગ્યાઃ "એ બધું ગમે તેમ પણ કલમો તો ભણવોજ જોઇએ ને? ન ભણીએ તે ચાલે?" તોપણ શબ્લિએ કલમાનો ઉચ્ચાર કર્યો નહિ. ત્યારપછી એક જણ મોટે અવાજે કલમો ભણવા લાગ્યો, તે સાંભળીને ઋષિ બોલ્યાઃ "મુડદું આવ્યું છે જીવતા માણસને કલમો સંભળાવવા, ખરી વાતને?" ત્યાર પછી તેમના ઇષ્ટમિત્રોમાંથી કોઇએ પૂછ્યું: "તમને હવે કેમ છે?" તેમણે જવાબ દીધોઃ "મારા સખાની સાથે મળી ગયો છું." બસ, આટલું કહીને તેમણે પ્રાણ છોડી દીધો. કોઇએ તેમને સ્વપ્નમાં દીઠા અને પૂછ્યું: "પરલોકનું બજાર તમને કેવું દેખાયું?" તેમણે કહ્યુંઃ "ત્યાં મેં એવું દીઠું કે, પરલોકના બજારમાં ફક્ત બળેલાં હૈયાં અને ભાંગીને ચૂરો થઇ ગયેલાં મનનીજ કિંમત ઊપજે છે. એ સિવાય ત્યાં બીજી કોઇ વસ્તુ વેચાતીજ નથી. ત્યાં બળી ગયેલાં જિગરના ઉપર મલમ ચોપડાય છે અને ભાંગી ગયેલાં મનને સાંધવામાં આવે છે. એ સિવાય બીજા કશાના ઉપર ત્યાં કોઇ લક્ષજ આપતું નથી."

## ઉપદેશવચન

૧. સૂફી તો ઈશ્વરના કોમળ ખોળામાં સૂનાર બાળક છે. પવિત્રતામાં તે જ્વલંત વીજળીના જેવો છે. ઈશ્વરના સાંનિધ્યમાં તેનું વિષાદશૂન્ય આસન છે.

૨. તમારી વહાલામાં વહાલી વસ્તુને તમે તમારા પ્રિય સખાના પ્રેમને ખાતર સમર્પિત કરી દો એજ તમારા પ્રેમની સાબિતી.

૩. જે માણસ પ્રેમની સાથે સ્પર્ધા કરે છે, પ્રેમ અને પ્રેમાસ્પદ સિવાય બીજી વસ્તુઓના ઉપર આસક્તિ રાખે છે, સખા સિવાયની બીજી વસ્તુઓને માટે જે ઝંખે છે, તે તેના સખાનો ઉપહાસજ કરે છે.

૪. તમે તમારા આપબળે તેની શોધ કરો છો, તેથી તમે તેની સાથે એકત્વ પ્રાપ્ત કરી શકતા નથી.

૫. તત્ત્વ ત્રણ પ્રકારનાં છેઃ–(૧) ઈશ્વરતત્ત્વ, જે ઈશ્વરને ચાહે છે, (૨) જીવનતત્ત્વ, જે વિધિનું પાલન કરવા ઇચ્છે છે અને (૩) મનસ્તત્ત્વ, જે ઈશ્વરાદેશને તાબે થવાનું ઇચ્છે છે.

૬. ઋષિ તો તેજ કહેવાય કે, જેનાથી કોઇવાર એક મચ્છરના પગનો ઘસારો પણ સહન ન થાય અને કોઇવાર સપ્તલોક અને આખી પૃથ્વીને પોતાની આંખની પાંપણ ઉપર પણ ઊંચકી રાખે.

૭. લોકોએ શબ્લિને પૂછ્યું: "આપે પહેલાં તો આવું કહ્યું હતું, હવે એથી ઊલટું કેમ કહો છો?" તે બોલ્યાઃ "પહેલાં હું હતો, અત્યારે હું નથી પણ તેજ છે."

૮. કોઇ ઈશ્વરને જોઇ શકતું નથી, જો જોઇ શકતું હોત તો તેને મૂકીને બીજી કોઇ વસ્તુ તરફ લોકોનું મન દોડતજ નહિ.

૯. જે ઈશ્વરને જાણે છે તે આ સંસારનો ત્યાગ કરીને પરલોકનો આદર કરે છે, ત્યાર પછી તેમનો બેઉનો પરિત્યાગ કરીને એકલા ઈશ્વરની સાથેજ નિઃસંગભાવે એકાકાર થઇ જાય છે. ઈશ્વરને જાણનાર ઈશ્વરને પડચો મૂકીને દર્શક અથવા વક્તા બનતો નથી. તે ઈશ્વર સિવાય પોતાના જીવનની રક્ષા કરનાર બીજા કોઈને માનતો નથી અને બીજા કોઇની વાત તે કાને સાંભળતો પણ નથી.

૧૦. જેમ વર્ષાઋતુ બેસે છે ત્યારે આકાશમાંથી વરસાદ વરસે છે, વીજળીઓ ઝબૂકે છે, વાદળ ગર્જે છે, પવન વાય છે, પુષ્પો ખીલે છે, પક્ષીઓ કલરવ કરે છે, ઈશ્વરને ઓળખનાર જ્ઞાનીનું

પણ બરાબર એવુંજ થાય છે. તેની આંખોમાંથી આંસુ વરસે છે, તેના અંતરમાં ભડકા સળગે છે, તે હસે છે અથવા મોટે અવાજે હુંકાર કરે છે, આનંદથી પોતાનું માથું ડોલાવે છે, વારંવાર પોતાના સખાના નામનો ઉચ્ચાર કરે છે અને તેના મંદિરના આંગણામાં તે આંટાફેરા માર્યા કરે છે.

૧૧. પોતાના જીવનનું યથાવત્ જ્ઞાન પ્રાપ્ત કરવું એનુંજ નામ વાસ્તવિક જ્ઞાન.

૧૨. અહેતુક આંતરિક ગૂઢ ભાવાવસ્થામાં ઈશ્વરના આદેશનો પ્રકાશ પડવાથી જે વિશ્વાસ પ્રાપ્ત થાય છે, તેનું નામ નિશ્ચયાત્મક વિશ્વાસ.

૧૩. કામનારહિત વ્યક્તિનું કદી પતન થતું નથી, પણ સકામ વ્યક્તિનું પતન થતાં વાર લાગતીજ નથી.

૧૪. જે માણસ ઈશ્વર સિવાય બીજી કોઇ પણ વસ્તુ વડે પરમ સંતોષ પામતો નથી, તેજ સાધુ અથવા ફકીર છે.

૧૫. વિષયોના પ્રતિ વૈરાગ્યભાવનાં ચારસો પગથિયાં છે. જેને આખી પૃથ્વીનું ઐશ્વર્ય પ્રાપ્ત થયા પછી તે બધાનું લોકોમાં દાન દેતી વખતે, આવતી કાલના પૂરતું ખાવાનું સંઘરી રાખવામાં ડહાપણ માને, તે માણસ એ ચારસો પગથિયાં પૈકી સૌથી નીચેના પગથિયા ઉપર ઊભેલો છે એમ જાણવું. એવા માણસનો વૈરાગ્ય સાચો વૈરાગ્ય ન કહેવાય.

૧૬. તેનું પૂજન કરવું એજ વિધિ; તેની શોધ કરવી એજ માર્ગ; તેનું દર્શન કરવું એજ સત્ય.

૧૭. જે સ્મરણીય છે તેનું દર્શન કરતી વખતે તેનું સ્મરણ કરવાનુંજ ભૂલી જવાય એનું નામ ઊંચામાં ઊંચા પ્રકારનું ઈશ્વર-સ્મરણ. વૈરાગ્ય એટલે નિવૃત્તિ, સંસાર અવસ્તુ છે એમ જાણીને અવસ્તુ તરફ વૈરાગ્યવૃત્તિ રાખવી એનું નામ નિવૃત્તિ.

૧૮. સંસારનું તદ્દન વિસ્મરણ થઈ જાય અને પરલોકનું પણ સ્મરણ રહે નહિ, ત્યારે જાણવું કે હવે વૈરાગ્યની પ્રાપ્તિ થઇ છે.

૧૯. સૃષ્ટ પદાર્થો ઉપરથી મનને ખેંચી લઇને સૃષ્ટાના ઉપર મનને સ્થિર કરી દેવું, એ પણ વૈરાગ્યનું એક લક્ષણ છે.

૨૦. તમામ અનીશ્વર પદાર્થોથી અળગા થઈ જવું, એજ ઈશ્વરની સમીપ જઈ બેસવાનું લક્ષણ છે.

૨૧. પોતાની જાતના કલ્યાણના સમાન બીજા લોકોના

કલ્યાણુને ગણુવું અથવા તેથી પણુ વધારે અગત્યનું ગણુવું, એ મહાપુરુષનું લક્ષણુ છે.

૨૨. સંપત્તિના પ્રતિ દૃષ્ટિ કરવી નહિ; પણુ સંપત્તિના આપનારના ઉપર નજર સ્થિર રાખવી એ કૃતજ્ઞતાનું લક્ષણુ છે.

૨૩. પરમેશ્વરનો દાસ પોતાના પ્રભુની સાથે એક ક્ષણુવારને માટે સંમિલનનો આનંદ માણે, તે તપસ્વીઓની લાંબા વખતની તપશ્ચર્યાના કરતાં પણુ શ્રેષ્ઠ છે.

૨૪. જે હજાર વરસ વીતી ગયાં છે, તે બીજાં હજાર વરસ પછી પણુ પાછાં આવવાનાં નથી. તમે જે મુહૂર્તમાં જીવો છો, તે મુહૂર્તજ તમારી સંપત્તિ છે. આધ્યાત્મિક સૃષ્ટિમાં કાળ જેવું કાંઇ છેજ નહિ એટલું યાદ રાખજો.

૨૫. ઉપાસનામાં હાજરી આપે અને રીતસર ઇશ્વરનું સ્મરણુ કરે એવા ઘણા માણુસો દીઠામાં આવે છે; પણુ એવી હાજરીથી અથવા એવી રીતે કરેલા સ્મરણુથી તેમને કશોજ લાભ થતો નથી, ઊલટી હાનિ થાય છે.

૨૬. હું તો ત્યારેજ કૃતાર્થ થઇ ગયો એવું માનું કે જ્યારે મારા સિવાય બીજી કોઈ પણુ વસ્તુ મારી નજરે પડે નહિ, હું તેનું સ્મરણુ કરું છું એવું પણુ મને ભાન રહે નહિ અને મારા સ્મરણુ-મનનમાં કેવળ હુંજ ભરપૂર બની જાઉં.

૨૭. જો ઇશ્વરની મોટાઇને હું પૂર્ણ રીતે જાણુતો હોત, તો હું તેના સિવાય બીજા કોઈનો કદી ભયજ રાખત નહિ.

૨૮. જો આખા સંસારનો એક કોળિયો બનાવી દઇને તેને એક ધાવણા છોકરાના મોઢામાં મૂકચા પછી પણુ જો તે છોકરું એવું કહે કે હજી મને ભૂખ છે, તો તેના પ્રતિ મને દયા આવેજ.

૨૯. જો આખા જગતનો હું માલિક હોઉં, તો હું તે બધાનું એકાદ યહૂદીને દાન કરી દઉં અને જો તે મારી પાસેથી આટલું દાન સ્વીકારે, તો તેણે તેમ કરીને મારા ઉપર ખાસ ઉપકાર કર્યો એવું હું માની લઉં.

૩૦. સૃષ્ટ પદાર્થો પૈકી કોઈ પણુ પદાર્થમાં મારા ઉપર અધિકાર કરી લેવા જેટલી યોગ્યતા નથી. જેણે સ્રષ્ટાને જાણી લીધો છે, તેના અંતરમાં સૃષ્ટિ ઉપસ્થિત થાયજ કેવી રીતે ?



# २६–महातपस्वी अबु इस्हाक इब्राहिम गारजोनी

અબુ ઇસ્હાક ઇબ્રાહિમ ગારજોની શ્રેયસ્‌ને પંથે વિચરનારા ધાર્મિક પુરુષોના અગ્રણી હતા. તેમના અનેક સદ્‌ગુણનું, તેમના વિશુદ્ધ અને ઉન્નત ચારિત્ર્યનું અને તેમની વિચક્ષણતાનું વર્ણન થાય એમ નથી. અધ્યાત્મવિદ્યા એ તો તેમનું મુખ્ય ભૂષણ હતું. તેમનો સર્વ વ્યવહાર શાસ્ત્રવિધિને અને પ્રણાલિકાને અનુસરતો અને સુંદર હતો. સાધના, નિઃસંગતા અને સૂક્ષ્મજ્ઞાન, એ ત્રણે બાબતો ઉપર તેમણે અતિ ઉચ્ચ અધિકાર સ્થાપિત કરી દીધો હતો. તેઓ મહર્ષિઓના ભાવ, નીતિ અને ઉચ્ચ પદવીના સંબંધમાં આદર્શરૂપ ગણાય છે. તેમણે અનેક સંત–સાધુઓનો સમાગમ કર્યો હતો. તેમનું જન્મસ્થાન ગારજો નામના એક ગામમાં હતું, તે ઉપરથી તેઓ ગારજોની કહેવાય છે.

દંતકથા એવી છે કે, અબુ ઇસ્હાક ઇબ્રાહિમનો જન્મ રાત્રિને વખતે થયો હતો. જે ઓરડામાં તેમનો જન્મ થયો હતો, તે ઓરડામાં પ્રકાશનો અનેક શાખાઓવાળો એક થાંભલો જોવામાં આવ્યો હતો અને તે થાંભલાની અણી આકાશને અડકેલી હતી. તે થાંભલાની શાખાઓમાંથી તેજનાં કિરણ ચારે બાજુએ ફેલાઇ જતાં હતાં. મહર્ષિનાં માતપિતા બેઉ મુસલમાન ધર્મ પાળતાં હતાં અને તેમના પિતાના પિતા અગ્નિપૂજક હતા. તેમના પિતાએ તેમને નાનપણમાંથીજ કુરાનનું અધ્યયન કરવાને સારુ કોઇ મોલવીની નિશાળે બેસાડ્યા, ત્યારે તેમના પિતામહને એ વાત ન ગમવાથી તેમણે કહ્યું કે, "આપણી ગરીબાઇનો વિચાર કરીને છોકરાને કુરાનને બદલે કશો હુન્નર-ઉદ્યોગ શીખવ્યો હોય તો શું ખોટું?" પરંતુ અબુ ઇસ્હાકને પણ કુરાન ભણવાનીજ ખાસ ઇચ્છા હતી, તેથી તેમણે પોતાનાં

માતપિતા અને પિતામહને પોતાનો વિચાર જણાવ્યો અને તેમની સંમતિથી તેમણે કુરાન ભણવાનો આરંભ કર્યો. ભણવામાં તે એટલા બધા મહેનતુ અને ચાનકવાળા હતા કે, બીજા બધા વિદ્યાર્થીઓમાં સૌથી પહેલે નંબરે ગણાતા થઇ ગયા. તે એક પ્રસંગે કહે છે કે, "જ્યારે હું વિદ્યોપાર્જન કરવામાં મશગૂલ હતો, તે વખતે પણ કોઇ સાધુની પાસેથી ધર્મની દીક્ષા લેવાની મને ઇચ્છા થયા કરતી હતી. મેં બે વાર ઈશ્વરની પ્રાર્થના કરી અને પ્રણિપાત કરીને કહ્યું કે, 'હે પરમેશ્વર ! તમે મને એટલું કહી દો કે, પૂજ્યસ્વરૂપ અબદુલ્લા ખફિફ, હારસ મહાસવિ અને અબુ ઓમર એ ત્રણ મહાત્માઓ પૈકી મારે કોને ગુરુપદે પધરાવીને મંત્રદીક્ષા લેવી ?' આવું નિવેદન કરીને હું સૂઇ ગયો અને ત્યાર પછી મને એવું સ્વપ્ન આવ્યું કે, જાણે કોઇ પુરુષ ઊંટ ઉપર સવાર થઇને મારી પાસે આવ્યા છે. તે ઊંટ ઉપર પુસ્તકોનો મોટો ઢગલો લાદ્યો હતો. તે આવનારે મને કહ્યું: 'આ બધા ગ્રંથો ઉપર મહાત્મા અબદુલ્લા ખફિફ પ્રભુત્વ ધરાવે છે. તેમણે આ બધા ગ્રંથો અને આ ઊંટ તમારા પ્રતિ મોકલાવ્યાં છે.' સ્વપ્નમાંથી જાગી ઊઠ્યા પછી હું સ્વપ્નના ભાવ ઉપરથી સમજી ગયો કે, તપસ્વી અબુદુલ્લા ખફિફના શરણુપ્રાર્થી થવાની મને ઈશ્વરની આજ્ઞા છે." આ બનાવ બન્યા પછી થોડીજ વારમાં શેખ હુસેન અકાબ નામની એક વ્યક્તિએ તપસ્વી અબુ ઇસ્હાક ઇબ્રાહિમની આગળ અબદુલ્લા ખફિફનાં રચેલાં તમામ પુસ્તકો જ્યારે મૂકી દીધાં, ત્યારે તે ઉપરથી તેમના વિશ્વાસને વધારે પુષ્ટિ મળી. તેમણે અબદુલ્લા ખફિફના શિષ્ય બનીને તેમણે બતાવેલે ધર્મમાર્ગે આગળ વધવા માંડ્યું.

મહર્ષિ અબુ ઇસ્હાકને તેમના પિતાએ કહ્યું હતું કે, "આપણે નિર્ધન છીએ, તેથી કરીને આપણે ઘેર જેટલા અતિથિઓ આવી ચડે, તેટલા બધાનો સત્કાર કરવા જેટલું આપણી પાસે નાસે નાણું નથી; માટે તારે એવું કામ ન કરવું કે જેને આગળ ઉપર આપણે નિભાવી ન શકીએ." મહર્ષિ કશું બોલ્યા નહિ. ત્યાર પછી રમજાન માસમાં પરિવ્રાજક સાધુઓની એક ટોળી તેમના ઘર આગળ આવીને ઊભી રહી. ઘરમાં કશું હતું નહિ; રાત પડવા આવી હતી, પણ એજ ટાંકણે એક જણ બે ટોપલા ભરીને રોટી, સૂકી દ્રાક્ષ અને અંજીર, એટલાં વાનાંની

તેમને ભેટ આપતાં કહેવા લાગ્યો કે, "આ બધી ખાવાની વસ્તુઓ હું લાવ્યો છું, તેમના વડે પરિવ્રાજક સાધુઓ અને દીન-દુઃખી જીવોને ભોજન કરાવજો." આ ચમત્કાર જોઇને મહર્ષિના પિતાના મનને ધીરજ આવી અને તેમણે મહર્ષિને અતિથિસેવા કરવાનો નિષેધ કરવાને બદલે ઊલટું ઉત્તેજન આપવા માંડયું અને કહ્યું: "પુત્ર! તારાથી જેટલી થાય તેટલી લોકોની સેવા કરતો રહેજે. ખુદા કદી તારું અકલ્યાણ કરશેજ નહિ."

અબુ ઇસ્હાક જ્યારે મક્કાની હજ કરવા ગયા હતા, ત્યારે બસરાથી અનેક સાધુઓ અને સદ્ગૃહસ્થો તેમની સંગાથે સંગાથે યાત્રા કરવા તૈયાર થઇને આવ્યા હતા. સૌના ભોજનને માટે જરૂરી સીધાસામાનના સંગ્રહમાં માંસની બનાવેલી વસ્તુઓ પણ હતી. મહર્ષિએ પોતે માંસાહાર કર્યો નહિ. બીજા બધા એવું સમજ્યા કે તે માંસ ખાતાજ નથી. તે ઉપરથી મહર્ષિએ મનમાં વિચાર કર્યો કે, "આ લોકો જ્યારે એવું ધારે છે કે હું માંસાહાર નથી કરતો, ત્યારે હવે તો મારે માંસ ખાવાનો વિચાર હોય તોપણ મારે નજ ખાવું જોઇએ." પછી પોતાની જાતને સંબોધન કરીને પોતે બોલ્યા: "ઓ મારા આત્મા! જ્યારે સૌની આગળ તું કહેતો ફરે છે કે હું માંસ નથી ખાતો, ત્યારે તારાથી છૂપી રીતે ખવાય ખરું કે?" તે દિવસથી તેમણે જીવતાં સુધી માંસ નહિ ખાવાની પ્રતિજ્ઞા લીધી. તેમણે ખોમાં ફળ નહિ ખાવાનું પણ વ્રત લીધું હતું. એક વાર તે માંદા થયા હતા, ત્યારે હકીમે તેમને દવા તરીકે સાકર ખાવાની ખાસ ભાર દઇને સલાહ આપી હતી, પણ તેમણે સાકર ન ખાધી તે નજ ખાધી. મહર્ષિ પોતાના શિષ્યોને પણ એવો ઉપદેશ દેતા હતા કે, "તમારે ઇશ્વરને ખાતર કોઇ પણ એક ચીજ નહિ ખાવાનો નિયમ લેવો."

મહર્ષિ પોતાની ખાધાખોરાકીને સારુ અનાજની ફસલ પેદા કરવાના વિચારથી થોડુંક બીજનું અનાજ સાચવી રાખતા. તે બીજનું સરકારી કાયદા પ્રમાણે ખેતીને માટે જાહેર કરેલી જમીનમાં વાવેતર કરાવતા અને તેમાંથી તેમને માટે ખપજોગું અનાજ પેદા થતું. મહર્ષિ પોતાના લૂંગડાંલત્તાંને માટે પણ અતિશય સાદાઇ જાળવતા હતા. દર વરસે કાયદાને અનુસરીને પકવેલા કપાસમાંથી બીજ અલગ કાઢી લેવડાવતા અને તે બીજને બીજે વરસે વવડાવીને તેમાંથી ઉત્પન્ન થયેલા રૂનાં લૂગડાં વણાવી લેતા.

કોઇ વાર પોતે ઊનનાં વસ્ત્ર પણ ઉપયોગમાં લેતા. શરૂઆતના દિવસોમાં મહર્ષિ અને તેમના સાથીઓ અતિશય ગરીબાઇમાં દહાડા કાઢતા હતા. કોઇ કોઇ વાર તો તેઓ લીલું ઘાસ ખાઇને જીવન ધારણ કરતા અને લોકોએ ફેંકી દીધેલાં ચીથરાં વીણી લાવીને તેના વડે પોતાનાં શરીર ઢાંકતા.

એક દિવસ મહર્ષિ સભામાં બેસીને ધર્મોપદેશ દેતા હતા. તે સભામાં ખુરાસાનના ઘણા રહેવાસીઓ અને એક પંડિત પણ હાજર હતા. તેમનો ઉપદેશ સાંભળીને સૌના મનને વિશેષ આનંદોત્સાહ થતો હતો. તે જોઇને પેલો પંડિત મનમાં વિચાર કરવા લાગ્યો કે, "હું અનેક શાસ્ત્રોમાં પારંગત છું અને શાસ્ત્રોનો સમર્થ વ્યાખ્યાતા પણ છું. આ ઋષિના કરતાં તો હું અનેકગણો વધારે વિદ્વાન છું. લોકો એને આટલું બધું માન આપે છે, એનો ઉપદેશ આટલા બધા ભાવ અને શ્રદ્ધા સહિત શ્રવણ કરે છે, ત્યારે મને તેટલું માન કેમ નથી આપતા અને મારો ઉપદેશ સાંભળવાને શા માટે ઉત્સુકતા નથી બતાવતા?" મહર્ષિ પોતાના જ્ઞાનબળથી તેના મનમાં ચાલતા વિચારો સમજી ગયા, તેથી ઉપદેશ કરતાં કરતાં-જ કાચની હાંડીનું દૃષ્ટાંત આપીને સભાજનોને કહેવા લાગ્યાઃ "બંધુઓ! આ હાંડીમાં કાચનો પ્યાલો છે અને તેમાં દીવો બળે છે, તે પ્યાલામાં પાણી અને તેલ બે વસ્તુઓ છે; હવે પાણી તેલને કહે છે કે, 'હું તો પ્રાણીમાત્રના જીવનનો આધાર છું, માટે હું તારા કરતાં શ્રેષ્ઠ છું, તે છતાં તું કેમ મારા માથા ઉપર આવીને બેસી જાય છે?' ત્યારે તેલ તેને જવાબ દે છે કે, 'મેં નાના પ્રકારનાં દુઃખ, ક્લેશ સહન કરી કરીને આ સ્થિતિ મેળવી છે. પહેલાં હું દીવેલીના બીજની અંદર હતું, મારું વાવેતર થયું ત્યારે મારે માટીમાં દટાઇ રહેવું પડયું. પછી ખેડૂતે મારી કાપણી કરી, સોટીઓના ઝપાટા મારીને મને જીંડવામાંથી છૂટું કર્યું, ત્યાર પછી ઘાંચીએ મને ઘાણીમાં પીલ્યું અને આજે હું મારી જાતને બાળી નાખીને સૌને અજવાળું આપું છું, એટલા વાસ્તે મારું શ્રેષ્ઠત્વ છે.' ઉપદેશ પૂરો થયો અને જ્યારે તપસ્વી અબુ ઇસ્‌હાક ઇબ્રાહિમ વેદિ ઉપરથી નીચે ઊતર્યા ત્યારે તે પંડિતે તેમની આગળ પશ્ચાત્તાપ કરીને તેમની ક્ષમા માગી.

મહર્ષિ એક પ્રસંગે કહે છે કે, "એક દહાડો મારા મનમાં એવો વિચાર આવ્યો કે, મારે લોકોની પાસેથી દાન લેવું અને

સંત-સાધુઓને તથા ગૃહસ્થોને તે વહેંચી આપવું, એવું કામ મારે શા સારુ કરવું જોઇએ? એક હાથે લેવું અને બીજે હાથે આપવું, એવું આદાનપ્રદાન કરવાની મારે જરૂરજ શી? એવું કરવાથી અપરાધ થાય છે અને તેનો મારે પરલોકમાં જવાબ દેવો પડશે અને તેની સજા પણ ભોગવવી પડશે. આવો વિચાર કરીને મેં મનમાં ઠરાવ કર્યો કે, હવેથી હું સાધુસંન્યાસીઓને કહી દઇશ કે, તમે તમારે પોતપોતાને ઘેર ચાલ્યા જાઓ અને ઘેર રહીને ઈશ્વરના ભજનમાં નિયુક્ત રહો. ત્યાર પછી હું સૂઇ ગયો. રાત્રે હજરત મહમ્મદ પયગંબરે (સલ૦) મને સ્વપ્નમાં આદેશ દીધો કે, 'ઇસ્‌હાક ઇબ્રાહિમ! ગભરાઇશ નહિ, દાન લેતો જા અને દેતો જા.'"

એક દહાડો બે જણ મહર્ષિની પાસે આવીને ઊભા રહ્યા. તેઓ બેઉ જણ ભારે વિષયાસક્ત હતા. આ વખતે મહર્ષિ ઊભા ઊભા ઉપદેશ દઇ રહ્યા હતા. તેમણે પોતાના ઉપદેશની વચમાંજ કહી નાખ્યું કે, "જેઓ ઇબ્રાહિમની પાસે આવે તેમણે એક ઈશ્વરના પ્રતિજ અનુરક્ત રહેવું જોઇએ અને સંસારના કોઇ પણ પદાર્થના પ્રતિ આસક્તિ રાખવી નહિ. આ બેવાનાં મારી પાસે આવનારને માટે આવશ્યક છે. જે લોકો વિષયલોભથી પ્રેરાઇને અથવા અમુક અમુક સાંસારિક ઇચ્છાઓને તૃપ્ત કરવા મારી પાસે આવશે, તેમને નિરાશ થવું પડશે." ત્યાર પછી કુરાનની પોથીમાંથી એક પાન હાથમાં લઇને તેમણે બોલવા માંડયું: "આ બધાં વચન જેનાં છે તે ઈશ્વર સત્ય છે. તેણે આ પુસ્તકમાં જે જે વિધિનિષેધ બતાવ્યા છે, તેનું મેં પ્રતિપાલન કર્યું છે." આ સભાની અંદર એક કાજી બેઠો હતો. તેના મનમાં એવો વિચાર આવ્યો કે મહર્ષિએ લગ્ન તો કર્યું નથી, ત્યારે તે શા ઉપરથી એવું કહે છે કે, મેં ઈશ્વરની બધી આજ્ઞાઓનું મારા જીવનમાં પાલન કર્યું છે? મહર્ષિએ તેના તરફ જોઇને તરતજ તેને સંભળાવી દીધું કે, "મને એકલી એ બાબતની ખુદાએ માફી આપી છે."

ઇસ્‌હાક ઇબ્રાહિમ કહે છે કે, "મેં ઘણા વખત સુધી રેતીના રણમાં રહીને તપશ્ચર્યા કરી છે. જ્યારે હું ઘૂંટણિયે પડીને 'બિસ્મિલ્લાહ અર્ રહેમાન્ અર્ રહિમ' એવો ઉચ્ચાર કરતો, ત્યારે રણની રેતીના કણ અને માટીનાં ઢેફાં પણ મારી પ્રાર્થનામાં સાથ પૂરતાં હોય અને મારી સાથે સાથે મંત્રોચ્ચાર કરતાં હોય એવું હું મારે કાને સાંભળતો."

એક વાર અમીર અબુઅલ્ અફ્‌જલ મહર્ષિના દર્શને આવ્યા. મહર્ષિએ તેમને દારૂ નહિ પીવાનો આગ્રહ કર્યો. અબુઅલ્ અફ્‌જલે કહ્યું: "મહાત્મન્! હું મંત્રી ફખરોલ્ મુલ્કની રાજસભાનો સભાસદ છું. તેમની સભામાં દારૂ પીવાનો નિયમ છે. હવે આપજ કહો કે મારાથી સભાનો નિયમ કેવી રીતે તોડાય?" મહર્ષિએ તેને જવાબ દીધો કે, "તમે આજથી દારૂ નહિ પીવાની પ્રતિજ્ઞા લો, કે સભામાં જ્યારે તમને દારૂ પીવાનો આગ્રહ કરવામાં આવે અને તમારું બીજાઓની આગળ છેકજ ન ચાલે ત્યારે તમે મને યાદ કરજો." આટલી વાત થઇ ત્યારે અબુઅલ્ અફ્‌જલે દારૂ નહિ પીવાનું કબૂલ કરીને ત્યાંથી રજા લીધી. થોડા વખત પછી એક દિવસ તે દારૂ પીનારાઓની સભામાં રાજમંત્રીની સંમુખ બેઠા હતા. એવામાં દારૂ આવ્યો અને બધાએ મળીને તેમને પીવાનો ખૂબ આગ્રહ કરવા માંડયો, ત્યારે તેમણે "હે મહર્ષિ! તમે આ વખતે ક્યાં છો?" એવી એક બૂમ પાડી. તેજ વખતે એક બિલાડી ત્યાં દોડી આવી અને તેની હડફટમાં આવી જઇને દારૂનો શીશો જમીન ઉપર અફળાઈ પડયો અને ફૂટી ગયો. તેમાં સમ ખાવા જેટલું દારૂનું એક ટીપું પણ રહ્યું નહિ. આ અલૌકિક ઘટનાને જોઇને અબુઅલ્ અફ્‌જલની આંખોમાંથી આંસુ નીકળી પડયાં. રાજમંત્રીએ તેમને પૂછયું: "તમે આટલા બધા રડો છો શા કારણથી?" તેમણે તેને બધી પાછલી બિના કહી સંભળાવી. હવે મંત્રીએ તેમને કહ્યું: "તમારે તમારી પ્રતિજ્ઞાના પાલનમાં ખૂબ મક્કમ રહેવું જોઇએ." તે દિવસથી અબુઅલ્ અફ્‌જલને કોઇએ દારૂ પીવાનો આગ્રહ કર્યો નહિ.

એક દિવસ કોઇ પક્ષી મહર્ષિના હાથ ઉપર આવીને બેઠું. તેને જોઇને તે બોલ્યા: "આ પક્ષી મારાથી બીતું નથી તેથી તે મારા હાથ ઉપર બેઠું છે." વળી એક દહાડો એક હરણ લોકોની વચમાં થઇને દોડતું દોડતું તેમની પાસે આવીને ઊભું રહ્યું. તેમણે પોતાનો પવિત્ર હાથ તે હરણને માથે ફેરવતાં ફેરવતાં કહ્યું: "આ હરણે આટલા બધામાંથી મનેજ પસંદ કર્યો છે." પછી તેમણે પોતાના એક નોકરને કહ્યું કે, "એ હરણને સીમમાં લઇ જઇને ત્યાં છૂટું મૂકી દો."

એક દહાડો એક ઘરડા વાઘને રસ્તા ઉપરના મુસાફરખાનાની બાજુમાં થઇને લોકો લઇ જતા હતા. તેને જોઇને મહર્ષિ બોલ્યા: "અરે ઓ વાઘ! એવો તેં શો અપરાધ કર્યો કે તું જાળમાં બંધાઈ

ગયો અને તને કેદીની માફક લોકો ઘસડી લઈ જાય છે?" ત્યાર-પછી લોકોને સંબંધીને તેમણે કહ્યુંઃ "અરે ઓ ભાઈઓ! તમે પણ તમારે પોતાને વિષે એકદમ નિશ્ચિંત બની જશો નહિ. શય-તાને આપણે સારુ એવી એવી જાળ પાથરી મૂકી છે કે, આપણે તેને જોઇ શકતા નથી. કેટલા બધા ધર્મસાધના કરવામાં વાઘ જેવા શૂરા સાધકો એ જાળમાં બંધાઈ ગયા છે!"

જ્યારે કોઇ મહર્ષિની પાસે આવીને તેમની આગળ સંન્યાસ-ધર્મની દીક્ષાને માટે પ્રાર્થના કરતા, ત્યારે તે કહેતાઃ "બાપુ! સંન્યાસી અને ઋષિ થવાનું કામ સહેલ નથી. એક તો અન્નવસ્ત્ર-ની તંગીને લીધે દુઃખ વેઠવું પડશે અને બીજું અપમાન સહન કરવું પડશે.* લોકો તમને ભિખારી કહેશે. જો આ બધું સહન કરવાની તમારી તૈયારી હોય તો દીક્ષા લેવાનો વિચાર કરજો, નહિ તો હાલ જે કરો છો તે કરતા રહેજો."

એક દહાડો મહર્ષિ કહીં જતા હશે તે વખતે બધા લોકો તેમનું દર્શન કરવાને સારુ ભેગા થઇ ગયા. તેમાં નાનાં નાનાં છોકરાં પણ હતાં. કોઇએ તેમને પૂછ્યું કે, "ભગવન્! આવડાં નાનાં નાદાન છોકરાં તમને શી રીતે ઓળખી લે છે કે તમારું દર્શન કરવા દોડ્યાં આવે છે?" તેમણે કહ્યુંઃ "એ છોકરાં જ્યારે રાત્રે ઊંઘી જાય છે, તે વખતે હું તેમને શુભ આશીર્વાદ દઉં છું અને તેમના કલ્યાણને માટે ઈશ્વરની પ્રાર્થના કરું છું તેથી."

લોકોએ તેમને એક વાર એવો સવાલ પૂછ્યો કે, "જો રાજ-સભામાં બેસનારા અમીર ઉમરાવો અને તેમની સાથે સંબંધ રાખનારા લોકો આપના કલ્યાણને ખાતર આપને કાંઈક દાન દે અને કહે કે, આ હરામનું નથી પણ ન્યાયોપાર્જિત છે, તો આપ તેને ગ્રહણ કરો કે નહિ?" તેમણે જવાબ દીધોઃ "તેઓ પો-તેજ આત્મહિતથી વિમુખ છે અને પોતાનુંજ કલ્યાણ કરવા

---

* હિંદુસ્તાનમાં તો હાલ તેથી ઊલટું છે. સાધુસંન્યાસી-ઓને તો શ્રીમંત ગૃહસ્થાશ્રમીઓના કરતાં પણ વધારે સારું ખાવા-પીવાનું મળે છે. સારા સારા ગૃહસ્થોને ઘેર પણ ન હોય એવાં આરા-મનાં સાધનો સંન્યાસીઓની પાસે ચાલ્યાં આવે છે અને તેમની પૂજાપ્રતિષ્ઠાનું તો પૂછવુંજ શું? સંન્યાસી થતાં પહેલાં જેનો કોઇ ભાવ પણ ન પૂછે, તેનાં ભગવાં વસ્ત્ર અને બોડકું માથું જોઇને સારા સારા માણસો તેને મસ્તક નમાવે છે. —સેવાનંદ

તરફ લક્ષ નથી આપતા, ત્યારે તેઓ બીજાના કલ્યાણ તરફ કેવી રીતે ધ્યાન દેવાના હતા?"

જ્યારે મહર્ષિનો અંતકાળ નજીક આવી પહોંચ્યો, ત્યારે તેમના અનુયાયીઓ તેમની પાસે આવીને બેઠા. મહર્ષિ બોલ્યા: "હવે હું થોડાજ વખતની અંદર આ દુનિયાને છોડી જવાનો છું. મેં તમારે સારુ ચાર બાબતોનો વિચાર કરી રાખ્યો છે, તેટલાનું તમારે પાલન કરવું. (૧) જે કોઇ મારી ગાદીએ બેસે તેનું તમારે સન્માન કરવું, તેની આજ્ઞાનું પાલન કરવું અને તેની ઇજ્જત–આબરૂ તમારે જાળવી રાખવી. (૨) દરરોજ સવારમાં કુરાનનો સ્વાધ્યાય કરવો. (૩) તમારે ઘેર કોઇ પણ પરિવ્રાજક સાધુ અથવા દીનદુઃખી માણસ આવી ચડે તો તેના તરફ તમારે આદર દર્શાવવો, તેનું સન્માન કરવું અને તેને બીજાને ઘેર ચાલ્યા જવાને કદી કહેવું નહિ. (૪) તમારે સૌએ તમારાં મનને સરળ અને કપટરહિત રાખવાં."

મહર્ષિએ એક નોટબુકમાં પોતાના શિષ્યો, મિત્રો અને પોતાની આગળ પાપનો પશ્ચાત્તાપ કરી જનારાઓનાં નામ લખી રાખ્યાં હતાં, તે ચોપડીને "મારી સાથે મારી કબરમાં દાટી દેજો" એવી તેમણે આજ્ઞા કરી.

મહર્ષિ અબુ ઇસ્હાક ઇબ્રાહિમે બોતેર વરસની ઉંમરે દેહ છોડચો. હિજરી સંવત ૪૨૯ ની સાલના જિલકાદ મહિનાની આઠમી તારીખે રવિવારે તેમણે પોતાની માનવલીલા સમાપ્ત કરી અને પરલોકને પંથે પ્રયાણ કર્યું.

## ઉપદેશવચન

૧. જે માણસ ખાવાપીવામાં અને પહેરવા–ઓઢવામાં વિવેક નથી રાખતો, તેની અવસ્થા પશુના જેવીજ જાણવી.

૨. ઇશ્વરને પોતાના અંતઃકરણથી ગ્રહણ કરવો અને સંસારને હાથ વડે પકડી રાખવો; પણ જીભ ઉપર ઇશ્વરનું નામ હોય અને સંસાર તમારા અંતઃકરણની અંદર જઇને ભરાઇ ગયો હોય એવું કરશો નહિ.

૩. શ્રદ્ધાવાન પોતાની અંદરના પ્રકાશ વડે દર્શન કરે છે. પરલોક અદૃશ્ય છે અને અંતરમાંનો પ્રકાશ પણ અદૃશ્ય છે. એક અદૃશ્ય વસ્તુ વડે બીજી અદૃશ્ય વસ્તુને જોઇ શકાય છે.

૪. ઈશ્વરની કથાની મિષ્ટતા જ્યારે અંતરમાં પ્રવેશ કરે, ત્યારે ઈશ્વરને જાણનાર શાંતિ પામે છે.

૫. સંસારી લોકો પોતાના નોકરને તેમના શારીરિક દોષને માટે સજા કરે છે; તેઓ ફક્ત બહારનાં કામનેજ જોઇ શકે છે; પણ ઈશ્વર પોતાના સેવકોને તેમનાં અંતરનાં પાપને માટે સજા કરે છે; કારણ કે તે તેમનાં સૌનાં અંતરને જોઇ શકે છે.

૬. હે મનુષ્યો! બધા પદાર્થોમાંથી તમે તમારાં મનને પાછાં ખેંચી લો અને પોતાના પ્રભુ ઉપર દૃષ્ટિ સ્થિર કરો. આ સંસાર અને પેલો પરલોક, એ બેઉને મનમાંથી કાઢી નાખ્યા સિવાય તમારે સારુ બીજો એકે ઉપાય નથી.

૭. જે દાન દે, પણ દાન લે નહિ તેનું જ નામ પુરુષ. જે દાન લે અને દે તે અડધો પુરુષ અને જે દાન લે ખરો પણ દાન દઇ જાણે નહિ તે નામર્દ.

૮. જો તમારે આ સંસારની અંદર થોડો વખત ભૂખ, તરસ, ક્લેશ, ગ્લાનિ વગેરે કષ્ટ સહન કરવાં પડે તો ધૈર્ય રાખીને સહન કરી લેજો. એવું કર્યાથી તમે પારલૌકિક સંપત્તિ પ્રાપ્ત કરશો.

૯. તમે સાધના કર્યે જાઓ, તમારી આગળ થઈ ગયેલા મહાત્માઓની બરાબરી કરવા જેવા તમારાથી કદાચ ન થવાય; તોપણ તમે તેના સાક્ષી અથવા અનુયાયીઓ તો થઈ શકશોજ.

૧૦. સંસારમાં આળસ અને નિદ્રા એ બેનાથી જાગૃત થઇ જવાનો પ્રયત્ન કરજો, કે જેથી કરીને તમારે પરલોકમાં આત્મ-ગ્લાનિનાં ફળ જોવાં ન પડે.

૧૧. આજે તમામ શુભ કામોમાં તમારા શ્રદ્ધાવાન ભાઇ-ઓને આગળ કરજો, કે જેથી કરીને આવતી કાલે ઈશ્વર તમને આગળ કરી દે.

૧૨. શ્રદ્ધાવાન ભક્ત જ્યાંસુધી સંસારનાં સુખનો સ્વાદ લેવાનું છોડે નહિ, ત્યાંસુધી તેમને ઈશ્વરના ગુણકીર્તનનો સ્વાદ સમ-જાશેજ નહિ.

૧૩. પરમેશ્વરે પોતાના પ્રત્યેક સેવકને એક એક પ્રકારની બક્ષિસ આપી છે. મને તેમણે તેમની સ્તુતિ કરવાનું માધુર્ય ચા-ખવાની શક્તિનું દાન દીધું છે. એ પ્રમાણે ઈશ્વરે દરેક જણને કોઇ ને કોઈ વિષયનો શોખ લગાડ્યો છે; મને તેમણે મારી જાત ઉપર અનુરાગ રાખતાં શીખવ્યું છે. હે પરમાત્મન્! સઘળા લોકો તમારી

શોધ કરે છે, તમને સાદ કરીને બોલાવે છે, ત્યારે તમે કોના બની જાઓ છો અને કોની સાથે રહો છો તે કહેશો? જે ઈશ્વરથી ડરીને ચાલે છે અને સૌનો હિતકર્તા છે, તેનીજ સાથે ને સાથે ઈશ્વર રહે છે.

૧૪. એકાંતમાં અથવા લોકોના સહવાસમાં ઈશ્વરનું સ્મરણ કરવાનું ભૂલી જાય નહિ અને નિરંતર સ્મરણ કર્યાજ કરે, તેની સાથે ઈશ્વર રહે છે. એવા લોકો જ્યારે ઈશ્વરનો કોઇ આદેશ સાંભળે છે, ત્યારે તેનું સત્વર પાલન કરી દે છે. ઈશ્વર તેમને કશાનો નિષેધ કરે છે, ત્યારે તેઓ તરતજ તેનાથી દૂર ખસી જાય છે.

૧૫. હે પરમેશ્વર! પરલોકમાં મને ઊંચું પદ આપવાની જો તમારી ઇચ્છા હોય તો, ત્યાં મને કોઇ ઊંચી પદવી ઉપર બેસાડતી વખતે મારા તમામ ઇષ્ટમિત્રો અને સગાંસ્વજન મને જુએ એવું કરજો. તેઓ મને એવી ઊંચી પદવીએ બેઠેલો જોઇને રાજી થશે અને તમારી કૃપા અને દયા વડે સૌ ભેગા મળીને સ્વર્ગે જશે. જો તમારા મનમાં કાંઇ જુદોજ વિચાર હોય, તો મને એવે રસ્તે નરકે મોકલી દેજો કે જેથી મારા શત્રુઓ મને નરકે જતો જોઇને મનમાં રાજી ન થાય.

૧૬. જેમનામાં કામવૃત્તિનું જોર હોય તેમણે લગ્ન કરવું એજ યોગ્ય છે, કે જેથી કરીને તેમને વિપત્તિના ખાડામાં પડવું ન પડે. મને પણ જો સ્ત્રી અને ભીંત બેઉ એક સરખાં દેખાતાં ન હોત, તો હું જરૂર લગ્ન કરી લેત.

૧૭. ઈશ્વર કહે છે કે, હે મારા સેવક! તું સમસ્ત જગતના પ્રતિ વિમુખ થઇ જજે અને મારા ભણી તારું મોઢું ફેરવી રાખજે. હરેક અવસ્થામાં મારા સિવાય તારી બીજી કોઈ ગતિજ નથી; ત્યારે હવે તું ક્યાં સુધી મારા તરફ પૂઠ ફેરવીને ઊભો રહીશ અને મારા આગળથી નાસતો ફરીશ?

૧૮. જે માણસ ઈશ્વરની ઉપાસના અને ઈશ્વરપ્રેમનો સ્વાદ ચાખ્યા વગરજ આ જગતમાંથી પ્રસ્થાન કરે છે તેને ભાગ્યહીન જાણવો, જેમણે આ બે વસ્તુઓનો સ્વાદ ચાખ્યો છે, તેઓ હમેશાં "શાંતિ શાંતિ" એવુંજ બોલતા રહે છે.

૧૯. જે માણસ પોતાના દેશના રાજાની આજ્ઞા માન્ય નથી કરતો, તેની સર્વ સંપત્તિનો નાશ થઈ જાય છે અને સાધુસંતોની અવમાનના કરીને તેમના વિરુદ્ધ આચરણ કરે છે, તેમના મૂળધનનો નાશ અને તેમનો વિશ્વાસ જોખમમાં આવી પડે છે.

૨૦. જે દાતારની તિજોરી ખુલ્લી છે, તેને સારુ સ્વર્ગનું દ્વાર પણ ઉઘાડું ને ઉઘાડુંજ છે. જે કંજૂસ પોતાની તિજોરીને બંધ ને બંધ રાખે છે અને દાન દેતી વખતે જે મૂઠીઓ વાળી રાખે છે, તેને માટે સ્વર્ગનો દરવાજો બંધજ રહે છે.

૨૧. હે પ્રભો! હે પરમેશ્વર! તમે મને પાર વિનાનું દાન દીધું છે, પણ તે બધાં દાનોમાં તમારા ગુણાનુવાદ ગાવાની અને તમારા તરફ કૃતજ્ઞતા દર્શાવવાની જે શક્તિ તમે મને આપી છે, તે દાન સૌથી શ્રેષ્ઠ છે. તમે તો કૃપામય સર્વસમર્થ પ્રભુ છો અને હું તમારો એક દીન–દુર્બળ દાસ છું. મારે સ્તુતિ તમારી એકલાનીજ કરવી છે, કૃતજ્ઞતા પણ તમારા પ્રતિજ દર્શાવવી છે અને મારી પાસે જે સંપત્તિ છે, તે તમારીજ દયાનું ફળ છે.

૨૨. ચાર પ્રકારના માણુસોની પાસે તમારે કદી ખાલી હાથે જવું નહિ; પોતાના કુટુંબીની પાસે, માંદા માણુસની પાસે, સૂફીની પાસે અને રાજાની પાસે.

૨૩. જ્યારે તમે જુઓ તો છો કે, તમારો હાથ ઈશ્વરની આજ્ઞા વિરુદ્ધ કાર્ય કરવાને તૈયાર થયો છે, જ્યારે તમારી જીભ અસત્ય અને પરદોષની ચર્ચા કરવા મંડી ગઇ છે અને તમારી બીજી બધી ઇન્દ્રિયો પણ કુપ્રવૃત્તિને તાબે થઇ ગઈ છે, ત્યારે તમે ઈશ્વરનો આદેશ સાંભળવાની શી રીતે આશા રાખો છો?

૨૪. ઈશ્વર સાધારણ લોકોને શિખામણ દેવાની બહુ પરવા રાખતો નથી; તે તો ખાસ ખાસ વ્યક્તિઓના ઉપર ખૂબ લક્ષ આપે છે. જેના ઉપર ઈશ્વર જેટલું લક્ષ આપતો જણાય, તેટલી તે માણુસમાં વિશેષતા છે એમ જાણુવું.

૨૫. કોઇના પ્રતિ તમારાથી રખેને ભૂંડું આચરણ થઇ જાય તે વિષે હમેશાં ડરતા રહેજો. જો કોઇ બીજાનું ભૂંડું કરશે તો ઈશ્વર ગમે તે એક જણુને પ્રેરણા કરીને તેના ભૂંડા આચરણનો બદલો અપાવશે.

૨૬. જે ઈશ્વરનો પ્રેમી છે, તે કદી સંસારનો પ્રેમી થઇ શકતો નથી; તેવીજ રીતે જે સંસારનો પ્રેમી છે, તે કદી ઈશ્વરનો પ્રેમી થઈ શકતો નથી.

૨૭. જ્યારે હજરત મહમ્મદ પયગંબર (સલ૦), ઇબ્રાહિમ, મુસા અને ઇસુ પણ ઈશ્વરથી ડરતા હતા, તો પછી હું ઈશ્વરથી ન ડરું તે બનેજ કેવી રીતે?

૨૮. સંસારી લોકો સંસારની દોલત તથા બીજી સંપત્તિઓના પ્રતિ પ્રેમ રાખે છે; હું કુરાનનું પારાયણ કરવા ઉપર અને ઈશ્વરનું સ્મરણ કરવા ઉપર પ્રેમ રાખું છું.

૨૯. બીજા લોકોથી થઇ શકે નહિ એવું કોઇ કલ્યાણનું કામ ઈશ્વર જેની મારફતે કરાવી દે, તેનેજ તે માણસનું ચમત્કારિક કાર્ય જાણવું.

૩૦. એક બંધુ બીજા બંધુને અપવિત્રતા અને મલિનતામાંથી સાચવી લે છે. ઈશ્વર પોતાના શ્રદ્ધાવાન સેવકને પાપમાં લિપ્ત થવા દે છે, એમાં શું રહસ્ય છે? ઉત્તરઃ—એ તો એક ઈશ્વરની ખાસ ચતુરાઇ છે; કારણ કે ઈશ્વરનો સેવક પાપ કર્યાં પછી પશ્ચાત્તાપ કરે છે, તેથી કરીને તેની આગળ ઈશ્વરની પ્રીતિ અને દયા પ્રકટી નીકળે છે અને તેમના પ્રકાશ વડે તેને સાધનના ઊંડા મર્મ સમજાઇ જાય છે.

૩૧. શ્રદ્ધા એ ખાસ ખાસ વ્યક્તિઓનો ગુણ છે, ધર્મ એ સાધારણ લોકોનો ગુણ છે.

૩૨. હમેશાં શાસ્ત્રજ્ઞાન પ્રાપ્ત કરવાની ચેષ્ટા કરતા રહેવું એવી ઈશ્વરની આજ્ઞા છે. સત્યનિષ્ઠ, ધર્મપરાયણ લોકોને હમેશાં જ્ઞાનોપાર્જન કરવામાંથી બીજાં કામને માટે અવકાશજ મળતો નથી. જ્ઞાનની શિક્ષા મળતી જાય તેમ તેમ કપટતાથી દૂર રહેવું.

જે જાણો, તેને તમારે કદી ગુપ્ત રાખવું નહિ. ક્ષણે ક્ષણે ઈશ્વરની પ્રસન્નતા પ્રાપ્ત કરવામાં મંડ્યા ને મંડયા રહેવું. જે જ્ઞાન સંપાદન કરો તેનો અમલ કરવાની ચેષ્ટા કરજો, નહિ તો એ જ્ઞાન પ્રાણહીન મુડદાના જેવું નિષ્ફળ નીવડશે. સાવધાન રહેજો, સો વાર સાવધાન રહેજો.

× × × ×

ઉપાસનાને તમારું એક રોજનું આવશ્યક કાર્ય બનાવી દેજો. એમાં એક પ્રકારનો ઉચ્ચ ભાવ અને મહત્ત્વ રહેલાં છે. એકાંતવાસનું સેવન કરવું એ તમારે માટે શ્રેયસ્કર છે, તમે એકાંતમાં જઇને સાધના કરજો; એવું કરવાથી શયતાન તમને જંગલમાં ભૂલાં પાડીને તમારી ફજેતી નહિ કરે. આટલું જો તમારાથી ન થતું હોય તો તમારે સત્પુરુષની જેમ કેડ બાંધીને લોકસેવા કરવા મંડી જવું.



# २७–महातपस्वी अबदुल्ला खफिफ पारसी

ઈરાન દેશના ઈશ્વરના શરણાગત અને પુણ્યાત્મા મહાતપસ્વી અબદુલ્લા ખફિફ તેમના જમાનામાં સર્વશ્રેષ્ઠ તપસ્વીઓમાં ગણાતા હતા. વળી પોતાના પાંડિત્યને લીધે પણ તેમણે વિશેષ કીર્તિ પ્રાપ્ત કરી હતી. તેઓ પરા અને અપરા બેઉ વિદ્યાઓને જાણનારાઓમાં અગ્રગણ્ય હતા. તે વખતના ઘણાખરા ધર્મસાધકો તેમનીજ પાસે દીક્ષા લેવાને સારુ ચાલ્યા આવતા હતા. તેમનાં ગૌરવ, સન્માન, કીર્તિ અને શાસ્ત્રપારંગતતા અતુલનીય હતાં. તેમનું જીવન કેટલું ઉન્નત હતું તેનું તો વર્ણનજ કરી શકાય એમ નથી. ધર્મપંથના પ્રવાસીઓમાં તેમનું સ્થાન અનોખું હતું અને એક મહાતપસ્વી તરીકે તેમણે અસાધારણ ઊંચો દરજ્જો પ્રાપ્ત કરી લીધો હતો. તે દર ચાળીશ ચાળીશ દહાડે ગૂઢ તત્ત્વજ્ઞાનથી ભરપૂર એક એક પુસ્તકની રચના કરતા હતા. તેમનાં રચેલાં બધાંજ પુસ્તકોએ સારો યશ સંપાદન કર્યો છે અને હજી પણ પ્રચલિત છે. તેમણે એવાં આકરાં આકરાં સાધનો કર્યાં હતાં કે જે બીજા કોઇથી ભાગ્યેજ થઇ શકે; આધ્યાત્મિક તત્ત્વોની ધારણા કરવામાં તેમના જેવી સૂક્ષ્મબુદ્ધિ તેમના સમયના કોઇ પણ વિદ્વાનમાં ન હતી. તેમના પરલોકવાસ પછી તેમની સાથે જેની તુલના કરી શકાય એવો એક પણ માણસ ઈરાન દેશમાં પેદા થયો નથી. તેમનો જન્મ રાજકુટુંબમાં થયો હતો. એકલા એકલા પોતે અનેક દેશોમાં ભ્રમણ કરી આવ્યા હતા. વોયેમ, મનસુર, જવનિદ વગેરે ઋષિઓનાં તેમણે દર્શન કર્યાં હતાં. તેમની સાધનાના શરૂઆતના દિવસોમાં જ્યારે તેમના મનમાં ધર્મવ્યાકુળતા જાગી ઊઠી હતી, ત્યારે ઘણી વાર તેઓ લગભગ બધોજ વખત ઉપાસનામાંજ વ્યતીત કરતા હતા. વીશ વરસ સુધી તેમણે શરીરે *પલાશનાં કપડાં

* ગુણપાટ અથવા કૅન્વાસના જેવું ઘણુંજ જાડું અને ખડબચડું કાપડ.

પહેરી રાખ્યાં હતાં. વરસમાં ચાર વાર* ચોવીસ પ્રકારનાં વ્રતનું પાલન કરતા હતા. જે દિવસે તેઓ પરલોક સિધાવી ગયા, તેજ દહાડે તેમનું ચોવીસ પ્રકારનું એક વ્રત તેમણે પૂર્ણ કર્યું હતું. તેમના સમયમાં ઈરાન દેશમાં મહમ્મદ જેકર નામના એક ધર્માચાર્ય સાધુપુરુષ રહેતા હતા. તેઓ કદી ×ગુદરિ ધારણ કરતા ન હતા. તેમણે અબ્દુલ્લા ખફિફને એક વાર પૂછ્યું કે, "ગુદરિ પહેરવામાં શો ખાસ નિયમ છે? અને તે પહેરવાથી ખાસ કરીને કઇ જાતના લોકોનું શ્રેય સધાય છે?" અબ્દુલ્લાએ જવાબ દીધોઃ "જેકર પોતાના સફેદ અંગરખાંની નીચે ગુદરિ પહેરી રાખે છે, પણ પલાશ વસ્ત્રની સાથે સાથે તે પહેરી શકાય કે નહિ, તે હું જાણતો નથી." ખફિફ શબ્દનો અર્થ લઘુ થાય છે. અબ્દુલ્લા ખફિફનું શરીર અને આત્મા બેઉ વજનમાં હલકાં હતાં, તેમનો ખોરાક પણ અત્યંત અલ્પ હતો. આ કારણથી લોકો તેમને ખફિફ કહેતા હતા. સૂર્યાસ્ત પછી પોતે ફક્ત સાત ÷મુનક્કાના દાણા ખાઇને રહેતા હતા. એક દહાડો તેમના નોકરે તેમને સાતને બદલે આઠ મુનક્કાના દાણા ખાવા આપ્યા. તે દહાડે રાત્રે તેમને ઉપાસનામાં રોજના જેટલો આનંદ આવ્યો નહિ. આમ થવાનું શું કારણ હશે તેની તપાસ કરતાં માલૂમ પડ્યું કે, તે દહાડે તેમણે સાતની જગ્યાએ આઠ મુનક્કાના દાણા ખાઇ લીધા હતા અને તેથીજ ઉપાસનામાં જેવી જોઇએ તેવી એકાગ્રતા થઇ નહિ અને આનંદ આવ્યો નહિ એવું તેમને સમજાઇ ગયું. આ બાબત તેમણે જ્યારે નોકરને ઠપકો આપ્યો, ત્યારે તેણે કહ્યુંઃ "આપનું શરીર અત્યંત દુર્બળ થઇ ગયું છે, તે જોઇને મને દુઃખ થાય છે. આપના શરીરમાં જરાક વધારે પુષ્ટિ આવે એમ જાણીને એક દાણો વધારે આપી દીધો." અબ્દુલ્લાએ તેને કહ્યુંઃ "તું મારો શુભેચ્છક નહિ પણ શત્રુ છે. જો તું મારો શુભેચ્છક હોત તો સાતની જગ્યાએ મને છ મુનક્કા તેં ખાવા આપ્યા હોત." આવું કહીને

---

*મુસલમાન સાધકો ચાળીસ દિવસ સુધી વિશેષ નિયમો પાળીને જે સાધના કરે છે, તેને ચોવીસ પ્રકારનાં વ્રત કહે છે. ફારસી ભાષામાં એ વ્રતને ચેલ્લા કહે છે.

× નાના નાના લૂગડાના રંગબેરંગી ટુકડાને સીવી લઇને, તેની એક કફની બનાવીને ફકીર લોકો પહેરીને ફરે છે, તેને ગુદરિ કહે છે.
—મૂળલેખક

÷ એક જાતની મોટા દાણાવાળી દ્રાક્ષ.

તે નોકરને તેમણે પોતાના ઘરમાંથી રજા આપી અને તેની જગ્યાએ બીજો નોકર રાખી લીધો.

અબદુલ્લા ખફિફ કહે છે કે, "હું જ્યારે જુવાન હતો ત્યારે એક જણ મારી પાસે ચાલ્યો આવ્યો અને હું ઘણો ભૂખ્યો છું, એમ જાણીને મને પોતાને ઘેર તેડી ગયો. તેણે મારે સારુ ઉત્તમ ભોજન તૈયાર કરાવ્યું પણ તેમાં મને માંસની દુર્ગંધ પેસી ગયેલી જણાઇ. તે માણસ કોળિયા ભરી ભરીને મારા મોઢામાં મૂકતો જતો હતો અને હું કંટાળો ખાઇ ખાઇને તે ગળી જતો હતો. એક વાર મેં તેને ચોખ્ખેચોખ્ખું કહી દીધું કે, હું કદી માંસ ખાતોજ નથી, ત્યારે તે માણસ ઘણો શરમાઈ ગયો. મને પોતાને પણ ઘણી શરમ આવવાથી હું ભાણા ઉપરથી ઊઠી ગયો. ત્યાર પછી એક વાર મારા કેટલાક ઇષ્ટમિત્રોની સંગાથે હું મક્કાની યાત્રા કરવા ગયો હતો. કાદસિયા નામની એક જગ્યાએ જઇ પહોંચ્યા પછી હું ભૂલો પડચો. કેટલાએક દિવસ સુધી મને કશું ખાવાનુંજ ન મળ્યું. ભૂખને લીધે હું તો એવો ઢીલોઢસ થઇ ગયો કે, મારું મોતજ આવી પહોંચ્યું હોય એવું મને લાગ્યું. ત્યાર પછી એક ગામ આવ્યું, ત્યાંથી મેં એક કૂતરો વેચાતો લીધો અને તેને હલાલ કરીને તેનું માંસ રાંધ્યું અને જેવો હું ખાવા જાઉં છું, તેજ વખતે પેલો માણસ જે મને ભોજન કરાવવાને સારુ પોતાને ઘેર તેડી ગયો હતો, તેજ ત્યાં મારી આગળ આવીને ઊભો રહ્યો. તેને જોઇ હું શરમાઇ ગયો અને મેં કૂતરાનું માંસ ખાધું નહિ. ત્યાર પછી કોઇએ મને સીધે રસ્તે ચડાવી દીધો અને હું મક્કા જઇ પહોંચ્યો. મક્કાથી પાછા આવ્યા પછી મેં તે માણસને મારી પાસે બોલાવ્યો અને તેની આગળ ક્ષમા માગી.

અબદુલ્લા ખફિફ વળી એક બીજા પ્રસંગને વિષે કહે છે કે, "એક વાર કોઈએ મને કહ્યું કે, મિસર દેશમાં એક વૃદ્ધ પુરુષ અને એક યુવાન બેઉ ધ્યાનધારણાનો અભ્યાસ કરે છે. આવું સાંભળીને હું ચાલ્યો ચાલ્યો તેમની પાસે જઈ પહોંચ્યો અને મારી સાંભળેલી હકીકત મુજબ મેં બે જણને ત્યાં દીઠા. તેઓ તદ્દન મૌન ધારણ કરીને બેસી રહ્યા હતા. મેં તેમને ત્રણ વાર સલામ કરી પણ તેમણે મારી સલામ ઝીલી નહિ, ત્યારે હું બોલ્યોઃ 'તમે મારી સલામ ગ્રહણ ન કરો તો તમને ખુદાની આણ છે.' તે ઉપરથી પેલો જુવાન માથું ઊંચું કરીને મને કહેવા લાગ્યોઃ

'ખફિફ ! આ સંસાર અતિ ક્ષુદ્ર છે, એ તો ક્ષુદ્રનો પણ ક્ષુદ્ર છે, પણ એ ક્ષુદ્ર સંસારદ્વારા જો તમારાથી બની શકે તો ભાગ્યનો સંચય કરી લો.' આટલું કહીને વળી તેણે પોતાનું મસ્તક નીચું કરી દીધું. મને તે વખતે ભૂખ અને તરસ તો પાર વિનાનાં લાગ્યાં હતાં, પણ તે બધું હું ભૂલી ગયો, તેમની સંગાથે હું બેવાર નમાજ પઢી ગયો અને ત્યાર પછી મેં તેમને કહ્યું: 'મને કાંઇક ઉપદેશ દો.' તે યુવાન બોલ્યો: 'અબદુલ્લા ખફિફ ! અમે સંકટની નીચે દબાઇ ગયેલા છીએ. સંકટગ્રસ્ત લોકોને તો ઊલટું તમારે કાંઇક કહેવું જોઇએ.' ત્રણ દિવસ સુધી હું તેમની સાથે ભૂખ્યો ને તરસ્યો બેસી રહ્યો. ત્યાર પછી વળી મેં તેમને એક વાર કહ્યું કે, 'મને કાંઇક ઉપદેશ તો દેવોજ જોઇશે.' ત્યારે તે યુવાન કહેવા લાગ્યો: 'જેનું દર્શન કરતાંને વારજ તમને ઈશ્વરનું સ્મરણ થઈ આવે, જેના પ્રતાપની શુભ અસર તમારા અંતઃકરણના ખૂણેખૂણામાં ફેલાઈ જાય અને જે પોતાની વાણી વડે નહિ, પણ પોતાની જીવનરૂપી વાણી વડે તમને ઉપદેશ દઇ શકે એવા હોય, એવા માણસના સમાગમની તલાશ કરતા રહેજો.'"

ખફિફ કહે છે કે, "હું એક વરસ રોમ શહેરમાં રહ્યો હતો. ત્યાં એક વાર ફરતો ફરતો શહેરની બહાર સીમમાં રવડવા નીકળી પડ્યો. ત્યાં કોઇ અગ્નિપૂજક પુરોહિતના મૃતદેહને લોકોએ અગ્નિસંસ્કાર કર્યા તે ક્રિયા મેં જોઇ. તેની લાશને તેમણે બાળીને ભસ્મીભૂત કરી દીધી તે મેં જોયા કર્યું. ત્યારે તે રાખને આંધળા લોકોએ પોતાની આંખે લગાડી એટલે તેઓ દેખતા થઈ ગયા અને માંદા માણસોએ તેને જરાક મોઢામાં નાખી એટલે તેઓ સાજા થઇ ગયા, તે જોઇને મને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. મને મનમાં એવો વિચાર આવ્યો કે, જે લોકો અસત્ય ધર્મનું અવલંબન કરે છે, તેઓ આવાં અલૌકિક કાર્યો કેવી રીતે કરી શકતા હશે ? તે રાત્રે મેં સ્વપ્નમાં પયગંબર સાહેબને દીઠા. મેં તેમને પૂછ્યું: 'અરે ખુદાના રસૂલ ! આપ અહીં શા સારુ પધાર્યા છો ?' તેમણે કહ્યું: 'હું તારેજ માટે આવ્યો છું.' ત્યારે મેં તેમને પૂછ્યું: 'હે ખુદાના મોકલેલા પયગંબર ! આજે મેં જોયું તેના સંબંધમાં આપનો શો અભિપ્રાય છે ?' તેઓ બોલ્યા: 'જેઓ અસત્યનું અવલંબન કરે છે, તેઓમાં પણ સાધનાનો અને સત્યનો થોડો અંશ હોય છે અને તેટલા અંશ વડે તેં જે

ચમત્કાર જોયો તે સિદ્ધ થાય છે; ત્યારે જેઓ સંપૂર્ણ અંશે સત્યનોજ આશ્રય ગ્રહણ કરીને સત્યમાંજ સ્થિતિ કરે છે, તેમનું તો પૂછવુંજ શું ?' ત્યાર પછી વળી એક વાર સ્વપ્નમાં મને પયગંબર સાહેબે દર્શન દીધું. આ વખતે તેમણે પોતાના અંગૂઠાની મારે માથે ઠેસ મારીને મને જગાડ્યો. હું તેમના તરફ જોઈ રહ્યો ત્યારે તેઓ મને મહેવા લાગ્યાઃ 'જે માણસને રસ્તાનું એક વાર જ્ઞાન થઇ ગયા પછી તે રસ્તે ચાલવાનો પ્રયત્ન કરતો નથી, ને પ્રચલિત રસ્તા ઉપરથી આઘો ખસી જાય છે, તેને ખુદા એવી સજા કરે છે કે, એવી તો તે બીજા કોઇને પણ નથી કરતા.' "

એક વાર અબદુલ્લા ખફિફે રાત્રે પોતાના એક નોકરને બોલાવીને કહ્યું: "મારે પરણવું છે, મારે પરણવા યોગ્ય કોઇ કન્યા લઇ આવ." નોકર બોલ્યો: "કન્યા કોના ઘરમાં છે, કોના ઘરમાં નહિ, તે હું જાણતો નથી, કોઇને ઓળખતો નથી; તમારી પરણવાની ઇચ્છા છે, તો કન્યા આવી મળશે." અબદુલ્લાએ કહ્યું: "નહિ, નહિ, હમણાંજ લઇ આવ." નોકર બિચારો ઘોર રાતે કન્યાની શોધ કરવાને સારુ બહાર નીકળી પડ્યો. તેણે ગમે તેમ કરીને એક કન્યા શોધી કાઢી અને તેને તેડી લાવીને મહર્ષિની પાસે બેસાડી દીધી. તેમણે તેની સાથે લગ્ન કર્યું. સાતમે મહિને તેને એક છોકરો થયો. ત્યાર પછી એક દહાડો તે નોકરે તેમને પૂછ્યું: "ભગવન્! અડધી રાતે આપે મને કન્યા ખોળી લાવવા કહ્યું, તેનું કારણ શું તે હવે મને સમજાવો." ત્યારે ઋષિ બોલ્યા: "તે રાત્રે મને સ્વપ્નમાં પરલોકનું દર્શન થયું. ત્યાં મેં પારવિનાના લોકોને દીઠા. બધાજ એક જગ્યાએ અટકીને ઊભા રહેલા. હું પણ નિરુપાય થઇને સૌની સાથે ઊભો રહ્યો. એવામાં એક નાનો છોકરો દોડી આવ્યો અને પોતાના પિતાનો હાથ પકડીને તેને સપાટાબંધ વિકટ રસ્તા ઉપર થઇને નિર્વિઘ્ને સામે છેડે લઈ ગયો. તે જોઇને મને પણ એવી ઇચ્છા થઇ કે, મારે પણ એકાદ છોકરો હોય તો કેવું સારું ? હવે મારે છોકરો થયો છે અને મારી એ વાસનાની તૃપ્તિ થઇ ગઇ છે."

મહર્ષિ બાદશાહી વંશમાં જન્મેલા અને ધનવાન હોવાથી પોતે ચારસો સ્ત્રીઓ પરણ્યા હતા. તે પૈકી ઈરાનના બાદશાહના મંત્રીની એક પુત્રી હતી, તે તેમની સાથે તેમની સ્ત્રી તરીકે ચા-

બીસ વરસ સુધી રહી હતી. એક વાર તેમની સ્ત્રીઓ એકબીજીને પૂછવા લાગી કે, "મહર્ષિ તારી સાથે એકાંતમાં શું શું કરે છે?" તેઓ બધીના મોઢામાંથી એકજ જવાબ નીકળ્યો કે, "મહર્ષિ જ્યારે મારી પાસે આવે છે, ત્યારે તે શું કરે છે તેની મને કશીજ ખબર પડતી નથી. આ બાબત કોઇ જાણતું હોય તો પેલી મંત્રીની દીકરી જાણતી હોવી જોઇએ." પછી સૌએ મળીને તેને પૂછ્યું કે, "અલી! મહર્ષિ તારી પાસે આવે છે, ત્યારે શું કરે છે તે તો કહે." તે બોલીઃ "એક વાર મને કોઇએ કહ્યું કે, આજે રાત્રે મહર્ષિ તારે ઘેર આવવાના છે. આવું જાણીને મેં તેમને સારું ઉત્તમ ભોજન તૈયાર કર્યું અને વસ્ત્રાલંકાર પહેરીને તેમનો સત્કાર કરવાને તૈયાર થઈ ગઇ. તે આવ્યા ત્યારે મેં તેમની આગળ ભોજનની થાળી મૂકી. તે તો થોડી વાર સુધી મારી સામે જોઇ રહ્યા, પછી તેમણે મારો હાથ પકડીને પોતાની છાતી ઉપર મૂક્યો અને ત્યાર પછી મારો હાથ પોતાના પેટ ઉપર ઘસવા લાગ્યા. મને તેમના પેટની અંદર પુષ્કળ ગાંઠો પડી ગયેલી લાગી. તેમણે મને પૂછ્યું: 'મને પેટમાં આવી ગાંઠો શાથી પડી ગઇ હશે તેનું કારણ તું મને કેમ પૂછતી નથી?' મેં કહ્યું: 'લો ત્યારે હવે પૂછું છું, મને તેનું કારણ સમજાવો.' તેમણે કહ્યું: 'મારા શરીરની અંદર આવી ગાંઠો પડી જવાનું કારણ એ છે કે, આવું સુંદર ભોજન અને આવું સુંદર મુખડું મારી સમક્ષ હોય અને છતાં હું મારા મનને મારી રાખું છું, તેની આ ગાંઠો છે.' આટલું કહીને તે તો ઊઠીને ચાલ્યા ગયા. તે તો અતિશય વિકટ સાધનાઓમાંજ મશગૂલ રહે છે, એવું જાણ્યા પછી તેમની સાથે કશું અવિનયયુક્ત વર્તન કરવામાં શોભાજ નથી એ હું બરાબર સમજી ગઈ."

મહર્ષિ અબ્દુલ્લાને બે શિષ્ય હતા. એકનું નામ અહમદ અને બીજાનું નામ અહમદ માહ્ હતું. એ બેમાં અહમદના ઉપર મહર્ષિ વધારે પ્રેમ દર્શાવતા હતા. આવું જોઇને તેમના બીજા ઇષ્ટ-મિત્રોને ઘણું માઠું લાગતું; કારણ કે અહમદ માહ્ ઘણો ચતુર, કામકાજમાં પ્રવીણ અને જ્ઞાની હતો. તે સાધનાઓ પણ અનેક પ્રકારની કરતો હતો. પોતાના મિત્રોના મનના વિચાર મહર્ષિ સમજી ગયા. તેથી તેમણે એક વાર તેમને કહ્યું: "જુઓ, બેઉ જણ કેવા છે, તેનો હું તમારી આગળ એક પ્રયોગ કરી બતાવું

છું." આવું કહીને તેમણે પ્રથમ અહમદ માહ્‌ને બોલાવ્યો એટલે તે તરત વિનયપૂર્વક આવીને ઊભો રહ્યો. મહર્ષિએ તેને કહ્યું કે, "આપણા બારણા આગળ પેલું ઊંટ સૂઈ રહ્યું છે, તેને ઉઠાડીને ઘરની અગાશી ઉપર ચડાવી દે." અહમદ માહ્‌ બોલ્યો: "ભગવન્! ઊંટને અગાશી ઉપર કેવી રીતે ચઢાવાય?" ઋષિ બોલ્યા: "બહુ સારું, રહેવા દે." પછી તેમણે અહમદને બોલાવીને કહ્યું કે, "આપણા ઘરના બારણા આગળ પેલું ઊંટ સૂતેલું છે, તેને ઉઠાડીને ઘરની અગાશી ઉપર ચડાવી દે." અહમદે તો આવી આજ્ઞા સાંભળીને તેજ ક્ષણે કેડ બાંધી અને પહેરણની બાંય ચડાવીને ઊંટના પેટની નીચે હાથ ઘાલીને તેને ઊંચકીને ઊભું કરવા મંડી ગયો. પણ ઊંટ તો તેની જગ્યાએથી જરા પણ હાલ્યું નહિ ને ચાલ્યું નહિ. ત્યારે મહર્ષિએ તેને કહ્યું: "રહેવા દે, એ તો અમે સમજ્યા." પછી તેમણે પોતાના મિત્રો તરફ ફરીને કહ્યું: "અહમદે પોતાના કર્તવ્યનું કેવું પાલન કર્યું અને મારી આજ્ઞાનો કેવો આદર કર્યો તે તમે જોયું કની? તેને ગમે તેવી આજ્ઞા કરો પણ ના તો કદી કહેવાનોજ નહિ અને અહમદ માહ્‌ તરતજ ના કહીને ઊભો રહ્યો અને મારી આજ્ઞાની અવજ્ઞા કરતાં અચકાયો નહિ. તેનાં બહારનાં આચરણદ્વારા તેના મનની અંદરના ભાવ જાણી શકાય છે."

એક દહાડો કોઇ પગથી તે માથા સુધી કાળાં કપડાં પહેરીને મહર્ષિ અબદુલ્લાને ઘેર અતિથિ તરીકે આવી ચડ્યો. મહર્ષિને તેનાં કાળાં કપડાં જોઇને મનમાં ઘણું ખોટું લાગ્યું, તેથી તેમણે તેને પૂછ્યું: "ભાઈ! કાળાં કપડાં પહેરવાનું શું પ્રયોજન છે?" તે બોલ્યો: "મારા માલિકોનું અર્થાત્ કામક્રોધાદિનું મૃત્યુ થયું છે, તેથી કાળાં વસ્ત્ર પહેરી રાખું છું." આવું સાંભળીને મહર્ષિએ પોતાના નોકરને કહ્યું: "આ માણસને અહીંથી આઘો કાઢો." નોકરે તેમ કર્યું. તેમણે ફરીથી નોકરને કહ્યું: "પેલાને અહીં પાછો લાવ." નોકર તેને તેડી લાવ્યો. આ પ્રમાણે મહર્ષિએ તેને કેટલીએ વાર પોતાની પાસે બોલાવ્યો અને કેટલીએ વાર બહાર કાઢી મુકાવ્યો; તે છતાં તે માણસના મનની અવસ્થામાં કશો ફેરફાર થયો નહિ અને તેને સ્થિર અને સદા પ્રસન્નજ દીઠો, ત્યારે મહર્ષિએ તેને ખૂબ પ્રેમ અને આદરસહિત પોતાની પાસે તેડી આણ્યો, તેના માથા ઉપર ચુંબન કર્યું અને તેની માફી માગતાં

કહ્યું: "કાળાં વસ્ત્ર પહેરવાને તમે એકલાજ યોગ્ય છો, કારણ કે મેં તમારું સત્તર વાર અપમાન કર્યું તોપણ તમારા મન ઉપર તેની કશી અસરજ થઇ નહિ."

એક દિવસ બે સૂફી મહાત્માઓ ઘણે દૂરથી અબ્દુલ્લા ખફિફને મળવા આવ્યા. તેઓ આવ્યા તે વખતે અબ્દુલ્લા પોતાની કુટિમાં ન હતા. તેમને કોઇએ કહ્યું કે, ઋષિ તો અત્યારે બાદશાહ આસદ્દૌલાની પાસે બેઠા છે. તે સૂફીઓ આથી મનમાં વિચાર કરવા લાગ્યા કે, "એક તપસ્વીને રાજાબાદશાહોની સાથે શી લેવાદેવા?" આ ઉપરથી તેમના મનમાં મહર્ષિને વિષે હલકો અભિપ્રાય બંધાયો. ત્યાંથી તેઓ શહેરમાં ફરતા ફરતા એક બજારમાં આવી લાગ્યા. તેઓમાંના એક જણના ખિર્કાનું ગજવું ફાટી ગયું હતું, તેથી કોઇ દરજીની દુકાને જઇને તેને કહ્યું કે, "આને જરાક ટેભા મારી આપ." એવામાં દૈવયોગે દરજીને તેની કાતર જડી નહિ. દરજી તો આ બે સૂફીઓનેજ ગળે પડચો કે, "તમેજ મારી કાતર ચોરી છે," એમ કહીને તેમને પકડીને આસદ્દૌલાની કચેરીમાં ઘસડી ગયો. મહર્ષિ ખફિફ પણ ત્યાંજ બેઠેલા હતા. આસદ્દૌલાએ આ બે જણમાંના એકના હાથ કાપી નાખવાનો હુકમ કર્યો, ત્યારે મહર્ષિ બોલ્યા: "એ સૂફીઓને છોડી દો, તેઓ તદ્દન નિર્દોષ છે." પછી તેમણે સૂફીઓના તરફ જોઇને કહ્યું: "તમે મારે વિષે મનમાં જે ધારણા કરી હતી તે સાચી છે; પણ આવો બનાવ બનવાનો છે, એમ જાણીનેજ હું બાદશાહની પાસે આવીને બેઠો હતો." ત્યાર પછી પેલા બેઉ સૂફીઓ મહર્ષિ અબ્દુલ્લાના શિષ્ય થઇ ગયા.

એક વાર મહર્ષિને ઘેર કોઇ અતિથિ આવી ચડચો. રાત્રે તેને ઝાડાઉલટી થઇ ગયાં અને ઉપરાઉપરી પેટ છૂટી જવાથી તે ઘણો અશક્ત થઇ ગયો. તેને જ્યારે દસ્તની હાજત થઇ આવતી, ત્યારે દરેક વખતે મહર્ષિ તેની નીચે ઝાડે ફરવાનું કૂંડું ધરીને ઊભા રહેતા. આ પ્રમાણે પોતે આખી રાત જાગ્યા અને રાતમાં પચાસ વાર તેને ઝાડે ફરાવ્યો અને તે વાસણ પોતાને હાથે ધોઇ ધોઇને સાફ કરતા ગયા. આખરે એક વાર તેમને ઊંઘનું ઝોકું આવી ગયું. પેલા અતિથિને જ્યારે ઝાડે ફરવાની હાજત થઇ આવી, ત્યારે તેણે મહર્ષિને સાદ કર્યો અને તેમને હાજર ન જોઇને તે બોલી ઊઠચો: "અરે ધિક્કાર છે તને! તું ટળ્યો કયાં?" એજ ક્ષણે મહર્ષિ જાગી ઊઠ્યા અને વહેલા વહેલા ઝાડે ફરવાનું વાસ-

ણુ ધરીને ઊભા રહ્યા. મહર્ષિઓના શિષ્યોએ કહ્યું: "એ માણસ એવાં કડવાં વચન મોઢેથી બોલી નાખતો હતો કે, તે સાંભળીને અમારો મિજાજ ઝાલ્યો રહેતો નહિ. આપે એ બધું સહન કર્યું એજ મોટી નવાઇની વાત છે!" મહર્ષિ બોલ્યા: "ખુદાની તમારા ઉપર રહેમ હો, તમે કહો છો તે બધું મેં સાંભળ્યું હતું."

ખફિફે પોતાની છેલ્લી ઘડીએ પોતાના નોકરને બોલાવીને કહ્યું: "હું તો ખુદાનો ગુનેગાર ગુલામ છું. હું મરી જાઉં ત્યાર પછી મારી લાશને ગળે દોરડું બાંધજે અને મારા હાથપગ મારી પીઠ સાથે બાંધીને મારું મોઢું મક્કા ભણી કરી દેજે, કદાચ આવું કર્યાથી ખુદા મને માફ કરે." તેમના મૃત્યુ પછી જ્યારે તે નોકર તેમની આજ્ઞાનો અમલ કરવા જતો હતો, ત્યારે તેણે આકાશવાણી સાંભળી કે, "અયે બેવકૂફ! એવુંતેવું કાંઇ કરતો નહિ. મારા પ્યારાની લાશનું અપમાન કરીશ મા." તે ઉપરથી તે નોકર એવું કરતો અટક્યો.

## ઉપદેશવચન

૧. એક સૂફી કહી ગયો છે કે, "શયતાનની માયાને લીધે હું ઘણો કલેશ પામું છું; પણ પહેલાં મેં જે જે સૂફીઓને દીઠેલા તે બધાએ શયતાન ઉપર પોતાની સત્તા બેસાડી દીધી હતી; અત્યારે તો શયતાન સૂફીઓ ઉપર સત્તા ચલાવે છે."

૨. જે પુણ્યોનો '*સોફ' ધારણ કરે છે, જે પ્રલોભનો ઉપર સખ્ત અંકુશ રાખે છે અને જે સંસારને પોતાની પીઠ પાછળ રાખે છે, તેનેજ સૂફી જાણવો.

૩. સંસારથી નિર્લિપ્ત રહીશું તો સંસારની વિદાય લેતી વખતે તે પરમ શાંતિનું કારણ નીવડશે.

૪. અધ્યાત્મ લોકમાંથી જે તત્ત્વવિચાર પ્રકટ થાય, તેમના ઉપર મનની નિષ્ઠા સ્થિર કરવી એનું નામ વિશ્વાસ.

૫. કામના એ સદાના દુઃખનું કારણ છે ને શાંતિની વિનાશક છે.

૬. વસ્તુમાત્રનો પરિત્યાગ કરીને સખાની સાથે સંયુક્ત થઇ જવું અને તેના સિવાય બીજા બધાજ પદાર્થો જાણે આપણા આગળથી અદૃશ્ય થઇ ગયા છે, એવો અનુભવ કરવો એનું નામ યોગાવસ્થા.

---

* એક જાતનું ઊનનું વસ્ત્ર.

૭. જે ઈશ્વરથી તમને વેગળા કરી દે, તેનાથી દૂર રહેવું તેનું નામ નિવૃત્તિ.

૮. જે તમારા હાથમાં ન હોય તેને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન છોડી દેવો અને જે તમારા હાથમાં હોય તેને વિષે ધૈર્ય રાખવું એનું નામ ધૈર્ય.

૯. વિષયસંપત્તિનો ત્યાગ કરીને શાંતિની પ્રાપ્તિ કરવી એને ×વૈરાગ્ય કહે છે.

૧૦. ધનના અભાવમાં અને ગુણોનો ત્યાગ કરવામાં દીનતા રહેલી છે. આધ્યાત્મિક જ્ઞાનનાં નિગૂઢ તત્ત્વોને સમજવાં એજ સાચો વિલાસ છે.

૧૧. આપણા માથા ઉપરથી જવાબદારી ક્યારે ટળી જાય? જ્યારે આપણે તમામ કાર્યો ઈશ્વરને અર્પણ કરીનેજ ફરીએ અને વિપત્તિમાં ધૈર્ય રાખીએ ત્યારે.



× મોટપ, રોટલાપાણી કે નમસ્કારો માટે ભેખ લેવો એ તો નરકાગારની ટિકિટ લેવા બરાબર છે. —સંપાદક



# २८–महातपस्वी महम्मदअली हकीम तरमोजी

મહમ્મદઅલી હકિમ પરમ સાધુ, ક્ષમાવાન, દયાળુ અને શાંત સ્વભાવના તપસ્વી હતા. તેમણે પોતાના જીવનમાં અનેક આકરી તપશ્ચર્યાઓ અને કઠોર સાધનો કર્યાં હતાં. તરમોજ નામના એક ગામમાં તેમનો નિવાસ હતો. તે જેવા સાધુ હતા તેવાજ પોતે ગુણવાન અને જ્ઞાની હતા. તરમોજના ઘણા લોકો તેમના શિષ્યો હતા. તેઓ નાના પ્રકારની વિદ્યાઓમાં અને ખાસ કરીને તત્ત્વવિદ્યામાં પારંગત હતા. તેમણે અનેક ગ્રંથો રચ્યા હતા અને તે બધા સુપ્રસિદ્ધ અને આદરણીય ગણાય છે. તરમોજમાં તેમનાં વચનોનો મર્મ સમજી શકે એવી કોઈ વ્યક્તિ તે વખતે હતી નહિ. તેમણે અબુ તોરાબ, ઇયોહા વગેરે મહર્ષિઓનો સત્સંગ કર્યો હતો.

મહમ્મદઅલી હકીમ કિશોર અવસ્થામાં બીજા બે વિદ્યાર્થીઓની સાથે વિદ્યોપાર્જન કરવાને સારુ પરગામ જવા તૈયાર થયા, ત્યારે તેમની મા તેમને કહેવા લાગી: “ બેટા ! તું મારા જીવનનો એક માત્ર આધાર છે. મારે તારા સિવાય બીજું કોઈ છે નહિ અને હું હવે વૃદ્ધ થવા આવી છું. મને મદદ કરનાર તારા સિવાય બીજા કોઇને હું દેખતી નથી. ત્યારે હવે તું મને કોને ભરોંસે એકલી મૂકીને જવા તૈયાર થયો છે ? ” પોતાની માતાનાં આવાં વચન સાંભળીને મહમ્મદઅલીને ઘણું લાગી આવવાથી તેમણે પરગામ જવાનો વિચાર પડતો મૂકયો. તેમની સાથેના બીજા બે છોકરાઓ ચાલ્યા ગયા. ત્યાર પછી બીજા પાંચ મહિના વીતી ગયા બાદ, એક દિવસ તે કબ્રસ્તાનમાં બેઠા બેઠા રડવા લાગ્યા કે, “ મારે શું અહીં તદ્દન બેકાર અને મૂર્ખની જેમ પડી રહેવું ? મારા જોડીદારો ભણવા ગયા છે, તેઓ કેવા વિદ્વાન બનીને ઘેર આવશે ? ” એજ ટાંકણે કોઇ તેજના પુંજ જેવો વૃદ્ધ પુરુષ તેમની પાસે આવીને પૂછવા લાગ્યો કે, “ ભાઇ ! તું શા સારુ રડે છે ? ” મહમ્મદઅલીએ

તે વૃદ્ધ સજ્જનને પોતાની બધી હકીકત સંભળાવી, ત્યારે તે બોલ્યાઃ "તું દરરોજ આ ઠેકાણે મારી પાસે આવીને ભણવા ખુશી છે? જો તું તૈયાર હોય તો હું તને કહું છું કે, થોડાજ વખતમાં તારા પેલા બે મિત્રોના કરતાં તું શાસ્ત્રજ્ઞાનમાં ચઢિયાતો થઇ જઇશ." મહમ્મદઅલીએ આ વાત કબૂલ કરી. ત્યાર પછી તે વૃદ્ધ પુરુષે મહમ્મદઅલીને પૂરાં ત્રણ વરસ સુધી વિદ્યાધ્યયન કરાવ્યું. તે દરરોજ કબ્રસ્તાનમાં આવતા અને મહમ્મદઅલી તેમને તત્ત્વજ્ઞાનના અતિ ગૂઢ પ્રશ્નો પૂછતા. દંતકથા એવી છે કે, એ વૃદ્ધ પુરુષ મહાત્મા ધર્માચાર્ય શિરોમણિ *ખિજર હતા. મહા તપસ્વી મહમ્મદઅલી કહે છે કે, "મને આ અલભ્ય લાભ મારી માતાના આશીર્વાદને લીધેજ મળ્યો." મહાત્મા મહમ્મદઅલીના બાહ્ય જીવનને લગતી ઘણી ચમત્કારિક ઘટનાઓ મૂળ ગ્રંથમાં વર્ણવેલી છે, પણ તેમનો અત્ર ઉલ્લેખ કરવાનું કશું ખાસ પ્રયોજન હોય એમ જણાતું નથી.

મહર્ષિ પોતે કહે છે કે, "પ્રવૃત્તિને વશ કરવાનો મેં ઘણોએ પ્રયત્ન કરી જોયો પણ મારું કાંઇજ વળ્યું નહિ, ત્યારે આખરે હું નિરાશ થઇ ગયો. મને એવો વિચાર આવ્યો કે, ખુદાએ મને નરકવાસી થવાને સારુજ પેદા કર્યો હોવો જોઇએ. ત્યારે મારે આ નારકીય શરીરનું ક્યાં સુધી પ્રતિપાલન કર્યા કરવું, એવો વિચાર કરીને હું જયહુન નદીને કિનારે ગયો અને મારા મિત્રોને કહ્યું કે, 'મારા હાથ પગ દોરડા વડે ખૂબ કસીને બાંધો.' તેઓ મને આ પ્રમાણે બાંધીને ચાલ્યા ગયા; પછી હું ફસેલિયે ફસેલિયે ખસતો ખસતો જયહુન નદીમાં જઇને પડ્યો. હવે હું નિશ્ચય ડૂબી મરીશ એવું હું ધારતો હતો. પણ પાણીનો ધક્કો લાગવાથી મને બાંધેલા બંધ ઢીલા થઇને છૂટી ગયા અને એક મોજાને ધક્કે ચડીને હું કિનારા ઉપર ઘસડાઇ આવ્યો. મને આત્મહત્યા કરવામાં પણ સફળતા મળી નહિ. તે ઘડીએ મારા હૃદયમાં સત્યનો પ્રકાશ થઇ ગયો, રહસ્ય ખુલ્લું થઈ ગયું અને મારે જેનું દર્શન કરવું હતું, તેનું મેં દર્શન કર્યું."

* જેમ આપણા મહાભારત પુરાણાદિ ગ્રંથોના મત પ્રમાણે વ્યાસમુનિ ચિરંજીવ કહેવાય છે અને તેમણે શંકરાચાર્ય, વલ્લભાચાર્ય વગેરેને બદરિકાશ્રમમાં ઉપદેશ દીધો કહેવાય છે, તેમ મુસલમાનોમાં મહાત્મા ખિજર ચિરંજીવ મનાય છે. —સેવાનંદ

મહર્ષિને રહેવાને સારુ એક ઝૂંપડીજ હતી. તે સિવાય તેમની પાસે ઘરબાર કાંઇજ હતું નહિ. પોતે મક્કાની યાત્રા કરીને પાછા આવ્યા, ત્યારે તે ઝૂંપડીને ખાલી પડેલી જોઇને એક કૂતરી તેમાં વિયાઇ હતી તેને તેમણે દીઠી. ઝૂંપડીને બારણું તો હતુંજ નહિ, તેથી કૂતરીએ અંદર પેસીને નિરાંતે બચ્ચાં જણ્યાં હતાં. બચ્ચાંને દુઃખ ન થાય એવો વિચાર કરીને તેમણે પોતે તો તેમને બહાર કાઢી મૂકવાનો પ્રયત્ન કર્યોજ નહિ. તેઓ પોતાની મેળે ચાલ્યાં જાય તો ઘણું સારું, એવું ધારીને તે દહાડે મહર્ષિ કેટલીએ વાર તેમની પાસે આંટા મારી આવ્યા કે આવું કરું તો વખતે તેઓ વગર હાંકયે ચાલ્યાં જાય. એક ફકીરને મહર્ષિના ઉપર દ્વેષભાવ હતો. એક પશુનાં બચ્ચાં ઉપર તે આટલી બધી દયા બતલાવે છે તે જોઇને પેલા ફકીરને પોતાની જાતના ઉપર ધિક્કાર આવ્યો અને શરમને લીધે મરવા જેવો થઇ ગયો. ત્યાર પછી તે મહર્ષિની પાસે આવીને તેમનો શરણપ્રાર્થી થયો અને તેમની સેવા કરવા લાગ્યો.

મહર્ષિની પત્નીને કોઇએ પૂછ્યું કે, " તમારા પતિ કોઇ વાર ગુસ્સે થાય છે કે નહિ તે કહેશો ? " ત્યારે તે બોલી: " અમે બધાં જેમ જેમ તેમને વધારે દુઃખ દઇએ છીએ, તેમ તેમ તે અમારા ઉપર વધારે વધારે પ્રેમ દર્શાવતા જાય છે. તે દહાડે પોતે કશું ખાતાપીતા નથી, રડ્યા કરે છે અને ઈશ્વરની પ્રાર્થના કરે છે કે, 'હે ઈશ્વર ! મેં તને શું કરીને દુઃખ દીધેલું કે તું આ લોકોને મને દુઃખ દેવાની પ્રેરણા કરે છે ? હે પરમેશ્વર ! હવે હું મારા અપરાધને માટે પશ્ચાત્તાપ કરું છું. તું હવે દયા કરીને એ લોકો મારા ઉપર ફરીથી પ્રસન્ન થાય એવું કર.' એમનો આવો ભાવ જોઇને અમને પણ મનમાં પસ્તાવો થાય છે અને પછી અમે અમારા મનને કહીએ છીએ કે, આજ પછી એમના મનને ક્લેશ થાય એવું કામ આપણે ન કરવું. "

એક દિવસ શુક્રવારને દહાડે મહર્ષિ સફેદ ધોયેલાં વસ્ત્ર પહેરીને મસ્જિદમાં જતા હતા, તે વખતે કોઇના ઘરની દાસીએ નાના છોકરાનાં બાળોતિયાં ધોયેલું પાણી જેવું બહાર ફેંક્યું તેવુંજ મહર્ષિ ઉપર પડ્યું, તોપણ તે મોઢેથી એક અક્ષર પણ બોલ્યા વિના સ્થિર ભાવે ઊભા રહ્યા. તેમના મોઢા ઉપર ક્રોધની જરા જેટલી નિશાની પણ કોઇએ દીઠી નહિ.

કોઇએ એક જણને એવું કહ્યું કે, " મહમ્મદ અલી એટલા બધા

વિનયી છે કે, તે કોઇ પણ ઓળખીતા માણુસના દેખતાં કદી નાક પણ નસીકતા નથી." આવી વાત સાંભળીને તે માણુસને આ વાત ખરી છે કે ખોટી તેની પરીક્ષા કરી જોવાનું મન થયું. તે એક દહાડો મહમ્મદઅલીના આવ્યાની વાટ જોતો મસ્જિદના દરવાજા આગળ જઇને ઊભો રહ્યો. થોડી વાર પછી જ્યારે મહમ્મદઅલી બહાર આવ્યા, એટલે પેલા માણુસે તેમની પાછળ પાછળ ચાલવા માંડ્યું અને મનમાં વિચાર કરવા લાગ્યો કે, જે વાત મેં સાંભળી છે તેના ખરાખોટાપણાનું પારખું થઇ જાય તો ઘણું સારું થાય. મહર્ષિ તેના મનના વિચાર સમજી ગયા, તેથી તેમણે તેના તરફ મોઢું કરીને નાક નસીકયું. આવું જોઇને તે માણુસ ધીરેથી બડબડ્યો કે, " કાં તો મારી સાંભળેલી વાત ખોટી હતી અથવા તો મહર્ષિએ ઇરાદાપૂર્વક મને સજા કરવાને સારુ આવું કર્યું, કે જેથી કરીને હું સંતસાધુઓની ગુપ્ત વાતોના ભેદ જાણુવાનો હવેથી પ્રયત્ન ન કરું." તે ઘડીએ મહમ્મદઅલીએ પાછું જોઇને કહ્યું: " બાપુ ! તેં જે હમણાં કહ્યું તે ઠીકજ કહ્યું છે; પણ લોકો તારી આગળ તેમના મનની ગુપ્ત વાતો કહી જાય એવી જો તારી ઇચ્છા હોય, તો તારે પણ તેમની કહેલી ગુપ્ત વાતોને ગુપ્ત રાખતાં શીખવું જોઇશે."

મહર્ષિ મહમ્મદઅલી ઘણા દેખાવડા પુરુષ હતા. તેમની જુવાનીના વખતમાં કોઈ ઘણીજ રૂપાળી અને ધનવાન યુવતી તેમના ઉપર મોહી પડી અને તેમને પોતાને ઘેર આવવાનું નિમંત્રણ મોકલ્યું, પણ તે ન ગયા. એક દિવસ પોતે અમુક બાગમાં એકલાજ રહેવા ગયા છે, એવું સાંભળીને તે સ્ત્રી વસ્ત્રાલંકારથી પોતાના શરીરને શણગારીને ત્યાં ચાલી આવી. મહર્ષિએ તો તેને જોતાંવારનેજ ત્યાંથી નાસવા માંડ્યું. પેલી સ્ત્રી પણ તેમની પાછળ દોડતી ગઇ અને મોઢેથી બોલતી ગઇ કે, " શા માટે મને જીવથી મારી નાખો છો ? " પણ મહર્ષિ તો કાનમાં આંગળીઓ ઘાલીને નાઠા અને ભીંત કૂદીને ત્યાંથી નાસી ગયા. ત્યાર પછી ઘણે વરસે ઘડપણમાં એક દિવસ પોતાની પૂર્વાવસ્થાના કેટલાક પ્રસંગોની મનમાં આલોચના કરતાં કરતાં તેમને ઉપરની બિના સાંભરી આવી, ત્યારે તે મનમાં બોલી ઊઠ્યાઃ " તે દહાડે મેં તે યુવતીની ઇચ્છા પૂર્ણ કરી હોત તો શું બગડી જવાનું હતું ? તે વખતે તો હું જુવાન હતો, પાછળથી પ્રાયશ્ચિત્ત કરી લીધું હોત તો ન ચાલત ? " આવો

વિચાર મનમાં આવતાંજ તેમને ઘણુંજ દુઃખ થવા લાગ્યું. તે પોતાના મનનો તિરસ્કાર કરતાં કહેવા લાગ્યા કે, "અરે મારા દુરાચારી પાપી મન! જુવાનીમાં તને આવો વિચાર ન આવ્યો અને હવે ઘડપણમાં આટલી તપશ્ચર્યા અને સાધનાઓ કર્યા પછી અમુક પાપ મેં ન કર્યું તેને માટે તું ખેદ કરે છે?" પોતાના મનમાં આવો મલિન વિચાર એક વાર આવી ગયો, તેથી મહર્ષિને એટલો બધો સંતાપ થયો કે તેમણે ત્રણ દિવસ સુધી રડયાજ કર્યું.

મહમ્મદઅલી પોતાના જીવનના એક પ્રસંગ વિષે કહે છે કે, "એક વાર હું ભયંકર માંદગીનો ભોગ થઇ પડયો હતો. તે વખતે હું મારા મનમાં ખેદ કરવા લાગ્યો કે, 'અરે રે! કયાં ગઇ મારી તંદુરસ્તી? જો મારું શરીર સ્વસ્થ અને સબળ હોત તો મારાદ્વારા કેટલાં કલ્યાણકારી કાર્યો થયાં હોત? અત્યારે બધું ધૂળધાણી થઇ ગયું છે.' તે ઘડીએ મેં એક અવાજ સાંભળ્યોઃ 'મહમ્મદઅલી! તું આવું શું બોલતો હોઇશ? તું કોઇ પણ કામ કરે તે મારા કાર્યની સરખામણીમાં કશા હિસાબમાંજ નથી. તારા કામમાં હમેશાં ભૂલની ભૂલ, તેમાં અંતે નિરાશા અને પરાજય સિવાય બીજું કાંઇજ ન મળે; મારાં કાર્ય તો હમેશાં શુભ અને સારરૂપ હોય છે.' આવા શબ્દ સાંભળીને મને આત્મગ્લાનિ થઇ આવી અને 'ફરીથી આવા વિચાર નહિ કરું' એવી મેં મારા મનમાં પ્રતિજ્ઞા લીધી."

મહર્ષિ ઘણી વાર નીચેની આખ્યાયિકા કહી સંભળાવતા હતાઃ–

મનુષ્યજાતિનો આદિ પિતા આદમ અને આદિ માતા હવા જ્યારે પોતાની ભૂલનો પશ્ચાત્તાપ કરીને ફરીથી ઈશ્વરનાં કૃપાપાત્ર થયાં અને તેઓ એકબીજાની સાથે રહેવા લાગ્યાં, તેવામાં એક દિવસ આદમને કાર્યવશાત્ બહાર જવાનું થયું. તે વખતે લાગ જોઇને શયતાન પોતાના એક પુત્ર ખન્નાસને લઇને હવાની પાસે આવ્યો અને તે છોકરાને હવાના હાથમાં સોંપીને કહ્યુંઃ "મારે જરા કામપ્રસંગે કહીં જવું છે, હું થોડી વારમાં પાછો આવું ત્યાંસુધી આ છોકરાને તું સાચવજે." આટલું કહીને શયતાન તો ત્યાંથી ચાલ્યો ગયો અને ત્યાર પછી થોડીવારે આદમ ઘેર આવ્યો ત્યારે તેણે હવાની પાસે છોકરો દીઠો; તેણે પૂછ્યુંઃ "આ છોકરો કોનો?" હવા બોલીઃ "એ શયતાનનો છોકરો છે, તે મને એની સોંપણ કરતો ગયો છે." આ સાંભળીને આદમે હવાને ખૂબ ધમ-

કાવી કાઢી અને કહ્યુંઃ "તેં એ છોકરો ઘરમાં રાખ્યોજ કેમ ?"
તેણે તો ખીજવાઇને તે છોકરાના કટકે કટકા કરી નાખ્યા અ
તે બધા કટકાને ભેગા કરીને એક ઝાડની સાથે લટકાવીને બહા
ચાલ્યો ગયો. ત્યાર પછી શયતાને આવીને હવાને કહ્યુંઃ "મારે
છોકરો ક્યાં ગયો ?" હવા બોલીઃ "આદમે તેને કાપી નાખ્યો."
પછી શયતાને ખન્નાસનું નામ લઇને તેને બોલાવ્યો, એટલે એક
દમ તેના કટકા સંધાઈ ગયા અને તે જીવતો થઇને હવાની પા
આવીને બેઠો. વળી પાછો શયતાન તે છોકરાને હવાની પાસે
સાડી ચાલ્યો જવા લાગ્યો, ત્યારે તે બોલીઃ "એ છોકરો મારા ઘ
માં ન જોઇએ. મારાથી તેને નહિ સચવાય. એને સારુ મારે આ
મના કેવા બોલ સાંભળવા પડચા!" પણ શયતાન તેને ઘણો
આગ્રહ કરીને તે છોકરાને પાછો હવાને સોંપીને ચાલ્યો ગયે
થોડી વાર પછી આદમે ઘેર આવીને તે છોકરાને દીઠો એટલે તે
હવાને ફરીથી લબડધક્કે લઈ નાખી અને ખૂબ ધમકાવી કાઢી
કહ્યુંઃ "તું શયતાનનું કહ્યું શા માટે કરે છે ? તને આટઆટ
વીત્યું તોએ પાછી તેનાથી છેતરાય છે ?" એમ કહીને તેણે ખન્ન
સને કાપીને સળગાવી મૂક્યો અને તેની અડધી રાખોડી નદી
અને અડધી જંગલમાં ફેંકી દઇને ચાલ્યો ગયો. શયતાને વ
આવીને પોતાનો છોકરો માગ્યો, ત્યારે હવાએ તેને બધી વા
માંડીને કહી. શયતાને ખન્નાસનું નામ લઈને બોલાવ્યો એટ
તેના શરીરની રાખોડી જ્યાં જ્યાં હતી ત્યાંથી એકત્ર થઈ ગઈ અ
તે પાછો જીવતો થઇ ગયો! પછી શયતાને હવાને આકરા સમ દઇ
કહ્યું કે, "વધારે નહિ તો આટલી વાર તો તું એને રાખ, રાખ
રાખજ." હવાએ ઘણીય ના કહી પણ જ્યારે શયતાને ઘણો
આગ્રહ કર્યો, ત્યારે તેણે આખરે કબૂલ કર્યું અને તે છોકરા
પોતાને ઘેર રાખ્યો. આદમ ઘેર આવ્યો ત્યારે વળી તેણે ખન્નાસ
ને દીઠો, ત્યારે તે બોલ્યોઃ "આ વાતમાં કશો ભેદ હોવો જોઇએ
શું છે અને શું નહિ તે તો ભગવાન જાણે પણ જરૂર આમાં ક
ઊંડું રહસ્ય તો છેજ." તેણે હવાને કહ્યુંઃ "તું પણ કેવી છે ?
મારી વાત માનતી નથી અને ઈશ્વરના શત્રુની વાત માને છે.
પછી તેણે ખીજવાઇને ખન્નાસને મારી નાખ્યો અને તેના માંસ
રાંધ્યું; તેમાંથી અડધું પોતે ખાધું અને અડધું હવાને ખવડા
દીધું. દંતકથામાં એવું આવે છે કે, પાછલી રાતે ખન્નાસ બકરા

રૂપ લઇને પ્રકટ થયો. શયતાન જ્યારે પાછો આવ્યો ત્યારે તેણે પોતાના છોકરાના સમાચાર પૂછતાં હવાએ તેને બધી વાત કહી સંભળાવી. તે સાંભળીને તે બોલ્યો: "બસ, મારે એટલુંજ જોઇતું હતું. મારે માણસના હૃદયની અંદર વાસો કરવો હતો, તે હવે મેં કરી લીધો છે. મારી ઇચ્છા પૂર્ણ થઇ ગઇ. ખન્નાસ એટલે શયતાનની મલિન અને પાપમય પ્રેરણાઓ, જે માણસના અંતરમાં પ્રવેશ કરે, તો તેને ભમાવી દઇને સ્વર્ગને રસ્તેથી દૂર લઇ જાય છે.

## ઉપદેશવચન

૧. લેણદેણના હિસાબમાં એક પૈસો પણ જ્યાંસુધી ઉધાર બાજુએ રહ્યો હોય, ત્યાંસુધી કરજદાર દેવામાંથી છૂટ્યો કહેવાય નહિ. તે એક પૈસાને માટે પણ કરજદાર તો કહેવાયજ. તે પ્રમાણે જેના જીવનમાં એક પણ માનવભાવ બાકી રહી ગયો હોય, ત્યાં સુધી તે મુક્ત થયો કહેવાય નહિ. જેઓ મુક્ત થઇ ગયા છે, તેમનામાં એક પણ પાર્થિવભાવ અવશિષ્ટ હોતો નથી અને એવા લોકોનેજ પ્રેમનું આકર્ષણ લાગુ પડે છે. ઈશ્વર જ્યારે તેમના ઉપર પોતાનું આકર્ષણ કરે છે, ત્યારે તેઓ માનવભાવોની ગુલામીમાંથી મુક્ત થઈ જાય છે.

૨. ઉન્નત કોણ થયો કહેવાય? જેને પાપ નીચો નમાવી શકે નહિ તે. મુક્ત કોણ? લોભ જેને પોતાનો દાસ બનાવી શકે નહિ તે. કર્તા કોણ? શયતાને જેને પોતાનો બંદીવાન બનાવ્યો ન હોય તે. જ્ઞાની કોણ? જેણે ઈશ્વરને સારુ નિવૃત્તિ ધારણ કરી હોય અને જે પોતાના જીવનને વિષે વિચાર કર્યા કરતો હોય તે.

૩. જે માણસને જેનો ભય લાગે છે, તે તેનાથી દૂર ભાગતો ફરે છે; પણ જે ઈશ્વરથી બીએ છે, તે તો નાસીને ઈશ્વરની અંદરજ સંતાઈ જાય છે.

૪. શુભ સંકલ્પના અભાવને લીધે માણસને જેટલું દુઃખ થવું જોઇએ, તેટલું દુઃખ બીજા કશાના અભાવથી ન થવું જોઇએ; કારણ કે શુભ સંકલ્પરહિત થઇ જવાથી કોઇ પણ સત્કાર્ય થઇ શકતું નથી.

૫. ધર્મ જેમનું લક્ષ્ય છે, તેમનાં સઘળાં સાંસારિક કાર્યો એ લક્ષ્યના ગુણને લીધે ધર્મમાં પરિણત થઇ જાય છે; જેમનું લક્ષ્ય સંસારના ઉપર છે, તેમનાં તમામ ધર્મકર્મ સંસારના દોષને લીધે વિનષ્ટ થઈ જાય છે.

૬. જે માણુસ પોતે વૈરાગ્યરહિત હોવા છતાં જ્ઞાનની ચર્ચા કરવાનો શોખ ધરાવે છે, તે વિશ્વાસહીન છે. જે માણુસ નિવૃત્તિ-રહિત હોવા છતાં દીનતાની અભિરુચિ રાખે છે, તે આખરે પાપમાં પડે છે.

૭. જે માણુસ સેવાના તત્ત્વથી અજ્ઞાન છે, તે પ્રભુત્વના તત્ત્વથી વિશેષ અજ્ઞાન છે.

૮. તમે ઇચ્છો છો કે, તમને તમારા પોતાના વિષેનાં તત્ત્વોનું જ્ઞાન થઇ જાય. હવે તમે જ્યારે તમારી પોતાની જાતને લગતાં તત્ત્વોને જાણુવાને સમર્થ નથી, ત્યારે તમે ઈશ્વરને લગતાં તત્ત્વો કેવી રીતે જાણુવાના હતા ?

૯. ધર્મવિરોધી લોકોની સાથે મૈત્રી અને અમુક કાર્યનો હું કર્તા છું એવો ભાવ, એ બેઉ અત્યંત અધમ આચરણુમાં ગણુાય છે.

૧૦. સો ભૂખ્યા વાઘ બકરાના ટોળામાં પેસીને જેટલું નુકસાન નથી કરી શકતા, તેટલું શયતાન એક ક્ષણુની અંદર માણુસનું અકલ્યાણુ કરી શકે છે.

૧૧. પરમેશ્વરે પોતાના દાસને જીવિકા આપવાને પ્રતિજ્ઞા કરેલી છે, માટે દાસે પણુ પરમેશ્વરનો અનન્યભાવે આશ્રય લેવાને પ્રતિજ્ઞા કરી લેવી જોઇએ.

૧૨. જે પરમેશ્વરની દૃષ્ટિ તમારાથી જરાએ ઢંકાયેલી નથી અર્થાત્ જે તમને સદાએ જોયાજ કરે છે, તેનું ધ્યાન કરવું એ તમારું કર્તવ્ય છે; જે પરમેશ્વરની દયા હમેશાં તમારા ઉપર ચાલીજ આવે છે, તેના પ્રતિ તમારે કૃતજ્ઞતા દર્શાવવી એ તમારો ધર્મ છે; જે પરમેશ્વરના રાજ્યમાંથી તમે એક ડગલું પણુ બહાર જઇ શકતા નથી, તેને નીચા નમીને વંદન કરવું, એ તમારું કર્તવ્ય છે.

૧૩. જેના સંબંધમાં સ્થિતિ અને ગતિ બેઉ એક સમાન છે, એ સત્પુરુષ છે.

૧૪. ઈશ્વરના મહિમાની ચર્ચા કરવામાં નિત્ય અનુરાગ હોવો એ ઈશ્વરપ્રેમનું લક્ષણુ છે.

૧૫. અનેક સાધનાઓ કર્યાથી અને બાહ્ય આચરણુમાં અનેક પ્રકારના નીતિનિયમોનું પાલન કર્યાથી તથા પોતાના ચારિત્ર્યનું

સંશોધન કર્યાથી અંતઃકરણમાં ઈશ્વરની કરુણાનો પ્રકાશ પ્રાપ્ત થાય છે, તેના વડે તેનું અંતઃકરણ ઉદાર થઈ જાય છે; બુદ્ધિ અને લાગણીઓ વધારે વિશુદ્ધ થાય છે અને તેનું જીવન તત્ત્વજ્ઞાનની સુંદર વિશાળ ભૂમિ તરફ જઇ પહોંચે છે, જેથી કરીને તે સુખનો ભોક્તા થઇ જાય છે. આવી અવસ્થાએ પહોંચ્યા પછી તે પોતાના એકાંતવાસમાંથી બહાર નીકળીને વ્યાખ્યાનો આપવા લાગે છે, લોકોમાં ધર્મનો પ્રચાર કરે છે, તેથી કરીને લોકો તેના કથન ઉપર શ્રદ્ધા કરે છે અને તેણે દર્શાવેલી આધ્યાત્મિક મુક્તિને માટે તેનું સન્માન કરે છે અને સૌમાં તેને શ્રેષ્ઠ પદે બેસાડી દે છે. આ વખતે જો સંસાર તેને ભુલાવામાં નાખવાનો પ્રયત્ન કરે, તો એક વાઘની જેમ છલંગ મારીને તે સંસારની ગર્દન ઉપર ચડી બેસે છે. પૂર્વે કરેલી સાધનાઓમાં જે માધુર્યનો તે અનુભવ કરે છે, તેની અંદર ડૂબી જઇને તે સુખી થઇ જાય છે. જેમ કોઇ માછીમારની જાળમાંથી નાસી છૂટેલી માછલી નદીના એવા ઊંડા પાણીમાં ડૂબકી મારીને સંતાઈ જાય છે કે, પછી તેને કોઇ જાળમાં કેદ કરી શકતું નથી; તેમ જેનું જીવન મહિમાવાન પરમાત્મદેવના વિશાળ મેદાન ઉપર જઈ પહોંચે છે, તે પાર્થિવ જાળમાં બંધાઇ શકતોજ નથી. તે પ્રથમ બદ્ધ અવસ્થામાં હતો, તેને બદલે હવે તે મુક્ત અને આનંદિત થઇ ગયો છે અને જેણે પોતાને કેદ કરવાનું સાંકડા માનવોનું પાંજરું બનાવ્યું હતું, તે હવે ઉદાર મહિમાવાન પરમાત્મદેવની સહાયતાવડે વિમુક્ત બનીને ઊભો રહે છે.





# २९–महातपस्वी अबदुल्ला (मुबारकना पुत्र)

મહાતપસ્વી અબ્દુલ્લા તપસ્વીઓમાં શિરોમણિ ગણાતા હતા. તેમનું પાંડિત્ય અતિ ગંભીર હતું અને ધર્મશાસ્ત્રમાં તેમની વિશેષ પારદર્શિતા હતી, તે જોઇને લોકોએ તેમને "શાહલુ-શાહે ઉલ્મા" અર્થાત્ પંડિતસમાજના સમ્રાટ એવી પદવી આપી હતી. તેમના રચેલા અનેક ગ્રંથો પ્રસિદ્ધ છે. વિદ્વાન તરીકે જેવા પોતે આદર્શ હતા, તેવાજ એક યોદ્ધા તરીકે પણ આદર્શ હતા. તેમણે નાસ્તિકો સાથે ઘણાં ધર્મયુદ્ધો કર્યાં હતાં અને તેમાં તેમણે સર્વને પરાજિત કર્યા હતા. તેમનું રહેઠાણ મર્વ નામના એક નગરમાં હતું. તેઓ સૌને પ્રિય હતા. તે અનેક સાધુ–મહાત્માઓના સંસર્ગમાં આવ્યા હતા. તેમના ધર્મજીવનનો પ્રારંભ નીચે જણાવેલા પ્રસંગદ્વારા થયો હતો.

યૌવનાવસ્થામાં અબ્દુલ્લા એક ખૂબસૂરત સ્ત્રી ઉપર અત્યંત આસક્ત થઇ પડ્યા હતા. તેમને ઊપજેલા મોહને લીધે તેમનું જ્ઞાન, તેમનું ધૈર્ય, એ બધાજ ગુણો દબાઇ ગયા. એક વાર શિયાળાની રાતે સમી સાંજથી તે બીજા દિવસના સૂર્યોદય સુધી તે સ્ત્રીના ઘરની ભીંતને અઢેલી તે ક્યારે બહાર નીકળે તેની વાટ જોતા પોતે ઊભા રહ્યા. આખી રાત બરફ વરસ્યાજ કર્યો. સવાર થવા આવ્યું ત્યારે દિવસની સૌથી ×પહેલી નમાજની આજાનનો ધ્વનિ જ્યારે તેમને કાને પડ્યો, ત્યારે તે મનમાં એવું સમજ્યા કે, આ આજાન તો રાત્રે સૂતાં પહેલાં પઢવાની નમાજની હશે; પણ જ્યારે થોડી વાર પછી સૂર્યોદય થવા આવ્યો

× મુસલમાનો દિવસમાં પાંચ વાર નમાજ પઢે છે. દરેક નમાજનો વખત મુકરર કરી રાખેલો છે. તે દરેક વખતે મસ્જિદના ઊંચા ભાગ ઉપર ઊભો રહીને એક જણ "અલ્લાહ હો અકબર" ઇત્યાદિ મોટે અવાજે બોલીને સૌને નમાજ પઢવાની ખબર આપે છે તેને આજાન કહે છે. —સેવાનંદ

અને ચારે બાજુએ અજવાળું અજવાળું થઇ ગયું, ત્યારે તેમને ભાન આવ્યું. હવે તે સમજી ગયા કે, "તે સ્ત્રીના વિચારમાં હું એવો તન્મય બની ગયો હતો કે, તેની વાટ જોતાં જોતાં આખી રાત નીકળી ગઇ તેનું મને ભાનજ રહ્યું નહિ." હવે તેઓ પોતાની જાતને ખૂબ ઠપકો આપવા લાગ્યા અને બોલ્યાઃ "અલ્યા મુબારકના પુત્ર! તેં આવી ઉત્તમ રાત્રિ ફક્ત ઇન્દ્રિયસુખની આકાંક્ષામાંજ ઊભાં ઊભાં પસાર કરી નાખી એ થોડી શરમની વાત છે? એક સ્ત્રીના વિચાર કરવામાં તું જેવી રીતે ઊભો રહ્યો, તેને બદલે તું જો નમાજ પઢવાને સારુ ઊભો થઇ રહ્યો હોત, અથવા કુરાનના કોઇ મોટા અધ્યાયનું પારાયણ કરવામાં તેં રાત્રિ વ્યતીત કરી હોત, તો તું ધર્મભાવ વડે ઉન્મત્ત ન બની ગયો હોત? ધિક્કાર છે તને!" આ પ્રમાણે બોલતાં બોલતાં તો તેમના હૃદયમાં પશ્ચાત્તાપનો ભડકો સળગી ઊઠયો અને આજ પછી "ઇન્દ્રિયના વેગને કદી પણ તાબે થઇશ નહિ." એવી દૃઢ પ્રતિજ્ઞા કરીને પોતે સાધન–ભજન કરવા મંડી ગયા. તપશ્ચર્યાના પ્રભાવ વડે તેમણે અલૌકિક ઉન્નત જીવનની પ્રાપ્તિ કરી લીધી. પોતાની સાધનાનો કાળ પૂરો થયા પછી તેઓ મર્વ શહેર છોડીને દેશ-પર્યટન કરવા નીકળી પડયા. પ્રથમ થોડો સમય તેમણે બગદાદ શહેરના સૂફી મહાત્માઓના સહવાસમાં ગાળ્યો. ત્યાર પછી મક્કાની યાત્રાએ ગયા અને ત્યાં થોડો વખત રહ્યા. ત્યાંથી પાછા મર્વ આવી પહોંચ્યા, ત્યારે મર્વ શહેરના વતનીઓએ તેમને ઘણાજ પ્રેમથી આવકાર આપ્યો. તે વખતે શહેરમાં બે પક્ષ પડી ગયા હતા, એક પક્ષ શેરિયત (મુસલમાનોની સ્મૃતિ)નું અનુસરણ કરતો હતો અને બીજો પક્ષ હદિસ (મુસલમાનોનું પુરાણ)નું અનુસરણ કરીને પોતાના મતનો ફેલાવો કરવાનો આગ્રહ રાખતો હતો. બેઉ પક્ષની વચ્ચે ખૂબ સદ્ભાવ હતો. બેઉ સંપ્રદાયોના નેતાનું સ્થાન અબદુલ્લાએ લીધું. તેમણે મર્વ શહેરમાં બેઉ સંપ્રદાયના લોકોને સારુ બે જુદાં જુદાં મુસાફરખાનાં બંધાવી આપ્યાં હતાં. મર્વમાં કેટલોક સમય વ્યતીત કર્યા પછી પોતે હેજાજ શહેરમાં રહેવા ગયા હતા.

તેમણે એક વરસ મક્કા તીર્થનું દર્શન કરવામાં, એક વરસ ધર્મયુદ્ધ કરવામાં અને એક વરસ વેપારરોજગાર કરવામાં વિતાડયું. વેપારમાં જે નફો થતો તે બધો તે પોતાના ધર્મબંધુઓમાં સરખે ભાગે વહેંચી દેતા, ગરીબ ફકીરોને ખોબો ફૂળ

ખવડાવતા. જે ફકીર જેટલાં ખોમાં ખાઇ શકે તેને તેટલા પૈસાની દક્ષિણા આપતા.

એક વાર કોઇ નઠારા આચરણવાળો માણસ તેમની સાથે રહેવા આવ્યો હતો. તે જ્યારે તેમનો સહવાસ છોડીને ચાલતો થયો, ત્યારે અબ્દુલ્લા ખૂબ રડયા. કોઇએ તેમને રડવાનું કારણ પૂછ્યું, ત્યારે તેમણે કહ્યું: "એ અભાગિયો એનું નઠારું ચારિત્ર્ય જેવું હતું તેવું ને તેવુંજ લઇને ગયો તે દુઃખથી હું રડું છું."

એક વાર અબ્દુલ્લા ઊંટ ઉપર સવાર થઇને રણમાં મુસાફરી કરવા નીકળ્યા હતા. રસ્તે જતાં તેમને એક ફકીરનો સંગાથ થયો. તેમણે તે ફકીરને કહ્યું: "હું તો ધનવાન છું, તેથી મને નોતરું મળ્યું છે; તું વગર નોતરે ક્યાં જાય છે?" ફકીર બોલ્યો: "નોતરું દેનાર જો દિલનો દયાળુ હશે, તો વગર નોતરે આવેલા પરોણા તરફ વધારે લક્ષ આપશે. જો તમને તે પોતાના ઘરની અંદર તેડી જશે, તો મને તો તે પોતાની પાસેજ બેસાડી દેશે." અબ્દુલ્લાએ તેને કહ્યું: "જેણે મને નોતરું દીધું છે તેણે તો મારી પાસે ઉધાર રૂપિયા માગ્યા છે." ફકીર બોલ્યો: "તેણે તમારી પાસે ઉધાર નાણું માગ્યું હશે, તે મારા જેવાને સારુજ માગ્યું હશે." ફકીરના આવા રોકડા જવાબ સાંભળીને અબ્દુલ્લા લજ્જિત થઇ ગયા અને બોલ્યા: "ફકીર તું ખરુંજ કહે છે."

મહર્ષિ અબ્દુલ્લાનો વિષયો પ્રતિ વૈરાગ્ય ઊંચામાં ઊંચી કોટિનો હતો. એક દહાડો પોતે ઘોડા ઉપર સવાર થઇને કહીં જતા હશે. રસ્તે જતાં નમાજ પઢવાનો વખત થયો એટલે ઘોડા ઉપરથી ઊતરીને પોતે નમાજ પઢવા લાગ્યા. ઘોડો છૂટો હતો તેથી તે કોઇના ધાનના ખેતરમાં પેસીને તેના ખેતરનો પાક ખરાબ કરવા લાગ્યો. અબ્દુલ્લાએ જ્યારે એ દીઠું, ત્યારે તેમણે તે ઘોડાને ત્યાંનો ત્યાંજ પડતો મૂક્યો અને પોતાને જ્યાં જવું હતું ત્યાં પગે ચાલતા ગયા. ઘોડો સાધારણ કિંમતનો ન હતો.

તેમનું નૈતિકબળ પણ ઘણું અસાધારણ હતું. એક વાર પોતે શામદેશમાંથી કોઇની કલમ લઇ આવ્યા હતા, પણ તે પાછી મોકલવાનું તેમનાથી ભૂલી જવાયું. જ્યારે તેમને સાંભર્યું ત્યારે એક કલમ પાછી આપવાને સારુ મર્વથી શામ સુધી પાછા ગયા અને તે માણસને તેની કલમ પાછી આપી આવ્યા.

એકવાર અબદુલ્લા મક્કામાં પોતાનું તીર્થકૃત્ય પૂરું કર્યા પછી મક્કાના મંદિરની એક બાજુએ સૂઇ રહ્યા હતા. તે વખતે તેમને સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં તેમણે બે ફિરસ્તાઓને સ્વર્ગમાંથી નીચે ઊતરતા દીઠા. એક ફિરસ્તો બીજાને પૂછવા લાગ્યો કે, "આ વરસે કેટલા જણુ મક્કાની યાત્રાએ આવ્યા?" તેણે કહ્યું: "બધા મળીને છ લાખ." પહેલા ફિરસ્તાએ ફરીથી પ્રશ્ન કર્યો: "ત્યારે એ બધામાંથી કેટલા જણુની તીર્થયાત્રાને ઇશ્વરે મંજૂર કરી?" બીજા ફિરેસ્તાએ જવાબ દીધો: "એ છ લાખમાંથી કોઇની પણુ યાત્રા સફળ થઇ નથી." અબદુલ્લા કહે છે કે, "આ સંવાદ સાંભળીને મને ઘણુંજ દુ:ખ થયું અને હું બોલી ઊઠ્યો, "હાય! દૂર દૂરના દેશેદેશથી આટલા બધા યાત્રાળુઓ નાના પ્રકારનાં દુ:ખ, કષ્ટ અને પરિશ્રમ સહન કરીને, લાંબો રસ્તો ઓળંગીને અને પહાડ-પર્વત, જંગલ તથા રણુમાં થઇને મક્કાની યાત્રા કરવા આવ્યા અને તેમનો પરિશ્રમ, તેમણે વેઠેલાં કષ્ટ શું વ્યર્થજ ગયાં?" ત્યારપછી પહેલો ફિરસ્તો બોલ્યો: "દમસ્ક શહેરમાં એક મોચી રહે છે, તેનું નામ અલીઅલ્ મઉફ્ફ્ છે. તે મક્કાની યાત્રાએ આવી શક્યો નથી, તોપણુ તેને મક્કાનું દર્શન કર્યાનું અને તીર્થક્રિયા કર્યાનું બધું ફળ ઘેર બેઠાં મળી ગયું છે." આ સાંભળીને હું સ્વપ્નમાંથી જાગી ઊઠ્યો. પછી મને થયું કે ચાલ, હું દમસ્ક જાઉં અને તે માણુસનું દર્શન કરી આવું. મેં તો ત્યાંથી ઊઠીને દમસ્ક શહેરનો રસ્તો લીધો. ત્યાં જઇ પહોંચ્યા પછી ખોળતો ખોળતો અલીઅલ્ મઉફ્ફ્ને ઘેર જઇ પહોંચ્યો. મારો અવાજ સાંભળીને એક જણુ બહાર આવ્યો. મેં તેનું નામ પૂછ્યું, ત્યારે તેણે કહ્યું: "હુંજ અલીઅલ્ મઉફ્ફ્." મેં પૂછ્યું: "તમે શો ધંધો કરો છો?" તેણે કહ્યું: "હું જોડા સીવું છું." મેં કહ્યું: "મારે તમને કાંઇ ખાસ વાત કહેવી છે." તેણે કહ્યું કે, "ભલે કહો." ત્યારપછી મારા સ્વપ્નનું બધું વૃત્તાંત મેં તેને કહી સંભળાવ્યું. તેણે મારું નામ પૂછ્યું, ત્યારે મેં તેને મારું નામ કહ્યું, તે સાંભળીને તે તો એક મોટી ચીસ પાડીને બેશુદ્ધ બનીને પડી ગયો. થોડી વાર પછી જ્યારે તેને ભાન આવ્યું, ત્યારે મેં તેને કહ્યું: "હવે મને તમારા કામનો બધો હેવાલ વિગતવાર કહો." તે બોલ્યો: "આજકાલ કરતાં ત્રીસ ત્રીસ વરસથી હું મક્કાની હજ કરવાની મનમાં ઇચ્છા રાખું છું. જોડા સીવવામાંથી થોડા થોડા કરીને મેં વાટખરચીને જોઇતા પૈસા એકઠા કર્યા અને આ વરસે હું હજ કરવા

તૈયાર થયો. મારી સ્ત્રી ગર્ભિણી છે. એક દિવસ મારા પાડોશીના ઘરમાં કાંઇ રંધાતું હતું તેની મારી સ્ત્રીને વાસ આવી અને તે ખાવાનો તેને ભાવ થઇ આવ્યો. તેણે મને કહ્યું કે, 'ગમે તેમ કરીને તમે એ પાડોશીને ઘેર જાઓ અને તેના ઘરમાં જે રંધાયું છે, તેમાંથી થોડું મારે સારુ માગી લાવો.' તેના કહેવાથી હું ખાવાનું માગવા મારા પાડોશીને ઘેર ગયો ત્યારે તે બોલ્યોઃ 'સાત દિવસથી મારા ઘરનાં બધાં–નાનાં નાનાં છોકરાં સુધ્ધાં–સાવ ભૂખ્યાંજ હતાં, તેથી આખરે લાચાર થઇને હું એક મરી ગયેલા ગધેડાનું માંસ કાપી લાવ્યો છું અને તે આજે મારા ઘરમાં રંધાય છે. ગધેડાના માંસને શાસ્ત્રમાં હરામ (નિષિદ્ધ) માંસમાં ગણ્યું છે, માટે તે તમને અપાય એવું નથી.' મારા પાડોશીના મોઢાની આ વાત સાંભળીને મારા હૈયામાં તો આગનો ભડકો સળગી ઊઠ્યો. મેં ઘરમાં જઇને મક્કાની યાત્રાને સારુ ભેગા કરી રાખેલા બધાજ રૂપિયા મારા પાડોશીને આપી દીધા અને તેને કહ્યુંઃ 'મારે મક્કા જવું હતું, તેની વાટખરચીને સારુ મેં આ નાણું એકઠું કરી રાખ્યું હતું. આમાંથી તમે ખાઓપીઓ અને છોકરાંને સારુ નવા લૂંગડાં સીવડાવો. બસ, આજ મારી મક્કાની યાત્રા.' મારું તીર્થદર્શન અહીંજ થઇ ગયું." આ વૃત્તાંત સાંભળીને અબ્દુલ્લાએ કહ્યું: "ત્યારે ફિરસ્તાઓની જે વાતચીત મેં સ્વપ્નમાં સાંભળી હતી તે સાચી નીકળી."

મહર્ષિ અબ્દુલ્લાના ઘરમાં એક ગુલામ હતો. એક જણે તેમની આગળ તેને વિષે એવી ફરિયાદ કરી કે, રાતને વખતે કબ્રસ્તાનમાં જઇને તે કબરો ખોદે છે અને લોકોનાં મુડદાં ઉપર ઓઢાડેલું કપડું કાઢી લે છે. આ વાત સાંભળીને મહર્ષિ અબદુલ્લાને ઘણું ખોટું લાગ્યું. આ ફરિયાદમાં કેટલું સત્ય છે તે જાણવા સારુ પોતે રાતને વખતે છાનામાના તે ગુલામની પાછળ પાછળ કબ્રસ્તાન સુધી ગયા અને તે શું કરે છે તેની તપાસ કરવા લાગ્યા. તે ગુલામે કબ્રસ્તાનમાં જઇને એક કબરનું ઢાંકણુ ઉઘાડ્યું અને પછી તે કબરના બાકોરા આગળ બેસીને ઉપાસના કરવા લાગ્યો. અબદુલ્લાએ આઘે રહ્યા રહ્યા આ બધું જોઇ લીધું. ત્યાર પછી પોતે તે ગુલામની નજીક ગયા, ત્યારે તેમણે દીઠું કે, તે તો સંન્યાસીના જેવાં વસ્ત્ર ધારણ કરીને અતિશય દીનતા સહિત જમીન સાથે પોતાનું મોઢું ઘસતો હતો અને ઈશ્વરની કાકલૂદી કરતો હતો. તેની પ્રાર્થનામાં સચ્ચાઇ હતી અને તેના અંતરનો

ઊંડો આવેગ હતો. આ બધું જોઇને અબદુલ્લા ધીરે ધીરે ત્યાંથી પાછા ફર્યા અને એક જગ્યાએ બેસીને ખૂબ રડી લઇને તેમણે પોતાના હૈયાનો ભાર ખાલી કર્યો. ઉપર કહ્યા મુજબ આખી રાત ઉપાસનામાં વ્યતીત કર્યા પછી જ્યારે સવાર થવા આવ્યું, ત્યારે તે ગુલામે કબરનું ઢાંકણુ ઢાંકી દીધું અને ત્યાંથી ઊઠીને એક મસ્જિદમાં ગયો અને ત્યાં તેણે પોતાની સવારની નમાજ પઢી લીધી. આ ઉપરાંત તે ગુલામના સંબંધમાં બીજી પણ કેટલીએક આશ્ચર્યકારક બિનાઓ અબદુલ્લાના જોવામાં આવી. આ બધું જોયા અને જાણ્યા પછી તેમનાથી સ્થિર બેસી રહેવાયું નહિ. તેમણે તે ગુલામને પોતાની પાસે બોલાવ્યો અને તેનું માથું પોતાના ખોળામાં મૂકીને અને તેને એક પ્રેમનું ચુંબન દઇને કહ્યું: “ તારા જેવા એક ગુલામના ઉપર તેના માલિકે પોતાનાં તન, મન, ધન ઓવારી દેવાં જોઇએ. તું મારો ગુલામ અને હું તારો માલિક થાઉં, તેના કરતાં હું તારો ગુલામ અને તું મારો માલિક થાય, તે વધારે યોગ્ય છે.” આ સાંભળીને તે ગુલામ બોલી ઊઠ્યો: “ અયે ખુદા! મારા ઉપરનું આવરણ છિન્નભિન્ન થઇ ગયું છે, મારું બધું રહસ્ય ઉઘાડું પડી ગયું છે, હવે આ દુનિયામાં હું શાંતિપૂર્વક જીવી શકનાર નથી. હે પ્રભો! મને હવે વધારે વાર જીવતો રાખીને વિપત્તિમાં નાખશો નહિ. મને આ દુનિયામાંથી ઉપાડી લો.” દંતકથા એવી છે કે, તે ગુલામે અબદુલ્લાના ખોળામાં માથું રાખીનેજ ત્યાંનો ત્યાં પોતાનો પ્રાણ છોડી દીધો. અબદુલ્લાએ તેને એનાં એજ વસ્ત્રમાં ઉપરોક્ત કબરમાં દટાવી દીધો.

અબદુલ્લા એક વાર ધર્મયુદ્ધ કરવા ગયા હતા. એક વિધર્મી સાથે તેમણે દ્વંદ્વયુદ્ધ કરવા માંડયું, લડતાં લડતાં નમાજ પઢવાનો વખત થયો, ત્યારે તેમણે તે વિધર્મીને કહીને નમાજ પઢવાની રજા માગી અને પોતે નમાજ પઢી લીધી. પાછું યુદ્ધ શરૂ થયું. આગળ જતાં તે વિધર્મીનો પૂજા કરવાનો વખત થયો, ત્યારે તે અબદુલ્લાની રજા લઇને પોતાની મૂર્તિની પૂજા કરવા બેઠો. આ વખતે અબદુલ્લાના મનમાં એવો વિચાર આવ્યો કે, તે વિધર્મીની ઉપર વિજય મેળવવાનો આ સારામાં સારો લાગ છે. આવો મનસૂબો કરીને તે જેવા હાથમાં તલવાર લઇને તેનું માથું કાપી નાખવા જાય છે, તેવોજ તેમણે એક ગેબી અવાજ સાંભળ્યો કે, “ અબદુલ્લા! સત્યનું પાલન કર. તેં સત્યનું પાલન કર્યું છે કે નહિ તેનો એક દિવસ તને સવાલ પૂછવામાં આવશે.” આ અવાજ

સાંભળીને અબ્દુલ્લાની આંખમાંથી આંસુ નીકળી પડચાં.

× × × ×

એક વાર કડકડતી ઠંડીમાં અબ્દુલ્લા નેશાપુર શહેરના બજારમાં થઇને જતા હતા, ત્યાં તેમણે એક ગુલામને દીઠો. તેની પાસે પૂરતાં કપડાં ન હતાં, શરીર ઢાંકવાને સારુ એક ચાદરજ હતી અને તેથી તે ઠૂંઠવાઈ મરતો હતો. તેને અબ્દુલ્લાએ કહ્યું: "તારે માટે એક ઝભ્ભો લેવાનું તું તારા માલિકને શા માટે કહેતો નથી?" તે ગુલામ બોલ્યો: "મારે તેને કહેવાની શી જરૂર? તે પોતે બધું જુએ છે અને જાણે છે." આ જવાબ સાંભળીને અબ્દુલ્લા ભક્તિરસના આનંદથી વિહ્વળ બની ગયા, તેમના મુખમાંથી એક ઉચ્ચ ધ્વનિ નીકળી ગયો અને તે બોલી ઊઠયા: "આ ગુલામની પાસેથી ધર્મનો ઉપદેશ લેવો જોઇએ."

એક વાર મહર્ષિ અબ્દુલ્લા અમુક પ્રકારની મુસીબતમાં આવી પડ્યા હતા. ઘણા લોકો સહાનુભૂતિ દર્શાવવા તેમની પાસે આવીને બેઠા હતા. તેમાં એક અગ્નિપૂજક પણ હતો, તે બોલ્યો: "પોતાના ઉપર વિપત્તિ આવી પડે ત્યારે મૂર્ખ લોકો ત્રણ દિવસ પછી તેનો ઉપાય કરવા માંડે છે; જ્ઞાની તો પહેલે દિવસથીજ તેનો ઉપાય કરવા માંડે છે." આ સાંભળીને અબ્દુલ્લા બોલ્યા: "આ ઉપદેશ લખી લેવા જેવો છે, એમાં સુંદર જ્ઞાન રહેલું છે."

એક માણસ અબ્દુલ્લાની પાસે આવીને કહેવા લાગ્યો કે, "મને કાંઇક ઉપદેશ દો." તેમણે કહ્યું: "ઈશ્વર ઉપર સદાય દૃષ્ટિ રાખો." પેલાએ કહ્યું: "એનો મર્મ સ્પષ્ટ કરીને સમજાવો." ત્યારે અબ્દુલ્લા બોલ્યા: "જાણે ઈશ્વર આપણને જોયાજ કરે છે એવો વિચાર હમેશાં મનમાં રાખતા રહીને જીવવું."

અબ્દુલ્લાએ પોતાની હયાતીમાંજ પોતાની બધી સંપત્તિ ગરીબોમાં વહેંચી દીધી હતી. ત્યાર પછી એક જણ તેમને ઘેર અતિથિ થઇને આવ્યો, તેના આતિથ્ય-સત્કારમાં વળી જે કાંઇ થોડુંક પોતાની પાસે રહ્યું હતું તે ખરચી નાખ્યું. તેમની સ્ત્રીએ આ બાબત જરા કંકાસ કરવા માંડયો, તે ઉપરથી અબ્દુલ્લા બોલ્યા: "જે સ્ત્રી મારી સાથે કજિયો કરવા તૈયાર થઇ જાય, તેને ઘરમાં રાખવીજ ન જોઇએ." તેમણે પંચની આગળ જઇને બધી વાત સમજાવી અને તે સ્ત્રીને ફારગતી લખી આપીને તેની સાથે છૂટાછેડા કરી નાખ્યા. ત્યાર પછી દૈવયોગે એવું બન્યું કે, કોઇ ધનવાન મુસલમાનની છોકરી અબ્દુલ્લાનો ઉપદેશ સાંભળવા

સભામાં બેઠી હતી. તે તેમનો ઉપદેશ સાંભળીને તેમના ઉપર મોહિત થઇ ગઇ. તેણે ઘેર જઇને પોતાના બાપને વાત કરી કે, "મને અબદુલ્લાની સાથે પરણાવી દો." તે માણસે પચાસ હજાર રૂપિયા પહેરામણીમાં આપીને પોતાની દીકરીને અબદુલ્લાની સાથે પરણાવી દીધી. લગ્ન પછી એક વાર સ્વપ્નમાં અબદુલ્લાએ એવો અવાજ સાંભળ્યો કે, "મારે ખાતર તેં એક સ્ત્રીનો ત્યાગ કર્યો તેનો મેં તને કેવો બદલો આપ્યો તે જોઇ લે. તું એટલું યાદ રાખજે કે, મારી સેવા કરનારને કદી ખોટમાં ઊતરવું પડતુંજ નથી."

મહર્ષિ અબદુલ્લાએ પોતાની તમામ સંપત્તિ સાધુસંતોને દાનમાં આપી દીધી. તે વખતે તેમના એક શિષ્યે કહ્યું: "ભગવન્! આપને ત્રણ દીકરીઓ છે, તેમને પડી મૂકીને આપ આ દુનિયા છોડીને મહાપ્રસ્થાન કરો છો, ત્યારે છોકરીઓને પણ થોડુંક આપી જાઓ તો કેવું સારું? છોકરીઓ બિચારી શું કરશે?" અબદુલ્લાએ જવાબ દીધો: "સાધુઓને સહાયતા દેનાર ખુદા છે." પછી કુરાનનું એક વચન બોલી બતાવીને તેમણે ઉમેર્યું: "કોઇનો ભાગ્યવિધાતા અબદુલ્લા થાય તે કરતાં તેનો ભાગ્યવિધાતા ખુદાજ બની જાય એમાં તેનું વધારે કલ્યાણ છે." પ્રાણત્યાગ કરતી વખતે તેમણે ઉઘાડી આંખે હસતાં હસતાં એકબે ધર્મની વાતો કહી અને તેમ કરતાં કરતાંજ તેમણે આ દુનિયાની વિદાય લીધી.

## ઉપદેશવચન

૧. ઈશ્વરના ધ્યાનદ્વારા શાંતિ પ્રાપ્ત કરવી અને દીનતાને માટે રુચિ રાખવી એનુંજ નામ વૈરાગ્ય.

૨. જે વ્યક્તિ (ઈશ્વરના) દાસત્વરૂપી અન્નનો સ્વાદ લેતો નથી, તેને સ્વાદ લેવાની શક્તિજ હોતી નથી.

૩. જેઓ સંસારમાં ઊંચી પદવી ભોગવે છે, તેમણે પોતાની જાતને બહુ અધમ માનવી એજ તેમને માટે હિતકર છે.

૪. પ્રશ્નઃ—સંસારના ભિખારીઓ તો આવા છે, ઈશ્વરના ભિક્ષુક કેવા હોય? ઉત્તરઃ—ઈશ્વરપ્રેમીઓનાં મન કદી સ્થિર રહેતાંજ નથી અર્થાત્ તેઓ હમેશાં પ્રાર્થના કરતાંજ રહે છે. જે માણસ ઊભો થાય છે, તે પોતાની સ્થિતિ બતાવી દે છે.

૫. પ્રશ્નઃ—ઈશ્વરની પાસે જવાનો રસ્તો કેટલો દૂર છે અને કેવો છે? ઉત્તરઃ—જો એક વાર ઈશ્વરને ઓળખો, તો રસ્તો તો તેમની અંદરથીજ મળી આવશે.



# ૩૦—महातपस्वी अबु हेफज खुरासानी

મહાતપસ્વી અબુ હેફ્જ ભજનસાધનમાં, ઉત્સાહીપણામાં અને સ્વભાવની સરળતામાં સર્વશ્રેષ્ઠ હતા. તેઓ દૃઢ, સત્યપ્રતિજ્ઞ, પ્રેમોન્મત્ત અને ખુલ્લા–નિષ્કપટ હૃદયવાળા સાધુ તરીકે સર્વત્ર ઓળખાતા હતા. શાસ્ત્રાધ્યયન અને અધ્યાપનમાં તેઓ આદર્શ ગણાતા હતા. અબુ ઉસ્માન હયરિ તેમના ગુરુ હતા. સંતશિરોમણિ શાહશુજા કેર્માન દેશથી તેમનું દર્શન કરવાને આવ્યા હતા અને તેમને પોતાની સાથે લઇને બગદાદવાસી મહાત્માઓનાં દર્શને ગયા હતા. અબુ હેફ્જ ખુરાસાન દેશના હતા. તેમના જીવનમાં પરિવર્તન કરનાર પ્રસંગ નીચે મુજબ બન્યો હતો:—

જુવાનીમાં તેમનું ચારિત્ર્ય અતિશય ખરાબ હતું. એક વાર તે અમુક યુવતીના ઉપર અત્યંત આસક્ત થઇ ગયા. તે સ્ત્રીને પોતાના તરફ આકૃષ્ટ કરવાને સારુ તેમણે અનેક ઉપાય કરી જોયા, પણ તેમાં ન ફાવવાથી ગાંડા જેવા બની ગયા. એવામાં કોઇએ તેમને એવી સલાહ આપી કે, "નેશાપુરનો એક યહૂદી મંત્રતંત્ર કરી જાણે છે, તેની પાસે તમે જાઓ; તે પોતાના મંત્રના બળથી તમારી ઇચ્છા પૂર્ણ કરાવી દેશે." આ સાંભળીને અબુ હેફ્જ તે યહૂદીની પાસે ગયા, તેને બધી વાતથી જાણીતો કર્યો અને તેની મદદને માટે વિનંતિ કરી. તે યહૂદી બોલ્યો: "હું તમને એક નિયમ બતાવું, તેનું જો તમે સંપૂર્ણ રીતે પાલન કરશો તો તમારા મનની મુરાદ પૂરી થશે. તે નિયમ એવો છે કે, ચાળીશ દહાડા સુધી તમારા મનમાં કોઈ પણ સદ્વિચારને આવવા દેવો નહિ. ધર્મ, કર્મ, ઉપાસના એવું કોઇ પણ શુભ કૃત્ય કરવું નહિ. આટલો નિયમ પાળવાને તમે જો તૈયાર હો, તો હું મારા મંત્રપ્રયોગ વડે તમારા મનના મનોરથ પૂર્ણ કરાવી દઉં." અબુ હેફ્જ તેમ કરવા કબૂલ થઇ ગયા.

ચાળીશ દિવસ સુધી તેમણે તે યહૂદીના કહ્યા મુજબ કર્યું,

તોપણ તે સ્ત્રી તો તેમના હાથમાં આવી નહિ, ત્યારે તે ફરી પાછા પેલા યહૂદીની પાસે ગયા. તેણે કહ્યું કે, "મેં તો મારા મંત્રપ્રયોગનું બધુંજ બળ અજમાવ્યું હતું, પણ તમને સફળતા ન મળી તેનું કાંઇક કારણ હોવું જોઇએ. મારી મંત્રવિદ્યા કદી નિષ્ફળ જાયજ નહિ. તમે આ ચાળીશ દિવસની અંદર જરૂર કોઇ ને કોઇ પુણ્યનું કામ કર્યું હોવું જોઇએ. મન ઠેકાણે રાખીને સંભારી કાઢો." અબુ હેફ્જે કહ્યું કે, "છેલ્લા ચાળીશ દિવસમાં મેં જરા પણ ધર્મકર્મ કર્યું નથી; કશું પુણ્યકૃત્ય પણ કર્યું નથી; પણ એક દહાડો હું રસ્તે થઇને જતો હતો, ત્યારે રસ્તામાં એક પથ્થર પડેલો જોઇને મને એવું થયું કે કોઇને ઠોકર વાગશે તો તેને દુઃખ થશે, એમ સમજીને મેં તે પથ્થરને ઊંચકીને એક બાજુએ મૂકી દીધો. આટલું એકજ શુભ કર્મ મારાથી થઇ ગયું છે.*" યહૂદી બોલ્યો: "પ્રભુના ઉપર હવે વધારે જુલમ કરતા નહિ. જુઓ, તમે ચાળીશ દહાડા સુધી તેના હુકમનું અપમાન કર્યું, તોપણ તમારા ઉપર તેની કેટલી દયા છે તે તો જુઓ! તમે એકજ સત્કર્મ કર્યું અને તેટલાનો પણ તેણે તમને પૂરો બદલો આપ્યો. તમે એક નહિ જેવું પરોપકારનું કામ કર્યું અને તેના બદલામાં તેણે તમને મહાપાપમાં પડતા ઉગારી લીધા." તે યહૂદીના આ શબ્દોએ અબુ હેફ્જના હૃદયમાં પશ્ચાત્તાપનો ભડકો સળગાવી દીધો 'આજથી હું દુષ્કર્મ નહિજ કરું' એવો તેમણે દૃઢ સંકલ્પ ઘડ્યો. તેજ દિવસથી તેમના જીવનનો પ્રવાહ પાપકર્મની ઝાડીમાંથી નીકળીને સ્વર્ગ તરફ વહેતો થઇ ગયો.

અબુ હેફ્જ લુહારનો ધંધો કરતા હતા; તે વ્યવસાય તેમણે ધર્મને રસ્તે વળ્યા પછી પણ ચાલુ રાખ્યો. દરરોજ આખો દિવસ પોતે લુહારી કામ કરતા અને રોજના જે ત્રણ રૂપિયા કમાતા તે ગરીબ દીનદુઃખી લોકોમાં વહેંચી દેતા; ગરીબ, અસહાય, વિધવાઓના ઘરમાં કોઈ જાણે નહિ એમ છૂપી રીતે રૂપિયા મૂકી આવતા. પોતે આ પ્રમાણે નિત્ય દાન કરે છે, તેની કોઇને જાણ થવા દેતા નહિ. તે આખો દિવસ રોજા પાળતા અને સાંજની નમાજ પઢ્યા પછી પોતાના પેટને સારુ ભિક્ષા માગવા નીકળી પડતા અને ભિક્ષામાં જે કાંઇ સામાન્ય ખોરાક મળી આવતો,

* ગીતાજીમાં પણ કહ્યું છે કે:—

स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्।

તેટલો ખાઇ લઇને નિર્વાહ કરતા. આવી રીતે તેમના ઘણા દિવસ વ્યતીત થયા પછી એક દિવસ એવું બન્યું કે, એક વાર તે પોતાની દુકાનમાં બેઠા બેઠા લોઢું ઘડતા હતા, એવામાં કોઈ આંધળો ફકીર, એકાદ ગંભીર ભાવથી ભરેલું ભજન મધુર સ્વરે લલકારતો ત્યાં થઈને પસાર થયો. તે ભજનના સૂર અબુ હેફ્જના હૃદયમાં એવા આરપાર નીકળી ગયા કે, તે ભાવાવેશમાં એકદમ ડૂબી ગયા અને બિલકુલ બાહ્યજ્ઞાનરહિત થઇ ગયા. ત્યાર પછી ભાવાવિષ્ટ અવસ્થામાંજ તેમણે લાલચોળ ધગધગતા લોઢાને હાથમાં લીધું અને પોતાના મદદનીશ લુહારને કહેવા લાગ્યા કે, "તું જોયા શું કરે છે? માર હથોડો, ચાલવા દે." તેણે તેમને શુદ્ધિમાં આણ્યા ત્યારે તેમને ખરી વસ્તુસ્થિતિનું ભાન થઈ ગયું. આ બનાવ બન્યા પછી તેમણે પોતાની લુહારની દુકાન બંધ કરી. આ પ્રસંગને વિષે તે પોતે કહે છે કે, "દુકાન બંધ કરવાનો વિચાર મારા મનમાં કેટલાક વખતથી ઘોળાયા કરતો હતો, પણ કોઇ સરસ સુયોગ મળી જાય એટલે બંધ કરી દઇશ, એવું હું મારા મનને સમજાવ્યા કરતો હતો અને જોઇએ તેવો સુયોગ આવી મળતો ન હતો. તે દહાડે પેલા આંધળા ફકીરના ભજનના સૂરે મારા હૃદયને એવું વીંધી નાખ્યું કે, તે સાંભળીને મને પૂરેપૂરું આત્મવિસ્મરણ થઇ ગયું, અથવા હું એવો બદલાઇ ગયો કે હુંજ ન રહ્યો. મારા ધંધાને મેં છોડી દીધો નથી, પણ મારો ધંધોજ મારા હાથમાંથી નીકળી નાઠો." ત્યાર પછી અબુ હેફ્જે કઠોર સાધનાઓ કરવા માંડી, એકાંત સ્થાનમાં બેસીને ધ્યાનધારણાનો અભ્યાસ શરૂ કર્યો. વૃદ્ધાવસ્થામાં તેઓ છેક દીવાના (ધર્મના આવેશથી ગાંડા) જેવા થઈ ગયા હતા, તે છતાં પણ તેમના ગાંડપણમાં ચોક્કસ પ્રકારનું માધુર્ય હતું. તેમના ગાંડપણના ચાળાનાં કેટલાંક દૃષ્ટાંત નીચે જણાવવામાં આવે છે.:—

ઉસમાન હયરિ કહે છે કે, "એક વાર હું મહર્ષિ અબુ હેફ્જને મળવા ગયો. ત્યાં જઇને મેં દીઠું તો તે થોડી દ્રાક્ષ પોતાની પાસે રાખીને બેસી રહ્યા હતા. મેં તેમાંથી એક દાણો લઇને મોઢામાં મૂક્યો, એટલે તેમણે તો એકદમ છલંગ મારીને મને ગળચીમાંથી પકડ્યો અને બોલ્યાઃ "ચોર! ભામટા! કેમ તું મારી દ્રાક્ષ ખાઇ ગયો?" મેં કહ્યુંઃ "હું તમારું મન જાણું છું, તમારા ઉપર મારો વિશ્વાસ છે કે, તમારી પાસે જે કાંઇ છે તે બધુંજ તમે મને

આપી દઈ શકો છો." મેં જ્યારે તેમને આવું કહ્યું, ત્યારે અબુ હેફ્જ બોલ્યાઃ "ઓ મૂરખા! હું મારા પોતાના મનને તો જાણતો નથી, મારો મારા પોતાના મન ઉપર તો વિશ્વાસ છે નહિ, ત્યારે તેં પારકાના મન ઉપર શી રીતે વિશ્વાસ મૂક્યો? મેં મારા મનના વિચાર જાણવાનો ઘણા વખત સુધી પ્રયત્ન કરી જોયો, પણ કાંઇ પૂરું સમજાયું નહિ. માણસ જ્યારે પોતાનાજ મનને ઓળખી શકતો નથી, ત્યારે તે બીજાના મનને શું ધૂળ ઓળખવાનો હતો?"

એક દહાડો અબુ હેફ્જને તેમના એક મિત્ર ઉસમાન કહેવા લાગ્યા કે, "મારે સભામાં જઇને લોકોને ધર્મોપદેશ દેવો છે. મારા મનમાં આજે ઉપદેશ દેવાનો ઘણો ઉત્સાહ થઇ આવ્યો છે." અબુ હેફ્જે પૂછયું: "તમને શાથી એવડો ઉત્સાહ થઇ આવ્યો છે?" ઉસમાને કહ્યું: "લોકો ઉપર દયા આવવાથી." અબુ હેફ્જે ફરી પ્રશ્ન કર્યો: "તમારી દયાની સીમા કેટલે સુધી જાય છે તે બતાવો." ઉસમાન બોલ્યાઃ "એટલે સુધી કે, જો ખુદા મને એવું પૂછે કે 'લોકોને સારુ તું દોજખમાં જવા ખુશી છે?' તો હું કહું કે, 'ભલે, હું મનુષ્ય જાતિના કલ્યાણને સારુ દોજખમાં જવા તૈયાર છું.'" અબુ હેફ્જે કહ્યું: "બહુ સારું, ત્યારે ભલે તું ઉપદેશ દેવા જા." ઉસમાન જ્યારે સભામાં જઇને ઉપદેશ દેવા લાગ્યા, ત્યારે અબુ હેફ્જ પણ છાનામાના જઇને એક બાજુએ બેસી ગયા. ઉપદેશ પૂરો થયો તેજ ઘડીએ એક ભિખારી ત્યાં આવી ચડયો અને તેણે એક વસ્ત્રની માગણી કરી. ઉસમાને તરતજ પોતાના અંગ ઉપરની ચાદર ઉતારીને તેને આપી દીધી. આ જોતાંવારનેજ અબુ હેફ્જ જ્યાં બેઠા હતા ત્યાંથી એકદમ ઊભા થઇ ગયા અને બોલ્યાઃ "વેદિ ઉપરથી ઊતર નીચે, તું જૂઠું બોલે છે." ઉસમાને પૂછયું: "હું શું જૂઠું બોલ્યો?" અબુ હેફ્જે તેને કહ્યું: "તું થોડા વખત ઉપર અહંકારપૂર્વક કહેતો હતો ને લોકોના ઉપર મને પાર વિનાની દયા આવે છે? પણ તેં હમણાં જે દાન કર્યું તેમાં તો મેં તેનાથી તદ્દન ઊલટુંજ દીઠું. દાન દેવાનું પુણ્ય તું એકલોજ વહેલો વહેલો લઇ ગયો અને બીજાઓને તે પુણ્ય લેવાની તકજ તેં ન આપી. બીજાઓને પણ દાન કરવાની ઇચ્છા હતી, પણ તેં ઝટ લઇને તારી ચાદર કાઢી આપી, એટલે બીજાઓને દાન દેવાનો તેં વખતજ ન આપ્યો. આ તેં ધર્મવિરુદ્ધ કામ કર્યું, માટે હું તને જૂઠો કહું છું અને જૂઠા માણસને વેદિ ઉપર ચડીને ઉપદેશ દેવાનો હક નથી."

શબ્લિ શેખ નામના કોઇ ધર્મસાધકે અબુ હેફ્જને ચાર મહિના સુધી પોતાના ઘરમાં અતિથિ તરીકે રાખ્યા હતા અને તેમને દરરોજ નવાં નવાં સ્વાદિષ્ટ ભોજન જમાડીને તેમની સારી રીતે સેવા કરી હતી. પછી તેને ઘેરથી વિદાય લેતી વખતે અબુ હેફ્જે તેને કહ્યું: "શબ્લિ ! તું પણ એક વાર મારે ઘેર નેશાપુર આવજે. પુરુષત્વ કોને કહેવાય અને અતિથિસત્કાર કેવી રીતે કરવો જોઇએ તેનો હું તને પાઠ શીખવીશ." આથી શબ્લિ જરાક ઝંખવાણો પડી ગયો. પછી તેણે સવાલ કર્યો: "મારે હાથે કાંઈ ભૂલચૂક તો નથી થઇ?" અબુ હેફ્જ બોલ્યા: "ભૂલચૂક તો બીજી શી થવાની હતી? પણ તમે ઘણું કષ્ટ વેઠયું. આમ કષ્ટ વેઠીને અતિથિસેવા કરવી એમાં કશું પુરુષત્વ નથી. અતિથિસત્કાર એવી રીતે કરવો જોઇએ કે, અતિથિના આવવાથી આપણા ઉપર તે જરાએ બોજારૂપ ન લાગે; અતિથિની સેવા કરવામાં તમે જરા પણ કષ્ટ સહન કરશો, તો તમારા ઘરમાં તેની હાજરી તમને ભારરૂપ લાગવાનીજ અને તે જાય ત્યારે તમારે હૈયેથી ભાર હલકો થઇ જવાથી તમને સારું પણ લાગવાનુંજ. આવી રીતે અતિથિનો સત્કાર કરવામાં કશું પુરુષત્વ નથી." ત્યાર પછી એક દિવસ શબ્લિ નેશાપુર ગયો, ત્યારે તે અબુ હેફ્જનો પરોણો થયો. તે દહાડે તેમને ઘેર બીજા એકતાળીશ પરોણાઓ હાજર હતા. અબુ હેફ્જે એકતાળીશ દીવા પ્રકટાવ્યા હતા. શબ્લિએ પૂછયું: "આજે તમે આટલા બધા દીવા સળગાવવાની તકલીફ શા માટે ઉઠાવી?" અબુહેફ્જ બોલ્યા: "શબ્લિ ! મેં તમારે સારુ તકલીફ લીધી છે એવું માનશો નહિ. આપણે ઘેર અતિથિ આવે છે, તે ખુદાના મોકલ્યાથી આવે છે, અતિથિ એ તો ખુદાનું એક સુંદર દાન છે, મારા એકતાળીશ અતિથિઓના નામના એકતાળીશ દીવા મેં સળગાવ્યા છે, તે મારી કૃતજ્ઞતાના દીવા છે."

એક દહાડો તેમના કોઇ પાડોશીના ઘરમાં શાસ્ત્રવાચન થતું હતું. બધા ત્યાં કથા સાંભળવાને ભેગા થયા હતા. કોઈ અબુ હેફ્જને પૂછવા લાગ્યો: "તમે કથા સાંભળવા કેમ નથી જતા?" તે બોલ્યા: "હું ત્રીસ વરસ થયાં ઇચ્છા રાખું છું કે, શાસ્ત્રના ફક્ત એકજ વચનનું મારાથી પાલન થાય તો કેવું સારું? પણ આજ સુધીમાં મારા જીવનની અંદર હું તેના એક વચનને પણ પરિણત કરી શકયો નથી. ત્યારે શાસ્ત્રનાં બીજાં વચનોને સાંભળીને હું

કરવાનો શું?" પેલા માણસે પૂછયું: "શાસ્ત્રના કયા વચનને તમારે જીવનમાં ઉતારવાની ઇચ્છા હતી?" તેમણે કહ્યું: "જે વિષય વડે આત્માની શુદ્ધિ થાય નહિ, તેનો જે માણસ પરિત્યાગ કરે, તેનેજ સાધુપુરુષ કહેવો જોઇએ"–એ તેવું તે શાસ્ત્રનું વચન.

મહર્ષિ અબુ હેફ્‌જ ખુરાસાનના વતની હતા, તેથી અરબી ભાષા જાણતા ન હતા. તેઓ જ્યારે મક્કાની યાત્રાએ ગયા ત્યારે રસ્તામાં બગદાદ શહેરમાં તેમણે મુકામ કર્યો હતો. તે વખતે બગદાદના વિદ્યાર્થીઓ પરસ્પર કહેવા લાગ્યા કે, "આપણા શહેરમાં એક એવા દુભાષિયાની જરૂર છે કે, જે આપણને ખુરાસાની મહાત્માનાં વચનોનું આપણે ત્યાંની ભાષામાં ભાષાંતર કરીને લોકોને સમજાવી શકે. મહર્ષિ અબુ હેફ્‌જ બગદાદમાં આવ્યા છે, એવા સમાચાર સાંભળીને મહર્ષિ જ્વનિદે પોતાના કેટલાક શિષ્યોને તેમને સન્માનપૂર્વક પોતાના આશ્રમમાં તેડી લાવવાને સારુ મોકલ્યા. દંતકથા એવી છે કે, જ્વનિદની કુટિ આગળ આવતાંજ અબુ હેફ્‌જે અરબી ભાષામાં બોલવા માંડયું. તેમનું અરબી ભાષા ઉપર આવું સુંદર પ્રભુત્વ જોઇને બગદાદના લોકો ચકિત થઈ ગયા. તેમની પાસે ઘણા ગણ્યમાન્ય સજ્જનો આવીને બેઠા અને તેમને ઘણા મહત્ત્વના પ્રશ્ન પૂછવા લાગ્યા. અબુ હેફ્‌જ બોલ્યા: "ભાષાજ્ઞાન તો આપ લોકોની પાસે છે, માટે આપજ બોલો." આ સાંભળીને જ્વનિદ બોલી ઊઠ્યા: "જે જે મહત્ત્વનાં કામ પોતાને હાથે થાય, તે બધાં કામ મેં કર્યાં છે, એવું લોકોની આગળ દર્શાવવું નહિ, એવી વૃત્તિને હું ઘણામાં ઘણી મહત્ત્વની ગણું છું. જે કાંઇ કરવું, તે મેં કર્યું છે એવું કહેવું નહિ અને પોતાનો તે કામની સાથે કશો સંબંધ નથી એમ વર્તવું એ મારી નીતિ છે." અબુ હેફ્‌જે તેના પ્રત્યુત્તરમાં કહ્યું: "આપ યથાર્થજ કહો છો, પણ મારા અભિપ્રાય પ્રમાણે પોતે ન્યાય વ્યવહાર કરવો અને પોતાના તરફ ન્યાય વ્યવહાર કરવાની બીજાની આગળ માગણી ન કરવી, એને હું સૌથી વધારે મહત્ત્વનું માનું છું." ત્યારે જ્વનિદ બોલ્યા: "મિત્રો! આ શિક્ષાવચનને કાર્યમાં પરિણત કરજો." અબુ હેફ્‌જ બોલ્યા: "એમ કહેવાથી કાંઇ થોડુંજ થઇ જાય છે?" તેમનું આવું કથન સાંભળીને જ્વનિદ બોલ્યા: "મિત્રો! આદમ અને તેનાં સંતાનોના કરતાં મહત્ત્વની બાબતમાં અબુ હેફ્‌જે પોતાની શ્રેષ્ઠતાનો આપણને ખ્યાલ આપ્યો છે. તેમણે મહત્ત્વના સંબંધમાં

જે કાંઈ કહ્યું, તેવા મહત્વને રસ્તે આપણે હજી ચડયા નથી."

અબુ હેફ્જ પોતાના શિષ્યોના ઉપર ખૂબ ધાક રાખતા અને તેમને વિનમ્ર થવાની ફરજ પાડતા. તેમની એટલી ધાક હતી કે, શિષ્યોની તેમની આગળ જઇને વાત કરવાની પણ હિંમત ચાલતી ન હતી. વાત કરતી વખતે તેમના મોઢા સામે જોઇને વાત કરવાની સખ્ત મના હતી. જે કાંઇ કહેવું હોય, તે ઊભાં ઊભાં હાથ જોડીને કહેવું પડતું અને તેમની રજા વગર બેસવાનું તો કોઇથી નામજ લેવાતું ન હતું. અબુ હેફ્જ કોઇ બાદશાહની માફક રુઆબભેર બેસતા હતા. જ્વનિદે તેમને પૂછ્યું: "તમે તમારા શિષ્યોને રાજસભાની નીતિ શીખવી છે?" અબુ હેફ્જ બોલ્યા: "તમે પુસ્તકના મુખપૃષ્ઠ ઉપર તો ધ્યાન આપતા નથી, પણ પુસ્તક કયા વિષયને લગતું છે, તે તો તેના મુખપૃષ્ઠ ઉપરથી સમજી શકાય છે."

મહર્ષિ અબુ હેફ્જનો એક શિષ્ય અત્યંત વિનમ્ર હતો. જ્વનિદે તેના તરફ કેટલીક વાર નજર નાખી લીધી અને તેના વિનમ્ર વ્યવહારથી તેમને ઘણો સંતોષ થયો. પછી તેમણે અબુ હેફ્જને પૂછ્યું: "આ યુવાન તમારી પાસે કેટલા વખતથી રહે છે?" તેમણે કહ્યું: "દશ વરસથી લાગલાગટ મારી સાથેનો સાથેજ રહે છે." ત્યારે મહર્ષિ જ્વનિદ બોલ્યા: "એ યુવાન પૂરેપૂરો નમ્ર અને અત્યંત સુશીલ છે." અબુ હેફ્જે કહ્યું: "હા, એ વાત ખરી છે. એણે હજારો રૂપિયા મારે સારુ રસ્તામાં ખરચી નાખ્યા છે, છતાં આજે પણ મોઢામાંથી એક સવાલ પૂછવા જેટલી પણ તે ધૃષ્ટતા કરી શકતો નથી."

આવી આવી કેટલીક વાતચીત થયા પછી અબુ હેફ્જે બગદાદથી પ્રયાણ કર્યું અને પછી તેમની રણની મુસાફરી શરૂ થઇ. તે પોતે કહે છે કે, "મને સોળ દહાડા સુધી પીવાને પાણીજ મળ્યું ન હતું. એક વાર હું એક જળાશયને કિનારે જઇ ઊભો, ત્યારે ત્યાં બેસીને 'વિદ્યા અને વિશ્વાસ એ બેમાંથી શ્રેષ્ઠ કોણ' તેને વિષે વિચાર કરવા લાગ્યો. એટલામાં અબુ તોરાબ નખશબી ત્યાં આવી પહોંચ્યા. તેમણે મને પૂછ્યું: 'તમે અહીં શા સારુ બેસી રહ્યા છો?' મેં તેમને ઉપરની વાત કહી અને પછી ઉમેર્યું: 'જો જ્ઞાન શ્રેષ્ઠ હોય તો આપણે પાણી પીવું અને વિશ્વાસ શ્રેષ્ઠ હોય તો પાણી પીધા વિના એમ ને એમ અહીંથી ચાલ્યા જવું.' અબુ તોરાબે

મને કહ્યું: 'તમારું જીવન શ્રેષ્ઠ નીવડશે.'"

મહર્ષિ અબુ હેફ્જ જ્યારે મક્કા તીર્થમાં જઈ પહોંચ્યા, ત્યારે ત્યાં પુષ્કળ દુઃખી અને કંગાલ લોકોને જોઇને તેમના જીવને અતિશય ક્લેશ થયો અને એકદમ શોકતરંગમાં પોતે ડૂબી ગયા. તેમને એવી ઇચ્છા થઇ આવી કે, આ લોકોને કાંઇક આપવું જોઇએ. મનમાં આવો વિચાર આવતાંની સાથેજ તેમને એક ગાંડપણનો ચાળો એવો થઇ આવ્યો કે, હાથમાં એક મોટો પથ્થર ઉપાડીને બોલી ઊઠ્યા: "હું તમારા (ઈશ્વરના) મહિમાના સોગંદ ખાઈને કહું છું કે, તમે જો મને કશું દાન નહિ દો, તો હું આ મસ્જિદની તમામ દીપમાળાઓને ભાંગી નાખીશ." આમ કહીને પોતે કાબાની પ્રદક્ષિણા કરવા તૈયાર થઈ ગયા. એવામાં એક જણ આવીને તેમના હાથમાં રૂપિયાથી ભરેલી એક થેલી આપીને ત્યાંથી ચાલ્યો ગયો. તે બધું નાણું તેમણે ગરીબોને દાન કરી દીધું. અબુ હેફ્જ મક્કાની હજ કરીને પાછા બગદાદ આવ્યા. ત્યાંના મિત્રો તેમને આવકાર આપવાને સામા આવ્યા હતા.

અબુ હેફ્જ કહે છે કે, "ત્રીસ વરસથી મેં ઈશ્વરને ખૂબ ગુસ્સે થયેલોજ દીઠો છે, જાણે તે મારી સામે ક્રોધભરી આંખે ઘુરકિયાં કરતો હોય એવોજ મને દેખાયા કર્યો, ત્યારે મેં મારા દહાડા કેટલા ભય અને સંતાપની વચમાં પસાર કર્યા હશે તેનો તમેજ વિચાર કરી લો."

અબુ હેફ્જને જ્યારે ગુસ્સાનો આવેશ આવતો, ત્યારે તે કોઇ ગમ્મતની વાત કરતા અને તેમ કરવાથી તેમનો ક્રોધ ઠંડો પડી જતો, ત્યારે બીજી વાર્તા કરવા મંડી જતા.

મહમન્ નામનો એક માણુસ કહે છે કે, "હું બાવીશ વરસ સુધી મહર્ષિ અબુ હેફ્જના સહવાસમાં રહ્યો હતો. મેં તેમને કોઇ દહાડો ઉદાસીન અથવા ગમ્મતના ભાવ સહિત ઈશ્વરનું સ્મરણ કરતા દીઠા નથી. તે જેવું ઈશ્વરનું નામ લેવા માંડતા તેવોજ તેમના ભાવમાં એકદમ ફેરફાર થઈ જતો. તે હમેશાં હૃદયનો પૂર્ણયોગ, શ્રદ્ધા અને આદર સહિત ઈશ્વરનું સ્મરણ કરતા. તે વખતે જેઓ તેમની પાસે બેઠા હોય, તેઓ તેમને તદ્દન બદલાઇ ગયેલા દેખતા."

મરતી વખતે તેઓ એવું બોલી ગયા હતા કે, "પોતાના અપરાધને માટે હમેશાં સર્વતોભાવે ભગ્નહૃદયના થઇને રહેવું આવશ્યક છે."

## ઉપદેશવચન

૧. જે માણુસ તમામ અવસ્થાઓમાં પોતાના હૃદયની અંદર ઈશ્વરની કૃપાનું દર્શન કરે છે, તે મૃત્યુને તાબે નહિ થાય એવી હું આશા રાખું છું.

૨. પરમેશ્વર ઉપર શ્રદ્ધા રાખવાથી જેટલા નિર્ભય થઈ જવાય છે, તેટલી નિર્ભયતા પોતાની પાસે તલવાર છે એવું જાણીને નથી આવતી.

૩. સેવાથી શરીરનું તેજ વધે છે અને વિશ્વાસથી હૃદયનું તેજ વધે છે. તમે એક દ્વારને માટે યોગ્ય થઇ જશો, તો બીજાં બધાં દ્વાર તમારે માટે યોગ્ય થઇ જશે.

૪. કર્તવ્ય એટલે શું? જેને તમે તમારું માનતા હો, તેને છોડી દેવું અને તે જે આદેશ કરે, તે પ્રમાણે કાર્ય કરવું એનું નામ કર્તવ્ય.

૫. તમે ઈશ્વરના સાંનિધ્યમાં કયા ભાવે જવા ઇચ્છો છો? જે પોતે ભિખારી છે, તે તો દીનતા અને મનની વ્યાકુળતા સિવાય બીજા કોઈ પણુ ભાવે ધનવાનની પાસે જઇ શકતો નથી.

૬. જે પોતાના હૃદયને વિનીત થયેલું જોવા ઇચ્છે છે, તેણે સાધુસંગ કર્યો અને સાધુસેવા પણુ કરી એવું માની લેવું.

૭. જે માણુસ પદાર્થોમાં ઈશ્વરનું દર્શન કરે છે, પણુ પદાર્થોનું ઈશ્વરમાં દર્શન કરતો નથી, તે આંધળો છે. જેની દૃષ્ટિએ આખી સૃષ્ટિ ઈશ્વરની અંદર દેખાય છે, તેજ એક દેખતો છે.

૮. દીનતા એટલે શું? ઈશ્વરની આગળ પોતાના હૃદયની ભગ્નતા જાહેર કરી દેવી તે.

૯. ઈશ્વરપ્રેમીનું શું લક્ષણુ હોય છે? એક તો એ કે, ઈશ્વરપ્રેમી પોતાના મૃત્યુ વખતે આનંદિત થાય છે અર્થાત્ તે એવો વિનિર્મુક્ત ભાવે સંસારથી વિદાય લે છે કે, જાણે તેનું પોતાનું કહીને કશા ઉપર હક કરવા જેવો એક પણુ પદાર્થ તેને માટે આખા જગતમાં છેજ નહિ.

૧૦. જ્ઞાની કોને કહેવો? જે પોતાની માનવપ્રકૃતિમાંથી મુક્તિને શોધી રહ્યો હોય તે.

૧૧. કૃપણતા એટલે શું ? ઈશ્વરની આગળ અરજ ગુજારતી વખતે જે માણસ સ્વાર્થત્યાગ કરતાં અચકાય તે.

૧૨. ઐહિક અને પારલૌકિક કાર્યોમાં પોતાના અંગત લાભના કરતાં પોતાના બંધુઓના લાભને આગળ પડતું સ્થાન આપવું, એનું નામ પારકાને માટે પોતાના સ્વાર્થનો ત્યાગ કરવો.

૧૩. જે માણસ વિષયોને ઇચ્છતો હોય, તેને સારુ તમારા પોતાના વિષયનો ત્યાગ કરવો, એ ઈશ્વર તરફ ગતિ કરવામાં તમારે માટે ઘણુંજ અગત્યનું છે.

૧૪. જે સાધન વડે એક સેવક ઈશ્વરને પ્રાપ્ત કરવાની શોધ કરે છે તે શ્રેષ્ઠ સાધન છે. તેઓ હમેશાં હરકોઇ અવસ્થામાં દીનતા રાખે છે, તમામ કાર્યો કરતી વખતે શાસ્ત્રમાં બતાવેલા ધર્મમાર્ગનો આશ્રય લે છે અને પોતાની આજીવિકાને માટે વૈધ ઉપાયોનું અવલંબન લે છે.

૧૫. જે માણસ બધો વખત પોતાને કલંકિત દેખતો નથી અને પોતાની વિરુદ્ધ અવાજ ઉઠાવતો નથી, તે અહંકારી હોવો જોઇએ. જે માણસ પોતાની જાતને પ્રસન્નતાની દૃષ્ટિએ જુએ છે, તેનું મૃત્યુ થવુંજ જોઇએ.

૧૬. ઈશ્વરનો ભય એ મનના દીવાને ઠેકાણે છે; એ દીવો અંતરના તમામ ગુણદોષને બતાવી દે છે.

૧૭. કાંઇક લેવા કરતાં કાંઇક આપી દેવાનું જેને શ્રેષ્ઠ લાગતું ન હોય, તે સાચો ફકીર થઇ શકતો નથી.

૧૮. જે માણસ દાન દે છે, પણ દાન લેતો નથી તે મનુષ્ય છે; જે દાન દે અને દાન લે પણ ખરો, તે અડધો મનુષ્ય છે. જે ફક્ત દાન લઇજ જાણે છે, પણ કદી દાન કરી જાણતો નથી, તે માણસ નહિ પણ માખી છે, તે કશું કલ્યાણ સાધી શકતો નથી.





# ૩૧–महातपस्वी अबु बेकर वासती

મહાતપસ્વી અબુ બેકર સંતસાધુઓના સમાજનેતા, ગંભીર તત્ત્વદર્શી-પંડિત અને એક અજોડ એકેશ્વરવાદી ભક્ત હતા. તેમના સમયમાં તેમના સમાન ઉચ્ચ અવસ્થાએ પહોંચ્યો હોય એવો બીજો કોઇ તપસ્વી ન હતો. આત્મસમર્પણની બાબતમાં તો તેમણે પૂર્વના બધાજ તપસ્વીઓને મહાત કરી દીધા હતા. તે મહર્ષિ જુનૈદના જૂનામાં જૂના શિષ્યોમાંના એક હતા. પ્રથમાવસ્થામાં તેમનો નિવાસ ફરગણામાં હતો, ત્યાંથી તેઓ વાસતમાં આવીને વસી ગયા હતા. અબુ બેકર છેવટે તો સૌની પ્રશંસાને પાત્ર થયા છે અને સૌનાં હૃદયમાં તેમને સ્થાન મળી ચૂક્યું છે, તોપણ તેમની હયાતીમાં ભાગ્યેજ કોઇ એવો એક પણ માણસ મળી આવે કે, જેણે તેમનો વિરોધ કર્યો ન હોય–અથવા જે તેમના શત્રુઓના પક્ષમાં જઇને ઊભો રહ્યો ન હોય. આમ થવાનું કારણ એ હતું કે, તેઓ ઘણાજ ઊંચા, ગંભીર અને નિગૂઢ તત્ત્વવિચારોની ચર્ચા કરતા, જે લોકોના સમજવામાં આવતી નહિ. તેમણે એવી વિદ્યા સંપાદન કરી હતી, એવાં આકરાં સાધનો અને કઠોર તપશ્ચર્યાઓ કરી હતી કે, તે કરવાની તો શું પણ તેમની કલ્પના કરવી પણ દોહ્યલી છે. તેમના કથનનો ભાવ નહિ સમજનારા લોકો તેમના વિરોધી થઇ જતા હતા. તેઓ પોતાના પ્રત્યેક કાર્યમાં ઇશ્વરનું એવું સુંદર રીતે અવલંબન કરતા હતા કે, એવું તો બીજા કોઇના જીવનમાં જોવામાં આવતું ન હતું. તેમના જેવો વિશુદ્ધ અને ઊંચા પ્રકારનો એકેશ્વરવાદ બીજા કોઇએ પ્રચારિત કર્યો નથી. તે છતાં ગામલોકોએ તેમને પોતાના ગામમાંથી કાઢી મૂક્યા અને તેઓ જે જે ગામમાં રહેવા ગયા, ત્યાંના લોકોએ પણ તરતજ તેમને પોતાના ગામમાંથી પાણીચું આપી દીધું. ત્યાર પછી તે બાઉર્દ નામના એક ગામમાં રહેવા ગયા. બાઉર્દ ગામના લોકો તેમની આસપાસ ભેગા થયા, પણ તેમણે જે કહ્યું

તેનો મર્મ કોઇના સમજવામાં આવ્યો નહિ, તેથી લોકોએ તેમની વિરુદ્ધ ગડબડ કરવા માંડી, એટલે ત્યાંથી પણ તેમને ચાલ્યા જવું પડયું. છેવટે તેઓ મર્વ નગરમાં જઇ પહોંચ્યા અને મર્વના લોકોએ તેમને માન્યા પણ ખરા. તેમણે પોતાનું બાકીનું જીવન ત્યાંજ વ્યતીત કર્યું.

અબુ બેકર કહે છે કે, "એક વાર હું બાગમાં બેઠો હતો, એવામાં એક પક્ષી મારા માથા ઉપર ઊડતું ઊડતું આવ્યું, તેને મેં પકડી લીધું અને તેને ક્ષુદ્ર પંખી જાણીને મેં તેને મારી મૂઠીમાં પકડી રાખ્યું. ત્યાર પછી તરતજ તેની જાતનું બીજું એક પક્ષી મારા માથા ઉપર ઊડતું ઊડતું ચીંચીં કરવા લાગ્યું. હું સમજી ગયો કે, આ નવું આવનાર પક્ષી મારા હાથમાંના પક્ષીની મા, માદા અથવા કોઇ મિત્ર હશે અને મેં તેના પ્રેમીને કેદ કરી રાખ્યું છે, તેથી તેને દુઃખ થાય છે. આવું જાણીને મેં તેને છોડી દીધું, પણ તે તો મરી ગયું હતું. આ જોઇને મને ઘણુંજ લાગી આવ્યું, મારા શરીરને વ્યાધિ લાગુ પડયો અને હું એક વરસ સુધી માંદો ને માંદોજ રહ્યો. આવી હાલતમાં એક વાર રાત્રે સ્વપ્નમાં મને હજરત મહમ્મદ પયગંબર (સલ૦)નું દર્શન થયું. મેં તેમને કહ્યું: 'ભગવન્ ! હું એક વરસ થયાં ઊભો થઇને નમાજ પઢી શકતો નથી, બેઠાં બેઠાં નમાજ પઢી જાઉં છું; મારા શરીર ઉપર રોગનું અતિશય જોર વધી પડયું છે અને શરીરમાં જરા પણ તાકાત રહી નથી.' તેમણે કહ્યું: 'પેલા પક્ષીએ તમારે વિષે ખુદાની આગળ ફરિયાદ કરી, તેટલા માટે તમને સજા થઇ છે.' ત્યાર પછી વળી એક દિવસ એક સાપ બિલાડીના બચ્ચાને મોઢામાં પકડીને જતો હતો, તેને મેં એક લાકડી મારી એટલે તે બિલાડીના બચ્ચાને ફેંકી દઇને નાસી ગયો અને બિલાડી આવીને પોતાના બચ્ચાને લઇ ગઇ. તે બનાવ બન્યા પછી હું તરતજ સાજો થઇ ગયો અને ઊભો થઇને નમાજ પઢવા જેટલું મારામાં કૌવત આવ્યું. વળી એક વાર રાત્રે મને પયગંબર સાહેબે દર્શન દીધું. મેં તેમને પૂછયું: 'ભગવન્! આજે ને આજેજ હું સાજો થઇ ગયો તેનું કારણ શું?' તેમણે કહ્યું: 'પેલી બિલાડીએ અલ્લાની આગળ જઇને તમે તેના ઉપર કરેલા ઉપકારની વાત કરી, તે કારણથી તમે સાજા થઇ ગયા.'"

એક દિવસ અબુ બેકર પોતાના મિત્રોની સાથે એક ઓરડાની

અંદરના ભાગમાં બેસી રહ્યા હતા. તે ઓરડાની ભીંતમાં એક બાકોરું હતું, જેમાં થઈને સૂર્યનું અજવાળું તે ઓરડામાં ચાલ્યું આવતું હતું. એ કિરણોની જે રેખાઓ બની હતી તેમાં હજારો ધૂળની કણિકાઓ ઊડ્યા કરતી હતી, તે જોઇને મહર્ષિએ પોતાના મિત્રોને પૂછ્યું: "આ ધૂળની કણિકાઓને ઊડતી જોઇને તમારું મન વિક્ષિપ્ત થાય છે ખરું?" તેઓ બોલ્યાઃ "ના." પછી મહર્ષિ બોલ્યાઃ "એવીજ રીતે તમામ ભુવનો અને તેમાં રહેલા તમામ પદાર્થો ઊડાઊડ કરે, તેથી જેનું મન જરા પણ વિચલિત ન થાય, તેજ સાચો એકેશ્વરવાદી છે."

એક વાર કોઇ ગાંડાના દવાખાનામાં એક ગાંડો માણુસ બૂમબરાડા પાડીને ગમ્મત કરતો હતો, તેને જોઇને અબુ બેકર પૂછવા લાગ્યાઃ "અલ્યા ભાઈ! તારે પગે આવડી મોટી બેડીઓ જડી છે, એવી હાલતમાં તને શું એવું આનંદ કરવાનું કારણ મળી ગયું?" તે ગાંડો માણુસ બોલી ઊઠચોઃ "અરે ઓ બેવકૂફ! મારે પગે બેડી છે, મારા મન ઉપર તો બેડી નથી ને?"

કોઇએ મહર્ષિને વિશ્વાસની બાબતમાં પ્રશ્ન પૂછચો. તેના જવાબમાં તેઓ બોલ્યાઃ "માણુસો ચાળીશ વરસ જડપૂજામાં વિતાડ્યા પછી શ્રદ્ધા પ્રાપ્ત કરી શકે છે." લોકોએ પૂછ્યું કે, "તમે હમણાં જે કહ્યું તેનું તાત્પર્ય શું છે?" ત્યારે તેમણે કહ્યું: "હજરત મહમ્મદ પયગંબર (સલ૦)ને ચાળીશ વરસ પૂરાં થયાં ત્યાર પછી તેમને ઈશ્વરનો આદેશ મળ્યો, તે પહેલાં તેમનામાં શ્રદ્ધા ન હતી એવું મારું કહેવું નથી; પણ પયગંબરની સ્થિતિએ જઇ પહોંચ્યા પછી તેમનામાં શ્રદ્ધાની જે પૂર્ણાવસ્થા આવી ગઇ હતી, તેટલી શરૂઆતનાં વર્ષોમાં ન હતી. જ્યાંસુધી તમે કામાદિ રિપુઓના દાસ છો, ત્યાંસુધી તમે જડપૂજકજ છો. કામક્રોધ આદિ રિપુઓની તાબેદારીથી મુક્ત ન થાઓ ત્યાંસુધી તમે જડપૂજકજ છો અને એ જડપૂજકતામાંથી તમારો છુટકારો ન થાય, ત્યાંસુધી શુદ્ધ વિશ્વાસ પ્રાપ્ત કરવાની તમારે આશા રાખવી મિથ્યા છે." લોકોએ પૂછ્યું: "પયગંબર સાહેબના કરતાં શું કોઇ આગળ જઇ શક્યોજ નથી?" અબુ બેકર બોલ્યાઃ "કોઇ નહિ, કોઇ નહિ; કોઇ માણુસ મનમાં ફુલાતો હોય કે, 'હું તેમના કરતાં આગળ વધી ગયો છું અથવા વધી શકીશ' તો તે બેવકૂફ છે. સાધુઓની ઉન્નતિની છેલ્લામાં છેલ્લી સીમા તે મહાપુરુષો (અવતાર કોટિના)ને માટે શરૂ-

આતની અવસ્થા છે."

અબુ બેકરનો અંતકાળ આવી પહોંચ્યો, ત્યારે કેટલાક લોકો તેમની પાસે ઉપદેશ લેવા આવ્યા, ત્યારે તે બોલ્યાઃ "તમારા જીવનમાં તમારે ઈશ્વરના ઉદ્દેશનું પાલન કરવું." બીજા એક જણે કહ્યું કે, "મને પણ ઉપદેશ દો," ત્યારે તેમણે કહ્યું: "સમય અને જીવન, એ બેની બાબતમાં સાવધાન રહેવું."

## ઉપદેશવચન

૧. ઈશ્વરના નામનું વિસ્મરણ કરનારના કરતાં તેના નામનું સ્મરણ કરનારના તરફ ઈશ્વર વધારે ઉપેક્ષા રાખે છે.

૨. ઈશ્વરનું સ્મરણ કરતી વખતે તેના નામનું વિસ્મરણ થઇ જાય તો તેથી હાનિ નથી, પણ ઈશ્વરના નામનું સ્મરણ કરતી વખતે જો ઈશ્વરનું વિસ્મરણ થાય તો તેથી હાનિ થાય છે.

૩. જે ઠેકાણે બોધનું ગૌરવ વધારે, તે ઠેકાણે ગંભીરતા તેટલા પ્રમાણમાં અલ્પ હોય છે; એથી ઊલટું જ્યાં ગંભીરતા વધારે, ત્યાં બોધ આછો હોય છે.

૪. ઈશ્વરની સાથે જ્યારે વિયોગ થાય છે, તે વખતે પોતાની સાથે યોગ થાય છે, તે વખતે પણ નામયોગ રહેતો નથી, તેનો વિચ્છેદ થઇ જાય છે. એ વિચ્છેદનું નામજ ઉપેક્ષા.

૫. ઈશ્વરને રસ્તે માણસ નહિ અને માણસને રસ્તે ઈશ્વર નહિ. જે પોતાની પ્રતિ ઉન્મુખ છે, તે ધર્મના પ્રતિ વિમુખ છે; જે ધર્મના પ્રતિ ઉન્મુખ હોય છે, તે પોતાના પ્રતિ વિમુખ હોય છે.

૬. મનુષ્ય જ્યારે પોતાના અંતરમાં પ્રવેશ કરે છે, ત્યારે તેની વાણી નિઃસ્તબ્ધ થઇ જાય છે, આત્માનું અંતર ટળી જાય છે; તે વખતે તે જે કાંઇ લોકોના પ્રતિ કહે છે, તે વાણી ઈશ્વરમાંથી નીકળે છે અને તેની પ્રતિ પાછી વળે છે.

૭. પુરુષનું કર્તવ્ય એ છે કે, ઈશ્વરને પ્રાપ્ત કરવાના માર્ગ ભણીજ મુખ રહે એવી રીતે જીવનના પાયા ચણવા અને જીવનશૂન્ય બનીને તે માર્ગ કાપતાં જવું. એવા લોકો મરી ગયા હોય તોપણ તેઓ જીવતા છે અને ઈશ્વરવિહીન લોકો જીવતા હોય તોપણ તેઓ મુડદાંજ છે.

૮. માનવસ્વરૂપની એક અવસ્થા તેની વાણી છે. સર્વ ધર્મ-પ્રવર્તકો વક્તા હતા. તેમણે આધ્યાત્મિક વાગ્-ઇન્દ્રિય પ્રાપ્ત કરી હતી અને તેથી તેઓ પ્રમુક્ત વાણી બોલી શકતા હતા. આપણે તો એવા માણસો માગીએ છીએ કે, જેઓ વક્તા બનીને મૌન ધારણ કરે અને મૌનાવસ્થામાં વક્તા થાય, પ્રથમ તો વાણીરૂપી ઝરણાના મૂળમાં ડટ્ટો મારવાની જરૂર છે. બહારની વાણી બંધ થઈ જતાં અંતરની વાણીનું ઝરણું ફૂટી નીકળશે. ઈશ્વરનાં સુમધુર વાક્યો બોલે એવી સહસ્ર જિહ્વાઓ અંતરમાં વિરાજમાન છે.

૯. પહેલા પગથિયા ઉપર સાધક ઉપર કર્તૃત્વની જવાબદારી હોય છે, ઉન્નત થઈ ગયા પછી તે કર્તૃત્વવિહીન બની જાય છે. તે વખતે તે પોતાની અજ્ઞાનતામાં જ્ઞાનને જુએ છે, આત્મ-વિનાશમાં જીવનનો અનુભવ કરે છે અને અસ્વાધીનતામાં સ્વાધીનતા ભોગવે છે.

૧૦. ધર્મથી ઊલટો અધર્મ છે, એકત્વથી ઊલટું અંશત્વ છે અને વિશ્વાસથી ઊલટો સંદેહ છે; સાધકના માર્ગમાં એ બધાં આવરણ છે, તેનો તેણે અતિક્રમ કરવો જોઈશે અને એ બધાં ઉપ-વીતને તેણે તોડી નાખવાં જોઈશે. જે કાર્યો કરતી વખતે તમારી અધમ પ્રવૃત્તિની સાથે મનનો યોગ થતો હોય, તે કાર્યોમાંથી તમારે તમારો હાથ પાછો ખેંચી લેવો.

૧૧. જ્યારે ઈશ્વર પ્રકટ થાય છે, ત્યારે બુદ્ધિ અંતર્હિત થઈ જાય છે. ઈશ્વર જેમ જેમ મનુષ્યની નજીક આવતો જાય છે, તેમ તેમ બુદ્ધિ દૂર જતી જાય છે; કારણ કે બુદ્ધિ દુર્બળ છે અને જે દુર્બળ છે, તેનો બોધ પણ દુર્બળ છે. ઈશ્વરની સમીપ જઈ બેઠેલા સાધુની આગળ જો બુદ્ધિનો ભ્રંશ થઈ જાય, તો તેને ઈશ્વરના પરિચયની પ્રાપ્તિનો ઉપાય જાણવો. બુદ્ધિ એ સાધકને સેવામાં નિયુક્ત કરવાનું યંત્ર છે, સત્યની ઉપલબ્ધિ કરવાનું યંત્ર નથી.

૧૨. પ્રેમ, નિર્મલતા અને સત્યનાં સંતાન થવા કરતાં અનાદિ અને અનંતનાં સંતાન થવામાં તમારું કલ્યાણ છે.

૧૩. નિઃસંગતા અને એકત્વ ઉપર દૃષ્ટિ રાખવા કરતાં ઈશ્વરને માર્ગે નિર્વાણ પ્રાપ્ત કરવામાં તમારું શ્રેયસ્ છે.

૧૪. જે માણસે ઈશ્વરના એકત્વની ઉપલબ્ધિ કરી લીધી છે,

તે ઈશ્વરનું લક્ષ્ય બની જાય છે અને જેણે ઈશ્વરના ગુણ અને મહિમાની ઉપલબ્ધિ કરી છે, તેનું લક્ષ્ય ઈશ્વર બની જાય છે.

૧૫. પરમેશ્વર તમને જ્ઞાનગૌરવમાં અને ક્રિયાકલાપના ઉલ્લાસમાં જુએ તે કરતાં તમને દરિદ્રતાના ક્લેશમાં અને નિરાશા તથા હૃદયભગ્નતાથી જર્જરિત થઇ ગયેલા જુએ એમાં તમારું વધારે શ્રેયસ્ છે.

૧૬. પદાર્થનો પ્રકાશક અને કાર્યનો કર્તા પદાર્થ અને કાર્યના કરતાં વધારે સુલભ છે. આવી અવસ્થામાં શું તમે તેના અંશી થવાની આશા રાખો છો?

૧૭. સાધારણ લોકો સેવાના ભાવમાં રહે છે. કોઈ ખાસ વ્યક્તિઓ ઈશ્વરી ગુણ વડે મહિમાવાન બને છે. તેઓ ઈશ્વરના ગુણ અને સ્વરૂપ સિવાય બીજા કશાને જોતા નથી.

૧૮. ઈશ્વરત્વ અંતરમાં અવતીર્ણ થઇને બધી નિયમપ્રણાલીને વિલુપ્ત કરે છે અને તેનો સદંતર નાશ કરી દે છે.

૧૯. જ્યારે તમે ઈશ્વરના પ્રતિ દૃષ્ટિ કરશો, ત્યારે, તેની સાથે તમારો યોગ થઈ જશે; જ્યારે તમે તમારી જાત ઉપર દૃષ્ટિ કરશો, ત્યારે તમારો અને તેનો વિચ્છેદ થઈ જશે.

૨૦. જે ઈશ્વર મારી સાધના વખતે મારા ઉપર પ્રસન્ન થાય છે અને હું અપરાધ કરું ત્યારે મારા ઉપર કોપે છે, તે ઈશ્વરથી હું સંતુષ્ટ થતો નથી. જે ઈશ્વર મારા પોતાના સારામાઠા વિચારો વડે બંધાઇ જાય છે, તે ઈશ્વરને લઇને હું કરું પણ શું?

૨૧. જે માણસ સ્વર્ગના લોભથી ઈશ્વરનું પૂજન કરે છે, તે ઈશ્વરનો નહિ પણ પોતાની જાતનો સેવક છે; જે માણસ ઈશ્વરની ખાતર ઈશ્વરનું પૂજન કરે છે, તે ઈશ્વરને ઓળખતો નથી. ઈશ્વર તમારી સેવાની આકાંક્ષા રાખતો નથી. તમે મનમાં એવું માની લો છો કે, અમે ઈશ્વરનું કામ કરીએ છીએ, પણ તમે તમારી જાતનુંજ કામ કરો છો.

૨૨. સમસ્ત દેહ અંધકારમય છે. અંતરનો પ્રકાશ એ તેનો દીપક છે; જેમની પાસે આવો દીપક નથી, તેઓ બધો વખત અંધકારમાં વાસો કરે છે.

૨૩. સાધુનું લક્ષણ એ છે કે, તેઓ બધો વખત પોતાના

ભાઇઓની સાથે ને સાથે રહે છે અને છતાં પોતાના અંતરમાં ઈશ્વરની સાથે એકલાજ રહે છે.

૨૪. જે માણસ પોતાની જાતને ઈશ્વરની અંદર જુએ છે અને તમામ વસ્તુઓનું ઈશ્વરની અંદર દર્શન કરે છે, તે ઈશ્વરની અંદર અવસ્થિતિ કરીને પદાર્થમાત્રના પ્રતિ આકાંક્ષારહિત થઇ જાય છે.

૨૫. પોતાની સ્થિતિ અને ગતિ ઉપરથી વિશ્વાસ ઊઠી જવો એનું નામ ઈશ્વરની સેવા; લોકો જ્યારે ઉપર કહેલા બેઉ ભાવથી રહિત થઇ જાય છે, ત્યારેજ તેઓ સાચી સેવાની નજીક ઊભા રહે છે.

૨૬. જે વૈરાગ્યવાન પુરુષ સંસારી વ્યક્તિને જોઇને તેના પ્રતિ ગર્વ કરે છે, તે વૈરાગ્યની સાથે સ્પર્ધા કરે છે; તેના પોતાનાજ અંતઃકરણમાં સંસારની વાસ્તવિકતાનું ભાન રહી ગયું ન હોય, તો સંસારથી વિમુખ થવાનું તે કદી અભિમાન કરત નહિ.

૨૭. તમે શું કોઇ પણ વિષયના પ્રતિ વૈરાગ્યવાન થવાનું અથવા તમારી નિવૃત્તિપરાયણતાનું અભિમાન કરો છો ? તમે જેના પ્રતિ વૈરાગ્યવાન છો, તે બધું ઈશ્વરની આગળ એક મચ્છરની પાંખ તુલ્ય પણ નથી.

૨૮. જે વિશ્વાસની ચર્ચા કરે છે અને જેના અંતરમાં ચિંતનનો પ્રકાશ છે, તેજ સૂફી અર્થાત્ સાચો જ્ઞાની છે.





# ૩૨–મહાતપસ્વી શોહોલ તસ્તરી

સંતકુળશિરોમણિ શોહોલ તસ્તરના રહેવાસી હતા. તેમના પિતાનું નામ અબ્દુલ્લા હતું. મહાતપસ્વી શોહોલ ધર્મક્ષેત્રના પ્રવાસી, સત્યસાગરની અંદર ડૂબકી મારનારા, સાધુકુળમાં વરેણ્ય, લોકચિત્તદર્શી અને ધર્મપંથના યાત્રીઓના માર્ગદર્શક હતા. આધ્યાત્મિક પુરુષોના અગ્રણી અને તત્ત્વવેત્તા પંડિતોના સમ્રાટ તરીકે મહર્ષિ શોહોલ સર્વત્ર સન્માનિત થતા હતા. તેઓ જીવંત ધર્મના મહાસાધક, ધર્મવિધિના આદર્શ સંરક્ષક અને તત્કાલીન તત્ત્વજ્ઞાનના જ્વલંત દૃષ્ટાંતસમાન હતા. તેમના ઉન્નત જીવન અને પ્રખર જ્ઞાનનાં ઘણાં પ્રમાણ જોવામાં આવે છે. તેઓ એક સુયોગ્ય પંડિત, ઋષિ, સર્વ જનોના આચાર્ય, સૌના વિશ્વાસપાત્ર અને શ્રદ્ધાભાજન હતા. તેમનાં વ્રત, ઉપવાસ અને જાગરણોમાં અને સાધનભજનનાં અનુષ્ઠાનોમાં પ્રયત્નશીલતા અને શ્રમસહિષ્ણુતા ઇત્યાદિ ગુણો તથા અલૌકિક શક્તિઓ ઝળકી નીકળે છે. રહસ્યજ્ઞાન, સૂક્ષ્મચિંતન અને ગંભીર દર્શનમાં એમની સાથે જેની સરખામણી કરી શકાય એવો કોઈ પણ પુરુષ તે જમાનામાં હતો નહિ. નિષ્પક્ષપાતી પંડિતોનો એવો અભિપ્રાય છે કે, “ હકીકત ” ( મૂળ ધર્મ ) અને “ શરિયત ” ( સ્મૃતિ ) એ બેઉનો તેમણે સુંદર સમન્વય કર્યો હતો. ખરું જોતાં “ હકીકત ” અને “ શરિયત ” એ બેઉ મૂળે તો એકજ છે. “ શરિયત ”ના આત્માને સ્થાને “ હકીકત ” છે અને “ હકીકત ”ના માંસમજ્જાને સ્થાને “ શરિયત ” છે. મિસર દેશના જોલ્નુન ઋષિ મહાતપસ્વી શોહોલના ગુરુ હતા. જે વરસે શોહોલ મક્કાની હજ કરવા ગયા હતા, તે વખતે તેમનો મહર્ષિ જોલ્નુનની સાથે મેળાપ થયો હતો. શોહોલમાં છેક અલ્પ વયથી જેવો ધર્મનો જુસ્સો જોવામાં આવે છે, તેટલો પ્રબળ જુસ્સો બીજા કોઇનામાં આપણે જોતા નથી. તેમના જ્ઞાનની પ્રતિભા પણ ઊંચામાં ઊંચી કોટિની હતી.

મહર્ષિં શોહોલ પોતાને વિષે કહે છે કે, "જ્યારે હું ત્રણ વરસને હતો, ત્યારે હું મારા મામા મહમ્મદ એબન સવારની રાતની નમાજ વખતે તેમની પાસે ઊભો ઊભો તે શું કરે છે, તે બધું જોયા કરતો. મારા મામાએ મને એક દિવસ કહ્યું: "શોહોલ, તું સૂઇ જા. નમાજને વખતે તું મારી પાસે ઊભો રહે છે, તેથી મારા ચિત્તની એકાગ્રતામાં ભંગ થાય છે." તોપણુ હું તો કોઇ વાર છાનોમાનો અને કોઇ વાર ખુલ્લી રીતે તેમની નમાજને વખતે એક બાજુએ ઊભો રહીને તેમના ભાવ અને ક્રિયાઓ જોયા કરતો. ત્યાર પછી મારી એવી અવસ્થા થઇ ગઇ કે, મેં પોતેજ મારા મામાને કહ્યું કે, "મને હમણાં હમણાં એવું થયા કરે છે કે, જાણે હું ઈશ્વરના તખ્તની સમક્ષ મારું મસ્તક નમાવતો હોઉં એવું હું જોઉં છું." આ સાંભળીનને મારા મામાએ પૂછ્યું: "તને આવું કોઇ કોઇ વાર થાય છે કે હમેશાં રાતદહાડો થયાજ કરે છે?" મેં કહ્યું: "રાતદહાડોજ એવું થયા કરે છે." ત્યારે મારા મામા કહેવા લાગ્યા: 'બેટા! આ વાત તારા મનમાં રાખજે, કોઇને કહીશ નહિ. તું તારા મનમાં હું કહું એટલું યાદ રાખજે અને દરરોજ રાત્રે સૂતી વખતે થોડીક વાર સુધી ફરી ફરીને બોલી જજે કે, જાણે ઈશ્વર મારી સાથે ને સાથેજ રહે છે, તે મને જોયા કરે છે અને હું જે કાંઇ કરું તેના સાક્ષી બનીને બધું જોયા કરે છે.' ત્યાર પછી મેં મારા મામાની બતાવેલી ત્રણ વાતોનું રટણ કરવા માંડયું અને હું એવું કરું છું તે મેં તેમને કહ્યું. ત્યાર પછી તેમણે મને કહ્યું: 'આજથી તું એ બધું સાત સાત વાર બોલી જજે.' મેં તેમ કરવા માંડયું અને તેમને કહ્યું, ત્યારે તે બોલ્યા: 'હવેથી દરરોજ રાત્રે પંદર પંદર વાર બોલી જજે.' મેં તેમના કહ્યા પ્રમાણે કરવા માંડયું અને તેથી મારા મનને આનંદ થયો. એમ કરતાં જ્યારે એક વરસ વીતી ગયું, ત્યારે મારા મામાએ મને કહ્યું: 'બેટા! હું જે કહું તે લક્ષ આપીને સાંભળી લેજે. હું જે બતાવું તેનું તું જીવતા સુધી સાધન કર્યેજ જજે. એનું ફળ તને આલોકમાં અને પરલોકમાં આવી મળશે.' મેં કેટલાંક વરસ સુધી તેમના કહ્યા પ્રમાણે બોલી જવાનો નિયમ લીધો અને મને તેમાં ઘણોજ રસ પડવા લાગ્યો. ત્યાર પછી એક દહાડો મને મારા મામા કહેવા લાગ્યા: 'બેટા શોહોલ! ઈશ્વર જેની સાથે ને સાથેજ રહેતા હોય અને જેને બધો વખત જોયાજ કરતા હોય, તેનાથી પાપ થાયજ

કેવી રીતે? ઈશ્વર તારી પાસે ને પાસેજ રહે છે, એવું જાણીને તારે કોઇ પ્રકારનો અપરાધ કરવો નહિ.' ત્યાર પછી મેં એકાંતનું સેવન કરવા માંડયું. પછી એક વાર મારા મામાએ મને મદરેસામાં ભણુવા બેસાડયો, મેં કહ્યું કે, 'મને એવી બીક લાગે છે કે, વખતે હું આગળ ઉપર મારા લક્ષ્યથી ભ્રષ્ટ થઇ જાઉં અને મારું મન વિક્ષિપ્ત થઈ જાય. તેથી કરીને મારા ઉસ્તાદની સાથે મેં એવી શરત કરાવી લીધી કે, હું રોજ એક કલાક કરતાં વધારે વખત તેમની પાસે નહિ બેસું.' પછી મેં મદરેસામાં કુરાન ભણુવા માંડયું, તે વખતે હું સાત વરસનો હતો. આ વખતે હું આખું વરસ રોજા કરતો અને સાંજ પડયા પછી હું જવના લોટનો રોટલો ખાઇ લેતો. એ સિવાય હું બીજું કશું ખાતો નહિ. હું જ્યારે બાર વરસનો થયો ત્યારે મારા મનમાં એક શંકા ઉત્પન્ન થઇ, તેનું કોઇથી સમાધાન થઈ શકયું નહિ. હું મારા મામાની રજા લઇને બસરા શહેરમાં ચાલ્યો ગયો. ત્યાંના મોટા મોટા ઉલેમાઓની આગળ મેં મારી શંકા ઉપસ્થિત કરી, પણ કોઇથી તેનો ઉત્તર આપી શકાયો નહિ. ત્યાર પછી હું એક બીજા મહાત્માની પાસે જઇ પહોંચ્યો, જેમનું નામ હબીબ હમજા હતું. તેમને પણ મેં એનો એજ સવાલ પૂછયો, તેમની પાસેથી મને સંતોષકારક જવાબ મળ્યો. ત્યાર પછી હું થોડો વખત તેમની પાસે રહ્યો પણ ખરો અને તેમના સહવાસથી મને ઘણો લાભ થયો; આટલું થયા પછી હું તસ્તર પાછો આવ્યો. ત્યાર પછી ખોરાકની બાબતમાં મેં એવો નિયમ રાખ્યો કે, આખા વરસમાં એકજ દરમ (એક પ્રકારનો સિક્કો)નો જવનો લોટ લઇ રાખવો અને તેમાંથી ફક્ત બે તોલા લોટની રોટલી શાકભાજી ઇત્યાદિ વિના લૂખીજ સાંજ પડયા પછી ખાઇને રહેવું. ત્યાર પછી મેં એકાંતરા કરવા માંડયા; એકાંતરા પછી ત્રણ દિવસના ઉપવાસ કરવા માંડયા અને ચોથે દહાડે ઉપર કહી તેવી એક રોટલી ખાવાનો નિયમ લીધો; તે પછી પાંચમે દહાડે અને છેવટે અઠવાડિયામાં એક વાર બે તોલા લોટની રોટલી ખાઇને રહેવા માંડયું; કોઇ કોઇ વાર તો તે રોટલીની જગ્યાએ ફક્ત એકજ બદામનો દાણો મોઢામાં નાખી લેતો. કેટલાંક વરસના આવા અભ્યાસ પછી મારી ક્ષુધાજ શમી ગઇ અને ભૂખની બાબતમાં મને એવો અનુભવ મળ્યો કે, શરૂઆતમાં અન્નના અભાવને લીધે મને અતિશય નબળાઇ લાગતી અને પેટ ભરીને ખાતો

ત્યારે શરીરમાં કૌવત આવતું; પણ કેટલોક વખત વીત્યા પછી હું ભૂખ્યો હોઉં તેટલો વખત મારા શરીરમાં ખૂબ બળ અને ઉત્સાહ રહેતાં અને પેટ ભરીને ખાધાથી હું ઢીલોઢસ અને નિર્બળ થઇ જતો, તે ઘડીએ હું કહેતો કે, "હે ખુદા! તમે બીજા બધા લોકોને આ બે બાબતોમાં લાગણીરહિત બનાવી દો તો કેવું સારું કે, જેથી કરીને તેઓ તમારાદ્વારા તેમની ક્ષુધાની તૃપ્તિનો અનુભવ કરે અને ભોજનથી થતી તૃપ્તિમાં તેમને ભૂખનો અનુભવ થાય."

× × × ×

એક દિવસ શોહોલ એવું કહેવા લાગ્યા કે, "સાધારણ લોકો અને વિશેષ કોટિના સાધકો, ઇશ્વરના અનુગત અને ઇશ્વરના વિરોધી સૌને માટે–હરકોઇ માણસને માટે–"તોબા" (મનનું પરિવર્તન) કરવી એ વિધાતાનો અટળ નિયમ છે." તસ્તરમાં એક માણસ રહેતો હતો તેને સૌ મહાવૈરાગ્યવાન અને શાસ્ત્રજ્ઞ કહેતા હતા. તેની આગળ જઇને કોઈએ વાત કરી કે, શોહોલ તો એવું કહે છે કે, ઇશ્વરના વિરોધી લોકોએ પણ તેમના વિરુદ્ધાચરણથી પાછા હઠવું જોઇશે અને ઇશ્વરના અનુગત સાધકો પણ જો પાપ કરતા હોય, તો તેમણે પણ પોતાનાં પાપની "તોબા" કરવી પડશે. તે માણસ બોલ્યો કે, "આ વાત તે શરિયતની વિરુદ્ધ છે." આવું કહીને તેણે શોહોલના ઉપર શરિયતની વિરુદ્ધ બોલવાનો આરોપ મૂક્યો અને પછી તેણે નાનાંમોટાં સૌની આગળ પ્રચાર કરવા માંડ્યો કે, શોહોલ તો "કાફિર" (ઇશ્વરવિરોધી) છે અને આ રીતે તેણે સાધારણ લોકોને તેમની વિરુદ્ધમાં એવા ઉશ્કેરી મૂક્યા કે, તેઓ બધા તેમના ઉપર ખૂબ દાઝે બળવા લાગ્યા. આવા લોકોની સાથે વિવાદમાં ઊતરવાનું તેમને યોગ્ય લાગતું ન હતું. આ બાજુએ તેમની ધર્મોન્મત્તતા અને વ્યાકુળતા ઘણાં વધી પડયાં. તેમણે પોતાની સ્થાવરજંગમ તમામ મિલકત, સોનુંરૂપું, કીમતી લૂગડાં, દાગીના તથા બીજું જે કાંઇ હતું, તે બધી વસ્તુઓનાં નામ એક એક કાગળની ચબરખી ઉપર લખ્યાં, પછી બધા લોકોને ભેગા કરીને કહ્યું કે, "આ ચબરખીઓમાંથી જેનાથી જેટલી લેવાય તેટલી લઈ લો." એવું કહીને તેમની સૌની આગળ તે ફેંકી દીધી. જેના હાથમાં જે ચબરખી આવી તેને તે ચબરખીઓ ઉપર લખેલી વસ્તુઓ તેમણે ખુદાને શુક્ર અદા કરતા જઇને આપી દેવા માંડી. આવી રીતે તેમણે પોતાની બધીજ મિલકત વહેંચી દીધી અને

પોતાની પાસે સમ ખાવા જેટલી એક ફૂટી બદામ પણ રહેવા દીધી નહિ. આ પ્રમાણે સંપત્તિના બોજામાંથી તદ્દન હલકા અને નિષ્કિંચન બની ગયા પછી, શોહોલ*હેજાજ તરફ ચાલતા થઇ ગયા. રસ્તે જતાં તેમણે પોતાના મનને શિખામણ દેવા માંડી કે, "હે મારા મન! હવે તું નિર્ધન થઇ ગયું છે, તારી પાસે 'આ મારું પોતાનું' કહેવા જેવું કાંઇજ રહ્યું નથી. માટે હવે આજથી તારે કશી વસ્તુની ઇચ્છા રાખવી નહિ અને ઇચ્છા કરીશ તોપણ તને કશું મળવાનું નથી." "હું કાંઇજ નહિ માગું" એવો તેમના મને પણ તેમની સાથે કરાર કર્યો. પણ જ્યાં તે કુફા નામના એક શહેરમાં જઇ પહોંચ્યા એટલે તેમના મને તેમને કહેવા માંડયું: "મેં અત્યાર લગી કશું માગ્યું છે? પણ હવે રોટલીની સાથે માછલી પણ મારે જોઇશે; માટે તેટલું તું મને આપી દે, આથી વધારે તકલીફ તને નહિ આપું." શોહોલ કુફા શહેરની અંદર ગયા, ત્યારે એક જગ્યાએ તેમણે ઊંટની મદદથી ચાલતો એક રેંટ દીઠો. તેમણે તે રેંટના માલિકને પૂછયું: "આ ઊંટને તું બીજા કોઇને ભાડે આપી દે તો તને રોજનું કેટલું ભાડું ઊપજે?" તે બોલ્યો: "બે દરમ"× શોહોલે તેને કહ્યું: "ત્યારે તું એ ઊંટને છોડી દે અને તેની જગ્યાએ મને બાંધ અને સાંજની નમાજનો વખત થતાં સુધી મારી પાસે કામ કરાવ, તું મને મારા મહેનતાણામાં એક દરમ આપીશ તો ચાલશે." પેલા માણસે મહર્ષિના કહેવા પ્રમાણે ઊંટને છોડી નાખ્યું અને તેની જગ્યાએ તેમને બાંધ્યા અને તેમની પાસે રેંટ ચલાવવા માંડયો. સાંજ પડી ત્યારે તેણે તેમને એક દરમ આપ્યો. શોહોલે તે દરમ વડે રોટી અને માછલી વેચાતાં લીધાં અને પોતાની આગળ મૂકીને મનને કહેવા માંડયું: "મન! જો તારે માછલી અથવા એવી કોઇ ચટાકાદાર વસ્તુની સાથે રોટી ખાવાની ઇચ્છા હોય, તો તારે સવારથી સાંજ સુધી ઢોરની પેઠે વૈતરું કરવું પડશે." ત્યાંથી આગળ ચાલતાં ચાલતાં શોહોલ મક્કા જઇ પહોંચ્યા. ત્યાં તેમને મહર્ષિ જોલ્નુનનો સમાગમ થયો અને બીજા પણ

---

*હેજાજ એ અરબસ્તાનની અંદરના એક પેટાદેશનું નામ છે. મક્કા, મદીના અને તાયેફ એ ત્રણે શહેર હેજાજ પ્રદેશમાં આવેલાં છે, એની એક બાજુની હદ ઉપર નજ્દ અને બીજી બાજુની હદ ઉપર ઘોર પ્રદેશ છે. —બંગાળી અનુવાદક

× દરમ એ ત્રાંબાનો સિક્કો છે.

ઊંચામાં ઊંચી કોટિના મહાત્માઓના સંગનો તેમણે લાભ લીધો. આ બધું કરી રહ્યા પછી તે પાછા તસ્તર ચાલ્યા આવ્યા અને ત્યાં આવ્યા પછી તેમણે થોડા વખત સુધી તો અદ્ભુત સાધનાઓ કરવાનો આરંભ કર્યો. દાખલા તરીકે તેમણે ભીંતને અઢેલીને અથવા લાંબા પગ કરીને બેસવાનું છોડી દીધું, કોઇ તેમને કાંઇ પૂછતું તો તેમના તરફથી કશો જવાબ મળતો નહિ. જાહેર સભામાં વ્યાસપીઠ ઉપર બેસીને ઉપદેશ તો તેઓ કદી દેતાજ નહિ. ચાર મહિના સુધી તેમણે પોતાના એક પગની આંગળી બાંધી રાખી. આવી અસ્વાભાવિક ક્રિયાથી તેમની આંગળીએ અતિશય પીડા થઇ, તે તેમણે બધી સહન કરી. ત્યાર પછી એક દિવસ પોતે લાંબા પગ કરીને ભીંતને અઢેલીને બેઠા અને સૌને કહેવા લાગ્યા કે, "તમારામાંથી જેને જેને જે કાંઇ પૂછવું હોય તે મને પૂછી નાખો." આવું તેમણે અત્યાર પહેલાં કદી કહ્યુંજ ન હતું. આજે એવું બોલવાનું કારણ સમજાવતાં શોહોલ બોલ્યા:"જ્યાંસુધી પોતાના ગુરુ વિદ્યમાન હોય ત્યાંસુધી શિષ્યે મર્યાદા સાચવીને વર્તવું જોઇએ." તે દિવસની તારીખ અને સમય લોકોએ લખી રાખ્યો હતો. ત્યાર પછી તપાસ કરતાં માલૂમ પડયું કે, ધર્માચાર્ય મહાત્મા જોલૂનુને બરાબર તેજ તારીખે અને તેજ વખતે પોતાનો દેહ છોડી દીધો હતો.

એક વાર બાદશાહ ઓમર લયસને અમુક જાતનો ભયંકર વ્યાધિ લાગુ પડયો હતો. રાજ્યના તમામ હકીમો એ વ્યાધિની ચિકિત્સા કરવામાં અસમર્થ સાબિત થયા હતા. ઘણા લોકોનું એવું માનવું હતું કે, "એ વ્યાધિ હવે અસાધ્ય થઇ ગયો છે, આવી હાલતમાં કોઇ સાધુમહાત્માના આશીર્વાદ સિવાય બીજા કશાથી કાંઇ વળે એમ નથી. મહર્ષિ શોહોલની દુવા અલ્લા માન્ય રાખે છે, માટે આ બાબતમાં બાદશાહે શોહોલની પાસે દુવા કરાવવી જોઇએ." તે ઉપરથી બાદશાહ ઓમરે મહાત્મા શોહોલને તેડી લાવવાને સારુ એક રાજસેવકને આજ્ઞા કરી. બાદશાહની આજ્ઞાને માન આપીને શોહોલ તેની પાસે ગયા. બિછાનામાં પડેલા રોગી બાદશાહની પાસે બેસીને તેમણે કહેવા માંડયું: "જે વ્યક્તિએ અલ્લાની આગળ 'તોબા' કરી દીધી હોય અર્થાત્ જેના મનનું પરિવર્તન થઇ ચૂકયું હોય અને ખુદાનો આશ્રય ગ્રહણ કર્યો હોય, તેની બાબતમાંજ પ્રાર્થનાઓ સફળ થાય છે. માટે તે પ્રમાણે તમારે તમારા મનનું પરિવર્તન કરવાને

સારુ પાછલાં પાપોનું પ્રાયશ્ચિત્ત કરીને 'તોબા' કરવી જોઇશે. તમારા બંદીખાનામાં અન્યાયથી પીડિત નિર્દોષ કેદીઓ પડ્યા છે, તેમને તમારે બંધનમુક્ત કરી દેવા જોઇશે." તેમણે જે જે કરવાનું કહ્યું તે બધું બાદશાહ ઓમરે કર્યું. ત્યાર પછી ખુદાની પ્રાર્થના કરતાં તે બોલ્યાઃ "હે પ્રભો! તમે તેનાં પાપની સજા તરીકે તેને પુષ્કળ દુઃખ ભોગવાવ્યું છે, હવે મારી સાધનાનો પ્રભાવ એને બતલાવવાની કૃપા કરો. હવે તમે તેના અંતરને જેવા પવિત્ર આચ્છાદન વડે ઢાંકયું છે, તેવી રીતે તેના શરીરને પણ આરોગ્યના વસ્ત્ર વડે ઢાંકવાની કૃપા કરો." કહેવાય છે કે, પ્રાર્થના થઇ રહી કે તરતજ ઓમર બાદશાહ સાજો થઇ ગયો. પોતે તદ્દન સારો થઇ ગયો તેની કૃતજ્ઞતા દર્શાવવાને સારુ તેણે શોહોલને પુષ્કળ ધન તથા સ્થાવરસંપત્તિ આપવા માંડયાં, પણ તેમણે તેમાંથી કાંઇજ ગ્રહણ કર્યા વગર બાદશાહની રજા લીધી. તેમના એક શિષ્યે કહ્યુંઃ "થોડુંક ગ્રહણ કર્યું હોત તો તમારા ઉપર જે કરજ છે, તે ચૂકવી દેવાત કની?" તેના જવાબમાં શોહોલે કહ્યુંઃ "તારે ધનની ઇચ્છા છે? ચાલ, જોતો થાક." એવું કહીને તેમણે પોતાના શિષ્યને દિવ્ય દૃષ્ટિ પ્રદાન કરી અને તેની સહાયતાથી તેણે આખું જંગલ અને રણ સોનાથી ભરપૂર દીઠું એવી દંતકથા પ્રચલિત છે. ત્યાર પછી શોહોલે તેને કહ્યુંઃ "પરાત્પર પરમેશ્વરની સાથે જેનો આવો સંબંધ છે, તે પ્રભુએ પેદા કરેલા માણસની પાસેથી કશું લેવાની શા માટે ઇચ્છા રાખે?"

મહર્ષિ શોહોલ ઇશ્વરના મહિમાનાં પદ સાંભળતાં સાંભળતાં એવા ભાવવિહ્વલ થઇ જતા કે, તેમની ભાવાવસ્થા પચ્ચીસ પચ્ચીસ દિવસ સુધી એકસરખી ચાલુ રહેતી અને તેટલો વખત તેઓ કશું ખાતાપીતા નહિ. આવી અવસ્થામાં શિયાળાની ઋતુમાં પણ તેમના શરીરમાંથી એટલો પરસેવો નીકળતો કે તેમનાં વસ્ત્ર તદ્દન પલળી જતાં.

શોહોલના અલૌકિક ચમત્કારોને વિષે ઘણી દંતકથાઓ પ્રચલિત છે, તેમાંની એક એવી છે કે, તેઓ જ્યારે પાણી ઉપર થઇને ચાલ્યા જતા, ત્યારે તેમના પગનાં તળિયાં પણ પલળતાં નહિ. કોઇએ તેમને કહ્યું કે, "લોકોમાં તમારે વિષે એવી વાતો થાય છે કે, તમે પાણી ઉપર ચાલી શકો છો, ખરી વાત?" ત્યારે તે બોલ્યાઃ "આ મસ્જિદમાં આજાન પોકારનાર બાંગીને એ વિષે

પૂછી જોજો, તે કદી જૂઠું બોલતો નથી." પેલા માણુસે જાંગીને પૂછયું ત્યારે તે બોલ્યો: "ઋષિ પાણી ઉપર થઇને ચાલી શકે છે કે નહિ તે હું જાણુતો નથી. પણુ હમણાં થોડા દિવસ ઉપર તે તળાવડીમાં નાહવા ગયા હતા; ત્યાં તેમનો પગ લપસી ગયો અને હું જો તે વખતે હાજર ન હોત, તો તે જરૂર ડૂબી મરત એટલું હું જાણું છું." શેખ અબુઅલી કહે છે કે, "શોહોલને અનેક જાતની અલૌકિક સિદ્ધિઓ પ્રાપ્ત થઇ તો હતી, પણુ તે બધી તેઓ ગુપ્ત રાખવા ઇચ્છતા હતા."

એક સાધુપુરુષ કહે છે કે, "એક વાર જુમ્માની નમાજ પઢતાં પહેલાં હું શોહોલની પાસે ગયો હતો. જે ઓરડામાં તે બેઠા હતા, તે ઓરડામાં મેં એક સાપ દીઠો, તેથી મને એવી બીક લાગી કે, મેં બારણુા આગળજ ઊભાં ઊભાં પૂછયું કે, 'હું અંદર આવું ?' તે બોલ્યા, 'આવો આવો, જ્યાંસુધી આખી પૃથ્વી ઉપરનાં પ્રાણીઓ પૈકી એકનો પણુ કોઇને મનમાં ભય રહી જાય, ત્યાંસુધી તે વાસ્તવિક આકાશમાં (અર્થાત્ આધ્યાત્મિક જગતમાં) ઉંચે ચડી શકતોજ નથી.' પછી તેમણે મને પૂછયું: 'જુમ્મારોજની નમાજને વિષે તમારો શો અભિપ્રાય છે ?' મેં કહ્યું: 'મારે ઘેરથી મસ્જિદ એક દિવસની મજલ જેટલે છેટે છે.' ત્યારે તેમણે મારો હાથ પકડી લીધો. ત્યાર પછી બીજીજ પળે મને એવું લાગ્યું કે, જાણે હું તે મસ્જિદની અંદરજ બેઠેલો છું. ત્યારપછી હું ત્યાં નમાજ પઢયો અને બહાર નીકળી આવ્યો. પછી તે મહાત્માની સામે જ્યારે મેં જોયું ત્યારે તે બોલી ઊઠયા: 'લા ઇલાહ ઇલ્લિલ્લાહ !' આવો કલ્માનો મંત્રોચ્ચાર કરનારા લોકો તો પાર વિનાના છે, પણુ સાચા પ્રેમીઓ અતિ અલ્પ છે."

તમામ પ્રકારનાં હિંસક જીવજંતુઓ અને જાનવરો શોહોલની પાસે ચાલ્યાં આવતાં, તેઓ તેમના સર્વના પ્રતિ પ્રેમયુક્ત વ્યવહાર કરતા અને તેમને ખાવાનું આપતા. આજદિન સુધી તેમની રહેવાની જગ્યા લોકોમાં "બયતોસ્સવા" (પશુશાલા)-ના નામથીજ ઓળખાય છે.

મહર્ષિ શોહોલ આકરી સાધનાઓ અને કઠોર તપશ્ચર્યાઓ કરતા અને વળી આખી રાતની રાત જાગરણુ કરતા. આવાં આવાં કારણોને લીધે તેમને મુત્રકૃચ્છ્રનો વ્યાધિ લાગુ પડી ગયો હતો. એક કલાકમાં તેમને લઘુશંકાને માટે ઘણીવાર જવું પડતું હતું,

તેથી કરીને તેઓ પોતાની પાસે એક પેશાબદાની રાખી મૂકતા હતા. પણ જ્યારે નમાજ પઢવાનો વખત થતો, ત્યારે ત્યાંથી જરા આઘે જઈ વજૂ વગેરે કરીને શુદ્ધ થતા અને પછી નમાજ પઢતા. આટલું છતાં પણ જ્યારે પોતે ઉપદેશ દેવા બેસતા, ત્યારે ગમે તેટલો વખત થઈ જતો તોપણ તેમને એક વાર પણ લઘુશંકાને માટે ઊઠવું પડતું નહિ. બધો વખત ઊભા ને ઊભા રહીને ઉપાસના કરવાની તેમની ટેવને લીધે તેમને પગે પણ ઘણું દુઃખ થતું હતું; તોપણ જેટલો વખત તેઓ ઉપાસના કરતા તેટલો વખત તેમને એ દુઃખ જણાતું ન હતું; પણ જ્યાં ઉપાસના કરી રહ્યા એટલે તેમના પગનો દુખાવો શરૂ થઈ જતો અને લઘુશંકાની હાજત પણ થવા લાગતી. આ વ્યાધિઓને લીધે તેમણે શરિયતની આજ્ઞાઓના પાલનમાં જરા પણ શિથિલતા આવવા દીધી ન હતી.

એક વાર શોહેલ પોતાના એક શિષ્યને કહેવા લાગ્યાઃ "તું આખો દિવસ 'અલ્લા, અલ્લા' એવો ઉચ્ચાર કર્યાજ કર." પેલા શિષ્યે તેમ કરવા માંડયું અને પછી તો "અલ્લા, અલ્લા" બોલવાનો તેનો એક પ્રકારનો સ્વભાવજ થઇ ગયો ત્યારે ઋષિ શોહેલે તેને એવી સલાહ આપી કે, "રાત પડયા પછી પણ અલ્લાનો નામોચ્ચાર તું કરતોજ રહેજે." પેલા શિષ્યે રાત્રે પણ દિવસની પેઠે "અલ્લા અલ્લા" એવો ઉચ્ચાર કરવાનું ચાલુ રાખ્યું. ત્યાર પછી તો તે શિષ્યની એવી અવસ્થા થઈ ગઇ કે, તે સ્વપ્નાવસ્થામાં પણ "અલ્લા અલ્લા" એવું બોલતોજ ગયો. કહેવાનું તાત્પર્ય એ છે કે, તેના મુખમાંથી અલ્લાના નામનો ઉચ્ચાર અખંડિત ભાવે થવા લાગ્યો. ત્યાર પછી શોહેલે તેને એવું કહ્યું કે, "હવે નામોચ્ચાર ન કરતાં ફક્ત મનથી સ્મરણજ કરતો રહે." શિષ્યે એવું કરવા માંડયું એટલે તો તે નામચિંતનમાં પૂરેપૂરો ડૂબી ગયો અને બાહ્યજ્ઞાનરહિત થઇ ગયો. એક વાર તે શિષ્ય પોતાને ઘેર બેઠો બેઠો નામચિંતન કરતો હતો, એવામાં તેના માથા ઉપર કોઇ ભારે લાકડું ઉપરથી પડયું, જેથી તેનું માથું ફૂટી ગયું અને ઘણું લોહી નીકળ્યું. દંતકથા તો એવી છે કે, તેના શરીરમાંથી લોહીનાં ટીપાં જેમ જેમ ભોંય ઉપર પડતાં ગયાં, તેમ તેમ તે "અલ્લા" "અલ્લા" એવી આકૃતિ ધારણ કરતાં ગયાં.

મહર્ષિ શોહેલે પોતાના એક શિષ્યને અમુક કામ કરવાની આજ્ઞા કરી, ત્યારે તેણે કહ્યુંઃ "લોકનિંદાના ડરને લીધે મારાથી એ

કામ નહિ થાય." તે ઉપરથી શોહોલે પોતાના ધર્મબંધુઓના ભણી જોઇને કહ્યું: "હું કહું છું તે બે અવસ્થાઓ પૈકી ગમે તે એક અવસ્થા પ્રાપ્ત થયા વિના લોકો વાસ્તવિક રીતે ઉપરોક્ત કામ સુધી પહોંચી શકતા નથી. એ અવસ્થાઓ એવી છે કે, કાં તો લોકો ઉપર તેમની દૃષ્ટિજ જાય નહિ અને સૃષ્ટિકર્તા ઈશ્વર સિવાય બીજું કાંઇ તેમની નજરેજ પડે નહિ; અથવા તેઓ પોતાની જાતના પ્રતિ લક્ષરહિત થઇ જઇને તદ્દન નિર્ભય થઈ જાય."

એક વાર શોહોલે પોતાના અનુયાયીઓમાંથી એક જણને કહ્યું: "બસરામાં એક નિષ્કિંચન સાધુ રહે છે, તે ઋષિત્વને પામી ગયો છે." આ વાત સાંભળીને તે શિષ્ય બસરા ગયો અને તે સાધુની પાસે ગયો, પણ તેને જોઇને તે શિષ્યના મનમાં અશ્રદ્ધા ઉત્પન્ન થઇ; તોપણ તેની પાસે જઇને તેણે સલામ કરીને અમુક પ્રશ્ન પૂછ્યા. તે સાધુએ કહ્યું: "તમે આવતાં વારનેજ મારા તરફ તિરસ્કારના ભાવથી જોતા આવ્યા છો, પછી મારે મોઢેથી તમારા પ્રશ્નના ઉત્તર સાંભળીને તમને શો લાભ થવાનો હતો?"

શોહોલ પોતાના જીવનને લગતા એક પ્રસંગને વિષે કહે છે કે, "એક વાર હું તદ્દન એકલો રણમાં થઇને જતો હતો, ત્યારે મેં એક ઘરડી ડોશીને મારી સામેની દિશાએથી ચાલી આવતી દીઠી. તેણે પોતાના માથા ઉપર એક લૂગડાનો કટકો બાંધ્યો હતો અને હાથમાં લાકડી ઝાલીને ચાલતી હતી. મેં તેને જોઇને મનમાં વિચાર કર્યો કે, એ ડોશી મુસાફરોના કાફલામાંથી વિખૂટી પડી ગઇ હશે. તેની મુશ્કેલીમાં તેને કાંઇક મદદ કરવાના હેતુથી મેં મારી પૈસાની પોટલીની ગાંઠ છોડવા માંડી, એટલે તે ડોશી દાંતે આંગળાં કરડીને વિસ્મય દર્શાવવા લાગી અને પછી આકાશ ભણી હાથ કરીને સોનાની એક મૂઠી ભરી લીધી અને બોલી: 'તું તારી પોટલીમાંથી પૈસા લે છે, ત્યારે હું × સ્વર્ગમાંથી લઉં છું.' આટલું કહીને તે અદૃશ્ય થઇ ગઇ. હું તો આશ્ચર્યચકિત

× કેટલાંક વરસ ઉપર કલકત્તામાં કોઇ પાશ્ચાત્ય દેશની વૃદ્ધ સ્ત્રીએ આવો ચમત્કાર કરી બતાવ્યો હતો. હજારો લોકોની સમક્ષ તે ઊંચા હાથ કરીને રૂપિયા, ગીનીઓ, મીઠાઇ વડે જોતજોતામાં પોતાના હાથ ભરી દેતી. જોનારાઓ ચકિત થઇ જતા. કલકત્તાનાં મુખ્ય મુખ્ય પત્રોમાં પણ આ હેવાલ છપાયો હતો. તે છતાં તે સ્ત્રી ભિક્ષા માગીને નિર્વાહ કરતી હતી. —બંગાળી અનુવાદક

થઇને આગળ ચાલતો થયો. હું જ્યારે *ઓરફા પહોંચ્યો અને પ્રદક્ષિણા કરવાને સ્થળે ગયો, ત્યારે કાબા તરફ મારી નજર ગઇ. ત્યાં મેં એક વ્યક્તિને કાબાના મંદિરની પ્રદક્ષિણા કરતી દીઠી. નજીક જઇને જોયું તો તે પેલી ડોશીજ નીકળી. તે મને જોઇને કહેવા લાગી કે, 'શોહોલ! જે માણસ કાબાની આકૃતિ જોવાને સારુ યાત્રાએ આવે છે, તેને કાબાની પ્રદક્ષિણા કરવી પડે છે; પણ જે માણસ ઈશ્વરનું દર્શન કરવાને સારુ પોતાના અહંભાવનો વિનાશ કરવાના હેતુથી યાત્રાએ જાય છે, તેની પ્રદક્ષિણા કરવાની કાબાના મંદિરને ફરજ પડે છે.'"

શોહોલ કહે છે કે, "એક વાર રાત્રે મેં સ્વપ્નમાં એવું દીઠું કે, બધા લોકો એક જગ્યાએ ઊભા રહ્યા છે. પછી મેં એક ધોળા રંગના પક્ષીને એકાએક આકાશમાંથી ઊતરતું દીઠું અને આમતેમ ઊડતું ઊડતું એક માણસને પોતાની ઝપટમાં લઇને તે સ્વર્ગ તરફ ઊડી ગયું. મેં પૂછ્યું: 'આ વળી કેવું વિચિત્ર પક્ષી?' ત્યારે લોકોમાંથી કોઇએ મને કહ્યું કે, 'પરમેશ્વર પોતાના ભક્તો ઉપર સફેદ રંગના પક્ષીના રૂપમાં કૃપાનું દાન કરે છે.' ત્યાર પછી મેં આકાશમાંથી એક કાગળના કટકાને નીચે પડતો દીઠો. તેમાં એવું લખ્યું હતું કે, 'આ પક્ષીનું નામ વિષયવિરાગ છે.' વળી એક દિવસ મેં સ્વપ્નમાં એવું દીઠું કે મને કોઇ સ્વર્ગમાં લઇ ગયું, ત્યાં મેં ત્રણસો માણસોને બેઠેલા દીઠા. તેમને મેં સલામ કરીને પૂછ્યું કે, 'પૃથ્વી ઉપર સૌથી વધારે ભય રાખવા જેવી કઈ વસ્તુ ત્યાં આપણી પાસે હતી?' તેઓ બોલ્યા: 'સમાધિ-ઉન્નતિનો અવરોધ.' મેં એક વાર સ્વપ્નમાં શયતાનને દીઠો, ત્યારે મેં તેને પૂછી જોયું, 'તારે માટે સૌથી વધારે મુશ્કેલ કામ કયું?' તેણે કહ્યું: 'ઈશ્વરના ભક્તોનાં હૃદયમાં પરમેશ્વર–પ્રભુ બની જવા પ્રતિ લક્ષ્ય હોય તે.'"

શોહોલની પ્રાર્થના: "હે મારા ઈશ્વર! મારા પ્રભુ! હું તદ્દન નગણ્ય છું, પણ તે છતાં તમે મને યાદ કરો છો. જો હું નગણ્યજ

* ઓરફા મક્કાથી નવ માઇલને છેટે એક વિશાળ રેતાળ મેદાન છે. હજ કરવા આવેલા હાજીઓ પ્રથમ ત્યાં ઊભા રહીને "લબ્બૈયક" (અમે તમારી સમીપ આવ્યા છીએ) એવું બોલીને પ્રાર્થના કરે છે અને જહર અને અસરની નમાજો ત્યાં આગળ પઢ્યા પછી મક્કા જાય છે. —બંગાળી અનુવાદક

છું અને કશા હિસાબમાંજ નથી, તો પછી જ્યારે હું તમારું સ્મરણ કરું, તેમાં તમારે કશું ગૌરવ લેવા જેવું નથી; કારણ કે, મારા કરતાં વધારે અધમ તો બીજો કોઇ છેજ નહિ."

અગાઉ કહેવામાં આવ્યું છે કે, મહર્ષિ એક મહાપંડિત અને સદુપદેશક હતા. તેમના ઉપદેશથી ઘણા લોકોનાં જીવનમાં પરિવર્તન થઇ ગયું હતું. તેમને ચારસો શિષ્યો હતા. જ્યારે તેમનો અંતકાળ નજીક આવી પહોંચ્યો, ત્યારે તેમના બધા શિષ્યો અને અનુયાયીઓ તેમની પાસે આવીને બેઠા. તેમણે પૂછ્યું: "ભગવન્! આપની ગાદી ઉપર હવેથી કોણ બેસે અને આપની ઉપદેશવેદિ ઉપર બેસીને ઉપદેશ દેવાનો અધિકાર આપ કોને આપી જાઓ છો?" એજ પ્રદેશમાં એક અગ્નિપૂજક રહેતો હતો. મહર્ષિએ આંખો ઉઘાડીને શિષ્યોને કહ્યું: "એ અગ્નિપૂજક જેનું નામ શાદેદેલ છે, તે મારી જગ્યા લેશે." આ સાંભળીને સૌ આશ્ચર્ય સહિત એકબીજાને કહેવા લાગ્યા: "કદાચ છેલ્લી ઘડીએ મહર્ષિની બુદ્ધિ અસ્થિર થઇ ગઇ હશે, તેથી તેમણે આવું કહ્યું હશે? તેમને ચારસો શ્રદ્ધાવાન જ્ઞાની મુસલમાન શિષ્યો છે, તેમાંથી તેમણે કોઇને પોતાનું સ્થાન ન આપ્યું અને એક અગ્નિપૂજકને પોતાનો ઉત્તરાધિકારી જાહેર કરી દીધો, એ તે કેવી વાત?" શોહોલે આ સાંભળી લીધું, ત્યારે તેઓ બોલ્યા: "તમે કશી ગડબડ કર્યા વિના જઇને શાદેદેલને મારી પાસે તેડી લાવો." તે આવ્યો ત્યારે તેની સામે જોઇને મહર્ષિ બોલ્યા: "મારા મૃત્યુ પછી ત્રણ દિવસ બાદ તમે મારી ઉપદેશવેદિ ઉપર આવીને બેસવાના છો અને લોકોને ઉપદેશ દેવાના છો." આટલું કહીને તેમણે પ્રાણ ત્યાગ કરી દીધો. તેમના મૃત્યુ પછી ચોથે દહાડે જ્યારે નમાજ સમાપ્ત થયા પછી મસ્જિદમાં ઘણા લોકો એકઠા થઇને બેઠા હતા, એવામાં શાદેદેલ ત્યાં આગળ આવીને ઊભો રહ્યો અને મસ્જિદની ઉપદેશવેદિ ઉપર ચડી ગયો. તે વખતે તેના માથા ઉપર અગ્નિપૂજક લોકો પહેરે છે તેવી એક પાઘડી હતી અને કેડે ઉપવીત (પારસી લોકો જેને કસ્તી કહે છે) હતું. વેદિ ઉપર બેસીને શાદેદેલે બોલવા માંડ્યું: "મને તમારા નેતાએ અહીં આવવાની પ્રેરણા કરી છે. તેમણે મને તમારી પાસે મોકલ્યો છે. તે મને આવીને કહી ગયા કે, 'શાદેદેલ! મૂર્તિપૂજક તરીકેના ચિહ્નસ્વરૂપ તારા આ ઉપવીતને તોડી નાખવાનો સમય આવી

પહોંચ્યો છે.' અત્યારે હું એ ઉપવીતને તમારી સમક્ષજ કાપીને ફગાવી દઉં છું અને અગ્નિપૂજકની એક નિશાની કહેવાતી આ મારી પાઘડીને મારા માથા ઉપરથી ફેંકી દઉં છું." આવું કહીને તેણે પોતાને હાથે છરી વડે ઉપવીત કાપી નાખ્યું અને પાઘડી ફેંકી દીધી. પછી તેણે બોલવા માંડયુંઃ "આશહદો અલ્લાહ ઇલાહ ઇલ્લિલ્લાહ ઓ આશહદો આન્ મહમ્મદ રસુલ્લિલ્લાહ." આનો અર્થ એ છે કે, હું આજથી એકરાર કરું છું કે, એક અલ્લા સિવાય બીજો કોઇ ઉપાસ્યદેવ નથી અને હજરત મહમ્મદ પયગંબર (સલ૦) સિવાય બીજો કોઇ અલ્લાનો મોકલાવેલો પયગંબર નથી." ત્યાર પછી તેણે વળી ઉમેર્યું કે, "મહર્ષિ મારી પાસે આવીને કહી ગયા છે કે, બધી ભક્તમંડળીને કહેજો કે, 'જે તમારા નેતા અને ઉપદેષ્ટા હતા, તેજ તમને અત્યારે આદેશ દે છે કે, ગુરુનું વચન માન્ય કરવું એ તમારો ધર્મ છે. જુઓ, આજે આ શાદેદેલે પોતાનું ઉપવીત તોડી નાખ્યું છે. જો તમને મારી સાથે જિન્નતમાં એકત્ર રહેવાની ઇચ્છા હોય, તો તમારે સૌએ વીર બનવું પડશે, તમારા અંતરના ઉપવીતના ધાગડાઓને તોડી નાખવા જોઇશે.'" જ્યારે શાદેદેલે પોતાનું આવું સંભાષણ સમાપ્ત કર્યું, ત્યારે ત્યાં આગળ ભારે કોલાહલ મચી ગયો અને ત્યાં એકત્ર થયેલા લોકોમાં આશ્ચર્યકારક ભાવતરંગ ઉત્પન્ન થઇ ગયો.

જ્યારે મહર્ષિના મૃતદેહને કબ્રસ્તાનમાં દફનક્રિયા કરવાને સારુ લોકો ઊંચકીને લઇ જતા હતા, ત્યારે તેમની સ્મશાનયાત્રામાં પાર વિનાના લોકો એકત્ર થયા હતા અને સૌ મોટે સ્વરે અલ્લાના નામના ધ્વનિ કરતા હતા. એવામાં એક સિત્તેર વરસની ઉંમરનો એક બુઢ્ઢો યહૂદી આ બધી શાની ગડબડ છે, તે જોવાને સારુ પોતાના ઘરમાંથી બહાર નીકળ્યો. તે યહૂદી જ્યાં મહર્ષિના જનાજાની પાસે આવી પહોંચ્યો એટલે કોણ જાણે તેને શું થઇ આવ્યું કે, તે મોટો ઘાંટો પાડીને બોલવા લાગ્યોઃ "અરે ઓ લોકો ! આ હું જે જોઉં છું, તે તમે પણ જુઓ." લોકોએ તેને પૂછ્યુંઃ "અલ્યા ! તું શું જુએ છે, તે તો કહે." ત્યારે તે ઘરડો યહૂદી કહેવા લાગ્યોઃ "હું જોઉં છું કે, ફિરસ્તાઓ સ્વર્ગમાંથી નીચે ઊતરીને મહર્ષિના મૃતદેહનું સન્માન કરવા ચાલ્યા આવે છે." આટલું કહીને તે ડોસો એકદમ "લા ઇલાહ્ક ઈલ્લિલ્લાહ મહમ્મદે રસૂલ ઇલ્લાહ" એવો કલમાનો મંત્ર ભણીને

મુસલમાન ધર્મની દીક્ષા લેવા તત્પર થઇ ગયો અને ઇસ્લામી સમાજમાં ભળી ગયો.

અબુ તોલ્હા કહે છે કે, "શોહોલ જન્મ્યા ત્યારથી તે પરલોકવાસી થયા ત્યાંસુધી અનશન વ્રતધારીજ રહ્યા હતા. તેમના એ વ્રતનો કદી ભંગ થયો નથી."

## ઉપદેશવચન

૧. અન્નથી પેટ ભરવા કરતાં કોઇ દારૂથી પેટ ભરે તો તે મને વધારે ગમે, કેમકે દારૂથી પેટ ભરનાર તદ્દન બેહોશ બની જાય છે અને તેટલો વખત તેના મનની વાસનાઓ, કામનાઓના અગ્નિ ઠંડા થઈ જાય છે; જીભ અને હાથના આક્રમણમાંથી તેને રાહત મળે છે. પણ અન્ન વડે પેટ ભર્યાથી ષડ્રિપુઓ પ્રબળ થાય છે, કામનાઓ સતેજ થાય છે અને મન પોતાની વાસનાઓની તૃપ્તિ કરવાને ખૂબ દોડદોડા કરવા મંડી જાય છે.

૨. શાસ્ત્રવિહિત અન્નનું ભોજન કર્યા વિના વાસ્તવિક રીતે એકાંત સ્થાનમાં રહીને સાધન થઇ શકતું નથી અને ઈશ્વરને સમર્પણ કરી દીધા વિના ખરી રીતે શાસ્ત્રવિહિત કર્મ થઇ શકતાં પણ નથી.

૩. આખો દિવસ અને રાત્રિ મળીને જે માણુસ ફક્ત એકજ વાર આહાર કરે છે, તેનાજ આહારને હું સાત્ત્વિક આહાર કહું છું.

૪. અપૂર્ણ આહાર કર્યા વિના કોઇ પણ સાધકની સાધના જેવી જોઇએ તેવી થતીજ નથી, વળી તે જે જે કાર્ય કરે તે પણ શુદ્ધ હોતાં નથી.

૫. તપશ્ચર્યા યથારીતિ સંપન્ન કરવી હોય તો ચાર બાબતોને લક્ષમાં રાખવી જોઇશે. અપૂર્ણ આહાર, માન-વર્જન, દીનતા અને સંતોષ.

૬. જેઓ પેટ ભરીને આહાર કરતા નથી, તેમની પાસે શયતાનથી આવી શકાતું નથી. તમારે જો ભોજન કરવામાં તૃપ્તિનો આનંદ લેવો હોય તો ભોજનના અભાવની મદદ લેજો. યાદ રાખજો કે, તૃપ્તિપર્યંત ખાવું એ તમામ આપત્તિઓનું મૂળ છે.

૭. જે માણુસ શાસ્ત્રમાં નિષિદ્ધ કરેલી વસ્તુનો ભોગ કરે છે, તેનું સર્વાંગ પાપ વડે લિપ્ત થઇ જાય છે; તે ઇચ્છાએ અને અનિચ્છાએ પાપાચરણ કરતોજ રહે છે. જે માણુસ શાસ્ત્રવિહિત વસ્તુ-

નો ભોગ કરે છે, તેનું સર્વાંગ સાધનાને અનુકૂળ થાય છે અને ઈશ્વરકૃપા પણ તેની પાસે આવતી જાય છે.

૮. જેનાદ્વારા ઈશ્વરનું વિસ્મરણ થાય નહિ, તેજ પવિત્ર અને તેજ શાસ્ત્રવિહિત જાણવું.

૯. માણસો ત્રણ પ્રકારના હોય છે. એક પ્રકારના લોક એવા હોય છે કે, જેઓ ઈશ્વરને સારુ પોતાની જાતની સાથે યુદ્ધ કરે છે. બીજા પ્રકારના લોક ઈશ્વરને સારુ લોકોની સાથે યુદ્ધ કરે છે અને ત્રીજા પ્રકારના લોક પોતાને સારુ ઈશ્વરની સાથે યુદ્ધ કરે છે; તેઓ ઈશ્વરને એવું સંભળાવી દે છે કે, "તારા કાયદાઓ અમારી ઇચ્છાને, અનુકૂળ હોવા જોઈએ અને તારે જે કાંઈ કરવું હોય તો તે બધું તારે અમારો અભિપ્રાય પૂછીને અમારા અભિપ્રાયની સાથે એક-મત થઈને કરવું જોઈશે."

૧૦. જે માણસ એવી ઇચ્છા રાખે છે કે, મને ખરેખરી નિવૃત્તિજ પ્રાપ્ત થઇ જાય તો, તેણે તમામ પ્રકારનાં પાપમાંથી હાથ ઉઠાવી લેવો જોઇશે.

૧૧. તમે જે કાંઇ કામ કરો તે જો તમે ઈશ્વરને અનુગત થઈને નહિ કરો, તો તેનાથી તમને સંપૂર્ણ રીતે આત્મપીડન થયાજ કરશે.

૧૨. ઈશ્વરનો કોઇ પણ ભક્ત જ્યાંસુધી પોતાના અંતરમાં અદૃશ્ય જગતના સંબંધમાં પ્રેમનો સંચાર ન કરે અને મૃત્યુના અસ્તિત્વને ચોકખું જોતો ન થઈ જાય, ત્યાંસુધી તેની તપશ્ચર્યા સર્વાંગ સુંદર નહિ થાય.

૧૩. જ્ઞાનીઓ, વૈરાગ્યવાન પુરુષો અને તપસ્વીઓ સંસારથી તો બહાર નીકળી જાય છે, તોપણ તેમનાં અંતઃકરણ ઉપર એક પ્રકારનું આવરણ રહી જાય છે. ફક્ત શુદ્ધ સાત્ત્વિક પ્રેમી ભક્તો સિવાય બીજા કોઇનાં હૃદય આવરણથી મુક્ત હોતાં નથી.

૧૪. જીવનનું કાર્ય યથાવત્ ન હોય ત્યાંસુધી લોકોનો વિશ્વાસ સંપાદન થતો નથી. વિશુદ્ધ પ્રેમદ્વારા નિવૃત્તિનો લાભ થાય છે અને ઈશ્વરનાં દર્શન વડે એ પ્રેમ પૂર્ણાવસ્થાને પામે છે. અનીશ્વર પદાર્થો–પછી તેઓ ગમે તે પ્રકારના હોય–તેમના સર્વના પ્રતિ વૈરાગ્ય એ વિશુદ્ધપ્રેમનું લક્ષણ છે. જે વિશુદ્ધ પ્રેમી છે તેજ ખરે-ખરો ઈશ્વરથી બીનારો છે. જેઓ પ્રેમને વશ થઇને મૃત્યુને આલિંગન દે છે, તેઓજ શ્રેષ્ઠ પ્રેમી છે.

૧૫. વિશુદ્ધ પ્રેમી સિવાય બીજા લોકો કપટીપણાને અનુભવ કરી શકતા નથી.

૧૬. જે જે લોકો અહીં આવી ગયા છે, તેમને સર્વને વિપત્તિરૂપી કસોટીએ વિચલિત કરી દીધા છે. જો તેઓ વિચલિત ન થતાં ઇશ્વરાશ્રિત થઇને રહ્યા હોત, જો તેમણે વિપત્તિને એક પ્રકારના સુખ તરીકે વધાવી લીધી હોત, તો તેઓ ઇશ્વરની સાથે મળી ગયા હોત.

૧૭. જે માણસ પોતાની રાજીખુશીથી પરાત્પર ઈશ્વરનું અર્ચન કરતો નથી, તેને છેવટે જખ મારીને માણસનું અર્ચન કરવાની જરૂર પડશે.

૧૮. જે માણસનું મન ઈશ્વરના વિયોગમાં સુખપૂર્વક રહી શકે છે, તે દૂષિત મન છે. વિશ્વાસની સુવાસ તેના સુધી જઇ શકતી નથી.

૧૯. જે હૃદયમાં ઈશ્વર સિવાય બીજા કશાને વાસો છે, તે હૃદયમાં વિશ્વાસનો સંચાર થાય એ વાત શાસ્ત્રવિરુદ્ધ છે. તેના હૃદયમાં કોઈ પણ રીતે જ્યોતિનો પ્રવેશ થાય એ વાત ઈશ્વરને મંજૂર છેજ નહિ.

૨૦. જે કાર્યમાં આત્મશુદ્ધિનું દર્શન કરીને ઈશ્વરના ભક્તો આનંદથી પુલકિત થાય છે, તે કાર્ય સૌથી શ્રેષ્ઠ છે.

૨૧. લક્ષ્ય જેમ બને તેમ ઉચ્ચ હોય, તો તેને પહોંચવાને સારુ પ્રયત્ન પણ થવા માંડે છે. બનતો પ્રયત્ન કરતાં પણ કોઇનાથી ધારેલા લક્ષ્ય સુધી પહોંચાય પણ ખરું અને વખતે ન પણ પહોંચાય. આ બેમાંથી ગમે તે એક પરિણામ આવે તોપણ તેનાથી અનિષ્ટની નિવૃત્તિ તો થવાનીજ. ભલે લક્ષ્યસિદ્ધિમાં કદાચ સફળ ન થવાય, તે છતાં પણ અનિષ્ટની નિવૃત્તિનો જે લાભ થાય એ કાંઇ થોડું ન કહેવાય.

૨૨. જે વ્યક્તિ બ્રહ્મવિદ્યાની ચર્ચા ન કરતાં ગમે તેવી ફાલતુ વાતોની માથાકૂટ કરતો ફરે છે, તે પોતાનાજ જીવનની ક્ષતિ કરે છે.

૨૩. જેનું મન એટલું કઠિન છે કે, તેમાં જ્ઞાનનો પ્રવેશજ થઇ શકતો નથી, તે મન બીજા બધાનાં મન કરતાં અતિઘણું કઠિન હોવુંજ જોઇએ. જ્ઞાનયોગને માટે જેનું મન કઠિન છે, તેનું લક્ષણ એ છે કે, તે માણસ નાના પ્રકારના છળપ્રપંચ અને તરેહ તરેહની ખટપટો કરવામાંજ રસ લે છે, તે પોતાની જાત ઉપરજ ભરોંસો

રાખે છે અને જે કાંઈ પ્રવૃત્તિ પોતે કરે છે, તે ઈશ્વરાર્પિત ભાવથી નથી કરતો. ઈશ્વર જેને પોતાનું પોતાની મેળે ફોડી લેવા છૂટો મૂકી દે છે, તેને તે આ લોકમાં પોતાનાથી ઘણો વેગળો કાઢી મૂકે છે અને પરલોકમાં તેને નરકવાસ કરવા મોકલી દે છે.

૨૪. જ્ઞાનીઓ ત્રણ પ્રકારના હોય છેઃ–એક તો બાહ્ય જ્ઞાનના જ્ઞાનીઓ છે, તેઓ પોતાના જ્ઞાનને બાહ્યદર્શી લોકોની આગળ જાહેર કરી દે છે. બીજો એક પ્રકાર આધ્યાત્મિક જ્ઞાનીઓનો છે, તેઓ પોતાના જ્ઞાનની ચર્ચા આધ્યાત્મિક વલણ ધરાવનારા લોકોની સમક્ષ કરે છે, ત્રીજા પ્રકારના જ્ઞાનીઓ પોતાના અંતરમાં અને ઈશ્વરમાં અવસ્થિતિ કરે છે, તેઓની વ્યાખ્યા કોઇ કરી શકતું નથી.

૨૫. જે વ્યક્તિએ પોતાના પ્રાણ, ધન, માન, ઇહલોક, પરલોક, એ બધાના કરતાં ઈશ્વરને પ્રથમ સ્થાન આપવાનું કબૂલ કરી લીધું છે, તેના સિવાય આ પૃથ્વીમાં બીજા કોઇની ઉપર આધ્યાત્મિક સૂર્યનો ઉદય થતો નથી.

૨૬. મૂર્ખતા કરતાં બીજું કોઇ ઘોર પાપ નથી.

૨૭. તમે દીન અને રાંક સ્વભાવવાળા સાધુસંતોના પ્રતિ અભિમાનપૂર્વક અવજ્ઞાની દૃષ્ટિએ જુઓ છો તો ખરા, પણ એટલું યાદ રાખજો કે, તેઓ પયગંબર સાહેબના પ્રતિનિધિઓ છે.

૨૮. છ બાબતો સૌથી વિશેષ અવલંબન કરવા યોગ્ય છેઃ– (૧) ઈશ્વરી ગ્રંથનો આશ્રય,× (૨) ઈશ્વરના મોકલાવેલા પયગંબરના પ્રવર્તાવેલા ધર્મવિધિનું અનુસરણ, (૩) શાસ્ત્રવિહિત પદાર્થોનો આહાર, (૪) લોકો સતાવે તોપણ તેમને સતાવતી વખતે હાથ ખેંચી લેવાની વૃત્તિ, (૫) શાસ્ત્રમાં જેનો નિષેધ કર્યો હોય એવા વિષયોથી દૂર રહેવું અને (૬) જે કાંઇ ન્યાયપૂર્વક બીજાને આપવું જોઇએ તે આપવાને તત્પર રહેવું.

૨૯. આપણાં ત્રણ મૂળ છેઃ–(૧) પોતાનાં ચરિત્ર અને આચરણમાં પયગંબરોનું અનુસરણ, (૨) શાસ્ત્રવિહિત પદાર્થનું ભોજન અને (૩) સત્કાર્યના પ્રતિ પ્રીતિ રાખવી.

---

× મુસલમાનોના મત પ્રમાણે કુરાન, હિંદુઓના મત પ્રમાણે વેદ અને ખ્રિસ્તીઓના મત પ્રમાણે બાઇબલ અપૌરુષેય અથવા ઈશ્વરપ્રેરિત શાસ્ત્ર છે. —સેવાનંદ

૩૦. નવીન સાધકને માટે મનનું પરિવર્તન સૌથી વિશેષ અને પ્રથમ જરૂરી છે. મનનું પરિવર્તન કરવું એટલે કામનાઓનું અને આત્મગ્લાનિનું મૂળ ઉખાડી નાખીને દુરાચારમાંથી સદાચાર તરફ ગતિ કરવી. વાણીનો સંયમ કર્યા વિના મનનું પરિવર્તન થઇ શકતું નથી; એકાંતસ્થાનનો આશ્રય લીધા વિના વાણીનો સંયમ થઇ શકતો નથી; શાસ્ત્રવિહિત ભોજન કરવાનો અભ્યાસ કર્યા વિના એકાંત સ્થાનનો આશ્રય લઇ શકાતો નથી; ઈશ્વરનું ઋણ ફેડયા વિના શાસ્ત્રવિહિત આહાર થઇ શકતો નથી; ઇન્દ્રિયોનો સંયમ કર્યા વિના ઈશ્વરનું ઋણ ફેડી શકાતું નથી. ટૂંકામાં ઈશ્વરની કૃપાનું અવતરણ ન થાય, ત્યાંસુધી ઉપર જે જે બાબતો ગણાવી તેમાંની એકે બની શકતી નથી, તેમ સાધન પણ કાંઈ થઇ શકતું નથી.

૩૧. સાધનાનું પહેલું પગથિયું એ છે કે, 'હું કર્તા છું' એ ભાવનાને મનમાંથી ઉખાડી નાખવી અને પોતાનાં શક્તિસામર્થ્યની બાબતમાં તદ્દન વિતરાગ થઇ જવું.

૩૨. પોતાના કુભાવને સુભાવના રૂપમાં ફેરવી નાખવા એ સાધનાનું છેલ્લામાં છેલ્લું પગથિયું છે.

૩૩. માનપ્રતિષ્ઠાની ભૂખ અને દારિદ્રયનો ભય એ બે બાબતો મનુષ્યની પાયમાલીનાં કારણ નીવડે છે.

૩૪. જે માણસ શિલ્પ આદિ હાથકારીગરીના ધંધામાં દોષારોપણ કરે છે, તે ધર્મના નિયમોની અંદર પણ તેવુંજ દોષારોપણ કરી શકે છે. એવીજ રીતે જે માણસ ઈશ્વરાવલંબન કરવામાં દોષ જુએ છે, તે વિશ્વાસ અને શ્રદ્ધામાં પણ તેવાજ દોષ જોઇ શકશે. ધર્મના નિયમોની મર્યાદામાં સ્થિતિ કર્યા વિના ઈશ્વરાવલંબન કરનારા લોકોને માટે જેનાથી પૈસા પેદા કરી શકાય એવો કોઇ પણ ધંધોરોજગાર સંભવિત છેજ નહિ. "પૈસા કમાઇને તે લોકોને મદદ કરી શકીશ, લોકોનાં મનની ચિંતાઓ, કલેશ અને દુઃખને દૂર કરી શકીશ," આવા લોકકલ્યાણના શુભ હેતુ સિવાય બીજા કોઇ પણ ઉદ્દેશથી દ્રવ્યોપાર્જન કરવાના ધંધામાં પડવું એ ઈશ્વરાવલંબીને માટે શાસ્ત્રવિહિત નથી.

૩૫. ધૈર્યની અલ્પતા એ તમામ આપદાઓનું મૂળ છે.

૩૬. કૃતજ્ઞતા દર્શાવ્યા પછી પોતે ઊઠીને ઊભો થઇ શકવા પણ સમર્થ નથી, એવું જ્યારે ઈશ્વરના જ્ઞાનીને ભાન થાય, ત્યારે તેણે શ્રેષ્ઠ રીતે કૃતજ્ઞતા દર્શાવી કહેવાય.

૩૭. ઈશ્વરની કરુણાનો પ્રવાહ આપણા ઉપર ક્ષણેક્ષણે વરસ્યાજ કરે છે, પણ તેમાં સૌથી સારામાં સારી કરુણા એજ છે કે, તે પોતાનું સ્મરણ કરવાનો આપણને નિત્ય આદેશ આપ્યાજ કરે છે.

૩૮. ઈશ્વરના વિસ્મરણના કરતાં બીજું વધારે ભયંકર પાપ કોઇ હોઇ શકેજ નહિ.

૩૯. જે માણસ શાસ્ત્રમાં નિષિદ્ધ કરેલા વિષયોને જોતા પહેલાંજ પોતાની આંખોને બંધ કરી દે છે, તેનાં નેત્રો ઉપર તેની આખી જિંદગીમાં કોઇવાર પણ તે વિષયો આક્રમણ કરી શકતા નથી.

૪૦. સ્વર્ગથી પાતાળ સુધીના તમામ ભિન્ન ભિન્ન લોકલોકાન્તરોમાં પોતાના ઉપર વિશ્વાસ રાખનારાઓનાં હૃદયના કરતાં વધારે શ્રેષ્ઠ ભૂમિ ઈશ્વરે પેદા કરીજ નથી. ઈશ્વરે મનુષ્યને પોતાના પ્રકાશના કરતાં વધારે ઉત્કૃષ્ટ વસ્તુનું દાન દીધુંજ નથી. વિશ્વાસયુક્ત હૃદયના કરતાં આખા જગતમાં કોઈ ઉત્કૃષ્ટ સ્થાન હોત, તો ઈશ્વરે ત્યાં આગળ પોતાનો પ્રકાશ ફેલાવી દીધો હોત અને ત્યાં પોતે પણ પ્રકટ થયા હોત.

૪૧. એવો એક પણ દિવસ વ્યતીત થતો નથી કે, જ્યારે ઈશ્વર મનુષ્યને ઉચ્ચ સ્વરથી એવું ન કહેતો હોય કે, "હે મારા દાસ ! તું ન્યાયાચરણ નથી કરતો, તોપણ હું તો તને યાદ કર્યાજ કરું છું; હું તને હમેશાં મારી પાસે બોલાવ્યાજ કરું છું, તે છતાં તું બીજા લોકોની પાસે દોડી જાય છે; હું તારા માથા ઉપરનાં હજારો સંકટોનું નિવારણ કરતો રહું છું, તોપણ તું પાપમાં લેપાયમાન થતોજ રહે છે. ઓ આદમના વંશજ ! તું જ્યારે આ લોક છોડીને પરલોકમાં મારી આગળ આવીને ઊભો રહીશ, ત્યારે તું મને શો જવાબ આપીશ ?"

૪૨. મનુષ્યને ઉત્પન્ન કર્યા પછી ઈશ્વરે તેને કહ્યું હતું કે, "મારી આગળ તારે તારા દિલની ગૂઢ વાતો ખુલ્લી કરતાજ રહેવું, તારા મનમાં જે કાંઇ હોય તે તારે મને કહી દેવું; તારાથી તારી છૂપી વાતો મને કહેવાનું ન બની શકે તો બેઠો બેઠો મારા સામે જોયાજ કરજે; તે પણ તારાથી ન બની શકે તો તારી જે જે જરૂરિયાતો હોય, તારે જે જે બાબતની તંગી હોય તે વિશુદ્ધ હૃદયથી તારે મને કહી દેવું."

૪૩. વાસનાઓનું મૃત્યુ ન થાય ત્યાંસુધી હૃદય સજીવ થતું નથી.

૪૪. જે વ્યક્તિ પોતાના આત્માને જીતી લે છે, તે સર્વથી

શ્રેષ્ઠ પુરુષ છે અને તે બીજાઓને પણ જીતી શકે છે. લોકોક્તિ એવી છે કે, “જે પોતાના ઉપર રાજ કરે છે, તે બીજાઓના ઉપર પણ રાજ કરી શકે છે.” જો તમે તમારી જાતની સાથે યુદ્ધ કરીને વિજયી નીવડશો, તો તમારા ઉપર વિજય મેળવવાનું કોઇ પણ શત્રુને માટે સંભવિતજ નથી. જે માણુસને પ્રવૃત્તિ જીતી જાય છે, તે કલંકિત થઇ જાય છે. અધમ પ્રવૃત્તિની સાથે સંમિલન કરવાથી સાધુપુરુષોની ક્ષતિની શરૂઆત થાય છે. વાસનાની પ્રવૃત્તિઓની વિરુદ્ધ લડાઇ કરવી એ ઈશ્વરનું ભજન કરવાની સારામાં સારી રીત છે.

૪૫. જે માણુસને પોતાના આત્માનો પરિચય થયો છે, તેને ઈશ્વરનો પરિચય થઇજ ચૂકયો છે.

૪૬. એકાંત ઉપલબ્ધિમાંથી ભય ને વિસ્મયની ઉત્પત્તિ થાય છે.

૪૭. ઉપલબ્ધિના પહેલા પગથિયા ઉપર પગ મૂકનાર સાધક નિશ્ચયતા પ્રાપ્ત કરે છે, એ નિશ્ચયતાદ્વારા તેની તમામ ઇન્દ્રિયો નિસ્તેજ થઇ જાય છે અને તેથી તે શાંતિનો ઉપભોગ કરે છે. આ કથનનું તાત્પર્ય એ છે કે, નિશ્ચયાત્મક જ્ઞાનદ્વારા માનસિક કુપ્રવૃત્તિ-ઓની ઉત્તેજનાઓ એકદમ નિર્બળ થઇ જાય છે.

૪૮. ઈશ્વરની ઉપલબ્ધિ કરનારાઓની અવસ્થા પાણીમાં ડૂબી જનાર માણુસના જેવી નિદ્રોહી હોય છે. તેમનાં લક્ષણો વડેજ તેઓ ઓળખાઇ આવે છે.

૪૯. કાર્યમાં સત્યનો સ્વીકાર, અંતરમાં સંસારવિમુખતા, સંકલ્પમાં જીવનનું પરિવર્તન અને થયેલા અપરાધને માટે ક્ષમા-પ્રાર્થના એ ચાર વાનાં આવશ્યક છે.

૫૦. સૂફી કોને કહેવો ? જે મલિનતાથી મુક્ત થઇ ગયો હોય, જે સદ્વિચારયુક્ત હોય, ઈશ્વરના સાંનિધ્યથી જેનાં બંધનો છેદાઇ ગયાં હોય અને જેને સ્વર્ગ અને ધૂળ એક સમાન હોય તે સૂફી.

૫૧. સાધુતા અલ્પ આહારમાં, ઈશ્વરના સાંનિધ્યજનિત શાંતિમાં અને લોકસંસર્ગના ત્યાગમાં રહેલી છે.

૫૨. ઈશ્વર ઉપર નિર્ભરતા એ પયગંબરની કોટિના મહાપુરુષોને યોગ્ય અવસ્થા છે. જેઓ ઈશ્વરાવલંબન કરવામાં પયગંબરોની અવસ્થા પ્રાપ્ત કરે છે, તેઓ તેમના પ્રવર્તાવેલા વિધિમાર્ગનો પરિત્યાગ કરતા નથી.

૫૩. મૃતદેહને અંતિમ સંસ્કાર માટે લઇ જતાં પહેલાં તેને નવડાવતી વખતે નવડાવનારાઓના હાથમાં જેમ મુડદું તેમને

અધીન થઇને પડી રહે છે, તેમ ઈશ્વરને પૂરેપૂરા અધીન થઇને તેના આશ્રિત થઇ જવું એ ઈશ્વરનિર્ભરતાનું પહેલું પગથિયું છે. મુડદાને નવડાવનારાઓ મુડદાને પોતાની ઇચ્છા પ્રમાણે હલાવે છે, ઊંચુંનીચું કરે છે, મુડદાને પોતાની કશી ઇચ્છાજ હોતી નથી, તે કશી ચેષ્ટા કરતું નથી; એજ પ્રમાણે ઈશ્વર ઉપર નિર્ભર રહેનારાઓએ ઈશ્વરી શક્તિની આગળ પોતાની જાતને સર્વતોભાવે સોંપી દેવી જોઇએ.*

૫૪. સંપૂર્ણ આત્મસમર્પણ કર્યા વિના યથાવત્ ઈશ્વરાવલંબન થઇ શકતું નથી; અને પોતાના તરફની ચેષ્ટાનો ત્યાગ કર્યા વિના આત્મસમર્પણ થઇ શકતું નથી.

૫૫. ઈશ્વરાવલંબનનાં ત્રણ લક્ષણ છે. બીજા કોઇની પાસે કશી વાતની પ્રાર્થના ન કરવી, કોઇના તરફથી કશું મળે તો તે ગ્રહણ ન કરવું અને કદાચ ગ્રહણ કરવું તો તે બીજાઓને આપી દેવાને સારુજ.

૫૬. ઈશ્વરાવલંબન કરનારને ત્રણ બાબતો પુરસ્કારરૂપે મળે છેઃ—શુદ્ધ અવિચળ વિશ્વાસ, આધ્યાત્મિક તત્ત્વજ્ઞાનનો પ્રકાશ અને ઈશ્વરના સાંનિધ્યનું દર્શન.

૫૭. ઈશ્વરે તમને જે આપવાનું મંજૂર કર્યું છે, તેને વિષે તમારા મનમાં સંદેહ ઉત્પન્ન ન થાય એ ઈશ્વરાવલંબનનું લક્ષણ છે.×

૫૮. તમારી પાસે કાંઇ હો કે ન હો તોપણ, બેઉ અવસ્થાઓમાં તમે મનની સ્થિરતા સાચવી શકતા હો તો તે ઈશ્વરાવલંબનનું બીજું લક્ષણ કહેવાશે.

૫૯. બીજા લોકોના સંબંધથી રહિત થઈને એક ઈશ્વરના સમાગમમાંજ જ્યારે તમે તમારું જીવન વ્યતીત કરતા થાઓ,

*ઇંદ્રિયોની લોલુપતાને અને કામક્રોધાદિક શત્રુઓની વિપરીત પ્રેરણાઓને પણ પ્રભુની પ્રેરણા કે પ્રારબ્ધ કહીને પોતાની વિષયલોલુપતાનો બચાવ કરે, એવા પણ બગભક્તો અને બેદાંતીઓ (ચાવવાના અને દેખાડવાના એમ બે પ્રકારના દાંત રાખવાળાઓ)નો કળિકાળમાં તોટો નથી. —સંપાદક

×ભગવદ્ગીતામાં પણ પ્રભુની એ કબૂલાત છે કે, **अनन्याश्चिंतयंतो माम् ये जनाः पर्युपासते । तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥** અર્થાત્ જે માણસ અનન્યભાવે મારુંજ ચિંતન કરે છે, મનેજ ઉપાસે છે, એવા સદા સર્વથા મારાજ ભજનચિંતનમાં રહેનારનું યોગક્ષેમ હું વહન કરું છું.

ત્યારે તમે ઈશ્વિરાવલંબન કર્યું કહેવાય.

૬૦. વિરુદ્ધાચરણ કરતાં અટકવાથી અને ઈશ્વિરના આનુ-ગત્યને ધારણ કરવાથી ઈશ્વિરની સાથે બંધુતા સધાય છે.

૬૧. ભય કરતાં લજ્જા શ્રેષ્ઠ છે. ભય જ્ઞાનીઓને હોય છે, લજ્જા એ તો ઈશ્વિરના બિલ્લા પહેરનારા પ્રેમી ભક્તોનુંજ લક્ષણ છે.

૬૨. ઈશ્વિરની ક્રિયામાં સંમત થઇ જવું એનું નામ આજ્ઞા-કરી પણું.

૬૩. સાંસારિક ક્ષતિ થવાથી તમે ભય પામો નહિ અને પાર-લૌકિક ક્ષતિ પણ તમને ભયભીત કરી શકે નહિ, એ બે આશા-નાં લક્ષણ જાણવાં.

૬૪ (ઈશ્વિરનો) ભય પુરુષ છે અને આશા સ્ત્રીજાતિ છે, એ બેઉ વિશ્વાસનાં સંતાન છે.

૬૫. જેના મનમાં અહંકાર હોય છે, તેના મનમાં ભય (ઈશ્વિ-રનો) અને આશા સ્થિતિ કરી શકતાં નથી.

૬૬. નિષિદ્ધ કામોથી દૂર રહેવું એ કામ ભયનું છે, આદેશ (ઈશ્વરનો) પાલન કરવાને એકદમ તૈયાર થઇ જવું એ કામ આશાનું છે. (ઈશ્વરનો) ભય રાખવાની ટેવ ન હોય તો આશાના સંબંધમાં પૂર્ણજ્ઞાન પ્રાપ્ત થતું નથી.

૬૭. ઈશ્વિરદ્વારા પ્રાપ્ત થતા આનંદની રાહ જોવાના ગુણને ધૈર્ય કહે છે. ધર્મવિધિનું અનુસરણ કરવાની ટેવને પુરુષત્વ કહે છે.

૬૮. ચાર બાબતમાં વૈરાગ્ય ધારણ કરવાની જરૂર છે. જે ખાદ્યપદાર્થો થોડી વાર પછી મળ થઇને જાજરૂમાં પડવાના છે, તેમના પ્રતિ વૈરાગ્ય; જે વસ્ત્રો એક વાર ફાટીને ચીંથરાં થઇ જવાનાં છે, તે વસ્ત્રો પ્રતિ વૈરાગ્ય; જે મિત્રોનો એક વાર વિયોગ થવાનો છે, તે મિત્રોના પ્રતિ વૈરાગ્ય; આખરે જેનો નાશ થઇ જવાનો છે, તે સંસારના પ્રતિ વૈરાગ્ય.

૬૯. સંસારનો ત્યાગ કરવો, એનું નામ ક્ષાંતિ. સંસાર એ નિકૃષ્ટ પ્રવૃત્તિ છે; જે માણસ પોતાની પ્રવૃત્તિની સાથે મૈત્રી કરે છે, તે ઈશ્વિરના શત્રુ (શયતાન) ની સાથે પણ મૈત્રી જોડે છે.

૭૦. પ્રવૃત્તિને છોડ્યા વિના ઈશ્વિરની પાસે જવું અતિ કઠિન છે. માણસની પ્રવૃત્તિઓમાં બે લક્ષણ જોવામાં આવે છે, એક તો તેઓ ઈશ્વિરવિરોધી હોય છે અને બીજું તેઓ કપટયુક્ત હોય છે.

૭૧. પ્રવૃત્તિઓનાં અનેક અશુભોના સમૂહમાં એક અશુભ

*ફેરોઉનને તેના ફેરોઉનપણામાં લેપાયમાન કરી રાખનાર તેના ઈશ્વરપણાનું અભિમાન છે.

૭૨. તમારે જે જોઇએ છે તે વસ્તુ જેની પાસે છે, તેની સાથે તમે મૈત્રી કરો.

૭૩. પરમેશ્વર સાધુપુરુષોને શુભ-કર્મમાં અને વિશ્વાસમાં યુક્ત કરી રાખે છે.

૭૪. પ્રકાશની અવસ્થા આ પ્રમાણે છેઃ-નિર્ગુણ વ્યક્તિત્વનો પ્રકાશ, તેનો આવિર્ભાવ; ગુણનો પ્રકાશ, જે જ્યોતિનો આધાર છે.

૭૫. ઐકયસાધનની બાબતમાં તેમની આગળ કોઇએ પ્રશ્ન પૂછયો, ત્યારે શોહોલ બોલ્યાઃ "(ઈશ્વરના) દાસની સાથે ઈશ્વરનાં અંગપ્રત્યંગ એકાકાર થઇ જાય છે અને દાસ પોતે ઈશ્વરની સાથે એકતા સાધે છે.

૭૬. વૈરાગ્યની પ્રારંભિક અવસ્થામાં નિવૃત્તિ છે અને ઈશ્વર-નિર્ભરતાની પ્રારંભિક અવસ્થામાં વૈરાગ્ય હોય છે. ઈશ્વરનિર્ભરતા એ ઈશ્વરનું દર્શન કરનારાઓનું પહેલું પગથિયું છે. સંતોષનું પહેલું ફળ તત્ત્વજ્ઞાન છે, કામનાઓનો ત્યાગ એ સંતોષ છે. સંતોષ એ સંમતિનું પહેલું ફળ છે અને સંમિલનનું પ્રથમ લક્ષણ સંમતિ છે.

૭૭. પ્રવૃત્તિના સંબંધમાં શું કષ્ટકર છે? આ સવાલના જવાબમાં તેમણે કહ્યું કે, "ઈશ્વરના પ્રતિ પ્રેમ; કારણ કે, પ્રેમના ઉપર પ્રવૃત્તિનો કશો અધિકાર ચાલતો નથી."

૭૮. જેવી રીતે તમે ઈશ્વરની પાસેથી ધર્મ ગ્રહણ કર્યો છે, તે રીતે તમારે બીજા કોઇને પણ એ ધર્મ આપી દેવો નહિ. એનું તાત્પર્ય એ છે કે, તમારે બીજા કોઇના સંતોષને ખાતર તમારા ધર્મનો ત્યાગ કરવો નહિ. આવું કરવું એનું નામ ઈશ્વર પ્રતિ પ્રેમ રાખ્યો કહેવાય.

૭૯. કોઇએ તેમને કહ્યું કે, "અમારી આગળ સાત્ત્વિક સાધુ-ઓના ગુણનું વર્ણન કરો." ત્યારે તેમણે કહ્યું કે, "તમે જો એવા સાધુઓનું તત્ત્વ મને કહી શકતા હો, તો હું તમને તેના ગુણનું વર્ણન કહી સંભળાવું."

૮૦. શું પાપી લોકો ઈશ્વરના પ્રતિ પ્રેમ રાખી શકે છે?

---

* ફેરોઉન મિસર દેશનો બાદશાહ હતો. તે પોતાને ઈશ્વર માનતો અને લોકોને કહેતો કે, "તમે ઈશ્વરને બદલે મારું ભજન કરો."
—બંગાળી અનુવાદક

એવા પ્રશ્નના જવાબમાં તેમણે કહ્યું: "ના, જેઓ મનમાં પાપી વિચારોને પોષણ આપે છે, તેઓ પ્રેમ રાખી શકતા નથી."

૮૧. "રાતને વખતે ઉપાસના કરનારાઓને જે ફળ પ્રાપ્ત થાય છે, તે ફળ બીજી કોઇ રીતે મળી શકે એમ છે?" તેમણે કહ્યું: "હા, દિવસને વખતે બીજા કોઇને નુકસાન ન કરવાથી."

૮૨. "દિવસ અને રાત્રિ મળીને આઠ પ્રહરમાં માત્ર એકજ ટંક ખાવાની આપ શા સારુ સલાહ આપો છો? તેમણે કહ્યું: "એક વાર ખાવાથી સાત્ત્વિક ભોજન થાય છે." ત્યારે કોઇએ પૂછ્યું કે, "કોઇ બે વાર ભોજન કરે તે કેવું ભોજન કહેવાય?" તેમણે કહ્યું કે, "એ વિશ્વાસી લોકોનું ભોજન છે?" કોઇએ પૂછ્યું કે, "ત્રણ વારનું કેમ?" તેમણે કહ્યું કે, "એથી વધારે વાર ખાવું એ પશુનું ભોજન છે."

૮૩. "સાધુતા એટલે શું" એવું તેમને કોઇએ પૂછ્યું, ત્યારે તેમણે કહ્યું કે, "બીજાઓનો ભાર પોતે વહેવો એ સાધુતાની નીચામાં નીચી અવસ્થા છે; કોઇ અપકાર કરે તો તેનો બદલો ન આપતાં તેને ક્ષમા કરવી અને ઈશ્વર તેને ક્ષમા કરે એવી પ્રાર્થના કરવી એ પણ સાધુતાનાં લક્ષણ છે."

૮૪. એકલું વૈરાગ્યજ ઈશ્વરાભિમુખ થઈ શકે છે.

૮૫. "જેમણે ઈશ્વરના પ્રેમની ઉપલબ્ધિ કરી હોય એવા લોકો શા લક્ષણથી ઓળખાઇ આવે છે? તેમણે કહ્યું કે, "એવા લોકો માંદગીમાં, વિપત્તિને વખતે અને ભૂખમરો વેઠવો પડે ત્યારે પણ ધૈર્ય રાખે છે."

૮૬. એક જણે ઘણા દિવસ સુધી કશું ખાધુંજ ન હતું. કોઇએ શોહોલ ઋષિને પૂછ્યું કે, "એ માણસનો જઠરાગ્નિ એટલા દિવસ ક્યાં સંતાઇ રહ્યો હશે?" ત્યારે તેમણે કહ્યું કે, "બ્રહ્મજ્યોતિ આવીને એ અગ્નિને હોલવી નાખે છે."

૮૭. કોઇએ તેમને કહ્યું કે, "મને કાંઇક ઉપદેશ દો," ત્યારે તેમણે કહ્યું કે, "વાણીનો સંયમ, જાગરણ, અલ્પ આહાર અને એકાંતવાસ, એમાંજ તમારો ઉદ્ધાર છે."

૮૮. કોઇએ તેમની પાસે આવીને પૂછ્યું કે, "હું આપની સાથે રહી શકું?" મહર્ષિએ કહ્યું કે, "હું મરી જઇશ ત્યાર પછી તમે કોની સાથે રહેવા જશો?" તે માણસ બોલ્યો કે, "ત્યારે હું ઈશ્વરની સાથે રહીશ." મહર્ષિ બોલ્યા કે, "ત્યારે અબઘડીથીજ તમે ઈશ્વરના

સહવાસમાં રહેવા માંડો તો શું ખોટું ? જો તમે ફાડી ખાનારાં પશુથી બીતા હો, તો તમારે મારી સાથે રહેવુંજ નહિ." તે માણસે કહ્યું કે, "એકલા માણુસોજ નહિ, પણ વાઘ સુધ્ધાં આપનાં દર્શન કરવાને આવે છે." તેમણે કહ્યું કે, "ખરી વાત છે, કૂતરાં કૂતરાંની પાસેજ આવે ને ?"

૮૯. 'તૌબા' (જીવનનું પરિવર્તન) એટલે શું ? તેમણે કહ્યું: કે, "જીવનનું પરિવર્તન કરવું એટલે પાપને ભૂલી જવું." કોઇએ કહ્યું કે, "કરેલાં પાપને ભૂલવાં નહિ એનુંજ નામ તૌબા." ત્યારે શોહેલ બોલ્યા કે, "એમ નથી. તમને ખબર છે કે, ઉપકારને વખતે અપકારનું સ્મરણ કરવું એ પણ એક જાતનો અપકારજ છે ?"

૯૦. ઈશ્વરપ્રેમથી જેમનાં અંતઃકરણ અતિશય કોમળ થઇ ગયાં છે, તેમની નજીક શયતાનથી આવી શકાતુંજ નથી.

૯૧. મનુષ્યજીવનમાં પાંચ બાબતો અમૂલ્ય રત્ન સમાન છેઃ– એક તો દીનતા, જે સંપત્તિનું પ્રદર્શન કરે છે; બીજું અનશન, જે તૃપ્તિનું પ્રદર્શન કરે છે; ત્રીજું દુઃખ, જે પ્રસન્નતાનું પ્રદર્શન કરે છે; ચોથું વીરત્વ, જે શત્રુના પ્રતિ બંધુતાનું પ્રદર્શન કરે છે; અને પાંચમું રાત્રિએ જાગરણ કરીને કરેલું ભજનસાધન અને દિવસના રોજા, (ઉપવાસ) જે સાધકની શક્તિનું પ્રદર્શન કરે છે.

૯૨. ઈશ્વરનો દાસ અને ઈશ્વર, એ બેની વચ્ચે આત્માભિમાન સિવાય બીજાં કોઇ સ્થૂળઆવરણ છેજ નહિ. ઈશ્વરને પ્રાપ્ત કરવા દીનહીન બની જવા કરતાં, બીજો કોઇ વધારે સહજ માર્ગ નથી.

૯૩. આત્માભિમાની માણસને ઈશ્વરનો ભય હોતો નથી. જે ઈશ્વરનો ભય ન રાખે તે ઈશ્વરનો વિશ્વાસપાત્ર પણ થઇ શકે નહિ. ને તેને વિશ્વરાજ્યના ભંડારના કશા સમાચાર પણ ન મળે.

૯૪. સંસારમાં ધર્મવિધિ અને પરલોકમાં સ્વર્ગ એ બેઉ બરાબર છે. જેઓ સ્વર્ગે જાય છે, તેઓ વિપત્તિમાંથી બચી જાય છે, એવીજ રીતે જેઓ ધર્મવિધિને રસ્તે દૃઢ રહે છે, તેઓ વિધિવિપ્લવ અને ઇન્દ્રિયોનાં પ્રલોભનોથી બચી જાય છે.

૯૫. કોઇએ પૂછયું કે, "મારે કેવા મનુષ્યોના સંગમાં રહેવું ?" મહર્ષિએ કહ્યું, "તત્ત્વદર્શી સાધુઓના; કારણ કે તેઓ પોતાની વિપત્તિઓને ગણકારતા નથી, તેઓ જે કાર્ય કરે છે, તેનું તાત્પર્ય જાણતા હોય છે. આથી કરીને તેઓ તમને હરકોઇ અવસ્થામાં ક્ષમા કરતા રહેશે."



# ૩૩–મહાતપસ્વી મારૂફ ગોરખી

સંતકુલશિરોમણિ મારૂફ ગોરખી બ્રહ્મમંદિરના નિત્યના નિવાસી અને બ્રહ્મયોગના મહાયોગી હતા. તેઓ ધર્મપંથના યાત્રીદળના અગ્રણી, સૌના માર્ગદર્શક, નિગૂઢ તત્ત્વદર્શી અને તે જમાનાના તમામ જ્ઞાનીઓ, ઋષિઓ અને તપસ્વીઓમાં શ્રેષ્ઠ હતા. તપસ્વી મારૂફ ધર્મના ઊંચામાં ઊંચામાં શિખર ઉપર જઇને બેઠા હતા. તે અનેક સાધુમંડળોના નેતા હતા, અનેક પ્રકારના સદ્ગુણુના રત્નાકર હતા અને પ્રેમી ભક્તોના મુકુટમણિ સમાન હતા. તે વખતે લોકોમાં એવું કહેવાતું હતું કે, જે દહાડે મારૂફ નહિ હોય તે દહાડે સંસાર મહર્ષિથી સૂનો થઇ જશે. તેમની સાધનાઓ અનેકવિધ હતી અને તેમનામાં નાના પ્રકારની અલૌકિક સિદ્ધિઓ પણ હતી. ઊંચામાં ઊંચા વૈરાગ્ય વડે તેમણે પોતાના જીવનને દીપાવી દીધું હતું. તેઓ સમુન્નત પ્રેમ અને વૈરાગ્યની ઉચ્ચ ભૂમિકા ઉપર સર્વદા સ્થિતિ કરતા હતા. મારૂફનું જન્મસ્થાન ગોરખ નામના એક ગામમાં હતું, તોપણુ તેઓ ઘણોખરો વખત બગદાદમાંજ રહેતા હતા.

મારૂફના પિતાના પિતા ખ્રિસ્તી ધર્મ પાળતા હતા. તેમણે મારૂફને નાનપણમાં એક ખ્રિસ્તી ગુરુની નિશાળમાં ભણવા બેસાડ્યા. ગુરુએ કહ્યું: " મારૂફ ! બોલ, ઇશ્વરની ત્રિપુટી છે." મારૂફ કહે: " ના, ના, તે એક અને અદ્વિતીય છે." " ઇશ્વરની ત્રિપુટી છે," એવું બોલવા માટે મારૂફના ગુરુએ ફરી ફરીને કહ્યું, પણ મારૂફ તો એકજ જવાબને વળગી રહ્યા કે, " ના, ના, ઈશ્વર તો એક અને અદ્વિતીયજ." " ઈશ્વરની ત્રિપુટી છે," એવું તેમને મોઢેથી બોલાવવાને સારુ તેમના ગુરુએ તેમને માર્યા પણ ખરા; તોપણુ મારૂફના ઉપર તેની કશી અસર થઇ નહિ.× એક દહાડો તેમના

× ખ્રિસ્તીઓ અને મુસલમાનોનો આ વિવાદ, ધર્મના બીજા બધા વિવાદોની માફક ઊંડી સમજના અભાવને લીધે ઊભો થયેલો

શિક્ષકે તેમને ખૂબ માર માર્યો, ત્યારે તે નિશાળેથી નાસી ગયા. તેમનાં ઘરનાંએ ઘણી ખોળ કરી પણ જડ્યાજ નહિ, ત્યારે તેમના માબાપ કહેવા લાગ્યાં કે, "જો મારૂફ ઘેર પાછો આવે તો તેને જે ધર્મ પાળવાની ખુશી હોય તે ધર્મ અમે તેને પાળવા દઇશું." છેવટે મારૂફ ઘેર આવ્યા અને તેમણે મુઆઅબ રેજાના પુત્ર અલીની પાસે જઇને મુસલમાન ધર્મની દીક્ષા લીધી * અને તે ધર્મનું અનુસરણ કરતા થયા. આગળ જતાં મારૂફે તપસ્વી દાઉદ તાયીનું શિષ્યત્વ સ્વીકાર્યું અને તેમણે બતાવેલા માર્ગે આકરી સાધનાઓ કરવા લાગ્યા. સાધનાઓ કરવામાં તેમણે જરા પણ ત્રુટિ આવવા દીધી નહિ. ધર્મ અને સત્યના માર્ગ ઉપર તેઓ એટલા બધા આગળ વધી ગયા કે, તેમના તરફ સૌનું લક્ષ ખેંચાવા લાગ્યું.

એક વાર મારૂફ કુરાનનું પુસ્તક અને પોતાની નમાજી (નમાજ પઢતી વખતે વપરાતી શેતરંજી) એક મસ્જિદમાં મૂકી રાખીને બગદાદ શહેર જે દજલા નદીને કિનારે વસ્યું છે, તેમાં સ્નાન કરવા ગયા. તે વખતે કોઇ ઘરડી ડોશી મસ્જિદમાંથી તેમનાં કુરાન અને નમાજી બેઉ લઇને નાસી ગઇ. એજ ટાંકણે મારૂફ પાછા આઆવ્યા અને તે ડોશીને પોતાનાં કુરાન અને નમાજીને લઇ જતી જોઇને તેમણે તેની પાછળ દોડવા માંડ્યું, થોડેક છેટે ગયા પછી તેમણે તે ડોશીને પકડી પાડી અને તેને સલામ કરીને કુશળસમાચાર પૂછ્યા. તે ઘડીએ તે ડોશી નીચું મોઢું કરીને ઊભી રહી અને શરમ તથા ભયને લીધે મારૂફના મોઢા સામે જોવાની તેની હિંમત ચાલી નહિ. પછી મારૂફે તેને પૂછ્યું: "ડોશીમા! તમને

છે. ઇશ્વર ત્રણ છે, એવું ખ્રિસ્તીધર્મનું કથન છેજ નહિ. તેઓ ઇશ્વર, જિસસ અને ઇશ્વરની શક્તિ એ ત્રણને અભિન્ન માને છે. ઇશ્વરનું એકત્વ અને અદ્વિતીયત્વ જેટલું મુસલમાનોને માન્ય છે, તેટલુંજ હિંદુઓને અને ખ્રિસ્તીઓને પણ માન્ય છે. પરધર્મની માન્યતાઓને સમજવા જેટલું ઊંડું અધ્યયન કર્યા વિના એકદમ અભિપ્રાય આપવો એ યોગ્ય નથી. —સેવાનંદ

* આજે ચીન અને જાપાનમાં થાય છે તેમ એકજ કુટુંબનાં માણસો જુદા જુદા ધર્મ પાળતાં રહીને પણ એકબીજાની સાથે ખાવાપીવાનો ભેદભાવ ન રાખે અને એકબીજાની ધાર્મિક માન્યતાઓનો આદર કરતા રહીને પરસ્પર પ્રેમભાવયુક્ત એકજ ઘરમાં રહે, એવો ઉજિયાળો દિવસ જ્યારે ભારતમાં ઉદિત થશે, ત્યારે ધર્મના કલહોનું કારણ નહિ રહે. —સેવાનંદ

કુરાન વાંચી સંભળાવે એવો તમારે એકાદ પુત્ર છે કે?" તે બોલીઃ "ના, મારે એવો એકે છોકરો છે નહિ." ત્યારે મારૂફે કહ્યું: "જો એમજ હોય તો મને મારું કુરાન પાછું આપો અને મારી નમાજી ભલે તમે લઇ જાઓ. મારે કુરાનની તો ખાસ જરૂર છે." તે ડોશી મારૂફનું ધૈર્ય અને તેની ક્ષમાવૃત્તિ જોઇને ઘણું વિસ્મય પામી. ત્યાર પછી તેણે શરમાઇ જઇને મારૂફને કુરાન અને નમાજી બેઉ પાછાં આપી દીધાં. મારૂફે તેને કહ્યુંઃ "હું તમને ખુશીથી આપી દઉં છું એટલે તમે તેને હલાલ (શાસ્ત્રસંમત) સમજીને લેવી હોય તો લઇ જાઓ." પણ તે ડોશી શરમ અને મનોવ્યથાને લીધે તે લઈ શકી નહિ અને ત્યાંથી ઉતાવળે પગલે ચાલી ગઇ.

એક વાર મારૂફ પોતાના કેટલાક ધર્મબંધુઓની સાથે અમુક જગ્યાએ જતા હતા. તેજ વખતે કેટલાક નઠારી ચાલચલગતના સહેલાણી જુવાનિયાઓ દજલા નદી ઓળંગતા હતા. મારૂફ જ્યારે નદીને કિનારે આવી પહોંચ્યા, ત્યારે તેમના ધર્મબંધુઓ તેમને કહેવા લાગ્યા કે, "હે ઋષિ! આપ ખુદાની એવી પ્રાર્થના કરો કે, આ દુશ્ચરિત્ર કુપથગામી જુવાનિયાઓ નદીમાં ડૂબીને મરી જાય, જેથી કરીને તેમનાં મૃત્યુની સાથે તેમનાં પાપાચરણનો છેડો આવી જાય અને તેમના પાપનો ચેપ લાગવાથી બીજા લોકોનાં ચારિત્ર્ય ખરાબ થાય છે તે પણ અટકી જાય." મારૂફે કહ્યુંઃ "ભલે, તમે બધા ઊંચા હાથ કરીને મારી પ્રાર્થનાની સાથે તમારી પ્રાર્થનાઓનો પણ યોગ કરી દેજો." આટલું કહીને તેમણે પ્રાર્થના કરવા માંડી કે, "હે પ્રભો! હે પરમેશ્વર! આ લોકો સંસારમાં આવીને એવા ગંદા, મલિન અને પાપમય ભોગવિલાસમાં પોતાનું જીવન વ્યતીત કરે છે, તેમને તમે પરલોકમાં વિશુદ્ધ આનંદનો ભોગ કરાવજો અને તેમનું આ લોકનું જીવન પણ સુધારી દેજો." મારૂફના ધર્મબંધુઓ તેમની આવી પ્રાર્થના સાંભળીને વિસ્મિત થઇ ગયા. તેમણે પૂછ્યું: "તમે આવી કેવી પ્રાર્થના કરી? તમારી પ્રાર્થનાનો મર્મ અમે સમજી શકતા નથી." ત્યારે મારૂફે કહ્યુંઃ "જરા વાર રાહ જુઓ. મારી પ્રાર્થનાનું તાત્પર્ય તમે પોતેજ થોડી વાર પછી સમજી જશો." પછી પેલા જુવાનિયાઓની આખી ટોળી જ્યારે મહાત્મા મારૂફની પાસે આવી, ત્યારે તેમના ચારિત્ર્યનો પવિત્ર પ્રભાવ પેલા જુવાનોના ઉપર એવો પડયો કે, તેમનો તેજ ઘડીએ હૃદયપલટો થઇ ગયો.

તેમણે પોતાનાં પાછલાં પાપને માટે પશ્ચાત્તાપ કરવા માંડયો, રવાબ નામનાં વાજિંત્રોને ભાંગીને નદીમાં ફગાવી દીધાં, દારૂના શીશા ફોડી નાખ્યા અને રડતા રડતા ઋષિના ચરણમાં આળોટવા લાગ્યા. તેમણે તે દિવસથી પાપાચરણનો ત્યાગ કર્યો અને પોતાનાં જીવનને તદ્દન શુદ્ધ અને નિષ્પાપ બનાવી દીધાં. આટલું થયા પછી મારૂફે પોતાના ધર્મબંધુઓને કહ્યું: "જોયું ? એક પણ જીવને શારીરિક દુઃખ દેવું પડયું નહિ, કોઇને નદીમાં ડુબાડી દીધા નહિ અને તે છતાં તમારા મનમાં જે સંકલ્પ હતો તે તો પૂર્ણ થઈજ ગયો."

તપસ્વી સર્રિસક્તિ કહે છે કે, "મેં એક વાર ઇદના તહેવારને દહાડે મારૂફને ખોમી ફળનાં બીજ વીણતા દીઠા. મેં તેમને પૂછ્યું કે, "તમે આ બીજને શું કરવાના છો ?" તેમણે કહ્યું: "આ છોકરું રડતું હતું, તેને મેં પૂછ્યું કે, 'તું શું કરવા રડે છે ?' ત્યારે તે બોલ્યું કે, 'મારાં માબાપ કોઇ છે નહિ. આજે બધાં છોકરાં નવાં નવાં લૂગડાં-કપડાં પહેરીને હરેફરે છે, મને કોણ કશું આપવાનું હતું ?' આ વાત સાંભળીને મને જરાક લાગણી થઇ આવી, તેથી ખોમીનાં બીજ વીણું છું, તેને બજારમાં જઇને વેચી આવીશ અને તેનું આ છોકરાને સારુ એકાદ રમકડું લઇ આપીશ કે, જેના વડે તે રમીને રાજી થશે અને રડશે નહિ." મેં કહ્યું: "તમે રહેવા દો, એ કામ હું મારે માથે લઉં છું, તમે નિશ્ચિંત થઈ જાઓ." પછી હું તે છોકરાને મારી સાથે બજારમાં તેડી ગયો અને તેને નવાં કપડાં તથા રમકડાં અપાવીને મેં તેના મનને પ્રફુલ્લિત કર્યું. તેજ ઘડીએ મારા મનમાં એક તેજનો ચમકારો ચાલ્યો આવ્યો અને તેણે મારા અંતરમાં બધે અજવાળું અજવાળું કરી દીધું. મારી તે પછી એક વિશેષ અવસ્થા થઇ ગઇ અને તેને પરિણામે મને મારામાં નવજીવનનો અભ્યુદય થતો જણાયો."

*મારૂફના એક મામા કોઈ શહેરમાં ન્યાયાધીશની પદવી ઉપર હતા. એક વાર તે જંગલમાં થઇને જતા હતા, ત્યાં તેમણે મારૂફને એક જગ્યાએ બેસીને રોટલો ખાતા દીઠા. તેમના મોઢા આગળ એક કૂતરો બેઠો હતો. મારૂફ રોટલાનો એક કટકો પોતાના મોઢામાં અને બીજો કટકો તે કૂતરાના મોઢામાં મૂકતા હતા. આ જોઇને તેમના મામાએ કહ્યું: "કૂતરાની સાથે બેસીને ખાતાં તને લાજ પણ નથી આવતી ?" મારૂફે કહ્યું: "લાજ

શરમવાળા કૂતરાનેજ હું ખવડાવું છું." ત્યાર પછી તેમણે ઊંચું માથું કરીને એક પક્ષીને બોલાવ્યું. દંતકથા એવી છે કે, એક પક્ષી આકાશમાંથી ઊડતું ઊડતું નીચે ઊતર્યું અને મારૂફના હાથ ઉપર આવીને બેસી ગયું અને પછી તેણે પોતાનું મોઢું પાંખની તળે ઢાંકી દીધું. મારૂફે કહ્યું: "જે માણસ ઈશ્વરથી લજવાય છે, તેનાથી સંસારના તમામ પદાર્થો લજવાય છે." તે ઉપરથી તેમના મામા પોતાના વચનને માટે લજવાઇ ગયા.

એક વાર મારૂફના આશ્રમમાં કોઇ અતિથિ આવીને તરત નમાજ પઢવા બેઠો. તેણે પોતાનું મોઢું કાબા તરફ ન રાખતાં બીજી દિશા તરફ કરીને નમાજ પઢવા માંડી. પછી તેને જ્યારે પોતાની ભૂલ સમજાઇ ત્યારે તે ઘણો શરમાઇ ગયો અને મારૂફને કહેવા લાગ્યો: "તમે મને ચેતાવ્યો કેમ નહિ?" મારૂફે કહ્યું: "અમે તો સાધુ કહેવાઇએ, સાધુઓને પારકાના દોષની ચર્ચા કરવાનું શું પ્રયોજન?" તેમણે તે અતિથિના પ્રતિ એટલો આદરભાવ દર્શાવ્યો હતો કે કાંઇ કહેવાની વાતજ નહિ.

એક વાર મારૂફ ઈશ્વરપ્રેમથી અતિશય ઉન્મત્ત બની ગયા. એક દોટ મૂકીને તેમણે એક થાંભલાને પોતાની બાથમાં લઇ લીધો અને તેને ઉપાડીને એક એવું ગોટીમડું ખાધું કે, જાણે હમણાંજ તેમનાં હાડકાંપાંસળાંનો ભૂકો નીકળી જશે.

એક દિવસ મહર્ષિ મારૂફ અમુક સ્વાદિષ્ટ પદાર્થ ખાતા હતા. તેમને કોઇએ પૂછયું કે, "શું ખાઓ છો?" ત્યારે તેમણે કહ્યું: "ભાઇ! હું તો અભ્યાગત છું. મને તે જે આપે છે, તે ખાઉં છું." પછી એક વાર તેમને સ્વાદિષ્ટ વસ્તુ ખાવાનું મન થયું, ત્યારે તેમણે પોતાના મનની પ્રવૃત્તિને કહ્યું: "અરે દુષ્ટ પ્રવૃત્તિ! તું મને છૂટો કરી દે એટલે તું પણ છૂટી થઇ જઇશ."

એક દહાડો મારૂફે રોજા કર્યા હતા. પાછલા પહોરના પોતે બજારમાં થઇને જતા હતા, તેવામાં એક ભિસ્તીએ કહ્યું: "જે મારું આપેલું પાણી પીશે તેના ઉપર અલ્લા દયા કરશે." આ સાંભળીને તેનું પાણી મારૂફ લઇને પી ગયા. આ જોઇને કોઇએ તેમને પૂછયું: "કેમ? તમે તો રોજા રાખ્યા હતા ને?" તેમણે કહ્યું કે, "હા, એ વાત ખરી, પણ પેલાએ જ્યારે અલ્લાની દયાની વાત કરી, ત્યારે તેની દુવા લેવાનું મને ખૂબ મન થઇ આવ્યું."

તેમના પરલોકવાસ પછી કોઇએ તેમને સ્વપ્નમાં દીઠા, ત્યારે તેણે તેમને પેલી વાતનો ખુલાસો પૂછ્યો કે, "રોજાને દહાડે તમે પાણી પીધેલું તેનો અલ્લાએ શો ફેંસલો આપ્યો?" મારૂફે તેને કહ્યું: "ભિસ્તીની ભલામણ ઉપરથી અલ્લાએ મારો પાણી પીવાનો અપરાધ માફ કર્યો."

મહર્ષિ રેજા નામના એક સંતના ઘર ઉપર તેમના શત્રુઓની એક ટોળીએ હુમલો કર્યો અને ભારે ઉત્પાત મચાવી મૂક્યો. મારૂફ પણ તે વખતે તેજ ઘરમાં હતા. તેમને પેલા લોકોએ ખૂબ માર્યા અને તેમની પાંસળી ભાંગી નાખી. તેની પીડાને લીધે તેમને કેટલાક વખત સુધી પથારીવશ રહેવું પડ્યું. તેમની માંદગીની વાત સાંભળીને સર્રિસક્તી તેમની ખબર લેવા આવ્યા હતા. તેમણે મહર્ષિને કહ્યું: "મને કાંઇક ઉપદેશ આપો." તેના ઉત્તરમાં તેમણે કહ્યું: "જ્યારે મારું મૃત્યુ નજીક આવ્યું લાગે, ત્યારે તમે મારાં કપડાં કોઇ ગરીબ માણુસને આપી દેજો. હું તો મારી માને પેટે જેવો નાગો અવતર્યો હતો, તેવીજ નગ્ન હાલતમાં આ સંસારની વિદાય લેવાનું ઇચ્છું છું." તેઓ જ્યારે સ્વર્ગવાસી થયા, ત્યારે યહૂદી, ખ્રિસ્તી અને મુસલમાન ત્રણે ધર્મના લોકો કહેવા લાગ્યા કે, "તેઓ અમારા નેતા હતા, અમે તેમના અનુયાયી અને દાસ છીએ." તેમના જનાજાને કબ્રસ્તાનમાં લઇ જતી વખતે પણ ઉપરોક્ત ત્રણે ધર્મના લોકો તેમના સન્માનમાં એકત્ર થયા હતા. પણ તેમની અંત્યેષ્ટિ ક્રિયા તો મુસલમાનોએ તેમના ધર્મવિધિ અનુસાર કરી હતી. મહર્ષિ સર્રિસક્તિ કહે છે કે, "મેં સ્વપ્નમાં મારૂફ ગોરખીને દીઠા, ત્યારે તે ઈશ્વરના તખ્તની બાજુએ મૂર્ચ્છિત અવસ્થામાં પડેલા હતા. ઈશ્વરે કહ્યું: 'ફિરસ્તાઓ! આ અહીં કોણ આવ્યા છે?' ફિરસ્તાઓ બોલ્યા: 'હે પરમેશ્વર! હે વિશ્વબ્રહ્માંડાધીશ્વર! આપ બધુંજ જાણો છો.' પરમેશ્વરે આદેશ કર્યો: 'આ માણુસ મારૂફ છે, મારા પ્રેમને લીધે એ વિહ્વળ થઈ ગયો છે, મારા દર્શનસિવાય તેના ચૈતન્યનો ઉદય થવાનો નથી.'"

## ઉપદેશવચન

૧. વીરત્વના ત્રણ પ્રકાર છેઃ-(૧) અસત્યાચરણ કરવું નહિ અને લીધેલી પ્રતિજ્ઞાને પૂર્ણ કરવી, (૨) દાન ન મળે તોપણ (દાન ન દેનારની) પ્રશંસા કરવી, (૩) વિનામાગ્યે દાન દેવું.

૨. ઈશ્વરનો આશ્રય લેનારા લોકોમાં નીચે બતાવેલાં લક્ષણ જોવામાં આવે છે:-તેમના વિચારનો વિષય હમેશાં ઈશ્વરજ હોય છે, ઈશ્વરના સહવાસમાંજ તેઓ સ્થિતિ કરે છે અને તેઓ જે જે કાર્ય કરવા તરફ પ્રેમ રાખે છે, તે સર્વ ઈશ્વરને ઉદ્દેશીનેજ હોય છે.

૩. પરમેશ્વર જ્યારે પોતાના કોઈ ભક્તની વિશેષ ઉન્નતિની ઇચ્છા રાખે છે, ત્યારે તે ઉપરોક્ત ભક્તને સારુ શુભ કાર્યનાં દ્વાર ખુલ્લાં કરી દે છે અને તેનાં કુવાકયનાં દ્વાર બંધ કરી દે છે.

૪. જે વાત કદી અમલમાં મૂકવીજ ન હોય, તેને વિષે ચર્ચા કરવી એ જૂઠું બોલનારનું લક્ષણ છે.

૫. ભ્રાંતિરૂપી નિદ્રામાંથી જાગી ઊઠવું અને વધારા પડતી તથા નિષ્પ્રયોજન ચર્ચામાંથી તેમજ અનિષ્ટકારી બાબતોના વિચારમાંથી પાછા હઠી જવું, એ સાચી માનસિક ઉન્નતિનાં લક્ષણ છે.

૬. સત્કાર્ય કર્યા વિના સ્વર્ગની કામના કરવી એ પાપ છે; ઈશ્વરની આજ્ઞાનું પાલન ન કરવું અને છતાં તેની દયાની આશા રાખવી એ બુદ્ધિહીનતા અને મૂર્ખતા છે.

૭. સાર વસ્તુનું ગ્રહણ, ગૂઢતત્ત્વનું વર્ણન અને જે કાંઇ માણસના હાથમાં હોય તેનામાં અનાસ્થા રાખવી, એ ત્રણ વડે તત્ત્વજ્ઞાનનો ઉદય થાય છે.

૮. જેમને સત્તાનો શોખ છે, તેઓ કદી મુક્તિ પ્રાપ્ત કરી શકવાના નથી.

૯. હું તો ઈશ્વરની પાસે જવાનો એક રસ્તો જાણું છું, તે રસ્તે જવાથી ઈશ્વરના સાંનિધ્યમાં ઘણુંજ જલદી પહોંચી જવાય છે; તે માર્ગ એવો છે કે, તમારે કોઇની આગળ કશું માગવું નહિ અને તમારી પાસે બીજાઓ માગવા આવે, એવી એક પણ વસ્તુ તમારે તમારી પાસે રાખવી નહિ.

૧૦. તમારે તમારી જીભને લોકોની સ્તુતિ અને લોકોની નિંદા એ બેઉ કામોમાંથી એક સમાન રીતે નિવૃત્ત કરી દેવી.

૧૧. પ્રશ્ન:—શું કરવાથી યથાર્થ સાધન કરવાની યોગ્યતા પ્રાપ્ત થાય?

ઉત્તર:—તમારો સંસાર ઉપરનો મોહ અને તદ્વિષયક આસક્તિને તમારા અંતઃકરણમાંથી કાઢી નાખો, સંસારની કોઇ પણ

વસ્તુની કામનાને જો તમારા અંતઃકરણમાં સ્થાન મળ્યું હશે અને તેવી સ્થિતિમાં તમે જે નમસ્કાર કરશો, તે ઈશ્વરને નહિ પણ તે વસ્તુને નમસ્કાર કર્યો ગણાશે.

પ્રશ્નઃ—પ્રેમ શું કરવાથી ઉત્પન્ન થાય છે?

ઉત્તરઃ—લોકોના ઉપદેશ સાંભળ્યાથી પ્રેમનો ઉદય થતો નથી, એ તો ઈશ્વરની કૃપા અને તેમની પ્રસન્નતામાંથી પ્રકટે છે.

પ્રશ્નઃ—મને કશો ઉપદેશ દો.

ઉત્તરઃ—તમે ઈશ્વરના ઉપર નિર્ભર થઇ જાઓ. આવું કરવાથી ઈશ્વર તમારી સાથેનો સાથે રહેશે અને તમે પણ તેનામાં અવસ્થિતિ કરશો. તમારા ઉપર કોઇ દુઃખ અથવા કલેશ આવી પડે, ત્યારે બીજા કોઇને કશું ન કહેતાં તમારે જે કાંઇ કહેવું હોય તે એકલા ઈશ્વરનેજ કહેજો; કારણ કે બીજા કોઇ તમને કશો લાભ કે હાનિ કરી શકવાના નથી. ઈશ્વરની પાસે સર્વ પ્રકારનાં મહૌષધ ભર્યાં પડ્યાં છે, તેથી તમારે જે કાંઇ માગવું હોય તે એકલા તેનીજ પાસે માગવું. તમારા ઉપર કોઇ દુઃખ આવી પડે, કોઇ વિપત્તિ આવે અથવા તમને ખાવાપીવાની બાબતનું કષ્ટ ભોગવવું પડે, તો એટલું ગોખી રાખજો કે, તે બધું ગુપ્ત રાખવાથી તમારો તેમાંથી છુટકારો થઇ જશે.

૧૨. બીજા એક જણે કહ્યું કે, "મને ઉપદેશ દો." ત્યારે મારૂફ બોલ્યા કે, "તમે સભય અને સાવધાન થઇ જજો, ઈશ્વર તમને જોયાજ કરે છે એમ જાણીને ઈશ્વરની દૃષ્ટિનો મનમાં ભય રાખીને ચાલવાથી તમારી હીન અવસ્થા થશે નહિ."





# ૩૪–महातपस्वी सर्रिसक्ति

તપસ્વીઓમાં શ્રેષ્ઠ એવા મહર્ષિ સર્રિસક્તિ બગદાદ શહેરના રહેવાસી હતા. ઇન્દ્રિયસંયમ, ઊંચી કોટિની સાધનાઓ અને આધ્યાત્મિક દર્શનો વડે તેમનું પાર્થિવ જીવન જેટલું ઝંખવાણું પડી ગયું હતું, તેટલો તેમનો આત્મા પ્રાણવાન, તેજસ્વી અને ચૈતન્યયુક્ત બની ગયો હતો. તે સ્વર્ગધામના યાત્રી, ઈશ્વરના મહિમા અને ગૌરવના પ્રદર્શક, સંતમંડળના આચાર્ય અને તત્ત્વ-વેત્તા પંડિતોના નેતા હતા. નાના પ્રકારનાં શાસ્ત્રોમાં પોતે પારંગત હતા. તેઓ સંસારનાં દુઃખ, કલેશ, શોકસંતાપ સહન કરવામાં મહાસાગર સમાન ગંભીર હતા, ધૈર્ય અને પાંડિત્યમાં પર્વત જેવા અચળ અને ઉન્નત હતા અને દયા તથા સૌજન્યના ભંડાર સમાન હતા. દર્શનશાસ્ત્રનાં ગૂઢ તત્ત્વો અને આધ્યાત્મિક રહસ્યોના ઉકેલ કરવામાં તેમની અદ્‌ભુત પ્રતિભા ઝળકી નીકળતી હતી. બગદાદ શહેરમાં એકત્વવાદ અને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ દેનારાઓમાં એ સૌથી પ્રથમ હતા. ઇરાક દેશના અનેક ઋષિમુનિઓએ તેમનું શિષ્યત્વ સ્વીકાર્યું હતું. તપસ્વી હબીબ રયીનું એમણે દર્શન કર્યું હતું. શરૂઆતમાં તેઓ ઝાડ ઉપરથી ખરી પડેલાં ફળ એકઠાં કરીને વેચવાનો ધંધો કરતા હતા. અરબી ભાષામાં ‘સક્ત’ શબ્દનો અર્થ ભોંય ઉપર પડેલાં ફળ થાય છે. એવાં ફળ વીણી લઇને વેચનારાઓને અરબી ભાષામાં સક્તિ કહે છે.

તપસ્વી સર્રિસક્તિએ બગદાદના બજારમાં એક દુકાન માંડી હતી. દુકાનની અંદરના ભાગમાં તેમણે એક પડદો ટાંગી રાખ્યો હતો, તેની પાછળ બેસીને તેઓ દહાડામાં સેંકડો વાર નમાજ પઢતા હતા. એક વાર લગામ નામના પર્વત ઉપરથી કોઇ તેમને મળવાને સારુ આવ્યો. તેણે બારણાની અંદરની બાજુએ ટાંગેલો પડદો ઊંચો કરીને તેમને સલામ કરીને કહ્યુંઃ “ લગામગિરિ ઉપર રહેનાર અમુક સાધુપુરુષ આપને સલામ કહેવડાવે છે.” સર્રિસક્તિએ

જવાબ દીધો: "તે તો પર્વત ઉપર રહે છે ને? અમારે એવાનું કશું ખાસ પ્રયોજન નથી. અમારે તો એવા માણસનું કામ છે કે, જે બજાર વચ્ચે રહે અને છતાં ખુદાથી છૂપો ન રહે."

સર્રિસક્તિની વેપાર કરવાની નીતિ એવી હતી કે, દશ રૂપિયાના માલના વેચાણમાં ફક્ત અડધા રૂપિયાનોજ નફો ચડાવતા અને એટલાથી તેઓ સંતોષ માની લેતા હતા. એક વાર તેમણે સાઠ રૂપિયાની બદામ વેચાતી લીધી, ત્યાર પછી બજારમાં બદામના ભાવમાં તેજી આવી ગઇ. બદામના દલાલે આવીને કહ્યું કે, "તમારી પાસે જેટલી બદામ પડી હોય તેટલી બધી આજે વેચી નાખો." તેમણે પૂછ્યું: "શા ભાવે લેશો?" દલાલ બોલ્યો: "બદામના આ ઢગલાના તમને નેવુ રૂપિયા આવશે." સર્રિસક્તિએ કહ્યું: "મેં તો સેંકડે પાંચ ટકા કરતાં વધારે નફો નહિ લેવાનો નિશ્ચય કર્યો છે, તેનું શું?" દલાલ બોલ્યો: "હું નુકસાનમાં ઉતારીને તમારી બદામ નહિ વેચાવી આપું!" સર્રિસક્તિએ કહ્યું: "હું પણ મારો નિશ્ચય નથી બદલવાનો." પરિણામ એ આવ્યું કે, દલાલે બદામ ખરીદી નહિ અને સર્રિસક્તિ પણ બજારભાવે વેચી નાખવા કબૂલ થયા નહિ.

એક વાર બગદાદના બજારમાં આગ લાગી અને બધી દુકાનો બળી ગઇ ત્યારે સર્રિસક્તિએ કહ્યું કે, "ભલું થયું ભાગી જંજાળ, સુખે ભજીશું શ્રીગોપાળ. આજથી વેપારરોજગાર કરવાની ઉપાધિ-જ છૂટી ગઇ," એવું કહીને મનમાં રાજી થયા, પણ જ્યારે તેમણે બજારમાં જઇને દીઠું કે પોતાની દુકાન તો બચી ગઈ છે, ત્યારે તેમણે પોતાનો નિશ્ચય બદલ્યો નહિ. દુકાનમાં જે કાંઈ હતું તે બધું ગરીબગુરબાંઓને વહેંચી આપ્યું અને સંન્યાસદીક્ષા લઇ લીધી. તેમને કોઇએ પૂછ્યું કે, "તમારા વૈરાગ્યની શરૂઆતની અવસ્થા કેવા પ્રકારની હતી?" ત્યારે તેમણે કહ્યું: "એક વાર મુનિપ્રવર હબીબ રચી મારી દુકાન આગળ આવીને ઊભા રહ્યા. મેં તેમને કાંઇક આપીને કહ્યું કે, 'આપ આટલું યાચકોને આપી દેજો.' 'ખુદા તારું ભલું કરો' એવો આશીર્વાદ દઇને મહાતપસ્વી હબીબ તો ચાલ્યા ગયા. પણ જે દિવસથી તેમણે મને આવો આશીર્વાદ દીધો, તે દિવસથી મારા અંતઃકરણમાંથી સાંસારિકતા એકદમ એવી શમી ગઇ કે, જાણે હતીજ નહિ. વળી એક વાર સંત-શિરોમણિ મારૂફ કોરખી મારી દુકાને આવ્યા. તેમની સાથે એક માબાપ વિનાનું નાનું છોકરું હતું. તેમણે મને કહ્યું કે, 'આ છોક-

રાને એકાદ વસ્ત્ર અપાવ.' મેં તેને એક કપડું લઇ આપ્યું. તે ઉપરથી મુનિ મારૂફ બોલ્યાઃ 'તારા અંતઃકરણમાં તને સંસાર શત્રુના જેવો દેખાવા લાગે અને અલ્લા તને સંસારની વ્યગ્રતાઓમાંથી મુક્ત કરી શાંતિ આપે.' મહર્ષિ મારૂફના આવા આશીર્વાદના પ્રભાવ વડે હું ત્યાર પછી મારો સંસાર સાથેનો સંબંધ પૂરેપૂરો તોડીને તેનાથી છૂટો થઇ ગયો."

સરિસક્તિએ કઠોરમાં કઠોર સાધનાઓ કરવામાં બાકી રાખી નથી. તેમને વિષે મહર્ષિ જ્વનિદ કહે છે કે, "સરિસક્તિના જેવો ઉચ્ચ કોટિનો સાધક મેં મારી જિંદગીમાં કદી જોયોજ નથી. અઠ્ઠાણું વરસની તેમની ઉંમર થવા આવી, પણ આટલા બધા લાંબા સમયમાં એકે વાર તેમનો પોતાનો વાંસો જમીનને અડકયો નથી. ભીંતને અઢિંગીને જરાક વાર આંખ મીંચીને પડી રહેતા એજ તેમની નિદ્રા. માત્ર મરતા પહેલાં માંદા પડ્યા ત્યારે તેમણે બિછાનાનો આશ્રય લીધો હતો અને એ મંદવાડમાંથી તે ફરી સાજા થઇને ઊઠયાજ નહોતા."

સરિસક્તિ પોતાને વિષે કહે છે કે, "પાપની કાળાશથી મારું મોઢું ઝાંખું તો નથી પડયું, એવી શંકાને લીધે હું દરરોજ આરસીમાં મારું મોઢું જોઉં છું. મારી તો એવી ઇચ્છા છે કે, જીવમાત્રનાં શોક–સંતાપ, દુઃખ–કલેશ મારા અંતરમાં આવીને મને પીડા આપે અને તેમને સૌને એ બધા કલેશમાંથી મુક્તિ મળે. કોઇ ભાઇ મારી પાસે આવીને ઊભો રહે છે અને હું જરાક ચીડવાઇને કટાણું મોઢું કરીને મારી દાઢીએ હાથ ફેરવું છું, ત્યારે મારા મનમાં ભય એ પેદા થાય છે કે, રખેને કપટી લોકોની નામાવલિમાં મારું નામ પણ ગણાતું થઇ જશે તો ?"

બશરહાફિ કહે છે કે, "હું સરિસક્તિના સિવાય બીજા કોઇની પાસે કશું માગતોજ નહિ; કારણ કે તેમના વૈરાગ્યથી હું સારી રીતે પરિચિત હતો અને મારા મનને ખાતરી હતી કે, કોઇ પણ વસ્તુ પોતાના હાથમાંથી ચાલી જાય ત્યારે તે રાજીજ થતા હતા."

એક વાર મહર્ષિ જ્વનિદે સરિસક્તિને કહ્યું: "હું એક દિવસ કેટલાએક હીજડાઓની પાસે જઇ આવ્યો હતો. તેમની અવસ્થા જોઇને મને ખાતરી થઇ છે કે, એ લોકો તદ્દન અધમ છે." ત્યારે સરિસક્તિ બોલ્યાઃ "આખા વિશ્વબ્રહ્માંડમાંના કોઇ પણ માણસના કરતાં હું શ્રેષ્ઠ છું, એવો વિચાર કદી પણ મારા મનમાં આવ્યો

નથી." જ્વનિદે કહ્યું: "ત્યારે શું હીજડાઓના કરતાં પણ તમે શ્રેષ્ઠ નહિ?" સરિસક્તિએ જવાબ દીધો: "કદાપિ નહિ."

કોઇ સાધુપુરુષ કહી ગયા છે કે, "મેં કેટલાએ ઋષિમહર્ષિં-ઓનાં દર્શન કર્યાં છે, પણ સરિસક્તિના સમાન જીવમાત્ર ઉપર દયાળુ મહાત્મા એકે દીઠો નથી." કોઇ તેમને સલામ કરતું ત્યારે તેઓ મોઢું બગાડીને તેની સલામ ઝીલતા. કોઇએ તેમને આ બાબત સવાલ પૂછ્યો, ત્યારે તેમણે કહ્યું: "પયગંબર સાહેબ (સલ૦) કહે છે કે, "જ્યારે કોઇ માણુસ બીજાને સલામ કરે છે, ત્યારે સલામ કરનારના ઉપર ખુદાની સો કૃપાઓ ઊતરી આવે છે. તે વખતે સલામ ઝીલનારો માણુસ જો પોતાનું મોઢું હસતું રાખે, તો એ સો પૈકી નેવુ કૃપાનો તે અધિકારી થાય છે અને સલામ કરનારને ભાગે ફક્ત દસ રહી જાય છે. હું કડવું મોઢું એટલા વાસ્તે કરું છું કે, મારે ભાગે દસ કૃપાઓ આવે અને મને સલામ કરનારને ભાગે નેવુ કૃપા ચાલી જાય."

સરિંસક્તિને એક વાર કોઇ ઇશ્વરપ્રેમોન્મત્ત સાધુને મળવા જવાની ઇચ્છા થઇ આવી, એટલે તે તેવા કોઇ સાધુની શોધ કરવા નીકળી પડ્યા. દૈવસંજોગે તેમને કોઈ પર્વતના શિખર ઉપર એક સાધુનો મેળાપ થઈ ગયો. તેની પાસે જઇને સરિંસક્તિએ તેને સલામ કરીને પૂછ્યું: "આપ કોણુ છો?" તે સાધુ બોલ્યો: "હું તેજ છું." સરિસક્તિએ પૂછ્યું: "આપ શું કરો છો?" તે સાધુ બોલ્યો: "તે." સરિસક્તિએ પૂછ્યું: "આપ ખાઓ છો શું?" સાધુએ કહ્યું: "તે." સરિસક્તિએ પૂછ્યું: "આપ જે 'તે' શબ્દ બોલ્યા કરો છો. એ 'તે' શબ્દદ્વારા શું આપ ખુદાનું સૂચન કરો છો?" આટલું સાંભળતાંજ તે પ્રેમોન્મત્ત મહાત્માએ એક દીર્ઘ અને ઉચ્ચ ધ્વનિ કર્યો અને ત્યાં ને ત્યાંજ પ્રાણુ છોડી દીધો.

એક દહાડો સરિંસક્તિએ મહર્ષિં જ્વનિદને પૂછ્યું: "પ્રેમ એટલે શું?" જ્વનિદે અમસ્તો એવો જવાબ આપી દીધો કે, "બીજાઓએ એને વિષે ઘણુંએ કહી નાખ્યું છે." ત્યારે સરિસક્તિ પોતાની ચામડીને એક જગ્યાએથી પકડીને ખેંચવા લાગ્યા, પણુ તેમના હાથમાં કેમે કરતાં ચામડી આવીજ નહિ. પછી તેઓ બોલ્યા: "હું ખુદાના મહિમાના કસમ લઇને કહું છું કે, મારી ચામડી પ્રેમની આગમાં બળી ગઇ છે, એવું જો હું મારે મોઢથી કહું, તો તે તદ્દન સત્ય હકીકત છે." આટલું બોલતાં બોલતાં તો તે તદ્દન

વિહ્વલ થઇ ગયા. આ વખતે તેમનું મુખમંડળ ચંદ્રના જેવું શોભાયમાન દેખાવા લાગ્યું. સર્રિસક્તિ પોતે એક પ્રસંગે કહે છે કે, " પ્રભુને દાસ પ્રેમમાં એટલી હદ સુધી ઉન્મત્ત બની જાય છે કે, તમે તેને તીરથી વીંધી નાખો કે તેના શરીરના ઉપર તલવારનો પ્રહાર કરો, તોપણ તે તેને લેખવતો નથી અથવા તેને તેની કશી ખબર પણ પડતી નથી. મારા હૃદયમાં જ્યારે એવા પ્રેમનો ઉદય થાય છે, ત્યારે મારી પણ એવી અવસ્થા થઇ જાય છે. "

સર્રિસક્તિ કહે છે કે, "જ્યારે મને કોઇ કહે છે કે, અમુક લોકો મારી પાસે ઉપદેશ લેવાને આવે છે, ત્યારે હું ખુદાની પ્રાર્થના કરીને નિવેદન કરું છું કે, 'હે પરમાત્મન્! તું આ લોકોને કાંઇક જ્ઞાનનું દાન દે, કે જેથી કરીને એમને જ્ઞાન આપવાનું કામ મારે માથે આવી ન પડે; મારી પાસે કોઇ ઉપદેશ ગ્રહણ કરવાને આવે એવું હું ઇચ્છતોજ નથી.' "

અમુક માણસ ત્રીસ વરસ સુધી કઠોર સાધનાએ કરવા મંડયો હતો. કોઇએ તેને પૂછ્યું કે, " તમને આવી સાધનાએ કરવાની પ્રવૃત્તિ થઇ આવવાનું શું કારણ?" ત્યારે તે બોલ્યો: "એ બધો મહર્ષિ સર્રિસક્તિના આશીર્વાદનો પ્રભાવ છે." એક દિવસ હું તેમના ઘરની ઓસરીમાં જઇને ઊભો રહ્યો અને તેમના બારણા ઉપર મેં એક ટકોરો માર્યો; તે વખતે મહર્ષિ અંદરથી બારણું બંધ કરીને પોતાના સાધનમાં રોકાયા હતા, તોપણ તેમણે મને અંદર આવવાની રજા આપી અને હું અંદર ગયો ત્યારે મને પૂછ્યું: 'તું કોણ છે?' મેં કહ્યું કે, 'હું એક પ્રેમી છું.' ત્યારે તેમણે મને કહ્યું કે, 'તું જો પ્રેમી હોય તો તેનીજ શોધ કરવા મંડી જા અને મારો પીછો છોડી દે.' ત્યાર પછી તેમણે મારે માટે પ્રાર્થના કરી કે, 'હે પ્રભો! આ માણસને તમારો બનાવી દો, તમારામાં એવો તલ્લીન કરી દો, કે બીજા કોઇના તરફ એનું લક્ષજ ન જાય.' આ બિના બન્યા પછી મારા હૃદયની અંદર એક નવીન અભિનવ ભાવનો ઉદય થયો અને મારા મનની હાલતજ તદ્દન બદલાઇ ગઇ."

એક દિવસ મહર્ષિ સર્રિસક્તિ સભામાં બેસીને લોકોને ધર્મોપદેશ દેતા હતા. તે વખતે બગદાદના બાદશાહની રાજસભાનો એક દરબારી ત્યાં થઇને પસાર થવા લાગ્યો. તે દરબારીનું નામ અહમદ હતું. તે ઘણાજ રુઆબભેર, પોતાની સાથે પુષ્કળ નોકરચાકરના

રસાલા સાથે ફરવા નીકળ્યો હતો. સભામાં ઘણાં માણસો એકત્ર થયાં છે અને કોઇ વ્યાખ્યાન આપે છે, તે જોઇને તેણે પોતાનાં માણસોને કહ્યું: "તમે અહીં જરાવાર ઊભા રહો. હું સભામાં જઇને એ માણસ શું બોલે છે, તે સાંભળીને પાછો આવું છું. જ્યાં કદી જવુંજ ન જોઇએ, એવાં એવાં સ્થાનમાં હું જઇ આવ્યો છું, ત્યારે આ તો સભા છે, એમાં જવાથી પાપ લાગવાનું નથી." આવું કહીને તે સભાસ્થાનમાં જઈને ઊભો રહ્યો. આજ ટાંકણે સરિસક્તિના મોઢામાંથી એક એવું વચન નીકળી ગયું કે, "સમસ્ત ભૂમંડળમાં વસતા અસંખ્ય માનવીઓમાં ઐશ્વર્યના મહાસાગર સમાન પરમેશ્વરનો તેજ માણસ ઘણામાં ઘણો અપરાધી છે, કે જે પોતે એક ક્ષુદ્ર શક્તિહીન મનુષ્ય હોવા છતાં, પોતાના ધૂળ જેવા ઐશ્વર્યનું અભિમાન રાખતો ફરે છે." ધનુષ્યમાંથી બાણ છૂટે અને સામા માણસના હૃદયને વીંધીને આરપાર નીકળી જાય, તેમ સરિસક્તિના મુખમાંથી નીકળેલું આ વચન અહમદના હૃદયમાં સોંસરું પેસી ગયું. તે તો એવો રડવા લાગ્યો અને રડતાં રડતાં એવો આકુળવ્યાકુળ બની ગયો કે, છેકજ બેહોશ થઇને જમીન ઉપર ઢળી પડ્યો. ત્યાર પછી જ્યારે તે પુનઃ શુદ્ધિમાં આવ્યો, ત્યારે પણ તે રડતો રડતો પોતાને ઘેર ચાલ્યો ગયો. તે રાતે તેણે ખાધું નહિ, તેમ કોઈની સાથે કશી વાતચીત પણ કરી નહિ. ત્યાર પછી બીજે દહાડે શોકાકુળ ચિત્તે, મ્લાન વદને, પગે ચાલતો તે પાછો ફરીથી સરિંસક્તિની સભામાં આવીને બેઠો. ત્રીજે દહાડે તો તે સંન્યાસીનો ખિર્કો પહેરીને સભામાં આવ્યો અને સભાનું કામ પૂરું થયા પછી જ્યારે બધા લોકો વેરાઇ ગયા, ત્યારે તે સરિંસક્તિની પાસે જઇને કહેવા લાગ્યો: "ગુરુદેવ! આપની ઉક્તિઓની મારા હૃદય ઉપર સચોટ અસર થઇ છે ને તેમના પ્રભાવથી મારા અંતરમાં સળગેલી સંસારાસક્તિની આગ હોલવાઇ ગઇ છે. હવે મારે એવી ઇચ્છા છે કે, કોઇ એકાંત સ્થળમાં લોકોના સંસર્ગથી દૂર રહીને હું સાધનભજન કરું અને આ સંસારની વિદાય લઉં. આપ મને ધર્મને રસ્તે ગયેલા યાત્રીઓનો માર્ગ બતાવી દેવાની કૃપા કરો." સરિંસક્તિએ કહ્યું: "તમારે કયો માર્ગ ગ્રહણ કરવો છે? સાધારણ કોટિના સાધકનો કે વિશેષ કોટિના સાધકનો?" અહમદે કહ્યું: "પ્રથમ એ બેઉ માર્ગનું આપ વિવરણ કરો અને તેમનું રહસ્ય સમજાવી દો." સરિંસક્તિ બોલ્યા કે, "સાંભળો, દિવસમાં પાંચ વાર મુસલ-

માનોની મંડળીની સાથે ઊભા રહીને નમાજ પઢવી, જો પાસે પૈસા હોય તો તેનું ધર્માર્થે દાન કરવું, એ સાધારણ માર્ગ થયો. ઊંચી કોટિના સાધકોને યોગ્ય વિશેષ માર્ગ એવો છે કે, સંસારને તમારી પીઠ પાછળ મૂકી દેવો, કોઇ પણ પ્રકારના સાંસારિક સુખ-ભોગને સારુ પ્રવૃત્તિ કરવી નહિ અને અનાયાસે આવી મળે તોપણ તેનો ત્યાગ કરવો. આ વિશેષ પ્રકારનો સાધનમાર્ગ છે. પાછળથી બતાવેલો માર્ગ શ્રેષ્ઠ છે. આ પ્રમાણે મેં તમને બેઉ માર્ગનું સ્વરૂપ બતાવી દીધું, હવે તમને જે પસંદ હોય તે ગ્રહણ કરો.” ત્યાર પછી અહમદ ત્યાંથી ચાલ્યો ગયો અને તેણે કોઇ અરણ્યમાં જઇને રહેવા માંડ્યું. થોડા દિવસ પછી કોઇ વૃદ્ધ સ્ત્રી માથું કૂટતી, માથાના નિમાળા તોડતી અને રડતીકકળતી સરિંસક્તિના આશ્રમ આગળ આવી અને કહેવા લાગી: “અરે ઓ ઈસ્લામી સમાજના અધિનાયક! મારો જુવાનજોધ જેવો આનંદી અને ખુશમિજાજી દીકરો હસતે મોઢે તમારી સભામાં આવીને બેઠો અને ત્યાંથી રડતો અને કકળતો ચાલ્યો ગયો. આજકાલ કરતાં કેટલાક દિવસથી તે ઘેર આવ્યો નથી અને તેની ભાળ મળતી નથી. તે ક્યાં ગયો તેની કોઇને ખબર નથી. માટે મને આનો રસ્તો બતાવો અને મારો છોકરો પાછો આણી આપો.” આવું કહીને તે ડોશી પોકેપોક મૂકીને રડવા લાગી. મહર્ષિને પણ દયા આવી ગઇ. તેમણે કહ્યું: “માઇજી! દુઃખી થશો નહિ. ધૈર્ય રાખો, કશુંજ માઠું થયું નથી. અહમદ મારી પાસે આવશે એટલે હું તમને તેની ખબર આપીશ. તેણે સંસારનો ત્યાગ કરી દીધો છે, તેનો હૃદયપલટો થઇ ગયો છે, તે અત્યારે સંસારી નથી.” આ બનાવને કેટલાક દિવસ વીત્યા બાદ એક વાર રાતને વખતે અહમદ સરિંસક્તિના આશ્રમમાં આવી પહોંચ્યો, તે વખતે તેમણે એક શિષ્ય મારફતે અહમદની માને તેના સમાચાર કહેવડાવ્યા. અહમદનું શરીર તો છેકજ ક્ષીણ અને બળહીન ગયું હતું, તેનું મોઢું ફિક્કું અને નિસ્તેજ થઇ ગયું હતું અને તે કમરમાંથી બેવડ વળી ગયો હતો. તેણે તો સરિંસક્તિને જોતાં વારનેજ કહેવા માંડ્યું: “હે મારા દયાળુ સદ્ગુરુ દેવ! મને જે રીતે આપે શાંતિનું દાન દીધું છે, સંસારના અંધકારમાંથી આપે મને બહાર કાઢ્યો છે, પરમાત્મા આપને પણ તેવીજ રીતે ઐહિક અને પારલૌકિક સુખશાંતિ અર્પણ કરો!” મહર્ષિ સરિંસક્તિ અને અહમદની વચ્ચે ઉપર મુજબ વાતચીત થતી હતી, એવામાં અહમદની મા ત્યાં આવી પહોંચી.

તેની સાથે એક નાના બાળક પુત્રને લઇને અહમદની પત્ની પણ આવી હતી. તેની માએ તેનાં મેલાંઘેલાં વસ્ત્ર, તેની દુર્બળ બની ગયેલી કાયા અને માથે વધી ગયેલા નિમાળા, એ બધું જોયું અને કાળજું ફાટી જાય એવી તેને વેદના થવા લાગી. તેણે અહમદને આવા વેષમાં અને આવી હાલતમાં કદી જોયો ન હતો. તેની સ્ત્રી પણ એક બાજુએ ઊભી ઊભી દુઃખથી આક્રંદ કરવા લાગી. નાનો છોકરો પણ રડવા લાગ્યો.આ બધાંને રડતાંકકળતાં જોઇને સરિંસક્તિ પણ રડી પડયા. અહમદની સ્ત્રીએ પોતાના છોકરાને તેના મોઢા આગળ બેસાડી દીધો અને કહ્યું: "આ તમારો છોકરો, જ્યાં જવું હોય ત્યાં જજો, પણ એને સાથે લઇને જજો." અહમદને પાછો ઘેર લઇ જવાને સારુ તેમણે જેટલાં થઇ શકે તેટલાં પાંપળાં કર્યાં પણ તેમનું કશુંજ વળ્યું નહિ. અહમદ બોલ્યો: "ગુરુદેવ ! આપે આ લોકોને મારા આવ્યાની ખબર આપીજ શા સારુ ? એ લોકો બધાં મળીને મારા હિતને હાનિ પહોંચાડશે, મારા માર્ગમાં અડચણો ઊભી કરશે." જ્યારે તે નવીન સંન્યાસી ત્યાંથી ઊઠીને ચાલ્યો જવા તૈયાર થયો; ત્યારે તેની સ્ત્રી કહેવા લાગી: "તમે જીવતે જીવત મને રંડાપો આપો છો અને આ છોકરાને બાપ વિનાનો બનાવી દો છો. આ છોકરો મોટો થશે ત્યારે બાપને ખોળતો ફરશે અને મને પૂછશે કે, 'મારા બાપ કયાં ગયા ?' ત્યારે હું તેને શો જવાબ દઇશ ? માટે જ્યાં જવું હોય ત્યાં છોકરાને લઇને જાઓ." અહમદ બોલ્યો: "ભલે હું તેમજ કરીશ." આવું કહીને તેણે તે છોકરાના શરીર ઉપરથી કીમતી લૂગડાં, ઘરેણાં ઉતારી નાખ્યાં અને એક ફાટેલતૂટેલ કામળી વડે તેને ઢાંકયો, એક ઝોળી તેના હાથમાં આપી અને પછી બાપદીકરાએ ત્યાંથી ચાલવા માંડયું. તે જોઇને તેની સ્ત્રી બોલી ઊઠી: "હાય રે ! મારી આંખે આ જોયું જતું નથી ! આ તો છોકરાને પણ પોતાના જેવો ફકીર બનાવીને ચાલતા થયા !" અહમદ તો ત્યાંથી જે ગયો તે ગયોજ. તે ચાલ્યો ચાલ્યો કોઇ જંગલમાં જઇને ભરાઇ ગયો. ઉપરનો પ્રસંગ બન્યે કેટલાંક વરસ વીતી ગયા પછી એક વાર રાતને વખતે એક માણસે તપસ્વી સરિંસક્તિના આશ્રમમાં આવીને કહ્યું:"હું અહમદના કહેવાથી આવ્યો છું. તે તમને એવું કહેવડાવે છે કે, 'મારો અંતકાળ હવે આવી પહોંચ્યો છે, એક વાર મારી પાસે આવીને મને દર્શન દઇ જાઓ.'" મહર્ષિ જેવા બેઠા હતા તેવાજ ઊઠીને તે માણસની સાથે ગયા. તેમણે અહમદની પાસે જઇને

જોયું તો તે એક નાની ઝૂંપડીમાં ભોંય ઉપર સૂઈ રહ્યો હતો, તેનો શ્વાસોચ્છ્વાસ લગભગ બંધ થઇ જવા આવ્યો હતો અને જે કાંઇ કહેવું હોય તે અતિશય ધીરે ધીરે બોલતો હતો. સરિ'સક્તિએ કાન માંડીને સાંભળ્યું, ત્યારે તેમને કાને નીચેના શબ્દ અથડાયા કે, "હે કર્મ કરનારાઓ! તમારે કર્મ કરવાં હોય તો આવાં કર્મ કરજો." પછી સરિ'સક્તિએ અહમદનું મસ્તક ભોંય ઉપરથી ઉઠાવીને પોતાના ખોળામાં મૂક્યું. અહમદે આંખ ઉઘાડી ત્યારે તેણે પોતાના ગુરુને દીઠા. ત્યારે તે ધીરેથી બોલ્યો: "ગુરુદેવ! આપ ખરે અવસરે આવી પહોંચ્યા છો, મારું જીવન હવે પૂરું થઇ ગયું છે." આટલું કહીને તેણે પ્રાણ મૂક્યો. સરિ'સક્તિ રડતા રડતા અહમદની અંત્યેષ્ટિ ક્રિયાની તૈયારી કરવાને સારુ જતા હતા, ત્યાં રસ્તામાં તેમણે શહેર તરફથી ચાલ્યા આવતા પુષ્કળ માણુસોને દીઠા. સરિ'સક્તિએ તેમને પૂછ્યું: "તમે બધા ક્યાં જાઓ છો?" તેઓ બોલ્યા: "શું આપને ત્યારે કશી ખબરજ નથી? કાલે રાત્રે એવી દૈવવાણી સંભળાઈ હતી કે, ખુદાની મહોર છાપ જેના ઉપર વાગી ગઇ છે, એવા પ્રેમી ભક્તની અંત્યેષ્ટિ વખતની પ્રાર્થનામાં જેમને ભાગ લેવાની ઇચ્છા હોય તેઓ કબ્રસ્તાનમાં જાય. આ પવિત્ર કાર્યમાં ભાગ લેનારાઓ પોતે પવિત્ર થઇ જશે."

એક વાર સરિ'સક્તિ ધૈર્ય વિષે ઉપદેશ દેતા હતા, એવામાં એક વીંછી તેમને કેટલીએ વાર કરડ્યો. લોકોએ તેમને પૂછ્યું કે, "તમે તેને વેગળો કેમ ફેંકી દીધો નહિ?" ત્યારે તે બોલ્યા: "હું ધૈર્યના વિષય ઉપર તો ભાષણ આપતો હતો, તેથી તે વખતે એવું કરતાં મને શરમ આવી."

ઈશ્વરની પ્રાર્થના કરતી વખતે સરિ'સક્તિએ એવું કહ્યું હતું કે, "હે મારા પ્રભુ! તમારો મહિમા મને સ્તંભિત કરી દે છે, તેથી હું તમને પૂરું વંદન પણ કરી શકતો નથી. તમારો પ્રકાશ મને તમારા ઉપર અનુરાગી બનાવી દે છે. તમારી એવી આજ્ઞા છે કે, 'મારો મહિમા તમારી જિહ્‌વા વડે ગાઓ.' પણ હે પ્રભો! મારી આ તુચ્છ જીભ ઉપર તમારા મહિમાનો સમાવેશ થતો નથી. વળી એ મારી જીભ પાપથી મલિન થઇ ગઇ છે, વિકૃત થઇ ગઇ છે, તેથી કરીને તમારી પવિત્ર કથા કરવાનું તેનામાં સામર્થ્ય હોયજ ક્યાંથી?"

સરિ'સક્તિ કહે છે કે, "હું ત્રીસ વરસ થયાં કૃતજ્ઞતાના એકજ

વચનને સારુ ક્ષમાની પ્રાર્થના કર્યાજ કરું છું.” કોઇએ તેમને પૂછ્યું કે, “એ કેવી રીતે?” ત્યારે તેમણે કહ્યું: “એક વાર બગદાદના બજારમાં આગ લાગી હતી. એક જણે મારી પાસે આવીને કહ્યું કે, ‘તમારી દુકાન નથી બળી ગઈ.’ તે વખતે મારા મોઢામાંથી ‘હે પ્રભુ! તને ધન્યવાદ!’ એવી એક કૃતજ્ઞતા-સૂચક પ્રાર્થના નીકળી ગઇ. પાછળથી મને મારી ભૂલ સમજાઈ કે, મારા સમાનધર્મી ભાઇઓની ઉપેક્ષા કરીને મેં તો મારી પોતા-નીજ સંપત્તિની સુરક્ષા ઇચ્છી, બીજાઓની સંપત્તિ નષ્ટ થઇ ગઇ છતાં મારી એકલાની સંપત્તિ સલામત રહી તેટલા માટે મેં ઈશ્વ-રને ધન્યવાદ દીધો! તે ઉપરથી હું ઘણો શરમિંદો થઇ ગયો અને મનમાં ઘણો પશ્ચાત્તાપ કરવા લાગ્યો. એ અપરાધને માટે હું આજ ત્રીસ વરસથી દરરોજ ક્ષમા માગું છું.”

એક વાર સરિંસક્તિએ જ્વનિદને કહ્યું: “બગદાદમાં મારું મૃત્યુ થાય એ મને પસંદ નથી. કદાચ બગદાદની ભૂમિ મને પોતાની અંદર જગ્યા ન આપે, તો તે વખતે લોકોમાં હું ઘણોજ નીચ અને અધમ સાબિત થઇ જઇશ અને જે લોકો મને સાધુ માનતા આવ્યા છે, તેઓ મારે વિષે શું કહેશે?”

જ્વનિદ કહે છે કે, “મહર્ષિ સરિંસક્તિ માંદા છે એવું સાંભ-ળીને હું તેમની સેવાશુશ્રૂષા કરવાને સારુ તેમના આશ્રમમાં ગયો. તેમની પથારીની પાસે એક પંખો પડ્યો હતો, તે લઇને હું તેમને પંખો કરવા લાગ્યો. તે બોલ્યા: ‘જ્વનિદ! પંખો રહેવા દો. પવનના સંચાલનને લીધે મારી અંદર બળતો અગ્નિ વધારે ભડકી ઊઠે છે.’ મેં કહ્યું: ‘મને છેલવેલ્લો કાંઈક ઉપદેશ તો દેતા જાઓ.’ ત્યારે તેમણે કહ્યું: ‘લોકોના સહવાસમાં રહેવાના દબા-ણને વશ થઇને ઈશ્વરનો સહવાસ કરવાનું છોડી દેતા નહિ.’ મેં કહ્યું: ‘અત્યાર આગમચ મને આપે એવું કહ્યું હોત તો હું આપના સહવાસથી પણ દૂર રહેત.’ પછી થોડી વારે તેમણે પ્રાણ ત્યાગ કર્યો.”

## ઉપદેશવચન

૧. હે યુવાનો! તમે વૃદ્ધ અને દુર્બળ થઈ જાઓ તે પહેલાં તમારી જુવાનીના દિવસમાં તમે તમારું જીવનનું કર્તવ્ય સિદ્ધ કરી લેજો. હું જેવો અત્યારે અશક્ત થઇ ગયો છું, તેવા તમે પણ એક દહાડો અશક્ત થઇ જશો. (આ વચનો સરિંસક્તિએ તે વખતે કહ્યાં હતાં કે જ્યારે તેમના જેવાં સાધન કરવાનું તે સમયના

કોઇ પણ યુવકમાં સામર્થ્ય ન હતું.)

૨. ધનવાન પાડોશીઓ અને રાજસભાના પંડિતોનાથી દૂરજ રહેજો.

૩. જે માણસ એવું ઇચ્છતો હોય કે, "મારી ધર્મસાધનામાં વિઘ્નો ન આવે, મારું શરીર અને મન સુખશાંતિમાં રહે, મારા દુઃખશોકનો નાશ થાય." તો તેણે સંસારાસક્ત લોકોના સંસર્ગથી દૂરજ રહેવું.

૪. પાંચ બાબતોને બાદ કરતાં સંસારની બીજી તમામ બાબતો વધારે પડતી છે. તે પાંચ બાબતો આ પ્રમાણે છેઃ-(૧) શરીરની રક્ષા કરવા પૂરતું અન્ન, (૨) તરસ છિપાવવાને સારુ પાણી, (૩) લજ્જા ઢાંકવા પૂરતાં વસ્ત્ર, (૪) આશ્રય લેવા જેવું ઘર અને (૫) વ્યવહારોપયોગી જ્ઞાન.

૫. લોભને વશ થવાથી જે પાપ થઇ ગયાં હોય, તેમને માટે ઇશ્વરની ક્ષમા મળવાની આશા રાખી શકાય; પણ અહંકારથી પ્રેરાઇને કરેલાં પાપની ક્ષમાની આશા રાખવી વ્યર્થ છે; કારણ કે આદમની દુર્ગતિનું કારણ લોભ છે, પણ શયતાનના પાપનું મૂળ તેનો અહંકાર છે.

૬. કોઇ માણસ એવા બાગમાં જઈ ચડે કે, જ્યાં સેંકડો ઝાડ હોય અને એવા વૃક્ષ ઉપર એક એક પક્ષી બેઠેલું હોય અને તે બધાં પક્ષીઓ સુમધુર સ્વરથી એવું બોલે કે, "હે પરમેશ્વરના પ્રેમી! અમે તને અભિવાદન કરીએ છીએ," તે ઉપરથી આ વિચિત્ર ઘટના છે એમ સમજીને જે માણસના મનમાં શંકા અને ભય ઉત્પન્ન થાય તે આગળ જતાં ધર્માભિમાની બની જશે.

૭. પોતાના દોષ પોતાની આંખે ન દેખાય એ ધર્માભિમાનીનું લક્ષણ છે. જો વચનની સાથે કાર્યનો યોગ ન હોય, તો તે એક પ્રકારની ઠગાઇજ કહેવાય.

૮. જે શક્તિ વડે તમે તમારી ઇન્દ્રિયો ઉપર વિજય મેળવી શકો તેને તમે બળવાનમાં બળવાન શક્તિ જાણજો.

૯. જે માણસ પોતાની ઇન્દ્રિયો ઉપર કાબૂ મેળવવામાં અસમર્થ નીવડે, તે બીજા ઉપર અધિકાર ચલાવવામાં એક હજાર વાર અસમર્થ સાબિત થશે.

૧૦. જેમનાં વચન અને કાર્યની વચ્ચે એકતા ન હોય એવા

લોકો ઘણા છે, પણ જેમનાં કાર્ય વચનને અનુસરતાં હોય એવા માણસો બહુ વિરલ છે.

૧૧. જે માણસ પોતાની સંપત્તિની મર્યાદા સાચવી શકતો નથી, તેના હાથમાંથી સંપત્તિ એકાએક એવી રીતે ચાલી જશે કે તેને ખબર પણ નહિ પડે.

૧૨. જે માણસ પોતાના ઉપરીની આજ્ઞાનું પાલન કરે છે, તેનીજ આજ્ઞાનું પાલન તેના તાબાનાં માણસો કરે છે.

૧૩. તમારી જીભ તમારા અંતરની અવસ્થાની દ્યોતક છે; તમારી મુખાકૃતિ તમારા હૃદયની આરસી છે; તમે અંતરમાં જે કાંઈ સંતાડી રાખો છો, તે બધું તમારા મોઢા ઉપર પ્રકટી નીકળે છે.

૧૪. મન ત્રણ પ્રકારનાં છેઃ-એક પ્રકારનું મન પર્વતના જેવું છે, કોઇ તેને વિચલિત કરી શકતું નથી; બીજા પ્રકારનું મન ઝાડના જેવું હોય છે, તેનું મૂળ ઘણું સુદૃઢ હોય છે; છતાં પવન તેને કોઇ કોઇ વાર હલાવી નાખે છે; પણ ત્રીજા પ્રકારનું મન પીછાંના જેવું છે, તેને તો પવનની જરા જેટલી લહેરકી પણ આમતેમ ધકેલી શકે છે અને ઘડીમાં એક જગ્યાએ અને ઘડીમાં બીજી જગ્યાએ તેને ઘસડી જાય છે.

૧૫. ઇશ્વરના સાંનિધ્યમાં રહેવા ઇચ્છનારા પ્રેમી ભક્તો પોતાની દૃષ્ટિને અંતરમાં સ્થિર કરીને આગળ ધપતા જાય છે, આથી કરીને તેઓ કદી કોઇ પણ વિષયની જોડે બંધાઈ જતા નથી. તેમની પ્રગતિની સીમાજ હોતી નથી. વચ્ચે ગમે તેવી જબરી શૃંખલાઓથી તેમને બાંધવામાં આવે તોપણ તેના અંકોડા તોડી નાખે છે.

૧૬. સ્વર્ગીય લજ્જા અને પ્રેમ એ બેઉ લોકોનાં હૃદયનાં દ્વાર આગળ આવીને ઊભાં રહે છે. તેઓ જ્યારે કોઇના હૃદયમાં તિતિક્ષા અને વૈરાગ્યને જુએ છે, ત્યારે તેઓ તેમાં વાસો કરે છે અને નહિ તો પાછાં ચાલ્યાં જાય છે.

૧૭. જેના હૃદયમાં બીજી કેટલીક બાબતોને સ્થાન મળી ચૂક્યું છે, તેનામાં નીચે ગણાવેલી પાંચ વસ્તુઓ સ્થિતિ કરતીજ નથીઃ-(૧) ઈશ્વરનો ભય, (૨) ઈશ્વરની આશા, (૩) ઈશ્વરના પ્રતિ પ્રેમ, (૪) ઈશ્વરની શરમ અને (૫) ઈશ્વરની સાથે મૈત્રી.

૧૮. જે માણસ જેટલો પરમેશ્વરની નજીક તેટલું ગહન અને પવિત્ર તેનું આત્મજ્ઞાન હોય છે.

૧૯. જેઓ પોતાના ધર્મગ્રંથનો મર્મ સમજી શકે છે અને તેને અનુસરીને કાર્ય કરે છે, તેઓજ સર્વશ્રેષ્ઠ મર્મને જાણનારા છે.

૨૦. સત્યની રક્ષા કરવાના હેતુથી જેઓ ધૈર્ય ધારણ કરી શકે છે, તેઓનેજ સૌથી વિશેષ અગ્રગામી જાણવા.

૨૧. અનુરાગ એ ઋષિઓની શ્રેષ્ઠ ભૂમિ છે.

૨૨. જેનું ભોજન માંદા માણસના ભોજનના જેવું છે, જેની નિદ્રા સાપે કરડેલા માણસના જેવી છે અને જેનું જીવનધારણ પાણીમાં ડૂબતા માણસના જીવનધારણના જેવું છે, તેજ ઋષિ છે.

૨૩ ઈશ્વર કહે છે કે, “ હે મારા દાસ ! જ્યારે મારું સ્મરણ-મનન કરવાનો તને ભારે ઉમળકો થઇ આવે છે, ત્યારે હું તારા પ્રતિ આસક્ત થાઉં છું.”

૨૪. ઋષિઓ સૂર્યના જેવા છે, તેઓ ચારે દિશાએ પ્રકાશનાં કિરણ ફેલાવી દે છે; ઋષિઓ પૃથ્વીના જેવા છે, તેઓ સૌનાં માથાં ઉપરનો બોજો પોતાના માથા ઉપર લઇ લે છે; ઋષિઓ પાણીના જેવા છે, તેઓ સૌનાં હૃદયને સંજીવની અર્પણ કરે છે; ઋષિઓ અગ્નિના જેવા છે, તેઓ જગતમાં અજવાળું અજવાળું કરી દે છે.

૨૫. વિષયોનું અન્વેષણ કરવામાંથી જેમનું ચિત્ત પાછું હઠી ગયું છે, ક્ષુધાના નિવારણ પૂરતીજ જેઓ ખાવાની પ્રવૃત્તિ કરે છે, શરીરને ઢાંકવા પૂરતીજ જેઓ વસ્ત્ર પહેરવાની જરૂરિયાત સ્વીકારે છે, જરૂરના કરતાં વધારાની વસ્તુ જો તેમની પાસે આવી પડે તો જેમને મરવા જેવું લાગે છે, જેમણે પોતાના અંતરમાંથી લોકાનુરાગને કાઢી નાખ્યો છે, તે બધા વૈરાગ્યવાન પુરુષો છે અને ઉપર કહ્યાં તે બધાં તેમનાં લક્ષણ છે.

૨૬. સંસાર ઉપરથી વૈરાગ્ય એ સાધનાનું મૂળ છે અને સંસારથી વિમુખ થઇ જવું એ પુરુષાર્થનું મૂળ છે.

૨૭. પોતાના પ્રતિ આસક્ત થવાથી વૈરાગ્યવાન પુરુષનું જીવન સુખપૂર્વક વ્યતીત થતું નથી. ઈશ્વરદર્શી લોકો જ્યારે પોતાનાથી વિચ્યુત થઇ જાય છે, ત્યારેજ તેમનું જીવન સુખકર નીવડે છે.

૨૮. મેં વૈરાગ્યના તમામ વ્યાપારને મારે હસ્તગત કરી લીધા, ત્યાર પછી વૈરાગ્ય સિવાય મેં જે જે વિષયની ઇચ્છા કરી, તે બધા મારી સામે આવીને ઊભા રહ્યા.

૨૯. પોતાની પાસે જે ન હોય તે પોતાની પાસે છે, એવું લોકોને બતાવવાનો જે માણુસ પ્રયત્ન કરે છે, તે માણુસ ઈશ્વરની દૃષ્ટિએ પતિત થાય છે.

૩૦. જે માણુસ લોકોની સાથે બહુ ઘનિષ્ટ સંબંધ રાખે છે, તેનામાં સત્ય અલ્પ હોય છે. કોઇ મનુષ્યને પીડા ન કરવી, દ્વેષ અને વૈરરહિત થઇને રહેવું અને કોઇ પોતાને પીડા કરે, તો તે સહન કરી લેવી એ સત્ સ્વભાવનું લક્ષણ છે.

૩૧. અનુમાન અને સંદેહ કરીને કોઇની સાથેનો સંબંધ તોડી નાખશો નહિ.

૩૨. જે ક્રોધને જીતે છે, તેજ મનુષ્યોમાં સૌથી અધિક બળવાન છે.

૩૩. પાપનો ત્યાગ કરવાનાં ત્રણ કારણ હોય છેઃ–(૧) નરકનો ભય, (૨) સ્વર્ગની કામના અને (૩) ઈશ્વરની શરમ.

૩૪. જ્યાંસુધી કોઇ પોતાના ધર્મને કામનાઓના પ્રદેશમાંથી બહાર ન લાવે, ત્યાંસુધી તે પૂર્ણતાને પામતો નથી.





# ३५–महातपस्वी अबु सुलेमान दारायी

મહાતપસ્વી અબુ સુલેમાન અંતર્બાહ્ય બેઉ રીતે નિઃસંગ હતા, બાહ્ય આચરણમાં અને આધ્યાત્મિક રીતે પણ પરિવ્રાજક હતા; તે એક આદર્શ તત્ત્વજ્ઞાની અને પરમ વૈરાગ્યવાન પુરુષ હતા. તત્ત્વજ્ઞાનના મહાસાગરના ઉજળામાં ઉજળા મોતીની તેમને ઉપમા આપી શકાય. તેઓ તેમના જમાનામાં એક શ્રેષ્ઠ અને અદ્વિતીય સાધુપુરુષ મનાતા હતા. તેમનું હૃદય એટલું સુકોમળ હતું કે, લોકો તેમને "રયહોલ્ કલુબ" (હૃદયકુસુમ) કહીને બોલાવતા હતા. આકરામાં આકરી સાધનાઓ કરવાની અને ઉપવાસની પીડા સહન કરવાની તેમનામાં અદ્ભુત શક્તિ હતી. તે વખતના ઇસ્લામી જગતમાં તેમના જેવો ધૈર્યવાન અને ભૂખની પીડાને સહન કરનાર પુરુષ બીજો કોઇજ ન હતો. આંતરિક નિગૂઢ અવસ્થાઓનું સમ્યક્ અવલોકન કરવામાં અને ચારિત્ર્યની અંદર ઊંડાં મૂળ નાખીને ભરાઇ રહેલાં પાપની અનિષ્ટકારિતાનું દર્શન કરવામાં તેમની દૃષ્ટિ અત્યંત સૂક્ષ્મ અને ગંભીર હતી. તેમના મોઢામાંથી સુંદર અને સારગર્ભિત વચનો નીકળતાં હતાં અને ઊંચામાં ઊંચા આધ્યાત્મિક ભાવોને વ્યક્ત કરવાનું તેમનામાં સામર્થ્ય હતું. તુર્કસ્તાનમાં દારાબુદ નામના એક ગામમાં તેમનો જન્મ થયો હતો. અહમદ ખવારી તેમના શિષ્ય હતા.

અહમદ ખવારી તેમને વિષે કહે છે કે, "એક દહાડો હું એકાંત જગ્યાએ નમાજ પઢતો હતો અને તેમાં મને ઘણો આનંદ આવતો હતો. બીજે દહાડે મેં મહર્ષિ અબુ સુલેમાનને એ વાત કરી, ત્યારે તે સાંભળી લઇને તે બોલ્યા: "તું એક અલ્પ શક્તિમાન માણસ છે, તારી નિર્જનતા તારી પીઠ પાછળ છે, લોકસંસર્ગ તારા મોઢાની સામી બાજુએ છે, તેથી કરીને નિર્જનતામાં તારી એક પ્રકારની અને લોકસંસર્ગમાં તારી તેથી જુદા પ્રકારની

અવસ્થા થઈ જાય છે. જેનાથી ઈશ્વરનો વિયોગ થાય, તેના કરતાં ઈશ્વરભક્તોને માટે વિશેષ સંકટજનક આ લોકમાં તેમજ પરલોકમાં બીજું કાંઇ હોઈ શકે નહિ. શ્રદ્ધાવાન ઈશ્વરભક્તોને તો નિર્જનતા અને સજનતા બેઉ એક સમાન લાગવાં જોઇએ.

અબુ સુલેમાન કહે છે કે, "એક વાર શિયાળાની રાતે હું મસ્જિદમાં બેઠો હતો, ટાઢ અતિશય હતી, તેનાથી મને કષ્ટ પણ થતું હતું, નમાજ પઢતાં પઢતાં મારો એક હાથ હું ચાદરની અંદર ઢાંકી રાખતો, તેથી તે હાથને અતિશય સુખ થતું હોય એવું મને લાગ્યું. ત્યાર પછી જ્યારે હું ઊંઘી ગયો ત્યારે ઊંઘમાં મેં એવી દૈવવાણી સાંભળી કે, "અબુ સુલેમાન ! તારો જે હાથ બહાર ઉઘાડો હતો, તે હાથમાં મારે જે કાંઇ આપવાનું હતું, તે મેં આપી દીધું છે; જો તારો બીજો હાથ પણ ઉઘાડો હોત તો તેને પણ તેના ભાગનું મળી ગયું હોત." તે દિવસથી મેં પ્રતિજ્ઞા લીધી કે, ઉનાળો હોય કે શિયાળો હોય, પણ બેઉ હાથ ઉઘાડા રાખ્યા વિના મારે નમાજ પઢવીજ નહિ."

અબુ સુલેમાન પોતાનો એક બીજો અનુભવ કહે છે કે, "હું જ્યારે મક્કા ગયો હતો ત્યારે ત્યાં એક સાધક એવો દીઠો કે જે, જમજમના કૂવાના પાણી સિવાય બીજું પાણી મોઢે અડકાડતોજ નહિ. મેં તેને પૂછ્યું કેઃ 'આ પાણી સુકાઇ જશે ત્યારે શું પીશો ?' આ સાંભળીને તે ઊઠીને ઊભો થયો અને કહેવા લાગ્યોઃ 'ઈશ્વર તમારું કલ્યાણ કરો. હું કેટલાંક વરસથી જમજમના કૂવાનો પૂજારી હતો. હવે બધું મને સમજાઇ ગયું.' આટલું કહીને તે ચાલતો થઇ ગયો."

મહાત્મા ફુજિલનો એક પુત્ર કુરાનનું ઈશ્વરની સજાને લગતું પ્રકરણ સાંભળી શકતોજ નહિ; કારણ કે, તેના મનને તેથી અતિશય ભય પેદા થતો. ફુજિલને કોઇએ પૂછ્યું કે, "તમારો છોકરો આટલો બધો બીકણ શાથી ?" તેમણે કહ્યું, "તેનાથી એક જરા જેટલો અપરાધ થઇ ગયો છે તેથી." જ્યારે કોઇએ આ વાત મહાત્મા અબુ સુલેમાનને કાને નાખી, ત્યારે તેઓ બોલ્યાઃ "જેણે વધારે પાપ કર્યાં હોય તેને વધારે ભય લાગવો જોઇએ, થોડા પાપને સારુ કોઇને એટલો ભય લાગેજ નહિ."

અબુ સુલેમાને એક દિવસ પોતાના એક શિષ્યને કહ્યુંઃ "તારો કોઇ મિત્ર તને કશું નુકસાન કરી બેસે તોપણ તારે તેનો

તિરસ્કાર કરવો નહિ. બનવા જોગ છે કે, તમને તેણે જે નુકસાન કર્યું હશે, તેના કરતાં પણ દુઃખદાયક શબ્દો તેની ભત્સર્ના કરવાથી તમારે તેને મોઢેથી સાંભળવા પડે." તે શિષ્ય કહે છે કે, "આ કથનનું સત્ય મને જાતઅનુભવથી સમજાઈ ગયું છે."

અહમદ ખવારી કહે છે કે, "એક દહાડો મહર્ષિ સફેદ બાસ્તા જેવાં કપડાં પહેરીને કહેવા લાગ્યા કે, 'બીજાં કપડાંની સરખામણીમાં આ મારાં કપડાં જેવાં સફેદ દેખાય છે, તેમ બીજા બધા પ્રભુપ્રેમીઓમાં મારું મન સૌથી વધારે ઉજ્જ્વલ થયું હોત તો કેવું મજેનું થાત?'"

અબુ સુલેમાન ઈશ્વરને સંબોધન કરીને નીચે પ્રમાણે પ્રાર્થના કરતાઃ "હે પ્રભો! જે માણસ તમારો સેવક થઇ શકતો નથી, તે તમારી સેવા ગ્રહણ કરવાને યોગ્ય શી રીતે કહેવાય? અથવા તો જે માણસ તમારી આજ્ઞાનો વિરોધ કરતાં મનમાં લજવાતો ન હોય, તે કેવી રીતે તમારી દયાની આશા રાખી શકે?"

અબ્દુલ કરીમનો પુત્ર સાલેહ કહે છે કે, "શ્રદ્ધાળુના હૃદયમાં આશા અને ભય બેઉ જ્યોતિઃસ્વરૂપ છે." લોકોએ તેને પૂછ્યું કે, "એ બેમાં કોણ વધારે તેજસ્વી છે?" ત્યારે તે બોલ્યોઃ "આશા." આ વાત સાંભળીને અબુ સુલેમાન બોલી ઊઠ્યાઃ "વાહ! એ કેવી વાત? હું તો જોઇ શકું છું કે, ભયમાંથી વિષય-વૈરાગ્ય, ઉપાસના અને ઉપવાસનાં વ્રતનો જન્મ થાય છે અને બીજાં પણ કેટલાંક સત્કાર્યોનો ઉદ્દ્ગમ થાય છે, તેવું આશામાંથી કાંઇ થતું નથી."

અબુ સુલેમાનની આગળ કોઇ પાપની વાત કાઢતું, ત્યારે તે રડી પડતા અને ખૂબ કહેતા કે, "હું સાધનામાં એટલાં એટલાં વિઘ્નો જોઉં છું કે બીજાં પાપની મારે જરૂરજ રહેતી નથી."

જ્યારે અબુ સુલેમાનનો અંતકાળ નજીક આવી લાગ્યો, ત્યારે તેમના શિષ્યોએ તેમને કહ્યુંઃ "આપ અમને એવા શુભ સમાચાર સંભળાવો કે, આપ પાપને માટે ક્ષમા આપનાર પરમેશ્વરની પાસે જાઓ છો." તેમણે કહ્યું: "તમે એવું કેમ નથી કહેતા કે, હું મારા ઈશ્વરની પાસે જાઉં છુ." આવી એકાદ બે વાતો કહેતાં કહેતાં તેમણે પ્રાણ ત્યાગ કરી દીધો. તેમના સ્વર્ગવાસ પછી કોઇએ તેમને સ્વપ્નમાં દીઠા, ત્યારે તેણે તેમને પૂછ્યું:

"પરમેશ્વરે તમારી સાથે કેવું વર્તન કર્યું?" ત્યારે તે બોલ્યાઃ "તેમણે મારા પ્રતિ દયા બતલાવી, મને ઘણી સંપત્તિનું દાન કર્યું; પણ ઇસ્લામી સમાજમાં મારી સુખ્યાતિ થઇ હતી તેનાથી મારે અહીં ઘણું નુકસાન વેઠવું પડયું છે."

## ઉપદેશવચન

૧. જે માણુસ પેટ ભરીને ખાય છે, તેની નીચે મુજબ છ અવસ્થાઓ થાય છેઃ—(૧) ઈશ્વરોપાસનામાં આનંદ આવતો નથી; (૨) તેની ધારણાશક્તિનો હ્રાસ થાય છે; (૩) તેને લોકો ઉપર દયા આવતી નથી; કારણુ કે તે પોતાના મનમાં એવું સમજે છે કે, આખા જગતના તમામ લોકોને મારી પેઠે પેટ ભરીને ખાવાનું મળતું હોવું જોઇએ; (૪) સાધના કરવાનું કામ તેને માટે ઘણુંજ અઘરું થઇ પડે છે; (૫) ઇન્દ્રિયભોગ કરવાની તેની સ્પૃહા ખૂબ જોરાવર થાય છે; (૬) જ્યારે બધા ભક્તો મસ્જિદમાં જાય છે, ત્યારે તે જાજરૂ ભણી આવજા કર્યા કરે છે."

૨. અલ્પાહાર ઈશ્વરને અતિ પ્રિય છે, તે જેના પ્રતિ પ્રેમ કરે છે, તેને અલ્પાહાર સિવાય બીજી કોઇ વસ્તુની તે બક્ષિસ કરતો નથી.

૩. માણુસ જ્યારે પેટ ભરીને ખાય છે, ત્યારે તેની તમામ ઇન્દ્રિયો પોતપોતાના વિષયનો ભોગ કરવાને અતિશય ભૂખી થઇ જાય છે અને જ્યારે તેઓ ભૂખીજ થઇ જાય, ત્યારે વિષયભોગ સિવાય બીજા કશાથી તેમને તૃપ્તિ થતી નથી. ખરું જોતાં જ્યાંસુધી પેટ પૂરેપૂરું ભરાયું ન હોય, ત્યાંસુધી કોઇ પણ કામના સારી રીતે ઉત્તેજિત થતી નથી.

૪. અલ્પાહાર એ પરલોકના દરવાજાની કૂંચી છે; પેટ ભરીને આહાર કરવો એ સંસારના દ્વારની કૂંચી છે.

૫. જો તમારે ઐહિક અથવા પારલૌકિક એ બે પૈકી કોઇ પણ પ્રયોજન સિદ્ધ કરવું હોય, તો જ્યાંસુધી તમારું તે પ્રયોજન સિદ્ધ ન થાય ત્યાંસુધી તમારે કાંઇજ ખાવું નહિ; કારણુ કે પેટ ભરીને ખાવાથી બુદ્ધિનો વિપર્યય થાય છે. અલ્પાહાર કર્યાથી તમારી ઇન્દ્રિયોની પ્રવૃત્તિઓનું બળ ક્ષીણુ થઇ જશે, તમારું હૃદય હલકું હલકું થવા લાગશે અને સ્વર્ગીય જ્ઞાનના પ્રકાશ વડે તમારી બુદ્ધિમાં અજવાળું થઇ જશે. કોઇ પણુ માણુસ રાત્રિને વખતે

શાસ્ત્રવિહિત અન્નનો એકજ કોળિયો ઓછો ખાય, તો સવાર થતા સુધી આખી રાત બધો વખત ઉપાસના કરવા કરતાં હું ઉપરની વાતને વધારે પસંદ કરું; કારણ કે સૂર્યાસ્ત થવાથી સાધારણ લોકોને માટે રાત પડી જાય છે, પણ જ્યારે પેટ અન્ન વડે ઠસોઠસ ભરાઇ ગયું હોય છે, ત્યારે શ્રદ્ધાવાન ભક્તના અંતરમાં રાત્રિ થઇ જાય છે.

૬. જે માણસના અંતરમાં એવા જ્યોતિનો ઉદય થયો હોય, કે જે તેને પારલૌકિક કાર્યોમાં નિયુક્ત કરી દે, તે માણસના સિવાય બીજા કોઇ પણ મનુષ્યથી સાંસારિક કામનાઓના પ્રલોભન સામે ધૈર્ય ધારણ કરી શકાતું નથી.

૭. માનવભાવોની વિરુદ્ધ આચરણ કરવું એ શ્રેષ્ઠ કાર્ય છે.

૮. પ્રત્યેક વસ્તુમાં કાંઇ ને કાંઇ કલંક તો હોય છેજ, પેટ ભરીને ભોજન કરવું એ આંતરિક જ્યોતિનું કલંક છે.

૯. ઈશ્વરનો ભય એ ઇહલોક અને પરલોક બેઉના સર્વ પ્રકારના કલ્યાણનું મૂળ કારણ છે; જ્યારે આશા ભયને જીતી લે છે, ત્યારે મનના ઉપર વિઘ્નોની સવારી ચડી આવે છે; અને જ્યારે ઈશ્વરનો ભય અંતરમાં સ્થાયી થઈ જાય છે, ત્યારે હૃદયમાં કોમળતા આવવા લાગે છે. ભય સ્થાયી ન થાય અને માત્ર કોઈ કોઇ વાર અંતરમાં આવે અને જાય તો તેથી હૃદયની કોમળતા ઉત્પન્ન થતી નથી. જે હૃદય વિકૃત થઈ ગયું છે, તેમાંથી ભય એકદમ ચાલ્યો જાય છે.

૧૦. એક વાર અનુરાગની અંદર તમારું અંતઃકરણ ડૂબી જાય, ત્યાર પછી તમે તેને ભયની અંદર ડુબાવી દેજો. આવું કર્યાથી ભય પેલા અનુરાગને પકડીને ખેંચી રાખશે. કહેવાનું તાત્પર્ય એ છે કે, તે વખતે તમારે માટે અનુરાગના કરતાં ભય વધારે ઇચ્છનીય છે.

૧૧. જ્યારે ઈશ્વરનો સેવક અધમ પ્રવૃત્તિઓનાં પ્રલોભનો અને કપટીપણામાંથી મુક્ત થાય છે, ત્યારે તે મુક્તિ પ્રાપ્ત કરે છે.

૧૨. કોઇ સત્યપ્રિય વ્યક્તિ પોતાના હૃદયના ભાવોનું વર્ણન કરવાની ઇચ્છા રાખે, તોપણ તેની વાણી તે કામને માટે સમર્થ નીવડતી નથી.

૧૩. પ્રત્યેક વસ્તુનો કોઇ ને કોઇ અલંકાર હોય છે, સાચો

પ્રેમાર્દ્ર ભાવ એ હૃદયનો અલંકાર છે.

૧૪. સરળતાને તમારું વાહન બનાવો અને સત્યરૂપી તલવાર હાથમાં લઇને ચાલવા માંડો. એટલું નક્કી જાણજો કે, ઈશ્વર તમને મળવા ઉત્સુક છે અને તમારી રાહ જુએ છે.

૧૫. પરમેશ્વરના સેવકો બધા એવા સ્વભાવના છે કે, તેઓ ધૈર્યના યોગે પરમેશ્વરની સાથે કામ કરતાં લજવાય છે; એટલા માટે તેઓ તેની સ્વીકૃતિના અર્થાત્ શરણાગતિના યોગ વડે તેની સાથે કામ કરે છે. આવું કહેવાનું તાત્પર્ય એ છે કે, ધૈર્ય એવું ભાન કરાવે છે કે, હું પોતેજ સ્વબળે ધૈર્ય ધારણ કરું છું. પણ સ્વીકૃતિમાં લગારે હુંપણું હોતું નથી. તેના વડે જીવનની જેવી અવસ્થા થઇ જાય છે, તેવી સાધક બહાર પ્રકટ કરતો રહે છે. ધૈર્યની સાથે તમારો પોતાનો સંબંધ છે, પણ સ્વીકૃતિનો સંબંધ તેની સાથે છે.

૧૬. ઈશ્વરની આગળ સ્વર્ગની કામના ન કરવી અને નરકમાંથી ઊગરી જવાની પણ ઇચ્છા ન રાખવી, એનું નામ સ્વીકૃતિ.

૧૭. મને વૈરાગ્યની સીમાની ખબર નથી અને નિવૃત્તિનો છેડો પણ મેં જોયો નથી, પરંતુ તેમને પ્રાપ્ત કરવાનો રસ્તો હું જાણું છું.

૧૮. સ્વીકૃતિનો અને બીજી ઘણી ભૂમિકાઓનો અનુભવ લેતાં લેતાં મારી જુદી જુદી અવસ્થાઓ થઇ હતી. સ્વીકૃતિની સુવાસ સિવાય બીજું કશું મારા સુધી પહોંચી શક્યું ન હતું.

૧૯. હું સ્વીકૃતિના સંબંધમાં એવી ભૂમિકાએ જઇ પહોંચ્યો છું કે, જો સાતમા પાતાળનું નરક મારી જમણી આંખ ઉપર આવી પડે તોપણ, તે જમણીને બદલે ડાબી આંખ ઉપર કેમ નથી આવી પડતું, એવો વિચાર મારા મનમાં કદી આવવાનો નથી.

૨૦. તમે તમારા કોઇ પણ કામમાં દાંભિકતા ન બતાવો એનુંજ નામ વિનય.

૨૧. જ્યાંસુધી માણસને આત્મજ્ઞાન થયું હોતું નથી, ત્યાંસુધી તે વિનયી થઇ શકતો નથી. સંસારમાં છે તો કાંઇજ નહિ, પણ જ્યાંસુધી મનુષ્યને તે વાત હૃદયંગમ ન થઇ જાય, ત્યાંસુધી તે વૈરાગ્યનું અવલંબન કરી શકતો નથી. ઈશ્વરથી તમને જે કોઇ વિખૂટા પાડે તે સર્વનો પરિત્યાગ કરી દેવો, એનું નામ વૈરાગ્ય.

૨૨. તમારે તમારા પોતાના વૈરાગ્યને વિષે કોઇની આગળ કશી વાત કરવી નહિ.

૨૩. જીભના ઉપર લગામ રાખવાથી સ્વભાવની દૃઢતા પ્રકટી નીકળે છે. સ્વલ્પ ભોજન એ સાધનાનો સાર છે અને સંસારના પ્રતિ પ્રેમ એ પાપનું મૂળ છે.

૨૪. જ્યારે સાધકનું જીવન એવી સ્થિતિએ જઇ પહોંચે કે, ઈશ્વિર સિવાય બીજું કોઇ તેને ઓળખનારું રહેજ નહિ અને સાધક પોતે પણ ઈશ્વિરની સાથે એવી રીતે સહવાસ કરે કે, તેને એક ઈશ્વિર સિવાય બીજું કોઇ ઓળખનાર હોયજ નહિ; આવી સ્થિતિ જ્યારે થઇ જાય, ત્યારે સાધક ઋષિપદે પહોંચ્યો કહેવાય.

૨૫. સાંસારિક બાબતોના વિચાર એ પરલોકના ઉપરનું એક આવરણ છે અને પારલૌકિક વિચારો કરવાથી વિશુદ્ધ જ્ઞાન પ્રાપ્ત થાય છે અને અંતરમાં સજીવતા જાગી ઊઠે છે.

૨૬. પાપની સજા ભોગવી છૂટ્યાથી અંતરમાં જ્ઞાન વૃદ્ધિ પામે છે અને વિચારોમાં (ઈશ્વિરના) ભયનો વધારો થાય છે.

૨૭. લોકો બીજી કોઇ બાબતને સારુ ન રડતાં, ફક્ત પોતાના જીવનને જે જે ક્ષતિ પહોંચે છે, તેને વિષે ખેદ કરતા થઇ જાય, તો તેમનો ખેદ તેમની છેલ્લી ઘડી સુધી તેમને માટે પૂરતો થાય એવો છે.

૨૮. જેણે ઈશ્વિરની ઉપલબ્ધિ કરી લીધી છે, તે તો બીજા વિચારોમાંથી મનને પાછું ખેંચી લઇ, ઈશ્વિરની સેવામાંજ પોતાનું બધું લક્ષ પરોવી દે છે અને પોતાના અપરાધને માટે ખેદ કરે છે.

૨૯. સ્વર્ગલોકની અંદર પાર વિનાનાં રેતીનાં રણ છે, પણ જેટલો વખત કોઇ ઈશ્વિરભક્ત ઈશ્વિરની ચર્ચા કરવા પ્રવૃત્ત થાય છે, તેટલો વખત સ્વર્ગના ફિરસ્તાઓ તેના નામનાં ઝાડ વાવે છે. જ્યારે તે ઈશ્વિરના ગુણ તથા મહિમાની ચર્ચા કરવાનું છોડી દે છે, ત્યારે ફિરસ્તાઓ ઝાડ વાવવાનું પણ છોડી દે છે,

૩૦. જે એવું ઇચ્છતો હોય કે "મને કોઇ સદુપદેશ દે," તે તો રાતદહાડો પોતાના હૃદયના પરિવર્તનના પ્રતિ લક્ષ્ય આપ્યા કરે છે.

૩૧. માણુસ દહાડે જે સત્કર્મ કરે છે, તેનો પુરસ્કાર તેને રાત્રિએ મળી રહે છે; અને જે માણુસ રાતે સત્કર્મ કરે છે, તેનો બદલો તેને દહાડે મળી રહે છે.

૩૨. જો માણુસ પોતાની અધમ કામનાઓને તૃપ્ત કરવામાંથી સાચા મનથી પોતાના હાથ પાછા ખેંચી લે છે, તો ઈશ્વર એવો દયાળુ છે કે, તેને તેના પાછલા અપરાધની સજામાંથી મુક્ત કરે છે અને તે કામનાને પણ તેના અંતઃકરણમાંથી ખેંચી કાઢે છે.

૩૩. તમારી સાધનાનું કોઇ પણ જાતનું ફળ જો તમને આ લોકમાં ન મળ્યું તો નક્કી સમજી લેજો કે, તમને પરલોકમાં તેનો પુરસ્કાર કદી મળવાનોજ નથી. એનું તાત્પર્ય એ છે કે, તમારી સાધનાના ફળરૂપે તમને આ લોકમાંજ અંતરની શાંતિ મળી જવીજ જોઈએ.

૩૪. વૈરાગ્યવાન પુરુષોનું જે આખરનું પગથિયું છે તે ઈશ્વરના ઉપર નિર્ભર કરનારાઓનું પહેલું પગથિયું છે.

૩૫. (ઈશ્વરની) ઉપેક્ષા કરનારા લોકો જો એટલું બરાબર સમજી શકે કે, તેઓ અત્યારે જે અવસ્થામાં રહે છે, તેનાથી તેમના હિતને કેટલું ભયંકર નુકસાન થાય છે, તો તેમને એટલું બધું લાગી આવે કે તેઓ શોકના માર્યા એકાએક મરીજ જાય.

૩૬. ઈશ્વરનું દર્શન કરનારાં આધ્યાત્મિક નેત્ર જ્યારે ઊઘડે છે, ત્યારે બાહ્યનેત્રો બંધ થઇ જાય છે, અર્થાત્ તે માણુસ ઈશ્વર સિવાય બીજા કોઇને જોઇ શકતો નથી.

૩૭. શ્રદ્ધાવાનનું હૃદય ઈશ્વરના ગુણાનુવાદથી ઉજ્જવળ બને છે; બ્રહ્મચર્ચા એ તેમનો આહાર છે, બ્રહ્મપ્રેમમાં તેમની શાંતિ છે, બ્રહ્મકાર્ય એ તેમનો વેપાર છે, બ્રહ્મમંદિર એ તેમની દુકાન છે, ભજનસાધન એ તેમનો વ્યવસાય છે, કુરાન એ તેમની મૂડી છે, ભૂલોક તેમનું ખેતર છે, પરલોક તેમના અનાજનો કોઠાર છે અને ઈશ્વરનો આપેલો પુરસ્કાર એ તેમના પરિશ્રમનું ફળ છે.

૩૮. પરમેશ્વરની આગળ આ સમસ્ત સંસાર મચ્છરની પાંખના જેવો તુચ્છ છે. આવા સંસારનો કોઇ ત્યાગ કરે તેમાં શી મોટી વાત છે ?

૩૯. અત્યારે તો મારું ધૈર્ય એજ મારી સર્વોત્તમ સંપત્તિ છે. ધૈર્યના બે પ્રકાર છે; જેની તમે ઇચ્છા ન કરી હોય, ધારણા પણ ન કરી હોય, એવો કોઇ બનાવ આકસ્મિક રીતે બની જાય તો તે વખતે ધૈર્ય ધારણ કરવું એ ધૈર્યનો એક પ્રકાર છે; તમારે જેની ઇચ્છા હોય અને તે મળતાં વાર લાગે તો તેને સારુ ધૈર્ય રાખવું એ

બીજા પ્રકારનું ધૈર્ય છે.

૪૦. જે વિષયમાં પ્રવૃત્ત થતી વખતે પ્રવૃત્તિ (ઇન્દ્રિયોની) તમને નિમંત્રણ દેતી હોય, તેવા વિષયથી નિવૃત્ત રહેવાનું ઈશ્વર તમને ફરમાવે છે.

૪૧. નિર્દોષ સંપત્તિમાં કૃતજ્ઞતાની અને વિપત્તિમાં ધૈર્યની કસોટી થાય છે.

૪૨. જે માણુસ જીવનનું મૂલ્ય જાણતો નથી, તે સેવાના માધુર્યની કદી ઉપલબ્ધિ કરી શકતો નથી.

૪૩. જેના હૃદયમાં સંસારની સાથે સંબંધ રાખતો પ્રેમ સ્થાન મેળવે છે, તે હૃદયમાંથી પારલૌકિક પ્રેમ પ્રસ્થાન કરી જાય છે.

૪૪. જ્ઞાની પુરુષ જ્યારે આ સંસારનો ત્યાગ કરે છે, ત્યારે તે વિશુદ્ધ જ્ઞાનના જ્યોતિ વડે જ્યોતિષ્માન બની જાય છે.

૪૫. જે માણુસ આત્મવિનાશ કરીને અર્થાત્ પોતાના અહંભાવનો અથવા ઈશ્વરથી સ્વતંત્ર અસ્તિત્વનો નાશ કરીને પરાત્પર પરમેશ્વરની સાથે સંબંધ સ્થાપિત કરવા ઇચ્છે છે, તેના જીવનની ઈશ્વર યથેષ્ટ રીતે રક્ષા કરે છે અને તેને સ્વર્ગલોકનો નિવાસી બનાવી દે છે.

૪૬. ઈશ્વર કહે છે: "હે મારા સેવક! જો તું મારી લાજ-શરમ રાખીશ, તો હું તારા સર્વ અપરાધ લોકોની દૃષ્ટિએથી છૂપા રાખીશ અને તારી નીચતા, અધમતા, પામરતા એ સર્વને ધોઇ કાઢીશ.





# ૩૬–મહાતપસ્વી અબુ અલી શકિક

સાધુસમાજના અલંકાર સમા અબુ અલી શકિક બલ્ખના વતની હતા. તેઓ અત્યંત ઈશ્વરાવલંબી, નિગૂઢ તત્ત્વદર્શી, વૈરાગ્ય આદિ સંપત્તિઓ યુક્ત પરમ શ્રદ્ધાભાજન અને પ્રતાપવાન તપસ્વી હતા. તે પોતાના યુગમાં એક અજોડ અને અદ્ભુત સાધુ અને સર્વના ગુરુ તરીકે માન્ય હતા. વૈરાગ્ય અને સાધના, એ બેઉના પાલનમાં તેમની એકાંત દૃઢતા હતી. તેમણે એક ઈશ્વરના ભરોસા ઉપર આધાર રાખીને પોતાનું આખું જીવન વ્યતીત કર્યું હતું. નાના પ્રકારનાં શાસ્ત્રોમાં પણ તેમની અસાધારણ પારદર્શિતા હતી. તેમણે ગ્રંથો પણ ઘણા રચ્યા હતા. મહર્ષિ શકિક તપસ્વી હાતેમ આસિમના ધર્મગુરુ હતા. તપસ્વીઓમાં શ્રેષ્ઠ એવા ઇબ્રાહિમ આધમના સત્સંગદ્વારા મહાતપસ્વી શકિકના ધર્મજીવનનો આરંભ થયો હતો. તેમણે બીજા અનેક ધર્મગુરુઓનો સહવાસ સેવ્યો હતો. અબુ અલી શકિક પોતાને વિષે કહે છે કે, “ એક હજાર અને સાતસો અથવા સત્તરસો ગુરુઓનો હું શિષ્ય થઇને રહ્યો. ગણતાં પાર ન આવે એટલાં શાસ્ત્રોનાં થોથાં પણ હું વાંચી ગયો, પણ બધાનો સાર મને એવો સમજાઇ ગયો કે, ચાર બાબતો ઉપર લક્ષ આપવાથી ઈશ્વરની પ્રસન્નતા પ્રાપ્ત કરી શકાય છે. તે ચાર બાબતો આ પ્રમાણે છેઃ–(૧) પોતાની જીવિકાની બાબતમાં નિશ્ચિંતપણું, (૨) સત્કાર્ય કરવામાં પ્રેમ, (૩) શયતાનની સાથે શત્રુતા, (૪) મૃત્યુને માટે તૈયારી. ”

અબુ અલી શકિકના જીવનમાં પરિવર્તન કરનારા સંજોગો નીચે પ્રમાણે બન્યા હતા. પોતે વેપારને લગતા કામકાજને અંગે તુર્કસ્તાન ગયા હતા, ત્યાં એક મૂર્તિનું દર્શન કરવાને સારુ તેઓ એક મંદિરમાં ગયા, ત્યારે ત્યાં એક મૂર્તિપૂજક તે મૂર્તિનું પૂજન કરતો હતો અને તે મૂર્તિની આગળ ખૂબ કાલાવાલા અને કાકલૂદીઓ કરીને પોતાનું આત્મનિવેદન કરતો હતો. આવું જોઇને શકિક

તેને કહેવા લાગ્યાઃ "સૃષ્ટિકર્તા પરમેશ્વર તો ચૈતન્યમય, જ્ઞાનમય અને શક્તિમાન છે, તેને છોડીને તું કોની પૂજા કરવા બેઠો છે? પ્રતિમાઓની પૂજા કરવાનું છોડી દે, ઈશ્વરની જગ્યાએ પથ્થરની આકૃતિઓની પૂજા કરતાં તારે શરમાવું જોઇએ. એ પૂતળાંમાં કશુંજ સામર્થ્ય નથી." આ સાંભળીને તે મૂર્તિપૂજક બોલી ઊઠ્યોઃ "તું જો એવું કહેતો હોય કે મારા ઉપાસ્યદેવમાં કશું સામર્થ્ય નથી, તો હું કહું છું કે, તારા ખુદામાં પણ તને તારા દેશમાં જીવિકા આપવાનું સામર્થ્ય નથી. તારા ખુદાએ તને તારા દેશમાંજ જીવિકા આપી હોત, તો તું પરદેશમાં આવતજ શું કરવાને?" આ શબ્દો સાંભળીને શકિક ચેતી ગયા અને પોતે બલ્ખ પાછા આવ્યા. રસ્તામાં તેમને કોઇ અગ્નિપૂજકનો ભેટો થઇ ગયો. તેણે શકિકને પૂછ્યું: "તમે શો ધંધો કરો છો?" તેમણે કહ્યુંઃ "હું વેપાર કરું છું." અગ્નિપૂજક બોલ્યોઃ "તમારે માટે જે નિર્માણ નથી થયું, એવી આજીવિકાને માટે જો તમે પ્રયત્ન કરતા હો, તો એ તમારો પ્રયત્ન મિથ્યા છે. તેમ કર્યાથી તમે ફક્ત તમારા આયુષ્યનીજ બરબાદી કરો છો અને તમારે માટે જે નિર્માણ થઇ ચૂક્યું છે, એવી આજીવિકાને માટે જો તમે પ્રયત્ન કરતા હો તોપણ તમારો પ્રયત્ન બિનજરૂરી છે; કારણ કે જે તમારે સારુ નિર્માણ થયું છે, તે તમારી પાસે આપોઆપજ ચાલ્યું આવશે. માટે બેઉ રીતે તમારે તમારી પ્રવૃત્તિ છોડી દેવામાંજ ડહાપણ છે." આ વચન સાંભળીને શકિક પૂરેપૂરા જાગૃત થઇ ગયા. તે ઘડીથી તેમના મનમાં સંસારના પ્રતિ વૈરાગ્ય ઉત્પન્ન થયો. આવી મનોદશા લઇને તે બલ્ખ પાછા આવ્યા. તે વખતે તેમના કેટલાક મિત્રો તેમને મળવા આવ્યા. શકિક શરીરે અત્યંત બળવાન પુરુષ હતા અને ઘણોખરો વખત તેઓ કસરત કરનારા બળવાન યુવાનોની સોબતમાં વ્યતીત કરતા હતા. તે વખતે બલ્ખની રાજગાદી ઉપર ઇસાનો પુત્ર અને હામાનનો પૌત્ર અમીરઅલી બેઠો હતો. તેનો એક પાળેલો કૂતરો ખોવાઇ ગયો હતો. અમીરના નોકરોએ શકિકના એક પાડોશી ઉપર તે કૂતરાની ચોરી કરવાનું તહોમત મૂકીને તેને ખૂબ સતાવવા માંડ્યો, ત્યારે તે માણસ શકિકને શરણે આવ્યો. શકિકે અમીરની પાસે જઈને કહ્યુંઃ "હું તમારો કૂતરો તમારી આગળ હાજર કરી દઉં છું, માટે મારા પાડોશીને છોડી મૂકો." આ ઉપરથી અમીરે તે માણસને છૂટો કરી દીધો. ત્રણ દિવસ પછી, તેજ માણસને અમીરનો

કૂતરો મળી આવ્યો; તેણે મનમાં વિચાર કર્યો કે, "એ કૂતરો મારે શકિકનેજ સ્વાધીન કરી દેવો જોઇએ, કારણ કે તે ઉદાર માણસ છે, તે મને કાંઇક ઇનામ પણ આપશે." આવો વિચાર કરીને તેણે કૂતરો શકિકને સ્વાધીન કરી દીધો અને શકિકે તેને અમીરને પાછો આપ્યો. આ બનાવ બન્યા પછી શકિક સંસારના પ્રતિ પૂરેપૂરા વૈરાગ્યવાન બની ગયા.

એક વાર બલ્ખ રાજ્યમાં ભયંકર દુકાળ પડયો. લોકોને જ્યારે અન્નના સાંસા પડવા લાગ્યા, ત્યારે તેઓ બિચારા ભૂખના માર્યા નર–માંસ પણ ખાવાને તૈયાર થઇ ગયા. શકિકે બજારમાં કોઇ આનંદી અને હસમુખો ગુલામ દીઠો. તેને આવો પ્રસન્ન જોઇને શકિકે તેને પૂછ્યું: "અરે ઓ ગુલામ! આ શું આનંદોલ્લાસ કરવાનો અવસર છે? તું જોતો નથી કે અનાજની તંગીને લીધે માણસોની કેવી દુર્દશા થઇ ગઇ છે?" તે ગુલામ બોલ્યો: "પણ મારે શી ફિકરચિંતા છે? હું એક એવા માણસનો ગુલામ છું, કે જેની પાસે પુષ્કળ ઉત્તમ પ્રકારની જમીન છે, જેમાં મનમાન્યું ધાન્ય પેદા થયાજ કરે છે. આવો મારો માલિક મને શું અન્ન વિના ભૂખે મરવા દેશે?" ગુલામનો આવો ઉત્તર સાંભળીને શકિક ખૂબ વ્યાકુળ થઇ ગયા અને બોલ્યા: "અયે ખુદા! આ ગુલામ એક સામાન્ય સંપત્તિવાળા માલિક ઉપર વિશ્વાસ રાખીને આટલો બધો સંતુષ્ટ અને પ્રસન્ન રહે છે, ત્યારે તમે તો અનંત વિશ્વબ્રહ્માંડના અધિપતિ છો, જીવમાત્રને જીવિકા આપનારા છો અને એવા પ્રભુનો હું દાસ થઇને શા માટે ફિકરચિંતા અને હૈયાઉકાળો કરતો ફરું?" તે દિવસથી તેમણે સંસારને લગતાં તમામ કામકાજની સાથેનો પોતાનો સંબંધ કાપી નાખ્યો. પાછલા અપરાધોનું પ્રાયશ્ચિત્ત (તૌબા) કરી લીધું અને ઈશ્વરના મંદિરમાં પ્રવેશ કરીને એકાંત મનથી પરમાત્માના શરણાગત થઇ ગયા. ત્યાર પછીના પોતાના બાકીના જીવનમાં તેમણે ઈશ્વરાવલંબનનું એક સુંદર અને સંપૂર્ણ દૃષ્ટાંત રજૂ કર્યું. તે હમેશાં એવું કહેતા કે, "હું તો એક ગુલામનો શિષ્ય છું. મને સાચો ઉપદેશ તેણે આપ્યો હતો."

તપસ્વી મુનિ હાતેમ આસિમ કહે છે કે, "હું એક વાર શકિકની સાથે ધર્મની લડાઇઓમાં ભાગ લેવાને ગયો હતો. એક દિવસ તો દુશ્મનોની સાથે અમારું દારુણ યુદ્ધ જામ્યું અને અમારી

સ્થિતિ ઘણીજ વસમી થઈ પડી હતી. દુશ્મનોના ભાલાની અણી-ઓ સિવાય બીજું કશું નજરે પડતું ન હતું અને તેમનાં તીર વડે આકાશ ઢંકાઇ ગયું હતું. આવે વખતે શકિક મને કહેવા લાગ્યા કે, 'હાતેમ! તું અત્યારે તને પોતાને કેવી અવસ્થામાં આવી પડેલો માને છે?' આવું કહીને શકિક તો એકદમ આગળ ધસ્યા અને બેઉ સૈન્યની વચ્ચોવચ પોતાનો સંન્યાસીનો ખિર્કો અંગ ઉપરથી ઉતારીને તેનું ઓશીકું બનાવીને લાંબા થઇને સૂઇ ગયા. ઈશ્વરના ઉપર તેમનો એવો અટળ વિશ્વાસ હતો કે શત્રુ-સૈન્યની બરાબર સામે આખી રાત શાંતભાવે સૂતાજ રહ્યા."

એક વાર શકિક સભામાં બેસીને ધર્મોપદેશ દેતા હતા. એવામાં શહેરમાં બૂમ પડી કે *વિધર્મી લોકોનું એક સૈન્ય શહેર ઉપર ચડી આવ્યું છે. શકિક એકદમ મસ્જિદમાંથી બહાર આવ્યા અને નાસ્તિક લોકોનો પરાજય કરીને પાછા પોતાના આસન ઉપર આવીને બેઠા. તેમના એક શિષ્યે થોડાંક ખુશબોદાર ફૂલ તેમના નમાજ પઢવાના આસનની એક બાજુએ મૂકી રાખ્યાં હતાં અને શકિક તેમને સૂંઘતા હતા. તે જોઇને તેમના શ્રોતાઓમાંથી કોઈ બેવકૂફ બોલી ઊઠયોઃ "શત્રુનું લશ્કર શહેરના દરવાજા આગળ આવીને ઊભું રહ્યું છે, ત્યારે મુસલમાનોના ધર્મગુરુ બેઠા બેઠા ફૂલ સૂંઘે છે!" ત્યારે શકિકે તેને જવાબ સંભળાવી દીધો કે, "જેમના મનમાં કપટ છે, તેઓ ફક્ત બીજાનું ફૂલ સૂંઘવાનુંજ કામ જોઈ શકે છે, શત્રુસૈન્યનો પરાજય થયો છે, તે તેમને સૂઝતુંજ નથી."

એકવાર શકિક રસ્તે થઇને જતા હતા, એવામાં એક વિધર્મી તેમને જોઇને કહેવા લાગ્યોઃ "શકિક! તમે આમ ઉદ્ધતાઇભેર ચાલ્યા જાઓ છો અને ગમે તેમ બોલતા ફરો છો, તેની તમને શરમ પણ નથી આવતી? તમારો કહેવાનો મર્મ તો એજ છે ને કે, જેઓ ખુદાનું ભજનપૂજન કરે છે અને જેઓ તેના ઉપર વિશ્વાસ રાખે છે, તેમને તે અન્નવસ્ત્ર ઇત્યાદિ આપે છે અને તેટલા માટે લોકો તેને ભજે છે? ત્યારે તો તમે ખુદાનું ભજન નથી કરતા, પણ ખુદાની આપેલી સ્થૂળ પાર્થિવ સંપત્તિનુંજ ભજન કરો

* પ્રસ્તુત પુસ્તકમાં જ્યાં જ્યાં વિધર્મી શબ્દ આવે ત્યાં બધેજ ઇસ્લામનો વિરોધ કરનારા અરબ અને ઇતર જાતિના મૂર્તિપૂજક લોકોને એ શબ્દ લાગુ પડે છે એવું સમજવું. —સેવાનંદ

છો." આ વચન સાંભળીને શકિકે પોતાના સમાનધર્મી લોકોને કહ્યું: "આ વાત લખી રાખો, એ મહાનાં વચન છે." તે ઉપરથી તે વિધર્મી કહેવા લાગ્યો: "તમે તો પોતાને ધાર્મિક અને વિશ્વાસુ માણસ કહેવડાવો છો, તો પછી મારું વચન લખી લેવાનું તમારે માટે શું યોગ્ય છે?" શકિકે જવાબ દીધો: "મને કાદવમાંથી પણ એકાદ રત્ન મળતું હોય તો હું તેને શા સારુ ઉપાડી ન લઉં અને તેને ધોઇને મારા ઉપયોગમાં ન લઉં?"

શકિક એક વાર સમરકંદ શહેરમાં ધર્મપ્રચાર કરવાને ગયા હતા. વ્યાખ્યાન આપતાં આપતાં તેમણે એક દિવસ શ્રોતાઓ તરફ જોઇને કહ્યું: "હે શ્રોતાજનો! હે સૃષ્ટ વસ્તુઓની ઉપાસના કરનારાઓ! જો તમે મરી ગયેલા હો, તો તમારે કબ્રસ્તાનમાં જઇને દટાઇ જવું જોઇએ; જો તમે નાનાં છોકરાં હો, તો તમારે નિશાળે ભણવા જવું જોઇએ; જો તમે ગાંડા હો, તો તમારે ગાંડાના દવાખાનામાં ચાલ્યા જવું જોઇએ; જો તમે વિધર્મી હો, તો તમારે વિધર્મી લોકોના દેશમાં જઇને વસવું જોઇએ; જો તમે ઈશ્વરના વિશ્વાસુ ભક્ત અને સેવક હો, તો તમારે વિશ્વાસુઓના ઝંડા નીચે એકત્ર થઇ જવું જોઇએ."

શકિકને કોઇએ એવું કહ્યું કે, "તમે બીજા લોકોની મહેનતનું રળેલું બેઠા બેઠા ખાયા કરો છો, તેથી લોકોમાં તમારી નિંદા થાય છે. તે માટે હું તમારા સદ્‌ગુણોના ભરપૂર પુરસ્કારના રૂપમાં દર મહિને નિયમિતરૂપે તમને એટલી રકમ આપતો રહીશ કે જેમાંથી તમે સુખપૂર્વક પોતાનો નિર્વાહ ચલાવી શકો." શકિકે કહ્યું: "તમારી સૂચનામાં પાંચ દોષ ન હોત તો તમારો આપેલો પુરસ્કાર હું ગ્રહણ કરી લેત. એ પાંચ દોષ નીચે પ્રમાણે છે:— (૧) મને આપ્યાથી તમારા ધન-ભંડારમાં તેટલો ઘટાડો થશે, (૨) તમારું આપેલું મારી પાસેથી ચોર ચોરી પણ જાય, (૩) એ પણ બનવાજોગ છે કે, એક વાર મને દાન દીધા પછી પાછળથી તમને પસ્તાવો પણ થાય, (૪) મારો કોઇ દોષ તમારા જાણવામાં આવે, તો તમે તમારું આપેલું પાછું પણ લઇ લો, (૫) તમે મરી જાઓ તો પછી હું નિરાધાર બની જાઉં. પણ મને જીવિકા આપનાર મારો માલિક પરમેશ્વર એવો છે કે, તેનામાં અને તેની આપેલી સ્વર્ગીય સંપત્તિમાં ઉપર ગણાવેલા પાંચમાંથી એક પણ દોષ નથી."

કોઇએ શકિકની પાસે આવીને તેમને કહ્યું: "મારે મક્કાની હજ કરવા જવાનો વિચાર છે." શકિકે તેને પૂછયું: "તમારી પાસે રસ્તાને સારુ ભાથામાં શું શું છે?" તેણે કહ્યું: "ભાથામાં મારી પાસે કેટલીક વસ્તુઓ છે, જેમકે:—(૧) મારી જીવિકા જેટલી મારી નજીક છે, અર્થાત્ જેટલી સહજપ્રાપ્ય છે, તેટલી બીજા કોઇની નજીક હું દેખતો નથી, (૨) હું જ્યાં જ્યાં જાઉં છું, ત્યાં ત્યાં હું ખુદાના હુકમને મારી સાથેના સાથે આવતા દેખું છું, (૩) હું ગમે તે અવસ્થામાં હોઉં તોપણ હું એટલું સારી રીતે જાણું છું કે, ખુદા મારી અવસ્થાથી અજાણ્યા નથી." આ ઉત્તર સાંભળીને શકિકે તેને કહ્યું: "તું ખરેખર કલ્યાણયુક્ત છે, તારી પાસે મક્કાની હજ કરવાને સારુ ઘણું ઉત્તમ ભાથું છે, તને ધન્ય છે."

શકિક મક્કાની હજ કરવા ગયા ત્યારે રસ્તામાં બગદાદ શહેરમાં થોભ્યા હતા. તેમના આગમનના સમાચાર સાંભળીને બગદાદના ઇતિહાસપ્રસિદ્ધ ખલીફા હારૂન–અલ્–રશીદે તેમને નિમંત્રણ મોકલ્યું. શકિક જ્યારે ખલીફાની પાસે ગયા, ત્યારે તેણે પૂછયું: 'વૈરાગ્યવાન શકિક તે આપજ કે?" તે બોલ્યા: "હું શકિક તો ખરો, પણ વૈરાગ્યવાન નથી." હારૂન–અલ્–રશિદે કહ્યું: "આપ મને કાંઇક ઉપદેશ આપો." ત્યારે શકિક બોલ્યા: "ખુદાએ આપને સદ્દિકની ગાદીએ બેસાડયા છે, એમ જાણીને આપે સાવધાનીપૂર્વક વર્તવું. ખુદા ઇચ્છે છે કે, આપ સદ્દિકની જેમ સત્યપરાયણ થાઓ. વળી આપને ખુદાએ ફારૂકની ગાદીએ બેસાડયા છે, તેથી તે આશા રાખે છે કે, આપ ફારૂકના જેવા સત્ય અને અસત્યનો વિવેક કરતા થઇ જાઓ. એ ઉપરાંત ખુદાએ આપને જોન્નુરયનની ગાદીએ બેસાડયા છે, તેથી તે આપની પાસેથી જોન્નુરયનના જેવી વિનયશીલતા, નમ્રતા અને મિષ્ટતાની ઇચ્છા રાખે છે. ત્યાર પછી ખુદાએ આપને મર્તુજાની ગાદીએ બેસાડયા છે, તેટલા માટે તે આપની પાસેથી વિદ્યા અને અદલ ઇન્સાફ ઇચ્છે છે." *હારૂન–અલ્–રશીદે

* હજરત મહમ્મદ પયગંબર(સલ૦)ના ચાર મુખ્ય શિષ્યો અથવા ધર્મપ્રચારકો હતા:—અબુ બેકર, ઓમર, ઉસમાન અને અલી. અબુ બેકરને 'સદ્દિક'ની પદવી મળી હતી. 'સદ્દિક' શબ્દનો અર્થ અત્યંત સત્યપરાયણ થાય છે. સત્યાનુરાગ એ અબુ બેકરના ચારિત્ર્યનું મુખ્ય લક્ષણ હતું. ઓમરને 'ફારૂક'ની પદવી મળી હતી. 'ફારૂક' શબ્દનો અર્થ સત્ય અને

કહ્યું: "હજી પણ કાંઈક વિશેષ કહો." ત્યારે શકિક બોલ્યા "ખુદાના રાજ્યમાં એક મકાન છે, તેને નરક કહે છે. ખુદાએ આપને એ નરકના દ્વારરક્ષકનું કાર્ય સોંપ્યું છે અને તેથી તેણે આપના હાથમાં લક્ષ્મી, દંડ અને તલવાર, એ ત્રણ વસ્તુઓ આપીને આપને એવો હુકમ ફરમાવ્યો છે કે, 'તમારે આ ત્રણ વસ્તુઓ વડે લોકોને નરકમાં આવતા અટકાવવા.' જેઓ તંગીના માર્યા આપની પાસે સહાયતાને સારુ આવે, તેમને પૈસાની મદદ કરતાં આપે સંકોચાવું નહિ; જે ખુદાના હુકમની વિરુદ્ધ આચરણ કરે, તેને આપે આ દંડવડે સજા કરવી અને જો કોઇ માણસ બીજાનું ખૂન કરે અને મરનાર આસામીનાં કુટુંબીઓ એનો બદલો લેવા ઇચ્છતાં હોય, તો આપે આ તલવાર વડે હત્યારાને વધ કરીને તેને તેના કૃત્યનો બદલો આપવો. આપ આ પ્રમાણે નહિ વર્તો તો નરકે જનારા લોકોમાં આપનો નંબર સૌથી પહેલો આવશે તે યાદ રાખજો."

આ સાંભળીને હારૂન–અલ્–રશીદે કહ્યું: "કૃપા કરીને હજી પણ કાંઇક વિશેષ ઉપદેશ સંભળાવો." ત્યારે વળી શકિકે કહેવા માંડયું: "આપ ક્રિયાકર્મના મૂળ ઝરણને ઠેકાણે બિરાજો છો અને તમામ ક્રિયાકર્મ એ પાણીના પરનાળાની જગ્યાએ છે. ઝરણાનું પાણી જો સાફ અને સ્ફટિકના જેવું નિર્મળ હોય તો પરનાળાનું પાણી મેલું હોયજ નહિ; પણ જો મૂળ ઝરાનુંજ પાણી મલિન હોય, તો પરનાળાના પાણીમાં સ્વચ્છતાની આશા રાખવી મિથ્યા છે." હારૂન–અલ્–રશીદ તો હજી પણ કાંઇ વધારે કહો, હજી પણ કાંઈ વધારે કહો, એવો ફરી ફરીને આગ્રહ કરતોજ ગયો, ત્યારે શકિકે કહ્યું:

---

અસત્યનો વિવેક કરનાર થાય છે. સત્ય અને અસત્યની વચ્ચેનો પ્રભેદ બતાવવો એ ઓમરના જીવનનું એક મુખ્ય કાર્ય હતું. ઉસમાનને 'જોન્નુરયન'ની પદવી મળી હતી. 'જોન્નુરયન' શબ્દનો અર્થ બે જ્યોતિનો અધિકારી એવો થાય છે. હજરત મહમ્મદ પયગંબર(સલ૦)ની બેઉ દીકરીઓનું લગ્ન ઓમરની સાથે થયું હતું. વિનમ્રતા અને મિષ્ટતા એ ઓમરના સ્વભાવનાં ભૂષણ હતાં. અલીને 'મર્તુજા'ની પદવી મળી હતી. અલીના ચારિત્ર્યમાં બે મુખ્ય ગુણ હતા, એક જ્ઞાન અને બીજો ન્યાયવિચાર. હજરત મહમ્મદ પયગંબર(સલ૦)ના પરલોકવાસ પછી એ ચારે પ્રચારકો એક પછી એક ઇસ્લામી રાજ્યના અને ઇસ્લામી સમાજના શાસનકર્તા અને નેતા થયા હતા. સૌથી પહેલું ખલીફાનું પદ એ ચાર જણને મળ્યું હતું. તેમના પછી ખલીફાની ગાદી હારૂન–અલ્–રશીદને મળી હતી. —બંગાળી અનુવાદક

"ધારો કે, આપ ઉજ્જડ મરુભૂમિમાં ખૂબ તરસ્યા થયા હો અને પાણી વિના આપનો જીવ જવાની અણી આવી ચૂકી હોય, તે વખતે આપને કોઇ ઠંડું પાણી આણી આપે, તો તે પાણીનું આપ કેટલું મૂલ્ય આપવા તૈયાર થાઓ?" હારૂન-અલ્-રશીદે કહ્યું: "તે જેટલું મૂલ્ય માગે તેટલું આપી દઉં." શકિકે કહ્યું: "ધારો કે તે આપની પાસે આપના અડધા રાજ્યની માગણી કરે તો શું કરો?" હારૂને કહ્યું: "તે પણ આપી દઉં." પછી મહર્ષિ શકિક બોલ્યાઃ હવે ધારો કે એજ પાણી પીને આપ માંદા થઇ ગયા અને આપનો મંદવાડ ધારો કે એવો વધી ગયો કે, આપ જીવવાની આશાજ છોડી બેઠા અને એવે ટાંકણે કોઇ હકીમ આવીને આપને એવું કહે કે, 'હું આપને ફરીથી સાજાસમા બનાવી દઇશ, પણ મારી મહેનતના બદલામાં તમારું અડધું રાજ્ય આપવું પડશે,' તો આપ શું કરો?" ખલીફાએ કહ્યું: "હું તેને અડધું રાજ્ય આપી દઉં." હવે શકિકે પૂછ્યું: "આપના જે રાજ્યની કિંમત એક પ્યાલા પાણીના જેટલી છે, તે રાજ્યને માટે આપ કદી અભિમાન કરી શકો ખરા કે?" આ પ્રશ્ન સાંભળીને હારૂન-અલ્-રશીદની આંખમાં આંસુ આવી ગયાં. ત્યાર પછી તેણે મહર્ષિનું ખૂબ સન્માન સહિત પૂજન કર્યું અને તેમને વિદાય કર્યા.

શકિક બગદાદથી નીકળીને મક્કા ગયા, ત્યારે તેમને ઘણા લોકો મળવા આવ્યા હતા. તેમને સંબોધીને તેમણે કહ્યું: "આવા પવિત્ર તીર્થમાં આવીને ઉપજીવિકાની ખોળ કરવાને સારુ બધે રવડતા ફરવું એ કેવળ મૂર્ખતા છે, તેમ અહીં રહીને રોટલા કમાવાને ખાતર કશો વ્યવસાય કરવો એ પણ શાસ્ત્રના નિર્ણયની વિરુદ્ધ છે." તપસ્વીઓમાં શ્રેષ્ઠ એવા ઇબ્રાહિમ આધમનો જ્યારે તેમને મેળાપ થયો, ત્યારે તેમણે પ્રશ્ન કર્યો કે, "ઇબ્રાહિમ! આપ આપના શરીરના નિભાવને માટે શું કરો છો?" ઇબ્રાહિમે કહ્યું: કાંઇક મળી આવે છે, ત્યારે ખુદાને શુક્ર અદા કરું છું, નથી મળતું ત્યારે ધૈર્ય રાખીને બેસી રહું છું." આવો જવાબ સાંભળીને શકિક બોલ્યાઃ "મારી શેરીમાં એક કૂતરો છે, તે પણ એવુંજ કરે છે. તેને કોઇ કશું આપે છે, ત્યારે પૂંછડી હલાવીને પોતાની કૃતજ્ઞતા જાહેર કરે છે અને કશું નથી મળતું ત્યારે ધીરજ રાખીને પડી રહે છે." પછી ઇબ્રાહિમે પૂછ્યું: "ત્યારે આપ શું કરો છો?" શકિકે કહ્યું કે, "મને જ્યારે કાંઇક મળી આવે છે, ત્યારે હું

પ્રથમ મારી જાતને માટે તેનો ઉપયોગ ન કરતાં બીજાઓની તંગી દૂર કરવામાં તેનો ઉપયોગ કરું છું અને જ્યારે મને કાંઇ નથી મળતું, ત્યારે ધીરજ રાખીને બેસી રહું છું.” આવો જવાબ સાંભળીને ઇબ્રાહિમ એટલા બધા ખુશ થઇ ગયા કે, તેમણે ઊઠીને શકિકના માથા ઉપર ચુંબન કર્યું અને કહ્યું કે, “ ખુદાના કસમ! આપ મારા ગુરુ છો.”

મક્કાથી પાછા ફરતી વખતે શકિક બીજી વાર બગદાદ શહેરમાં થોડો વખત રહ્યા હતા. તે દરમ્યાન તેમણે એક જાહેર ઉપદેશ દીધો હતો. તેમના વ્યાખ્યાનમાં તેઓ વિશેષે કરીને ઈશ્વર ઉપર સંપૂર્ણ રીતે નિર્ભર રહેવાનો ઉપદેશ દેતા હતા. એક વાર તેમના મોઢામાંથી એવું નીકળી ગયું કે, “ મેં રણમાં થઇને મુસાફરી કરી છે. તે વખતે મારી પાસે ચોવીશ રતિ જેટલું રૂપું કપડાને છેડે બાંધી રાખેલું હતું, હજી પણ તે રૂપું તેટલું ને તેટલુંજ છે.” આ સાંભળીને એક યુવાન ઝટ લઇને ઊભો થઇ ગયો અને બોલ્યો: “ જે ઠેકાણે તમે તમારું ચોવીશ રતિ જેટલું રૂપું કપડાને છેડે બાંધી રાખ્યું હતું, ત્યાં ખુદા હતો કે નહિ? અને જો ખુદા હતો તો તેના ઉપર તમારો વિશ્વાસ ક્યાં ચાલ્યો ગયો હતો કે, તમારે તમારી પાસે રૂપું રાખવું પડયું?” આ ટકોર સાંભળીને શકિક થોડી વાર વિચારમાં પડી ગયા અને તેમણે પોતાની ત્રુટિ કબૂલ કરતાં કહ્યું કે, “ભાઇ! તું ખરું કહે છે.” આટલું કહીને પોતે વ્યાખ્યાનપીઠ ઉપરથી ઊતરી પડયા.

એક દિવસ કોઇ વૃદ્ધ પુરુષ મહર્ષિ શકિકની પાસે આવીને કહેવા લાગ્યો: “ મેં ઘણાં પાપ કર્યાં છે, તેનું પ્રાયશ્ચિત્ત કરવાની મને ઇચ્છા છે.” શકિકે તેને કહ્યું: “ તમે ઘણાજ મોડા આવ્યા.” તે ડોસો બોલ્યો: “મોડો કેમ આવ્યો છું? વખતસરજ આવ્યો છું. જે માણસ પોતાના મરણ પહેલાં પ્રાયશ્ચિત્ત કરવાને તૈયાર થઇ જાય, તે વખતસરજ આવ્યો છે, એવું કહેવું જોઇએ.” મહર્ષિ બોલ્યા: “ તમારું આગમન શુભ છે અને તમે જે કહો છો તે પણ શુભ છે.”

શકિક ક્યારે જન્મ્યા અને ક્યારે, કયા ગામમાં તથા કેવી અવસ્થામાં પરલોકવાસી થયા, તેનો મૂળ ગ્રંથમાં કશો ઉલ્લેખ નથી. ઘણું કરીને તેઓ હિજરી સંવતના બીજા સૈકામાં થઇ ગયા હોવા જોઇએ.

## ઉપદેશવચન

૧. જે માણુસ પોતાની ઉપજીવિકાની બાબતમાં ઈશ્વર ઉપર ભરોંસો રાખે છે, તેનું ચારિત્ર્ય ઘણું ઉન્નત્ત થાય છે અને તેની ધર્મસાધના પાપની પ્રવૃત્તિઓના પ્રલોભનથી મુક્ત રહે છે.

૨. સાધનાનાં ત્રણુ મૂળ છેઃ–ભય (ઈશ્વરનો), આશા (સ્વર્ગની) અને પ્રેમ. પાપનો ત્યાગ એ ભયનું લક્ષણુ છે, નિત્યસાધના એ આશાનું લક્ષણુ છે અને અનુરાગ તથા સ્થાયી ભાવ એ પ્રેમનાં લક્ષણુ છે.

૩. જેનામાં શાંતિ, ભય અને વ્યાકુળતા એ ત્રણુનો અભાવ છે, તે નરકાગ્નિથી મુક્ત થઇ શકતો નથી.

૪. પોતાનું વ્યતીત થઇ ગયેલું જીવન કેવી અવસ્થામાં અને કેવી રીતે વ્યતીત થયું છે અને ભવિષ્યમાં વિધાતા શો આદેશ કરશે, એનો વિચાર કરીને જે માણુસ મનમાં ભય પામે છે, તે ઈશ્વરનો દાસજ સાચા અર્થમાં ભયભીત થાય છે.

૫. લોકોનાં આધ્યાત્મિક મૃત્યુ થવાનાં મુખ્ય ત્રણુ કારણુ છેઃ– (૧) પશ્ચાત્તાપ કરી લઇશું, એવી આશાએ પાપ કરવું; (૨) હજી તો આપણું આયુષ્ય ઘણું બાકી છે, પશ્ચાત્તાપ કરવાને માટે હજી પૂરતો વખત છે, આગળ ઉપર જોઇ લેવાશે, એમ સમજીને હાલ તરતને માટે પશ્ચાત્તાપ કરવાનું મુલતવી રાખવું; (૩) ઈશ્વરની દયા ઉપર આધાર રાખીને પ્રાયશ્ચિત્ત કર્યા વિના એમ ને એમ વખત કાઢી નાખવો. જે માણુસની ઉપર કહી તેવી અવસ્થા હોય છે, તે કદી પશ્ચાત્તાપ કરી શકતોજ નથી.

૬. પરમેશ્વર સાધુપુરુષને જીવનદાન દઇને મૃત્યુમાંથી જીવતા કરે છે અને પાપી લોકોને જીવતે જીવતજ મૂઆ જેવા કરી રાખે છે.

૭. દીનતાની શોભા ત્રણુ બાબતોને લઇને છેઃ–(૧) હૃદયની વિશાળતા, (૨) હૃદયની શાંતિ અને (૩) માનસિક પાપની ક્ષીણુતા. ધનના અભિમાની લોકોના સંગમાં રહેવાથી ત્રણુ પરિણુામ અવશ્ય ઉત્પન્ન થાય છેઃ–ક્લેશ, હૃદયની અનુદારતા અને માનસિક પાપની વૃદ્ધિ.

૮. જ્યારે તમે કોઇને કશું આપો, ત્યારે આપેલી વસ્તુના કરતાં જેને તમે આપો તે માણુસ જો તમને વધારે પ્રિય હોય, તો

તમારો પ્રેમ પારલૌકિક છે અને નહિ તો તે સાંસારિક પ્રેમ છે.

૯. હું મારી પાસે આવનારા અભ્યાગતોના કરતાં અન્નવસ્ત્રાદિક પદાર્થો ઉપર અધિક પ્રેમ રાખતો નથી; કારણ કે, આજીવિકાનાં સાધન, પારિશ્રમિક દાન, એ બધાં ઈશ્વરદ્વારા પ્રાપ્ત થાય છે; તેમાં મારો કશો હિસ્સો છેજ નહિ. ધારો કે કોઇ માણસ સંપત્તિ અને ઐશ્વર્યમાંથી છેક દરિદ્ર દશાએ જઇ પહોંચે અને તેવે વખતે તેને પોતાની સંપત્તિના કરતાં દરિદ્રતા શ્રેષ્ઠ ન લાગે, તો નક્કી જાણવું કે, તે બેવડા દુઃખમાં આવી પડ્યો છે–સંસારનું દુઃખ અને પરલોકનું દુઃખ. જે માણસ સંપત્તિ અને ઐશ્વર્યમાંથી દરિદ્રદશામાં આવી પડે અને તેને પોતાની સંપત્તિના કરતાં દરિદ્રતા વધારે ઉત્તમ છે એવું સમજાઇ જાય, ત્યારે એવું જાણવું કે, તે બેવડા આનંદનો ભોક્તા થઇ ચૂક્યો છે–આ સંસારના આનંદનો અને પરલોકના આનંદનો.

૧૧. પ્રશ્નઃ—ઈશ્વરનો ભક્ત ઈશ્વર ઉપર સુદૃઢ વિશ્વાસ રાખે છે અને ખૂબ દૃઢતા સહિત આશ્રય લે છે, તે જાણવું કેવી રીતે?

ઉત્તરઃ—તેની પોતાની સંસારને લગતી કોઇ વસ્તુ નષ્ટ થઇ જાય, તો તેથી તેને ઊલટો વધારે આનંદ અને સંતોષ પેદા થાય.

૧૨. જો તમારે એવા માણસને ઓળખવાની ઇચ્છા હોય, તો ઈશ્વરનો આશ્રય લઇને કોણ વધારે નિશ્ચિંત થાય છે અને મનુષ્યનો આશ્રય લઇને કોણ વધારે નિશ્ચિંત થાય છે, તે બેની તુલના મનમાં કરી જુઓ.

૧૩. અમુક વ્યક્તિને વિષયો ઉપરથી વૈરાગ્ય ઉત્પન્ન થયો છે કે નહિ તેની પરીક્ષા કરવાનાં ત્રણ લક્ષણ છેઃ–અર્પણ, નિવારણ અને વાક્યકથન. તમામ ધર્મકર્મ ઈશ્વરાર્પિત કરીને કરવાં એનું નામ અર્પણ; સાંસારિક ભાવથી કોઇ તેને પૈસાટકાનું દાન કરે તો તેને ગ્રહણ ન કરવું, એનું નામ નિવારણ; ધર્મવિષયની ચર્ચા કરવી એનું નામ વાક્યકથન. બીજો એક અર્થ એવો પણ થાય છે કે, ઈશ્વરને પ્રસન્ન કરવાના હેતુથી ધર્મકર્મ ઇત્યાદિનું અનુષ્ઠાન કરવું અને ઈશ્વરની આજ્ઞાઓનું પાલન કરવું એનું નામ અર્પણ; સાંસારિક વિચારોને મનમાંથી કાઢી નાખવા અને ઈશ્વરે નિષિદ્ધ કરેલાં કાર્યો ન કરવાં એનું નામ નિવારણ. વાક્યકથનનો અર્થ એવો પણ કેટલાક કરે છે કે, કોઇ પણ માણસની સ્થિતિ ધર્મરાજ્યમાં

છે કે સંસારમાં છે, તે તેના બોલવા ઉપરથી સમજાઇ જાય છે.

૧૪. મેં જુદા જુદા સાત વિદ્વાનોને પ્રશ્ન પૂછ્યા કે, બુદ્ધિમાન કોણ? ધનવાન કોણ? દીનાત્મા કોણ? ચતુર કોણ? કૃપણ કોણ? બધા વિદ્વાનો તરફથી આ પાંચે પ્રશ્નોના મને બરાબર એકસરખાજ જવાબ મળ્યા હતા. જે સંસાર ઉપર પ્રેમ ન રાખે, તે બુદ્ધિમાન; વિધાતા જે કાંઇ આપે તેનાથી જે સંતુષ્ટ રહે, તે ધનવાન; જેના અંતરમાં કોઇ પ્રકારની કામનાજ ન હોય, તે દીનાત્મા; સંસાર જેને છેતરી ન શકે તે ચતુર; જે માણસ ઈશ્વરે આપેલા ધનનું દાન દેતી વખતે હાથ ખેંચી રાખે તે કૃપણ.

૧૫. હાતેમ આસિમ કહે છે કે, "એક વાર હું મહર્ષિ શકિક પાસે ગયો અને તેમની આગળ નિવેદન કર્યું કે, મને કાંઇક ઉપદેશ દો. ત્યારે તે બોલ્યાઃ 'જો તમારે સાધારણ ઉપદેશ જોઈતો હોય, તો તમને એટલું કહું છું કે, વાસનાઓને જીતો અને કોઈની વાતનો યોગ્ય ઉત્તર આપવાનું તમારાથી ન બની શકે તો કશું બોલશોજ નહિ. જો તમારે વિશેષ પ્રકારનો ઉપદેશ જોઇતો હોય તો હું તમને કહું છું કે, કશું બોલવાનો પ્રસંગ આવે ત્યારે મૂંગા રહેવાથી બેચેની થશે એવો વિચાર કરતાં કરતાં જ્યારે તમારાથી છેકજ ન રહેવાય, તે પહેલાં તમારે કશું બોલવુંજ નહિ, પણ ધીરજ રાખીને બેસી રહેવું.'"





# ૩૭–મહાતપસ્વી સુફિયાન સુરિ બસરાઈ

મહર્ષિ સુફિયાન સુરિ બસરાના નિવાસી હતા. તેઓ ધર્માચરણ અને સાધુતાના મુકુટસ્વરૂપ હતા, વૈરાગ્ય અને તત્ત્વજ્ઞાનના સૂર્ય તરીકે લોકોમાં મશહૂર થઇ ગયા હતા. તેઓ પંડિતસમાજના પ્રમુખ અને તે જમાનાના સમસ્ત ઇસ્લામી જગતના ધર્મગુરુઓમાં શ્રેષ્ઠ સ્થાન તેમનું હતું. લોકોએ તેમને "અમિરોલ્ મોમનિન" (વિશ્વાસી મુસલમાનોના અધિનાયક)ની પદવી આપી હતી. આટલું છતાં પણ તેમણે ઇસ્લામીમંડળના નેતા તરીકેનું સ્થાન રીતસર ગ્રહણ કર્યું ન હતું. વ્યાવહારિક રીતે તેમની મર્યાદા સૌ સાચવતા હતા, તેમની આજ્ઞા સૌ શિરોધાર્ય કરતા હતા અને સૌ તેમનુંજ અનુસરણ કરતા હતા. પરા અને અપરા બેઉ પ્રકારની વિદ્યાઓમાં તેમની બરોબરી કોઇનાથી થઇ શકતી ન હતી. ચિત્તનો સંયમ, ચારિત્ર્યની ઉચ્ચતા અને બ્રહ્મનિષ્ઠા, એ ત્રણ બાબતોમાં તેઓ અદ્વિતીયજ હતા. વિનય અને શિષ્ટતામાં તેઓ એક આદર્શ હતા. અનેક ઉચ્ચ કોટિના સાધુમહાત્માઓનાં તેમણે દર્શન કર્યાં હતાં, તેમના જીવનના આરંભથી તે અંત સુધી તેમના ચરિત્ર્યમાં કોઇ દોષ કે ત્રુટિ જોવામાં આવતી નથી.

સુફિયાન સુરિના જીવનમાં પરિવર્તન કરનારા પ્રસંગો નીચે પ્રમાણે બન્યા હતા:–એક દહાડો જરા અનાદરપૂર્વક તેઓ પોતાનો ડાબો પગ મસ્જિદની દીવાલને અડકાડીને બેઠા હતા, તે ઘડીએ તેમણે પોતાના ડાબા પગમાંથી "સુરિ! સુરિ! તું આવું ન કર, આવું ન કર." એવો અવાજ આવતો સાંભળ્યો. આવી દેવવાણી સાંભળીને સુરિ ત્યાંના ત્યાં બેહોશ બની ગયા. ત્યાર પછી જ્યારે તેમને શુદ્ધિ આવી, ત્યારે તેમણે પોતાની કાનપટી પકડીને ખેંચી અને ડાબા ગાલ ઉપર ફડાફડ લપડાકો લગાવવા મંડ્યા અને બોલતા ગયા કે, "જ્યાંસુધી તું પવિત્ર મસ્જિદમાં વિનયપૂર્વક પગ રાખીને બેસતાં નહિ શીખે, ત્યાંસુધી તારું નામ મનુષ્યોની

નામાવલિમાંથી કાઢી નાખવામાં આવ્યું છે. હવે કેવી રીતે પગ રાખીને બેસવું, તે બાબતમાં તારે સાવચેતી રાખીને વર્તવું જોઇશે."

વળી એક વાર કોઇ ઊભી ફસલવાળા ખેતરમાં પગ મૂકીને તે બેઠા હતા, તે વખતે પણ તેમને કાને પહેલાંના જેવોજ ગેબી અવાજ અથડાયો કે, "અરે સુરિ! તું વિચાર કર અને જે માણસ શાસ્ત્રની આજ્ઞા વિરુદ્ધ પગલાં નથી ભરતો, તેને સારુ કેવી કેવી સંપત્તિઓ નિર્માણ થઇ છે, તે તું જો." સુરિના આંતર અને બાહ્ય જીવનમાં આવા આવા કેટલા બનાવો બન્યા હશે તેની કોણે નોંધ રાખી છે?

સુફિયાન સુરિ પોતાને વિષે કહે છે કે, "હજરત મહમ્મદ પયગંબર(સલ૦)ની એવી એક પણ હદિસ મેં કાને સાંભળી નથી, કે જેનો મેં અમલ ન કર્યો હોય." હદિસ શાસ્ત્રવેત્તા ઉલેમાઓને સુફિયાન કહેતા કે, "તમે હદિસની જકાત આપશો ખરા કે નહિ?" તેઓ પૂછતા કે, "હદિસની વળી જકાત કેવી?" ત્યારે સુફિયાન જવાબ દેતા કે, "બસો હદિસમાંથી પાંચને કાર્યમાં પરિણત કરવાની."×

એક વાર સુફિયાન સુરિની નજીકમાં બુખારાનો રાજ્યકર્તા નમાજ પઢતો હતો. નમાજ પઢતાં પઢતાં તે વારેઘડીએ પોતાની દાઢી ઉપર હાથ ફેરવ્યા કરતો હતો. આ જોઇને સુરિ બોલી ઊઠચા: "આ નમાજ તે નમાજજ ન કહેવાય. ખુદા એને મંજૂર કરવાના નથી. પરલોકમાં એ નમાજને એઠાં વાસણની પેઠે દૂર ફેંકી દેવામાં આવશે." આવી ટીકા સાંભળીને તે અમીર બોલ્યો: "તમારી જીભ ઉપર લગામ રાખો." સુરિએ કહ્યું: "આવી મહત્ત્વની બાબત ઉપર હું ચૂપ રહી શકતોજ નથી." તે અમીરને આ બોલ તાતાં તીર જેવા

---

× મુસલમાનો કુરાન પછી બીજે નંબરે હદિસને માન્ય ગણે છે. હદિસની અંદર હજરત મહમ્મદ પયગંબર(સલ૦)નાં ઉપદેશવચન અને તેમના કાર્યકલાપનું વિસ્તારથી વર્ણન કરેલું છે. પોતાની આવકનો ચાળીસમો ભાગ ધર્માર્થે દાન કરવાની ઇસ્લામીશાસ્ત્રની આજ્ઞા છે, તેને જકાત કહે છે. કુલ બસો હદિસમાંની પાંચને પોતાના જીવનમાં ઉતારવાથી ચાળીસમા ભાગની હદિસનો અમલ કર્યો કહેવાય. સુફિયાન હદિસની જકાત આપવાની વાત કરે છે, તેનું તાત્પર્ય એ છે કે, ચાળીસમા ભાગની હદિસની શિક્ષાનો અમલ કરવો.

—બંગાળી અનુવાદક

લાગ્યા અને ક્રોધના આવેશમાં રાજસભામાં જઇને તેણે હુકમ કર્યો કે, "સુફિયાન સુરિને શૂળી ઉપર ચડાવી દો અને એવો દાખલો બેસાડી દો કે, કોઇ આવું ઉદ્ધતાઇભરેલું કૃત્ય કરવાની હિંમતજ ન ચલાવે." જે દહાડે સુરિને પ્રાણદંડ દેવાને સારુ શૂળી તૈયાર થતી હતી, તે દહાડે પોતે એક સાધુના ખોળામાં માથું મૂકીને અને આયોનિયાનો પુત્ર જેનું નામ પણ સુફિયાન હતું. તેના ઉપર પગ મૂકીને સૂઈ રહ્યા હતા. આ બેઉ સાધુઓ સુરિ ઉપર આવી પડેલી ભયંકર વિપત્તિના સમાચાર સાંભળીને પરસ્પર કહેવા લાગ્યાઃ "એમને કાને આ વાત નાખી દેવી જોઇએ." સુરિ તે ઘડીએ જાગી ઊઠયા અને તેમને પૂછવા લાગ્યા કે, "કેમ? શી હકીકત છે?" તેમણે પેલી વાત ઘણા દુઃખ સહિત તેમને કહી દીધી, ત્યારે સુરિ બોલ્યાઃ "મને જિંદગી ઉપર જરા જેટલો પણ મોહ નથી, પણ ધર્મના ગૌરવનું રક્ષણ કરવાનું હું મારું મોટામાં મોટું અને અનિવાર્ય કર્તવ્ય માનું છું." ત્યાર પછી અશ્રુપૂર્ણનેત્રે તેમણે પ્રાર્થના કરી કે, "અયે ખુદા! આ લોકોને તું કોઇ ખાસ સજા કર." તેજ વખતે પેલો અમીર પોતાના રાજદરબારીઓની સાથે જેવો સભાગૃહમાં પ્રવેશ કરવા જાય છે, તેવુંજ એકાએક તે મકાન તૂટી પડયું અને તે અમીર તેના તમામ અનુચરવર્ગ સહિત દટાઇ ગયો. આ ઘટના જોઇને પેલા બે સાધુઓ પરસ્પર કહેવા લાગ્યાઃ "પ્રાર્થનાનો આવો તત્કાળ સ્વીકાર આપણે કોઇ દહાડો દીઠો નથી."

ઉપર કહી ગયા તે પ્રમાણે બુખારના અમીરનું મૃત્યુ થયા પછી તેની ગાદીએ બીજો અમીર બેઠો, તે સુફિયાન સુરિના પ્રતિ શ્રદ્ધાભક્તિ રાખતો હતો. એક વાર સુરિ માંદા થયા, ત્યારે તે અમીરે પોતાના દરબારનો એક અતિકુશળ હકીમ, જે અગ્નિ-પૂજક હતો, તેને તેમની ચિકિત્સા કરવાને સારુ મોકલાવી દીધો. તેણે મહર્ષિના પેશાબની પરીક્ષા કરીને કહ્યું કે, "ઈશ્વરના અત્યંત ભયને લીધે એમનું હૃદય છિન્નભિન્ન થઈ ગયું છે, તેનાં લક્ષણ તેમના પેશાબની પરીક્ષા કરતાં જણાઇ આવે છે." આ બનાવ બન્યા પછી તે અમીરે કહ્યું કે, "જ્યારે મેં એ હકીમને સુરિની પાસે મોકલાવ્યો, તે વખતે હું એવું સમજતો હતો કે, દર્દીની પાસે હકીમ જાય છે, પણ મારું ધારણ ખોટું નીકળ્યું; ખરું જોતાં દર્દી પોતે તેના હકીમની પાસે ગયો હતો."

સુફિયાન તેમની જુવાનીમાંથીજ ખૂંધા થઇ ગયા હતા. કોઇ કોઇ તેમને કહેતા પણ હતા કે, " અરે ઓ મુસલમાનોના ધર્મ-ગુરુ! હજી તમારી ખૂંધા થવા જેટલી ઉંમર તો થઈ નથી અને તે પહેલાં તમે આવા ખૂંધા શાથી થઇ ગયા?" આ સવાલનો તેઓ કશો જવાબ આપતા ન હતા. ઇશ્વરના ચિંતનમાં તેમના ચિત્તનો એવો ઐકાંતિક અભિનિવેશ થઇ ગયો હતો કે, લોકો તરફ દૃષ્ટિપાત કરવાનું પણ તેમને માટે શકય ન હતું. પરંતુ જ્યારે કેટલાક જણ વિશેષ વિનયપૂર્વક તેમની આજીજી કરતા અને તેમની ખૂંધ નીકળવાનું કારણ જાણવાનો ઘણોજ આગ્રહ કરતા, ત્યારે તે એવું કહેતા કે, "મારા એક ગુરુ અતિશય સાધુ પ્રકૃતિના હતા. તે મહાત્માએ એક વાર મારા તરફ જોઈને કહ્યું: 'સુફિયાન! મારા હૃદયની વ્યથાએ મને કેવો ખૂંધો બનાવી દીધો છે, તે તું જોઇ લે. હું પચાસ વરસથી લોકોને સત્યનો માર્ગ બતાવું છું અને ઇશ્વર તરફ તેમને વાળવાને સારુ પોકાર કર્યાજ કરું છું; તોપણ લોકો મને આજે પણ પોતાની પાસેથી કાઢી મૂકે છે અને કહે છે કે તું ચાલ્યો જા, તારું અમારે કામજ નથી.' મારી પણ એવીજ અવસ્થા છે. હું ત્રણ ત્રણ ગુરુનો શિષ્ય થઇને તેમની પ્રત્યેકની પાસેથી વિદ્યા શીખ્યો છું. ત્યાર પછી એ ત્રણ-માંનો એક જણ યહૂદી થઇ ગયો અને યહૂદીઓનો ધર્મ પાળતો પાળતોજ મરણ પામ્યો. બીજાએ ઇસ્લામ ધર્મનો ત્યાગ કરીને અગ્નિપૂજકનો ધર્મ ગ્રહણ કર્યો અને ત્રીજો ખ્રિસ્તી થઇ ગયો. આ જોઇને મારી કરોડનું હાડકું ભાગી ગયું છે અને બરડે ખૂંધ નીકળી આવી છે."

કોઇ ધનવાન પુરુષે બેહજાર રૂપિયા સુફિયાનની પાસે મોકલાવ્યા અને તેમને એવું કહેવડાવ્યું કે, "મારા પિતા આપના એક મિત્ર હતા. તેમણે શાસ્ત્રવિહિત વ્યવસ્થા કરીને દ્રવ્યોપાર્જન કરવા ખૂબ પરિશ્રમ કર્યો હતો. હું તમને જે રકમ મોકલાવું છું, તે તેમણે પોતાની પાછળ મૂકેલી સંપત્તિમાંથી મોકલાવું છું, એમ જાણીને તમે તેનો અંગીકાર કરશો." સુફિયાને એ બે હજાર રૂપિયા પોતાના પુત્રની મારફતે તે માણસને પાછા મોકલાવી દીધા અને એવો જવાબ કહેવડાવ્યો કે, "તમારા પિતાની સાથે મારી મૈત્રી હતી, તે ઇશ્વરપ્રાપ્તિના હેતુને લીધેજ હતી, દુનિયાદારીની મૈત્રી ન હતી." સુફિયાનનો પુત્ર કહે છે કે, "હું એ રૂપિયા

લઈને થોડેક દૂર ગયા પછી મારા પિતાની પાસે પાછો આવ્યો અને તેમને કહેવા લાગ્યો કે, 'તમારું હૃદય શું પથ્થરનું બનેલું છે? તમારે એટલો વિચાર તો કરવોજ જોઈએ કે, ગમે તેમ તોય આપણે કુટુંબ–કબીલાવાળા છીએ અને આપણે કશી આવક તો છે નહિ. તમને અમારી દયા પણ નથી આવતી?' મારું આવું કહેવું સાંભળી લીધા પછી તેમણે કહ્યું કે, 'બેટા! તું શું એવું ઇચ્છે છે કે આ પૈસાનો ઉપયોગ તું કરે અને હું ઈશ્વરી મૈત્રીનું સાંસારિક મૈત્રીની કિંમતે વેચાણ કરીને પરલોકમાં નુકસાન ઉઠાવું?' "

કોઈએ સુફિયાનને કશી ભેટ આપી, જે લેતાં તેમને સંકોચ થયો. તે ભેટ આપનાર ગૃહસ્થ કહેવા લાગ્યો: "મેં આપની આગળથી એક દહાડો પણ હદિસની કથાનું શ્રવણ કર્યું નથી, તેથી કરીને આ ભેટ કશાના બદલામાં તો હું તમને આપતોજ નથી." સુફિયાને કહ્યું: "તમે મારી પાસેથી હદિસની કથા નથી સાંભળી એ વાત ખરી, પણ તમારો ભાઇ તો સાંભળવા આવે છે ને? મારા મનમાં સંદેહ એ છે કે, બીજાઓના કરતાં તમારી પાસેથી કાંઇક ગ્રહણ કરવા તરફ મારું મન વધારે ઢળતું જાય છે અને આવું વલણ થવું એનુંજ નામ માયા." આવા વિચારથી તેઓ કોઇની પાસેથી કશું લેતાજ નહિ.

એક દિવસ સુફિયાન કોઇની સાથે અમુક ધનવાન અને ભોગ-વિલાસી ગૃહસ્થની હવેલીની બાજુએ થઈને જતા હતા. એ ગૃહસ્થે પોતાની હવેલી બાંધવામાં પુષ્કળ ધન ખરચ્યું હતું અને નાના પ્રકારની નકશીઓ તથા બીજી કારીગરીઓ વડે તેને સુશોભિત કર્યું હતું. સુફિયાનની સાથે જે માણુસ હતો તે ખૂબ રસ લઇ લઈને તે હવેલીના તરફ જોવા લાગ્યો, ત્યારે તેમણે તેને વાર્યો અને કહ્યું કે, "જો તમારા જેવા લોકો આટલી આતુરતા સહિત આવાં મકાનો તરફ જોતા ન હોત, તો તેમના માલિકો આવી મોંઘી કિંમતની અને રોનકદાર હવેલીઓ બંધાવવામાં ધનનો વ્યય કરતજ નહિ. લોકો તેમનાં મકાનો ભણી સતૃષ્ણ નેત્રે જુએ છે, તેમના ઐશ્વર્યની સ્તુતિ કરે છે, તેથીજ તેમને પોતાના ઐશ્વર્યનો દેખાવ કરવાનું મન થાય છે. તમે આવી રીતે રસપૂર્વક તેમની ભોગવિલાસિતાના પ્રમાણુસ્વરૂપ હવેલીઓ ભણી જોઈને તેમના અનુચિત અને વધારે પડતા ખરચાળપણાના પાપમાં ભાગીદાર થાઓ છો."

સુફિયાનનો એક પાડોશી મરણ પામ્યો, ત્યારે તે તેની અંત્યેષ્ટિ

ક્રિયામાં ભાગ લેવાને ગયા, તે વખતે બધા લોકો મરનારનાં વખાણ કરવા લાગ્યા કે, "તે ઘણોજ સારો માણસ હતો." આવું સાંભળીને સુફિયાન બોલી ઊઠ્યાઃ "જો મેં એવું જાણ્યું હોત કે લોકો મરનારના પ્રતિ આટલા બધા સંતુષ્ટ છે, તો હું તેની અંત્યેષ્ટિ ક્રિયામાં ભાગ લેવાને આવતજ નહિ; કારણ કે આજના વખતમાં તો કપટી લોકોના પ્રતિજ દુનિયાના લોકો સંતુષ્ટ રહે છે. જેનામાં કપટ ન હોય તેનાં કોઇ વખાણ કરતુંજ નથી."

સુફિયાનનો સ્વભાવ એવો થઇ ગયો હતો કે, કોઇ પણ સભામાં જો રાજાના આપેલા દ્રવ્ય વડે ખરીદેલી ખુશબોદાર વસ્તુઓની સુવાસ ફેલાઇ ગયેલી છે એવું તેમને માલૂમ પડતું, તો તે સભામાંથી ઊઠીને ચાલ્યા જતા; કારણ કે રાજાઓ શાસ્ત્રમાં નિષિદ્ધ કરેલી રીતે દ્રવ્યનો સંગ્રહ કરે છે અને તે દ્રવ્ય વડે ખરીદેલી વસ્તુની સુવાસનો ભોગ કરવાનું તેમને પસંદ ન હતું.

એક દહાડો મસ્જિદમાં જતી વખતે તેમણે કપડાં અવળાં પહેરી લીધાં.તે જોઇને લોકોએ તેમને કહ્યું કે,"તમે કપડાં ઠીક પહેર્યાં નથી." તેમણે એક વાર ઠીક કરીને પહેરવાનો વિચાર કર્યો તો ખરો પણ પાછળથી તે વિચાર માંડી વાળ્યો અને લોકોને કહ્યુંઃ "આ કપડાં મેં ઈશ્વરને પ્રસન્ન કરવા સારુ પહેર્યાં છે, માટે લોકોને પ્રસન્ન કરવા સારુ તેમને બદલવાનો નથી." આવું કહીને અવળે કપડે તેમણે ચાલવા માંડ્યું.

કોઇ એક યુવાન મક્કાની હજ કરવાને તૈયાર થયો,પણ અમુક વિઘ્નો આવી પડવાથી તેને પોતાનો નિશ્ચય છોડી દેવો પડ્યો. આને માટે તે ઊંડા નિઃશ્વાસ મૂકીને ખૂબ ખેદ કરતો. સુફિયાને તેને કહ્યું કે, "હું ચાર વાર મક્કાની હજ કરી આવ્યો છું, તે બધું પુણ્ય હું તને આપી દઉં છું. તારાથી હજ ન થઇ તેથી કરીને તું જે ખેદ કરે છે, તે તું મને આપી દે." તે રાત્રે તેમને એવું સ્વપ્ન આવ્યું કે, જાણે કોઇ તેમને કહેવા લાગ્યું કે, "તમે એવો વિશેષ લાભ પ્રાપ્ત કર્યો છે, જે હજ કરવાનું વ્રત લેનારા તમામ યાત્રીઓને આપી દેતાં તેઓ બધાજ સમૃદ્ધ થઇ જાય."

એક વાર સુફિયાન રોટલો ખાતા હતા, તે વખતે તેમની પાસે એક કૂતરો ઊભો હતો. પોતે એક બટકું ખાતા હતા અને એક બટકું કૂતરાને ખવડાવતા હતા. તે જોઇને કોઇએ કહ્યું કે, "કૂતરાની સાથે બેસીને ખાઓ છો, ત્યારે બાયડીછોકરાંની સાથે

બેસીને કેમ નથી ખાતા?" આથી તે હસી પડયા અને કહેવા લાગ્યા કે, "કૂતરાને હું એટલા વાસ્તે રોટલો ખવડાવું છું કે, તે મારા ઘરની ચોકી કરે છે અને હું નિરાંતે મારી ઉપાસના કરતો રહું. મારાં બાયડીછોકરાંને જો હું રોટલા ખવડાવું તો તેઓ ઊલટાં મારી ઈશ્વરોપાસનામાં અડચણો નાખે."

સુફિયાન સુરિ એક દહાડો પોતાના કોઈ મિત્રને કહેવા લાગ્યા કે, "હોઠની નીચેના ભાગથી તે ગળાના ઉપલા છેડા સુધી કોઈ પણ ખાદ્ય વસ્તુનો સ્પર્શ થવાથી તે સ્વાદિષ્ટ છે કે બદસ્વાદ છે, તેનું ભાન થાય છે. વસ્તુ સ્વાદિષ્ટ હોય કે સ્વાદરહિત હોય, પણ જો તેમની બાબતમાં તમે ધૈર્ય રાખશો, તો સરસ અને નીરસ બેઉ તમને એકસરખાંજ લાગશે. જે વસ્તુનું જ્ઞાન આટલું બધું ત્વરાથી ચાલ્યું જાય છે, તેના સંબંધમાં ધૈર્ય રાખી શકાય છે."

એક વાર સુફિયાન સુરિ કોઈ મિત્રની સંગાથે ઊંટ ઉપર સવાર થઇને મક્કા જવા નીકળ્યા હતા. એક દહાડો રસ્તે જતાં તેઓ રડવા લાગ્યા. તેમના મિત્રે પૂછ્યું: "શું તમે તમારાં પાપની સજાના ભયથી રડો છો?" આ સાંભળીને તેમણે પોતાનો એક હાથ લાંબો કરીને ઘાસનું પાંદડું તોડયું અને કહ્યું: "મારા અપરાધ જો કે છે તો ઢગલાબંધ, પણ તે ગમે તેટલા છે તોપણ મારા પ્રભુની અનંત દયા અને કૃપાની આગળ તે બધા આ ઘાસના પાંદડા જેટલા પણ નથી. મને તો ભય એ વાતનો લાગ્યા કરે છે કે, હું જે શ્રદ્ધા રાખું છું તે સાચી શ્રદ્ધા છે કે નહિ?"

જ્યારે કોઈ પોતાના શિષ્યવર્ગને લઇને વિદેશયાત્રા કરવા જતું, ત્યારે સુરિ તેને કહેતા કે, "પરદેશમાં ગમે તે ઠેકાણે જો તમે મૃત્યુને જુઓ, તો મારે સારુ વેચાતું લેતા આવજો." પણ જ્યારે ખરેખર તેમનું મૃત્યુ નજીક આવીને ઊભુંજ રહ્યું, ત્યારે તે રડવા લાગ્યા અને કહેવા લાગ્યા કે, "હું ઘણાજ આગ્રહ સહિત મૃત્યુની આકાંક્ષા કરતો હતો, પણ હવે મને સમજાય છે કે મરવું સહેલ નથી; પરલોકમાં જઇને ઈશ્વરની સમક્ષ ઊભા રહેવું એ સહજ નથી." જ્યારે મૃત્યુની વાતો થતી, ત્યારે મૃત્યુનાં પરાક્રમોની વાતો તેઓ સાંભળતા અને પછી વિહ્વલ થઈ જતા. તે વખતે ત્યાં આગળ જે જે ઉપસ્થિત હોય તેમને તેઓ કહેતા કે, "તમારી સામે મૃત્યુ આવીને ઊભું રહે તે પહેલાં તમે તેને સારુ તૈયાર થઇ જજો." તેમના મિત્રોએ તેમને કહ્યું: "સ્વર્ગ તમારા

પ્રતિ પ્રસન્ન થાઓ," ત્યારે તેમણે કહ્યું: "શું બોલ્યા? સ્વર્ગ મારી નજીક કદાપિ આવી શકવાનું નથી."

એક વાર સુફિયાન બસરા શહેરમાં માંદા થયા. આ વખતે તેમને મરડો થયો હતો. આવી અવસ્થામાં પણ તેમણે પોતાની નિત્યની નમાજ તથા બીજાં ભજનસાધનમાં જરાપણ શિથિલતા આવવા દીધી નહિ. એક વાર તો તેમને રાતમાં સાઠ વાર દિશાએ જવાને જવું પડ્યું, પણ તે છતાં તેમણે દરેક વાર વજૂ કરીને નમાજ પઢવાનું ચાલુ રાખ્યું.ત્યાર પછી જ્યારે એકસઠમી વાર દિશાએ જવાની તેમને હાજત થઈ આવી, ત્યારે તેમની પાસે બેઠલા તેમના સહધર્મીઓએ કહ્યું કે, "હવે તમારે વજૂ કરવાની જરૂરજ નથી," ત્યારે તે બોલ્યા: "જ્યારે યમ મારી આગળ આવીને ઊભો રહે, ત્યારે મારું, શરીર શુદ્ધજ હોવું જોઈએ; કારણ કે મળયુક્ત શરીર લઈને ખુદાના મંદિરમાં જવાની અને ત્યાં નમાજ પઢવાની મારી હિંમત ચાલતી નથી."

અબદુલ્લા મહદિ નામનો એક માણસ કહે છે કે, "એક વાર સુરિએ મને એકદમ એવુંજ કહ્યું કે, 'મારું મૃત્યુ હવે ઘણુંજ નજીક છે, તમે જમીનની સાથે મારું માથું જમીનને અડકે એવી રીતે બેસાડો.' હું તેમને ઊંચકીને તેમનું માથું જમીનને અડકે એવી રીતે તેમને બેસાડીને બીજા બંધુઓને સાવધાન કરવાને સારુ બહાર નીકળ્યો. પાછો આવીને જોઉં છું તો મારા કહેતાં પહેલાં તો બધાજ ત્યાં આવીને બેઠેલા હતા. મેં તેમને પૂછ્યું કે, 'તમને બધાને ખબર કોણે કરી?' તેઓ બોલ્યા: 'અમને સ્વપ્નમાં કોઈ આવીને કહી ગયું કે સુફિયાન હવે તૈયારી કરે છે, માટે તમે બધા તેમની અંત્યેષ્ટિ ક્રિયામાં હાજર થવાને સારુ જાઓ, તેથી અમે આવ્યા છીએ.'" સુફિયાને તેમની છેક છેલ્લી ઘડીએ પોતાનો હાથ લાંબો કરીને ઓશીકા તળેથી એકહજાર રૂપિયાની કોથળી બહાર કાઢી અને કહ્યું કે, "આ રૂપિયા ગરીબગરબાંમાં વહેંચી દેજો." તે જોઇને લોકો કહેવા લાગ્યા: "અરે! આ શું? સુફિયાન તો બધો વખત એવું કહ્યા કરતા હતા કે, સંસારમાં આસક્ત થવું નહિ અને તેમણે તો આટલા બધા રૂપિયા સંઘરી રાખ્યા છે!" તે સાંભળીને સુફિયાન બોલી ઊઠ્યા: "અરે ભાઈઓ! એ રૂપિયા તો મારા ધર્મના રક્ષક હતા. તેમની સહાયતાવડે હું મારો ધર્મ સાચવી શક્યો છું. મારી પાસે રૂપિયા છે એમ જાણીને શયતાન

મારી આગળ પોતાનું પરાક્રમ બતાવી શકતો નહિં. શયતાન મને પૂછતો કે, 'આજે તું શું ખાઇશ, શું પહેરીશ?' ત્યારે હું તેને આ રૂપિયા બતલાવતો. તે મને કહેતો કે, 'તારી પાસે તો તારા કફન-માં ખપ લાગે એટલું પણ કપડું નથી,' ત્યારે હું કહેતો કે, 'આ રૂપિયા જોઇ લે.' મારે પોતાને સારુ તો એ રૂપિયા કશા ખપના ન હતા, પણ તે મારી પાસે હતા તેથી હું શયતાનની દુષ્ટ પ્રેરણા-ઓની સામે મારો બચાવ કરી શકતો હતો."

બુખારા શહેરમાં સુફ્યિાનનો એક ઉત્તરાધિકારી શિષ્ય રહેતો હતો. તે મરી ગયો ત્યારે તેની પાસે જે પૂંજી હતી, તે ત્યાંના ઉલેમાઓએ સાચવી રાખી અને તેની સુફ્યિાનને ખબર કરી. સુફ્યિાન તે ઉપરથી બુખારા જવા નીકળ્યા. બુખારાના લોકો તે-મના શહેરની નદીના કિનારા આગળ તેમનો સત્કાર કરવાને સામે આવ્યા અને તેમનું ખૂબ સન્માન કરીને તેમને શહેરમાં તેડી લાવ્યા. પછી પેલા મરનારની જે પૂંજી હતી તે તેમને સ્વાધીન કરી દીધી. તેમણે એ રૂપિયા પોતાની પાસે રાખી મૂક્યા હતા. તેમણે કોઇની પાસે કશું માગ્યુંજ નથી. જ્યારે પોતાનું મૃત્યુ આ-વીજ પહોંચ્યું છે એવું તેમને સમજાયું, ત્યારે એ રૂપિયાનું ગરી-બોને દાન કરવાનું કહેતા ગયા. સુફ્યિાન સુરિ ઈશ્વરના નામનો ઉચ્ચાર કરતા કરતા રાત્રિને સમયે આ લોકમાંથી પ્રસ્થાન કરી ગયા. દંતકથા એવી છે કે, તેમના મરણ પછી "માતોલ્ અરા, મા-તોલ્ અરા" (વિષયવિરાગનું મૃત્યુ થયું, વિષયવિરાગનું મૃત્યુ થયું) એવા શબ્દ લોકોએ અંતરિક્ષમાં સાંભળ્યા.

સુફ્યિાન જીવોના પ્રતિ અત્યંત દયાળુ હતા. એક દિવસ તે બજારમાં થઇને જતા હતા, એવામાં તેમણે એક પાંજરામાં પુરાયે-લા પક્ષીને પાંખો ફફડાવતું અને ચિચિયારીઓ પાડતું દીઠું. તે પક્ષી ઉપર તેમને ખૂબ દયા આવી ગઇ. તેમણે તેને વેચાતું લઇને છોડી મૂક્યું. દંતકથા એવી ચાલે છે કે, તે પક્ષી સુફ્યિાનને ઘેર રોજ આવી જતું અને કોઈ વાર તેમની ખૂબ નજીક આવીને બેસતું. જ્યારે તેમને લોકો કબ્રસ્તાનમાં લઇ ગયા અને દફનાવવા-ની તૈયારી થઇ, ત્યારે તે પક્ષી ઘણીજ દયામણી રીતે ચિચિયારી-ઓ કરીને રડવા લાગ્યું, તે જોઇને તેમની અંત્યેષ્ટિ ક્રિયા કરવા આવેલા લોકોની આંખોમાંથી પણ આંસુ નીકળી પડ્યાં. મહર્ષિ સુફ્નિા દેહને કબરમાં સુવાડ્યા પછી પણ તે પક્ષી તેમની કબર

ઉપર આળોટવા લાગ્યું. તે ઘડીએ કબરમાંથી એવો ધ્વનિ સંભળાયો કે, "સુફિયાને જીવના પ્રતિ દયા દર્શાવી હતી, તે ઉપરથી પરાત્પર પરમેશ્વરે તેમના બધા અપરાધની ક્ષમા આપી છે."

## ઉપદેશવચન

૧. એક જગ્યાએ ઘણા લોકો બેઠા હોય અને તેમની આગળ આવીને કોઇ એવું કહે કે, "જેને આજની રાત જીવતા રહેવાની સો ટકા ખાતરી હોય તે ઊઠીને ઊભો થાય," તો આટલા બધા માણસોમાંથી એક જણો પણ ઊભો થશે નહિ. "મૃત્યુ નિશ્ચય થવાનુંજ છે," એવું બધા બોલે છે તો ખરા, પણ આશ્ચર્યની વાત તો એ છે કે, "મૃત્યુનેસારુ જેઓ તૈયાર હોય તેઓ ઊભા થાય," એવું કહીશું તો એકે જણ ઊભો નહિ થાય.

૨. સભામંડપની અંદરની પથ્થરની તખતી ઉપર પોતાનું નામ કોતરાય અને તે તખતી સૌની નજરે પડે એવી જગ્યાએ ચોંટાડવામાં આવે, તો તેવાં પુણ્યદાન કરવાને માટે ઘણા જણ તૈયાર થાય છે અને એવાં કાર્ય કરવા સારુ એકબીજાની સાથે સ્પર્ધામાં પણ ઊતરે છે; આના સંબંધમાં જે કાંઇ કહેવામાં આવ્યું છે, તે બધું પેલા કપટતાથી ભરેલા સભાગૃહની દીવાલો ઉપર લખાઇ ગયું છે.

૩. આ સંસારમાં રહીને જેણે વૈરાગ્યનું સક્રિય સાધન કર્યું છે, તેજ સાચો વૈરાગ્યવાન પુરુષ છે. જેમનો વૈરાગ્ય મૌખિક ચર્ચાની સીમાની બહાર નીકળતો'નથી, તે વૈરાગ્ય નહિ પણ અવૈરાગ્ય છે.

૪. જાડાં, ફાટયાંતૂટયાં કપડાં પહેરવાથી કે જવનો જાડો રોટલો ખાઇને રહેવાથી વૈરાગ્ય સિદ્ધ થતો નથી; પણ પોતાનું હૃદય સંસારની અંદર બંધાઇ ન રહે એવો પ્રયત્ન કર્યાથી અને કામનાઓનો ક્ષય કર્યાથી વૈરાગ્યની સિદ્ધિ થાય છે.

૫. ઈશ્વરની આગળ તમે હાજર થાઓ તે વખતે તમારા નામ ઉપર જે જે અપરાધ ચડી ગયા હોય, તે પૈકી જે અપરાધની સાથે ફક્ત ઈશ્વરનેજ લાગતુંવળગતું હોય, તે અપરાધના કરતાં ઈશ્વરના ભક્તોની સાથે થયેલા તમારા અપરાધ વધારે ભયંકર લેખાશે.

૬. કોઇએ સુરિને એવું પૂછયું કે, "હું વેપારરોજગાર કશું ન કરું અને ફક્ત એકાંતમાંજ રહું, તો તે વિષે તમારો શો અભિપ્રાય છે?" તેમણે કહ્યું:"તમે ઈશ્વરનો આધાર લઇને ચાલવા માંડો; ઈશ્વરથી ડરીને ચાલનારો એવો એક પણ માણસ મેં જોયો નથી,

કે જેને પોતાની આજીવિકાને સારુ ધંધો કરવાની જરૂર પડે."

૭. જે જ્ઞાનીઓની સાથે રહે છે અને તેમની પાસેથી જ્ઞાન શિક્ષા ગ્રહણ કરે છે, તેજ શ્રેષ્ઠ રાજા છે અને એવા રાજાની સા બેસવામાંજ વિદ્વાનોની પણ શોભા અને મહત્તા છે.

૮. સાધનાની પ્રથમાવસ્થામાં એકાંતવાસ, ત્યાર પછી જ્ઞાન શોધખોળ અને જ્ઞાનને અનુસરતાં કાર્યોનું અનુષ્ઠાન અને છે છેવટે તેનો પ્રચાર એવો ક્રમ છે.

૯. શરીરને સારુ સંસારનો અને આત્માને સારુ પરલોકને આશ્રય લેવો જોઇએ.

૧૦. જે માણસ બીજાના કરતાં પોતાની શ્રેષ્ઠતાનો દાવો ક છે, તે અહંકારી છે.

૧૧. મને નીચે જણાવેલા ચાર પ્રકારના લોક ઘણા પ્રિય છે અનાસક્ત વિદ્વાન, તત્ત્વજ્ઞ ઋષિ, ધનવાન હોવા છતાં નમ્ર અ કૃતજ્ઞ દરિદ્ર.

૧૨. જેની પ્રાર્થનામાં પ્રેમાર્દ્રતા ન હોય, તેની પ્રાર્થના સાચ પ્રાર્થના ન કહેવાય.

૧૩. જે માણસ અધર્મની કમાણીના પૈસા વડે દાનધર્મ અ પુણ્યકૃત્યો કરે છે, તે મેલા લૂગડાને લોહીવડે ધોવાનો પ્રયત્ન કરે છે

૧૪. સત્સ્વભાવ ઈશ્વરના રુદ્ર સ્વરૂપને કોમળ બનાવી દે છે

૧૫. તમે ગમે તેવી અવસ્થામાં હો તોપણ જો તમે તમાર કોઇ પણ અવસ્થાને માટે ઈશ્વર ઉપર દોષારોપણ ન કરો, તે તમારો ઈશ્વર ઉપર વિશ્વાસ છે એવું માની શકાય.

૧૬. તમે પોતે નઠારા હો અને છતાં જે લોકો તમને નઠાર માણસ ન કહેતાં સારા કહે અને તેથી તમારા મનને સંતોષ થા એ અતિશય આશ્ચર્ય જેવું છે.

૧૭. વિશ્વાસને વિષે કોઈએ સુરિને પ્રશ્ન પૂછ્યો, ત્યારે તેમણે કહ્યું: "વિશ્વાસ એ એક પ્રકારનો આંતરિક વ્યાપાર છે. વિશ્વાસ જેવો જોઇએ તેવો હોય, તો તે ઉપરથી ઈશ્વરનો પરિચય કેવો દે તે સાબિત થઇ શકે છે. તમારા ઉપર જે કાંઇ વીતક વીતે, તે બધ ઈશ્વરની ઇચ્છાથી વીતે છે, એવું તમે જાણો એનું નામ વિશ્વાસ અથવા તો તમારા સંબંધમાં ઈશ્વરને જે મંજૂર હોય, તે તમે સ્પષ્ટ અને વધારે વધારે સ્પષ્ટ સમજતા થઇ જાઓ, એવી તમાર અવસ્થા થાય તેનું નામ વિશ્વાસ.



# ३८–महातपस्वी इमाम आजम अबु हनिफा

તપસ્વીઓમાં શ્રેષ્ઠ એવા અબુ હનિફા, જેમને "ઇમામ આજમ" અર્થાત્ "ધર્માચાર્યોમાં સર્વથી પ્રથમ" એવી પદવી મળી હતી, તે પોતાના સમયના ધાર્મિક પુરુષોમાં સહેલાઇથી અગ્રસ્થાને બિરાજતા હતા. અબુ હનિફા, શફી, અહમદ અને માલિક એ ચાર સાધુપુરુષો ઇસ્લામીઓના ઇમામ અર્થાત્ ધર્માચાર્ય તરીકે સંસારમાં વિશેષ પ્રસિદ્ધિ પામ્યા હતા. એ બધા તેમની અગાધ વિદ્યા, તીક્ષ્ણ બુદ્ધિ અને પ્રગાઢ ધાર્મિકતાને લીધે સૌના પૂજનીય થઇ પડ્યા હતા. એ ચારે આચાર્યોના નામથી ચાર ભિન્ન ભિન્ન સંપ્રદાયો ચાલે છે. "ઇમામ આજમ" એ પદવી એકલા અબુ હનિફાનીજ હતી અને એ શબ્દ ફક્ત તેમનુંજ સૂચન કરે છે. તેઓ કુફા નામના એક શહેરના વતની હતા. શરિયતના આધારે લોકોને ધર્મવ્યવસ્થા બતાવવામાં, ધર્મનાં નિગૂઢ તત્ત્વોને સમજવા–સમજાવવામાં સર્વ ઇસ્લામી ઉલેમામંડળના તેઓ મુકુટમણિ લેખાતા હતા. તેમને પાંડિત્યના અગાધ મહાસાગરની અને ઋષિ (સૂફી) ધર્મના ઉજ્જ્વલ ભાસ્કરની ઉપમા આપી શકાય છે. સેંકડો કંઠથી પણ તેમના ગુણની યોગ્ય પ્રશંસા થઇ શકતી નથી. તેઓ સર્વસાધારણમાં ઉત્તમ સન્માન પામતા હતા. ઈશ્વરોપાસના, યોગસાધના, શાસ્ત્રજ્ઞાન, સાધુસંગ તથા તીર્થયાત્રામાં તેઓ ઉન્નતિના શિખર ઉપર જઇ પહોંચ્યા હતા. શરિયતમાં બતાવેલા વિધિમાર્ગે જીવનને ઉન્નત કરવાની બાબતમાં તેમની દૃષ્ટિ અત્યંત ઉજ્જ્વલ અને પરિષ્કૃત હતી. આનસ, જ્વાવેર વગેરે હજરત મહમ્મદ પયગંબર(સલ૦)ના નિકટના સાથીઓ, જેઓ બધા સાધુપુરુષો હતા, તેમનાં અબુ હનિફાએ દર્શન કર્યાં હતાં અને હજરત મહમ્મદ પયગંબર(સલ૦)ના એક સાથી સાહેકની સાથે તો તેઓ રહ્યા પણ હતા. વળી તેઓ

ફુજિલ, ઇબ્રાહિમ આધમ, બશર હાફિ અને દાઉદ તાયીને સદ્બોધ આપનારા શિક્ષાગુરુ હતા.

એક વાર અબુ હનિફા હજરત મહમ્મદ પયગંબર(સલ૦)ની પવિત્ર કબરનું દર્શન કરવાને સારુ મદીના ગયા હતા. કબરની પાસે ઊભા રહીને તેઓ બોલ્યા: "અસ્ સલામ, અલયક ઇયા સૈયદોલ્ મોર્સેલિન," અર્થાત્ હે પયગંબરોમાં શ્રેષ્ઠ ! હું તમને સલામ કરું છું. દંતકથા એવી છે કે, તેજ વખતે તેમને એવો જવાબ મળ્યો કે, "અલયકસ્ સલામ, ઇમામ મોસ્લમિન," અર્થાત્ હે મુસલમાનોના ઇમામ ! તને સલામ.

અબુ હનિફા ઈશ્વરના પ્રતિ જેટલા ઉન્મુખ હતા, તેટલા તે સંસાર અને સંસારના લોકોના પ્રતિ વિમુખ હતા. પ્રથમ તો તેઓ હમેશાં એકાંતમાંજ રહેતા અને સંન્યાસીઓનાં વસ્ત્ર પહેરતા, ત્યાર પછી એક રાતે તેમણે સ્વપ્નમાં એવું દીઠું કે, હજરત મહમ્મદ પયગંબર(સલ૦)નાં અસ્થિ ચક્કર ચક્કર ઘૂમી રહ્યાં છે અને તેમનું સર્વનું નવેસરથી સંયોજન-વિયોજન કરવાની ક્રિયા ચાલી રહી છે. આ દૃશ્ય જોઇને તેમને ભય ઉત્પન્ન થયો અને તેથી નિદ્રામાંથી જાગી ઊઠ્યા. ત્યાર પછી કોઇ સાધુપુરુષની પાસે જઇને તેમને અબુ હનિફાએ પોતાના સ્વપ્નનું વૃત્તાંત કહી સંભળાવ્યું અને તેનું તાત્પર્ય પૂછ્યું. તે મહાત્માએ કહ્યું: "હજરત મહમ્મદ પયગંબર (સલ૦) સંબંધી તત્ત્વજ્ઞાન અને ધર્મવિધિને પચાવવામાં તમે જ્યારે ઘણા આગળ વધશો, ત્યારે તમને પુષ્કળ સામર્થ્ય પ્રાપ્ત થશે. તમે શુદ્ધ બાબતોને તેમની સાથે ભળી ગયેલી અશુદ્ધ મેળવણીથી છૂટી પાડીને બેઉને એકબીજાથી અળગી કરી શકશો." વળી એક દહાડો અબુ હનિફાને સ્વપ્નમાં હજરત મહમ્મદ પયગંબર (સલ૦)નું દર્શન થયું. તેમણે તેમને એવું કહ્યું કે, "અબુ હનિફા ! તું મારા પ્રવર્તાવેલા ધર્મવિધિનો પ્રચાર કરવાને જન્મ્યો છે, તેથી તું એકાંતવાસ કરવાનું છોડી દે."

એ અરસામાં બગદાદના ખલીફાની ગાદીએ મનસૂર નામના એક પુરુષનો અભિષેક થયો. ખલીફા એટલે હજરત મહમ્મદ પયગંબર(સલ૦)ના આસન ઉપર આરૂઢ થઇને આખા ઇસ્લામી સમાજનો પ્રધાનનેતા અને ઇસ્લામી સામ્રાજ્યનો અધિનાયક. એક દિવસ ખલીફા મનસૂરે બગદાદના વિદ્વાન શાસ્ત્રજ્ઞ ઉલેમાઓની એક સભા ભરી, તેમાં અબુ હનિફાના ગુરુ શાબિને અને અબુ હ-

નિફાને પણ નિમંત્રણ મોકલ્યું હતું. આ સભામાં ખલીફાએ પોતાના પ્રત્યેક સેવકને જમીનનો એક એક ટુકડો પસાયતામાં આપવાનું જાહેર કર્યું અને તેને લગતી રાજઆજ્ઞા પણ લખાઇ ગઇ. તેમાંનો એક રાજસેવક પોતાને મળેલા પસાયતાના દાનપત્રનો દસ્તાવેજ લઇને શાબિની પાસે આવ્યો અને બોલ્યો: “આ દસ્તાવેજના ઉપર સાક્ષી તરીકે સહી કરવાનો આપને ખલીફાનો આદેશ થયો છે.” શાબિ કાજી હતા, તેમણે પોતે તે દસ્તાવેજના ઉપર સહી કરી અને તેમની પાસે બેઠેલા બીજા પંડિતો પાસે પણ સહી કરાવી. છેવટે તે રાજસેવક ખલીફાનું આજ્ઞાપત્ર લઇને અબુ હનિફાની પાસે આવ્યો અને બોલ્યો: “ખલીફા હુકમ ફરમાવે છે કે, આપ આ દસ્તાવેજ ઉપર આપના સહી દસ્કત કરો.” અબુ હનિફાએ તેને પૂછ્યું: “તેઓ પોતે અત્યારે ક્યાં છે?” સેવક બોલ્યો: “ખલીફા તેમના મહેલમાં છે.” આ ઉત્તર સાંભળીને અબુ હનિફાએ તેને કહ્યું: “કાં તો તે પોતે અહીં મારી પાસે આવે અથવા હું તેમની પાસે જાઉં, ત્યાર પછી હું સાક્ષી તરીકે મારા દસ્કત કરી શકીશ.” તે સેવકે તેમના ઉપર ઘણું દબાણ કર્યું અને કહ્યું: “કાજીએ પોતે દસ્કત કર્યા, બીજા બધા ઉલેમાઓએ પણ દસ્તક કર્યા અને તમે શું તેમના બધાના કરતાં મોટા થઇ ગયા એમ?” આ વાત ખલીફાને કાને ગઇ. તેણે શાબિને પોતાની રૂબરૂમાં તેડાવી મંગાવ્યા અને તેમને પૂછ્યું: “દસ્તાવેજના સાક્ષી તરીકે સહી કરતી વખતે સાક્ષીએ દસ્તાવેજ કરી આપનારને રૂબરૂમાં મળવાની આવશ્યકતા છે કે નહિ?” શાબિએ જવાબ દીધો: “આવશ્યકતા તો ખરી.” ત્યારે ખલીફા મનસૂરે કહ્યું: “મેં સાક્ષી તરીકે વગર પૂછ્યે સહી કરવાનો કોઇને હુકમ કર્યો હોય એવો એક પણ દાખલો તમે જોયો છે?” શાબિએ તેના ઉત્તરમાં એવું કહ્યું કે, “પેલો દસ્તાવેજ આપની રજા લઇને લખાયો છે, એવું હું જાણતો હતો, તેથી સહી કરતાં પહેલાં આપને રૂબરૂમાં પૂછીને ખાતરી કરી જોવાની મને જરૂર લાગી નહિ.” ખલીફાએ કહ્યું: “તમારો આ જવાબ સત્યથી ઘણો વેગળો છે. આવો જવાબ આપનાર શખસ કાજીના પદને માટે પોતાની નાલાયકી સાબિત કરે છે.” શાબિને કાજીના પદ ઉપરથી બરતરફ કર્યા પછી હવે તેની જગ્યા કોને આપવી તે વિષે મનસૂર પોતાના મનમાં વિચાર

કરવા લાગ્યો. પછી પોતાના મંત્રીઓની સલાહ લઇને તેણે નક્કી કર્યું કે, બગદાદના ચાર મુખ્ય ઉલેમાઓમાંથી ગમે તે એક જણની કાજી તરીકે નિમણૂક કરી દેવી. એ ચાર ઉલેમાઓમાં એક હતા અબુ હનિફા, બીજા સુફિયાન, ત્રીજા મસાબ અને ચોથા શરિહ. એ ચારે જણને ખલીફાએ તેડું મોકલ્યું. તે બધા ભેગા થઇને ખલીફાની પાસે જવા નીકળ્યા. રસ્તામાં અબુ હનિફાએ સૌને કહ્યું: "હું તમને એક સાચી સલાહ આપું છું, તે તમે સાંભળો." તેઓ બોલ્યા: "બહુ સારુ, કહો, શી તમારી સલાહ છે?" તે ઉપરથી અબુ હનિફાએ કહ્યું: "હું ગમે તે યુક્તિપ્રયુક્તિ કરીને કાજીપણાની જવાબદારીમાંથી છટકી જવા માગું છું. હું એ હોદ્દો ગ્રહણ કરવા ઇચ્છતો નથી. સુફિયાને અહીંથી બારોબાર નાસી જવું, મસાબે ખલીફાની પાસે જઇને ગાંડા હોવાનો ઢોંગ કરવો; અમે ત્રણ આ પ્રમાણે નીકળી જઇશું એટલે છેવટે કાજીનું પદ શરિહને મળી જશે." આ તદબીર પ્રમાણે સુફિયાન તો રસ્તામાંથીજ નાઠા અને કોઇ હોડીની અંદર સંતાઇ રહ્યા. હજરત મહમ્મદે (સલ૦) એક પ્રસંગે કહ્યું હતું કે, "કાજીના આસન ઉપર જેને બેસાડવામાં આવે, તે વગર શસ્ત્રે માર્યો ગયો એમ જાણજો." આ વચન સુફિયાનના મનમાં ખૂબ ઠસી ગયું હતું. કાજીના પદ ઉપર આરૂઢ થનારને ભયંકર ફોજદારી ગુનાઓના મુકદ્દમાઓના ફેંસલા આપવા પડે છે અને ગુનેગારને પ્રાણદંડની સજા પણ ફરમાવવી પડે છે. આ કામને માટે જેમનામાં પૂરતી નૈતિક દૃઢતા ન હોય એવા ધર્મભીરુ 'ભગત' લોકોથી એ કામ થતું નથી, તેથી કરીને એવા પોચા હૈયાવાળા લોકો આવી જવાબદારી લેતાં સંકોચાય છે. છેવટે સુફિયાન સિવાયના બીજા ત્રણ વિદ્વાન ઉલેમાઓ મનસૂરની આગળ હાજર થયા. સૌથી પ્રથમ તેણે અબુ હનિફાને કહ્યું કે, "તમારે કાજીનું સ્થાન સ્વીકારવું પડશે." તેમણે જવાબ દીધો: "હું અરબજાતિના આબરૂદાર ગણાતા વંશમાં જન્મ્યો નથી, પણ ખરું જોતાં મારો જન્મ અરબોના દાસ અથવા ગુલામ જાતિમાં થયો છે. આથી કરીને આબરૂદાર અરબ સદ્ગૃહસ્થો મારો હુકમ માનવાની ના પાડીને ઊભા રહેશે." મનસૂરે કહ્યું: "આ કામમાં જાતિકુળને કશું લાગતું-વળગતું નથી. જે કાયદા-કાનૂનનો સારામાં સારો જ્ઞાતા હોય તેનેજ મારે એ પદ આપવું છે." અબુ હનિફાએ જવાબ દીધો કે,

“પણ હું તો એ કાર્યને માટે યોગ્ય છુંજ નહિ. હું કહું છું કે હું અયોગ્ય છું, એ વાત જો સાચી હોય તો મારી અયોગ્યતાનો વિચાર કરીને આપે મને એ પદ આપવું ઉચિત નથી. હું જે કહું છું તે જો અસત્ય હોય, તો હું એક જૂઠો માણસ છું અને જૂઠા માણસને કાજીના જેવી ઊંચી અને જવાબદારીભરેલી જગ્યાએ બેસાડવો એ આપને માટે યોગ્ય ન કહેવાય. આપ તો આ દુનિયામાં ઈશ્વરના પ્રતિનિધિ છો, તેથી એક અસત્યવાદી માણસને આપ આપના પ્રતિનિધિ તરીકે ન્યાયાસન ઉપર બેસાડો અને ભારે જોખમભરેલા અને મહત્ત્વના મુકદ્દમાઓની તપાસમાં આપ તેના અભિપ્રાય ઉપર આધાર અને વિશ્વાસ રાખો, એ આપને માટે કદાપિ ઉચિત કહેવાય નહિ.” આ યુક્તિથી અબુ હનિફા તો છૂટી ગયા. પછી મસાબનો વારો આવ્યો એટલે તેમણે આગળ વધીને ખલીફાનો હાથ પકડ્યો અને “કેમ છો? ખલીફા સાહેબ! તમારાં છોકરાં–છૈયાં તો રાજીખુશીમાં છે ને?” આથી મનસૂર તેમના ઉપર ચીડવાયો અને બોલ્યો કે, “આ તો કોઇ ગાંડિયો દેખાય છે, કાઢો એને બહાર.” છેવટે ખલીફાના મંત્રીએ શરિહને કહ્યું: “તમારેજ કાજીનું સ્થાન ગ્રહણ કરવું પડશે.” શરિહે કહ્યું: “મારામાં એટલી બુદ્ધિ નથી. મારું મગજ તો છેકજ નબળું પડી ગયું છે અને ઘસાઇ ગયું છે.” મનસૂરે કહ્યું: “તે નહિ ચાલે, મગજ નબળું થઇ ગયું છે તો દવા ખાઓ. દવા ખાશો એટલે પાછું તમારું મગજ તર થઇ જશે અને બુદ્ધિ પણ તેજ બની જશે.” આખરે શરિહને કાજી થવું પડ્યું. અબુ હનિફાએ શરિહનો સંગ એટલી હદ સુધી છોડી દીધો કે તેની સાથે વાતચીતનો વ્યવહાર પણ રાખ્યો નહિ.

એક વાર કેટલાક નાના નાના છોકરાઓ પૈડાં ગબડાવવાની રમત રમતા હતા; તેમની નજીકમાંજ કેટલાક વૃદ્ધ પુરુષો બેઠા બેઠા વાતો કરતા હતા, જેમાં અબુ હનિફા પણ હતા. એકાએક પેલા છોકરાઓએ ગબડાવેલું એક પૈડું તે વૃદ્ધપુરુષોની વચમાં આવીને પડી ગયું. છોકરાઓને તેમનું પૈડું પાછું જોઇતું હતું, પણ મોટા માણસોની વચમાં જઇને લેતાં તેઓ શરમાતા હતા; પણ તેઓમાંનો એક છોકરો બોલી ઊઠ્યો: “હું એમની વચમાં જઇને હમણાંજ પૈડું લઇને પાછો ચાલ્યો આવું છું.” આવું કહીને તે છોકરો ઉદ્ધતાઇથી તે પૈડું લેવાને ચાલ્યો આવતો હતો,

તેને જોઈને અબુ હનિફા બોલી ઊઠ્યાઃ "આ છોકરો સારાં મા-બાપને પેટે જન્મેલો નથી, વ્યભિચારોત્પન્ન હોય એવો દેખાય છે." તપાસ કરતાં તેમનું કથન સાચું સાબિત થયું. લોકોએ તેમને પૂછ્યું: "ઇમામ સાહેબ! આપે એ જાણ્યું કેવી રીતે?" તેમણે કહ્યું કે, "જો એ છોકરો શુદ્ધ માબાપને પેટે જન્મ્યો હોત, તો પોતાના વડીલ લોકોની વચમાં આ પ્રમાણે ઉદ્ધતાઇથી ઘૂસી જઇને પૈડું લેતાં તે શરમાયો હોત."

ઇમામ અબુ હનિફાએ કોઇને ઘેર અમુક રૂપિયા થાપણ મૂકયા હતા. જે ગામમાં તે માણસ રહેતો હતો, તે ગામમાં ઇમામ સાહેબનો એક શિષ્ય પણ રહેતો હતો. તે શિષ્ય મરી ગયો ત્યારે તેની અંત્યેષ્ટિક્રિયામાં ભાગ લેવાને તેમનું તે ગામમાં જવાનું થયું. તે વખતે બેસુમાર તાપ પડતો હતો અને આશ્રય લેવા છાંયડો પણ કોઈ ઠેકાણે દીઠામાં આવતો ન હતો. જે માણસને ઘેર ઇમામ અબુ હનિફાએ રૂપિયા જમા મૂકયા હતા, તેના એકલાનાજ ઘરની ભીંતનો છાંયડો હતો. કોઇએ તેમને કહ્યું કે, "તમે જરાવાર આ ભીંતની છાયામાં બેસીને આરામ કરો." ત્યારે તે બોલ્યાઃ "આ ભીંત જેના ઘરની છે, તેના માલિક પાસે મારું લેણું છે, તેથી કરીને તેની ભીંતનો થોડાક પણ લાભ લેવો મારે માટે મુનાસિબ નથી. હજરત મહમ્મદ પયગંબરે (સલ૦) કહ્યું છે કે, 'કોઇને અમુક રકમ ઉછીની આપી હોય તો તેની પાસેથી કાંઈ લેવું નહિ, તેમ તેના તરફથી કોઇ પણ જાતની સગવડ કે ફાયદો લેવાનો વિચાર પણ ન કરવો. જો એવું કાંઇ પણ તેની પાસેથી લીધું તો તે વ્યાજ લીધું ગણાશે. કોઇને નાણું ધીરવું અને તેના બદલામાં વ્યાજ લેવું એ ભારે ગુનો છે.' એટલા વાસ્તે જો હું એ માણસના ઘરની ભીંતની છાયા નીચે બેસું, તો મેં તેના ઘરનો લાભ લીધો કહેવાય અને તેથી વ્યાજ ખાધાનું પાપ મારે શિર ચોંટે."

અબુ હનિફા પ્રત્યેક રાત્રિએ નમાજની ત્રણસો *રકાત પઢતા હતા. એક દહાડો તેઓ કોઇ રસ્તે થઇને જતા હશે, તે વખતે તેમને જોઇને એક સ્ત્રી બીજીને કહેવા લાગીઃ "આ માણસ રોજ રાત્રે નમાજની પાંચસો રકાત પઢે છે." અબુ હનિફે આ વાતચીત સાંભળી લીધા પછી મનમાં ઠરાવ કર્યો કે, "આજથી મારે પ્રત્યેક

* નમાજના એક એક મંત્રને રકાત કહે છે. —મૂળલેખક

રાત્રિએ પાંચસો રકાત પઢવીજ જોઇશે. એવું કરું તોજ પેલી સ્ત્રીઓની અટકળ સાચી ઠરે." વળી એક દહાડો રસ્તે જતાં તેમણે કેટલાંક છોકરાંને પરસ્પર એવી વાતો કરતાં સાંભળ્યાં કે, "આ માણુસ રોજ રાત્રે નમાજની એક હજાર રકાત પઢી જાય છે," તે દિવસથી તેમણે એક હજાર રકાત પઢવાનો નિશ્ચય કર્યો. એક દિવસ તેમના કોઇ શિષ્યે તેમને કહ્યું કે, "લોકોમાં તમારે વિષે એવી વાત ચાલે છે કે, તમે આખી રાત જાગીને નમાજજ પઢ્યા કરો છો." તે દિવસથી તેમણે એવો ઠરાવ કર્યો કે, "આજથી મારે રાત્રે ઊંઘવુંજ નથી; કારણ કે ઈશ્વરે (કુરાનમાં) કહ્યું છે કે, 'દુનિયામાં એવા ઘણા લોકો છે કે, જેઓ પોતે અમુક કામ કરે તો નહિ, છતાં તે કામ કર્યા બદલ વખાણ સાંભળવાં તેમને ગમે છે.' મારે એવા માણસોમાં ગણાવું નથી, માટે આજથી રાત્રે સૂવુંજ હરામ છે. એવું જો હું ન કરું, તો હું પણ પેલા જૂઠાં વખાણ સાંભળીને ખુશ થનારાઓમાં ગણાઇ જાઉં." તે દિવસ પછી લાગલાગટ ત્રીસ વરસ સુધી ઇમામ અબુ હનિફા રાતની છેલ્લી નમાજ પઢવાને સારુ જે વજૂ કરતા તેના તેજ વજૂ વડે તેઓ સવારની નમાજ પણ પઢતા; કારણ કે તેઓ સૂતાજ ન હતા અને તેથી તેમને સવારની નમાજને સારુ ફરીથી વજૂ કરવાની જરૂર પડતી ન હતી. નમાજ પઢતાં પઢતાં વારંવાર ઘૂંટણિયે પડી પડીને તેમના ઘૂંટણ ઉપર આંટણ પડી ગયાં હતાં અને તેમના ઘૂંટણ ઉપરની ચામડી ઊંટના ઘૂંટણની ચામડીના જેવી થઇ ગઇ હતી.

એક વાર અબુ હનિફાએ કોઇ ધનવાન માણસનાં તેની દોલતને માટે અયોગ્ય વખાણ કર્યાં અને તેને વધારા પડતી મોટાઇ આપી. ત્યાર પછી જ્યારે તેમને પોતાની ભૂલ સમજાઇ, ત્યારે કુરાનનું એક હજાર વાર પારાયણ કરીને તેમણે પોતાની ભૂલનું પ્રાયશ્ચિત્ત કર્યું. કોઇ કોઈ વાર એવું પણ બનતું કે, કુરાનનું ચાળીસ વાર પારાયણ કરીને તેઓ ઘણાજ કઠિન પ્રશ્નની મીમાંસા કરવાને સમર્થ નીવડતા હતા.

હસન નામના એક જણનો પુત્ર મોહમ્મદ અતિશય રૂપલાવણ્યવાન છોકરો હતો અને તે અબુ હનિફાની પાસે ભણવા આવતો હતો. તેના સૌંદર્યે એક વાર અબુ હનિફાનું મન હરણ કરી લીધું, તે દિવસથી તેમણે તેના ઉપર નજર કરવાનુંજ છોડી દીધું. એક થાંભલાને ઓથે બેસીને તે છોકરાના ઉપર પોતાની નજર ન પડે

એવી રીતે બેસીને તેને ભણાવતા હતા.

દાઉદ તાયી કહે છે કે, "હું ત્રીસ વરસ સુધી અબુ હનિફાની પાસે રહ્યો હતો. હમેશાં તેમના તરફ મારું લક્ષ રહેતું હતું. એકાંતમાં અથવા સૌના દેખતાં, કોઈ પણ પ્રસંગે તેઓ કદી ઉઘાડે માથે રહેતા ન હતા, થાક લાગ્યો હોય તોપણ થાક ઉતારવાને સારુ કદી લાંબા પગ કરીને બેસતા નહિ. મેં તેમને એક વાર પૂછ્યું કે, 'ઇમામ સાહેબ! એકાંતમાં લાંબા પગ કરવામાં કાંઇ દોષ છે?' તેમણે કહ્યું: 'એકાંતમાં પણ ઈશ્વરની અદબ રાખવી જોઇએ અને તેમાં આપણું કલ્યાણ છે.'"

એક દહાડો અબુ હનિફાએ રસ્તે ચાલતા એક છોકરાને કાદવમાં પડી ગયેલો દીઠો. તેમણે તેને કહ્યું: "જો તું સાચવીને ચાલતો હોત તો તું કાદવમાં પડી જાત નહિ." તે છોકરાએ કહ્યું: "મારા જેવાને માટે પડી જવું એ સ્વાભાવિક છે અને હું પડી જઈશ ત્યારે એકલો મારી જાતેજ પડી જઇશ; પણ તમે સાચવીને ચાલજો, કારણ કે જો તમારો પગ લપસ્યો અને તમે પડી ગયા તો તમે તમારા હજારો અનુયાયીઓને લઇને પડશો અને એટલા બધાને ઊભા કરવા પણ ભારે થઈ પડશે." આ છોકરાના મોઢાની અત્યંત સારગર્ભિત શિખામણ સાંભળીને અબુ હનિફા ચમત્કૃત થઇ ગયા અને અશ્રુભીની આંખે પોતાના સાથીઓને કહેવા લાગ્યા કે, "કોઇ પણ જાણવા જેવા વિષયના સંબંધમાં તમારા અંતઃકરણમાં કોઈ તત્ત્વનો પ્રકાશ થઇ જાય અને તમારું તે તત્ત્વનું દર્શન ઉજ્જવળ અને યુક્તિસંગત હોય, તો તે વિષયમાં તમારે મારું અનુસરણ કરવું નહિ; તેમ તે વિષયમાં તમે મારું અનુસરણ કરો છો એવું તમારે કોઇને કહેવું પણ નહિ. સંપૂર્ણ ન્યાયપરતાનું આ લક્ષણ છે."

ઇસ્લામી સમાજના અધિનાયક ઉસમાનના પ્રતિ અમુક શ્રીમંત પુરુષને અત્યંત વેર હતું અને તે તેને તિરસ્કારમાં યહૂદી કહીને બોલાવતો હતો. આ વાત સાંભળીને અબુ હનિફાએ તે ગૃહસ્થને પોતાની પાસે બોલાવ્યો અને તેને કહ્યું: "તમારી એક દીકરી અમુક યહૂદીને પરણાવી દેશો?" તે બોલી ઊઠ્યો: "અરે! એ તમે બોલ્યાજ શું? તમે મુસલમાનોના ઇમામ થઇને એક મુસલમાનની છોકરીને યહૂદીની સાથે પરણાવવાની વાત કરો છો? આ વાત તમે યોગ્ય માની શકોજ કેવી રીતે? અને તમે કદાચ યોગ્ય માનો તોપણ મને તે મંજૂર નથી." અબુ હનિફા બોલ્યાઃ

"શુભાન અલ્લાહ! યહૂદીની સાથે પોતાની છોકરીનું લગ્ન કરવાનું તમને યોગ્ય નથી લાગતું, ત્યારે તમારા નેતા હજરત મહમ્મદ પયગંબરે (સલ૦) પોતાની બે *દીકરીઓ અમુક યહૂદીને (ઉસમાનનું નામ લઈને) પરણાવી દીધી તેનું કેમ?" હવે તે માણસ અબુ હનિફાના કથનનું તાત્પર્ય સમજી ગયો. તેના મનમાં ઉસ્માનના પ્રતિ જે દ્વેષ અને વૈરભાવ હતો તે તેણે પોતાના મનમાંથી કાઢી નાખીને અબુ હનિફાની સમક્ષ પશ્ચાત્તાપ કર્યો.

એક દિવસ અબુ હનિફા જાહેર હમામખાના (સ્નાનાગાર)માં ગયા, ત્યાં તેમણે એક જણને નાગો નાગો સ્નાન કરતો દીઠો. કોઈ તે માણસને લફંગો કહેતા હતા, કોઈ વળી બીજું મનમાં આવે તેવું કહેતા હતા. અબુ હનિફાએ તેને નગ્નાવસ્થામાં જોઈને પોતાની આંખો મીંચી દીધી. તે માણસે તેમને પૂછ્યું: "ઇમામ! તમારી આંખોનું તેજ ક્યારે જતું રહ્યું?" તેમણે કહ્યું: "તારા અંગ ઉપરથી કપડાં ગયાં ત્યારે."

અબુ હનિફા એક વાર બજારની સડક ઉપર થઈને જતા હતા. એક જરા જેટલો કાદવ તેમનાં વસ્ત્રને લાગ્યો હતો, તેને ધોઈ નાખવાને સારુ તે નદીને કિનારે ગયા અને ત્યાં બેઠા બેઠા તે કાદવનો ડાઘ ધોવા લાગ્યા. કોઈએ તેમને પૂછ્યું કે, "ઇમામ! એક વાર તો તમે એવું કહેતા હતા કે, મારાં કપડાંમાં પુષ્કળ મેલ હોય તે પણ મને કબૂલ છે, ત્યારે હવે આ જરા જેટલો કાદવનો ડાઘો લાગ્યો છે, તેને ધોવા શા સારુ બેઠા છો?" તેમણે જવાબ દીધો: "હા, શરિયતની એવી વ્યવસ્થા છે, એનું જ નામ ત્યાગનો સ્વીકાર. તમને ખબર છે કે, હજરત મહમ્મદ પયગંબરે (સલ૦) બેલાલ નામની એક વ્યક્તિને અડધો રોટલો સંઘરી રાખવાની રજા આપી ન હતી અને તેમણેજ તેને પોતાનાં સ્ત્રીછોકરાંને સારુ આખું વરસ ચાલે એટલું અનાજ વગેરેનો સંઘરો કરી રાખવાની આજ્ઞા કરી હતી!"

એક વાર જ્યારે દાઉદ તાયી ઇસ્લામીઓની મંડળીના નેતા હતા, ત્યારે તેમણે અબુ હનિફાને પૂછ્યું: "મારે હવે શું કરવું જોઇએ તે કહો." તેમણે કહ્યું: "તમારા જ્ઞાનને કાર્યમાં પરિણત કરો. જે જ્ઞાનનો તમે અમલ ન કરી શકો તે તો પ્રાણ વિનાના શરીર સમાન છે."

---

* ઉપરોક્ત ઉસ્માનની સાથે હજરત મહમ્મદ પયગંબરે (સલ૦) પોતાની બેઉ દીકરીઓનું લગ્ન કર્યું હતું. —બંગાળી અનુવાદક

જે સમયની વાત ચાલે છે તે વખતે બગદાદના ખલીફાની ગાદી ઉપર જે ખલીફા બેઠો હતો, તેણે એક વાર સ્વપ્નમાં યમદેવને જોયા. ×ખલીફાએ તેને પૂછ્યું: "મારા આયુષ્યનાં હવે કેટલાં વરસ બાકી રહ્યાં છે?" યમદેવે તેને પાંચ આંગળીઓ બતાવીને તેના પ્રશ્નનો ઉત્તર મોઢેથી નહિ પણ હાથની ઇશારત વડે આપ્યો. ખલીફાએ એ ઉત્તરનું રહસ્ય ઘણા જણને પૂછ્યું, પણ કોઇ તેનો સંતોષકારક સ્પષ્ટ ખુલાસો કરી શક્યું નહિ. છેવટે તેણે અબુ હનિફાને તેડાવ્યા અને તેમની આગળ આ સમસ્યા મૂકીને કહ્યું કે, "એનું સ્પષ્ટીકરણ કરી બતાવો." તેમણે કહ્યું: "પાંચ આંગળીઓ બતાવીને યમદેવતાએ તમને પાંચ વિષયનું સૂચન કર્યું હતું. તેનો કહેવાનો મતલબ એવી હતી કે, અમુક પાંચ બાબતોનું જ્ઞાન ઈશ્વરના સિવાય બીજા કોઇને નથી. કુરાનની અમુક આયત, જે ઈશ્વરની પોતાની ઉક્તિ છે, તેમાં આ બાબત વિશેષ ખુલાસાવાર સમજાવી છે. તેનું તાત્પર્ય એવું છે કે, સૃષ્ટિનો પ્રલય (કયામત) ક્યારે થવાનો છે, વરસાદ ક્યારે વરસવાનો છે, તેનું જ્ઞાન એક ઈશ્વરનેજ છે; ગર્ભાશયમાં બાળકની કેવી અવસ્થા છે, તે ઈશ્વર એકલોજ જાણે છે; કાલે શું થવાનું છે, તે કોઇ જાણતું નથી, માત્ર એકલો ઈશ્વરજ જાણે છે; અમુક માણસનું કઇ જગ્યાએ મૃત્યુ નીપજશે, તે પણ એક ઈશ્વર સિવાય બીજું કોઇ જાણતું નથી. આ પાંચ બાબતોનું જેને જ્ઞાન છે, તે ઈશ્વરજ આપનું આયુષ્ય હવે કેટલું બાકી છે, તેનો ઉત્તર આપી શકે. યમદેવતાએ આપને પાંચ આંગળીઓ બતાવીને આપને આ સિદ્ધાંતનું સૂચન કર્યું હતું."

ઉસમાન જવલાલીનો પુત્ર શેખ બુ અલી કહે છે કે, "હું તુર્કસ્તાનમાં ગયો હતો, ત્યારે હજરત મહમ્મદ પયગંબર (સલ૦)-ની આજાન પોકારનારા બેલાલની દરગાહમાં એક વાર સૂઇ રહ્યો હતો. તે રાત્રે મને એવું સ્વપ્ન આવ્યું કે, જાણે હું મક્કા ગયો છું અને હજરત મહમ્મદ પયગંબર (સલ૦)નું દર્શન કરી રહ્યો છું. તે વખતે મેં એવું દીઠું કે, જેમ નાના બાળકને લોકો પ્રેમથી

× મુસલમાનોના શાસ્ત્ર પ્રમાણે ચૈતન્યના ત્રણ સ્તર છે, સૌથી ઉપરના સ્તરમાં ઈશ્વર, સૌથી નીચેના સ્તરમાં મનુષ્ય, પ્રાણીઓ અને એ બેની વચ્ચે ફિરસ્તાઓ છે, જેઓ સારી અને નઠારી બેઉ પ્રકારની પ્રકૃતિના હોય છે. —સેવાનંદ

ઉપાડીને પોતાના હાથમાં ઊંચકીને ચાલે છે, તેમ હજરત મહમ્મદ પયગંબર (સલ૦) એક ડોસાને પોતાના હાથમાં ઉપાડીને 'બનિ-શયબા' દરવાજેથી બહાર આવતા હતા. હું તેમના ભણી દોડી ગયો અને મેં તેમના ચરણને ચુંબન કર્યું. હું આશ્ચર્ય સહિત એ જોયા કરતો હતો કે, જે ડોસાને હજરત મહમ્મદ પયગંબર (સલ૦) પોતાના હાથમાં ઉપાડીને ચાલે છે, તે છે કોણ? એટલા-માં હજરત મહમ્મદ પયગંબર (સલ૦) પોતેજ બોલી ઊઠ્યા કે, 'એ તો મુસલમાનોના ઇમામ અબુ હનિફા છે.'"

ઇયાસનો પુત્ર નોફલ કહે છે કે, "અબુ હનિફા પરલોકવાસી થયા પછી એક વાર મને કયામતના દિવસનું સ્વપ્ન આવ્યું. મેં એવું દીઠું કે, બધા લોકો ઇશ્વરની કચેરીમાં આવીને ઊભા રહ્યા હતા, હજરત મહમ્મદ પયગંબર (સલ૦) કયસર નામના એક સરોવરને કિનારે ઊભા હતા અને તેમની ડાબા જમણી બેઉ બાજુ-એ મોટા મોટા ઋષિમુનિઓ ઊભા રહ્યા હતા. ત્યાં મેં બરફ જેવા સફેદ વાળવાળા એક વૃદ્ધ પુરુષની મુખાકૃતિ દીઠી. તે હજરત મહમ્મદ પયગંબર (સલ૦)ની સામે એકીટશે મીટ માંડીને જોયા કરતો હતો. ત્યાર પછી મેં અબુ હનિફાને હજરત મહમ્મદ પયગંબર (સલ૦)ની સામે ઊભેલા દીઠા. મેં તેમને કહ્યું કે, 'મને થોડુંક પાણી આપો.' ત્યારે તે બોલ્યા: 'હજરત મહમ્મદ પયગંબર (સલ૦)ની આજ્ઞા વિના હું નહિ આપુ.' પછી હજરત મહમ્મદ પયગંબરે (સલ૦) કહ્યું કે, 'એને પાણી આપો,' એટલે તેમણે પાણીથી ભરેલો એક લોટો મારા હાથમાં આપ્યો. મેં તેમાંથી થોડુંક પાણી પીધું અને મારા મિત્રોને પણ પીવા આપ્યું, પણ તે લોટો તો ભરેલો ને ભરેલોજ રહ્યો. મેં પૂછ્યું: 'હજરત મહમ્મદ પયગંબર (સલ૦) ની જમણી બાજુએ જે વૃદ્ધ પુરુષ ઊભા છે તે કોણ છે?' અબુ હનિફાએ કહ્યું: 'એ તો મહાપુરુષ ઇબ્રાહિમ છે.' હજરત મહમ્મદ પયગંબર (સલ૦)ની ડાબી બાજુએ અબુ બેકર સદ્દિક ઊભા હતા. મેં પૂછી પૂછીને સત્તર મહાપુરુષોનાં નામ જાણી લીધાં."





# ૩૧—મહાતપસ્વી ઇમામ શફી મત્લબી

સાધુપ્રવર ઇમામ શફી શરિયતના સર્વોત્તમ જ્ઞાતા અને તદનુસાર નિર્ણય કરવામાં અતીવ પારંગત હતા. તેઓ દિવ્ય પ્રેમ અને આધ્યાત્મિકતાના જ્વલંત અગ્નિકુંડ જેવા હતા. ઈશ્વરી નિગૂઢ તત્ત્વોના પ્રબોધક, અનંત પરમેશ્વરના મહિમાના પ્રદર્શક અને હજરત મહમ્મદ પયગંબર ( સલ૦ )ના પ્રવર્તાવેલા ધર્મનો પ્રચાર કરવામાં તેમના એક ઉત્તરાધિકારી હતા. તેમના હૃદયની જ્યોતિની સહાયતાથી આખું ભૂમંડળ જ્યોતિષ્માન થયું હતું, એવું કહેવામાં જરાપણ અતિશયોક્તિ થતી નથી. તેમના મહત્ત્વનો, ગૌરવનો અને તેમની પ્રશંસાનો પારજ ન હતો. અતિ સંક્ષેપમાં તેમની સ્તુતિ કરવી હોય તો એટલુંજ કહેવું પૂરતું થઇ પડશે કે, તેઓ પયગંબરત્વરૂપી વૃક્ષની શાખા સમાન અથવા ઇસ્લામી કલ્પતરુના પરિપકવ ફળ સમાન હતા. પ્રતિભા, પાંડિત્ય, સત્સાહસ અને સૌજન્ય એ ચાર ગુણોમાં શફી અલૌકિક પુરુષ તરીકે લેખાતા હતા. તેઓ કુરેશી જાતિના અગ્રણી, આખા ઇસ્લામી જગતમાં સર્વમાન્ય, મહાનુભાવ પુરુષોમાં શ્રેષ્ઠ અને તદુપરાંત તેઓ એક મહાન કર્મવીર હતા. તેમની અત્યુચ્ચ સાધનાનું અને તેમની અલૌકિકતાનું પ્રસ્તુત પુસ્તકમાં વર્ણન કરવુંજ કઠિન છે. મક્કાની પાડોશમાં આવેલા મત્લુબ નામના એક ગામડામાં તેઓ રહેતા હતા.

તેરજ વરસની વયે મક્કા શહેરમાં ઊભા રહીને "સલોનિમા શયતોમ્" એવું જાહેરમાં કહી નાખવાની શફીએ અદ્ભુત નૈતિક હિંમત બતાવી હતી. એ વચનનો અર્થ એવો થાય છે કે, તમારે મને જે પ્રશ્ન પૂછવો હોય તે ભલે પૂછો. પંદર વરસની ઉંમરમાં તો તેમણે શરિયતના વિધાન પ્રમાણે તકરારી પ્રશ્નોના નિર્ણય આપવા માંડ્યા હતા. તેમને ત્રણહજાર હદિસ કંઠસ્થ હતી. વિશ્વવંદ્ય ઇમામ અહમદે તેમનું શિષ્યત્વ સ્વીકાર્યું હતું અને તેમની પાસે શાસ્ત્રનું અધ્યયન કર્યું હતું. ઇમામ અહમદ તેમના

પ્રતિ સન્માન દર્શાવવાના હેતુથી હમેશાં તેમની આગળ ઉઘાડે માથે ઊભા રહેતા હતા. જગવિખ્યાત ઇમામ અહમદ જે વખતે ઇમામ શફીની પાસે વિનીત ભાવે વિદ્યાધ્યયન કરતા હતા, તે વખતે શફીનું વય ફક્ત પચ્ચીસ વરસનું જ હતું. કોઇ કોઇ લોકો ઇમામ અહમદને જરાક ટોણું પણ મારતા કે, "તમે આટલી બધી ઊંચી પદવીએ પહોંચેલા અને ઉંમરમાં પણ ઘણા પ્રૌઢ વયના, છતાં એક પચ્ચીસ વરસના યુવકની પાસે ભણવા ગયા હતા અને આટલા બધા ઉચ્ચ કોટિના પંડિતો, ઉલેમાઓ અને મહર્ષિઓને પડતા મૂકીને તે યુવકનું તમે તમારા ગુરુપદે વરણ કર્યું હતું, એ કેવું વિચિત્ર કહેવાય!" તેના જવાબમાં ઇમામ અહમદ તેમને કહેતા કે, "મેં જે જે શાસ્ત્રવચનો આજ સુધીમાં કંઠસ્થ કરી રાખ્યાં છે, તે બધાંના સાચા અર્થ એકલા શફીજ જાણે છે. તેમનો આશ્રય લીધા વિના મારું કલ્યાણ થાય એમ છેજ નહિ. કુરાન ઉપરનાં વિવેચનો, ટીકાઓ, તથા તત્ત્વજ્ઞાનનાં દર્શનશાસ્ત્ર અને બીજું જે કાંઇ મેં વાંચ્યું છે, તે બધાના સાચા અર્થ હું શફીની પાસેથીજ શીખ્યો છું. હદિસશાસ્ત્ર તો હું ઝાઝું ભણ્યો નથી. આખા જગતના પંડિતોમાં તે સૂર્યસ્વરૂપ છે અને મનુષ્ય-સમાજને પૂર્ણ તૃપ્તિનું દાન દેનારા છે, આજ સુધી તત્ત્વજ્ઞાનના મંદિરનાં બારણાં બંધ હતાં, પરમેશ્વરે શફીની મારફતે જનતાના હિતાર્થે એ બારણાં ઉઘાડાં મૂકી દીધાં છે. શફીના સમકાલીન પુરુષોમાં ઇસ્લામ ધર્મની કોઇએ શફીના કરતાં વધારે ઉન્નતિ કરી હોય, એવો એક પણ દાખલો મારા જોવામાં આવ્યો નથી." શફી નાના પ્રકારની વિદ્યાઓમાં પારંગત હતા. તત્ત્વવિદ્યા, અર્થશાસ્ત્ર, માનવ-પ્રકૃતિની વિલક્ષણતાની વિદ્યા તથા શબ્દાર્થવિદ્યા એ બધામાં તેઓ સુનિપુણ પંડિત મનાતા હતા. હજરત મહમ્મદ પયગંબર (સલ૦) કહી ગયા છે કે, "પ્રત્યેક શતાબ્દિના આરંભમાં ઈશ્વર પૃથ્વી ઉપર એક એવા પુરુષને જન્મ આપે છે, કે જેની પાસેથી લોકો ધર્મશિક્ષા ગ્રહણ કરે છે." તેમનું આ વચન શફીનેજ લાગુ પડે છે. સુરિ તો તેમને વિષે એટલે સુધી કહે છે કે, "જો આખી પૃથ્વી ઉપરની કુલ વસ્તીના અડધોઅડધ મનુષ્યોની બુદ્ધિને ત્રાજવાના એક પલ્લામાં મૂકીએ અને બીજા પલ્લામાં એકલા શફીની બુદ્ધિને મૂકીએ તોપણ તેમની એકલાની બુદ્ધિ વધી જાય."

શફી તેમની જુવાનીમાં કોઇ પણ મિજબાનીમાં તથા કોઇ

પણ આનંદોત્સવના મેળાવડામાં ભાગ લેતા ન હતા. તેઓ હમેશાં સંતપ્ત હાલતમાં, આંસુભરેલી આંખોવાળાજ જોવામાં આવતા હતા. તેમને છેક નાની વયમાંથી પ્રૌઢ વયના જ્ઞાનીપુરુષોનો ઝભ્ભો ઈશ્વરે પહેરાવી દીધો હતો. નાનપણમાં તેમણે મહાજ્ઞાની અને તપસ્વીઓમાં ઉત્તમ એવા સલીમ રાયીનો સત્સંગ કર્યો હતો. તેમની સંગતિમાં ઘણા વખત સુધી રહીને શાસ્ત્રોનું અધ્યયન અને ધર્મની સાધના, એ બે બાબતોમાં ઉન્નત અવસ્થા પ્રાપ્ત કરીને, ઇસ્લામી જગતના તેઓ નેતૃપદે જઇ બિરાજ્યા હતા. અબદુલ્લા અનસારી તેમને વિષે કહે છે કે, "હું શફીના ધર્મમતને તો નથી અનુસરતો, તોપણ હું તેમના પ્રતિ અત્યંત શ્રદ્ધાવાન છું; કારણ કે, હું પ્રત્યેક વિષયમાં અને પ્રત્યેક કાર્યમાં તેમને સૌના અગ્રગામી-જ જોતો આવ્યો છું."

શફી પોતાને વિષે કહે છે કે, "મને એક વાર સ્વપ્નમાં હજરત મેહમ્મદ પયગંબર (સલ૦)નું દર્શન થયું. તેમણે મને પૂછ્યું: 'બેટા! તું કોણ છે?' ત્યારે મેં તેમને કહ્યું: 'પયગંબર સાહેબ! હું આપના અનુયાયીઓમાંનો એક છું.' મારો આવો ઉત્તર સાંભળીને તે બોલ્યા: 'તું મારી પાસે આવ.' પછી હું તેમની પાસે ગયો અને મને દીક્ષા આપી. ત્યાર પછી તેમણે મને કહ્યું: 'તું હવે અહીંથી જા, તને ઈશ્વરનો શુભાશીર્વાદ પ્રાપ્ત થાઓ!' તેજ રાત્રે મેં સ્વપ્નમાં અલીને દીઠા. તેમણે પોતાની આંગળી ઉપરની વીંટી મારી આંગળીએ પહેરાવી દીધી, તેથી કરીને અલીની વિદ્યાએ મારા અંતઃકરણમાં પ્રવેશ કર્યો."

શફીની માતા હાશેમના વંશની હતી. ઉચ્ચ ધર્મભાવ અને વૈરાગ્ય એ બે તેના ખાસ ગુણ હતા. લોકોનો તેના ઉપર એટલો બધો વિશ્વાસ હતો કે, તેઓ પોતાના પૈસાટકા તેને સાચવવા આપી જતા. શફી જ્યારે છ વરસના હતા અને નિશાળે ભણવા જતા હતા, તે વખતે બે જણ તેમની માતાની પાસે કપડાંથી ભરેલી એક પેટી મૂકી ગયા. થોડા વખત પછી તે બેમાંનો એક જણ શફીની માની પાસેથી પેલી પેટી માગવા આવ્યો. તેણે તેને આપી દીધી. ત્યાર પછી બીજો માણસ તે પેટી માગતો આવ્યો, ત્યારે શફીની માએ કહ્યું કે, "મેં તો તમારા જોડીદારને તે પેટી આપી દીધી." પેલા માણસે કહ્યું: "અમે બેઉ જણ એક સાથે માગવા આવીએ ત્યારેજ તમારે તે પેટી આપવાની છે અને ગમે

તે એક જણને આપવાની નથી, એવું મેં તમને નહોતું કહી રાખ્યું ?" શફીની માએ કહ્યું: "હા, એવું તમે કહ્યું તો હતું." પેલાએ કહ્યું: "ત્યારે તમે આપી શા માટે ?" હવે તે ઘણી વિમાસણમાં પડી ગઇ; એટલામાં શફી નિશાળેથી ઘેર આવ્યા. તેમણે પોતાની માનો ચિંતાતુર ચહેરો જોઇને પૂછ્યું કે, "તું આટલી બધી ઉદાસીન શાથી થઇ ગઇ છે ?" તેણે તેમને બધી વાત માંડીને કહી, ત્યારે તેમણે કહ્યું: "એમાં શી મોટી મામલત છે ? ક્યાં છે તે પેટીવાળો ? હું તેને જવાબ આપવાને તૈયાર છું." તે માણુસ બોલ્યો: "આ હું તમારી સામેજ ઊભેલો છું. બોલો, હવે શું કહો છો ?" ત્યારે શફીએ તેને કહ્યું: "તમારી પેટી અમુક જગ્યાએ છે, જાઓ, તમારા તે જોડીદારને તેડી લાવો અને લઇ જાઓ." તે માણુસના આશ્ચર્યનો પાર ન રહ્યો. તેની સાથે કાજીની અદાલતનો એક સરકારી માણુસ આવ્યો હતો, તે પણ આ નાના છોકરાની અદ્‌ભુત શક્તિ જોઇને ચકિત થઇ ગયો.

ત્યાર પછી આગળ જતાં માલેક નામના એક પરમધાર્મિક પ્રૌઢ પંડિત અને શરિયતના વિધાન મુજબ તકરારી સવાલોનો નિર્ણય કરી આપનાર શાસ્ત્રજ્ઞ પુરુષના શિષ્ય થવાનો શફીએ વિચાર કર્યો. આ વખતે માલેકની ઉંમર સિત્તેર વરસની હતી. શફી માલેકના ઘરના બારણા આગળ જઇને ઊભા રહ્યા. તે વખતે કેટલાક લોકો માલેકની પાસે અમુક તકરારી પ્રશ્નોના નિર્ણયને માટે આવ્યા હતા, તેઓ માલેકના હાથનો લિખિત નિર્ણય લઇને બહાર આવતા, ત્યારે શફી તે નિર્ણય ઉપર એક ઉતાવળી નજર ફેંકતા અને જો તે નિર્ણય તેમને બરાબર યુક્તિસંગત લાગતો નહિ, ત્યારે તે માણુસને કહેતા કે, "તમે પાછા અંદર જાઓ અને નિર્ણય આપનારને વધારે વિચાર કરવાનું કહેજો." ત્યાર પછી સૌને ખબર પડી ગઇ કે શફીનું ધારવું ઠીકજ હતું. માલેક પણ શફીની પ્રતિભા જોઇને ખુશખુશ થઇ ગયો. આ વખતે ઇસ્લામી સામ્રાજ્યના સમ્રાટની ગાદી ઉપર ખલીફા હારૂન-અલ્-રશીદ હતો અને તેની રાજધાની બગદાદ શહેરમાં હતી. એક વાર રાત્રે ખલીફા હારૂન-અલ્-રશીદ અને તેની પત્ની જુબેદાની વચ્ચે કશા કારણુસર કજિયો થયો. જુબેદાએ ખલીફાને નરકગામી કહ્યો. ખલીફાએ કહ્યું: "જો હું નરકગામીજ હોઉં, તો તું મારી સાથે છૂટાછેડા કરી નાખ." એઉ પોતાનો લગ્નસંબંધ તોડી નાખીને

એકબીજાથી અળગાં થઇ ગયાં, પણ ખલીફાને જુબેદા ઘણી વહાલી હતી. તેનાથી છૂટા થઈ જતાં તેના હૃદયને અતિશય દુઃખ થવા લાગ્યું. તેણે બગદાદના બધા મોટા મોટા શાસ્ત્રજ્ઞ ઉલેમાઓની એક સભા કરી અને તેમની આગળ પ્રશ્ન મૂકચો કે, "હારૂન–અલ્–રશીદ સ્વર્ગગામી કે નરકગામી તેનો નિર્ણય કરો." આટલા બધા ધુરંધર ઉલેમાઓમાંથી કોઇથી આ પ્રશ્નનો જવાબ દઇ શકચો નહિ. તેઓ બધા પરસ્પર એવું કહેવા લાગ્યા કે, "હારૂન સ્વર્ગગામી છે કે નરકગામી તે અમે શું જાણીએ? તે તો એક ખુદાજ જાણે છે. માણસથી તેનો જવાબ શી રીતે અપાવાનો હતો?" આ વખતે સભામંડપની અંદરથી એક છોકરો ઊભો થઇને બોલી ઊઠ્યો: "હું આ સવાલનો જવાબ દેવાને તૈયાર છું." સૌની દૃષ્ટિ તેના તરફ ખેંચાઇ. એ છોકરો છે કોણ? એજ યુવાન પંડિત ઇમામ શફી. તેની નિર્ણય આપવાની તૈયારી જોઇને આખી સભા તેના તરફ આશ્ચર્યની સાથે જોઇ રહી. ઘણા લોકો પરસ્પર કહેવા લાગ્યા કે, "આ છોકરો ગાંડો તો નહિ હોય? જે સવાલનો જવાબ આટલા બધા દિગ્ગજ જેવા ઉલેમાઓથી ન અપાયો, તેનો વળી એ પોરિયો શું જવાબ આપવાનો હતો?" હારૂન–અલ્-રશીદે તે છોકરાને કહ્યું: "ભલે ભાઈ! તું એ સવાલનો જવાબ આપવા તૈયાર હોય તો બોલી નાખ." શફીએ કહ્યું: "રાજન્! આપને મારું પ્રયોજન છે કે, મારે આપનું પ્રયોજન છે, તેનો પહેલો જવાબ આપો." ખલીફાએ કહ્યું: "અત્યારે તો મારે તારું પ્રયોજન છે." ત્યારે શફીએ કહ્યું: "જો એમ હોય તો આપ સિંહાસન ઉપરથી નીચે ઊતરી જાઓ અને પંડિતને સારુ તેને યોગ્ય ઉચ્ચ સ્થાન બતાવી દો, કે તેના ઉપર બેસીને હું મારો નિર્ણય આપને અને આ સભાને સંભળાવી દઉં." સમ્રાટ હારૂન તરતજ રાજ્યાસન ઉપરથી નીચે ઊતરી પડચો, તેના ઉપર શફીને બેસાડચા અને પોતે તેનાથી નીચા આસન ઉપર બેઠો. પછી શફીએ બાદશાહને કહ્યું કે, "આપ પ્રથમ મારા એક પ્રશ્નનો જવાબ આપો, પછી હું આપના પ્રશ્નનો જવાબ આપીશ." બાદશાહે પૂછ્યું: "બોલો, તમારો શો સવાલ છે?" શફીએ પૂછ્યું: "આપ કદી પાપ કરવા તૈયાર થયા હો, તે વખતે ઈશ્વરના ભયનો વિચાર આવવાથી આપ તે પાપ કરતાં પાછા હઠ્યા હો, એવું કદી બન્યું છે?" હારૂને કહ્યું: "હું ખુદાના કસમ

ખાઈને કહું છું કે, એવું ઘણી વાર બન્યું છે." આ જવાબ સાંભળીને શફીએ કહ્યું: "ત્યારે હું કહું છું કે, આપની ગણના સ્વર્ગવાસીઓની અંદર થાય છે. તેજ ઘડીએ ચારે દિશાએ પંડિતો ગાજી ઊઠયા: "પ્રમાણ! પ્રમાણ!! કયા પ્રમાણ અને યુક્તિના આધારે તમે આ નિર્ણય કરો છો?" શફીએ જવાબ આપ્યો: "કુરાન તેનું પ્રમાણ છે." એમ કહીને તેમણે પોતાના અભિપ્રાયના સમર્થનમાં કુરાનની એક આયત કહી સંભળાવી, જેનો અર્થ એવો થાય છે કે:—

"જે માણસ પાપ કરવાને તૈયાર થાય છે, પણ ઈશ્વરના ભયથી તે પાપ કરતાં પાછો હઠે છે, તેનું સ્થાન સ્વર્ગલોકમાં છે."

શફીના મુખમાંથી જ્યાં કુરાનનું ઉપરોક્ત વચન નીકળ્યું એટલે આખી સભાએ હર્ષધ્વનિ કર્યો અને સૌ પરસ્પર કહેવા લાગ્યા કે: "આ છોકરો અત્યારથી આવો છે, તો આગળ જતાં તો કોણ જાણે કેવો નીવડશે?"

એક વાર ભણતાં ભણતાં શફી દસ વાર ઊભા થયા અને બેસી ગયા. લોકો તેમને પૂછવા લાગ્યા કે, "આમ ઊઠબેસ કરવાનું શું કારણ?" તેમણે કહ્યું: "અત્યંત ઉચ્ચતમ કુળમાં જન્મેલો કુમાર રમતો રમતો મારી આગળ આવીને ઊભો રહ્યો, તેથી મારે ઊભા થવું પડયું. હજરત મહમ્મદ પયગંબર (સલ૦)નો વંશજ મારી સામે આવીને ઊભો રહે અને હું તેના માનમાં ઊભો ન થાઉં, એ બનેજ કેમ?"

એકવાર કોઈએ મક્કાવાસી સાધુઓની સેવામાં ખર્ચવાને સારુ થોડુંક દ્રવ્ય મોકલાવ્યું. શફી તે વખતે મક્કામાંજ હતા. ઉપરોક્ત નાણાંનો અમુક ભાગ તેમને પણ આપવામાં આવ્યો, ત્યારે તેમણે પૂછયું: "એ નાણું મોકલનારે નાણાંનો ઉપયોગ કરવાના સંબંધમાં શો અભિપ્રાય જણાવ્યો છે?" નાણું લાવનાર બોલ્યો: "તેણે એવું કહેવડાવ્યું છે કે, શુદ્ધાત્મા સાધુસંતોને દાન કરી દેજો." તે સાંભળીને શફી બોલ્યા: "ત્યારે મારે એ નાણાંનું પ્રયોજન નથી, હું તે લઈ શકતો નથી, કારણ કે હું શુદ્ધાત્મા નથી."

એકવાર શફી 'સના' નામના પ્રદેશમાંથી મક્કા જતા હતા, તે વખતે તેમની પાસે દસ હજાર ×દીનાર નામના સિક્કા હતા. કોઈએ

× દીનારનું મૂલ્ય આપણા દેશના અઢી રૂપિયાની બરોબર

તેમને એવી સલાહ આપી કે, આ નાણા વડે તમે ખેડાંઉ ભોંય વેચાતી લો અથવા બકરાં ખરીદો. પણ શફીએ તો મક્કાની બહાર એક તંબૂ રોપ્યો અને સવારમાંજ તેમણે દીનારની લહાણી કરવા માંડી. જે આવતો તેને એક મૂઠી ભરીને દીનાર આપતા. એમ કરતાં બપોરની નમાજનો વખત થયો તેટલા વખતમાં દસહજાર દીનાર તેમણે વહેંચી માર્યાં.

દર વરસે રોમના બાદશાહ તરફથી બગદાદના ખલીફા હારૂન–અલ્–રશીદના દરબારમાં અમુક ખંડણી મોકલવામાં આવતી હતી. એકવાર રોમના બાદશાહે કેટલાક ખ્રિસ્તી પંડિતો અને સંન્યાસીઓને બગદાદ મોકલ્યા. તેમણે ત્યાં આવીને ખલીફાની આગળ જાહેર કર્યું કે, "રોમના બાદશાહ તમને એવું કહેવડાવે છે કે, અમારા દેશના તત્ત્વવેત્તા પંડિતોની સાથે આપના દેશના તત્ત્વવેત્તાઓ, ઉલેમાઓ વાદવિવાદ કરે અને જો વાદમાં તમારા દેશના પંડિતો જીતશે, તો તમને વાર્ષિક ખંડણી મળ્યા કરશે અને જો તેઓનો પરાજય થશે તો આજ પછી અમારી પાસે ખંડણી માગવાનો તમારો અધિકાર રહેશે નહિ." બધા મળીને કુલ ચારસો ખ્રિસ્તી વિદ્વાનો અને સાધુઓ આવ્યા હતા. ખલીફાએ જાહેર ઘોષણા કરાવીને બગદાદ શહેરના તમામ ઉલેમાઓને નિમંત્રણ મોકલાવ્યું અને દજલા નદીને કિનારે એક સભા ભરી. ત્યાર પછી તેણે ઇમામ શફીને ખાસ તેડું મોકલીને પોતાની પાસે બોલાવ્યા અને તેમને કહી દીધું કે, "પેલા લોકોના સવાલના જવાબ તમારે આપવાના છે." દંતકથા એવી ચાલે છે કે, જ્યારે દજલા નદીને કિનારે બેઉ પક્ષના પંડિતોની સભા મળી, ત્યારે ઇમામ શફી ખાંધ ઉપર સજ્જદો (નમાજ પઢતી વખતે વાપરવાનું આસન) મૂકીને ત્યાં આવી પહોંચ્યા અને નદીના પાણી ઉપર થઇને પગે ચાલતા ચાલતા નદીના મધ્ય ભાગ સુધી ગયા. પછી તેમણે પાણીના ઉપર પોતાનો સજ્જદો પાથર્યો અને તેના ઉપર બેઠા બેઠા મોટે અવાજે કહેવા લાગ્યા કે, "જેમને મારી સાથે વાદવિવાદ કરવાની ઇચ્છા હોય તેઓ અહીં ચાલ્યા આવે."

તેમની જુવાનીના શરૂઆતના દિવસોમાં શફી મક્કા રહેવા

થાય છે. એકવાર એ સિક્કાનો પ્રચાર હિંદુસ્તાનમાં પણ હતો; કારણ કે સંસ્કૃત પુસ્તકોમાં દીનારનો ઉલ્લેખ જોવામાં આવે છે, એ ઘણું કરીને આંતરરાષ્ટ્રીય સિક્કો હોવો જોઇએ. —સેવાનંદ

ગયા હતા. તેમણે ઘણા વખત સુધી સંન્યાસીનો વેષ ધારણ કર્યો હતો. એક વાર તેમને કેટલાક લોકોએ કાબાના મંદિરની પાસે બેસીને ચંદ્રના અજવાળામાં અમુક ગ્રંથ વાંચતા દીઠા અને મંદિરની અંદરના ભાગમાં તો દીવો બળ્યા કરતો હતો, ત્યારે તેમને લોકો પૂછવા લાગ્યા કે, "તમે દીવાને અજવાળે નથી વાંચતા તેનું શું કારણ?" તેમણે જવાબ દીધો કે, "આ દીવો ફક્ત કાબાના ઉદ્દેશથીજ સળગાવવામાં આવે છે, તેના અજવાળામાં બેસીને પુસ્તક વાંચવું એ મારે માટે શકચ નથી." શફીએ પોતાની આખી જિંદગીમાં શાસ્ત્રમાં નિષિદ્ધ કરેલી વસ્તુ કદી મોઢે અડકાડી નથી.

કેટલાક લોકોએ ખલીફા હારૂન–અલ્–રશીદને એવી વાત કરી કે, "શફીએ કુરાન કંઠસ્થ તો નથી કર્યું, પણ તેમની ધારણાશક્તિ અને સ્મરણશક્તિજ અત્યંત પ્રબળ છે." હારૂનને તેની પરીક્ષા કરી જોવાનું મન થયું. રમજાન મહિનામાં એક વાર ખલીફાએ શફીને ઇમામનું કામ સોંપ્યું. શફીએ દરરોજ કુરાનનો થોડો થોડો અંશ વાંચવા માંડ્યો અને રાતની નમાજને વખતે તેને મોઢેથી બોલતા ગયા. એમ કરીને રમજાન મહિનો પૂરો થયો તેટલી વારમાં તેમણે આખું કુરાન કંઠસ્થ કરી નાખ્યું.

ઇમામ અહમદનો અભિપ્રાય એવો હતો કે, જો કોઇ માણસ ઇરાદાપૂર્વક ફક્ત એકજ વારની નમાજ ચૂકી જાય તો તે નાસ્તિક બની જાય છે. હવે જગન્માન્ય ઇમામ શફીના અભિપ્રાય મુજબ ઉપર કહ્યો તેવો માણસ ફક્ત સજાનેજ પાત્ર થાય છે, નાસ્તિક થતો નથી. એકવાર શફીએ અહમદને પૂછ્યું કે, "નમાજનો એક વાર ત્યાગ કરીને જે માણસ નાસ્તિક થઇ જાય, તેને પાછા મુસલમાન થવું હોય તો તે શી રીતે થઇ શકે?" અહમદે કહ્યું: "તે પાછો નમાજ પઢે એટલે મુસલમાન થઇ જાય." શફીએ તે ઉપરથી પૂછ્યું: "પણ જે કાફર થઇ ગયો હોય તેની નમાજ જેવી જોઇએ તેવી માન્ય થાય ખરી કે?" અહમદથી આ સવાલનો જવાબ આપી શકાયો નહિ. મુસલમાનોનાં તત્ત્વદર્શનને લગતા ઘણા સવાલજવાબ મૂળ ગ્રંથમાં છે, પણ તે બધાને અત્ર જગ્યા આપી શકાય એમ નથી.

મહાત્મા શફીએ એકવાર ઘણો સમય વ્યર્થ ગુમાવ્યો. બજાર, મસ્જિદ, મદરેસા વગેરે અનેક સ્થાનોમાં તે ફરી વળ્યા પછી ગુમાવેલો વખત તેમને જડ્યો નહિ. ત્યાર પછી તે સંન્યાસીઓના

આશ્રમમાં ગયા. ત્યાં તેમણે કેટલાક સૂફી સંન્યાસીઓને દીઠા. તેમાંના એક જણે તેમને કહ્યું: "તમે સમયના ઉપર પ્રેમ રાખશો, તો તે તમારા હાથમાંથી છટકી જશે નહિ." તે ઘડીએ શફીએ એક નોકર ભણી નજર કરીને કહ્યું: "સાંભળ્યું ને, એ શું કહે છે તે? જરા કાન દઈને સાંભળ. એ કહે છે કે, 'સમય પાછો પ્રાપ્ત થયો છે.'"

રબિય ખિસમ નામનો એક સાધુપુરુષ કહે છે કે, "શફીએ પરલોકવાસ કર્યો તે પહેલાં થોડાક દિવસ અગાઉ મેં સ્વપ્નમાં એવું દીઠું કે, મનુષ્યજાતિના આદિ પિતા આદમનું મૃત્યુ થયું છે અને લોકો તેના મૃતદેહને કબરમાં દફનાવવા સારુ લઈ જાય છે. આ સ્વપ્નમાં શું રહસ્ય હશે એવો મેં એક પંડિતને પ્રશ્ન પૂછ્યો, ત્યારે તેમણે મને કહ્યું: "જે માણસ આ જમાનામાં સર્વશ્રેષ્ઠ જ્ઞાની હશે અને જેનું જ્ઞાન બાવા આદમના સમાન હશે, તે પરલોક સિધાવી જશે." ત્યાર પછી થોડા દિવસમાંજ શફીએ પરલોકગમન કર્યું."

પોતાના મૃત્યુ અગાઉ શફી એવું બોલી ગયા હતા કે, "અમુક માણસને કહેજો કે, તે મને નવડાવીને શુદ્ધ કરી દે." તે માણસ મિસર દેશનો હતો. તે જ્યારે ત્યાં આવ્યો ત્યારે શફીની શી ઇચ્છા હતી તે બધી વાત લોકોએ તેને કહી. તેણે કહ્યું કે, "મારે તેમની લખેલી નોંધ જોવી પડશે." લોકોએ તેને તે બતાવી. તેમાં સિત્તેર હજાર તાંબાના સિક્કાના કરજની નોંધ હતી. તે માણસે શફીનું એ બધું કરજ ચૂકવી દીધું અને કહ્યું કે, "તેમણે કહ્યું હતું કે, મારે તેમને નવડાવીને શુદ્ધ કરવા, તેનો ભાવાર્થ આવો હતો."

## ઉપદેશવચન

૧. આ સંસારમાં જે માણસ અનધિકારીને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ દે છે, તે પોતાના જ્ઞાનના મહત્ત્વનો નાશ કરે છે અને જે માણસ તત્ત્વજ્ઞાનના અધિકારીને તેનો ઉપદેશ ન દેતાં તેને જ્ઞાનથી વંચિત રાખે છે, તે ધર્મવિરુદ્ધ કાર્ય કરે છે.

૨. આ સંસાર એક ટુકડા રોટલાને સાટે વેચાતો હોય તો પણ હું તેને નજ લઉં.

૩. હું કાંઇક ખાઉં એવાજ વિચાર જે માણસ પોતાના મનથી કર્યા કરે છે, તે માણસની કિંમત પેટમાંથી જે પદાર્થ બહાર નીકળે છે, તેના જેટલીજ છે.

૪. અરેરે! ફલાણાએ તો આટલા બધા રૂપિયા કમાઇને એકઠા કર્યા અને મારાથી કશુંજ થયું નહિ, એવા અફસોસના ઉદ્ગાર કદી કાઢશોજ નહિ; પણ તમારા મનમાં એવી સ્પર્ધા જાગવી જોઇએ કે, ફલાણાએ આટલી બધી તપશ્ચર્યા કરી અને અરેરે! મારાથી તેમ ન થયું. મેં પણ તેના જેટલી તપશ્ચર્યા કરી હોત તો કેવું સારું થાત! મરી ગયેલા માણસની કોઇ ઇર્ષા નથી કરતું, જીવતા માણસની પણ કોઇ ઇર્ષા ન કરે તો વધારે સારું; કારણ કે જીવતા માણસનુંજ મૃત્યુ થાય છે.

૫. આખી દુનિયાનું જ્ઞાન મારા જ્ઞાનની તોલે આવી શકતું નથી, પુણ્યાત્મા ઋષિમુનિઓના જ્ઞાનની સાથે સરખાવતાં મારું જ્ઞાન કશા હિસાબમાં નથી અને એ ઋષિમુનિઓના પણ જે ગુરુ હતા, તેમના તો એક વચનની તોલે પણ એ ઋષિઓનું જ્ઞાન આવી શકે નહિ.





# ४०—महातपस्वी इमाम अहमद हंबल

ઇમામ અહમદ ધર્માચાર્યોના સમાજના નેતા હતા અને શાસ્ત્રની વ્યાખ્યા કરનારાઓમાં તેમની પદવી ઘણી ઊંચી હતી. લોકો તેમને નિઃસ્વાર્થી, પરોપકારી, અદ્વિતીય વૈરાગ્યવાન અને પ્રતિભાશાળી પુરુષ તરીકે સન્માન આપતા હતા. હદિસશાસ્ત્રના અધ્યયનમાં તેમના સમાન નિપુણ પંડિત તે જમાનામાં બીજો કોઇ ન હતો. વૈરાગ્ય, ઈશ્વર ઉપર નિર્ભરતા અને તપની સાધના એ ત્રણ બાબતોમાં તેમણે ઘણીજ ઉન્નતિ કરી હતી. અહમદ અત્યંત મનોનિગ્રહવાન હતા અને અમોઘ પ્રાર્થનાઓ કરી શકતા હતા. તેમની કોઇ પણ પ્રાર્થના કદી વિફળ જતીજ નહિ. ઐકાંતિક શુદ્ધ આચરણ, ઊંડી ધાર્મિકતા, મનસ્વિતા અને સત્યનિષ્ઠા, એવા બધા ગુણોને લીધે તમામ વર્ગના લોકો તેમના પ્રતિ શ્રદ્ધા અને સન્માન-ભરી દૃષ્ટિથી જોતા હતા. તેમણે જોન્નુન, બશરહાફિ, સરિસક્તિ, મારૂફ ગોરખી વગેરે પુણ્યાત્મા મહર્ષિઓનાં દર્શન કર્યાં હતાં. મહર્ષિ બશરહાફિ તેમને વિષે કહે છે કે, " અહમદના ચારિત્ર્યમાં જે ઉચ્ચ પ્રકારની નીતિપરાયણતા જોવામાં આવે છે, તેનો મારામાં અભાવ છે. તેઓ પોતાને માટે અને પોતાના આખા કુટુંબને માટે ફક્ત શાસ્ત્રવિહિત રીતે પ્રાપ્ત કરેલાજ ખાદ્ય પદાર્થો મેળવવાની કાળજી રાખતા, હું તો માત્ર મારી પોતાની જાતને માટેજ તેવું કરું છું. તેમની હયાતીમાં તેમને અવિશ્વાસી લોકોના ઉપદ્રવ અને સતામણીઓ સહન કરવાં પડતાં. રખેને કોઇ શાસ્ત્રનિષિદ્ધ વસ્તુનો મારાથી ઉપયોગ થઇ જાય, તેને માટે તેઓ છેક છેલ્લી ઘડી સુધી અતિશય કાળજી રાખતા હતા, તે હરેક રીતે અતિ પવિત્ર અને સર્વોત્તમ પુરુષ હતા. "

એક દિવસ અહમદનો પુત્ર હદિસની કથા કરતાં કરતાં " ખુદાએ પોતાને હાથેજ આદમના મૃતદેહને માટી વડે ઢાંકયો હતો," એ વચનના ઉપર જ્યારે વિવેચન કરવા લાગ્યો, ત્યારે પહેરણની

બાંયમાંથી પોતાનો હાથ બહાર કાઢીને માટી વડે ઢાંકવાની ક્રિયાનો અભિનય કરતો તેને જોઇને અહમદે કહ્યું: "જ્યારે તું ખુદાના હાથની વાત કરે, ત્યારે તારે તારો પોતાનો હાથ બતાવવો નહિ."

એક જુવાન પુરુષની વૃદ્ધ માતા ઘણા વખતથી અમુક જીવલેણ વ્યાધિથી પીડાયા કરતી હતી અને પથારીવશ થઇ ગઇ હતી. એક દહાડો તેણે પોતાના છોકરાને કહ્યું: "બેટા! જો તું મને રાજી રાખવા ઇચ્છતો હોય, તો મારું કહ્યું માનીને તું ઇમામ અહમદની પાસે જા અને તેમને નિવેદન કર કે, તેઓ મારે સારુ ખુદાની પ્રાર્થના કરે. કદાચ તેમની પ્રાર્થના સાંભળીને ખુદા મને સાજી કરી દેવાની કૃપા કરે. આ માંદગીમાંથી સાજીસમી ઊઠવાની મેં આશાજ છોડી દીધી છે." તે યુવાન પોતાની માના આગ્રહને વશ થઇને ઇમામ અહમદને ઘેર ગયો અને તેમના ઘરના બારણા આગળ ઊભા રહીને સાદ કર્યો. અહમદે અંદરથી પૂછ્યું: "તમે કોણ છો?" પેલાએ કહ્યું: "હું આપની આગળ એક નિવેદન કરવા આવ્યો છું. મારી માતા ઘણા લાંબા વખતથી માંદી રહે છે, આપ તેને સારુ ખુદાની પ્રાર્થના કરો એવી તેની ઇચ્છા છે." આ વાત સાંભળીને અહમદને ઘણું લાગી આવ્યું અને કહ્યું કે, "તમારી માતાએ મને ઓળખ્યો કેવી રીતે?" પછી તેમણે તરતજ ઊઠીને સ્નાન કર્યું અને ખુદાની બંદગી કરવા બેસી ગયા. તે વખતે તેમના નોકરે આવીને તે યુવાનને કહ્યું: "તમે હવે જાઓ, ઇમામ તમારું કામ કરવા બેસી ગયા છે." તે યુવાન જ્યારે ઘેર પહોંચ્યો, ત્યારે તેણે પોતાની માને ઈશ્વરની કૃપાથી સાજી થઇ ગયેલી દીઠી.

ઇમામ અહમદ પોતાને વિષે કહે છે કે, "એક વાર મક્કાની હજ કરીને પાછા ફરતી વખતે રણમાં થઈને જતાં હું ભૂલો પડ્યો. રણમાં ચાલ્યો ચાલ્યો હું જતો હતો, ત્યાં એક જગ્યાએ મેં એક મુસાફરને બેઠેલો દીઠો. તેની પાસે જઇને રસ્તો પૂછી લેવાનો મને વિચાર આવ્યો. હું તેની પાસે ગયો ત્યારે મેં દીઠું કે, તે માણસ ભૂખ્યો હતો. મારી પાસે થોડુંક ખાવાનું હતું, તે મેં તેને આપ્યું. તેણે મને પૂછ્યું: 'અહમદ! તું ખુદાના મંદિરમાં ક્યારે જવાનો વિચાર રાખે છે? ખુદાએ તને જે જીવિકા આપી હતી, તેના ઉપર તને વિશ્વાસ ન હતો અને તેનો તેં મનથી સ્વીકાર પણ કર્યો ન હતો, તેથી તું તારી વાટ ચૂકી ગયો.' આ વાત સાંભળીને હું તો ચમકીજ ઊઠ્યો. મેં ઈશ્વરની પ્રાર્થના કરી કે, 'હે પ્રભો! તમે

તમારા આવા આવા સેવકોને શા સારુ સંતાડી રાખો છો?'"

ઇમામ અહમદ બગદાદમાં રહેતા તો હતા, પણ બગદાદનું અન્ન ખાતા ન હતા. તે કહેતા કે, "બગદાદની જમીન ખલીફા ઓમર ધર્મને માટે યુદ્ધ કરનારાઓને સારુ દાનમાં આપી ગયા છે." એટલા વાસ્તે અહમદ બગદાદની નજીક આવેલા મોસલ ગામમાંથી લોટ મંગાવતા અને તેના રોટલા બનાવીને ખાતા. તેમનો એક પુત્ર સાલેહ ઇસ્પહાન શહેરનો એક વરસ સુધી કાજી થયો હતો. તે બધો વખત નમાજ અને ઉપવાસમાંજ વ્યતીત કરતો હતો. પોતાના મકાનના બારણા આગળ એક ઓરડી બંધાવી રાખી હતી, તેમાંજ તે રાતદહાડો બેસી રહેતો હતો. કોઇ ફરિયાદી બંધ બારણું જોઇને પાછો ન જાય તે સારુ તે પોતાની ઓરડીનાં બારણાં હમેશાં ઉઘાડાં રાખતો હતો. આવી રીતે સાલેહ કાજીપણું કરતો હતો, તોપણ અહમદ તો તેના કામને અત્યંત અધર્મનું માનતા હતા. એક વાર અહમદને સારુ રોટલા તૈયાર થયા. આટાની કણેકને ફુલાવવાનું ખમીર સાલેહના ઘરમાંથી આવ્યું હતું. અહમદની આગળ નોકરે થાળી લાવીને મૂકી, કે તરતજ તેમણે પૂછ્યુંઃ "આ રોટલા શી રીતે બન્યા છે?" નોકરે કહ્યુંઃ "આપના દીકરા સાલેહને ઘેરથી ખમીર આવ્યું હતું તેમાંથી." અહમદ બોલ્યાઃ "એ તો એક વરસ સુધી ઇસ્પહાનમાં કાજીનું કામ કરી આવ્યો છે, એના રોટલા મારે ગળે ન ઊતરે." નોકરે પૂછ્યુંઃ "ત્યારે આ રાંધ્યું છે, તેનું શું કરવું?" અહમદે કહ્યુંઃ "કોઇ ભિખારી માગવા આવે તેને આપી દેજો, પણ તેને ચોખ્ખેચોખ્ખું કહી દેજો કે, 'એ રોટલાનો લોટ અહમદના ઘરનો છે, પણ તેનું* ખમીર સાલેહના ઘરનું છે, તમારે લેવા હોય તો લો.'" બન્યું પણ એવું કે, ચાર ચાર દહાડા સુધી કોઇ ભિખારી અહમદને બારણે ભીખ માગવાને આવ્યોજ નહિ. તેથી આખરે તે રોટલા દજલા નદીમાંજ ફેંકી દેવા પડ્યા.

* પંજાબ, સીમાપ્રાંત, અફગાનિસ્તાન તથા પશ્ચિમના બધા દેશોના લોકો ફુલાવેલી રોટલી બનાવે છે. આગલા દિવસની બાંધેલી કણક થોડી રહેવા દે છે, તે એક દિવસ પડી રહેવાથી તેમાં ખટાશ ઉત્પન્ન થાય છે, જે તાજી કણકમાં મેળવીને એક બે કલાક રહેવા દીધાથી રોટલા ફૂલીને ગુજરાતનાં ઢોકળાં જેવા પોચા થઇ જાય છે.

—સેવાનંદ

ઇમામ અહમદ અતિશય સંદિગ્ધ બુદ્ધિવાળા હતા. અમુક વસ્તુ શાસ્ત્રમાં નિષિદ્ધ ગણી છે અથવા તે અન્યાયની કમાણીના પૈસા વડે ખરીદી છે, એવો જરા પણ વહેમ આવતો, તો તે વસ્તુને કદી મોઢે અડકાડતાજ નહિ. આ બાબતના સંબંધમાં તેમનો કેટલો આગ્રહ હતો, તેના એક દૃષ્ટાંત તરીકે ઉપરનો કિસ્સો ટાંકવામાં આવ્યો છે.

એક વાર ઇમામ અહમદ મક્કા ગયા હતા. દરરોજ અમુક મહાત્માની પાસે જઇને શાસ્ત્રની કથાનું શ્રવણ કરવાનો તેમણે નિયમ લીધો હતો. એક દિવસ તેમનાથી તે મહાત્માની પાસે જવાયું નહિ, તેથી તેમણે અહમદની ખબર કાઢવાને સારુ માણસ મોકલ્યો. આ વખતે અહમદે પોતાનાં કપડાં ધોબીને ધોવાને સારુ કાઢી આપ્યાં હતાં. તેમની પાસે બીજાં કપડાં હતાં નહિ, તેથી એક ઓરડાની અંદર નગ્ન અવસ્થામાં બેસી રહ્યા હતા. પેલા આવનાર માણસે કહ્યું: “હું તમને આ રૂપિયા આપું છું, તેનો આપ પોતાના ખાનગી ખર્ચને માટે ઉપયોગ કરજો.” પણ અહમદે તે રૂપિયા લીધાજ નહિ, ત્યારે પેલા માણસે કહ્યું: “ત્યારે હું આપને મારાં કપડાં આપું છું તે લો. પરંતુ તે પણ તેમણે લીધાં નહિ; ત્યારે છેવટે પેલાએ કહ્યું: “આપ આ વાતનો કશો નિકાલ નહિ કરો, ત્યાંસુધી હું અહીંથી ખસવાનો નથી.” ત્યારે અહમદ બોલ્યા: “મેં એક પુસ્તક લખ્યું છે, તેને વેચી આવો અને તેને વેચતાં જે ઊપજે તેમાંથી મારે સારુ કોઇ સફેદ કાપડ લઇ આવો.” પેલાએ પૂછ્યું: “કતાન (એક જાતનું બારીક કાપડ) લઇ આવું?” તેમણે કહ્યું: “ના, દસ ગજ અસ્તર (જાડું કાપડ) લાવજો. તેમાંથી પાંચ ગજની ચાદર થશે અને પાંચ ગજનું કાંઇ કપડું સિવડાવી લેવાશે.”

ઇમામ અહમદનો એક શિષ્ય હતો, તેને ઘેર તે એક વાર અતિથિ તરીકે રહ્યા હતા. રાત્રે નમાજ પઢતી વખતે વજૂ કરવાને સારુ પાણીનો એક લોટો ભરીને તે શિષ્ય તેમની પાસે મૂકી જતો. બીજે દહાડે સવારે પણ તેજ લોટામાં તેમને પાણી આપતો. અહમદે તેને પૂછ્યું: “એના એજ લોટામાં પાણી આપવાનું શું કારણ?” તે શિષ્ય બોલ્યો: “કેમ, તેમાં શું થઇ ગયું?” અહમદે કહ્યું: “વજૂ કરવાને માટે જે લોટામાંથી પાણી લીધું હોય, તેજ લોટામાં બીજાં કામ માટે પણ પાણી આપવું એ કેવો અનાચાર? તું આટલી વિદ્યા ભણીને આવુંજ શીખ્યો?”

એક વાર તેમના કોઇ વિદ્યાર્થીએ જાહેર રસ્તા ઉપરથી માટી ખોદીને તેના વડે ઘર બંધાવ્યું. આ અપરાધને માટે તેમણે તે શિષ્યનો ત્યાગ કર્યો અને તેને કહ્યું: "જાહેર રસ્તા ઉપરથી એક નખ જેટલી પણ માટી લેવી, એ તારા જેવા વિદ્વાનને માટે બિલકુલ ઉચિત નથી."

એક વાર ઇમામ અહમદે કોઇને ઘેર એક થાળી ગીરો મૂકી હતી. જ્યારે તે પોતાની થાળી છોડાવવાને ગયા, ત્યારે તે માણસે તેમની આગળ બે થાળીઓ મૂકી દીધી અને કહ્યું: "આ બેમાંથી જે થાળી તમારી હોય તે ઓળખી લો." અહમદે કહ્યું: "મારી કઈ અને તમારી કઈ તે હું ઓળખી શકતો નથી." તેમણે બેઉમાંથી એક પણ થાળી લીધી નહિ અને પોતાની થાળી તેને આપી દઇને ચાલ્યા ગયા.

મુબારકના પુત્ર તપસ્વી અબદુલ્લાનાં દર્શન કરવાની ઇમામ અહમદને ઘણા વખતથી ઇચ્છા હતી. એક વાર અબદુલ્લા પોતેજ તેમના ઘર આગળ આવીને ઊભા રહ્યા. તેમના પુત્ર સાલેહે કહ્યું: "પિતાજી! અબદુલ્લા આપણા ઘરના બારણા આગળ આવીને ઊભા રહ્યા છે. તેઓ તમને મળવા ઇચ્છે છે." પણ અહમદે તેમને પોતાની પાસે ન આવવા દીધા. તેમના છોકરાએ કહ્યું: "પિતાજી! અબદુલ્લાને મળવાની ઇચ્છા તો તમને ઘણા વખતથી હતી અને જ્યારે હવે તે પોતેજ આપણે ઘેર આવ્યા છે, ત્યારે તમે તેમને ઘરમાં પેસવા દેતા નથી, તેનું શું કારણ?" અહમદે જવાબ દીધો: "છે તો તું કહે છે તેમજ, પણ મારા મનમાં જે વાતનો ભય છે, તે એ છે કે, હું તેમને જોઇશ તો તેમના હૃદયના મધુર અને કોમળ ભાવનો મારા હૃદય ઉપર એટલો બધો પ્રભાવ પડી જશે કે, પછી તેમના વિયોગની વેદના મારાથી સહન થઇ શકશે નહિ. એટલા માટે તેમના દર્શનની આશામાં ને આશામાં જે રીતે જીવન વ્યતીત કરું છું, તે રીતે કરતો રહીશ અને જે દુનિયામાં કદી કોઇનો વિયોગ થતોજ નથી, તે દુનિયામાં જઇને હું તેમનું દર્શન કરીશ."

એક વાર બગદાદમાં અવિશ્વાસીઓનું જોર એટલું બધું વધી પડયું કે, તેમણે બધાએ મળીને ઘાટ ઘડ્યો કે ખાસ કરીને અહમદને એટલા સતાવવા કે તેમને કુરાન ઇશ્વરપ્રેરિત નથી, પણ મનુષ્યકૃત એવું કબૂલ કરવુંજ પડે. તે વખતે બગદાદના ખલીફાની ગાદી ઉપર જે માણસ બેઠો હતો, તે પણ ઉપરોક્ત અવિ-

શ્વાસીઓની મંડળીમાં સામેલ થયો હતો. અહમદને પકડીને ખલીફાના નિવાસના દરવાજા આગળ ઊભા કરી દીધા. દરવાજા આગળ એક પહેરેગીર ઊભો હતો, તેણે અહમદને કહ્યું: "ઇમામ! તમારી મર્દાઇ સાબિત કરવાનો આ અવસર છે, જો તમે મર્દ હો તો મર્દજ રહેજો. જુઓ, મેં એક વાર ચોરી કરી હતી. મને એક હજાર ચાબુકના ફટકા માર્યા, તે બધા મેં સહન કર્યા, પણ મેં ચોરી કરી છે એવું કબૂલ તો નજ કર્યું. આખરે હું નિર્દોષ ઠરીને છૂટી ગયો. મેં જ્યારે એક જૂઠી વાતને સારુ આટલું બધું ધૈર્ય રાખ્યું હતું, ત્યારે તમારે તો સાચી વાતને સારુ ધૈર્ય રાખવાનું છે, માટે તમારે તો મારા કરતાં પણ વધારે સહિષ્ણુ થવું જોઇશે." પહેરેગીરનાં આવાં વચન સાંભળીને અહમદના હૃદયમાં ખૂબ આત્મવિશ્વાસ અને મનોબળનો સંચાર થઇ ગયો. ત્યાર પછી અવિશ્વાસીઓનું મંડળ, કે જેમાં ખલીફા પણ સામેલ થઇ ગયો હતો, તેમણે સૌએ મળીને અહમદને કહ્યું કે, "કુરાન મનુષ્યકૃત છે એવો એકરાર કરો." અહમદે એવો એકરાર કરવાની સાફ ના પાડી. તે બદલ તેમનાં કેડ સુધીનાં વસ્ત્ર ઉતરાવીને અડધા ઉઘાડા કર્યા અને મુશ્કેટાટ બાંધીને નિર્દયપણે ચાબુકનો માર માર્યો. કહેવાય છે કે, તેમના વાંસા ઉપર ત્રણ હજાર ફટકા માર્યા હતા. અહમદ બિચારા ઘરડા અને શરીરે દુર્બળ હતા. આ મારની પીડાથી તેમનું શરીર છૂટી ગયું. તેમની આખરની ઘડીએ ઘણા લોકો તેમની પથારી પાસે આવીને બેઠા હતા, તેઓમાંના કેટલાકે તેમને પૂછ્યું: "આ બધા લોકોએ તમારા ઉપર આટલો બધો જુલમ કર્યો, તેમને વિષે શું કહેવું છે?" તેમણે કહ્યું: "તેમણે મને માર મરાવ્યો તો ખરો, પણ તેમણે એ કાર્ય ઈશ્વરને ખાતર કર્યું હતું; કારણ કે તેઓ એવું માને છે કે, હું કુરાનને ઈશ્વરકૃત માનવામાં અસત્યનો આશ્રય લઇ રહ્યો છું. પરલોકમાં ઈશ્વરની આગળ મારે તેમની વિરુદ્ધ કશીજ ફરિયાદ કરવી નથી." પ્રાણ છોડતાં પહેલાં થોડી વાર અગાઉ તેમણે હાથ હલાવીને ઇશારત કરી અને મોઢેથી એટલુંજ માત્ર કહ્યું કે, "હવે બસ કરો." તેમના પુત્રે પૂછ્યું: "પિતાજી! તમે શું કહેવા માગો છો?" તેમણે કહ્યું: "અત્યારે ખરેખરો સંકટનો સમય છે, સવાલ-જવાબ કરવાનો આ વખત નથી. આ વખતે તો જેનાથી થઇ શકે તેમણે પ્રાર્થના કરીને મને સહાયતા આપ-

વી જોઇશે." તેમનો જીવ ગયા પછી જ્યારે તેમના મૃતદેહને દફનાવવાને સારુ લોકો કબ્રસ્તાનમાં લઇ જતા હતા, તે વખતે આકાશમાંના પંખીઓ ઊડી ઊડીને નીચે આવવા લાગ્યાં અને તેમના જનાજા ઉપર પાંખો ફફડાવવા લાગ્યાં એવી એક દંતકથા છે.

ઇમામ અહમદ ઈશ્વરને એવું નિવેદન કરતા કે, "હે પરમેશ્વર! જેમને તમે શ્રદ્ધા અને વિશ્વાસનું દાન દીધું છે, તેમની પાસેથી તે પાછાં ખેંચી લેશો મા અને જેમને તમે શ્રદ્ધા અને વિશ્વાસથી વંચિત રાખ્યા છે, તેમને તમે એ બે ગુણોનું દાન દેજો." આ બે પ્રાર્થનાઓનો ઈશ્વરે સ્વીકાર કર્યો હતો.

## ઉપદેશવચન

૧. હું ઈશ્વરની આગળ એવી પ્રાર્થના કરતો હતો કે, મારે સારુ ભયનું દ્વાર ઉઘાડું કરી દો, થયું પણ એમજ. મને એવો ભય લાગવા માંડ્યો છે, કે જેનાથી બુદ્ધિભ્રંશ પણ થઇ જાય.

પ્રશ્નઃ—મુક્તિ એટલે શું?

ઉત્તરઃ—જ્યારે ક્રિયાકલાપની જંજાળમાંથી છુટકારો થઇ જાય ત્યારેજ મુક્તિ થઇ કહેવાય.

પ્રશ્નઃ—નિર્ભરતા એટલે શું?

ઉત્તરઃ—ઈશ્વરમાં એકાંત વિશ્વાસ સ્થાપન કરવો તે.

પ્રશ્નઃ—સ્વીકૃતિ (શરણાગતિ) કોને કહેવાય?

ઉત્તરઃ—ઈશ્વરને પોતાનાં તમામ કર્મ અર્પણ કરી દેવાં તેનું નામ સ્વીકૃતિ.

પ્રશ્નઃ—પ્રેમ એટલે શું?

ઉત્તરઃ—આ પ્રશ્ન બશર હાફિને પૂછજો. જ્યાંસુધી તે જીવતા છે, ત્યાંસુધી આ સવાલનો ઉત્તર હું નહિ આપું.

પ્રશ્નઃ—વૈરાગ્ય એટલે શું?

ઉત્તરઃ—વૈરાગ્યના ત્રણ પ્રકાર છે. જેમકે (૧) શાસ્ત્રનિષિદ્ધ વસ્તુઓનો ત્યાગ કરવો, એ સામાન્ય પ્રકારનો વૈરાગ્ય છે; (૨) શાસ્ત્રવિહિત વસ્તુઓને જરૂરિયાતના કરતાં વધારે પોતાની પાસે રાખવી નહિ. એ તેનાથી ઊંચો અને વિશેષ પ્રકારનો વૈરાગ્ય છે; (૩) ઈશ્વરથી આપણને જુદા કરવાના સ્વભાવવાળું જે કાંઇ હોય, તે બધાનો સદંતર ત્યાગ એ સૌથી ઊંચા પ્રકારનો અને ઋષિઓનો વૈરાગ્ય છે.



# ४१-महातपस्वी अबु उसमान सयिद मग्रबी

અબુ ઉસમાન સયિદના પિતાનું નામ સલામ હતું. તેમની સાધનાની કઠોરતાનો આડો આંક ન હતો. સત્યલોકમાં પ્રકાશમાન થનારાં નિગૂઢ તત્ત્વોને લોકસમક્ષ સમજાવવાનું કામ તેમનું કહેવાય છે. વાસ્તવિક રીતે હજરત મહમ્મદ પયગંબર (સલ૦)ના ઉત્તરાધિકારી અને તે સમયના મુખ્ય ધર્માચાર્ય તથા સર્વશ્રેષ્ઠ સાધક તરીકે તેમનીજ ગણના થતી હતી. તેમનો બધો સમય ઈશ્વરના સતત સ્મરણ અને ચિંતનમાં વ્યતીત થતો હતો. તેઓ ભારે વિદ્વાન પણ હતા. તત્ત્વજ્ઞાનના વિષય ઉપર તેમના રચેલા અનેક ગ્રંથ લોકોમાં પ્રચલિત છે, તેમણે અનેક સંતમહાત્માઓનાં દર્શન કર્યાં હતાં અને અમુક વખત સુધી મક્કા શહેરમાં પણ રહ્યા હતા.

અબુ ઉસમાન સયિદે પોતાના ધર્મજીવનનાં પહેલાં વીસ વરસ તદ્દન એકાંત સ્થાનમાં વ્યતીત કર્યાં હતાં. લોકોના સંસર્ગનો એકદમ ત્યાગ કરીને તેમણે કાં તો અરણ્યોમાં અથવા રેતીના ઉજ્જડ રણમાં રહેવાનું પસંદ કર્યું હતું. આવી જગ્યાઓમાં રહીને તેમણે અત્યંત ઉગ્ર, કઠોર અને કષ્ટદાયક સાધનાઓ અને તીવ્ર વૈરાગ્યનું પાલન કરી કરીને, પોતાની કાયાને બાળીને એવી સૂકી લાકડા જેવી, દુર્બળ અને કૃશ કરી નાખી હતી કે, તેમના શરીરમાં હાડકાં અને ચામડી સિવાય બીજું કાંઇ રહ્યુંજ ન હતું. તેમની આંખો ઊંડા ખાડામાં ઊતરીને જરા જરા ટમટમ્યા કરતી હતી અને તેમના આખા શરીરમાં નામમાત્રની મનુષ્યની આકૃતિજ અવશિષ્ટ રહેવા પામી હતી. આટલી તપશ્ચર્યા કરી રહ્યા પછી તેઓ પાછા જનસમાજની વચ્ચે આવીને રહેતા થયા અને મનુષ્યોની સાથે પ્રેમબંધનથી બંધાઇને રહેવું એ ધર્મ છે, એવી ઈશ્વરની સૂચના તેઓ સમજી ગયા હતા. વનવાસમાંથી પાછા

આવ્યા પછી તેઓ મક્કા જવાને સારુ ચાલતા થયા. મક્કાનિવાસી સાધુસંતોને તેમના આગમનના સમાચાર મળ્યા હતા, તેથી તેઓ બધા તેમનો સત્કાર કરવાને સામે આવ્યા. જ્યારે તે બધા સંતોએ અબુ ઉસમાન સયિદને જોયા, તે વખતે તેમના શરીરની આકૃતિ એટલી બધી વરવી અને બદલાઈ ગઈ હતી કે, તેમનામાં ફક્ત જરા જરા જીવજ રહી ગયો હતો એવું કહીએ તો ચાલે. લોકોએ તેમને પૂછ્યું, "અબુ ઉસમાન! તમે જેવી રીતે વીસ વરસ વ્યતીત કર્યાં છે, તેવી રીતે કરે એવો બીજો કોઇ પણ મનુષ્ય હોય એવું અમે માનતા નથી. હવે અમને તમારાં દર્શન થયાં છે, તો આવો, અમારી સાથે બેસો અને તમે શા હેતુથી વનવગડામાં અને રેગીસ્તાન-માં ચાલ્યા ગયા, ત્યાં જઇને તમે કેવાં કેવાં આધ્યાત્મિક દર્શનો કર્યાં, કઇ જાતની ધર્મની કમાણી કરી, ઈશ્વરના કેવા કેવા અનુભવો મેળવ્યા અને વનવાસ છોડીને શા કારણથી પાછા ચાલ્યા આવ્યા તે બધું અમને કહો." ત્યારે અબુ ઉસમાન બોલ્યાઃ "પાર્થિવ જીવનના મૂળનું ઉચ્છેદન કરવાને સારુ હું ગયો તો હતો, પણ તેના મૂળ સુધી મારો હાથ પહોંચ્યો નહિ. ત્યાર પછી મેં એક દૈવવાણી સાંભળી કે, 'અબુ ઉસમાન! જીવનની શાખાઓમાં આમતેમ ભ્રમણ કરતા રહો, મસ્ત હાલતમાં પડી રહો, એવું કરવાથી તમને સત્ય ભાવનાઓ અને વિચારોનું સ્ફુરણ થશે અને તમારા અંતઃ-કરણમાં તેમની દૃઢ પ્રતિષ્ઠા થઇ જશે. જીવનના મૂળનું ઉચ્છેદન કરવાનું કામ તમારું નથી.' આવું સાંભળ્યાથી હું નિરાશ થઇને પાછો આવ્યો છું."

મહર્ષિ અબુ ઉસમાન સયિદ પોતાને વિષે કહે છે કે, "મારી સાધનાની શરૂઆતની અવસ્થામાં વારંવાર એવો કોઇ ભાવતરંગ મારા મનમાં ઊછળી આવતો કે, કોઇ મને આકાશમાં ઉરાડીને પાછો જમીન ઉપર અફાળી મારે, તો તે મને સ્નાન અને ભોજનના કરતાં વિશેષ પ્રિય લાગે. ઈશ્વરના ગુણ ગાવામાંથી હું જેટલો વખત મારા મનને પાછું ખેંચી લેતો, જેટલો વખત ઈશ્વરના સ્મરણ કીર્તનના મધુર રસના આસ્વાદથી હું વંચિત રહેતો, તેટલો વખત મને પાર વિનાનું દુઃખ થતું. બીજાં બધાં તમામ દુઃખકલેશ વગે-રેના કરતાં પણ પેલું દુઃખ મને અતિશય કષ્ટદાયક લાગતું. ઈશ્વરનું ચિંતન કરતાં કરતાં મારા મનની અંદર મને એવા એવા અલૌકિક અનુભવો થયા કરતા કે, જો હું તેમની વાત બીજા કોઇની આગળ

કહું, તો તેઓ તેને અદ્દભુત વ્યાપાર માન્યા વિના રહેજ નહિ. હું મનથી એવું ઇચ્છતો કે, મને બિલકુલ ઊંઘજ ન આવે તો કેવું સારું કે જેથી કરીને હું આખી રાતની રાત ઈશ્વરનાં ગુણગાન કરવાની મજા ચાખ્યાજ કરું અને તેમાંથી હું કદી નિવૃત્ત થાઉંજ નહિ. એવો શો ઉપાય કરું કે જેથી મને ઊંઘ આવેજ નહિ, એવો વિચાર કરતાં કરતાં મને એક તદબીર સૂઝી. તે એ હતી કે દોઢ વેંત જેટલા ચીકણા લપસણા પથ્થરના ઉપર હું બેસતો અને તે પથ્થરને મેં એવી જગ્યાએ ગોઠવી રાખ્યો હતો કે ત્યાંથી જો હું જરાક લપસું, તો નીચેની પાતાળઊંડી ખોમાં પડીને મારાં હાડકાં-પાંસળાંનો ભોરકૂટો થઈ જાય. પથ્થર પણ એવો હતો કે, ઊંઘવાની વાત તો દૂર, પણ જાગૃત અવસ્થામાં પણ તેના ઉપર નિરાંતે કે નિર્ભયપણે બેસી શકાય નહિ. આગળપાછળ બીજા કશાનો આધાર નહિ, વાંસો દુખે ત્યારે તેને ટેકો આપવાનું કશું મળે નહિ, એવી સ્થિતિમાં આ નાનકડા પથ્થરના ટુકડા ઉપર હું બેસી રહેતો, પણ ચાલુ ઉજાગરાને લીધે આવી સ્થિતિમાં પણ મને ઊંઘનું ઝોકું આવી જતું."

એક માણસ અબુ ઉસમાનની પાસે આવીને મનમાં એવો વિચાર કરવા લાગ્યો કે, ઘણું કરીને તે મારી પાસે કાંઇક માગશે. પણ મહર્ષિ પોતાના જ્ઞાનબળ વડે તેના મનનો ભાવ સમજી જઈને તેને કહેવા લાગ્યાઃ "બીજાની પાસેથી કશાની આશા રાખવી, કોઇ વસ્તુને માટે બીજાની આગળ માગણી કરવી, એ મારે માટે યોગ્યજ ન કહેવાય."

ઇમામ અબુ બેકર ફ્રઓરક કહે છે કે, "અબુ ઉસમાન સચિદને મોઢેથી મેં એવી વાત સાંભળી હતી કે, કોઇની સાથે કોઇને પોતાને વિષે વાતચીતને પ્રસંગે તે એવું બોલી ગયા હતા કે, 'ઈશ્વરના સંબંધમાં મારી એવી માન્યતા હતી કે, તે છે તો ખરો, પણ અમુક ઠેકાણેજ રહે છે અને ત્યાંથી બહાર જઇ શકતો નથી.' ત્યાર પછી જ્યારે હું બગદાદ ગયો ત્યારે મારા મનમાં સાચા વિશ્વાસનો ઉદય થયો. પછી મને દૃઢ પ્રતીતિ થઇ ગઇ કે, ઈશ્વર અમુક સ્થાનની સાથે બંધાઇ ગયેલ નથી. તે અરસામાં મેં મક્કામાં રહેતા તપસ્વી સંતસાધુઓને પત્રદ્વારા જણાવી દીધું કે, બગદાદમાં આવ્યા પછી હું નવીન વિચારને માનતો થયો છું."

અબુ ઉસમાન એક વાર પોતાના નોકરને કહેવા લાગ્યાઃ "લોકો તને પૂછે કે તારો ઉપાસ્યદેવ હાલ કેવી અવસ્થામાં રહે છે, ત્યારે તું તેમને શો જવાબ દઇશ?" નોકર બોલ્યોઃ "હું એવું કહીશ કે, જે અવસ્થામાં તે અનાદિકાળથી રહેતો આવ્યો છે, તેની તેજ અવસ્થામાં આજે પણ છે." અબુ ઉસમાને પૂછ્યુંઃ "અને જો તેઓ તને એવું પૂછે કે તારો દેવ અનાદિકાળથી કેવી અવસ્થામાં રહેતો આવ્યો છે, ત્યારે તું શું કહીશ?" નોકર બોલ્યોઃ "હું એવું કહીશ કે, તે જેવો હાલમાં છે તેવીજ સ્થિતિમાં પહેલાં પણ હતો." મહર્ષિએ કહ્યુંઃ "શાબાશ, તારો જવાબ ઘણોજ મજાનો છે."

અબદુર્ રહેમાન સોલિમ કહે છે કે, "એકવાર હું મહર્ષિ અબુ ઉસમાન સયિદની પાસે બેઠો હતો, એવામાં કોઇ પાસેના કૂવામાંથી ગરગડીમાં દોરડું ભેરવીને પાણી ખેંચવા લાગ્યું. તેનું દોરડું અને ગરગડીનું પૈડું એ બેની ભેગી ક્રિયા થવાથી અમુક જાતનો અવાજ થવા લાગ્યો. મહર્ષિએ મને પૂછ્યુંઃ 'આ ગરગડી શું બોલે છે તે તમે સમજ્યા?' મેં કહ્યું, 'મને તો એમાં કાંઇ સમજણ પડતી નથી.' ત્યારે તેમણે કહ્યું કે, "પૈડું અલ્લા અલ્લા એવું બોલે છે.' મને આ ઉત્તર સાંભળીને મનમાં એવી પ્રતીતિ થઇ કે, જે માણુસ ઈશ્વરના સંગીતનું શ્રવણ કરવાની ઇચ્છા રાખતો હોય અને તે છતાં પક્ષીઓના કલરવ, વૃક્ષોના પત્રોમાંથી નીકળતો મર્મર ધ્વનિ, પવનનો સુસવાટ, એવા પ્રાકૃતિક ધ્વનિમાં ઈશ્વરના સંગીતના સૂર સાંભળવા જો તે અસમર્થ હોય, તો ઈશ્વરનું સંગીત સાંભળવાની તેની આશા વ્યર્થ છે."

એક વાર અબુ ઉસમાન નામજપના રસાસ્વાદનથી ઉન્મત્ત બની જઇને મસ્ત હાલતમાં પોતાની એકાંત જગ્યા છોડીને બહાર ચાલ્યા આવ્યા અને બોલવા લાગ્યાઃ "અરે ઓ અલ્લાના નામની સાધના કરનારાઓ! બોલો 'લા ઇલાહ ઇલ્લિલ્લાહ.'" આ પ્રમાણે ઇસ્લામના મહામંત્રનું તે એવું ચૈતન્યયુક્ત ઉચ્ચારણ કરવા લાગ્યા કે, તે મહાવાકયના તેજ અને બળ વડે સાંભળનારાઓનાં હૃદયમાં જે જે ભલાભૂંડા વિચારો ભર્યા પડ્યા હતા, તે બધાને તેમણે એકદમ દૂર કરી દીધા.

અબુ ઉસમાન એકસો ને ત્રીસ વરસ જીવ્યા હતા. તે કહે છે કે, "મારા યૌવનકાળથી માંડીને મારા આટલા લાંબા જીવનમાં,

ઈશ્વરની દયાની આશા સિવાય બીજા કોઈ પણ ભાવને મારા હૃદયમાં સ્થાન મળ્યું નથી.” હિજરી સંવત ૩૧૩ની સાલમાં નેશાપુર શહેરમાં અબુ ઉસમાન સયિદ પરલોકવાસી થયા. છેક છેલ્લી ઘડીએ તેમણે સંગીત સાંભળવાની ઇચ્છા દર્શાવી અને તે સાંભળતાં સાંભળતાં તેમણે પ્રાણ ત્યાગ કર્યો.

## ઉપદેશવચન

૧. ઈશ્વરનો સેવક જ્યારે વાસ્તવિક રીતે ઈશ્વરના ગુણ ગાવા તૈયાર થાય છે, ત્યારે તે એક નદીના જેવો બની જાય છે. તેવે વખતે ઈશ્વરના આદેશ વડે આમતેમ વહી જતાં નવજીવનનાં અનેક ઝરણાં તેના તરફ વહેવા માંડે છે અને તેનામાં આવીને મળી જાય છે. ઈશ્વરના ગુણાનુવાદ ગાઈને જે પ્રકાશની તેને પ્રાપ્તિ થાય છે, તેના વડે તે સમસ્ત દર્શનીય વિષયોનું દર્શન કરે છે. સાચો એકત્વવાદ તેનામાં પૂર્ણતાને પામે છે. ઈશ્વરના ગુણાનુવાદ ગાવામાં સાધકને એવા માધુર્યનો અનુભવ થાય છે કે, તેના રસના આસ્વાદને સારુ તેની ઉત્કંઠા અત્યંત વધી જાય છે, તે પોતાના અસ્તિત્વનેજ ગુમાવી દેવા ઇચ્છે છે અને મૃત્યુની આકાંક્ષા કરે છે.

૨. જે માણસના હૃદયમાં તત્ત્વજ્ઞાન અને ઈશ્વરના ગુણાનુવાદ એ બેના પ્રતિ અનુરાગ ઉત્પન્ન થયો છે, તે અનુરાગનો મૃત્યુ પણ ધ્વંસ કરી શકતું નથી; એટલુંજ નહિ પણ તેના મૃત્યુ પછી તેના આનંદમાં અને અનુરાગમાં સેંકડોગણો વધારો થાય છે. એવું થવાનું કારણ એ છે કે, મૃત્યુ થયાથી અનુરાગને વિક્ષિપ્ત કરનારાં જે જે કારણો હતાં, તે બધાં દૂર થઈ જાય છે અને તેનો શુદ્ધ પ્રેમ દૃઢ થઈ જાય છે.

૩. જે માણસ લોકસંસર્ગનો ત્યાગ કરીને એકાંતવાસનો આશ્રય લે છે, તેના હૃદયમાંથી એક ઈશ્વરના સ્મરણને બાદ કરીને બીજા તમામ વિષયોના સંસ્કાર એકદમ વિલુપ્ત થઈ જવા જોઈએ, ઈશ્વરને પ્રસન્ન કરવાની એકમાત્ર કામના સિવાય બીજી તમામ કામનાઓની નિવૃત્તિ થઈ જવી જોઈએ અને તેના જીવનનું લક્ષ્ય એક ઈશ્વર સિવાય બીજા કશા ઉપર હોવું ન જોઈએ. આવી અવસ્થા જેની ન થાય, તેને માટે એકાંત સ્થળનું સેવન વિપત્તિ અને મૃત્યુનું કારણ નીવડશે.

૪. જ્યાંસુધી સાધનામાં અને નીતિનિયમોના પાલનમાં

અપૂર્ણતા રહી જાય, ત્યાંસુધી જીવનની ખાસ ઉન્નત ભૂમિકા ઉપર જઈ શકાતું નથી.

૫. આત્માભિમાની (અર્થાત્ પોતાના ઉપાધિયુક્ત અહંનું અભિમાન રાખનાર)ના કરતાં પાપી વધારે સારો છે; કારણ કે પાપી પોતે પાપી છે એવું કબૂલ કરે છે અને તેથી તે વિનીત રહે છે, પણ આત્માભિમાની તો પોતાના અભિમાનની લોહશૃંખલાથી બંધાઈ જાય છે.

૬. જે માણસ દીન અને ધાર્મિક લોકોનો સંગ કરવાનું મૂકીને ધનવાન લોકોના સંસર્ગનો આશ્રય ગ્રહણ કરે છે, તેના અંતરને પરમેશ્વર મૃત્યુ અને અંધકાર વડે ઢાંકી દે છે.

૭. જે માણસ લોભને વશ થઈને ધનવાનોનું આપેલું અન્ન લેવાને સારુ પોતાનો હાથ લાંબો કરે છે, તેનો આત્મા કદી પણ મુક્તિ મેળવી શકતો નથી; તેની કોઈ પણ ફરિયાદ તરફ ઈશ્વર લક્ષ આપતો નથી.

૮. કોઈ માણસ વિપત્તિગ્રસ્ત થવાથી છેકજ નિરુપાય થઈ ગયો હોય અને એવી અવસ્થામાં ધનવાનનું આપેલું અન્ન લે, તો તેને માટે તેનો દોષ લાગુ પડતો નથી.

૯. જે માણસ બીજાના દોષની ચર્ચા કરવામાં રસ લે છે, તે પોતાના જીવનની ભારે ક્ષતિ કરે છે.

૧૦. આપણે કોઈને કહીએ કે, પેલા ઝાડને મૂળ સહિત ઉખાડીને ફેંકી દો અને તે માણુસ તે કામને સહજ સમજીને તરતજ તેને ઉખાડવા મંડી જાય, તો તેના ગમે તેટલા પ્રયત્નો છતાં તે સફળ નહિ થાય. ત્યાર પછી જો તે માણુસ મનમાં એવો વિચાર કરે કે, જરાકવાર હું ધીરજ રાખું તો તેમ કરવાથી મારામાં અધિક બળ આવશે અને પછી હું તે વૃક્ષને સહેલાઈથી ઉખાડીને ફેંકી દઈશ, આવું ધારીને તે જેટલો વધારે વિલંબ કરતો જશે, તેટલું તે ઝાડ ઊલટું વધારે મજબૂત બનતું જશે અને તે પોતે તેટલો વધારે નબળો પડતો જશે. આથી કરીને તે ઝાડને ઉખાડવાનું કામ પહેલાં હતું, તે કરતાં પણ વધારે દુષ્કર થઈ પડશે. પોતાના અંતરમાં ઊંડાં મૂળિયાં નાખીને મજબૂત થઈ ગયેલા પાપવૃક્ષને ઉખાડવાનું કામ પણ બરાબર આવુંજ જાણવું.

૧૧. જે માણુસને એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં જવાની ઇચ્છા હોય, તેને માટે ખાસ જરૂરની વાત એ છે કે, તેણે સૌથી પ્રથમ પોતાની કામનાઓ અને પ્રવૃત્તિ (ઇન્દ્રિયોની)ની ભૂમિકા ઉપરથી આઘા ખસી જવું.

૧૨. મનુષ્યના અંતરનાં બે મુખ છે, એક મોઢું બાહ્ય જગત તરફ છે, તેની મારફતે ફક્ત બાહ્ય સંસારને લગતા વિચારો અને ભાવનાઓનો તેના મનમાં ઉદય થાય છે; બીજું મોઢું આભ્યંતરિક જગત ભણી આવેલું છે, તેના વડે તેનામાં આધ્યાત્મિક ભાવોનો સંચાર થાય છે. જ્યારે પહેલા મોઢાની સાથે સંબંધ રાખનારા ભાવોની છાયા બીજી બાજુના મોઢા ઉપર પડે છે, ત્યારે તે પણ પહેલા મોઢાના જેવીજ આકૃતિ ધારણ કરે છે; એવી રીતે જ્યારે બીજા મોઢાના ભાવ, જેને જ્યોતિ કહે છે, તે જ્યારે પહેલા મોઢા ઉપર પડે છે, ત્યારે બાહ્ય જગત પણ આધ્યાત્મિક જગતના જેવુંજ દેખાવા માંડે છે.

૧૩. ધર્મના માર્ગનો પરિત્યાગ કરનારાઓ એટલા કારણથી તેનો પરિત્યાગ કરે છે કે, તેઓ નિત્ય પાળવાના સાધનાના નિયમોનું અને વિશેષ પ્રકારના સાધનવિધિનું ઉલ્લંઘનજ કરતા આવ્યા છે.

૧૪. ઉત્તમ પ્રકારનો મિત્ર તો તેજ કહેવાય કે, જેને તમે તમારો પોતાનો ભાઇ ગણીને જેટલી સ્વાધીનતા તમે તમારે પોતાને માટે ઇચ્છો તેટલી સ્વાધીનતા તમે તેને આપો, જેની કોઇ પણ વસ્તુ લઈ લેવાની તમને ઇચ્છાજ ન થાય, જે તમને ગમે તેટલો પજવે તોપણ તમે તે બધું સહન કરો, જે પોતાની ભૂલ કબૂલ કરે તો તરત તમે તેને માફી આપી દો, જેના પ્રતિ તમે હમેશાં ન્યાયયુક્ત આચરણજ કરો અને તેના બદલામાં તેના તરફથી ન્યાયયુક્ત આચરણની આશા ન રાખો, તમે જેના અનુગત થઇને રહો પણ જેને તમારો અનુગત બનાવવાનો તમારા મનમાં વિચાર પણ ન આવે, જે તમારા ઉપર જરા જેટલો ઉપકાર કરે તો તમે તેને ઘણો મોટો માની લો અને તમે તેના ઉપર જે ઉપકાર કરો તેને તમે અતિ સામાન્ય અથવા તુચ્છ સમજો, આવો માણુસ કોઇ હોય, તો તે તમારો મિત્ર અને તેનો સંગ તે સાચા મિત્રનો સંગ.

૧૫. જે જે બાબતો લોકોમાં ચર્ચાય છે, તે બધીમાં સૌથી

સારામાં સારી બાબત પોતાનાજ જીવનને લગતી ચર્ચા છે અને પોતાના કાર્યોના પ્રતિ ખૂબ સાવધાનીપૂર્વક દૃષ્ટિ રાખવી અને એક ક્ષણવારને માટે પણ પોતાનાં કાર્યો ઉપરના ચોકીપહેરાને ઢીલો ન કરવો એ સારામાં સારું કાર્ય છે.

૧૬. વિધાતાના નિયમોના તાબામાં પોતાની તમામ ઇન્દ્રિયો રહે એવું તેમના સૌના ઉપર દબાણ કરવું એજ સાચી તપશ્ચર્યા છે. કોઇ પણ વિષયનું જ્ઞાન મેળવતાં પહેલાં તેનાથી વિપરીત વિષયનું જ્ઞાન જરૂરી છે. કપટીપણાને સારી રીતે ઓળખતાં ન આવડે અને તેનાથી પૂરેપૂરો છુટકારો ન થઇ જાય ત્યાંસુધી કોઇ પણ પ્રેમીજનનો પ્રેમ વિશુદ્ધ અને સ્થિર થઇ શકતો નથી.

૧૭. આદેશ મળ્યા પછી તે આદેશને અનુસરીને કાર્ય કરવું એજ સાચું દાસત્વ (ઇશ્વરનું) છે.

૧૮. (ઇશ્વરે આપેલી) સંપત્તિને માટે પૂર્ણ કૃતજ્ઞતા દર્શાવવાની પોતાની અસમર્થતાનું ભાન થવું, એનુંજ નામ સાચી કૃતજ્ઞતાનો સ્વીકાર.

૧૯. સંસારની સાથેના પોતાના સંબંધોને તોડી નાખવા, લોકોના સંસર્ગથી દૂર રહેવું અને સત્યની સાથે સદા સંયુક્ત રહેવું એનું નામ મુક્ત અવસ્થા.

૨૦. સુખના દિવસમાં મૃત્યુની સાથે સ્નેહ કરવો એ અનુરાગનું લક્ષણ છે. ધર્મની શિક્ષા લેવાનો આરંભ કરનારાઓને માટે સંસાર પ્રતિ વૈરાગ્ય પેદા થાય એ એક ઘણું સારું લક્ષણ કહેવાય, પણ જેઓ ધાર્મિક સાધનાઓમાં ઊંચી અવસ્થાએ જઇ પહોંચ્યા હોય, તેમને માટે વૈરાગ્ય એ કાંઇ બહુ ઊંચા પ્રકારનું લક્ષણ નથી મનાતું.

૨૧. તત્ત્વદર્શીઓની દૃષ્ટિ તત્ત્વજ્ઞાનના પ્રકાશ વડે ઉજ્જવળ થયેલી હોય છે. તેઓ એવી તેજયુક્ત દૃષ્ટિની સહાયતાથી આશ્ચર્યકારક આધ્યાત્મિક વ્યાપારનું દર્શન કરી શકે છે.





# ૪૨–મહાતપસ્વી અબુલ્ કાસિમ નશોરાબાદી

તપસ્વીઓમાં શ્રેષ્ઠ એવા મહાતપસ્વી અબુલ્ કાસિમ જેવા ઉચ્ચ કોટિના પ્રેમીભક્ત હતા, તેવા તે તત્ત્વદર્શી જ્ઞાની પણ હતા. પ્રેમની જ્વાલાથી તેઓ બધો વખત બળ્યા ને બળ્યાજ રહેતા હતા અને પ્રેમમદિરાનું પાન કરીને સદાય ઉન્મત્ત હાલતમાં જોવામાં આવતા હતા. તે આ દુનિયાના નહિ પણ જીવન્મુક્તોની દુનિયાના વાસી હતા અને પોતાના જમાનાના મનુષ્યોમાં સર્વશ્રેષ્ઠ ગણાતા હતા. તેમના સમકાલીન પુરુષોમાંના કોઇની તેમની સાથે સરખામણી કરી શકાતીજ નથી. તે સર્વલોકવંદ્ય અને મહામાન્ય અદ્વિતીય પુરુષ હતા. નાના પ્રકારની વિદ્યાઓમાં તે પારંગત હતા, ખાસ કરીને પ્રાચીન પૌરાણિક કથાઓ અને હદિસશાસ્ત્ર, એ બે વિષયમાં તેમણે અતિશય પારદર્શિતા પ્રાપ્ત કરી હતી. એ બેઉ વિષયોને લગતા કેટલાક ઉત્તમ ગ્રંથો તેઓ લખી ગયા છે. સાધનાની પ્રણાલી અને તેમાં સમાવિષ્ટ કરેલાં નિગૂઢ તત્ત્વોનો ભેદ સમજવા જેવી સૂક્ષ્મ અને સુસંસ્કૃત દૃષ્ટિની તેમને ઈશ્વરી બક્ષિસ હતી અને તેમનું એ વિષયોનું અધ્યયન અતિ ગંભીર હતું. પ્રેમ અને ભાવોચ્છ્વાસના પ્રબળ તરંગથી તેમનું હૃદય સર્વદા વિક્ષુબ્ધ રહેતું હતું. ઈશ્વરવિરહની વ્યાકુળતા તેમને બધો વખત અસ્થિર કરી રાખતી હતી. મહર્ષિ શબ્લિના પરલોકગમન પછી ખુરાસાન પ્રદેશના મુસલમાનોના મુખ્ય ધર્માચાર્યનું પદ અબુલ્ કાસિમને મળ્યું હતું. શબ્લિનું શિષ્યત્વ ગ્રહણ કરીને તેઓ સાધનાને પંથે અગ્રેસર થયા હતા અને સદબારિ, મુર્તાશ તથા બીજા અનેક તપસ્વીઓ–મહર્ષિઓનાં દર્શનનું સૌભાગ્ય તેમને પ્રાપ્ત થયું હતું. સહિષ્ણુતા, ઈશ્વરનિર્ભરતા અને સાધનપરાયણતા, એ ત્રણ ગુણો તેમનામાં અ-

સાધારણ પરિમાણુમાં હતા. ખુરાસાન દેશમાં નશોરાબાદ નામના એક ગામમાં તેમને જન્મ થયો હતો, પણ પાછળથી તેઓ મક્કા ગયા હતા અને ત્યાંનાજ નિવાસી થઇ ગયા હતા. નેશાપુર શહેરના લોકોએ તેમને પોતાના શહેરમાંથી કાઢી મૂકયા હતા. તેનું કારણ એવું હતું કે, એક વાર અબુલ્ કાસિમનો પ્રેમોન્માદ એટલો બધો પ્રબળ થઇ ગયો કે, તેમણે પહેરેલી ઇજાર કાઢી નાખીને કેડે વીંટાળી અને પછી નગ્ન અવસ્થામાં અગ્નિપૂજકોએ પ્રતિષ્ઠિત કરેલા અગ્નિકુંડની આસપાસ પ્રદક્ષિણા કરવા મંડી ગયા. તે જોઇને લોકો તેમને પૂછવા લાગ્યાઃ "અરે ! આ તમને થયું છે શું ?" ત્યારે મહર્ષિ અબુલ્ કાસિમ બોલ્યાઃ "સાંભળો, હું મારી પોતાની મનની હાલતને લીધે અતિશય આકુળવ્યાકુળ થઇ ગયો છું, કેમે કરતાં મને ચેન પડતું નથી. હું ઘણાં વરસ સુધી કાબાના મંદિરમાં ભટકયો; જેને સારુ હું દીવાનો બની ગયો છું, તેને મેં ઘણોએ શોધ્યો, પણ કોઇ પણ ઠેકાણે હું તેને જોવા પામ્યો નહિ. હવે મને એવો વિચાર આવ્યો કે, તે વખતે અગ્નિપૂજકોના અગ્નિકુંડમાં તો નહિ સંતાઇ ગયો હોય ? એમ ધારીને તે સ્વર્ગીય વસ્તુની ઝાંખી કરવાની આશાએ, તેની દિવ્ય સુવાસની જરા જેટલી લહેર સૂંઘવાની આશાએ, હું અગ્નિકુંડની આસપાસ ફાંફાં મારું છું. મારી એવી વિચિત્ર અવસ્થા થઇ ગઇ છે કે, હું ઘડી પછી શું કરી બેસીશ તે હું જાણી શકતો નથી અને તે મારા હાથમાં નથી."

એક દહાડો અબુલ્ કાસિમ અમુક યહૂદીની પાસે જઇને તેને કહેવા લાગ્યા કે, "મને તું અડધા પૈસાનું દાન કર, મારે તેના વડે અમુક વસ્તુ ખરીદવી છે." તે યહૂદીએ કહ્યું: "જાઓ, જાઓ, નકામા મારું માથું ન ખાઓ." તોપણ અબુલ્ કાસિમ બીજી વાર તેની પાસે ગયા, પહેલાંના જેવી માગણી કરી અને અપમાનિત થયા. આ પ્રમાણે તેમનું ફરી ફરીને અપમાન થયું; તોંપણ તેમના મનની અવસ્થામાં કશો ફેરફાર થયો નહિ. આખરે તે યહૂદીનેજ કહેવું પડયું કે, "અરે ! તું કેવો માણસ છે ? અડધા પૈસાને સારુ તું આટલું આટલું અપમાન સહન કરે છે અને છતાં તું તારો નિશ્ચય જરા પણ બદલતો નથી ?" અબુલ્ કાસિમ બોલ્યાઃ "જે પુરુષ વૈરાગ્યવાન છે, તે પોતાના નિશ્ચયમાંથી ચલાયમાન થાયજ કેમ ? એવા લોકોના જીવનની એવી

ગંભીર અવસ્થા થાય છે કે, તેમના ઉપર પર્વત તૂટી પડે તોપણ તેનાથી તેઓ વિચલિત થતા નથી અને કોઇ વાર તેઓ એવા સુકોમળ પણ થઇ જાય છે કે, ઘાસનું એકાદ પાંદડું પણ તેમનાથી સહન થતું નથી." તે ઉપરથી તે યહૂદીના હૃદયમાં દિવ્ય ભાવે પ્રવેશ કરીને તેને મુગ્ધ બનાવી દીધો.

એક વાર મહર્ષિ અબુલ્ કાસિમે એવું દીઠું કે, કેટલાક લોકો કાબાના મંદિરની પ્રદક્ષિણા કરતા જાય છે અને અંદર અંદર વાતો કરતા જાય છે, તે ઉપરથી પોતે થોડાંક જલાઉ લાકડાં અને દેવતા લઇ આવ્યા. લોકો તેમને પૂછવા લાગ્યા કે, "આ લાકડાંનું શું કરવા ધાર્યું છે?" તેમણે કહ્યું કે, "મારે આ કાબાના મંદિરનેજ બાળી મૂકવું છે કે જેથી કરીને, ઈશ્વરવિમુખ લોકો ઈશ્વરના પ્રતિ આકૃષ્ટ થાય અને તેમનું ચિત્ત બીજી વસ્તુઓમાં ન જતાં એક ઈશ્વરમાંજ સ્થિર થઇ જાય."

એક વાર મક્કામાં ઘણા જોરથી પવન વાવા લાગ્યો, તે વખતે અબુલ્ કાસિમ કાબાના મંદિરની એક બાજુએ બેઠા હતા. તે વખતે મંદિરના પડદા પવનના ધક્કાથી ફડાફડ ઊડવા લાગ્યા અને નાચાનાચ કરવા લાગ્યા, તે જોઇને તેમને ઘણો આનંદ થયો. પોતે એક છલંગ મારીને ઊભા થઇ ગયા અને એક પડદાનો છેડો પકડી રાખીને તેઓ નીચેના ભાવાર્થની એક કવિતા બોલવા લાગ્યાઃ–

"અરે ઓ ભાગ્યશાલિની વિલાસવતી નવવધૂ! તું તારા વિલાસના ગર્વથી ગર્વિષ્ઠ બનીને મક્કામાં નિવાસ કરે છે, નવોઢાની જેમ તું શણગાર સજે છે અને જગતના લોકોને કાંટા ઘોચીઘોચીને તું પીડે છે."

અબુલ્ કાસિમે ખુદાના ઉપર એકાંત નિર્ભરતા રાખીને સિત્તેર વાર મક્કાની હજ કરી હતી. એક વારની તેમની મક્કાની યાત્રા વખતે તેમણે માર્ગમાં એક દુર્બળ શરીરનો અને ભૂખે મરતો કૂતરો દીઠો. તે વખતે તેમની પાસે કશું ખાવાનું હતું નહિ. તેથી તેણે ઊંચે અવાજે બૂમો પાડવા માંડી કે, "મારી ચાળીશ ચાળીશ હજયાત્રાનું પુણ્ય એક રોટલાને સાટે છે કોઇ લેવા તૈયાર? એક રોટલાને સાટે ચાળીશ હજયાત્રાઓનું પુણ્ય મળે છે!" એક માણસે બીજા એક જણને આ વેચાણનો સાક્ષી રાખીને તે પુણ્ય લીધું અને તેના બદલામાં તેણે અબુલ્ કાસિમને એક રોટલો આપ્યો,

જે તેમણે પેલા કૂતરાને ખવડાવી દીધો. તે ઘડીએ બીજો એક માણસ જે રણમાં થઇને ચાલ્યો આવતો હતો, તેને આ કામ જોઇને એવી દાઝ ચડી કે તેણે અબુલ્ કાસિમને જોરથી એક ઢીંક મારી અને કહ્યું: "બેવકૂફ! ગધેડા! તેં તારી ચાળીશ હજના પુણ્યને એક રોટલાને સારુ વેચ્યું તેમાં તેં મોટું પરાક્રમ કર્યું એવું તું માને છે? ×તારા પૂર્વજ બાવા આદમે ઘઉંના બે દાણાને સાટે આઠમું સ્વર્ગ વેચી દીધું હતું, તે તને યાદ છે કે ભૂલી ગયો? આ રોટલામાં તો બે નહિ, પણ ઓછામાં ઓછા એક હજાર ઘઉંના દાણાનો લોટ હશે." આ સાંભળીને અબુલ્ કાસિમ શરમાઇ ગયા અને નીચું મોઢું કરીને એક જગ્યાએ બેસી ગયા.

એક વાર અબુલ્ કાસિમ જકસર રહમત નામના એક પર્વત ઉપર રહેતા હતા. તે વખતે ઉનાળાના સખ્ત તાપના દહાડા જતા હતા અને અતિશય ગરમીને લીધે તેમને એક દહાડો સખ્ત તાવ આવ્યો. તેમનો એક જૂનો સ્નેહી જેણે તેમની આજમ દેશમાં સારી રીતે સેવાશુશ્રૂષા કરી હતી, તે આ વખતે તેમની પાસે આવી પહોંચ્યો. એક તો સખ્ત ગરમી અને બીજો જોરનો તાવ, એ બેઉ પ્રકારનાં દુઃખથી તેમને પીડાતા જોઇને તેણે પૂછ્યું: "ઋષિજી! આપને અત્યારે શાની જરૂર છે?" અબુલ્ કાસિમે કહ્યું: "ઠંડા પાણીની." તેમની આ માગણી સાંભળીને પેલો મિત્ર વિમાસણમાં પડી ગયો અને વ્યાકુળપણે વિચાર કરવા લાગ્યો કે હવે પાણી લાવવું ક્યાંથી? તે સારી રીતે જાણતો હતો કે અરબસ્તાનના ગ્રીષ્મઋતુના તાપથી તો ધાતુ પણ ઓગળીને રસ થઇ જાય છે, એવે વખતે ઠંડું પાણી ક્યાંથી શોધી કાઢવું? પછી તે હાથમાં લોટો લઇને વિચાર કરતો કરતો બહાર નીકળ્યો. તે થોડેક દૂર ગયો હશે એટલામાં તો ઋતુનું સ્વરૂપ બદલાઇ ગયું, આકાશમાં કાળાં કાળાં વાદળાં ઘટાટોપ છવાઇ ગયાં અને થોડી વારમાં મોટા મોટા કરા પડવા લાગ્યા. તે માણસ સમજ્યો કે આ ચમત્કાર મહર્ષિની અલૌકિક સિદ્ધિઓને લીધે થયો હોવો જોઇએ. પછી તેણે કરા એકઠા કરીને તેના વડે પોતાનો લોટો ભરી લીધો અને અબુલ્ કાસિમની પાસે ચાલ્યો આવ્યો. તેમણે લોટામાં કરા

---

× મુસલમાનોનાં પુરાણોમાં એવી એક કથા છે કે, શયતાને બાવા આદમને ઘઉંના બેજ દાણાની લાલચ આપીને આદમા સ્વર્ગ ઉપરથી નીચે ઉતારી પાડ્યા હતા. —બંગાળી અનુવાદક

જોઈને પૂછ્યું: “આવા આગ વરસે એવા ઉનાળામાં તને કરા ક્યાંથી મળી આવ્યા?” પેલા મિત્રે બધી વાત માંડીને કહી; જે સાંભળીને મહર્ષિના મનમાં થોડુંક ધર્માભિમાન ઉત્પન્ન થયું. તેમના મનમાં એવો વિચાર આવ્યો કે આ બધું મારી શક્તિ વડે થયું છે. પણ બીજીજ ક્ષણે તેઓ પોતાની ભૂલ સમજી ગયા અને અત્યંત ખેદપૂર્વક પોતાની જાતને સંબોધીને કહેવા લાગ્યા: “તું જે અવસ્થામાં હતો, તેજ અવસ્થામાં પડ્યો રહે. તું પાણી માગતો હતો, તે પાણી તને પહોંચી ચૂક્યું. હવે એ પાણીનો ઉપભોગ કરવાનો તને હક્ક નથી.” આટલું બડબડ્યા પછી તેમણે પોતાના મિત્રને કહ્યું: “મારું કામ થઇ ગયું, હવે તમે અહીંથી જાઓ. આ પાણી મારે પીવું નથી, મારાથી પી શકાય એમ છેજ નહિ.” તે પાણી તેમણે મોઢે અડકાડ્યુંજ નહિ. આખરે તે મિત્ર ઠંડા પાણીનો લોટો લઈને ત્યાંથી ચાલતો થયો.

અબુલ્ કાસિમ કહે છે કે, “એક વાર હું મોટા રણમાં થઇને મુસાફરી કરતો હતો. તે વખતે એક દહાડો હું ભૂખ અને તરસને લીધે એવો લેવાઇ ગયો અને મારો જીવ ગભરાવા લાગ્યો કે મેં જીવવાની આશાજ છોડી દીધી. તે વખતે સૂરજનું અજવાળું તો હતું, પણ મારી નજર ઝાંખા ઝાંખા દેખાતા ચંદ્રના ઉપર ગઇ અને ચંદ્રના ઉપર મેં એવું વાંચ્યું કે, ‘થોડાજ વખતની અંદર પ્રભુ તને પરિતૃપ્ત કરી દેશે.’ આવું વાંચીને મારામાં હિંમત આવી અને તેનાથી મારા શરીરમાં બળ પણ આવી ગયું.”

એક વાર અબુલ્ કાસિમ અમુક એકાંત જગ્યાએ રહેતા હતા, એવામાં તેમણે પોતાની એકાંત ગુહામાં બેઠાં બેઠાં એવી દૈવવાણી સાંભળી કે, “તને આટલી બધી આત્મશ્લાઘાભરેલાં વચનો બકવાનું કોણે શીખવ્યું અને કોણે તને આટલો બધો આત્માભિમાની બનાવી દીધો? તું મારા મંદિરમાં પ્રવેશ કરવાને યોગ્ય થવા માટે આજપછી આવો ગર્વ કરીશ તો યાદ રાખજે તારા સાધનમાર્ગમાં હું એવાં સંકટ ઊભાં કરીશ, કે જેથી તું ક્યાંનો ક્યાં ઊડી જઇશ અને તારી આબરૂના કાંકરા થઇ જશે.” અબુલ્ કાસિમે જવાબ દીધો: “હે પ્રભો! જો તમે મારું આ કૃત્ય અર્થાત્ મારી આત્મશ્લાઘાની વાતોને કૃપા કરીને દબાવી નહિ દો, તો મારામાં એ દોષમાંથી છૂટી જવાનું સામર્થ્ય નથી.” ત્યાર પછી તરતજ તેમણે બીજી દૈવવાણી સાંભળી: “તારી માગણી હું કબૂલ રાખું છું.”

એક વાર અબુલ્ કાસિમ મુસા પયગંબરની દરગાહનું દર્શન કરવા ગયા હતા. તે વખતની વાતને યાદ કરીને પોતે કહે છે કે, “ મેં ત્યાંની એકેએક ધૂળની કણિકામાંથી ‘ આર નિ ’ ‘ આર નિ ’ ( મને જો, મને જો ) એવો ધ્વનિ સાંભળ્યો હતો.”

એક પ્રસંગે તપસ્વી અબુલ્ કાસિમ સભામાં ધર્મોપદેશ દેતા હતા, એવામાં એક વિષયાસક્ત યુવાન હાથમાં રવાબ નામનું વાદ્ય લઇને સભાની અંદર ચાલ્યો આવ્યો. મહર્ષિના પ્રવચનના શબ્દો તેના હૃદયની અંદર તીણાં તીરની જેમ પેસી ગયાં. આખરે તે યુવાન મોટે અવાજે બોલી ઊઠ્યોઃ “ હવે ઘણું થઇ ગયું. ” આટલું કહીને તે પોતાની માની પાસે ચાલ્યો ગયો. આ વખતે તેના મોઢાનો રંગ તદ્દન ઝાંખો થઇ ગયો હતો. તેને જોતાંને વારજ તેની મા બોલી ઊઠીઃ “ મને લાગે છે કે તારા મનને કશી વાતનો આઘાત થયો છે. ” તે યુવાન બોલ્યોઃ “ ઓ મા ! ઓ મા ! હવે તું એક અક્ષર પણ બોલતીજ નહિ. મારું કામ તો બસ હવે ખતમ થઇ ગયું છે. હું હવે આ ઓરડામાં જઇને બેસું છું. થોડી વાર થાય ત્યારે બેચાર જણ જેઓ મુડદાંને ઊંચકવાનું કામ કરતા હોય, તેમને તારે તેડી લાવવા અને તેમની મારફતે મને કબ્રસ્તાનમાં લઇ જઇને દટાવી દેવો. મારા શબને જેઓ નવડાવે તેમને મારાં કપડાં આપી દેજે, મારી એક કાબા નામની શાલ છે, તેને મારી કબરની અંદર પથરાવજે, મારું રવાબ વાજું મારા મોઢા આગળ મુકાવજે. આટલું કર્યા પછી તું કહેજે કે, ‘ તે જીવતાં જેવી હાલતમાં હતો તેવીજ હાલતમાં તેણે દેહત્યાગ કર્યો છે.’ ” આટલું કહીને તે યુવક ઓરડામાં પેઠો અને તરત તેણે પ્રાણ ત્યાગ કરી દીધો.

એક વાર કેટલાક લોકો મહર્ષિની પાસે જઇને કહેવા લાગ્યા કે, “ અલી નામનો એક ગવૈયો રાત્રે દારૂ ઢીંચે છે અને દહાડે આપની સભામાં આવીને આપનો ઉપદેશ સાંભળવા બેસે છે. ” આ સાંભળીને અબુલ્ કાસિમ કશું બોલ્યા નહિ. પછી એક દિવસ એવું બન્યું કે એજ અલી ગવૈયો ખૂબ દારૂ પીને બેહોશ બની ગયો અને રસ્તા વચ્ચે પડી ગયો. દૈવયોગે મહર્ષિ પોતે તે જગ્યાએ આવી પહોંચ્યા. અલીનાં દુરાચરણને લીધે તેના ઉપર ચીડવાઇ ગયેલો એક માણસ બોલી ઊઠ્યોઃ “ મહાત્મન્ ! જુઓ આ દારૂડિયો અલી પડ્યો છે. ” મહર્ષિએ તેને કહ્યુંઃ “ તમે એને તમારી ખાંધે બેસાડીને તેને ઘેર પહોંચતો કરી દો. ” પેલાની મરજી તો

ા હતી, પણ મહર્ષિની આજ્ઞા થઇ એટલે ના છૂટકે તેને તેમ કરવું પડ્યું. ત્યાર પછી એજ અલી અબુલ્ કાસિમની પાસે આવીને તેમના ચરણુ આગળ આળોટી પડ્યો. આગળ જતાં ઇશ્વિરકૃપાથી તે એક મોટો ધાર્મિક પુરુષ નીવડ્યો.

× × × ×

અબુલ્ કાસિમ કહેવા લાગ્યાઃ "અબુ ઉસમાન! તમે તમારી કબરને સારુ જે ખાડો ખોદાવી રાખ્યો છે, તેમાં તો હું દટાઇશ અને તમારી કબર તો નેશાપુરમાં થવાની છે." આવું સાંભળીને અબુ ઉસમાનને અબુલ્ કાસિમના ઉપર જરાક માઠું પણ લાગ્યું. પણ ત્યાર પછી બન્યુ એવું કે તેમનો મદીનાના લોકોએ બહિષ્કાર કર્યો, તેથી તેઓ બગદાદ ચાલ્યા ગયા. ત્યાં ગયા પછી એવું કોઇ કારણુ ઊભું થયું કે જેથી કરીને તેમને રય ગામમાં ચાલ્યા જવાની ફરજ પડી. ત્યાંથી વળી તેમને નેશાપુર જવું થયું અને ત્યાં તેમનો દેહ પડી ગયો. અબુલ્ કાસિમે સ્વપ્નમાં મુડદાંની ફેરબદલી થતી દીઠેલી કહેવાય છે, પણ ઘણાનું માનવું એવું છે કે, એવું સ્વપ્ન તેમને નહોતું આવ્યું, પણ બીજા કોઇને આવ્યું હતું. એ વિષે જુદા જુદા માણુસો જુદા જુદા અભિપ્રાય દર્શાવે છે.

પરમ વૈરાગ્યવાન ઉસ્તાદ ઇસહાક મૃત્યુને વિષે ઘણી વાર ચર્ચા કરતા. તેઓ ખુરાસાન દેશના નેશાપુર શહેરના નિવાસી હતા અને એક વૈરાગ્યવાન પુરુષ તરીકે તેમની ગણુના થતી હતી. એક વાર મહર્ષિ અબુલ્ કાસિમે તેમને ઠપકો દેતાં કહ્યુંઃ "અરે ઇસહાક! તમે આખો દહાડો મોત, મોત અને મોતની વાતો શા સારુ કરતા રહો? પ્રેમની વાતો કરો. અનુરાગની વાતો કરો." પણ ઉસ્તાદના મોઢામાંથી મોત સિવાય બીજા કોઇ વિષયની વાતજ નીકળે ત્યારે ને? અબુલ્ કાસિમના અંતકાળ વખતે નેશાપુરનો એક માણુસ તેમની પાસે આવી ચઢ્યો. તેને જોઇને તે કહેવા લાગ્યાઃ 'તમે નેશાપુર જાઓ, ત્યારે ઉસ્તાદ ઇસહાકને મારા તરફથી એટલું કહેજો કે, 'તમે મૃત્યુના સંબંધમાં જે કાંઇ કહેતા હતા, તે બધુંજ સત્ય છે. વાસ્તવિક રીતે મૃત્યુ એક મહત્ત્વની ઘટના છે.'"

અબુલ્ કાસિમ જ્યારે પરલોકવાસી થયા, ત્યારે જે કબર અબુ ઉસમાને પોતાને સારુ ખોદાવી રાખી હતી, તેમાં તેમને દાટવામાં આવ્યા.

## ઉપદેશવચન

૧. જે માણસે ઈશ્વરની સાથેનો પોતાનો સંબંધ જેવો જોઇએ તેવો જોડી દીધો હોય છે, તેને શયતાનનાં પ્રલોભન કાંઇ કરી શકતાં નથી, તેમજ અધમ વૃત્તિઓ તેમને દુરાચાર તરફ ઘસડી શકતી નથી.

૨. તમારો સંબંધ બે જણની સાથે જોડાયેલો છે. એક સંબંધ મનુષ્ય સાથે અને બીજો સંબંધ પરમેશ્વરની સાથે. જે ઘડીએ તમે મનુષ્યની સાથે નિગૂઢ સંબંધથી જોડાઇ જાઓ, તે ઘડીએ તમારાં ધર્માચરણનાં અનુષ્ઠાનમાં નાના પ્રકારની અડચણો અને વિપત્તિઓ આવીને ઊભી રહેશે અને પાપપ્રવૃત્તિ તરફ તમે ઘસડાઇ જશો; કારણ કે માનવપ્રકૃતિની આવી અવસ્થા થાય એ સ્વાભાવિક છે. પણ જ્યારે તમે પરમેશ્વરની સાથે તમારો સંબંધ દૃઢ કરી લેશો, ત્યારે તમે તત્ત્વજ્ઞાનના પ્રકાશમાં, પવિત્રતામાં અને ઋષિત્વના પ્રદેશમાં આવીને ઊભા રહેશો. પહેલા સંબંધમાં માનુષી ભાવોનું પ્રાધાન્ય છે અને બીજા સંબંધમાં ઈશ્વરનું આનુગત્ય તથા દેવત્વની ભૂમિ છે. આખરની અવસ્થામાં આદમની સાથેનો સંબંધ તોડી નાખવો પડશે, પણ ઈશ્વરના આનુગત્યનો જે સંબંધ છે, તે તો નિત્યનો સંબંધ છે, તેમાં કદી કોઇ જાતનું પરિવર્તન થતું નથી. જ્યારે ઈશ્વર પોતાના દાસને પોતાની સાથે જોડી દે છે, ત્યારે તેને એવું કહે છે કે, "હે મારા સેવક ! હવે તારે કશો ભય કે કશું દુઃખ હોઇ શકેજ નહિ. તું શોક, દુઃખ અને ભયથી તદ્દન રહિત થઇ ગયો છે. હવે તેઓ તારી પાસે આવી શકશે નહિ."

૩. જેનામાં ઈશ્વરનું સ્મરણમનન કરવાનું સામર્થ્ય છે, તે ઉપાયરહિત છે, એવું કહેવાયજ નહિ. જેના ઇન્દ્રિયસમૂહમાંથી એક પણ ઇન્દ્રિય જ્યારે ઈશ્વરનું સ્મરણમનન કરવા અસમર્થ સાબિત થાય, ત્યારે તે વ્યક્તિનેજ નિરુપાય જાણવો.

૪. જે ગુરુ પોતાના શિષ્યને (શુષ્ક) જ્ઞાનયોગદ્વારા ઈશ્વરના રાજ્યમાં દાખલ થવાનો રસ્તો બતાવે છે, તે તેને દુર્દશામાં ફસાવી મારે છે; પણ જે ગુરુ આધ્યાત્મિક વિચાર અને તદનુરૂપ જીવન-દ્વારા ત્યાં જવાનો રસ્તો બતાવે છે, તે પોતાના શિષ્યને નવજીવનના પ્રતિ લઇ જાય છે.

૫. ઈશ્વરદ્વારા તમારી આગળ જ્યારે જ્ઞાનપ્રકાશનો ઉદય થઇ

જાય, ત્યારે તમે તેની સહાયતા વડે સ્વર્ગલોક સુધીનું નિરીક્ષણ કરી શકશો, મનુષ્યલોક તો પછી તમારી નજરેજ નહિ પડે. આવી ઉચ્ચ અવસ્થામાંથી નીચે ઢળી પડનારાઓનું ઈશ્વર સન્માન કરે છે, તેમ તમારે પણ તેમનું સન્માન કરવું.

૬. જે માણસ દાતારના દાન પ્રતિ અનુરક્ત રહે છે, તેની કશી કિંમત નથી; પણ જે દાતારના દાન પ્રતિ નહિ, પણ દાતારના પ્રતિ અનુરક્ત રહે છે, તે એકલોજ સૌમાં શ્રેષ્ઠ છે.

૭. પાપની ક્ષમા અને શુદ્ધિને માટે જે સાધનભજન કરવામાં આવે, તેને એક પ્રકારનો અપરાધજ ગણવો જોઇએ, કારણ કે એવાં સાધનભજનની પાછળ સારા બદલાનો ભાવ રહેલો છે.

૮. સંમિલન ઉત્તમ છે અને તે ઉત્તમથી પણ ઉત્તમ છે. ઈશ્વરની સાથે જેનું સંમિલન એક ક્ષણવારને માટે પણ થઇ ચૂક્યું છે, તેની કોઇ પણ અવસ્થામાં વિરોધી ભાવોનો સંચાર થઇ શકવાનો નથી.

૯. ઈશ્વર સ્વતંત્ર તત્ત્વ છે, તેના યોગ સિવાય તેની પાસે જવાનો બીજો કોઇ માર્ગજ નથી. એમાંજ તેનું સ્વાતંત્ર્ય પ્રકટ થઇ જાય છે.

૧૦. સૃષ્ટ પદાર્થો પણ જે માર્ગદર્શન કરે છે, તે પણ તેમના સ્રષ્ટાની પ્રેરણા વડેજ કરી શકે છે,તેના એકલાના સિવાય બીજો કોઇ પથપ્રદર્શક છેજ નહિ.

૧૧. શાસ્ત્રવિધિની પ્રણાલિકા મુજબ વર્તન કર્યાથી તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થાય છે, અખંડ સાધનાદ્વારા પ્રેમ આવી મળે છે.

૧૨. જેના જીવનમાં નીતિનો આદર થતો નથી, તે નીતિના પ્રદેશ ઉપર પગ મૂકી શકતો નથી. જેનામાં હજી માનસિક નીતિનું પાલન કરવા જેટલી શક્તિ નથી, તે અતિ નિગૂઢ આધ્યાત્મિક નીતિમાં કેવી રીતે પ્રવેશ કરી શકવાનો હતો ? જેણે આધ્યાત્મિક નીતિ પ્રાપ્ત નથી કરી, તે ઈશ્વરના સાંનિધ્યના પ્રદેશમાં શી રીતે જઇ શકવાનો હતો અને સત્યનું આસન તેને કેવી રીતે આપી શકાવાનું હતું ? જેણે નીતિશાસ્ત્રોમાં બતાવેલી નીતિ પ્રાપ્ત કરી લીધી છે અને જે બાહ્ય તથા આંતરિક બાબતોને વિષે નિશ્ચિંત બની ગયો છે, તેને બાદ કરીને સત્યનું આસન બીજા કોઇને આપી શકાયજ કેવી રીતે ?

૧૩. શાસ્ત્રોમાં સ્થિતિ કરવી, કામનાઓ અને કલ્પનાઓથી નિવૃત્ત થઇ જવું, વૃદ્ધ પુરુષોનું સન્માન કરવું, મનુષ્યોના પ્રતિ ક્ષમાભાવ રાખવો, પોતાના નિત્યકર્મમાં ખૂબ નિયમિતતા અને દૃઢ આગ્રહ રાખવો અને તેના અનુષ્ઠાનમાં જરા પણ ભંગ પડવા દેવો નહિ, એ મહાકાર્ય કહેવાય છે.

૧૪. સંપત્તિની પ્રાપ્તિ થતાં તે સંપત્તિના આપનારના પ્રતિ જે કૃતજ્ઞતા દર્શાવે છે, તેની સંપત્તિમાં વધારો થાય છે, તેનો પ્રેમ પણ ઉન્નત અવસ્થાએ જઇ પહોંચે છે અને તેનું તત્ત્વજ્ઞાન વધારે ગંભીર અને સુસ્પષ્ટ થતું જાય છે.

૧૫. તમે ગમે તે અવસ્થામાં હો તોપણ તમારે તમારી દીનતાને છોડવી નહિ; અને એજ તમારે વાસ્તે કલ્યાણકારક છે.

૧૬. જે જે વિચારો મનની અંદર પ્રવેશ કરે છે, તેની અસર આખા શરીરના ઉપર ફેલાઇ જાય છે; આત્માની અંદર જેનો સંચાર થાય છે, તેની અસર મનના ઉપર થઇ જાય છે.

૧૭. "શરીર એ તારું કેદખાનું છે, જ્યારે એ શરીરના બંધનથી તું છુટકારો પામીશ, તે ઘડીએ તને ખરેખરા સુખનો અનુભવ થશે, પછી તારી જ્યાં જવાની મરજી હોય ત્યાં જવાને તું સ્વતંત્ર છે." હું આખી પૃથ્વી ઉપર ફરી ફરીને અનેક વાર ભ્રમણ કરી વળ્યો, ચારે દિશાએ શોધખોળ કરતાં પણ ઉપરોક્ત વચનનો મર્મ કોઇ ઠેકાણે મારી નજરે પડયો નહિ, કોઇ પુસ્તકમાં મને તેની ઝાંખી થઇ નહિ, ફક્ત એકલા આત્મનિગ્રહમાંજ મને તેનું દર્શન થયું.

૧૮. શરૂઆતમાં તો ઈશ્વરના ગુણાનુવાદ ગાવાનું કામ બાહ્ય ચેતનાની સહાયતા વડે થાય છે, પણ આગળ જતાં એ બાહ્ય ચૈતન્યની જરૂર રહેતી નથી.

૧૯. જે વ્યક્તિને પ્રસન્નતાની ભૂમિકાના ઉપર પગ મૂકવાની ઇચ્છા હોય, તેને કહી દેજો કે, ઈશ્વરને જે વસ્તુ પ્રિય હોય તેને તમે ધારણ કરજો અને તેનો આશ્રય ગ્રહણ કરજો.

૨૦. પુરુષાર્થ એ વીરત્વની એક શાખા છે. ઐહિક તેમજ પારલૌકિક બાબતોથી તથા જે કાંઇ તમારા કબજામાં હોય તે સૌનાથી વિમુખ થઇ જવું એનું નામ પુરુષાર્થ.

૨૧. નિર્મળતા એ ઈશ્વરનો એક વિશેષ પ્રકાશ છે, તે ઈશ્વ-

રની પાસે જવાના માર્ગ ઉપર અજવાળું પાડે છે. આશા (સ્વર્ગ-પ્રાપ્તિની) સાધના પ્રતિ મનુષ્યના મનને આકૃષ્ટ કરે છે, ભય (નરકનો) તેને પાપમાં પડતાં રોકી રાખે છે અને ધ્યાન તેને સત્યની રાહ બતલાવી દે છે.

૨૨. પ્રેમી લોકો ઈશ્વરની સાથે એક પગલું મૂકી શકાય એટલી જગ્યામાંજ સ્થિતિ કરે છે. જો તેઓ એક પગલું આગળ વધે, તો તેઓ ઈશ્વરમાં તદ્દન નિમગ્નજ થઇ જાય અને એક પગલું પાછા હઠે તો તેઓ (માયામાં) ઢંકાઇ જાય છે.

પ્રશ્નઃ—ધર્માચાર્યોની પાસે જે છે, તે તમારી પાસે છે કે?

ઉત્તરઃ—અબુલ્ કાસિમની પાસે તેવું કાંઇ છેજ નહિ, કારણ કે, તેના વડે ઈશ્વરનાથી વિખૂટા થઇ જવાય છે અને તેનો અભાવ થાય ત્યારે ખેદ થાય છે.

પ્રશ્નઃ—તમારી પાસે અલૌકિક સિદ્ધિઓ છે કે?

ઉત્તરઃ—મારામાં એક અલૌકિક સિદ્ધિ તો એ છે કે, તે મને ગાંડો બનાવી દઇને નશોરાબાદથી નેશાપુર ઘસડી લઇ ગઇ અને મહર્ષિ શબ્લિની પાસે લઇ જઇને બેસાડી દીધો; તેના વડે દર વરસે મારી મારફતે બેથી ત્રણ હજાર માણસો ઈશ્વરની પાસે જઇ પહોંચે છે, પણ તેમાં હું પોતે હોતો નથી.

પ્રશ્નઃ—તમારી મોટાઇ શી બાબતમાં છે?

ઉત્તરઃ—હું ઉપદેશ દીધા પછી વેદિ ઉપરથી નીચે ઊતરું છું, ત્યાર પછી કોઇ વાર એ વાક્યો ફરીથી બોલતો નથી; કારણ કે તે બોલવાને હું યોગ્ય છું એવું હું માનતો નથી.

પ્રશ્નઃ—નિવૃત્તિ એટલે શું?

ઉત્તરઃ—અનીશ્વર પદાર્થોથી વિમુખ થઇ જવું તે.

પ્રશ્નઃ—ત્યારે તમારામાં કાંઇ પ્રેમ જેવું છેજ નહિ?

ઉત્તરઃ—હા, ખરી વાત છે; કારણ કે હું પ્રેમમાં બળી ગયો છું.





# ४३–महातपस्वी अबु अली दक्काक

મહાતપસ્વી અબુ અલી દક્કાક એક નિપુણ પંડિત, કુશળ વક્તા અને ગૂઢ તત્ત્વોના સમર્થ વ્યાખ્યાતા હતા. પ્રેમાગ્નિથી દગ્ધ થયેલા અનુરાગના રેગિસ્તાનમાં તેઓ ભાનભૂલા થઇને ભ્રમણ કરતા હતા. એ મહાપ્રેમી ઈશ્વરાનુરાગી પુરુષ તેમના સમયના તમામ સાધુસંતોમાં શ્રેષ્ઠ મનાતા હતા અને સર્વત્ર આદરણીય થતા હતા. તેમની હયાતીમાં સર્વશ્રેષ્ઠ આચાર્યનું પદ તેઓજ ભોગવતા હતા અને મુલ્કભરના તત્ત્વજ્ઞ પંડિતો તેમનેજ પોતાના નેતા તરીકે સ્વીકારતા હતા. તેમની જિહ્વા ઉપર સરસ્વતીનો વાસો હતો અને તેમની વાણીમાં દૈવી સામર્થ્ય હતું; કુરાન અને હદિસની કથાઓ કરવામાં તથા ધર્મચર્ચા, વ્યાખ્યાન આદિ વિષયોમાં તેમણે આશ્ચર્યકારક નિપુણતા પ્રાપ્ત કરી હતી. અલૌકિક ભાવ અને નિગૂઢ સાધનાઓમાં મહાતપસ્વી અબુ અલી દક્કાક તે જમાનામાં એક આદર્શ મનાતા હતા. તેમણે મહર્ષિ અબુલ્ કાસિમ નશોરાબાદીની પાસેથી ધર્મશિક્ષા પ્રાપ્ત કરી હતી. તેમના ગુરુ ઉપરાંત બીજા પણ અનેક મહાતપસ્વીઓ, મહાત્માઓ, મહર્ષિઓનાં તેમણે દર્શન કર્યાં હતાં અને તેમની સેવા કરીને ખૂબ આત્મિક સંપત્તિ પ્રાપ્ત કરીને પોતાનું જીવન ધન્ય કર્યું હતું. લોકોએ તેમને "નુહાગરેક ઓમ" (મનુષ્યસમાજમાં વિલાપ કરનાર) એવું નામ આપ્યું હતું. અબુ અલી દક્કાક પ્રથમ મર્વ નગરમાં રહેતા હતા અને ત્યાંજ તેમણે ધર્મોપદેશ દેવાનું કાર્ય શરૂ કર્યું હતું. છેવટના ભાગમાં તેઓ હેજાજ ચાલ્યા ગયા હતા અને ત્યાંના ઘણા મહાતપસ્વી સાધુઓના સમાગમમાં આવ્યા હતા.×

મહર્ષિ અબુ અલી દક્કાક કહે છે કે, "મેં આચાર્ય અબુલ્ કાસિમ નશોરાબાદીની પાસેથી ધર્મસાધનાનો માર્ગ ગ્રહણ કર્યો

× અરબસ્તાનના જે ભાગમાં મક્કા, મદીના અને તાયેફ શહેર આવેલાં છે, તેને હેજાજ કહે છે. —બંગાળી અનુવાદક

છે; તેઓ મહર્ષિ શબ્લિના શિષ્ય હતા; શબ્લિ જવનિદના શિષ્ય, જવનિદ સરિના શિષ્ય, સરિ મારૂફના શિષ્ય, મારૂફ દાઉદના શિષ્ય અને મારૂફે હજરત મહમ્મદ પયગંબર (સલ૦)ના અનુયાયી સંતોની પાસેથી ધર્મશિક્ષા ગ્રહણ કરી હતી. હું સ્નાન કર્યા વિના કદી પણ મહર્ષિ અબુલ્ કાસિમની પાસે જતો ન હતો." ❀

એકવાર અબુ અલી દક્કાકની પાસે પહેરવાનાં વસ્ત્ર ન હોવાથી તેઓ નગ્ન અવસ્થામાં બેસી રહ્યા હતા, એવામાં મહર્ષિ અબદુલ્લા ઓમર તેમના આશ્રમ આગળ આવી પહોંચ્યા હતા. અબુ અલીને ધીરે ધીરે લોકો ઓળખતા થયા હતા અને છેવટના ભાગમાં તો ઘણાં માણસો તેમની પાસે ચાલ્યાં આવતાં હતાં. સારા સારા વિદ્વાન લોકો ધર્મગ્રંથોની કથા કરવાનો અથવા શાસ્ત્રોનું પારાયણ કરીને વિવેચન કરવાનો તેમને આગ્રહ કરવા લાગ્યા. પણ મહાતપસ્વી અબુ અલી તો બધાને ના ની નાજ કહેતા. ઘણું થાય ત્યારે મોઢેથી એટલોજ ઉત્તર દેતા કે, "શાસ્ત્રોનું અધ્યયન કરવું અને તેના ઉપર વિવેચન કરવું, એ કામ મારા ગજા ઉપરાંતનું છે." છેવટે લોકો તેમને એવું કહેતા કે "ચાલો, કુરાનની કથા ન કરવી હોય તો તેને રહેવા દો, પણ તમે તમારા પોતાના મનને ગમે તેવો ધર્મોપદેશ દો." પરંતુ તે વાત પણ તેમણે કબૂલ રાખી નહિ. લોકોએ તેમની આગળ બાજઠ આણીને ગોઠવી દીધો અને તેમને જોરજબરાઈથી તે બાજઠ ઉપર બેસાડયા, ત્યારે તેમણે પોતાની જમણી દિશા તરફ જોઇને "અલ્લા હો અકબર" એટલો ઉદ્ગાર કાઢ્યો; પછી ડાબી બાજુએ ફરીને "અલ્લા હો બયરોન ઓ અબકા" (ઈશ્વર મંગલમય અને નિત્ય છે), તે પછી કાબાના મંદિર ભણી મોઢું કરીને બોલ્યાઃ "સર્વશ્રેષ્ઠ ઈશ્વર પ્રસન્ન થાઓ." આથી વધારે તેમના મોઢામાંથી એક અક્ષર પણ નીકળ્યો ન હતો. તે છતાં સભામાં અતિ આશ્ચર્યકારક ઘટનાઓ ઉપસ્થિત થઇ. ત્યાં એકત્ર થયેલા લોકો એકદમ ઉત્કંઠિત થઇ ગયા, ભારે કોલાહલ મચી રહ્યો, કેટલાક મૂર્ચ્છિત થઇ ગયા અને તેમાંના કોઇ કોઇની તો મૂર્ચ્છા વળીજ નહિ; મૂર્ચ્છિત દશામાંજ તેમના પ્રાણ નીકળી ગયા! આ ગડબડ વખતે મહર્ષિ તો બાજઠ ઉપરથી ઊતરીને સભાસ્થાનમાંથી ચાલ્યા ગયા. લોકોએ તેમની ઘણીએ ખોળ કરી તોપણ જડયાજ નહિ. તેઓ તો ચાલ્યા ચાલ્યા મર્વ શહેરમાં જઇ પહોંચ્યા અને ત્યાંથી પછી નેશાપુર જઇને રહ્યા.

અમુક સાધુ પુરુષ કહે છે કે, "એક વાર હું મહર્ષિ અબુ અલી દક્કાકની પાસે ગયો. તે વખતે તેબર દેશની સ્ત્રીઓ માથે પહેરે છે તેવી ટોપી તેમણે પોતાને માથે પહેરી હતી, તે જોઇને મારા મનને લોભ ઉત્પન્ન થયો. પછી 'ઈશ્વર ઉપર નિર્ભર થવું એટલે શું?' એવો મેં તેમને પ્રશ્ન પૂછયો, તેના ઉત્તરમાં તેમણે કહ્યું કે, 'બીજા લોકોની ટોપીને જોઇને લોભાઇ જવું નહિ તે.' આટલું કહીને તેમણે તે ટોપી મને આપી દીધી.

મહર્ષિ અબુ અલી દક્કાક પોતાને વિષે એક પ્રસંગે કહે છે કે, "એક વાર હુ મર્વ શહેરમાં માંદો થયો, ત્યારે મને નેશાપુર ચાલ્યા જવાની ઇચ્છા થઇ. તે ઘડીએ મેં એવી દેવવાણી કાને સાંભળી કે, 'હમણાં તારે આ શહેર છોડીને બીજી જગ્યાએ જવાનું નથી. તારાં વચન સાંભળીને અનેક ફિરસ્તાઓને આનંદ થાય છે, તેઓ તારી સભામાં આવીને બેસે છે. તેમનો એવો આગ્રહ છે કે, તારે હમણાં અહીંજ રહી જવું.'"

એક દિવસ તપોધન અબુ અલી વ્યાખ્યાનપીઠ ઉપર બેસીને ધર્મોપદેશ દેતા હતા, તે વખતે તેઓ લોકોને અત્યાચારી, મૂર્ખ, સ્વાર્થી, હિંસક એવાં એવાં વિશેષણો સંભળાવીને તેમને મહેણાં મારતા હતા. સભામાં એક ફકીર બેઠો હતો તે આ સાંભળીને એકદમ ઊભો થઈ ગયો અને તેમને પૂછવા લાગ્યો: "તમે કહો છો તેવી લોકોના મનની અવસ્થા મલિન હોય તો એવા લોકો કોઇ દહાડો ઈશ્વરના પ્રેમના અધિકારી થાય એવો સંભવ છે?" મહર્ષિ બોલ્યા: "હા, ઈશ્વર તેમના પ્રતિ પ્રેમ રાખે છે અને તેઓ પણ એક દિવસ ઈશ્વરના પ્રતિ પ્રેમ રાખવાના છે એ નિશ્ચય વાત છે."

અબુ અલિ એક દહાડો વ્યાખ્યાનપીઠ ઉપર બેઠા બેઠા ઉપદેશ દેતા હતા, તે વખતે તે મોઢેથી "અલ્લા અલ્લા" એવા ઉદ્ગાર કાઢવા લાગ્યા, તે વખતે કોઈએ તેમને પૂછયું: "ભગવન્! અલ્લાનું સ્વરૂપ કેવું છે?" તેમણે કહ્યું: "હું જાણતો નથી." ત્યારે પેલા માણસે પૂછયું: "ત્યારે 'અલ્લા, અલ્લા': એવું બોલો છો શા સારું?" મહર્ષિએ જવાબ દીધો? "એવું ન બોલું ત્યારે હું બીજું બોલું પણ શું તે કહો."

ચોખામાંથી એક પ્રકારનો દારૂ બને છે, તે કેફી હોતો નથી. એ દારૂ અંગ્રેજ લોકોના બીરને મળતો છે, તેનો સ્વાદ ઉગ્ર નથી,

પણ ચોખાની કાંજીના જેવો હોય છે. તેને કોફા કહે છે. મુસલમાન સાધુસંન્યાસીઓ પણ ભોજનની સાથે કોફા પીએ છે. સાધુઓનો ભોજન કરવાનો વખત થાય ત્યારે એક જણ ઉપર કહ્યો તે કોફા નામનો પેય પદાર્થ પુષ્કળ પ્રમાણમાં મહર્ષિ અબુ અલીના આશ્રમમાં લઇને આવતો અને સાધુમંડળીની સાથે તે પણ ત્યાં ભોજન કરવા બેસતો. સૌના પીધા પછી વધેલો કોફા તે પાછો લઇ જતો. એક દિવસ વાત ઉપરથી વાત નીકળતાં અબુ અલી બોલી ઊઠ્યા: "જે માણસ આપણે ત્યાં કોફા લઇને આવે છે, તેનું જીવન અતિ પવિત્ર છે." તેજ રાત્રે તેમણે સ્વપ્નમાં એવું દીઠું કે, ઊંચે આકાશમાં એક ઘણું ઉન્નત સ્થાન છે, જ્યાં ધર્માત્મા સાધુમહાત્માઓ એકત્ર થઇને બેઠા છે, એ ઉન્નત સ્થાન ઉપર ચડી જવાને સારુ અબુ અલીએ ઘણાં ફાંફાં માર્યાં, પણ કેમે કરતાં ફાવ્યા નહિ. એટલી વારમાં ત્યાં પેલો કોફાવાળો માણસ આવી પહોંચ્યો. તે બોલ્યો: "મહાત્મન્! ચાલો, પકડો મારો હાથ. આ રસ્તો તો એવો છે કે, વાઘને સસલાને પગલે પગલે ચાલવું પડે છે." આવું કહીને તે માણસે મહર્ષિને પેલી ઊંચી જગ્યા ઉપર ચડાવી દીધા. આવું સ્વપ્ન આવી ગયા પછી મહર્ષિ અબુ અલી ઉપદેશ દેવાને ઊભા થયા હતા, એવામાં પેલો કોફા લાવનાર માણસ બારણા આગળ આવીને ઊભો રહ્યો. તેને જોઇને મહર્ષિ બોલી ઊઠ્યા: "અરે! એને અંદર આવવા દો, ગઈ રાત્રે એણે મારો હાથ પકડ્યો ન હોત, તો હું પાછળ ને પાછળજ પડ્યો રહેત."

એક વાર મહર્ષિની પાસે આવીને એક માણસ કહેવા લાગ્યો: "હું ઘણા આઘેના દેશથી આપનું દર્શન કરવાને સારુ આવ્યો છું." મહર્ષિ બોલ્યા: "એક જગ્યાએથી બીજી જગ્યાએ જવાથી તમારો કાંઈ દહાડો નહિ વળે. વાસ્તવિક જીવનને રસ્તે એકજ ડગલું આગળ વધશો, તો તમારા મનની બધી ઇચ્છાઓ પૂર્ણ થઈ જશે."

એક વાર કોઇએ ×શયતાનનાં પ્રલોભનોના સંબંધમાં મહર્ષિની આગળ આવીને ફરિયાદ કરી. તેમણે તેને કહ્યું: "સંસારની સાથેના સંબંધરૂપી વૃક્ષને તમારા હૃદયમાંથી જડમૂળથી ઉખાડીને ફગાવી દો; એટલે પછી શયતાનરૂપી ઘુવડ તેના ઉપર

× શયતાન એટલે મનુષ્યના હૃદયમાં રહેલી પાપી અથવા આસુરી વૃત્તિઓ, જે તેને શ્રેયસ્‌ના માર્ગ ઉપરથી ભ્રષ્ટ કરી દે છે. —સેવાનંદ

આવીને બેસવા પામશેજ નહિ. એ વૃક્ષે તમારા હૃદયમાં પુષ્કળ શાખાપ્રશાખાનો ફેલાવો કરી દીધો છે. જ્યાંસુધી સંસારની સાથેના સંબંધ અને સંસાર ઉપરની પ્રીતિરૂપી એ વૃક્ષને તમે જડમૂળથી ઉખાડીને નામશેષ નહિ કરી દો, ત્યાંસુધી શયતાનના હુમલામાંથી તમારો છુટકારો થઈ શકવાનોજ નથી.”

અમુક વેપારી મહાતપસ્વી અબુ અલી દક્કાકનો શિષ્ય હતો. તે માંદો થયો. મહર્ષિ એક વાર તેની ખબર લેવાને સારુ ગયા ત્યારે તેમણે તે શિષ્યને પૂછ્યું: “તમારા મંદવાડનું કારણ શું છે?” તે બોલ્યો: “હું ગઈ કાલે મધરાતે પથારીમાંથી ઊઠીને નમાજ પઢવાને સારુ વજૂ કરવા બેસતો હતો તે વખતે એક ભાલાની અણીના ઉપર હું પડી ગયો, તેનાથી મારા વાંસામાં જખમ થયો અને એક નાડી કપાઈ ગઈ, જેની વેદનાને લીધે મને તાવ આવ્યો છે.” મહર્ષિ બોલ્યા: “રાત્રે ઊંઘમાંથી ઊઠીને નમાજ પઢવાની તમારે શી જરૂર? તમારા જેવાને માટે એ વધારા પડતું કહેવાય. સૌથી પ્રથમ તો સંસારાસક્તિરૂપી મુડદું તમે તમારા હૃદયની અંદર સંઘરી રાખ્યું છે, તેને એક વાર બહાર ફગાવી દો. આટલું કર્યા પછી તમારે મધરાતે ઊઠીને નમાજ પઢવી હોય તો પઢજો, કોઈ તમને ના કહેતું નથી. પણ જે સૌથી પ્રથમ કરી લેવાનું છે, તે નહિ કરો તો નિશ્ચય યાદ રાખજો કે, તમારે આથી પણ વધારે વેદનાના ભોગ થવું પડશે. જેનું માથું દુખતું હોય તે પોતાને પગે ચંદનનો લેપ કરે તો તેથી તેને માથે ટાઢક વળે નહિ. ગંદકીમાં હાથ બોળી રાખીએ અને તે છતાં તેને ફરી ફરીને ધોયા કરીએ, તો તેથી કાંઈ તે હાથ ચોખ્ખો થવાનો હતો?”

એક દિવસ મહર્ષિ અબુ અલી દક્કાક તેમના કોઈ શિષ્યને ઘેર જઈ ચડ્યા. તે શિષ્ય તેમના આગમનની ઘણા લાંબા વખતથી રાહ જોયા કરતો હતો. મહર્ષિએ જેવો તેના ઘરમાં પગ મૂક્યો તેવોજ તે બોલ્યો: “મહાત્માજી! મારે તમને એકજ વાત પૂછવી છે, તમે અહીંથી ક્યારે જશો તે કહો.” તે બોલ્યા: “અરે ઓ બેવકૂફ! હજી આપણો મેળાપ તો થયો નથી, તે પહેલાં તો તું વિયોગના ઉદ્ગાર કાઢવા મંડ્યો!”

મહર્ષિ અબુ અલીની પાસે કોઇએક સાધુપુરુષ બેઠા હતા, તેમણે છીંક ખાધી, તે ઉપરથી મહર્ષિ બોલ્યા: “ખુદા તમારા ઉપર દયા કરે.” તે સાંભળીને તે સાધુ ઊઠીને ઊભા થયા અને

પગે પગરખાં પહેરીને તેમણે ચાલવા માંડ્યું. લોકો તેમને પૂછવા લાગ્યા કે, "કેમ થયું શું?" તે બોલ્યાઃ "મહર્ષિએ જ્યારે મને આશીર્વાદજ દઇ દીધો, ત્યારે મારે ત્યાં વધારે વખત બેસી રહેવાનું પ્રયોજનજ શું? હું જેને વાસ્તે આવ્યો હતો તે કામ તો થઇ ગયું, એટલે પછી હું શું કરવા નકામો બેસી રહું?" આવું કહીને તે ચાલ્યા ગયા.

એક દહાડો મહર્ષિ અબુ અલી ઘણો સુંદર અને તદ્દન નવો *મોરોક્કા પહેરીને બેઠા હતા. જે શહેરમાં તે રહેતા હતા તેજ શહેરમાં અબુલ હુસેન નૂરી નામના એક મહાજ્ઞાની મહાત્મા રહેતા હતા. દૈવયોગે અબુલ હુસેન તેજ ટાંકણે અબુ અલીની કુટિની પાસે આવીને ઊભા રહ્યા. તે વખતે મહાત્મા નૂરીએ પોતાના શરીર ઉપર કોઇ જૂનું અને મેલું થઇ ગયેલું ચામડું ઓઢ્યું હતું. મહર્ષિ અબુ અલી પોતાના મોરોક્કાના ભણી નજર કરીને વિનોદ કરતાં બોલ્યા: "અબુલ હુસેન! તમે આ ચામડાનું શું આપેલું?" અબુલ હુસેન તેના જવાબમાં જરાક ઊંચે અવાજે બોલી ઊઠ્યાઃ "અબુ અલી! તમારી ચતુરાઇ જવા દો. મેં આ ચામડું મારા આખા સંસારની કિંમતે ખરીદ્યું છે. એ મહામોંઘી વસ્તુને હું સ્વર્ગલોકની કિંમતે પણ કોઇને વેચાતી આપવા ખુશી નથી." આવો ઉત્તર સાંભળીને અબુ અલીની આંખોમાં આંસુ આવી ગયાં. તે દિવસથી તેમણે સંસારથી વિરક્ત થઈ ગયેલા વૈરાગ્યવાન પુરુષોની સાથે મજાક-મશ્કરીઓ કરવાની ટેવ છોડી દીધી."

મહર્ષિ અબુ અલી કહે છે કે, "એક દહાડો કોઇ સાધુ પુરુષ મારી કુટિ આગળ આવીને કહેવા લાગ્યોઃ 'તમારી કુટિનો એક ખૂણો મારે સારુ ખાલી કરી દો, મારે પ્રાણત્યાગ કરવો છે.' મેં તેના કહેવાથી મારી કુટિની અંદરની એક ઓરડી તેને સારુ ખાલી કરી આપી. તે ત્યાં બેઠો બેઠો સ્થિર દૃષ્ટિ કરીને અલ્લાનો નામોચ્ચાર કરવા લાગ્યો અને હું ગુપચુપ બેઠો બેઠો તે શું બોલે છે તે સાંભળવા લાગ્યો. પછી તે બોલી ઊઠ્યોઃ 'અબુ અલિ! મારી એકાગ્રતામાં તમે ખલેલ ન કરો.' તેણે જ્યારે આવું કહ્યું,

* ફકીર લોકો રંગબેરંગી નાના નાના કપડાના કટકાને સાંધીને એક જાતનો ઝબ્બો સિવડાવે છે, તેને મોરોક્કા કહે છે.

—બંગાળી અનુવાદક

ત્યારે હું ત્યાંથી બીજે ઠેકાણે જતો રહ્યો. થોડીક વાર પછી હું પાછો આવ્યો, ત્યારે તે પહેલાંની માફક જપ કર્યા કરતો હતો અને તે પછી થોડી વારમાંજ તેણે શરીર છોડી દીધું. મેં તેના કફનને સારુ સફેદ કપડું લઇ આવવાને અને શબને સ્નાન કરાવનારાઓને તેડાવવાને માણસો મોકલ્યાં અને ત્યાર પછી હું તેના મૃતદેહની પાસે જઇને તેને બારીક નજરે જોવા લાગ્યો કે, આ માણસ છે કોણ? મેં તેને અગાઉ કોઇ દહાડો દીઠો હોય એવું મને યાદ નથી. હું ઘણોજ વિસ્મયમાં પડી ગયો. પછી મારા મોઢામાંથી એવું બોલાઇ ગયું કે, 'હે પ્રભો! તેં મને એવા માણસનું આજે દર્શન કરાવ્યું કે, મેં તેને જોયો ન જોયો અને એટલી વારમાં તો તે ચાલતો થઇ ગયો! અરે! તે હમણાં તો હતો અને ક્યાં ઊડી ગયો?' આટલું હું બોલી રહ્યો કે તરતજ મારે કાને ગેબી અવાજ સંભળાયો કે, 'મૃત્યુનો દેવ જેને ઘણોએ શોધી વળ્યો પણ જે જડયોજ નહિ, ×બેહેસ્તની હૂરી (અપ્સરા) જેને વરવા આતુર હતી પણ તેને પણ નિરાશ થવું પડયું, તે માણસને તું કેવી રીતે શોધી કાઢવાનો હતો?' "

મહર્ષિ કહે છે કે, "એક દહાડો મેં એક વૃદ્ધ પુરુષને કોઇ ભાંગીતૂટી મસ્જિદમાં બેસીને રડતો દીઠો. મસ્જિદનું ભોંયતળિયું તેનાં આંસુથી પલળી ગયું હતું. મેં તેને કહ્યું: 'બુઢ્ઢાજી! તમે રડો મા; બોલો, તમને થયું છે શું તે કહો.' ત્યારે તે ડોસો બોલ્યો: 'ઓ યુવાન! હું તેને મળવાની ઉત્કંઠાથી અધીરો થઇ ગયો છું. કોઇ એક ગુલામ તેના માલિકના ઘરમાંથી નાસી ગયેલો તે પકડાઇ ગયો. કોઇ ભલા માણસે તેના માલિકને આગ્રહ કર્યો કે એનો આટલો અપરાધ માફ કરો, તે ઉપરથી માલિકે તે ગુલામને ક્ષમા આપી, તોપણ તે રડતો છાનો રહ્યોજ નહિ, ત્યારે તેને માફી અપાવનાર માણસે પૂછયું કે, 'હવે તું શા વાસ્તે રડે છે? તારા માલિકે તને માફી તો ક્યારની આપી દીધી છે, પછી શું છે?' ત્યારે તે

---

× આવા બ્રહ્મજ્ઞાની મહાત્માઓની કલ્પના પણ ફિરસ્તાઓ અને અપ્સરાઓના માનસિક ચિત્રોથી રંગાઇ ગઇ છે, તે બતાવી આપે છે કે, તેમણે જ્ઞાનમાં અને યોગાભ્યાસમાં ઘણી ઉન્નતિ કરેલી, છતાં જે સમાજમાં તેઓ જન્મ્યા હતા, તેની પૌરાણિક માન્યતાઓમાંથી તેઓ મુક્ત થયા ન હતા. આપણા દેશના તુલસીદાસ, તુકારામ વગેરે વૈષ્ણવ સંતોની પણ એવીજ દશા હતી. —સેવાનંદ

ગુલામનો માલિક બોલ્યો કે, 'એ મારા સંતોષ અને સંમિલનને સારુ રડે છે, એ એમ સમજે છે કે, મેં એને માફી તો આપી છે, પણ હું તેના ઉપર સંતુષ્ટ થયો નથી અને પ્રથમની જેમ મેં તેને મારી નજીક આવવા દીધો નથી, એટલા વાસ્તે તે રડે છે.' મારી પણ તે ગુલામના જેવીજ દશા છે.'"

એક વાર મહર્ષિ અબુ અલીની કુટિ આગળ કોઇ જુવાન આ-વીને ઊભો રહ્યો અને તેમને કહેવા લાગ્યો: "કોઇના મનમાં કદાચ પાપી વિચાર આવી જાય, તો તેથી તેની શુદ્ધતાને કંઈ જાતની હાનિ થવાનો સંભવ છે?" આ પ્રશ્ન સાંભળીને મહર્ષિની આંખો ભરાઇ આવી, તેથી તેમણે પોતાના એક શિષ્યને કહ્યું કે, "તું આ પ્રશ્નનો જવાબ દે." તે શિષ્ય, જેનું નામ જયનોલ્ ઇસ્લામ હતું, તેણે કહ્યું કે, "બાહ્ય શુદ્ધિને નહિ, પણ આંતરિક શુદ્ધિને જરૂર હાનિ થાય છે."

મહર્ષિ પોતે કહે છે કે, "એક વાર મને નેત્રરોગ થયો હતો અને તેથી મારી આંખોમાં અત્યંત પીડા થવા લાગી. આ વેદનાને લીધે હું ઘણા વખત સુધી દુઃખી રહ્યો; એવી હાલતમાં મને ઊંઘ તો આવેજ શાની? એક દિવસ દૈવયોગે મારી આંખ જરાક મળી ગઇ. તે વખતે ઊંઘમાં મેં દૈવવાણી સાંભળી કે, 'ઈશ્વરના દાસને માટે શું ઈશ્વર એકલો પૂરતો નથી?' ત્યાર પછી હું જાગી ઊઠ્યો અને જોયું તો મારી પીડા શમી ગઇ હતી. તે દિવસ પછી મારી આંખો કદી દુખી આવી નથી."

એક વાર તેઓ એવું પણ કહેતા હતા કે, "એક વાર હું પાધર રણમાં થઈને મુસાફરી કરતો હતો, એવામાં હું રસ્તો ચૂકી ગયો. પંદર દિવસ સુધી ખૂબ રવડ્યા પછી મને ખરો રસ્તો હાથ આવ્યો. તે વખતે કોઈ લશ્કરના સિપાઇએ મને એઠો શરબત પીવા આપ્યો. મને તરસ એવી સખ્ત લાગી હતી કે, તે એઠો છે એવું જાણીને પણ હું પી ગયો. તે શરબતની મલિનતા અને તેની માઠી અસર ત્રીસ વરસ સુધી મારા અંતઃકરણમાં ભરાઇ રહી."

મહર્ષિના શિષ્યોમાં કેટલાક શરીરે બળવાન પુરુષો હતા, તેમને તેમણે શિયાળામાં પણ ઠંડે પાણીએ સ્નાન કરવાનો આદેશ કર્યો હતો. જેઓ નાજુક શરીરના હતા, તેમના પ્રતિ મહર્ષિનો વ્યવહાર ઘણો કોમળ હતો. આવા જુદાપણાના સંબંધમાં તેમનું કહેવું એવું હતું કે, "દરેક જણની શક્તિ કેટલી છે તેનો વિચાર

કરીને તેને સાધન કરવાની રીત બતાવી દેવી જોઇએ."

એક વાર કોઇ ધનવાન પુરુષે મહર્ષિ અબુ અલીને ભોજનનું નિમંત્રણ દીધું. નિમંત્રણ દેનાર ગૃહસ્થને ઘેર જ્યારે તે જવા નીકળ્યા, ત્યારે રસ્તામાં તેમણે એક ડોશી દીઠી. તે એવું બોલતી હતી કે, "હે ઈશ્વર! તું મને એક બાજુએ પુષ્કળ છોકરાં આપે છે અને બીજી બાજુએ મને ભૂખે મારે છે, એ તારો મારા પ્રતિ કેવો વ્યવહાર કહેવાય?" મહર્ષિ તો આ બધું સાંભળીને ચાલ્યા ગયા, પણ જેને ઘેર તેમને ભોજનનું નિમંત્રણ હતું તેને ઘેર જતાં વારનેજ તેમણે કહ્યું: "મને એક થાળી ભરીને ખાવાનું આપો." તે સાંભળીને ઘરધણી મનમાં ખુશ થયો કે, ચાલો બહુ સારું થયું. આજે તો મહર્ષિ અહીં જમશે અને વળી એક થાળી ભરીને ઘેર પણ લેતા જશે; પણ તેમને તો નહોતું ઘર અને નહોતાં છોકરાંછૈયાં. તેમણે તો પીરસેલી થાળી માથા ઉપર મૂકીને પેલી ડોશીના ઘર ભણી ચાલવા માંડયું અને ત્યાં જઇને તે થાળી તેને આપી દીધી.

મહર્ષિના જીવનનાં અંતિમ વર્ષ અત્યંત વ્યાકુળતા અને ઉત્કંઠામાં વ્યતીત થયાં હતાં. દરરોજ સાંજના તે પોતાના ઘરની અગાસી ઉપર ચઢતા અને સૂર્યની સામે મોઢું કરીને બોલતા: "હે અખિલ ભૂમંડલમાં ભ્રમણ કરનારા! આજે તું આવ્યો અને અહીંથી ચાલ્યો જાય છે–શા વિચારથી આવ્યો અને શા વિચાર લઇને જાય છે, તે તો તું જાણે; પણ આખા ભૂલોકમાં તેમજ દ્યુલોકમાં કોઇ પણ ઠેકાણે મારા જેવો શોકાર્ત અને વ્યાકુળ જીવ તારા જોવામાં આવ્યો છે? કોઇ પણ ઠેકાણે મારા સરખા ભ્રમિત મસ્તકવાળા માણસની ભાળ તને મળી છે?" તે દરરોજ આજ પ્રમાણે એકના એક શબ્દો બોલી જતા અને સૂર્ય જ્યારે આથમી જતો ત્યારે અગાસી ઉપરથી હેઠે ઊતરતા. જે ઘરની અગાસી ઉપર ચડીને તે આ પ્રમાણે બોલતા હતા, તે ઘરની સામેની ખાલી જગ્યામાં તેમના મરણ પછી તેમને દાટયા હતા. એ ઘર "બયતોલ ફતુહ" ના નામથી ઓળખાતું હતું.

મહર્ષિ અબુ અલીના આખર દિવસમાં તેમના મોઢામાંથી એવી ઊંચા પ્રકારની વાતો નીકળી પડતી કે જેનો મર્મ તેમની આસપાસના લોકો સમજી શકતા ન હતા. તેમના ઉદ્‌ગારના મર્મ સમજવા જેટલી યોગ્યતા બહુજ થોડાં માણસોમાં હતી. આથી કરીને તેમના ઉપદેશ સાંભળવાને આવનારાઓની સંખ્યા બહુજ

જૂજ હતી. તેમની કોઇ પણ સભામાં સત્તરઅઢાર કરતાં વધારે હાજરી કદી જોવામાં આવતીજ નહિ. અબદુલ્લા અનસારી નામનો એક જણ કહે છે કે, "જેમ જેમ અબુ અલી દક્કાકના ઉપદેશ ઊંચી અને ગહન વાતોથી ભરપૂર થતા ગયા, તેમ તેમ તેમની સભામાં શ્રોતાઓની હાજરી ઓછી થતાં થતાં સભા છેકજ ખાલીખમ થઈ ગઈ."

તેમની વ્યાકુળતાની પ્રથમાવસ્થામાં તેમના મનની હાલત એવા પ્રકારની હતી કે, તેને લીધે તે હમેશાં નીચે પ્રમાણેજ બોલ્યા કરતા કે, "હે પ્રભો! આજે તું મને એક ક્ષુદ્ર કીડીના જેવો બનાવી દે અથવા એક ઘાસના પાંદડા જેવો બનાવી દે. હે પરમેશ્વર! મને લજ્જિત કરીશ નહિ. વ્યાખ્યાનપીઠ ઉપર બેસીને જ્યારે હું ઉપદેશ દઉં છું, ત્યારે હું તારા સંબંધમાં લોકોની સાથે ખૂબ સ્પર્ધા કરું છું. હવે જો મારી આબરૂના તારે છેકજ કાંકરા કરી દેવા હોય તોપણ એ લોકોની આગળ તો તારે મારી ઇજ્જત સાચવવીજ જોઇશે. તેમની બધાની વચ્ચે તું મને લજ્જિત કરતો નહિ. મેં જે સંન્યાસી (સૂફી)નું વૈરાગ્ય–વસ્ત્ર (મોરેક્કા) ધારણ કર્યું છે તેને કાયમ રહેવા દેજે, મારા હાથમાંનો દંડ અને મારું ચર્મમય ભિક્ષાપાત્ર પણ મારા હાથમાં રહેવા દેજે. મને સૂફીઓના આચાર અને તેમના વ્યવહાર ઘણા પ્રિય લાગે છે. ત્યાર પછી તારી જો મરજી હશે તો મારું વૈરાગ્ય–વસ્ત્ર, મારો દંડ, મારું ભિક્ષાપાત્ર, એ બધાંને હું તારા કહ્યા પ્રમાણે દોજખને એક છેડે મૂકી દઈશ. હું બધો વખત તારા વિયોગની પીડાથી વ્યથિત થયા કરું છું અને થતોજ રહીશ. આ રણની વચ્ચે બેઠો બેઠો તારે સારુ વિલાપ કર્યા કરીશ, મારા દુઃખભર્યા પોકાર કર્યા કરીશ, મારી પોતાની નીચતા અને અધમતાને સંભારી સંભારીને અશ્રુપાત કર્યા કરીશ; મારા પ્રિયતમથી હું આટલો વેગળો અને વિખૂટો પડયો છું, તેને સારુ હું આર્તપોકાર કરતો રહીશ. બીજું શું કરું? જો મને તારા સાંનિધ્યનો લાભ નહિ થવાનો હોય, તો તારા વિરહથી ઉત્પન્ન થતી વિશેષ પીડા મારા કિસ્મતમાં લખાઇ છે, તે ચાલુજ રહેશે. હે મારા પ્રભુ! મેં મારા જીવનને મારે હાથેજ પાપની કાળાશ લગાડીને કાળું કરી દીધું છે. તેં મારા વાળને કાળાના ધોળા કર્યા. હે સફેદ અને કાળા રંગના ઉત્પન્ન કરનારા! તું તારા પોતાના પ્રેમ અને દયાના પ્રભાવ વડે મારી કાળાશને શુક્લવર્ણી

બનાવી દે. હે પ્રભો ! જે તને ખરી રીતે ઓળખી ગયો છે, તે તો તારું અનુસંધાન કરવામાંથી કદી પણ પાછો હઠવાનોજ નથી; પણ એવી રીતે અનુસંધાન કરનાર વ્યક્તિ કદાચ તને જાણી શકે; પરંતુ તે કોઇ દહાડો તને પ્રાપ્ત કરી શકવાનો નથી. હે પ્રભો ! હવે હું બરાબર સમજી ગયો છું કે, તું તારી દયા અને પ્રેમને લીધે મને એક દિવસ સ્વર્ગમાં તેડાવી લેશે, ઊંચા પદ ઉપર બેસાડી દેશે; તોપણ તારી સેવામાં મારાથી જે ત્રુટિઓ રહી ગઇ છે અને હાલ હું છું તે કરતાં હું વધારે સારો થઇ શકત, પણ હું થયો નથી, તેનો ખેદ તો સદાએ મારા હૃદયમાં રહેવાનોજ છે.”

મહર્ષિ અબુ અલી ક્યારે અને કેવી રીતે પરલોકવાસી થયા તે વિષે મૂળગ્રંથમાં કશું લખ્યું નથી.

## ઉપદેશવચન

૧. ખાસ પ્રયત્ન કરીને પોષ્યા વિના એમનાં એમ ઊગી નીકળેલાં ઝાડને ફૂલ આવે છે, પણ ફળ નથી લાગતાં; કદાચ ફળ લાગે તોપણ તેમાં કશો સ્વાદ હોતો નથી. એજ પ્રમાણે જે સાધક પોતાના સદ્ગુરુના સહવાસમાં રહીને તેમની શિક્ષા મુજબ સાધન ન કરતાં પોતાની આપઅક્કલથી સાધના કરવા પ્રવૃત્ત થાય છે, તેની સાધનાનું કશુંજ શુભ ફળ આવતું નથી.

૨. કોઇને વેપાર કરવાનો વિચાર હોય તો તેણે પુષ્કળ માલનો સંગ્રહ કરવો જોઇશે, પણ પોતાના ઘરમાં એકલાં એકલાંજ બેસી રહેવું હોય તેની પાસે થોડું હોય તોપણ ચાલે. જેને લોકોની આગળ પોતાની પંડિતાઇ બતલાવવા માટે તેમજ પંડિત તરીકે માનપ્રતિષ્ઠા પામવાને માટે વિદ્યોપાર્જના કરવી હોય, તેણે તો નાના પ્રકારની વિદ્યાઓનું ઘણુંજ વિશાળ અધ્યયન કરવું જોઇશે. જો પારલૌકિક યાત્રાને માટે તૈયારી કરવા પૂરતી અને વ્યવહારમાં ઉતારવા સારુ વિદ્યા સંપાદન કરવાનો વિચાર હોય, ત્યારે તો થોડી વિદ્યા પણ પુષ્કળ ફળ પેદા કરે છે.* સાધના અને

* શ્રીરામકૃષ્ણ પરમહંસ પણ ઘણી વાર એવું કહેતા કે, “બીજા લોકોને લડાઇમાં હરાવવાને માટે નાના પ્રકારનાં અસ્ત્રશસ્ત્ર અને યુદ્ધકૌશલનો ખપ પડે છે, પણ જો જાતેજ મરી જવું હોય તો એક છરી કે ખીલોજ પૂરતો થઇ પડે છે. તેવી રીતે બીજા લોકોના ગુરુ થવાને સારુ નાના પ્રકારની વિદ્યાઓ અને તર્કની યુક્તિઓનો ખપ પડે છે, પણ પોતાની જાતને માટે તો રામનામ અથવા **तत्त्वमसि**નું વાક્ય પૂરતું છે.” —સેવાનંદ

ઈશ્વિરાનુરાગની પદ્ધતિ અને તેની સાથે સંબંધ ધરાવનારી વિગતો સમજી લઈને તદનુસાર કાર્ય કર્યાં વિના કશું ફળ ઉત્પન્ન થતું નથી. કાર્ય કરતા જવું અને વિનયની રક્ષા કરવી એ જ્ઞાનનું લક્ષ્યબિંદુ છે.

૩. ખબરદાર! પોતાની જાતને સારુ કોઈ પણ સૃષ્ટ વસ્તુની સાથે તમારો વિરોધ કરવો નહિ. એવું કરવાથી તમે તમારી જાતની સાથેજ સ્પર્ધામાં ઊતરશો. તમે એટલું યાદ રાખજો કે, તમારું પોતાનું કશું અસ્તિત્વજ નથી. તમારે માથે એક માલિક બેઠેલ છે, તેના ઉપર તમે તમારો બધોજ ભાર નાખી દઈને ફક્ત મુડદાના જેવાજ બની જજો.

૪. જે માણસ પોતાના પ્રાણને પોતાના પ્યારાના ઘરની સાવરણીના જેવો ન બનાવી દે, તે પ્રેમમાં કશું સમજતોજ નથી.

૫. ઈશ્વરના સિવાય બીજીત્રીજી વસ્તુઓના પ્રતિ જે માણસ પ્રીતિ રાખવા માંડે છે, તેનો ઈશ્વરપ્રેમ નિર્બળ બનતો જાય છે.

૬. જે માણસ પરમેશ્વરને એક બાજુએ મૂકીને વાત કરવા જાય છે, તે પોતાનીજ વાણીદ્વારા અસત્યનું આચરણ કરે છે.

૭. જે માણસ પોતાના ધર્મગુરુથી વિરુદ્ધ આચરણ કરવાનો સંકલ્પ કરે છે, તે ગુરુની સાથે એકજ ઘરની અંદર ભલે રહેતો હોય, તોપણ તે ગુરુની સાથેનો તેનો સંબંધ તૂટી જાય છે.

૮. પોતાના ગુરુનો સમાગમ કરવાને તેમની પાસે જતી વખતે જે માણસ ગુરુના પ્રતિ મનથી અવજ્ઞા કરે છે, તેને તેના અપરાધની સજા ન થાય અને તે પશ્ચાત્તાપ ન કરે, ત્યાંસુધી તેનાથી ગુરુના સહવાસનો યોગ્ય આદર થઈ શકતો નથી.

૯. ઈશ્વરપ્રાપ્તિની કામના અને સાધનપ્રણાલીમાં શરૂઆતથીજ જેનો પોતાના ગુરુ અને આચાર્યની સાથે સંબંધ જોડાયો ન હોય, તે માણસ જ્યાંસુધી કોઈ પણ એક આચાર્યનું અનુસરણ નહિ કરે, ત્યાંસુધી તે પોતાના જીવનને ગમે તેટલી ઊંચી અવસ્થાએ ભલે લઈ જાય, તોપણ તેનો ઈશ્વરની સાથે ઘનિષ્ઠ યોગ સ્થપાવાનો નથી; કારણ કે, સાધનભજન કરવા માટે અમુક માર્ગદર્શકની સહાયતા લેવીજ પડે છે; એવું કર્યાથી ઈશ્વરની સાથે પ્રત્યક્ષ સહવાસ કરવાનો લાભ થાય છે.

૧૦. ઈશ્વરની સેવાપૂજા જે કાંઈ તમે કરશો, તે બધું મંદિરોમાં અને મસ્જિદોમાંજ પડયું રહેવાનું છે; પણ ઈશ્વરનો સાક્ષા-

ત્કાર કરનારને તેના યોગાસન ઉપર બેઠાં બેઠાંજ એકાએક સાક્ષાત્કાર થઇ જાય છે. તે વખતે ઈશ્વરની અતિશય નિકટતાને લીધે સાધક સ્તંભિત થઈ જાય છે. ત્યાર પછી તેના પોતાના ગુણુ અને અસ્તિત્વ સંપૂર્ણ રીતે ઢંકાઇ જાય છે અને તેનું અસ્તિત્વજ રહેતું નથી; કારણુ કે, જ્યારે સાધક તેની સાધનાની આખરની અવસ્થાએ જઇ પહોંચે છે, ત્યારે તે શાંત અને સ્થિર થઇ જાય છે, તેની બાહ્ય ક્રિયાઓ પણુ પહેલાંના જેવી રહેતી નથી.

૧૧. જે સાધક શરૂઆતમાં કરવાની ક્રિયાઓ યથાવત્ નથી કરતો અને છેલ્લી અવસ્થામાં સિદ્ધ કરવાના ધ્યાનયોગમાં પણુ પ્રમાદ કરે છે, તેને તેની સાધનાનું કશું ફળ મળતું નથી.

૧૨. ભાવાવેશના આનંદના કરતાં ઈશ્વરનું અનુસંધાન કરવામાં જે આનંદ થાય છે, તે શ્રેષ્ઠ આનંદ છે; કારણુ કે, ભાવાવેશના આનંદમાં સ્વાભાવિક રીતે આત્મવિલોપનની આશંકા રહે છે, એથી ઊલટું અનુસંધાન કરવામાં ઈશ્વરના સંમિલનની આશા રહે છે.

૧૩. ઈશ્વર કહે છે કે, “ હું તેમના પ્રતિ પ્રેમ રાખું છું અને તેઓ મારા પ્રતિ પ્રેમ રાખે છે.” આ કથનમાં સાધનભજનનો ઉલ્લેખ કર્યો નથી, પ્રેમના કારણુનું કશું સૂચન કર્યું નથી, પણુ પ્રેમની સ્વાભાવિકતાનો અને તેની અહૈતુકતાનો ઉલ્લેખ સ્પષ્ટ છે.

૧૪. જે માણુસ શાસ્ત્રમાં નિષિદ્ધ કરેલી વસ્તુને ગ્રહણુ કરતો નથી, તેનો નરકમાંથી છુટકારો થાય છે. શક પડતી વસ્તુનો જે પરિત્યાગ કરે છે, તે સ્વર્ગમાં જાય છે; જે આના કરતાં પણુ વધારે ત્યાગ કરવાને તૈયાર છે, તે તો ઈશ્વરની સાથે એકાકાર થઇ જાય છે.

૧૫. કોઇ પણુ ખાસ કારણુ વિના જો વિષયનું જ્ઞાન આપોઆપજ થઇ જાય, તો તેને ઈશ્વરનું મોકલેલું વિજ્ઞાપન જાણુવું; એવાં વિજ્ઞાપનો વડે આત્મા ઉપર અજવાળું પડે છે.

૧૬. જો કોઇ માણુસ પોતાની આખી જિંદગીમાં ઈશ્વરની આજ્ઞાની બરાબર વિરુદ્ધજ આચરણુ કરતો રહે અને તેને જો સ્વર્ગલોકમાં લઇ જઇને બેસાડી દે, તો તેણે એક વાર પાપ કર્યાં હતાં તેના પશ્ચાત્તાપની વેદના તેના મનમાં એટલી તીવ્ર બની જશે કે, તેની પીડાથી તેને સ્વર્ગ નરક સમાન દુઃખદાયક થઇ પડશે; આથી ઊલટું જો કોઇએ પોતાની આખી જિંદગી ઈશ્વરની આજ્ઞાના અનુસરણુમાં અને ઈશ્વરની વાસ્તવિક ઉપાસનામાંજ વ્યતીત કરી

હશે અને જો તેને નરકમાં લઈ જઇને બેસાડી દે; તોપણ તેણે એક વાર કરેલી ઈશ્વરની સાચી ઉપાસનાનો પ્રકાશ તેના અંતરમાં ફેલાઇ જશે અને તેથી તેને માટે નરકનો અગ્નિ પણ સુશીતલ થઇ જશે અને તેનો નરકવાસ સ્વર્ગવાસ સમાન થઇ જશે.

૧૭. ઈશ્વર જ્યારે શાંતિનું દાન દે છે, ત્યારે તેમાં તેની શક્તિ જાહેર થઈ જાય છે અને તે જ્યારે ક્ષમા દર્શાવે છે, ત્યારે તેની દયા પ્રકટ થઈ જાય છે.

૧૮. જે માણુસ સંસારનું સુખ લઇને તેને સાટે પરલોકનો આનંદ વેચી મારે છે, તેને મોટો ભાગ્યહીન જાણવો.

૧૯. ઈશ્વરે તમને એકલાનેજ સ્વર્ગનું સુખ આપીને તમને પોતાના દાસ બનાવી દીધા છે, તે સ્વર્ગનો આનંદ તમે બીજા કોઇને વેચવા જશો નહિ અને વેચશો તોપણ તે સાટું જેવું જોઈએ તેવું નહિ થાય. ઈશ્વર સિવાય બીજા ગમે તેની સાથે તમે જે જે લેવડદેવડ કરશો તે ફળદાયી નીવડશેજ નહિ.

૨૦. માગણી, પ્રાર્થના અને સ્તુતિ, એ ત્રણ જુદી જુદી ક્રિયાઓ છે. તે પૈકી માગણી સંસારના પદાર્થોને માટે, પ્રાર્થના પરલોકને માટે અને સ્તુતિ પ્રભુની સાથે નિરવચ્છિન્ન સંબંધ જોડવાને સારુ છે.

૨૧. જે માણુસ સત્ય વચન બોલતાં પોતાની વાણીને સંકુચિત કરી રાખે છે, તે વાચાહીન દૈત્ય સમાન છે.

૨૨. રાજાઓના સંસર્ગથી દૂર રહેવું એ તમારે સારુ યોગ્યજ છે; કારણુ કે રાજાઓનો સ્વભાવ નાના બાળકના જેવો ચંચળ હોવાથી તેઓ વિશ્વાસને પાત્ર નથી અને વાઘના જેવા તેઓ ડરામણા હોવાથી તેઓ સોબત કરવાને યોગ્ય નથી.×



× સંસ્કૃત સાહિત્યમાં પણ એવુંજ એક સુભાષિત છે કે, રાજાઓ અને નખવાળાં પ્રાણીઓનો વિશ્વાસ નહિ કરવો. પણ હવે જ્યારે જગતના ઉપર રાજાઓજ રહ્યા નથી અને જે થોડા ટકી રહ્યા છે, તેઓ સત્તાહીન મૂર્તિઓના જેવા થઇને માત્ર રાજાના શણગાર સજવા પૂરતાજ રાજા કહેવાય છે; તેથી કરીને મહાત્માનો ઉપરોક્ત ઉપદેશ આજના અને ભવિષ્યના જગતને કામનો રહ્યો નથી. —સેવાનંદ



# ४४–महातपस्वी अबु इस्हाक इब्राहिम खवास

સંતશિરોમણિ અબુ ઇસ્હાક ઇબ્રાહિમ ખવાસ વૈરાગ્યના માર્ગના પ્રવાસી અને એકત્વવાદના વર્તુળના મધ્યબિંદુ સમાન હતા. તેમનું જીવન જ્ઞાન અને કર્માનુષ્ઠાનની સંમિલન–ભૂમિ જેવું હતું. તે એક સાચા ઈશ્વરાવલંબી અને જ્વલંતપ્રેમી પુરુષ હતા. અબુ ઇસ્હાક તેમના સમયના સાધુઓના નેતા અને અદ્વિતીય ઋષિરાજ તરીકે સર્વત્ર માન્ય થયા હતા. ધર્મવિધિના પાલનમાં તેમનાં દૃઢતા અને નિષ્ઠા અનુપમ હતાં. તત્ત્વજ્ઞાનના વિષયમાં તેમનું જ્ઞાન અગાધ મનાતું હતું. તેમને "રોયિ સોલ્ મત ઓક્કલીન્" (ઈશ્વર ઉપર સંપૂર્ણ અવલંબન કરનારાઓના અધિનાયક) એવા નામથી લોકો સંબોધન કરતા હતા. ઈશ્વર ઉપર તેઓ એવું એકાંતિક અવલંબન કરતા હતા કે, એક સફરજન સૂંઘતા સૂંઘતા પોતે આખું રણ ઓળંગી જતા હતા. ઇરાક દેશમાં રૌય નામનું એક શહેર છે, ત્યાં તેમનો નિવાસ હતો. જ્ઞાન અને કર્મકાંડના વિષયને લગતા તેમણે ઘણા સારા સારા ગ્રંથ રચ્યા છે. જંબિલ નામનું ચામડાનું બનેલું એક ખાસ પ્રકારનું વાસણ તેઓ બનાવતા હતા. ખવાસનો અર્થ સીવણકામ કરનારા થાય છે અને ચામડું સીવીને મસકના જેવું પાણી વગેરે ભરવાનું પાત્ર બનાવતા હતા, તેથી તેઓ ખવાસ કહેવાતા હતા. ઈશ્વરાવલંબન અને નિઃસંગતા એ બે તેમના મુખ્ય ગુણ હતા અને એ બે ગુણના બળે તેઓ કેટલીયે વાર વિશાળ રણમાં થઇને ગયા આવ્યા હતા.

અબુ ઇસ્હાક એવું કહે છે કે, " આચાર્યપ્રવર ખિજર મારી સાથે રહેવા ઇચ્છતા હતા; પણ તેથી મારા ઈશ્વરાવલંબનમાં વિઘ્ન આવશે એમ ધારીને મેં તેમને મારી સાથે રહેવાની ના કહી. મારું મન ઈશ્વર સિવાય બીજા કોઇની મોટાઈ અથવા શ્રેષ્ઠતાનો વિચાર પણ કરે તે મને પસંદ નથી." આટલું છતાં પણ તેઓ

પોતાની સાથે સોયદોરા, કાતર અને ચામડાનું બનાવેલું જળપાત્ર સાથે રાખતા હતા અને કોઇ પૂછતું ત્યારે કહેતા કે, "એ વસ્તુઓ સાથે રાખ્યાથી મારી ઇશ્વરનિર્ભરતાને કશી હાનિ થતી નથી."

પોતાના જીવનના એક પ્રસંગનું વર્ણન કરતાં મહર્ષિ અબુ ઇસ્‌હાક કહે છે કે, "એક વાર રણમાં થઇને જતાં મેં એક ભાવોન્મત્ત સ્ત્રી દીઠી. તેણે પોતાના મોઢા ઉપર બુરખો નાખ્યો ન હતો. મેં તેને કહ્યું: 'શ્રીમતીજી! તમે તમારા મોઢા ઉપર બુરખો નાખી દો.' તે બોલી: 'ખવાસ! તું તારી આંખોનેજ સાચવીશ તો ઘણું છે.' મેં કહ્યું: 'હું પ્રેમપંથનો પ્રવાસી છું, પ્રેમી લોકો પોતાની આંખોના ઉપર પડદો નાખતા નથી. આ વખતે અકસ્માત્ રીતે તમારા ઉપર મારી દૃષ્ટિ પડી ગઇ.' તે સ્ત્રી બોલી: 'હું તો ઉન્મત્ત અવસ્થામાં ફરું છું. ઉન્મત્ત લોકો પોતાનું મોઢું ઢાંકવાની કાળજી રાખતા નથી.' મેં પૂછ્યું: 'તમે કયા કલાલની દુકાનનો દારૂ પીને આટલાં ઉન્મત્ત થઇ ગયાં છો?' તે બોલી: 'ઓ ખવાસ! આ લોકમાં અને પરલોકમાં ઈશ્વર સિવાય બીજું જે કાંઇ હોય તે બધું મારાથી દૂરનું દૂર રહે છે એમજ જાણજે.' મેં પૂછ્યું: હે તરુણી! ત્યારે તમને મારા સમાગમની ઇચ્છા થાય છે?' તે બોલી: 'ખવાસ! મનમાં દુષ્ટ વિચાર લાવીશ મા. તું મને જેવી ધારતો હોઈશ તેવી ભાયડાઓને ખોળતી ફરનારી સ્ત્રી હું નથી. મને તો નિઃસંગતા સિવાય બીજા કશાની ઇચ્છાજ નથી.'"

વાસ્તવિક વિશ્વાસ કોને કહેવાય એવો પ્રશ્ન કોઈએ તેમને પૂછ્યો, ત્યારે તે બોલ્યાઃ "અત્યારે તો મારી પાસે તમારા પ્રશ્નનો જવાબ તૈયાર નથી; કારણ કે, હું જે કાંઇ કહીશ તેમાં મોઢા મોઢાના શબ્દો સિવાય બીજું કશું નહિ હોય. હું તમારા સવાલનો જવાબ આચરણદ્વારા પ્રત્યક્ષ બતાવવા ઇચ્છું છું. હું મક્કા જવાને તૈયાર થયો છું, તમે પણ મારી સાથે મક્કાની યાત્રાએ ચાલો; રસ્તે ચાલતાં ચાલતાં તમને તમારા સવાલનો જવાબ મળી રહેશે." પછી તે માણસ કહે છે કે, "હું મહર્ષિના કહેવા મુજબ તેમની સાથે મક્કા જવાને તૈયાર થયો. જ્યારે અમે બેઉ જણ મહારણમાં પેઠા, ત્યારે તેમને દરરોજ બે રોટલા અને થોડુંક પાણી એટલાં વાનાં આવી મળતાં. તેમાંથી તે એક રોટલો મને આપતા અને બીજો પોતાને સારુ રહેવા દેતા; આવી રીતે અમે બેઉ જણ રણ ઓળંગતા હતા એવામાં એક ડોસો અમારી પાસે આવીને ઊભો

રહ્યો. તે ખવાસને જોતાં વારનેજ પોતાના ઘોડા ઉપરથી ઊતરી પડ્યો, બન્નેએ એકબીજાને કુશળ સમાચાર પૂછ્યા અને થોડી વાર પરસ્પર વાર્તાલાપ કર્યો પછી તે ડોસો પોતાના ઘોડા ઉપર ચડીને ચાલતો થઈ ગયો. મેં ઇબ્રાહિમ ખવાસને પૂછ્યુંઃ 'મહાત્માજી! એ ડોસો કોણ હતો?' તે બોલ્યાઃ 'તમારા સવાલનો જવાબ તમને મળી ગયો છે.' મેં પૂછ્યુંઃ 'શી રીતે મળી ગયો?' તેમણે કહ્યુંઃ 'એ વૃદ્ધ પુરુષ આચાર્યપ્રવર ખિજર હતા. તેમણે મારી સાથે રહેવાની ઇચ્છા દર્શાવી, પણ મેં તેમની વાત કબૂલ કરી નહિ; કારણ કે મારા મનમાં ભય પેદા થયો કે વખતે મારી ઈશ્વરનિર્ભરતામાં ક્ષતિ આવી જાય તો?—ઈશ્વર સિવાય બીજા કોઇના ઉપર વખતે મારાથી વિશ્વાસ રખાઈ ગયો તો શું કરવું, એમ સમજીને મેં તેમને ના કહી.'"

મહર્ષિ કહે છે કે, "એકવાર હું રણમાં મુસાફરી કરતો હતો, એવામાં હું એક ઝાડ નીચે થાક ખાવા જેવો બેસવા જાઉં છું, તેવોજ મેં એક ભયંકર વાઘને મારા તરફ ચાલ્યો આવતો દીઠો. હું તે વખતે ઈશ્વરના નિર્ણય ઉપર ભરોસો રાખીને બેસી રહ્યો. વાઘ લંગડાતો લંગડાતો મારી નજીક આવ્યો અને મારી સામે લાંબો થઈને સૂતો સૂતો દુઃખને લીધે પોકાર કરવા લાગ્યો. મેં તેના ભણી જરાક ધ્યાન આપીને જોયું, તો મેં તેના આગલા પગ ઉપર સોજો આવેલો દીઠો અને તેનો ઘા પાકયો હોય એવું મને લાગ્યું. મેં એક અણીવાળી લાકડાની ચીપ લઇને તેના વડે તેના જખમનું મોઢું પહોળું કર્યું અને તેને દબાવીને અંદરનું પરુ તથા ગંદું લોહી કાઢી નાખ્યું. પછી એક ચીંથરુ લઈને મેં તેને પગે પાટો બાંધી આપ્યો. વાઘ તે પછી ચાલ્યો ગયો; પણ થોડી વાર પછી પોતાનાં બે બચ્ચાંને લઇને પાછો મારી પાસે આવ્યો અને ત્રણે જણ પૂછડાં હલાવીને મારી આસપાસ ચકરડીઓ મારવા લાગ્યા."

એક વાર મહાત્મા ખવાસ પોતાના એક શિષ્યની સાથે જંગલમાં થઇને જતા હતા, એવામાં એક વાઘની ભયાનક બરાડ તેમને કાને પડી. પેલા શિષ્યનું મોઢું તો બીકને લીધે ફિક્કુંફસ થઇ ગયું. પાસે એક ઝાડ હતું, તેના તરફ તે ગાભરો ગાભરો દોડી ગયો. તે સર્વાંગે થરથર કંપવા લાગ્યો. આ બધો વખત મહર્ષિ સ્થિર ભાવે જ્યાં બેઠા હતા ત્યાં ને ત્યાંજ બેસી રહ્યા હતા. પછી તેમણે પોતાનું નમાજ પઢવાનું આસન પાથર્યું અને નમાજ

પઢવા લાગ્યા. વાઘ તેમની નજદીક ચાલ્યો આવ્યો અને તેમના તરફ આંખો માંડીને જોવા લાગ્યો. થોડી વાર પછી તે વાઘ તો જતો રહ્યો અને મહર્ષિ પણ પોતાના શિષ્યની સાથે ત્યાંથી આગળ ચાલતા થયા. બીજે દહાડે મહર્ષિને એક મચ્છર કરડચો, ત્યારે તે બૂમેબૂમ પાડી ઊઠચા. પેલા શિષ્યે પૂછ્યું: "ભગવન્ ! આ શું કહેવાય ? ગઇ કાલે વાઘ આવેલો ત્યારે તો તમે બીતા ન હતા અને આજે એક મચ્છર કરડચો, તેમાં આટલા બૂમ-બરાડા શાના કરી મૂકો છો ?" મહર્ષિ બોલ્યા: "ગઇ કાલે હું આત્મચ્યુત થઇ ગયો હતો; અર્થાત્ મારી બાહ્ય ચેતનાથી ઉપરની ચેતનામાં ચાલ્યો ગયો હતો, અત્યારે તો હું બીજા લોકોના જેવો સચેતન જીવ છું."

હમિદ અસદિ નામનો એક માણસ કહે છે કે, "એક વાર હું મહર્ષિ અહમદની સાથે દેશભ્રમણ કરવાને નીકળી પડચો હતો. એક વાર અમે એવી જગ્યાએ જઇ ચડયા કે, જ્યાં ભયંકર સર્પના રાફડા જામી ગયા હતા. તેમણે તો ત્યાં આગળજ પોતાનું મૃગચર્મ પાથર્યું અને તેના ઉપર નિશ્ચિંત થઇને બેઠા. રાત પડી એટલે બધા સાપ રાફડામાંથી બહાર નીકળ્યા. મેં મહર્ષિને કહ્યું કે, 'સાપનાં જૂથ આવી પડ્યાં છે.' તેમણે મને ઈશ્વરનું સ્મરણ કરવાનું કહ્યું અને પોતે પણ ઈશ્વર-સ્મરણ કરવા લાગ્યા. મેં તેમના કહ્યા પ્રમાણે ઈશ્વરને યાદ કર્યા. સાપ બધા જેવા આવ્યા હતા તેવા પાછા ચાલ્યા ગયા. અમે આખી રાત ત્યાંજ સૂઇ રહ્યા. સવાર થઇ ત્યારે મહર્ષિની પથારીમાં એક સાપને કુંડાળું વળીને સૂતેલો દીઠો. મેં તેમનું બિછાનું જેવું ઊંચકયું તેવો તે નીચે પડી ગયો અને સળવળવા લાગ્યો. મેં પૂછ્યું: 'ભગવન્ ! તમારી પથારીમાં સાપ હતો તેની તમને ખબર ન પડી ?' તેમણે કહ્યું: 'ભાઇ ! ગઇ કાલે જેવો હું સુખપૂર્વક ઊંઘ્યો હતો, તેવો તો હું મારી આખી જિંદગીમાં કદી ઊંઘ્યોજ નથી.' આનું કારણ એ છે કે, તે રાત્રે મહર્ષિ ઈશ્વરના વિચારમાં પૂરેપૂરા નિમગ્ન થઇ ગયા હતા."

એક જણ એવું કહે છે કે, "એક દહાડો મેં મહર્ષિ ખવાસની ઓઢવાની ચાદર ઉપર એક વીંછીને ચાલતો દીઠો એટલે મેં તેને નીચે ફેંકી દીધો. તે જોઇને તેઓ મને કહેવા લાગ્યા: 'રહેવા દે, રહેવા દે, મારે બધી વસ્તુઓનો ખપ પડે છે, મારે

કોઇ વસ્તુ નકામી તો છેજ નહિ.'"

મહર્ષિ ઇબ્રાહિમ ખવાસ પોતાનો એક અનુભવ કહી સંભળાવે છે કે, "એક વાર મહારણ્યમાં ભ્રમણ કરતાં કરતાં હું રસ્તો ચૂકી ગયો. ચાલ્યો ચાલ્યો ઘણે આઘે નીકળી ગયો પણ ખરો રસ્તો મને હાથ લાગ્યો નહિ. આ પ્રમાણે હું કેટલાય દિવસ સુધી ચાલ્યો હોઇશ, એવામાં એક દિશાએથી માણસોનો ઘોંઘાટ મારે કાને આવવાથી હું ઘણો ખુશ થયો અને તે તરફ વળ્યો. તે દિશા તરફ જતાંજ એક જણ સામેથી મારા ભણી દોડી આવ્યો અને તેણે આવતાં વારને મને એક હડસેલો માર્યો. મને આથી ઘણું દુઃખ થયું. મેં ઈશ્વરને કહ્યું: 'અરે ભલા ભગવન્! જે માણસ તારા ઉપરજ આધાર રાખીને જીવે, તેની સાથે તું આવું વર્તન કરે છે!' તેના જવાબમાં મેં એવી દૈવવાણી સાંભળી કે, "જ્યાંસુધી તું મારા એકલાના ઉપરજ આધાર રાખતો હતો, ત્યાંસુધી તું મને પ્રિય લાગતો હતો, પણ હમણાં તું માણસોના ઘોંઘાટ ઉપર આધાર રાખવા ગયો એટલે તેં ધક્કો ખાધો.' હું દુઃખી હૈયે જેવો આગળ ચાલું છું તેવીજ મેં બીજી દૈવવાણી સાંભળીઃ 'ખવાસ! તને ધક્કો વાગ્યો તેથી તને દુઃખ થયું ખરી વાત? ત્યારે ચાલ, હવે તારા મોઢા આગળ કોણ ઊભું છે, તે જો.' મેં આંખ માંડીને જોયું તો મને હડસેલો મારનાર માણસ મારી સામે જમીન ઉપર મસ્તક મૂકીને મારી ક્ષમા માગતો હતો.!"

વળી તે પોતે કહે છે કે, "એક વાર હું તુર્કસ્તાનમાં પ્રવાસ કરતો હતો, તે વખતે સફેદ બાસ્તા જેવાં વસ્ત્રવાળો કોઇ દેખાવડો જુવાન મારી પાસે આવીને મને કહેવા લાગ્યોઃ 'મને તમારો સંગાથ કરવા દેશો?' મેં કહ્યું: 'મારો સંગાથ કરવાથી તારે ભૂખે-તરસે મરવું પડશે.' તે બોલ્યોઃ 'ભલે, હું તમારી ભૂખ-તરસમાં ભાગીદાર થઇશ.' અમે ચાર દિવસ સુધી સાથે સાથે મુસાફરી કરી. રસ્તામાં જે કાંઇ ખાવા જેવું મળી આવતું, તે મારા જેવા સંન્યાસીને ખાવા જેવું ન હતું. જ્યારે જ્યારે કાંઇ ખાવાનો પદાર્થ મળી આવતો, ત્યારે હું તે યુવાનને કહેતો કે ચાલ, ખાઇ લઇએ. પણ તે મને કહે તો કે, 'મેં તો એવો સંકલ્પ કરી રાખ્યો છે કે, જે ખોરાકની સાથે બીજા કોઇનો પણ સંબંધ હોય તે મારે મોઢે અડકાડવોજ નહિ.' મેં તેને કહ્યું: 'ભાઇ! તેં તો ઘણો વિકટ સંકલ્પ કર્યો લાગે છે!' તે બોલ્યોઃ

'ઇબ્રાહિમ! તમે ગાંડાં કાઢવાનું રહેવા દેજો. તમારા પરીક્ષકને એ ખાસ્સી દીવા જેવી આંખો છે. તે તમને જોયા કરે છે. તમારી પાસે ઈશ્વરનિર્ભરતા જેવું કશું છેજ નહિ.' ત્યાર પછી વળી તેણે એટલું ઉમેર્યું કે, 'સામાન્ય રીતે ઈશ્વરનિર્ભરતા એટલે ક્ષુધારૂપી વ્યાધિનું નિવારણ કરે એવી કોઇ પણ ખોરાકરૂપી ઔષધિ તમારી આગળ આવી પડે, તો દૂધમાંથી પોરા કાઢવા જેવું ન કરતાં તેને તમારે ઈશ્વરનીજ મોકલેલી માની લેવી.'"

પોતાના બીજા એક અનુભવનું વર્ણન કરતાં ઇબ્રાહિમ ખવાસ કહે છે કે, "એક વાર હું ઈશ્વરના ઉપર આધાર રાખીને રણને રસ્તે રસ્તે ચાલ્યો જતો હતો. સામેથી એક યુવાને આવીને મને સલામ કરી અને કહેવા લાગ્યો: 'મને આપની સાથે પ્રવાસ કરવાની રજા આપશો?' તે યુવાન મુસલમાન ન હતો પણ અગ્નિનો ઉપાસક હતો. મેં તેને કહ્યું, 'જે રસ્તે થઇને હું જાઉં છું, તે રસ્તો તમારો નથી.' તે યુવક બોલ્યો: 'ભલે, હું તમારેજ રસ્તે જઇશ, પણ તમારા સંગાથી થવાનો લાભ મારે ગુમાવવો નથી.' ત્યાર પછી એક અઠવાડિયા સુધી અમે જોડે જોડે મુસાફરી કરી. આઠમે દહાડે તે યુવાન મને કહેવા લાગ્યો: 'હે વૈરાગ્યવાન પુરુષ! તમે તમારા પ્રભુની સાથે જરાક બેઅદબી કરો; કારણ કે મને ભૂખ લાગી છે, તમે મારે સારુ કાંઇક ખાવાનું માગો.' મેં તે ઘડીએ ઈશ્વરની આગળ આત્મનિવેદન કરતાં કહ્યુ: 'હે પરમાત્મન્! હું તમને ખરી વાત કહું છું, એક અગ્નિપૂજકના દેખતાં મારી આબરૂ જવા દેશો નહિ.' ત્યાર પછી (દંતકથામાં કહેવાય છે તે પ્રમાણે) થોડીજ વારમાં તળેલી શાકભાજી, રોટલી, ×ખુર્માણીનાં ફળથી ભરેલી એક થાળી અને પાણીથી ભરેલી એક સુરાહી એટલાં વાનાં અમારી સામે અમે દીઠાં. અમે બેઉ જણે પેટ ભરીને ખાધું. ત્યાર પછી જ્યારે બીજું એક અઠવાડિયું વીતી ગયું, ત્યારે મેં તે યુવાનને કહ્યું:+ 'રાહેબ! હવે તમે તમારો પ્રભાવ બતાવો જોઇએ.'

---

× પ્રસ્તુત પુસ્તકમાં ઘણી જગ્યાએ ખોર્માં ફળનો ઉલ્લેખ આવે છે. તપાસ કરતાં માલૂમ પડ્યું કે સીમા પ્રાંતમાં જેને ખુર્માણી કહે છે, તેજ એ ફળ. ગુજરાતમાં એ ફળ સૂકાં વેચાય છે, તેને આપણે આલૂ કહીએ છીએ. —સેવાનંદ

+ અગ્નિના ઉપાસકોમાં જેઓ સંન્યાસધર્મ ગ્રહણ કરે છે, તેઓ રાહેબ કહેવાય છે. હાલમાં તો પારસીઓમાં સંન્યાસ–આશ્રમનો લોપ થયો જણાય છે. —સેવાનંદ

આવું સાંભળીને તે યુવાન પોતાની લાકડીને ટેકો દઈને ઊભો રહ્યો અને મોઢેથી કશું બડબડવા લાગ્યો. (દંતકથા પ્રમાણે) પહેલાંની માફક તળેલી શાકભાજી, રોટી, ખુર્માણીથી ભરેલી એક થાળી અને પાણીની સુરાહી, એટલા વાનાં અમારી સામે આવીને ઊભાં રહ્યાં. તે જોઇને મારા આશ્ચર્યનો પાર ન રહ્યો. મને વિચારમાં પડી ગયેલો જોઇને તે સાહેબ બોલ્યોઃ 'જોયા શું કરો છો? ચાલોને ખાઇ લઈએ.' હું તો શરમાતો શરમાતો ખાવા બેઠો. તેણે કહ્યુંઃ 'હું એક વાત કહેવા માગું છુ. તે એ છે કે તમે મારા ગુરુ છો, મારાથી વૃદ્ધ છો, તમારી મોટાઇનો વિચાર કરીને હું કહું છું કે તમે મને શરમાવશો નહિ, પણ ખરી વાત એ છે કે, અત્યારે આપણે જે વસ્તુઓ ખાઇએ છીએ તે મારા નહિ, પણ તમારાજ પ્રભાવથી આવી મળ્યાં છે અને હું તમારો પ્રસાદજ ખાઉં છુ.' ત્યાર પછી અમે બેઉ જણ જમવા બેઠા. ત્યાંથી ચાલીને અમે મક્કા ગયા. તે યુવાન તો મક્કામાંજ રહી પડ્યો."

ઇબ્રાહિમ ખવાસ એક વધુ અનુભવ આપણને કહે છેઃ "એક વાર રણમાં થઇને જતાં વળી હું ભૂલો પડચો, એવામાં એક માણસ મને સલામ કરીને મારી સામે ઊભો રહ્યો અને કહેવા લાગ્યોઃ 'તમે ભૂલા પડચા છો ને? ચાલો, આવો મારી પાછળ પાછળ. હું થોડાંકજ ડગલાં ચાલ્યો હોઇશ અને તે તો અદૃશ્ય થઇ ગયો; પણ મેં એટલું દીઠું કે, હું ખરે રસ્તે ચડી ગયો હતો. તે દિવસ પછી હું એક વાર પણ ભૂલો પડચો નથી, તેમ મારે રસ્તામાં ભૂખતરસનું પણ કશું દુઃખ વેઠવું પડયું નથી. એક વાર હું જંગલમાં પેઠો, તે વખતેજ સાંજ થઈ ગઈ. ત્યાર પછી એક ભયંકર વાઘનો મને ભેટો થયો. હું તે વખતે ભયભીત થઈ ગયો. પણ તેજ ઘડીએ એક દૈવવાણી મારે કાને સંભળાઈ કે, 'બીશ નહિ, બીશ નહિ, તારી રક્ષા કરનારા ઘણા ફિરસ્તાઓ છે.' એક વાર રણમાં મને એક માણસ મળ્યો, તેને મેં પૂછ્યુંઃ 'તમે કોણ છો?' તે બોલ્યો; 'હું એક વૃદ્ધ માણસ છું, મક્કા જવાને નીકળ્યો છું.' મેં પૂછ્યું, 'શું તમે વાહન, ખાવાનું એમાંનું કાંઇજ સાથે રાખતા નથી?' તે બોલ્યોઃ 'તમારા જેવો એક ઈશ્વરના ઉપર આધાર રાખીને યાત્રા કરનાર તો બીજો કોણજ હોઇ શકે?' મેં પૂછ્યું 'ઈશ્વરના ઉપર આધાર રાખવો એટલે શું?' તે બોલ્યોઃ 'લોકોની પાસેથી કશું ન લેતાં ઈશ્વરની પાસેથી લેવું તે.'"

એક બીજો સાધુપુરુષ કહે છે કે, "હું એક વાર દેશભ્રમણ કરવા નીકળ્યો હતો, તે વખતે મને ઇબ્રાહિમ ખવાસનો સંગાથ કરવાનું મન થયું. તેમણે મારી માગણી કબૂલ તો કરી પણ સાથે એટલું કહી રાખ્યું કે, 'રસ્તે જતાં તમામ પ્રકારની સગવડોને સારુ આપણા બેમાંથી ગમે તે એકના ઉપર કુલ જવાબદારી નાખી દેવી જોઇશે.' ત્યારે મેં કહ્યું: 'ભલે જવાબદારી તમારા ઉપર,' ત્યારે તેમણે કહ્યું: 'જો મારા માથા ઉપર જવાબદારી મૂકવી હશે, તો તમારે મારા કહ્યામાં રહેવું પડશે.' મેં કહ્યું: 'ભલે, તેમ થવા દો,' અમે તો ત્યાંથી આગળ ચાલતા થયા. કેટલીક વાર પછી અમે એક મુસાફરખાના આગળ આવી પહોંચ્યા. તેમણે મને કહ્યું કે, 'તું અહીં બેસ, હું પાણી લઇ આવું છું.' તે વખતે શિયાળાની ઋતુ હતી, હું લાકડાં વીણી લાવ્યો અને તેની મેં તાપણી સળગાવી. રસ્તામાં જે જે કામ કરવાની જરૂર પડતી, ત્યારે હું તે કામ કરવા જતો એટલે તરત તે મને મના કરતા અને પોતે જાતે કરી લેતા અને મને કહેતા કે, 'આપણી બેની વચ્ચે એવો કરાર છે ને કે કર્તાકારવતા હું અને તારે તો મારા અનુયાયી થઇને રહેવાનું.' રસ્તામાં એક વાર મુશળધાર વરસાદ તૂટી પડ્યો, ત્યારે તેમણે પોતાનું એક કપડું મારા માથા ઉપર ધરી રાખ્યું અને બે હાથે કપડું ઝાલી રાખીને સવાર થતાં સુધી ઊભા ને ઊભાજ રહ્યા. મને તો અતિશય શરમ આવી, મનમાં દુઃખ પણ થયું; પણ અમે પહેલેથી જે ઠરાવ કરી રાખ્યો હતો, તેનો વિચાર કરતાં મારાથી કશું કહેવાય એવું તો હતુંજ નહિ. કદાચ હું કહું તોપણ તેઓ મને એમજ કહેવાના કે, 'કર્તાકારવતા હું છું, બધી જવાબદારી મારે માથે છે, તું મારો અનુયાયી છે, તારું કામ તો હું કરું તે જોયા કરવાનું અને મારા કહ્યામાં રહેવાનું' એટલે હું તે દહાડે તે કશું બોલ્યો નહિ. પણ બીજે દહાડે મેં તેમને કહ્યું: 'ચાલો હવે આજથી કર્તાકારવતા હું થાઉં છું અને બધી જવાબદારી મારે માથે લઉં છું.' તેમણે કબૂલ કર્યું, પણ તે છતાં સેવાકાર્ય તો અગાઉની પેઠે તેમણેજ કરવાનું ચાલુ રાખ્યું, તેમની સેવાનો મને તેમણે વખતજ ન આવવા દીધો. હું તેમને કહેતો કે, 'તમે તમારા માલિકની આજ્ઞા વિરુદ્ધ કેમ વર્તો છો?' ત્યારે તે મને કહેતા કે, 'પોતાનું કામ માલિકની પાસે કરાવતી વખતે માલિકનું કહ્યું માનવુંજ નહિ, માત્ર માલિકની સેવા

કરતી વખતે તેની મરજી મુજબ વર્તન કરવું જોઇએ.' આવી રીતે હું ઠેઠ મક્કા સુધી તેમની સાથે ને સાથે હતો. પછી આખરે તેમની સેવાથી હું એટલો બધો લજવાઇ ગયો કે, આખરે હું તેમની પાસેથી નાસી છૂટ્યો. પછી એક વાર મેના નામના એક સ્થાનમાં તેમનો મને ફરીથી ભેટો થઇ ગયો. મને જોઇને તેમણે કહ્યું: 'ભાઇ! જે રીતે હું તમારી સાથે વર્ત્યો હતો, તેવી રીતે તમારે પણ તમારા બંધુઓની સાથે વર્તવું જોઇએ.'"

ઇબ્રાહિમ ખવાસ કહે છે કે, "એક વાર તુર્કસ્તાનમાં ભ્રમણ કરતી વખતે હું એક જગ્યાએથી પસાર થતો હતો ત્યારે મેં પુષ્કળ દાડમનાં ઝાડ દીઠાં, તે જોઇને મને પાકું દાડમ ખાવાનું ઘણુંજ મન થઇ આવ્યું. પણ ખાઈ જોતાં મને તે ઘણાંજ ખાટાં માલૂમ પડયાં, તેથી મેં ખાધાં નહિ અને ત્યાંથી આગળ ચાલતાં ચાલતાં જંગલમાં જઇ પહોંચ્યો. ત્યાં મેં એક ઘણોજ દુઃખી માણસ દીઠો. તેનો હાથ પાકયો હતો, અંદર મોટાં મોટાં ઘારાં પડયાં હતાં, તેમાં કીડા પડયા હતા અને તેના ઉપર પુષ્કળ માખીઓ બેઠી હતી. તેને જોતાં વારનેજ મને તેના ઉપર ઘણીજ દયા આવી ગઇ. મેં તેને કહ્યું: 'ઈશ્વર તમને આ પીડામાંથી મુક્ત કરે એવી હું ઈશ્વરને પ્રાર્થના કરું તો કેમ? તમારી છે મરજી? તમે કહેતા હો તો હું પ્રાર્થના કરું.' તેણે કહ્યું: 'નહિ, મારી મરજી નથી.' મેં પૂછયું: 'કેમ? શાથી મરજી નથી?' ત્યારે તે કહેવા લાગ્યો: 'આપણા ઉપર જે જે વિપત્તિઓ આવે છે, તે બધી વિધાતાના હુકમથી આવે છે, તે બધું તેના એકલાનાજ હાથમાં છે, મેં મારું બધું કર્તૃત્વ તેના કર્તૃત્વને અધીન કરી દીધું છે.' મેં કહ્યું: 'પણ જો તમે કહેતા હો તો તમારા હાથ ઉપર બેઠેલી માખીઓને ઉરાડી મૂકું.' તેણે કહ્યું: 'ખવાસ! તારા મનમાં મીઠાં દાડમ ખાવાની જે વાસના છે, તેને તો તું એક વાર ઉરાડી મૂક. તું મારા શરીરના આરોગ્યની આકાંક્ષા રાખે છે, પણ તું તારા પોતાના મનને તો પહેલું સ્વસ્થ અને રોગરહિત બનાવી દે, કે જેથી કરીને તે લાલચને વશ ન થાય.' મેં તેને પૂછયું: 'ભગવન્! તમે કેવી રીતે જાણ્યું કે મારું નામ ખવાસ છે અને મને મીઠાં દાડમ ખાવાનું મન થયું હતું?' તેણે કહ્યું: 'જેણે ઈશ્વરની સાથે એક વાર પરિચય કરી દીધો હોય છે, તેની આગળ ઈશ્વર બધુંજ ગુપ્ત તત્ત્વ પ્રકટ કરી દે છે.' મેં ફરીથી પૂછયું: 'તમને આ કીડા અને

માખીઓ કરડી ખાય છે, તે વખતે તમારા મનની અવસ્થા કેવી રહે છે?' તેણે કહ્યું: 'માખીઓ અને કીડા મને કરડે તો છે, પણ જ્યારે મારા સખાનીજ એવી ઇચ્છા છે, તો તે મને કબૂલ છે.'"

ખવાસ કહે છે કે, "મારા સાંભળવામાં એવું આવ્યું કે એક રાહેબ (અગ્નિપૂજક જાતિનો સંન્યાસી) લાગલાગટ સત્તર વરસથી રોમ નગરના એક× અગ્નિદેવના મંદિરમાં રહે છે. આ ઉપરથી તે અગ્નિપૂજક મહાત્માનું દર્શન કરવાને સારુ હું રોમ ગયો. હું તેમના નિવાસ આગળ આવીને ઊભો રહ્યો, ત્યારે તેમણે બારીમાં-થી ડોકું કાઢીને કહ્યું: 'ઇબ્રાહિમ! તમે શા સારુ આવ્યા છો? હું રાહેબ નથી, હું તો કૂતરાં પાળવાનું કામ કરું છું, મારી અધમ પ્રવૃત્તિઓરૂપી કૂતરાં બીજા લોકોને કરડે નહિ તેની રખ-વાળી કરું છું.' ત્યારે મેં ઈશ્વરની પ્રાર્થના કરી કે, 'હે પરમે-શ્વર! હે પ્રભો! આ ખોટે રસ્તે ચડી ગયેલા અગ્નિપૂજકને તું સન્માર્ગે ચડાવી દે.' આ સાંભળીને ને રાહેબ બોલ્યો: 'ઇબ્રા-હિમ! તું પહેલો તારી પોતાની જાતનુંજ અનુસંધાન કરે તો વધારે સારું. બીજા લોકોનાં કામમાં તું ક્યાં સુધી માથાં મારતો રહીશ? જ્યારે તને તારી પોતાની જાતની ભાળ મળી જાય, ત્યારે તું તારી પોતાની પ્રવૃત્તિઓના ઉપર ચોકીપહેરો કરતો રહેજે. એ પ્રવૃત્તિઓ દહાડામાં ત્રણસોને સાઠ પ્રકારનાં પ્રભુત્વનો પોશાક પહેરીને લોકોને કુમાર્ગ તરફ જવાની પ્રેરણા કર્યાજ કરે છે.'"

ખવાસ એક પ્રસંગે એવું કહે છે કે, "એક વાર રણમાં થઇને પ્રવાસ કરતાં હુ ઘણોજ ભૂખ્યો થઇ ગયો. એક મુસાફર મારી આગળ આવી તે મને કહેવા લાગ્યો: "અલ્યા ઓ ભૂખાળવા! તું આટલો બધો આકુળવ્યાકુળ શાનો થઇ જાય છે? જરાક ભૂખને સહન કરતાં શીખ.' મેં કહ્યું: 'શું કરું? આજકાલ કરતાં કેટલાયે દિવસ થયાં કશું ખાવા પામ્યો નથી.' ત્યારે તે બોલ્યો: 'એવુંજ છે તો હું એકલા ઈશ્વર ઉપરજ નિર્ભર રહું છું, એવી શાને બડાઇઓ કરતો ફરે છે? તને એટલી ખબર નથી કે, તારા ટીકાકારો તારા આ છિદ્રને જોઇ લેશે અને લોકોમાં જાહેર કરી દેશે?'"

એક વાર મહર્ષિ ઇબ્રાહિમ પોતાની છાતી ઉપર જોરથી ઢીંકો

×પારસીઓની અગિયારી અથવા ફાયર ટેમ્પલ. —સેવાનંદ

મારવા લાગ્યા અને કહેતા ગયા કે, "હાય હાય રે! જે મને જોયા કરે છે, તેને હું જોઇ શકતો નથી." કોઇએ તેમને પૂછ્યું: "આપને ખાવાનું ક્યાંથી આવી મળે છે?" ઇબ્રાહિમે જવાબ દીધો: "માના ગર્ભસ્થાનમાં સૂતેલું બાળક અને જંગલમાં રહેનારું જાનવર, એ બે જણુને જે ઠેકાણેથી ખાવાનું મળે છે, તે ઠેકાણેથી મને પણ મળે છે." કોઇએ તેમને એવું પૂછ્યું કે, "ઈશ્વર ઉપર નિર્ભરતાનો ગુણ કેળવવાથી લાભ શો થાય છે તે બતાવો." ત્યારે તે બોલ્યા: "લોભ તો મનુષ્યના સ્વભાવમાં રહેલો છે, તે સૌના હૃદયમાં જાગી ઊઠે છે, પણ જેઓ ઈશ્વર ઉપર નિર્ભર રહે છે, તેમનું લોભ કશું બગાડી શકતો નથી; કારણ કે એવું કર્યાથી જે કાંઇ માણસના હાથમાં છે, તેના પ્રતિ આશારહિત થઇ જવાથી લોભનું દમન કરવાનું કામ સહેલું થઇ જાય છે."

મહર્ષિ ઇબ્રાહિમને વૃદ્ધાવસ્થામાં મરડાનો વ્યાધિ લાગુ પડ્યો. આ વખતે તેઓ રૅાય શહેરની એક મસ્જિદમાં રહેતા હતા. દહાડો અને રાત મળીને તેમને સાઠ સાઠ વાર શૌચ જવા જવું પડતું અને જેટલી વાર ઝાડે ફરવા જતા તેટલી વાર સ્નાન કરીને કરીને નમાજ પઢતા. આખરની અવસ્થા સુધી તેમણે આ નિયમને ઢીલો કર્યો ન હતો. એક દિવસ તળાવમાં સ્નાન કરતાં કરતાંજ તેમનો પ્રાણ નીકળી ગયો. હિજરી સંવત ૨૯૯ની સાલમાં તેમનું મરણ થયું કહેવાય છે. મરી ગયા પછી તેમના મૃતદેહને લોકો મસ્જિદમાં લઇ આવ્યા. તે વખતે એક સાધુપુરુષે તેમના ઓશીકા નીચે રોટલાનો એક ટુકડો દીઠો. તે જોઇને તેણે કહ્યું: "જો આ રોટલાનો ટુકડો મેં ન દીઠો હોત, તો હું તેમની અંત્યેષ્ટિક્રિયાની નમાજમાં ભાગ લેતજ નહિ. મારા જોવામાં એ રોટલો ન આવ્યો હોત તો મને એવો વહેમ આવત કે, વખતે ઈશ્વરના ઉપર આધાર રાખવાથી એ ભૂખે તો નહિ મરી ગયા હોય! તેમણે પોતાના સમગ્ર જીવનમાં પોતાના દૃઢ સિદ્ધાંતની હદની બહાર એક ડગલું પણ દીધું નથી. સંતમહાત્માઓ એકના એક ભાવમાં અને એકની એક અવસ્થામાં આખું જીવન વ્યતીત કરતા નથી, તેઓ તો સત્યની શોધમાં નીકળેલા પ્રવાસીઓ છે. તેઓ એકની એક અવસ્થામાં એકલા નિર્ભરતાના સિદ્ધાંતને મડાગાંઠ વાળીને પોતાની જગ્યાએ અડી બેસતા નથી, તેઓ તો સતત પ્રગતિમાન હોય છે, તેથી કરીને તેમના ભાવોમાં અને અવસ્થાઓમાં સંજોગો પ્રમાણે વખતો-

વખત ફેરબદલી થયા કરે છે.

## ઉપદેશવચન

૧. વિષયકામનાથી મુક્ત પુરુષની બુદ્ધિ સ્થિર થાય છે અને પછી તેને જ્યાં જવાની ઇચ્છા હોય ત્યાં તે ચાલ્યો જાય છે.

૨. પરમેશ્વર પોતાના શરણાગતની ઇચ્છા પૂર્ણ કરે છે એવું જે જાણી ગયા છે, તેનો તો એકજ ધર્મ બાકી રહે છે કે, ઈશ્વરની અંદરજ સ્થિતિ કરીને વિશ્રાંતિ લેવી અને તેના એકલાના ઉપર ભરોસો રાખીને જીવવું.

૩. ઝાઝા વાચાળપણાથી પંડિતાઇ આવતી નથી. જે માણસ પોતાના જ્ઞાનને અનુસરીને કર્મ કરે છે અને ધર્મવિધિનું પાલન કરતો રહે છે, તેની વિદ્યા ભલે અલ્પ હોય તોપણ તે પંડિતજ છે.

૪. બે નાનીસરખી વાતોમાં તમામ જ્ઞાન સમાઇ જાય છે. ઈશ્વરે તમારી પાસેથી ક્લેશ અને દુઃખને દૂર કરી દીધાં છે, તેમને પાછાં તમારે તમારા ભણી ખેંચવાં નહિ અને બીજી વાત એ છે કે, ઈશ્વરે તમને જે જે નિયમો બતાવ્યા છે, તેનો તમારે અનાદર કરવો નહિ અને તેના સંપાદનમાં તમારે ત્રુટિ આવવા દેવી નહિ.

૫. જે માણસ લોકોને ઈશ્વરનું દર્શન કરાવે છે અર્થાત્ જે લોકોની આગળ ઈશ્વરદર્શનના અનુભવોની વાતો કરે છે, પણ જે પોતે ઈશ્વર સિવાય બીજાની સાથે સ્થિતિ કરે છે, તેના ઉપર ઈશ્વર સંકટ મોકલાવે છે. ત્યાર પછી જો તે પશ્ચાત્તાપ કરીને પોતે ઉપર કહી તેવી પ્રવૃત્તિમાંથી પાછો હઠે અને ઈશ્વરની સાથે સ્થિતિ કરે, તો ઈશ્વર તેના ઉપર આવી પડેલા તમામ સંકટનું નિવારણ કરી દે છે.

૬. ઈશ્વરના સિવાય બીજા કોઇ પણ વિષયમાં જો તેના ચિત્તની સ્થિતિ થઇ અને ત્યાં ઝાઝો વખત ટકી રહી, તો ઈશ્વર મનુષ્યોના હૃદયમાંથી તેના ઉપરના પ્રેમ અને સદ્ભાવનાને ખેંચી લે છે. જે માણસ લોભનાં વસ્ત્ર ધારણ કરે છે, લોભને વશ થઇને લોકોની આગળ કાલાવાલા કરતો ફરે છે, એવા માણસને માટે લોકોના મનમાં દયા અને અનુગ્રહ હોતાં નથી, આખરે તો તેની એવી અવસ્થા થઇ જાય છે, કે તેનું આખું જીવન નિરાશા અને મુસીબતોથી ભરપૂર થઇ જાય છે અને છેવટે દુઃખ અને વિપત્તિઓની યંત્રણાથી પોકાર કરતો કરતો તેનો પ્રાણ જાય છે. તેના જીવનમાં

આત્મગ્લાનિ અને પશ્ચાત્તાપ એ વાનાં કાયમનાં રહી જાય છે.

૭. ઈશ્વર જે મૃતસંજીવનદાતા છે, તેની પાસે સ્થિર થઇને ઊભા રહેવું એનું નામ નિર્ભરતા. ધર્મવિધિને અનુસરીને સાધન-ભજનમાં દ્રઢતા રાખવી એજ ધૈર્ય.

૮. સદ્વિચાર ધ્યાનને જન્મ આપે છે અને ધ્યાન નિગૂઢ પ્રેમને તેડી લાવે છે.

૯. આકાંક્ષાઓ અને માનુષી ભાવોની નિવૃત્તિ થઇ જાય એટલે સાચો પ્રેમ પ્રકટી નીકળે છે.

૧૦. રોગી મનને સારુ નીચેની પાંચ દવાઓ છેઃ–(૧) શાસ્ત્રનું વાચન કરવું અને તેને અનુસરીને વર્તન કરવું, (૨) હમેશાં પોતાના પેટને સ્વાદિષ્ટ વસ્તુઓથી ખાલી રાખવું, (૩) ઉપાસના કરતાં કરતાં આખી રાત જાગરણ કરવું, (૪) સવારમાં ખૂબ મનોવેગ સહિત પ્રાર્થના કરવી અને (૫) સાધુસંતોના સંગમાં રહેવું.





# ૪૫–મહાતપસ્વી હમદુન્ કસ્સાર નેશાપુરી

મહાતપસ્વી હમદુન્ કસ્સાર ઈશ્વરાનુરાગમાં અને હૃદયની વ્યાકુળતામાં દૃષ્ટાંતરૂપ હતા. તેઓ પોતાના જમાનામાં એક અદ્વિતીય સાધુ ગણાઇ ગયા છે. તેમને તપસ્વીમંડળના અગ્રણી અને એક આદર્શ વિશુદ્ધ આત્મા તરીકે લોકો માનતા હતા. તેઓ નિષ્કામતા અને નિવૃત્તિના પંથના પ્રવાસી હતા. તત્ત્વવિદ્યા અને હદિસશાસ્ત્રમાં તેમની અસાધારણ પારદર્શિતા હતી. સ્વદોષનું દર્શન કરવામાં તેમની દૃષ્ટિ એટલી બધી સૂક્ષ્મ હતી અને સાધન-ભજનમાં તેમની એવી અગાધ નિષ્ઠા હતી કે, એ બે ગુણ એટલા બધા પ્રમાણમાં બીજા કોઇના જીવનમાં આપણે જોતા નથી. તેમનાં વચન સૌનાં હૃદયને ડોલાવી નાખતાં હતાં. તપસ્વીઓમાં શ્રેષ્ઠ એવા સુફિયાન સુરિના મતને તેઓ અનુસરતા હતા અને મહર્ષિ અબુ તુરાબના તેઓ શિષ્ય હતા. મહાતપસ્વી અબદુલ્લા મુબારકના તેઓ ધર્મોપદેશક હતા. તેમનાં કાર્યોનો ગૂઢ મર્મ સમજવાને અસમર્થ હોવાથી અજ્ઞાન લોકો તેમની હમેશાં નિંદા કરતા હતા. પોતાના જીવનને સ્ફટિકના જેવું નિર્મળ બનાવવાના હેતુથી તેમણે કઠોર સાધનાઓ કરવામાં કશી કચાશ રાખી ન હતી. નિર્મળ ચરિત્રવાળા માણસો તેમના ઉપર અત્યંત પ્રીતિ રાખતા હતા. મહાતપસ્વી હમદુન્ અને તેમની આસપાસ એકત્ર થયેલું નિર્મળ ચરિત્રવાન લોકોનું મંડળ “કસ્સારી”ના નામથી ઓળખાવા લાગ્યું હતું. અરબી ભાષામાં “કસ્સાર” શબ્દનો અર્થ ધોબી થાય છે. ધોબી લોકો જેમ કપડાંને ધોઇને સાફ કરે છે, તેમ આ લોકો પોતાના ચિત્તને ધોઇને સાફ કરતા, તેથી લોકો તેમને “કસ્સારી” કહેતા.

તપોમૂર્તિ હમદુન્ કસ્સાર શાસ્ત્રોક્ત આચારનું અને શરિયતના નિયમોનું પાલન કરવામાં આશ્ચર્યકારક અચળ નિષ્ઠા ધરાવતા

હતા. એકવાર રાતના કોઈ માંદા ધર્મબંધુની પથારી પાસે બેસીને મહાતપસ્વી હમદુન્ તેની સેવાશુશ્રૂષા કરતા હતા. એમ કરતાં તે મિત્ર જ્યારે મરણ પામ્યો, ત્યારે તેમણે તેના ઓરડામાં જે દીવો બળતો હતો તેને હોલવી નાખ્યો. લોકોએ તેમને પૂછ્યું કે, "તમે આ શું કર્યું?" ત્યારે તે બોલ્યા: "અત્યાર સુધી આ ઓરડામાં જે કાંઈ હતું તેનો માલિક મારો મિત્ર હતો, પણ જે ક્ષણે તે મરણ પામ્યો તે ક્ષણથી આ ઓરડામાંની વસ્તુઓનો અને આ કોડિયામાં જે તેલ છે, તેનો માલિક તેનો જે કોઈ વારસ હોય તે છે. માલિકની રજા વિના તેનું તેલ બાળી નાખવાનો મને કશો અધિકાર નથી."

હમદુન્ પોતે કહે છે કે, "એક વાર હું હોડીમાં સવાર થઈને નેશાપુરની પાસે થઈને વહેતી નદીના ઉપર થઈને મુસાફરી કરતો હતો. મારી સાથેના મુસાફરોમાં એક ચતુર અને સાહસિક માણસ હતો, જે પોતાનાં સાહસિકપણા અને મર્દાની સ્વભાવને માટે લોકોમાં જાણીતો હતો. નેશાપુરના તમામ સુચતુર લોકોનો તે નેતા હતો. તે મારી પાસે આવીને મને કહેવા લાગ્યો: 'હે નૌકા ઉપર આરૂઢ થયેલા નોહા!'× મેં પૂછ્યું: 'વારુ કયા પુરુષાર્થને વિષે તમે મારી સાથે વાત કરવા આવ્યા છો?' તેણે કહ્યું: 'તમારે કયા પુરુષાર્થને વિષે સાંભળવું છે? મારા કે તમારા?' મેં કહ્યું: 'બેઉને વિષેજ જે તમારે કહેવું હોય તે કહી નાખોને!' તે ઉપરથી તે બોલ્યો: 'મારે માટે હાલ પુરુષાર્થ એ છે કે મારાં પહેરેલાં, શોખીન અને રસિક પુરુષને યોગ્ય વસ્ત્ર મારે અંગ ઉપરથી ઉતારી નાખવાં અને તેમની જગ્યાએ ફકીરોની ગોદડી (વૈરાગ્યવસ્ત્ર) મારે શરીરે ધારણ કરવી અને એ બાહ્ય સ્થૂળ ગોદડી પહેરીને તેને શોભા આપે એવાં આચરણ કરવાં અને ખરેખરા સૂફી બની જવું. વૈરાગ્યવસ્ત્ર હું ધારણ કરીશ, તો ઓછામાં ઓછું લોકલજ્જાના વિચારથી પણ હું પાપાચાર કરતો અટકીશ. તમારા સંબંધમાં પુરુષાર્થ એ છે કે, તમારે તમારા શરીર ઉપરથી ગોદડી ઉતારી નાખવી. એમ કર્યાથી

× પૌરાણિક કથા એવી છે કે, જ્યારે પૃથ્વી ઉપર જળપ્રલય થયો હતો, ત્યારે પયગંબર નોહા એક હોડીમાં બેસીને બચી ગયા હતા. હમદુનને હોડીમાં બેઠેલા જોઈને પેલા ચતુર માણસે તેમને 'નોહા' કહીને સંબોધન કર્યું હતું. —બંગાળી અનુવાદક

લોકો તમારે વિષે ભુલાવો નહિ ખાય અને તમે લોકોને વિષે ભૂલ નહિ કરો. ધાર્મિકતાને ગુહ્ય રાખીને તેનું રક્ષણ કરવું એ તમારું કામ છે અને ધર્મવિધિનું જાહેર રીતે પાલન કરવું એ મારું કામ છે. આ જે હું તમને કહું છું, તે તદ્દન સાચી વાત છે. માટે તમે તમારાં વૈરાગ્યવસ્ત્ર અંગ ઉપરથી ઉતારી નાખો, જેથી કરીને લોકોને તમારા તરફથી અને તમને લોકોના તરફથી કશી વિપત્તિ નડે નહિ.''

તપસ્વીઓમાં શ્રેષ્ઠ એવા હમદુન્ કસ્સારનો મહિમા અને તેમની પ્રસિદ્ધિ જ્યારે ચારે દિશાએ પ્રચારિત થઈ ગયાં, ત્યારે નેશાપુરના ઇમામો, ઉલેમાઓ અને સાધુસંતો તેમની પાસે આવીને કહેવા લાગ્યાઃ "આપ સભામાં આવીને વ્યાખ્યાન આપો, લોકોને ધર્મોપદેશ દો." મહાતપસ્વી હમદુન્ બોલ્યાઃ "ઉપદેશ દેવાનો મને અધિકાર નથી અને મારે માટે તે શાસ્ત્રસંમત નથી. કારણ કે હજી પણ મારું મન સાંસારિક માન, પૂજા, પ્રતિષ્ઠામાંથી છૂટું થયું નથી, તેથી મારો ઉપદેશ સાંભળીને તમારું કલ્યાણ થવાનું નથી. મારો ઉપદેશ તમારા હૃદયની અંદર પ્રવેશ કરી શકવાનોજ નથી. જે ઉપદેશવચન સાંભળનારનાં હૈયાંને વીંધીને અંદર આરપાર નીકળી ન જાય, તેવા ઉપદેશના દેનારા જ્ઞાનનો ઉપહાસ કરાવે છે અને ધર્મને સંકુચિત કરી દે છે. ઉપદેશ દેવાનો તો ફક્ત એવા પુરુષોને અધિકાર છે, કે જેઓ કશું બોલે નહિ તો તેથી ધર્મને હાનિ થાય અને જેમના બોલવાથી ધર્મને લાભ થાય; પણ જ્ઞાનને આચરણમાં ન મૂકતાં જેઓ તેનો ઉપયોગ ફક્ત બીજાઓને સંભળાવવા પૂરતો અથવા ચર્ચા કરવા પૂરતોજ કરે છે, એવા સાધકો ચૂપ રહે એજ સૌને માટે વધારે હિતકર છે. પોતાના જ્ઞાનને જેમણે સર્વાંશે હૃદયમાં ઉતાર્યું ન હોય અને પોતાના ઉપદેશની મર્યાદા સાચવવા પૂરતો જેમનામાં આત્મ-વિશ્વાસ ન હોય, તેવા લોકો ઉપદેશ દે અથવા વ્યાખ્યાનો આપે એ શાસ્ત્રસંમત નથી. ઉપદેશવચનની મર્યાદા સાચવવી એટલે શું તે હું તમને કહું છું. એક વાત એક વાર કહી, તેને બીજી વાર કહેવી પડે નહિ અને એક વાક્યના પછી બીજું વાક્ય શું નીકળશે તેનો વિચાર કરવો પડે નહિ. વક્તા જે કાંઇ બોલે તે તો સ્વર્ગમાંથી એમનું એમ ચાલ્યુંજ આવે. અધ્યાત્મ જગતમાંથી જેમ જેમ આવતું જાય તેમ તેમ વક્તા તેને સંભળાવતો જાય.

વક્તાનું પોતાનું કર્તાપણું બિલકુલ શૂન્ય જેવું થઇ જાય. અસલના આચાર્યોનાં વચન સારગર્ભિત અને ફળદાયક નીવડતાં હતાં, તેનું કારણ એ છે કે, તેઓ જે કાંઇ બોલતા તે ધર્મનું ગૌરવ વધારવાને માટે, જીવોના કલ્યાણને માટે અને ઈશ્વરને પ્રસન્ન કરવાને માટે બોલતા હતા. આપણે જે બોલીએ છીએ તે આપણું પોતાનું ગૌરવ વધારવાને બોલીએ છીએ, લોકોના મનનું રંજન કરવાને બોલીએ છીએ અને સાંસારિક કામનાઓને તૃપ્ત કરવાને બોલીએ છીએ."

અબદુલ્લા મુબારક કહે છે કે, "હમદુન્ કસ્સારને એક વાર અમુક ભયંકર વ્યાધિ લાગુ પડયો, ત્યારે લોકો તેમને કહેવા લાગ્યા: 'તમે તમારાં છોકરાંઓને કાંઇક ઉપદેશ તો આપો.' ત્યારે તે બોલ્યા: 'મને તેમની ગરીબાઇના કરતાં તેમની સાહેબીનો વધારે ભય લાગે છે.'"

મહર્ષિ હમદુન્ પોતાની છેલ્લી ઘડીએ એવું કહેતા ગયા હતા કે, "હું મરી જાઉં ત્યારે મારા શરીરને સ્ત્રીઓની વચમાં રાખશો નહિ." હિજરી સંવત ૨૯૧ ની સાલમાં તેમનો દેહાંત થયો હતો.

## ઉપદેશવચન

૧. લૌકિક વિદ્યાના કરતાં પારમાર્થિક વિદ્યાનો તમારી આગળ વધારે આદર થાય એવું કરજો. ઈશ્વરની સાથે જાહેરમાં સંબંધ જોડવા કરતાં એકાંત સ્થાનમાં તેની સાથેનો સંબંધ જાળવી રાખવામાં તમારું વિશેષ શ્રેયસ્ છે.

૨. જે માણસ પોતાના આત્માની અવસ્થાને વિષે અનુસંધાન નથી કરતો, તેને પોતાની અવસ્થાને લગતાં ગંભીર તત્ત્વોની ઝાંખી થતી નથી.

૩. જેના ચરિત્રમાં તમે એક પણ કલ્યાણકારી ગુણ જોતા હો, તેની સાથેનો સંબંધ કદી તોડી નાખશો નહિ. તમે તેની સાથે તમારો સંબંધ કાયમ રાખશો તો સંભવ છે કે, તેના કલ્યાણકારી ગુણનો અંશ તમારા અંતઃકરણમાં પણ પ્રવિષ્ટ થઇ જાય.

૪. હું તમને ફક્ત બેજ વાનાં કહું છું. એક તો તમારે જ્ઞાનવાન પુરુષોનો સંગ કરવો અને બીજું મૂર્ખ લોકોની સાથેનો પોતાનો સંબંધ તોડી નાખવો.

૫. તમારે સાધુપુરુષોના સંસર્ગમાં રહેવું. એવાની પાસે રહેવાથી પોતે કરેલા અપરાધને માટે ક્ષમાને યોગ્ય થવાય છે. એવા સંતોની આગળ તમારા પોતાના ગુણ ગમે તેવા હોય, તો-

પણ તેમની એટલી કિંમત થતી નથી કે જેથી કરીને તેઓ તમને ઝાઝી મોટાઇ આપે અને તમે તેથી વિશેષ ભ્રાંતિમાં પડી જાઓ.

૬. જે માણુસ પોતાના અત્યાર સુધીના ચરિત્રની સમાલોચના કરતો રહે છે, તે પોતે કયાં કયાં ઠોકરો ખાય છે, તે જાણી જાય છે અને તેને પોતાના તમામ દોષની જાણ થઇ જાય છે.

૭. જે કાંઈ તમારી પાસે અનાયાસે અને સહજ રીતે આવી પડે, તેજ ઉત્તમ છે. જ્યારે તમને અમુક જાતની સંપત્તિ પ્રાપ્ત થાય અને તે સંપત્તિને માટે તમે અયોગ્ય છો એવું તમને ભાન થાય, ત્યારે તે સાચી કૃતજ્ઞતા કહેવાય.*

૮. જે માણુસ પોતાના મનમાં એવું સમજે છે કે, ધર્મદ્રોહી દુરાત્મા ફેરોહુનના કરતાં હું શ્રેષ્ઠ છું, તેનામાં હજી આપવડાઇ છે એવું જણાઇ આવે છે.

૯. જ્યારે તમે કોઇ દારૂડિયાને ઊઠતો, પડતો અને લથડિયાં ખાતો જુઓ ત્યારે તમે તેના પ્રતિ ઘૃણા દર્શાવશો નહિ, તેમ તેને કઠોર વચન કહેશો નહિ; પણ તેને જોઇને તમે પોતે તેવી વિપત્તિમાં ન પડો તે માટે સાવધાન રહેજો.

૧૦. ઉદારતાના કરતાં કોઈ ચડિયાતો ગુણ અને કૃપણુતાના કરતાં ચડિયાતો દુર્ગુણ મારી નજરે પડતો નથી.

૧૧. વિનયદ્વારા દીનહીન સ્વભાવવાળા લોકોના મનનો સાચો ભાવ જણાઈ આવે છે. જે માણુસ પોતાની દીનતાની અંદર રહીને અર્થાત્ બહારથી દીનતાને ધારણ કરીને અંદરખાનેથી ગર્વ કરે છે, તેનો ગર્વ તમામ ધનવાનોના ગર્વ કરતાં વધી જાય છે.

૧૨. આ લોકમાં તેમજ પરલોકમાં પોતાની જાતને માટે કોઈની આગળ કશું માગવું નહિ અને માગવાનો વિચાર પણ ન કરવો એનું નામ વિનય.

૧૩. દીનહીન સાધુ વિનયમાંજ સ્થિતિ કરે છે. તે જ્યારે વિનયનો પરિત્યાગ કરે છે, ત્યારે તે પોતાનાં તમામ કલ્યાણુનો એકસામટો પરિત્યાગ કરે છે.

૧૪. ચતુરાઇ આત્માભિમાનનો આશ્રય લઇને જીવે છે. ઘણાખરા ચતુર લોકો ધર્મમાર્ગથી દૂરના દૂર રહે છે.

૧૫. અતિભોજન એ તમામ વ્યાધિઓનું મૂળકારણ છે અને

---

*સહજ મિલા સો દૂધ બરાબર, મંગ લીયા સો પાની;
ઝૂંટ લિયા સો રક્ત બરાબર, ગોરખ બોલ્યા બાની.

ધર્મમાર્ગમાં તે વિઘ્નરૂપ છે.

૧૬. જે માણુસ પરલોકની ઉપેક્ષા કરીને સંસારનાં સુખની શોધખોળ કરવા પ્રવૃત્ત થાય છે, તે આ લોકમાં તથા પરલોકમાં બેઉમાં હીન અને દરિદ્ર રહે છે.

૧૭. તમે સંસારને તુચ્છ માનશો તો સંસારી લોકોની નજરે તમારી મોટાઈ ઘણી વધી જશે.

પ્રશ્ન—સાચો દાસ (ઈશ્વરને।) કોણુ?

ઉત્તર—જેનામાં આપવડાઈને। દોષ હોય નહિ, જે પોતાની જાતની પૂજા ન કરતાં બીજાનું સન્માન કરે છે અને બીજા લોકો તેનું સન્માન કરે, એવી જેને કદી ઇચ્છાજ ન થાય તે સાચો દાસ.

પ્રશ્ન—વૈરાગ્ય એટલે શું?

ઉત્તર—જે અત્યારે તમારા હાથમાં છે, તેને તમારું પોતાનું માન્યાથી તમારું અંતઃકરણ અસ્થિર થઈ જાય છે; કારણુ કે જેને તમે તમારું કહો છો, તે તમારું નહિ પણ ઈશ્વરનું છે. આવું ન કરવું તેને હું વૈરાગ્ય કહું છું.

પ્રશ્ન—નિર્ભરતા કોને કહેવાય?

ઉત્તર—તમારે માથે દસહજાર રૂપિયાનું દેવું હોય, પણુ તેને માટે તમે કોઇની મહેરબાનીના ઉપર આધાર રાખો નહિ અને ઈશ્વર તમારું એ દેવું ચૂકવી નહિ આપે એમ સમજીને તમે નિરાશ થાઓ નહિ. પરમેશ્વરને। આશ્રય લેવો એનું નામ નિર્ભરતા. જો તમારાથી બની શકે તો તમારા જીવનને લગતાં તમામ કાર્યો ઈશ્વરના ઉપર છોડી દો. પોતાની કુશળતાના ઉપર આધાર રાખવા કરતાં આ ઉપાય વધારે શ્રેયસ્કર છે.

પ્રશ્ન—કેવા સંજોગોમાં લોકોને શિખામણુ કે ઠપકો દેવો યોગ્ય છે?

ઉત્તર—શિખામણુને। માર્ગ લોકોને માટે કષ્ટકર છે અથવા તો તદ્દન બંધ થઈ ગયો છે.

× × × ×

૧૮. જેઓ ઈશ્વરના ઉપર દોષારોપણુ કરે છે, તેઓજ એકલા સંકટમાં પડીને હાયવોય કરે છે.

× × × ×



# ૪૬–મહાતપસ્વી દાઊદ તાયી

મહાતપસ્વી દાઊદ તાયી તત્ત્વજ્ઞાન અને સૂક્ષ્મદર્શનના પ્રકાશક અને સ્પષ્ટ પદાર્થોમાં પોતે એક જયોતિઃસ્વરૂપ હતા. આધ્યાત્મિક વિદ્યામાં જેવા પોતે સુનિપુણ અને પારંગત હતા, તેવાજ તે ભગવદ્ભક્તિની બાબતમાં શુભનિષ્ઠાવાન હતા. સૌ લોકો તેમને સંતશિરોમણિ અને સાધકમંડળના નેતા તરીકે માન આપતા હતા. તેમનું વૈરાગ્ય પરાકાષ્ઠાએ પહોંચી ગયું હતું અને નાના પ્રકારની વિદ્યાઓમાં તેમની પારદર્શિતા અસાધારણ હતી. એ બધી વિદ્યાઓમાં તત્ત્વવિદ્યાના જ્ઞાતા તરીકે તેમણે સવિશેષ ખ્યાતિ મેળવી હતી. દાઊદ તાયી વીસ વરસ સુધી ઇમામ અબુ હનિફાના શિષ્ય થઇને રહ્યા હતા. તપસ્વીઓમાં શ્રેષ્ઠ ગણાતા ફ્જિલ અને ઇબ્રાહિમ આધમની સાથે પણ તેઓ સુપરિચિત હતા. મહાતપસ્વી હબીબ રયીના તે ધર્મગુરુ હતા. તેમના ધર્મજીવનનાં શરૂઆતનાં વર્ષોમાં તેમના હૃદયમાં વિષાદની જ્વાલા ઘણાજ જોરથી ભડકી ઊઠી હતી. લોકસંસર્ગથી હમેશાં દૂરના દૂર રહેવાનું તેમને પસંદ હતું. ઈશ્વર ઘણીજ આશ્ચર્યકારક ચતુરાઇ વડે જીવોનો ઉદ્ધાર કરે છે, તેનું દૃષ્ટાંત દાઊદ તાયીના જીવનમાંથી મળી આવે છે. એક તદ્દન નહિ જેવી બીનામાંથી ઈશ્વરે દાઊદ તાયીના જીવનમાં મહાન પરિવર્તન કરી દીધું અને તેમને તદ્દન સામાન્ય કોટિમાંથી ઊંચકીને સંત બનાવી દીધા. અમુક માણસ એકાદ શોકસૂચક કવિતા ગાતો હતો, તે દાઊદ તાયીએ સાંભળી લીધી અને તેમાંથી તેમના હૃદયમાં પાપને માટે પશ્ચાત્તાપ અને તીવ્ર માનસિક વેદનાનો આરંભ થઇ ગયો અને આટલી નજીવી બાબતથી તેમનું આખું જીવનજ પલટાઇ ગયું. જે કવિતા સાંભળીને દાઊદ તાયીએ નવજીવન પ્રાપ્ત કર્યું હતું, તેની એકબે પંક્તિઓ નીચે પ્રમાણે હતીઃ–

"તમારામાંથી કોના મોઢા ઉપર ધૂળ નથી પડી ? એવો કોણ છે કે જેની આંખો જમીનમાં દટાઇ ગઇ નથી ?"

આ પંક્તિઓનો ભાવ દાઊદ તાયીના હૃદયમાં ઊંડો ઊતરી ગયો અને તેમને ઘણી તીવ્ર મર્મવેદના થવા લાગી. તે વખતે તેઓ ઇમામ અબુ હનિફાની પાસે ગયા. ઇમામે જોઈ લીધું કે અત્યારે દાઊદ તાયી સ્વસ્થ નથી, તેથી તેમણે પૂછ્યું: "દાઊદ! તને થયું છે શું? તું આટલો શોકાકુલ અને વિષાદમય દેખાય છે, તેનું કારણ શું છે?" દાઊદે જ્યારે તેમની આગળ બધી વાત માંડીને કહી અને તે પછી વધારામાં એવું ઉમેર્યું કે, "સંસારની બાબતમાં મારું મન હવે ઉપરામ પામી ગયું છે. અત્યારે મારા મનમાં કયી કયી જાતના ભાવનો ઉદય થાય છે, તેને હું સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત કરી શકતો નથી. મારું મન તેથી કરીને એકદમ અસ્થિર થઇ ગયું છે, મને કોઇ માર્ગ સૂઝતો નથી, કોઇ પણ ગ્રંથના વાચનથી મારા મનનું સમાધાન થતું નથી, મારા મનની અંદર ઉત્પન્ન થતા પ્રશ્નોનો કેમે કરતાં આખરનો જવાબ મળતો નથી." ઇમામ અબુએ કહ્યું: "તું હમણાં લોકસંસર્ગથી દૂર થઈ જા." તે દિવસથી દાઊદે લોકોની સાથેનો સંબંધ તોડી નાખ્યો અને પોતાના ઘરના એકાંત ઓરડામાં બેસીને સાધના કરવા માંડી. આ પ્રમાણે તેમણે કેટલોક સમય વ્યતીત કર્યો, ત્યાર પછી એક વાર ઇમામ અબુ હનિફા પોતે તેમની પાસે ગયા અને તેમને કહેવા લાગ્યા: "તું ઘરના એકાંત ઓરડામાં બેસીને સાધના કરે છે, પણ તે હવે તારે માટે પૂરતી નથી. હવે તો તારે તત્ત્વજ્ઞ સાધકોની પાસે રહેવા જવું જોઇશે, તેમની પાસેથી નિગૂઢ તત્ત્વકથાઓ સાંભળવી જોઇશે; તે બધું સાંભળી લીધા પછી ધૈર્ય ધારણ કરીને મૌન રહેવું પડશે. આટલું કરીશ તો જે જે નિગૂઢ અને જાણી લેવા જેવી બાબતો છે, તે તે બધીજ તું તેમની પાસેથી ઉત્તમ રીતે જાણી શકીશ." પોતાના ગુરુ જે કહે છે તે યોગ્યજ છે એમ સમજીને દાઊદ તાયીએ કોઈ તત્ત્વજ્ઞ મુનિની પાસે જવાનો નિશ્ચય કર્યો. તેમણે એક વરસ સુધી જુદા જુદા ઇમામ અને ઉલેમાઓની પાસે જઇ જઇને બેસવા માંડ્યું, કેટલાક જાણીતા ધર્માચાર્યોનો પણ સમાગમ સેવવા માંડ્યો. દાઊદ તાયી તેમની પાસે જઇને બેસતા, મોઢેથી કશુંજ બોલતા નહિ, તેઓ જે કાંઇ કહેતા તે બધું મૂંગામૂંગા સાંભળતા, તેમના કોઈ પણ કથનને વિષે વિવેચન કરતા નહિ; પણ ખૂબ એકાગ્રતા સહિત તેમનો સૌનો ઉપદેશ શ્રવણ કરીને પી જતા. આ પ્રમાણે વળી એક વરસ પૂરું થઇ ગયું, ત્યારે દાઊદ તાયી બોલ્યા: "આ

એક વરસમાં મેં ત્રીસ વરસનું કામ કાઢી લીધું છે." ત્યાર પછી તે તાપસવર હબીબ રયીની પાસે જઇને રહેવા લાગ્યા. ખરું કહીએ તો હબીબ રયીને હાથેજ તેમનું સ્વર્ગનું પ્રવેશદ્વાર ઊઘડી ગયું. પછી તો તેમણે પોતાના સાધનમાર્ગ ઉપર વીર પુરુષની માફક કૂચકદમ કરી ચાલવા માંડયું. પોતાની પાસે જે ચોપડાં હતાં તે બધાંને પાણીમાં ડૂબાવી દીધાં અને તદ્દન નિર્જન સ્થાનમાં રહેવા માંડયું. માણુસની પાસેથી કશી આશા રાખવાનું કે તેના ઉપર કશો ભરોંસો રાખવાનું સદંતર છોડી દીધું. દાઊદ તાયી કયાંના વતની હતા, તેનો મૂળ પુસ્તકમાં કશો ઇશારો કર્યો નથી. ઘણું કરીને તે બગદાદના રહેવાસી હશે એવું લાગે છે.

દાઊદ તાયીને પોતાના પિતા તરફથી વારસામાં વીસ રૂપિયા મળ્યા હતા, તે તેમણે વીસ વરસ ચલાવ્યા. ઘણા સાધુસંતો કહે છે કે, "પોતાની પાસે પૈસાટકા ન સંઘરવા એનુંજ નામ સાચો ત્યાગ છે." દાઊદ તાયી કહે છે કે, "આ થોડા રૂપિયા મેં એટલા વાસ્તે મારી સાથે રાખ્યા હતા કે, હું નિશ્ચિંતપણે મારી તપશ્ચર્યા કરું અને વિમુક્ત ભાવે રહી શકું. મરતાં સુધી હું એટલા વડેજ મારું ગુજરાન કરી શકીશ." દાઊદ તાયી કોઇ દહાડો નકામા તો બેસી રહેતાજ નહિ. તે પોતાના વખતનો એટલે સુધી સદુપયોગ કરતા કે *રોટલાનો ભૂકો પાણીમાં ઓગાળીને પી જતા અને પોતે કહેતા કે, "આ પ્રમાણે ઘણી સહેલાઇથી થોડા વખતમાંજ ખાઇ લેવાય છે. ચાવી ચાવીને ખાવામાં જેટલો વખત બરબાદ થાય તેટલી વારમાં તો હું કુરાનની પચાસ આયત વાંચી નાખું. એટલો વખત નકામો કેમ જવા દેવાય?" અબુ બેકર અઇયાશ નામનો એક માણુસ કહે છે કે, "એક વાર હું દાઊદ તાયીની કુટિમાં ગયો. ત્યાં જઇને મેં જોયું તો તેમના હાથમાં રોટલાનો એક ટુકડો હતો, તેમની આંખોમાંથી આંસુ વહી જતાં હતાં અને એવી હાલતમાં તે કોણ જાણે કેટલાએ વખતથી બેસી રહ્યા હશે? મેં તેમને પૂછયું:

* વાચકને પ્રાર્થના છે કે, કોઇ મહાત્મા દાઊદ તાયીની જમવાની રીતનું અનુકરણ ન કરે. ખોરાકને ચાવવાથી તે થૂંકની સાથે મળી જાય છે અને ત્યારેજ જઠર અને આંતરડાં તેને પચાવી શકે છે. ઉતાવળથી ચવાયેલો અને પાણીમાં ઓગાળીને પીધેલો ખોરાક ઝાડા વાટે નીકળી જાય છે. ખોરાક તો શું પરંતુ દૂધ પણ મોઢામાં થોડું થોડું લઇને તેને હલાવીને મોઢામાંની લાળની સાથે મળવા દેવું જોઇએ. —સેવાનંદ

'દાઊદ! છે શું?' તેમણે કહ્યું: 'મારે આ રોટલો ખાવાનો વિચાર છે, પણ તે હરામ છે કે હલાલ (શાસ્ત્રવિહિત કે શાસ્ત્રનિષિદ્ધ) તેની મને કશી ખબર નથી.'" બીજો એક જણ દાઊદની પાસે જઈ આવ્યો હતો તે કહેતો હતો કે, "મેં દીઠું કે તેમણે પાણીનો એક લોટો તડકામાં મૂકી રાખ્યો હતો. મેં તેમને પૂછ્યું કે, 'પાણીને છાયામાં શા સારુ નથી રાખતા?' ત્યારે તેમણે મને કહ્યું: 'જ્યારે મેં ત્યાં મૂક્યો હતો, ત્યારે ત્યાં આગળ છાંયડો હતો. હું જો ઠંડું પાણી પીવાની ઇચ્છા રાખું, તો ઈશ્વરની આગળ મારે શરમાવું પડે.'"

દાઊદ તાયીનું બાપોતી ઘર ઘણું મોટું હતું. તેનો એક ઓરડો જ્યારે ભાંગી પડતો, ત્યારે દાઊદ બીજા ઓરડામાં જઇને પડી રહેતા. કોઈ તેમને કહેતું કે, "તમે તમારા ઘરની મરામત શા માટે નથી કરાવતા?" તે જવાબ દેતા કે, "ઈશ્વરની આગળ મેં એવો કરાર કર્યો છે કે, સંસારનું ઘર હું કદી બંધાવીશ નહિ." એમ કરતાં કરતાં તેમનું આખું ઘર ભાંગી પડ્યું, ફક્ત એક બારસાખજ બાકી રહી ગઇ. જે દહાડે દાઊદ તાયી મરી ગયા તે દહાડે તે બારસાખ પણ પડી ગઇ. એક વાર બીજો કોઇ માણસ તેમની પાસે જઇને કહેવા લાગ્યો: "આપના ઘરની અગાસી નમી ગઇ છે, થોડા વખતમાંજ તે નીચે તૂટી પડવાની છે." તેમણે જવાબ દીધો: "વીસ વરસ થયાં મારી નજર એ અગાસી ઉપર ગઇજ ન હતી, મારી નજર તો બીજે ઠેકાણે સ્થિર થઈ ગઇ છે."

કોઇએ દાઊદ તાયીને પૂછ્યું: "તમે લોકોની સાથે રહેવાનું શાથી પસંદ નથી કરતા?" તેના જવાબમાં તેમણે કહ્યું: "હું રહું કોની સાથે? જો હું મારાથી નીચી કોટિના લોકોની સાથે રહું છું, તો તેમના તરફથી મને મારાં ધર્મસંબંધી કાર્યોને વિષે કશી સલાહસૂચના અથવા આદેશ મળશે નહિ. જો હું મારાથી શ્રેષ્ઠ લોકોની સાથે રહેવા જાઉં છું, તો તેઓ મારા દોષને ક્ષમાભાવથી જોશે અને મનમાં લાવશેજ નહિ અને હું ઘણો સારો છું, સારો છું, એવુંજ બધે કહ્યા કરશે. ત્યારે મને લોકોની સાથે રહેવાથી ફાયદો શો?" કોઇએ તેમને પૂછ્યું: "તમે શાથી પરણતા નથી?" તેમણે કહ્યું: "કોઈ સ્ત્રીને પરણીને મારે તેને છેતરવી નથી." પેલા માણસે પૂછ્યું: "એમાં વળી છેતરવાનું શું હતું?" ત્યારે દાઊદ તાયી બોલ્યા: "તેના ભરણપોષણની અને

તેને સુખપૂર્વક રાખવાની જવાબદારી મારે લેવી પડે, તે લઇ શકું એવી સ્થિતિમાં હું નથી." કોઇએ કહ્યું: "ભલે ન પરણવું હોય તો ન પરણો, પણ આ તમારી દાઢી તો જરા કતરાવો." તેમણે કહ્યું: "એ કામમાંથી મારો છુટકારો થઇ ગયો છે; કારણ કે મને દાઢી કતરાવવા જેટલી ફુરસદ નથી."

એક વાર મહાતપસ્વી દાઊદ તાયી ચાંદરણી રાતે પોતાના ઘરની અગાસી ઉપર બેઠા બેઠા આકાશના ભણી જોઈ રહ્યા હતા, આકાશમંડળને વિષે વિચાર કરતા હતા અને તેમની આંખોમાંથી આંસુ નીતરી પડતાં હતાં. એ પ્રમાણે રડતાં રડતાં તેઓ છેક બેહોશ થઇને ભોંય ઉપર પડી ગયા. તેમના પડવાનો ધબાકો સાંભળીને તેમનો પાડોશી સમજ્યો કે, છાપરા ઉપર કોઇ ચોર આવ્યો હોવો જોઇએ. તે હાથમાં તલવાર લઇને અગાસી ઉપર ચડયો અને દાઊદને જોઇને તેમનો હાથ પકડીને પૂછવા લાગ્યો: "બોલોને, તમને કોણે પાડી નાખ્યા?" દાઉદે કહ્યું: "મને તેની ખબર નથી. હું બેભાન થઈ ગયો હતો."

એક વાર દાઊદ તાયી નમાજ પઢવાને સારુ ઝપાટાબંધ દોડ્યા જતા હતા. તેમને દોડતા જોઇને લોકો પૂછવા લાગ્યા: "કેમ, છે શું? આવડા દોડો છો કેમ?" તેમણે કહ્યું: "શહેરની બહાર સૈન્ય ભેગું થયું છે અને તેઓ બધા મારી વાટ જુએ છે." લોકોએ કહ્યું: "સૈન્ય કેવું ને વાત કેવી?" દાઊદે કહ્યું: "કબ્રસ્તાનનાં મુડદાંનું સૈન્ય, સમજ્યા ને?" કોઈ તેમને સલામ કરતું ત્યારે જાણે કોઈની આગળથી નાસી છૂટતા હોય તેમ પોતાના ઘર ભણી નાસી જતા. તેમને લોકસંસર્ગની એટલી બધી બીક લાગતી હતી કે, જુમ્માની નમાજ પઢવાને માટે પણ મસ્જિદમાં સૌની સાથે નાછૂટકે આવીને ઊભા રહેતા.

એક દહાડો દાઊદ તાયી તડકામાં બેઠા હતા અને તેમના શરીરમાંથી પરસેવાનાં ટીપાં નીકળી પડતાં હતાં. તેમની માતાએ તેમને પ્રેમથી કહ્યું: "બેટા! એક તો તારા માથા ઉપર દારુણ તડકો છે અને તું બારે માસના રોજા કરે છે, તેથી તડકામાંથી ઊઠીને જરા વાર છાંયડામાં બેસતો હોય, તો શું તારું કાંઈ બગડી જાય છે?" તેમણે જવાબ દીધો: "મા! પોતાની જાતના ઉપરના અધિક પ્રેમને લીધે ઊઠી જતાં મારે ઈશ્વરની આગળ શરમાવું પડે છે. તું ખરું કહેવડાવે તો મારી પાસે એક ચાદર પણ નથી."

માએ કહ્યું: "ચાદર નથી ! એ તું બોલ્યો શું ?" દાઊદે કહ્યું: "બગદાદ શહેરના લોકોની અત્યંત માઠી અવસ્થા જોઇને મેં ઈશ્વરની એવી પ્રાર્થના કરી હતી અને તેથી કરીને તેમણે મારા અંગ ઉપરથી ચાદર લઇ લીધી. એ ચાદરને અભાવે તો મારાથી મુસલમાનોના મંડળમાં જઇને બેસાતું નથી, તે પણ એક રીતે નિરાંતજ થઇ ગઇ. આજકાલ કરતાં સોળ વરસ થયાં મારી કને ચાદરજ નથી, પણ એ વાત મેં તને કહી નથી."

મહાતપસ્વી દાઊદ તાયી હમેશાં ઉદાસ ને ઉદાસજ રહેતા. સૂરજ આથમતો અને રાત પડતી ત્યારે તે કહેતા: "હે પરમેશ્વર ! તારા વિરહથી ઉત્પન્ન થતો શોક મારા મનમાંથી બીજા બધા શોકને ભગાડી મૂકે છે, મારી આંખમાંથી નિદ્રાજ ઊડી ગઇ છે." કોઇ વાર તે એવું પણ કહેતા કે, "જે માણસના ઉપર ફરી ફરીને વિપત્તિ આવી પડે છે, તેનો વિષાદમાંથી છુટકારો થાયજ કેવી રીતે ?" કોઇએક સાધુ કહે છે કે, "એક વાર હું દાઊદની પાસે ગયો, ત્યારે મેં તેમને હસતે મોઢે બેઠેલા દીઠા. હું તો આશ્ચર્યમાં પડી ગયો અને મેં તેમને પૂછ્યું કે, 'ભાઇ ! આજે તમને આટલો આનંદ શાથી ?' તેમણે કહ્યું: 'સવારમાં મને થોડોક દારૂ પીવાનો મળી ગયો હતો—તેના પ્રેમને હું દારૂ કહું છું. તે પીને મેં ઈદ (આનંદોત્સવ) ઊજવી અને તેથી વધારે આનંદિત થયો છું.'"

મહાતપસ્વી ફુજિલ આઇયાજે દાઊદ તાયીનાં માત્ર બેજ વાર દર્શન કર્યાં હતાં, પણ તેનું તે હમેશાં મનમાં અભિમાન કરતા અને પોતાની ચરિતાર્થતા માની લેતા. એક વાર ફુજિલે તેમને તદ્દન ભાંગીતૂટી અગાસીની નીચે બેઠેલા જોઇને કહ્યું: "ઊઠો અહીંથી, આ અગાસી તો ક્યારની પડું પડું થઇ ગઇ છે, પડી જતાં કાંઇ વાર લાગવાની છે ?" તેમણે જવાબ દીધો: "હું જ્યારનો અહીં બેઠો છું, તે દરમ્યાન એક વાર પણ મારી નજર એ અગાસી ઉપર ગઇ નથી. બિનજરૂરી બોલ બોલ કરવું એ જેમ દોષ ગણાય છે, તેમ બિનજરૂરી જોયા કરવું એ પણ દોષ છે." ત્યાર પછી ફુજિલે કહ્યું: "મને કાંઇક ઉપદેશ દો." તે ઉપરથી દાઊદ બોલ્યા: "તું લોકસંસર્ગથી દૂર નાસી જજે."

તપસ્વી મારૂફ ગોરખી કહે છે કે, "સંસારને તદ્દન તુચ્છ સમજનાર દાઊદના જેવો બીજો એકે મેં જોયો નથી. આખો સંસાર, સંસારના લોકો અને સમસ્ત પદાર્થો તેમની નજરે ધૂળ જેવા દેખાતા

હતા, તોપણ તેઓ દીનહીન સાધુસંતોના પ્રતિ ઘણી ઊંચી ભાવ-યુક્ત દૃષ્ટિથી જોતા હતા અને તેમના પ્રતિ અત્યંત પ્રીતિ, શ્રદ્ધા અને સન્માન દર્શાવતા હતા." મહર્ષિ જ્વનિદ કહે છે કે, "એક દહાડો કોઈ હજામે તેમની હજામત કરી, તેના બદલામાં તેમણે તેને એક સોનામહોર આપી દીધી. લોકો કહેવા લાગ્યાઃ "તમે તો જોઇએ તે કરતાં ઘણુંજ વધારે આપી દીધું." ત્યારે તે બોલ્યાઃ "એ મર્દનું કામ છે. જેમનામાં મરદાનગી નથી, તેઓ સાધના શી રીતે કરવાના હતા?" એક માણુસ દાઊદ તાયીની પાસે ઊભો રહ્યો અને ઘણી વાર સુધી તેમના તરફ એકીટશે જોઇ રહ્યો, ત્યારે તેમણે તેને કહ્યું: "વધારે પડતું બોલવું એ જેમ દોષયુક્ત છે, તેમ વધારા પડતું જોવું એ પણ તેટલુંજ દોષયુક્ત છે."

મહમ્મદ અને અબુ યુસુફ નામના બે ભારે વિદ્વાન મુસલમાનો હતા. એ બે જણની વચ્ચે જ્યારે કોઈ પણ પ્રશ્નને લઇને વાદવિવાદ ઊભો થતો અને કશો નિર્ણય થઈ શકતો નહિ, ત્યારે બેઉ જણ દાઊદની પાસે આવતા અને તેમની પાસે પોતાની તકરારનો નિવેડો કરાવતા. જ્યારે જ્યારે તેઓ કોઈ તકરારી સવાલને અંગે દાઊદની પાસે આવતા, ત્યારે ત્યારે તેમણે એવો નિયમ રાખ્યો હતો કે, અબુ યુસુફની તરફ પીઠ કરવી અને મહમ્મદની તરફ મોઢું કરીને બેસવું, વાતચીતમાં પણ મહમ્મદની સાથે ખૂબ ઘનિષ્ઠતા દર્શાવવી અને યુસુફની સાથે કશું બોલવુંજ નહિ. મહમ્મદનું કથન તેમને સાચું લાગતું, ત્યારે તે એવું કહેતા કે, "મહમ્મદનું કહેવું ખરું છે," પણ જ્યારે તેમને યુસુફની વાત સાચી લાગતી, ત્યારે તે એટલુંજ કહેતા કે, "આ વાત સાચી છે." પણ કોઈ દહાડો મોઢેથી યુસુફના નામનો ઉચ્ચાર કરતા નહિ. આ જોઇને લોકો તેમને પૂછતા કે, "મહમ્મદ અને અબુ યુસુફ એ બેઉ જણ દેશવિખ્યાત પંડિતો છે, તમે એક જણની સાથે વાર્તાલાપ કરો છો, તેનું સન્માન કરો છો અને બીજાના ભણી તો જોતા પણ નથી, એમ કરવાનું કારણ શું છે?" ત્યારે તેના જવાબમાં દાઊદ તાયી કહેતા કે, "હુસેનનો પુત્ર મહમ્મદ પુષ્કળ દોલત અને વૈભવને તુચ્છ ગણીને જ્ઞાનની ઊંચામાં ઊંચી ટોચ ઉપર જઈ બેઠો છે. એણે જે જ્ઞાનપ્રાપ્તિ કરી છે, તે ફક્ત ધર્મનો મહિમા વધારવાને માટે તથા સંસારની તુચ્છતા સિદ્ધ કરવાને માટે કરી છે અને પોતાની વિદ્યાનો તે એજ કામમાં ઉપયોગ કરે છે. યુસુફ વિદ્વાન તો છે, પણ તેને હજી સંસારની

લાલચ છે અને તે જ્ઞાનોપાર્જન કરે છે, તે પણ પોતાની ક્ષુદ્ર કામનાઓની પૂર્તિને માટેજ કરે છે. તે પોતાના જ્ઞાનનો ઉપયોગ પોતાની પ્રતિષ્ઠા વધારવાને સારુ કરે છે. આવો માણસ મહમ્મદની તોલે શી રીતે આવે? મહાઆચાર્ય, પંડિતશિરોમણિ અબુ હનિફાએ ચાબુકનો માર ખાવાનું પસંદ કર્યું, પણ બગદાદના કાજીનું પદ ન લીધું તે નજ લીધું, ત્યારે આ અબુ યુસુફ ધર્મશાસ્ત્ર ભણ્યો એટલે લાગલોજ કાજી બની ગયો. જેઓ ધનની લાલચને વશ થઇને ધર્મગુરુને રસ્તેથી ભ્રષ્ટ થાય છે અને કુમાર્ગે ચડી જાય છે, તેમની સાથે મને બોલવુંજ નથી ગમતું."

એક વાર ખલીફા હારૂન–અર્–રશિદ અબુ યુસુફને સાથે લઇને મહાતપસ્વી દાઊદનું દર્શન કરવા આવ્યા. અબુ યુસુફ પ્રથમ તેમના ઘર આગળ આવીને ઊભો રહ્યો, પણ તેને અંદર પેસવાની પરવાનગી મળી નહિ; ત્યારે આખરે તેણે દાઊદની માતાની વિનતિ કરી કે અમને ઘરમાં પેસવા દો. દાઊદની માએ ઘરમાં જઇને દાઊદને કહ્યું: "એ લોકોને ઘરમાં આવવા દે, ના કહીશ નહિ." દાઊદે કહ્યું: "ના, ના, સંસારાસક્ત અને અનાચાર કરનારા લોકોનું મારે કામજ શું હોય?" દાઊદની માએ કહ્યું: "તું જો તેમને ના કહે તો આ તારી જનેતાનાજ સમ." તોપણ દાઊદે કહ્યું: "ઓ મા! મારે તો એવા અનાચારી માણસનું મોઢુંજ જોવું નથી." ત્યાર પછી તે બોલ્યા: "હે પ્રભુ! હે પરમેશ્વર! માતાની આજ્ઞાનું પાલન કરવું એવો તારો આદેશ છે, માટે હું મારી માતાની આજ્ઞાને માન આપીને તેમને મારી પાસે આવવા દઉં છું, નહિ તો મારે તેમનું કામજ શું છે?" આવું કહીને તેમણે ખલીફા હારૂન–અર્–રશિદ અને અબુ યુસુફને પોતાની પાસે આવવાની રજા આપી. તેઓ બેઉ જણ તેમની પાસે આવીને બેઠા. જતી વખતે હારૂને એક સોનામહોર તેમની આગળ મૂકી અને કહ્યું: "એ શાસ્ત્રવિહિત રીતે મેળવેલી છે, એમ સમજીને તમે તેનો સ્વીકાર કરો." દાઊદ તાયી બોલ્યાઃ "એ મહોર આપ પાછીજ લઈ જાઓ, કારણ કે મારે એનો કશો ખપ નથી." મેં શાસ્ત્રમાં બતાવેલી રીતે એક ઘર વેચી દીધું છે, તેની જે કિંમત ઊપજી છે, તે નાણાંમાંથી મારો ખર્ચ નિભાવતો રહું છું અને ઈશ્વરની આગળ પ્રાર્થના કરું છું કે, એ નાણું પૂરું થઈ જાય તેની સાથેજ મને આ સંસારમાંથી તેડાવી લેજે. એટલું જો થાય તો મારે બીજા કોઇની

આગળ હાથ ધરવો પડશેજ નહિ. મને આશા છે કે, ઈશ્વર મારી એ પ્રાર્થના મંજૂર કરશે." આટલી વાતચીત થયા પછી હારૂન-અર્-રશિદ અને અબુ યુસુફ ત્યાંથી ચાલ્યા ગયા. ત્યાર પછી અબુ યુસુફે તપાસ કરવા માંડી કે દાઊદ તાયીની પાસે રોકડ કેટલી છે. તપાસ કરતાં તેને ખબર પડી કે તેમની પાસે ફક્ત દસજ રૂપિયા સિલકમાં છે. દાઊદ તાયી પોતાના રોજના ખર્ચને માટે દરરોજ તેમાંથી છ રતી જેટલું રૂપું કાપીને વેચી દેતા અને તેમાંથી ખાવા-પીવાને માટે જોઇતી વસ્તુઓ મંગાવી લેતા. તેમના ખર્ચના આ ધોરણ ઉપરથી અબુ યુસુફે હિસાબ ગણી કાઢયો અને એ દસ રૂપિયા કેટલા વખતમાં પૂરા થઈ જશે તે પણ નક્કી કરી લીધું. જે દહાડે એ રૂપિયા પૂરા થઈ જવાના હતા, તે દહાડે તેણે દાઊદ તાયીના બારણા તરફ પીઠ કરીને કહ્યું: "આજે દાઊદ તાયી મરી ગયેલા હોવાજ જોઇએ." તપાસ કરતાં તેની વાત સાચી નીકળી, દાઊદ તાયી ખરેખર મરી ગયાજ હતા. લોકોએ અબુ યુસુફને પૂછયું કે, "તમે એ જાણ્યું કેવી રીતે?" તેમણે:કહ્યું કે, "મેં એમના ખર્ચનો હિસાબ કરીને જાણી લીધું કે આજે એમની પાસે કશી સિલક રહી નથી અને ઈશ્વર એમની પ્રાર્થના પૂર્ણ કર્યા વિના રહેનાર નથી એ પણ હું માનતોજ હતો." ત્યાર પછી અબુ યુસુફે દાઊદની માની પાસે જઇને તેમનું મરણ કેવા સંજોગોમાં થયું તે પૂછી જોયું. તે બોલી: "ગઈ રાત્રે દાઊદે આખી રાત નમાજ પઢયા કરી, સવાર થવા આવી ત્યારે તેણે નમસ્કાર કરવાને જમીનને માથું અડકાડયું અને બસ-તેણે માથું ઉપાડયુંજ નહિ. હું વિચારમાં પડી ગઇ કે હજી એ માથું કેમ ઊંચકતો નથી; મેં એને જરાક મોટે અવાજે બોલાવ્યો પણ ખરો, પણ જ્યારે તેણે જવાબ ન આપ્યો, ત્યારે હું તેની પાસે ગઇ અને જોઉં છું તો તે ચાલ્યો ગયો હતો."

એક સાધુપુરુષ એવું કહે છે કે, "એક વાર સખત ઉનાળાના દિવસમાં આ બારસાખ આગળ તે માંદા માંદા સૂઇ રહ્યા હતા. તેમના માથાની નીચે ઓસીકાને ઠેકાણે એક ઈંટ હતી અને એવી અવસ્થામાંજ તેમનો પ્રાણ ચાલ્યો ગયો હતો. તે કુરાનની આયતોનું પારાયણ કરતા હતા તે હું સાંભળતો હતો. તે વખતે તેમની પાસે જઇને મેં તેમને કહ્યું: 'આ વગડા જેવી જગ્યાએથી હું આપને કોઇ ઘણી સારી જગ્યાએ લઇ જવા ઇચ્છું છું, આપ

મારી સાથે આવવા રાજી છો ?' તેમણે કહ્યું: 'મારી પોતાની જાતના સુખને માટે કાંઇ પણ કરતાં મને શરમ આવે છે. મારા ઉપર પાર્થિવ જીવને કદી વિજય મેળવ્યો નથી. માટે હું જ્યાં છું, તેજ સ્થાન મારે માટે ઉત્તમ છે.' એ રાત્રેજ તે મરી ગયા. મરતાં મરતાં તે એવું કહેતા ગયા હતા કે, 'મને મારા ઘરની ભીંતની નીચેજ દાટી દેજો, જેથી કરીને હું જ્યાં દટાયો હોઉં ત્યાં કોઇ આવે નહિ.' તેમની સમાધિ તેમની ઇચ્છા મુજબજ કરવામાં આવી છે. કોઇએ તે રાત્રે સ્વપ્નમાં એવું દીઠું કે દાઊદ તાયી આકાશમાં ઊડી જાય છે અને કહેતા જાય છે કે 'હું કેદખાનામાંથી છૂટો થઇ ગયો છું.' જેને આવું સ્વપ્ન આવ્યું હતું, તે પોતાના સ્વપ્નનો હેવાલ દાઊદ તાયીની આગળ કહેવા ગયો, ત્યારે તેણે દીઠું કે, તે તો તે પહેલાં પરલોક સિધાવી ગયા હતા. તેમના મૃત્યુ પછી એવી દૈવવાણી સંભળાઇ હતી કે, 'દાઊદ પોતાના ગંતવ્ય સ્થાને જઇ પહોંચ્યા છે અને ઈશ્વરે તેમના ઉપર પ્રસન્નતા દર્શાવી છે.'

## ઉપદેશવચન

૧. સંસારના પ્રતિ વૈરાગ્યવાન થાઓ, પરલોકની સંપત્તિના પ્રતિ પણ વૈરાગ્યવાન થાઓ અને મૃત્યુને એક ઉત્સવ માનીને તેને આવકાર આપો. લોકો જેમ વાઘને જોઈને જીવ લઇને નાસી જાય છે, તેમ તમે સંસારાસક્ત લોકોની આગળથી દૂર નાસી જજો.

૨. તમારી વાણીના ઉપર ખૂબ લગામ રાખજો, લોકસંસર્ગને તજીને એકલા રહેજો અને જો તમારામાં શક્તિ હોય તો તમારા મનને પણ તેમનાથી અલગ કરી દેજો. સંસારાસક્ત લોકો સાંસારિક સુખને સારુ સંસારને પસંદ કરે છે, તેમ તમે ધર્મને સારુ સંસારનું અવલંબન કરજો.

૩. સંસારમાં જેટલું રહી શકાય તેટલું રહેવાનો અને સંસારને ઘણામાં ઘણો ઉપયોગી બનાવવાનો તમે પ્રયત્ન કરતા રહો છો. પરલોકને માટે પણ તમે તેવો પ્રયત્ન કરજો કે જેથી તમે પરલોકમાં વાસ કરી શકો.

૪. તમારી આગળ ગયેલાંઓ ત્યાં તમારી રાહ જુએ છે.

૫. જો તમારે નિરાપદ અવસ્થા પ્રાપ્ત કરવી હોય, તો તમે સંસારને છેલ્લી સલામ કરીને તેની વિદાય લેજો અને પરલોકની પણ તેવી વિદાય લેજો. આ લોક અને પરલોક એ બેઉનો ત્યાગ કરશો, ત્યારે તમે સત્ય સ્વરૂપની પાસે જઇ પહોંચશો.



# ૪૭–મહાતપસ્વી હારેસ મહાસબી

મહાતપસ્વી હારેસ મહાસબી સંસારવૈરાગ્યની પરાકાષ્ઠાએ જઈ પહોંચ્યા હતા. સાધુસમાજમાં તેમનું સ્થાન સર્વોચ્ચ હતું અને આખા (ઇસ્લામી) સંસારમાં તેઓ સૌના શ્રદ્ધાભાજન થઇ પડ્યા હતા. તેઓ જેવા તપસ્વી હતા તેવા શાસ્ત્રજ્ઞ પંડિત પણ હતા. પરા તેમજ અપરા નાના પ્રકારની વિદ્યાઓમાં તેઓ પારદર્શી હતા. તેમની વિદ્વત્તાને લીધે તેઓ તપસ્વી ઋષિઓના સમાજમાં સન્માનિત થતા હતા. તેઓ અનેક ગ્રંથોની રચના પણ કરી ગયા છે. સાહસ, ઉત્સાહ, પુરુષાર્થ, ઉદારતા, બુદ્ધિ અને વિચક્ષણતામાં તેઓ સર્વોપરી અને અદ્વિતીય હતા. તે જમાનાની ઇસ્લામી દુનિયામાં હારેસ પરમગુરુ તરીકે પૂજાતા હતા. એકત્વવાદ અને નિઃસંગતા એ બે તેમનાં ખાસ લક્ષણ હતાં. સાધનભજનમાં તેમની દૃઢ નિષ્ઠા સૌનું ધ્યાન ખેંચે તેવી હતી. હુસેન બસરાઈ જે જમાનામાં જીવતા હતા, તે જમાનામાં હારેસનો જન્મ થયો હતો અને બગદાદ શહેરમાં તેઓ પરલોકવાસી થયા હતા. તેમને મહાસબીની બક્ષિસ હતી, અર્થાત્ સૂક્ષ્મ ગણના કરવામાં અને સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકન કરવામાં તેમની અલૌકિક નિપુણતાને લીધે તેમને મહાસબીની પદવી મળી હતી.

મહાતપસ્વી અબદુલ્લા ખફિફ કહે છે કે, " આપણા આચાર્યો પૈકી પાંચ જણ અનુસરણ કરવા યોગ્ય છે. બીજા બધા આચાર્યો પ્રતિ સદ્‌ભાવ દર્શાવવો, પણ અનુગત તો નીચે ગણાવેલા પાંચ આચાર્યોનાજ થવું. (૧) હારેસ મહાસબી, (૨) જવનિદ, (૩) રદિમ, (૪) ઇબન્ અતા ને (૫) ઉસમાનના પુત્ર ઓમર. આ પાંચ આચાર્યોની વિશેષતા એ છે કે તેમણે અધ્યાત્મજ્ઞાન, ધર્મવિધિ અને ધર્મની પ્રણાલી અથવા પરંપરાગત પદ્ધતિ એ ત્રણેનું સુંદર રીતે એકીકરણ કરી બતાવ્યું હતું. એ પાંચ સિવાય બીજા સંતો, મહાત્માઓ, તપસ્વીઓના પ્રતિ શ્રદ્ધા રાખવી, તેમનો આદર કરવો, પણ

પોતાના આદર્શ તરીકે ઉપર ગણાવ્યા તે પાંચનેજ માન્ય કરવા અને તેમનુંજ અનુસરણ કરવું." ધર્મની સાધના કરનારા સાધકો આના કરતાં જરાક આગળ વધીને કહે છે કે, "અબદુલ્લા ખફિફ પોતે તો એ પાંચે આચાર્યોના કરતાં પણ શ્રેષ્ઠ છે. તેમના પ્રતિ સૌના કરતાં પણ વિશેષ શ્રદ્ધા રાખી તેમનું સૌથી વિશેષ આદર-સહિત અનુસરણ કરવું જોઇએ." પણ તેમણે પોતે પોતાને વિષે કશું ન કહ્યું; કારણ કે તેમ કરવાથી આત્મપ્રશંસા થઇ જતી હતી અને તે તેમના જેવા મહાતપસ્વી માટે ઉચિત ન કહી શકાય."

હારેસને તેમના પિતાના મરણ પછી વારસામાં ત્રીસ હજાર રૂપિયા મળ્યા હતા. તે બધા તેમણે સરકારી તિજોરીમાં આપી દેવાનો વિચાર કર્યો, ત્યારે લોકો તેમને પૂછવા લાગ્યા કે, "તમે આટલા બધા રૂપિયા રાજાને શા સારુ આપી દો છો?" હારેસે જવાબ દીધો કે, "હજરત મહમ્મદ પયગંબર (સલ૦) કહી ગયા છે કે, "ઇસ્લામીઓમાં જે કદરિયા સંપ્રદાયના લોકો છે તેમના-માં અને અગ્નિપૂજકોમાં કશો તફાવત નથી.* મારા પિતા કદરિયા સંપ્રદાયના હતા. હજરત મહમ્મદ પયગંબર (સલ૦) સાહેબ કહી ગયા છે કે, અગ્નિપૂજકોની પાસેથી વારસામાં જે કાંઈ ધનસંપત્તિ મળે તેનો અસ્વીકાર કરવો. મારા પિતા કદરિ-યા સંપ્રદાયના હતા તેથી તેમને પણ અગ્નિપૂજકોની કોટિમાં ગણવા જોઇએ. પણ હું પોતે તો મુસલમાન છું. માટે હું તેમની સંપત્તિને ગ્રહણ કરી શકતો નથી."

હારેસને ઈશ્વરનું એક પ્રકારનું એવું વરદાન હતું અથવા તેમના સંબંધમાં ઈશ્વરે એવી વ્યવસ્થા કરી રાખી હતી કે, જ્યારે કોઇ પણ ખાવાની ચીજ શાસ્ત્રવિહિત છે કે શાસ્ત્રનિષિદ્ધ છે તેનો સંદેહ ઊભો થાય, તે વખતે તે વસ્તુને તેમનો હાથ અડકતાંની સાથેજ તેમના હાથની નાડીઓ અને માંસપેશીઓ એકદમ અક-ડાઇ જતી કે તેમની આંગળીઓથી તે વસ્તુ પકડી શકાતીજ નહિ. આટલા ઉપરથી તે વસ્તુ ખાવા જેવી છે કે નહિ તેની પરીક્ષા થઈ જતી

* મુસલમાનોમાં સૌથી મુખ્ય અને સૌથી પ્રાચીન સંપ્રદાય સુન્ની મુસલમાનોનો છે. એ સુન્ની ઉપરાંત તેમનામાં બીજા નાનામોટા મળીને બોતેર સંપ્રદાય છે, તે બધા સંપ્રદાયના લોકો હજરત મહમ્મ-દ પયગંબર (સલ૦)ની અમુક અમુક આજ્ઞાઓ અને નિયમોને નથી માનતા. —બંગાળી અનુવાદક

અને જે વસ્તુ આ રીતે અખાદ્ય સાબિત થતી તેનો તેઓ ત્યાગ કરતા.× મહર્ષિ જ્વનિદ કહે છે કે, "એક વાર હારેસ મારી પાસે આવ્યા. તે ભૂખ્યા છે એવું મને લાગ્યું તેથી મેં તેમને પૂછ્યું: 'કશું ખાવાનું મંગાવું?' ત્યારે તે બોલ્યા: 'બહુ સારું, મંગાવી શકો તે મંગાવો.' મારા ઘરમાં શું શું છે તે જોવાને સારુ હું અંદર ગયો. આગલી રાત્રે કોઈને ઘેર લગ્ન હતું, તેથી તેને ઘેરથી મારે સારુ લગ્નોત્સવની મિજબાનીને માટે બનાવેલા પકવાન્નની થાળી આવી હતી, તે મેં તેમની આગળ આણીને મૂકી, પણ તેને અડકતાંજ તેમની આંગળીઓ એવી અકડાઈ ગઈ કે તેમનાથી તેનો કોળિયો ભરી શકાયોજ નહિ. મેં એક કોળિયો તેમના મોઢામાં મૂક્યો પણ તેમનાથી તે ગળે ઉતારી શકાયો નહિ, થોડી વાર મોઢામાં આમતેમ હલાવીને તેમણે થૂંકી નાખ્યો અને ખાધા વિના ચાલ્યા ગયા. ત્યાર પછી વળી એક દિવસ તેમનો ભેટો થઈ ગયો, ત્યારે મેં તેમને તે દહાડાની વાત પૂછી કે, 'એ તમને થયું હતું શું?' ત્યારે તેમણે કહ્યું: 'હું ભૂખ્યો હતો અને તમારો આગ્રહ પણ હતો, તેથી મેં ખાવાનો પ્રયત્ન કરી જોયો; પણ ઈશ્વરે મારી એવી વિચિત્ર અવસ્થા કરી નાખી છે કે, અમુક વસ્તુ શાસ્ત્રવિહિત હશે કે નહિ તેનો મને જરા પણ સંદેહ પેદા થઈ જાય, તો તે વસ્તુનો મારાથી કોળિયો વાળી શકાતો નથી અને કોઈ મારા મોઢામાં કોળિયો દે તો તે મારે ગળે પણ ઊતરતો નથી. તમારું આપેલું ખાઈ જવાનો મેં ઘણોએ પ્રયત્ન કરી જોયો, પણ મારાથી ગળે ઉતારી શકાયોજ નહિ. એ થાળી તમારા ઘરમાં આવી હતી કોને ઘેરથી?' મેં કહ્યું કે, 'મારા એક સ્નેહીને ઘેરથી આવી હતી.' ત્યાર પછી મેં તેમને કહ્યું: 'આજે મારે ઘેર આવવાની કૃપા કરો.' તેઓ કબૂલ થયા અને મારે ઘેર આવ્યા. તે દહાડે મારા ઘરમાં સૂકો અને લૂખો રોટલો હતો, તે અમે બેઉ જણ ખાવા બેઠા.

× આમાં ચમત્કાર જેવું કાંઈ નથી, પણ લાંબા સમયની તીવ્ર સાધના અને દૃઢ સંકલ્પનું એ પરિણામ છે. શ્રીરામકૃષ્ણ પરમહંસ કનકકામિનીના ત્યાગની પરાકાષ્ઠાએ પહોંચ્યા હતા, તેથી કરીને તેમને સ્ત્રીનો અથવા સોનારૂપાનો સ્પર્શ થતાં વીંછી કરડે એવી વેદના થતી હતી. આ વાતની પરીક્ષા કરી જોવાને સારુ સ્વા૦ વિવેકાનંદે એક વાર તેમની પથારી નીચે ચાર આની સંતાડી રાખી. રામકૃષ્ણને આ વાતની ખબર ન હતી, પણ તેમને ઊંઘ ન આવી અને ખૂબ તરફડ્યા ત્યારે વિવેકાનંદે તે પાવલી કાઢી લીધી. —સં૦

ખાતાં ખાતાં તેમણે કહ્યું: 'વૈરાગ્યવાન પુરુષને ઘેરથી આવુંજ ખાવાનું લઈ આવવું.' "

મરતી વખતે હારેસને એક રૂપિયાનીજ જરૂર હતી, પણ તેમના પિતાની આટલી બધી દોલત હતી, છતાં તેમાંથી તેમણે કાંઇજ લીધું નહિ. અતિશય તંગ હાલતમાંજ આખરે તેમનો પ્રાણ ગયો.

## ઉપદેશવચન

૧. ત્રીસ વરસ થયાં મારા કાન મારા હૃદયની વાતોજ સાંભળ્યા કરે છે, એ સિવાય બીજું કશું મારા કાન સાંભળતાજ નથી. ત્રીશ વરસ થયાં મારી અવસ્થા બદલાઇ ગઇ છે. મારું હૃદય ઈશ્વર સિવાય બીજા કોઇને જાણતુંજ નથી.

૨. હું નામજ પઢું છું તે લોકો જુએ છે, એવું જાણીને જે માણસ મનમાં ખુશ થાય છે, તેની નમાજ વ્યર્થ જાય છે કે નથી જતી, એ બાબત મેં પ્રથમ ખૂબ વિચાર કરી જોયો હતો. હવે અત્યારે મારો દૃઢ વિશ્વાસ જામી ગયો છે કે એવા માણસની નમાજ વ્યર્થ છે.

૩. સૂક્ષ્માતિસૂક્ષ્મ વિચાર કરવાની થોડીક શક્તિ જો કોઇનામાં હોય તો તેણે પોતાની વિચારશક્તિને અનુસરીને વર્તન કરવા માંડવું. એવું કરવાથી તે ઈશ્વરની કૃપાથી ઘણી ઉચ્ચ અવસ્થાએ જઇ પહોંચશે.

૪. સંકલ્પની દૃઢતા, ઈશ્વરકૃપા અને ઇન્દ્રિયોનો નિગ્રહ એ ત્રણની સહાયતાથી તમામ મનોવાંછનીય વસ્તુઓ તેના હાથમાં આવીને ઊભી રહેશે. જેનામાં દૃઢ સંકલ્પશક્તિ છે, તેને માટે વિષય–પ્રવૃત્તિઓની વિરુદ્ધ આચરણ કરવું અતિ સહજ છે. એટલા વાસ્તે સ્થિર અને દૃઢ સંકલ્પવાન થવું અને કેટલાક ચોક્કસ સ્વભાવને કેળવીને સુદૃઢ કરવા એ પરીક્ષા કરીને સિદ્ધ કરેલું સત્ય છે. (૧) સાચી વાતને માટે અથવા જૂઠી વાતને માટે, ઇચ્છાપૂર્વક અથવા અનિચ્છાએ કોઇ પણ પ્રસંગે, કોઈપણ પરિસ્થિતિમાં ઈશ્વરનું નામ લઇને સોગંદ ખાવા નહિ. (૨) અસત્યથી હમેશાં દૂરના દૂર રહેવું. (૩) જે કામ એક વાર માથે લીધું હોય, તેને પૂર્ણ કરવાની શક્તિ હોય તો ફરી જવું નહિ. પ્રથમ તો બનતા સુધી કોઇની સાથે વચનથી બંધાઇ જવું નહિ, પણ વચન આપ્યા પછી તેનું પાલન કરવું, એ સારું લક્ષણ છે. (૪) કોઈ તમારા ઉપર અન્યાય કરે અથવા જુલમ કરે, તોપણ તમારે તેની નિંદા કરવી નહિ. (૫) વાણીદ્વારા તેમજ કાર્યદ્વારા કોઇનું અશુભ ઇચ્છવું નહિ અને કરવું

નહિ, પોતાને થયેલા નુકસાનનું વેર લેવાની ચેષ્ટા ન કરવી, ઇચ્છા પણ ન કરવી અને ઈશ્વરમાં ચિત્ત સમર્પણ કરીને ધૈર્ય ધારણ કરવું. (૬) ફલાણો અંશીવાદી છે અર્થાત્ પોતાને ઈશ્વરના ભાગીદાર કહેવડાવે છે, ફલાણો ધર્મવિરોધી છે, ફલાણો કપટી છે, એવું કહીને કોઇની વિરુદ્ધ સાક્ષી પૂરવા જવું નહિ. (૭) મનથી અથવા કાર્યદ્વારા કોઇ પણ પ્રકારનું પાપાચરણ કરવું નહિ; ઇન્દ્રિયોને તમામ પ્રકારનાં પાપાચરણથી દૂર રાખવી. (૮) પોતાનાં દુઃખોનો બોજો બીજાઓના ઉપર નાખવો નહિ. જે વસ્તુની તમને ઇચ્છા હોય, જે વસ્તુ તમને આવી મળે, તો તમે કૃતાર્થ થઇ જાઓ, એવી તમામ બાબતોને માટે તમારે કોઇના ઉપર બોજો નાખવો નહિ અને અત્યાર પહેલાં નાખ્યો હોય તેને પણ ઓછો કરી દેવો. (૯) મનુષ્યોના પ્રતિ સંપૂર્ણ રીતે નિરપેક્ષ થઇ જવું, કોઇની પાસેથી કશાની આશા રાખવી નહિ. (૧૦) ઊંચા પદને માટે મનમાં ભૂખ ન રાખવી, માનપ્રતિષ્ઠાની પાછળ ભટકવું નહિ. ફલાણો માણસ તો મારા કરતાં શ્રેષ્ઠ નથી, એવો મનમાં વિચાર પણ ન કરવો.

૫. ઈશ્વરના સાંનિધ્યના સંબંધમાં આંતરિક જ્ઞાન થવું એજ ધ્યાન અને એજ ધારણા.

૬. ઈશ્વરની આજ્ઞાને તાબે થવામાં આનંદ આવે એનું નામ ઈશ્વરાધીનતા.

૭. વિપત્તિરૂપી બાણનું લક્ષ્ય બનતાજ રહેવું એનું નામ ધૈર્ય.

૮. વિપત્તિ આવી પડે ત્યારે આંતરબાહ્ય બેઉ રીતે નિર્વિકાર ભાવે સ્થિરતા સાચવીને રહેવું એનું નામ આત્મોત્સર્ગ.

૯. જે ઈશ્વરને અપ્રિય હોય એવા તમામ કુવિચારોથી દૂર રહેવું એનું નામ આત્મોત્સર્ગ.

૧૦. ઈશ્વર જેનાથી અસંતુષ્ટ થાય, એવા તમામ અપવિત્ર વિચારોથી દૂર રહેવું એનું નામ લજ્જા.

૧૧. કોઇના પ્રતિ સંપૂર્ણ રીતે અનુરાગી બની જવું, ત્યાર પછી પોતાનાં ધન, પ્રાણ અને દેહ તેને સમર્પિત કરી દઇને તેને શ્રેષ્ઠ સ્થાને બેસાડવો, અંતરથી અને બાહ્ય આચરણથી તેની સાથે અતૂટ સંબંધ જોડી રાખવો અને ત્યાર પછી એ બધું કાંઇજ નથી એવું મનમાં સમજવું, એ રીતેજ સત્ય પ્રેમ પ્રકટી નીકળે છે.

૧૨. જે હિલચાલ ફક્ત એકજ વાર કરવા જતાં મનમાં પકડાઇ જવાનો ભય ઉત્પન્ન થાય અને તેથી કરીને એવી કોઇ પણ

હિલચાલ કરવાનું અસંભવિત થઇ જાય એ ભયનું સાચું લક્ષણ છે.

૧૩. વિષયાસક્ત લોકોથી ભય પામવો, તેઓ જે જે વિષયો તરફ પ્રીતિ રાખતા હોય તેનાથી દૂરના દૂર રહેવું અને એકાંતમાં ઈશ્વરના ગુણાનુવાદ ગાવાના માધુર્યનો રસ ચાખવો, એ ઈશ્વરાનુરાગનાં લક્ષણ છે.

૧૪. લોકોની આગળ પોતાની જરા પણ આબરૂ–ઇજ્જત ન હોય, તોપણ તેનાથી જેના મનને જરા પણ સંકોચ થાય નહિ; એટલુંજ નહિ, તેમાં જેને પોતાની સુરક્ષિતતાનું ભાન થાય, પોતાના સત્કર્મમાંથી એક જરા જેટલું પણ લોકોની નજરે પડી જાય તો જેના મનને ખટકે, જે પોતાનાં તમામ કાર્યોમાં દૃઢ સંકલ્પવાળો હોય, તેજ સત્યનિષ્ઠ છે. તમારા સત્ય સંકલ્પમાં જરા પણ શિથિલતા આવી જશે, તો શયતાન તમારા ઉપર ચડી બેસશે. જ્યારે તમને તમારામાં દૃઢતાનો અભાવ દેખાય, ત્યારે તમારે સ્થિર બેસી ન રહેતાં, ઈશ્વરના આશ્રયને માટે પ્રાર્થના કરવા મંડી જવું.

૧૫. ઈશ્વરના થઇને રહો, સંસારના થઇને રહેશો નહિ, એજ સો વાતની એક વાત.

૧૬. જે પોતાના જીવનને સાધનાને સારુ તૈયાર કરે છે, તેને તેનો માર્ગ બતાવવાનું કામ મારું છે, એવું ઈશ્વર સમજે છે.

૧૭. જે માણસ સ્વર્ગનિવાસી લોકોની સાથે આનંદ કરવાની ઇચ્છા રાખે છે, તેને એવું કહેજો કે, તું સંયમી, શુદ્ધાત્મા સંતસાધુઓનીજ સાથે રહે ને!

૧૮. જે માણસ પોતાના મનને વિશુદ્ધ પ્રેમ અને ધ્યાનને માટે તૈયાર કરે છે, તેને ઈશ્વર પોતેજ સાધના અને ધર્મ વિધિના પાલનને માટે તૈયાર બનાવી દે છે.

૧૯. ઇન્દ્રિયોની ક્રિયાઓને જાણનારના કરતાં જે આધ્યાત્મિક જગતમાં ચાલતી ક્રિયાઓને જાણે છે, તે શ્રેષ્ઠ છે.

૨૦. ઈશ્વરનું તત્ત્વ જાણનારા જ્ઞાનીઓ હમેશાં ઈશ્વરની પ્રસન્નતારૂપી સરોવરમાં ડૂબ્યા રહે છે. તેઓ પવિત્રતાના સમુદ્રમાં ડૂબકી મારીને પ્રેમરૂપી રત્નને બહાર લાવે છે. આથી તેઓ એકાંતમાં પરમેશ્વરની સમીપ જઇને ત્યાંજ સ્થિત થઇ જાય છે.

૨૧. તેઓ પોતાના ધર્મબંધુઓની પાસેથી ત્રણ વસ્તુઓ પ્રાપ્ત કરે છે અને તેમનાં ફળ ભોગવે છે. જેનામાં ભાવની પૂર્ણતા, પવિત્રતા અને દયા હોય એવા કોઇનો સંબંધ મને થયો નહિ.



# ૪૮-મહાતપસ્વી અહમદ ખજરુયા બલ્ખી

મહાતપસ્વી અહમદ ખજરુયા એક સાચા ધર્મવીર અને પુણ્યાત્મા પુરુષ હતા. પોતાના જીવનદ્વારા તેમણે ઐકાંતિક ઈશ્વિરનિર્ભરતા અને નિષ્ઠાના સુંદર આદર્શ રજૂ કર્યા હતા. વિશ્વાસ, વીરતા અને તેજસ્વિતા એ ત્રણ ગુણોને માટે તેઓ વિશેષે કરીને પ્રસિદ્ધ છે. તેઓ ખુરાસાન પ્રદેશમાં આવેલા બલ્ખ શહેરના વતની હતા. તેમની હયાતીમાં તેઓ આખા ખુરાસાન પ્રદેશમાં ઈશ્વિરના સર્વશ્રેષ્ઠ કૃપાપાત્ર પુરુષ તરીકે ગણાતા હતા. તેમણે સાધનાઓ પણ ઘણી આકરી કરી હતી. તેમણે ઘણા ઉત્તમ કોટિના ગ્રંથ રચ્યા છે અને વાણી તેમજ લેખિનીદ્વારા તેઓ ઉચ્ચ આધ્યાત્મિક તત્ત્વોનો પ્રચાર કરી ગયા છે. તેમને એક હજાર શિષ્ય હતા. તેમની અલૌકિક યોગસિદ્ધિઓને વિષે ઘણી વાતો ચાલે છે. શરૂઆતમાં તેમણે મહાતપસ્વી હાતેમ આસમનું શિષ્યત્વ સ્વીકાર્યું હતું અને અબુ તોરાબના સહવાસમાં રહ્યા હતા. કોઈએ મહાતપસ્વી અબુ હેફ્જને પૂછ્યું હતું કે, “ અહીંની ઇસ્લામી મંડળીમાં તમે સૌથી શ્રેષ્ઠ અને સૌમાં અગ્રગણ્ય કોને માનો છો?” તેના જવાબમાં તેમણે એવું કહ્યું હતું કે, “ અહમદ ખજરુયાના કરતાં વધારે સત્યનિષ્ઠ અને ઉત્તમ પ્રકૃતિનો માણસ મારા જોવામાં આવ્યો નથી.” વધારામાં તેમણે એવું પણ કહ્યું હતું કે, “ અહમદ ન હોત તો સત્‌સાહસ અને પુરુષાર્થ કોને કહેવાય તે કોઈ જાણતજ નહિ.”

મહાતપસ્વી અહમદને લશ્કરના સિપાઈઓના જેવો પોશાક પહેરવાની ટેવ હતી. તેમની પત્ની ફાતિમા એક આદર્શ ધર્મનિષ્ઠાવાળી સ્ત્રી હતી. બલ્ખના એક ધનવાન અને સુપ્રતિષ્ઠિત ગૃહસ્થની તે પુત્રી હતી. પોતાના જીવનના આરંભનાં વર્ષોમાંથીજ ફાતિમાને સંસાર ઉપર વૈરાગ્ય ઉત્પન્ન થઇ ગયો હતો. તેણે મહા-

તપસ્વી અહમદને કહેવડાવ્યું કે, “ તમે મારા પિતાની આગળ મારી સાથે લગ્ન કરવાની માગણી કરો. ” અહમદે આ વાતનો સ્વીકાર કર્યો નહિ. ફાતિમાએ અહમદની આગળ બીજી વાર સંદેશવાહક મોકલાવ્યો અને વિશેષમાં એવું કહેવડાવ્યું કે, “ તમને હું એક સારામાં સારા પુરુષ તરીકે ઓળખું છું, મને વિશ્વાસ છે કે તમે મને હમેશાં સત્યનો માર્ગ બતાવતા રહેશો, મારી ધર્મસાધનામાં મને તમારા તરફથી યથેષ્ટ સહાયતા મળતી રહેશે અને તમારી સહધર્મિણી થવાથી મારા ધર્મમાર્ગમાં જરા પણ વિઘ્ન નહિ આવે. ” આવો સંદેશો સાંભળ્યા પછી અહમદે ફાતિમાના પિતાની આગળ એક માણસ મોકલ્યો અને તેની માર-ફતે ફાતિમા સાથે લગ્ન કરવાનું માગું કર્યું. ફાતિમાના પિતાએ તેના કલ્યાણનો વિચાર કરીને તેનું અહમદની સાથે લગ્ન કરી દીધું. ફાતિમાએ લગ્ન તો કર્યું, પણ સાંસારિક લાલસાઓનો પરિત્યાગ કરીને તે અહમદની સાથે એકાંત સ્થાનમાં સાધનભજનનો આનંદ માણવા લાગી. લગ્ન પછી થોડો વખત વીત્યા બાદ અહમદ મહર્ષિ બાયેજિદનું દર્શન કરવાને સારુ તેમના આશ્રમ તરફ જવા તૈયાર થયા, ત્યારે ફાતિમા પણ તેમની સાથે થઇ ગઇ. બાયેજિદના આશ્રમમાં પ્રવેશ કરતાંને વારજ તેણે પોતાના મોઢા ઉપરથી બુરખો ઉઘાડી નાખ્યો અને તેમની સાથે વિનાસંકોચે વાર્તાલાપ કરવા મંડી ગઇ. અહમદને આ વાત ગમી નહિ. ફાતિમાના વ્યવ-હારમાં તેમને અમર્યાદપણું લાગ્યું અને તેમાં તેમની પોતાની માન-હાનિ પણ થાય છે એવું તેમને સમજાયું, તેથી તેમણે જરાક ચીડ-વાઇને કહ્યું: “ ફાતિમા ! તું મહર્ષિની સાથે આમ વિનયરહિત થઇને બોલે છે, તેમાં તારી શોભા વધે છે કે ? ” ફાતિમાએ જવાબ દીધો: “ તમે મને પ્રાણાધિક પ્રિય છો પણ મહર્ષિને હું મારા ધર્મમાર્ગના અંતરંગ મિત્ર માનું છું. તમને જોઇને મારા મન-માં નાના પ્રકારની વાસનાઓ અને કામનાઓ જાગૃત થાય છે, પણ મહર્ષિના સહવાસદ્વારા હું ઈશ્વરની સમીપ જઇ પહોંચવાની આશા રાખું છું. તમે મારા સંગના અભિલાષી થાઓ છો તેમ મહર્ષિ નથી થતા. ” તેઓ બેઉ જણ જેટલા દિવસ મહર્ષિ બાયે-જિદની સાથે રહ્યાં તેટલો વખત ફાતિમા તેમની પાસે વિના-સંકોચે બેસતી અને વાર્તાલાપ કરતી. એક દિવસ તેની રાતી રાતી હથેળીઓ ઉપર મહર્ષિ બાયેજિદની નજર પડી. તેમણે તે જોઇને

કહ્યું: "ફાતિમા ! હથેળીઓ ઉપર મેંદીનો રંગ લગાડીને રાતી કરવાની તારે શી જરૂર પડી ગઈ?" આ સવાલ સાંભળીને ફાતિમા બોલી ઊઠી: "ભગવન્! આપે આજ સુધી મારી હથેળી નહોતી જોઈ અને તેના ઉપર લગાડેલો રંગ પણ આપે નહોતો જોયો. જ્યાંસુધી મારા શરીરના કોઇ પણ અવયવના ઉપર આપની નજર ગઇ ન હતી, ત્યાંસુધી મને આપની સાથે વાર્તાલાપ કરવાની સ્વાભાવિક રીતે હોંસ થઇ આવતી હતી. પણ હવે આપની નજર મારા શરીર ઉપર ગઇ, એટલે અત્યાર પછી આપની પાસે બેસવું અથવા આપની સાથે વાર્તાલાપ કરવો એ મારે માટે શાસ્ત્રનિષિદ્ધ ઠરે છે. આપણા બેઉમાંથી એકના પણ મનમાં કદાચ કોઇ પણ જાતનો બીજો ભાવ ઉત્પન્ન થાય તે સારુ હું આગળથીજ આટલું સાવચેતીની ખાતર કહી રાખું છું." મહર્ષિ બાયેજિદ પોતે આ પ્રસંગને વિષે કહે છે કે, "ત્યાર પછી મેં ઈશ્વરની આગળ પ્રાર્થના કરી કે, સ્ત્રીઓને લગતા આવા દુઃખદાયક પ્રસંગોમાંથી તે મારો છુટકારો કરે. ત્યાર પછી મારા મનની એવી સ્થિતિ થઈ ગઇ કે સુંદર સ્ત્રી અને ભીંત મને એકસરખાંજ દેખાવા લાગ્યાં. જેના મનની સ્થિતિજ આવી થઇ હોય અને જેની દૃષ્ટિજ બદલાઇ ગઇ હોય, તેની આંખ સુંદર તરુણીને કેવી રીતે જોવાની હતી?" આ બનાવ બન્યા પછી અહમદ અને ફાતિમા બેઉ નેશાપુર ચાલ્યાં ગયાં. નેશાપુરના લોકો અહમદના પ્રતિ ખૂબ પ્રેમ રાખવા લાગ્યા. એક વાર મહર્ષિ ઇયોહા નેશાપુર આવી ચડ્યા અને ત્યાંથી બલ્ખ જવા તૈયાર થયા, ત્યારે અહમદને એવી ઇચ્છા થઇ કે એક વાર તેમને ભોજનનું નિમંત્રણ દેવું જોઇએ. તેમણે ફાતિમાની આ બાબત સલાહ લેવાને સારુ તેને પૂછ્યું કે, "આપણે મહર્ષિ ઇયોહાને જમવાનું નિમંત્રણ દઇએ તો શું શું લાવવું જોઇશે?" ફાતિમા બોલી: "વીસ ખચ્ચર ઊંચકી શકે એટલું સીધું સામાન લાવી રાખવું જોઇશે." અહમદે કહ્યું: "એક જણને જમાડવાને સારુ વીસ વીસ ખચ્ચર ઊંચકી લાવે એટલું બધું સીધું લાવવાની શી જરૂર?" ફાતિમા બોલી: "મહર્ષિ ઇયોહાના જેવા અસાધારણ દરજ્જાના મહાપુરુષ આપણે ઘેર જમવા આવે, ત્યારે આપણાથી તેમને એકલાનેજ જમાડીને સંતોષ મનાવાનો હતો? આપણા ગરીબ પાડોશીઓને તથા બીજા દીનદુઃખી લોકોને પણ જમાડવા જોઇશે ને?" ફાતિમા આવા ઉદાર હૃદયવાળી સ્ત્રી હતી,

તે ઉપરથી તો મહર્ષિ બાયેજિદ કહેતા હતા કે, “જો કોઇને સ્ત્રીના સ્વરૂપમાં સત્પુરુષને જોવાની ઇચ્છા હોય, તો તેણે અહમદની પત્ની ફાતિમાને જોઈ લેવી.”

મહાતપસ્વી અહમદ ખજરુયાએ ઘણા લાંબા વખતનું આત્મ-નિગ્રહનું વ્રત લીધું હતું. એક વાર ધર્મયુદ્ધ કરવાને વાસ્તે એક લશ્કર ત્યાં આગળ થઇને જતું હતું. અહમદ કહે છે કે, “એ લશ્કરને જોઇને મને પણ ધર્મયુદ્ધમાં ભાગ લેવાનું મન થઇ આવ્યું. મારા મને ધર્મયુદ્ધને લગતી અનેક વાતો મને કહી સંભળાવી અને મને તેમાં સામેલ થવાને સારુ એટલો બધો ઉત્તેજિત કરી દીધો કે તેથી મને તે લશ્કરની સંગાથે જવાની ભારે ઇચ્છા થઇ આવી. મેં વિચાર કર્યો કે સાધનભજનનો આનંદ મારા મનથી ભોગવી શકાતો નથી અને તેમાં તેને કંટાળો આવતો હોવો જોઇએ, તેટલા માટે સાધન-ભજનની કડાકૂટમાંથી છટકી જવાને સારુ મારું મન આ યુક્તિ કરતું હોવું જોઇએ; અથવા તો હું આખું વરસ રોજા પાળું છું, તેથી કરીને મારા મનથી ભૂખની પીડા સહન થતી નહિ હોય; પરદેશમાં જવાથી રોજા કરવા નહિ પડે એમ સમજીને મારું મન મને આવી પ્રેરણા કરતું હોવું જોઇએ. આ બધું મારા મનનું કાર-સ્તાન છે એવું જાણીને મેં મનને કહ્યું, ‘તારે પરદેશયાત્રામાં પણ રોજા તો કરવાજ પડશે.’ મારા મને તે વાત કબૂલ રાખી. ત્યારે મને ઘણું વિસ્મય પેદા થયું અને હું ફરીથી વિચાર કરવા લાગ્યો કે, ત્યારે મારું મન મને લડાઇમાં જવાની સલાહ આપે છે, તેનું શું કારણ હશે? પછી મને એવું સમજાયું કે હું રાત્રે જાગરણ કરું છું અને આખી રાત ભજનમાં વ્યતીત કરું છું, તેથી મારા મનને ઘણોજ ત્રાસ થતો હોવો જોઇએ અને તેટલા માટે તે મને આ પ્રમાણે ઠગતું હશે. મારું મન એવું સમજતું હશે કે, પરદેશ જવાથી નિરાંતે આખી રાત સૂઇ રહેવાનું તો મળશે! ત્યારે મેં મારા મનને કહ્યું કે, ‘પરદેશમાં પણ અહીંની પેઠેજ આખી રાત જાગરણ કરવું પડશે.’ મારું મન બોલ્યું: ‘ભલે, તે પણ મને કબૂલ છે.’ હવે તો મારા આશ્ચર્યનો પાર ન રહ્યો અને હું ઘણોજ વિચા-રમાં પડી ગયો. ત્યાર પછી મને લાગ્યું કે હું એકાંત સ્થાનમાં તદ્દન એકલો ને એકલોજ રહીને સાધનભજન કરું છું, તેથી મારું મન એકલવાયાપણાથી કંટાળી ગયું હશે. તે એમ સમ-જતું હશે કે પરદેશ જઇશું તો ત્યાં ઘણા ભાઈબંધદોસ્તદાર

મળી આવશે અને તેમની સાથે વાતોચીતો કરવાની મજા પડશે. કદાચ આવું સમજીને મારું મન મને લડાઈમાં જવાને લલચાવતું હશે. ત્યારે મેં મારા મનને કહ્યું કે, 'હું જ્યાં જઇશ ત્યાં જંગલમાંજ રહેવાનો છું, લોકોના સહવાસમાં રહેવાનો નથી.' ત્યાર પછી મેં ખૂબ દીનતા સહિત અને મનના આવેગપૂર્વક કરગરી કરગરીને ઇશ્વરની પ્રાર્થના કરી કે, મારું મન મને કેવી રીતે અને શી મતલબથી ફોસલાવે છે, તે મને સમજાવી દો. પછી ઇશ્વરની આજ્ઞાથી મારા મને કહેવા માંડયુંઃ 'તું મને મારી મરજીની વિરુદ્ધ દહાડામાં સેંકડો વાર આકર્ષણ કર્યાંજ કરે છે, પણ તેની કોઇને ખબર પડતી નથી. આ ધર્મયુદ્ધમાં સામેલ થઇને તું જો માર્યો જઇશ, તો આ બધી નાના પ્રકારની પીડામાંથી તારો છુટકારો થઈ જશે અને આખી દુનિયામાં તારી કીર્તિ ફેલાઇ જશે કે વાહ! ધન્ય છે એને! ધર્મને ખાતર લડતાં લડતાં માર્યો ગયો અને સ્વર્ગમાં ચાલ્યો ગયો. એના જેવો બીજો ભાગ્યવાન કોણ? આટલા વાસ્તે હું તને ધર્મયુદ્ધમાં સામેલ થવાને સારુ પ્રેરણા કર્યા કરું છું.' ત્યારે મેં એક નિઃશ્વાસ મૂકીને કહ્યુંઃ 'ભલા ભગવન્! તેં જે પશુના જેવા જીવનની સૃષ્ટિ કરી છે, તે જીવતાં તો કપટને છોડતું નથી અને મૂઆ પછી પણ કપટ આચરણ કરવા ઇચ્છે છે. તે આ લોકમાં તો સાચો ધર્મ ગ્રહણ કરતું નથી, પરંતુ પરલોકમાં પણ કરવો નથી.' પછી મેં મારા મનને મોટેથી કહ્યુંઃ 'હે મારા મન! તને ઇશ્વરનું ભજન કરવાનું ગમે છે, પણ તું એટલો વિચાર નથી કરતું કે મૂર્તિપૂજકોના ચિહ્નસ્વરૂપ ઉપવીત તો તારી ડોકમાં છે.' ત્યાર પછી મેં મારા મનનો નિગ્રહ કરવાનો વધારે દૃઢ સંકલ્પ કર્યો× અને તે જે કહે તેનાથી મેં તદ્દન ઊલટુંજ કરવા માંડયું."

મહાતપસ્વી અહમદ વળી એવું કહે છે કે, "એક વાર મેં ઇશ્વરનું અનન્ય શરણ લઇને અને ઇશ્વરના ઉપર સર્વતોભાવે અવલંબન કરવાનું વ્રત લઇને રણમાં થઇને યાત્રા કરવા માંડી. થોડેક દૂર ગયા પછી મારા પગમાં કાંટો વાગ્યો, પણ મેં તેને ખેંચી કાઢયો નહિ. મારા મનમાં એવો વિચાર આવ્યો કે, જો હું

---

× કેટલાક સાધકો આટલું બધું આંતરિક બળ નથી ધરાવતા, એ વાત ખરી છે; પરંતુ સર્વભાવે અને પૂર્ણ શ્રદ્ધાપૂર્વક પ્રભુને અર્પણ થનાર ભક્તાત્માને પ્રભુ એવું પણ બળ આપવાને અથવા એવા પ્રસંગોમાંથી બચાવવાને સદા તત્પર રહે છે. —સંપાદક

તે કાંટાને મારે હાથે ખેંચી કાઢું, તો મારા ઇશ્વરાવલંબન કરવાના વ્રતનો ભંગ થઇ જાય. તેથી કરીને હું તેવો ને તેવો આગળ ચાલ્યો. વખત જતાં મારે પગે સોજો આવ્યો. હું લંગડાતો લંગડાતો મક્કા જઇ પહોંચ્યો અને મેં હજની યાત્રાને લગતાં બધાં ક્રિયાકર્મ કર્યાં. ત્યાર પછી હું ત્યાંથી પાછો ફર્યો. જ્યાં કાંટો વાગ્યો હતો ત્યાં આગળ પાક થયો અને પુષ્કળ પરુ નીકળવા લાગ્યું, તોપણ હું પરાણે પરાણે મનને દૃઢ કરીને આગળ રસ્તો કાપતો ગયો. એક જણે મારી અવસ્થા જોઇને દયા લાવીને મારા પગમાં વાગેલો કાંટો ખેંચી કાઢ્યો. મારે પગે હજી દુખાવો તો હતો, તોપણ હું તેવો ને તેવો બસ્તામા ગામ ભણી ચાલતો થયો અને મહર્ષિ બાયેજિદની પાસે જઇ પહોંચ્યો. મને જોઇને તેમણે જરાક હસીને પૂછ્યું, 'પગે કશું વાગ્યું લાગે છે, શો ઈલાજ કરો છો?' મેં કહ્યું કે, 'મારું કર્તૃત્વ મેં તેના કર્તૃત્વને અધીન કરી દીધું છે.' તે સાંભળીને તેમણે કહ્યું: 'અરે ઓ અંશિવાદી! તારું પોતાનું પૃથક્ અસ્તિત્વ છે અને તારા કર્તૃત્વનું અસ્તિત્વ છે, એટલું મોઢેથી બોલવાથી પણ અંશિત્વનો દાવો કર્યાનો અપરાધ લાગુ પડે છે.'"

મહાતપસ્વી અહમદ કહે છે કે, "પોતાના વૈરાગ્યને જેમ બને તેમ ગુપ્ત રાખવો." ત્યાર પછી વળી કહે છે કે, "એક વૈરાગ્યવાન સંન્યાસી કોઇ ધનવાન માણસને રમજાન મહિનામાં પોતાને ઘેર તેડી ગયો. તે દહાડે તે સંન્યાસીના ઘરમાં એક સૂકા રોટલા ઉપરાંત બીજું કાંઇજ ખાવાનું હતું નહિ. તે ધનવાન માણસે પોતાને ઘેર ગયા પછી તે સંન્યાસીને સારુ થોડાક રૂપિયા મોકલાવ્યા, પણ સંન્યાસીએ તે રૂપિયા ન લેતાં પાછા મોકલાવી દીધા અને એવું કહેવડાવ્યું કે, 'તમારા જેવા લોકોની આગળ મેં મારું ગૂઢ તત્ત્વ ઉઘાડું પાડી દીધું તેની મને આ સજા થઇ. આ લોક અને પરલોકના બદલામાં મેં મારા વૈરાગ્યને ખરીદ્યો છે, તેની કિંમત જેવીતેવી નથી.'"

મહાતપસ્વી અહમદની વૃદ્ધાવસ્થાના દિવસોમાં તેમની કુટિમાં એક યુવાન ચોર પેઠો, પણ ઘરમાં બધે ખોળી વળતાં કશું તેના હાથમાં આવ્યું નહિ, ત્યારે તે નિરાશ થઇને ત્યાંથી વીલે મોઢે પાછો ફરતો હતો, તે વખતે અહમદે તેને કહ્યું: "અરે ઓ યુવાન! હું કહું તેમ કર. કૂવામાંથી પાણી કાઢીને નાહી લે અને પછી મારી

સાથે નમાજ પઢવા બેસી જા. આવતી કાલે દહાડો ઊગ્યા પછી મને ઈશ્વરકૃપાથી જે કાંઇ કોઇ આપી જશે, તે હું તને આપી દઇશ. તું મારા ઘરમાં આવ્યો અને છેક ખાલી હાથે પાછો ફરે તે મને નથી ગમતું." પેલા ચોરે આ વાત કબૂલ કરી અને તપસ્વી અહમદની સાથે તે પણ નમાજ પઢવા બેઠો અને એ રીતે બેઉ જણે નમાજ પઢવામાં બાકીની રાત્રિ વ્યતીત કરી. સવાર થતાંજ કોઇ ધનવાન માણસ મહાતપસ્વી અહમદને સારુ સો રૂપિયા લઇને આવ્યો. તેમણે તે ચોરને કહ્યું: "તેં ગઈ કાલે રાત્રે ઈશ્વરની ઉપાસના કરી તેના ઇનામ તરીકે ઈશ્વરે તારે સારુ આ સો રૂપિયા મોકલાવ્યા છે, તે તું લે અને રાજી થા." પણ રાત્રે નમાજ પઢતાં પઢતાંજ તે ચોરના વિચારોમાં ફેરફાર થઇ ગયો હતો. જ્યારે મહાત્મા અહમદે દયાર્દ્રભાવે તેને રૂપિયા આપવા માંડ્યા, તે જોઇને તે આખે શરીરે થરથર કંપવા લાગ્યો અને મોટે અવાજે રડી પડ્યો. પછી તેણે કહેવા માંડયું: "હું નઠારે રસ્તે ચડી ગયો હતો, પણ મેં એક રાતજ ઈશ્વરની સેવા કરી અને તેટલામાં તેણે મારો આટલો મહિમા વધારી દીધો." તેણે તે રૂપિયા નજ લીધા, સાચો અનુતાપ કરીને ઈશ્વરનો શરણાગત થયો અને મહર્ષિ અહમદનો શિષ્ય બનીને સાધનભજનને રસ્તે વળી ગયો.

એક માણસ મહર્ષિ અહમદની પાસે આવીને કહેવા લાગ્યો: "હું અત્યંત નિર્ધન અને છેકજ તંગ હાલતમાં આવી પડ્યો છું. આપ મને એવો કોઇ ઉપાય બતાવો કે જેથી મારા આ દારિદ્રયના દુઃખનો છેડો આવી જાય." તપસ્વી બોલ્યા: "તું પ્રત્યેક ધંધાનાં નામ એક એક કાગળની ચબરખીના ઉપર લખીને અને તે બધી કાગળની કાપલીઓ એક લોટામાં ભરીને મારી પાસે લાવ." પેલા માણસે તેમના કહ્યા મુજબ કર્યું. મહર્ષિએ તે લોટામાં હાથ ઘાલીને માંહ્યથી એક કાપલી ઉઠાવી અને તેને વાંચી જોઈ તો તેના ઉપર લૂંટારાનો ધંધો એવું લખેલું હતું. તેમણે પેલાને કહ્યું કે, "તમારે લૂંટફાટ કરવાનો ધંધો કરવો જોઇશે." તે માણસને ઘણું આશ્ચર્ય પેદા થયું કે, "મહર્ષિએ મને બીજો કોઇ ધંધો ન બતાવ્યો અને લૂંટારાનો ધંધો શાથી બતાવ્યો? પણ ભલે, જ્યારે મહાત્માની એવીજ આજ્ઞા થઇ છે તો મારે તેમ કરવુંજ જોઇશે." આવો વિચાર કરીને તે માણસ લૂંટારાઓની ટોળીમાં સામેલ થવાના વિચારથી તે ટોળીના સરદારની પાસે ગયો અને તેને કહેવા

લાગ્યો કે, "મને તમારી ટોળીમાં દાખલ કરો, મને લૂંટારાનું કામ કરવાનો ઘણો ઉમંગ છે." તે સરદારે તેને કહ્યું કે, "અમારી ટોળીનો એવો નિયમ છે કે જેને જે કામ કરવાનો હું હુકમ કરું, તેણે તે કામ તેજ ઘડીએ વગર વિચાર્યે કરવુંજ જોઇશે." પેલા માણસે કહ્યું: "મને એ નિયમ કબૂલ છે, મને જે હુકમ કરશો તેનું હું પાલન કરીશ." આ વાતને થોડાક દિવસ વીત્યા બાદ એક દિવસ તે લૂંટારાની ટોળીએ વેપારીઓના એક કાફલાના ઉપર હુમલો કર્યો અને તે બધા વેપારીઓને પકડીને મુશ્કેટાટ બાંધીને પોતાની ટોળીના સેનાપતિની પાસે લાવીને ઉભા કરી દીધા. આ વેપારીઓમાંના એક જણની પાસે પુષ્કળ ધન હતું. તેને લૂંટારાઓએ ખૂબ સતાવવા માંડ્યો અને તેમ છતાં પણ જ્યારે તેણે પોતાની સંતાડેલી દોલત બતાવી નહિ, ત્યારે તે ટોળીના સરદારે પેલા નવા આવેલા રંગરૂટને તે વેપારીનું માથું કાપી નાખવાનો હુકમ કર્યો. તેણે તે કામ કરતાં જરાક ઢીલ કરી અને તેટલા વખતમાં તેણે મનમાં વિચાર કર્યો કે, "આ વેપારીને મારી નાખવા કરતાં પેલા લૂંટારાની ટોળીના સરદારનુંજ ડોકું ઉડાવી દઉં તો શું ખોટું? એણે આજ સુધીમાં કોણ જાણે કેટલાએ લોકોના જાન લીધા હશે?" પેલો નવો લૂંટારો આ પ્રમાણે ઉભો ઉભો વિચાર કરે છે, તે જોઇને તે વેપારી તેને કહેવા લાગ્યો: "તું જે કામ કરવા આવ્યો છે, તે ઝટ લઇને કરી નાખ અને નહિ તો કોઈ બીજે કામે વળગી જા." પેલો લૂંટારો બોલ્યો: "જો કોઇની આજ્ઞાનુંજ પાલન કરવું હોય તો એક લૂંટારાની આજ્ઞાનું પાલન કરવા કરતાં ઇશ્વરની આજ્ઞાનું પાલન કરવું વધારે શ્રેયસ્કર છે." આવું કહીને તેણે તલવાર મ્યાનમાંથી ખેંચીને પોતાના સરદારનુંજ ડોકું ઉડાવી દીધું. તે જોઇને બીજા લૂંટારાઓ પણ ભય પામીને નાસી ગયા. પેલો વેપારી બંધનમુક્ત થઇ ગયો, જીવથી ઉગરી ગયો અને પોતાની બધી દોલત સહીસલામત રહી તેની ખુશાલીમાં તેણે પેલા લૂંટારાના સરદારને હણનારને પોતાની પાસે તે વખતે જેટલું ધન હતું તે બધું આપી દીધું અને તેને એકદમ ધનવાન બનાવી દીધો.

એક વાર કોઇ સાધુપુરુષ અહમદને ઘેર અતિથિ થઇને આવ્યો હતો. તેના સન્માનમાં અહમદે સિત્તેર દીવા સળગાવ્યા. પેલા અતિથિએ કહ્યું: "મને તમારું આ કામ ન ગમ્યું. ધર્મની સાથે ઉડાઉપણા અને આડંબરનો કશો સંબંધ હોઇ શકે નહિ." અહમદે

જવાબ દીધોઃ "મેં એ દીવા ઈશ્વરને પ્રસન્ન કરવાના હેતુથી સળગાવ્યા છે, તમારામાં તાકાત હોય તો હોલવી નાખો." પેલો અતિથિ તે દીવાના ઉપર આખી રાત ધૂળ અને પાણી ફેંકતોજ ગયો, પણ તેનાથી એ સિત્તેરમાંનો એક પણ હોલવી શકાયો નહિ, ત્યારે તેને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. બીજે દહાડે મહાતપસ્વી અહમદે પોતાના પરોણાને કહ્યુંઃ "એમાં તમને આશ્ચર્ય જેવું શું લાગ્યું ? આશ્ચર્યકારક બનાવ જોવો હોય તો ઊઠો અને ચાલો મારી સંગાથે." આ વાત સાંભળીને તે સાધુ ઊઠીને ઊભો થયો અને મહાતપસ્વી અહમદની સાથે જવા તૈયાર થયો.

× × × ×

મહાતપસ્વી અહમદના સંબંધમાં બીજી પણ એકબે અલૌકિક ઘટનાઓ થયેલી કહેવાય છે.

મહર્ષિ અહમદ પોતે કહે છે કે, "મેં એક વાર સ્વપ્નમાં સમસ્ત માનવજાતિને ગધેડાની જેમ ઘાસ ખાતી દીઠી." આવું સાંભળીને એક ગૃહસ્થે તેમને પૂછ્યુંઃ "ત્યારે મહાશય ! તમે તે ગધેડાઓમાં હતા કે નહિ ?" અહમદે કહ્યુંઃ "હું પણ તે ગધેડાઓની સાથેજ હતો, પણ મારામાં અને તેમનામાં તફાવત એટલોજ માત્ર હતો કે, તેઓ ઘાસ ખાતાં ખાતાં હસતા જતા હતા અને આનંદોલ્લાસથી આમતેમ ભટકતા હતા અને પોતાની અવસ્થાનું તેમને ભાન ન હતું. હું ઘાસ ખાતાં ખાતાં રડતો હતો અને મારા ઢીંચણ ઉપર માથું મૂકીને બેઠો બેઠો મારી અવસ્થા સ્પષ્ટ રીતે જોઇ શકતો હતો."

અહમદનું જ્યારે મૃત્યું થયું ત્યારે, તેમને માથે સિત્તેરહજાર મુદ્રાનું દેવું હતું. તેમણે એ રકમ કોઇની પાસેથી કરજે લઈને ગામડાનાં અસહાય ગરીબ કુટુંબોને તથા મુસાફરોને મદદ કરવામાં વાપરી નાખી હતી. મરતી વખતે તેમના બધા લેણદારો તેમની પાસે આવીને ઊભા રહ્યા. અહમદે તે વખતે એવી પ્રાર્થના કરી કે, "હે પરમેશ્વર ! તમે મને આ સંસારમાંથી તેડાવી લો છો, પણ આ લોકોના કરજનો બોજો મારે માથેથી ઊતર્યો નથી, માટે એવા કોઇ સજ્જનના મનમાં તમે પ્રેરણા કરો કે જે એમની લેણી રકમ તેમને આપી દે અને ત્યાર પછીજ મારો પ્રાણ જાય, તે પહેલાં નહિ." તે આવી પ્રાર્થના કરતા હતા એટલામાંજ એક જણે આવીને તેમના ઘરનું બારણું ખખડાવ્યું અને સૌ લેણદારોને

કહ્યું: "જેનું જેનું લેણું હોય તે બધા બહાર આવો." તેઓ બધા બહાર આવ્યા અને પેલા માણસે તેમનું સૌનું લેણું ચૂકવી આપ્યું, ત્યાર પછી મહાતપસ્વી અહમદે દેહ છોડ્યો.

## ઉપદેશવચન

૧. જે માણસ સાધુસેવા કરે છે, તે ત્રણ ભૂષણોથી યુક્ત થાય છેઃ-વિનય, શિષ્ટાચાર અને ઉદારતા.

૨. જે માણસ એવું ઇચ્છતો હોય કે ઈશ્વર મારી સાથે ને સાથેજ રહે, તેણે સત્યનું અનુસરણ કરવું જોઇશે; કારણ કે ઈશ્વરે એવું કહ્યું છે કે, "ઈશ્વર નિશ્ચયપૂર્વક સત્યપ્રિય લોકોની સાથેજ રહે છે."

૩. જે માણસ ખરી રીતે ધૈર્ય ધારણ કરે છે, તે પોતાના ધૈર્યને વિષે પણ ધૈર્યશીલ થાય છે. તે ધૈર્ય ધારણ કર્યા પછી ચીડવાતો નથી, તેમજ નિંદા પણ કરતો નથી.

૪. તમે તમારા અંતઃકરણદ્વારા ઈશ્વરના પ્રતિ પ્રેમ રાખજો, જીભ વડે તેના ગુણનું કીર્તન કરજો અને ઈશ્વરના સિવાય બીજા જે જે અનીશ્વર પદાર્થ હોય તે સર્વને માટે મનમાંથી વાસના કાઢી નાખજો. આટલું કર્યાથી ઈશ્વરના સાચા પરિચયનાં લક્ષણ તમારામાં પ્રકટી નીકળશે.

પ્રશ્નઃ—પ્રેમનાં શાં લક્ષણ છે?

ઉત્તરઃ—જે માણસ ઈશ્વરનો પ્રેમી છે, તેનું મન કોઇ પણ ઐહિક અને પારલૌકિક પદાર્થને શ્રેષ્ઠ માનીને તેની સાથે સંલગ્ન થતું નથી; કારણ કે તેનું મન ઈશ્વરના સ્મરણમનન વડે એવું પરિપૂર્ણ થઇ જાય છે કે, તેનામાં બીજા કોઇ પદાર્થને માટે જગ્યાજ રહેતી નથી. ઈશ્વરની સેવા સિવાય બીજા કશાની વાસના ઈશ્વરપ્રેમીના મનમાં પ્રવેશ કરી શકતી નથી; કારણ કે તેની દૃષ્ટિએ ઐહિક અને પારલૌકિક કોઇ પણ પદાર્થનું કશું મહત્ત્વ હોતુંજ નથી અને તે પોતાનાં સગાંસ્નેહીઓ અને કુટુંબીઓની વચમાં એક પરદેશી વટેમાર્ગુના જેવો બનીને રહે છે. આવું થવાનું કારણ એ છે કે, તે પોતાના સખાની સેવામાં એવી ઊંચી અવસ્થા પ્રાપ્ત કરે છે કે, તે કામમાં તેનાં સગાંસ્નેહીમાંથી કોઇથી તેનો સહકાર કરી શકાતો નથી.

૫. હૃદય જ્યારે સત્ય વડે પરિપૂર્ણ થઇ જાય છે, ત્યારે ઇન્દ્રિ-

યોમાં ઘણુજ ભારે પ્રમાણમાં પ્રકાશનો પ્રવેશ થાય છે. અંતઃકરણ જ્યારે અસત્યથી પરિપૂર્ણ થઇ જાય છે, ત્યારે અંધકાર ઘણા ભારે પ્રમાણમાં ઇન્દ્રિયોના ઉપર ફેલાઇ જાય છે.

૬. આળસરૂપી નિદ્રાના કરતાં બીજી કોઇ પણ જાતની નિદ્રા વધારે પ્રગાઢ હોતી નથી. કામનારૂપી શત્રુના કરતાં બીજો કોઈ પણ શત્રુ વધારે પ્રબળ હોતો નથી. આળસરૂપી નિદ્રા જો છોડી ન હોય, તો કામરૂપી શત્રુ પણ તમારા ઉપર વિજય મેળવી શકશે નહિ.

૭. ઈશ્વરના સેવકની પૂર્ણતા સાત્ત્વિકતામાંજ રહેલી છે. યથાર્થ સેવા કરવાથી સાત્ત્વિકતાની પૂર્ણાવસ્થા પ્રાપ્ત થાય છે.

૮. સંસાર અને ધર્મ એ બે પરસ્પર વિપરીત વિષયોની વચ્ચે તમારે તમારું જીવન વ્યતીત કરવાનું છે.

૯. એક વાર તમારો માર્ગ મોકળો થઇ જાય, સત્યનો પ્રકાશ તમારી આગળ ફેલાઇ જાય અને જે તમને પોકાર કરી રહ્યો છે, તે ઈશ્વર તમારી પ્રાર્થના સાંભળવા તૈયાર હોય, તો પછી તમારે ફરિયાદ કરવાનું બીજુ કારણજ શું રહે?

૧૦. ઈશ્વર સિવાય બીજા કોઇ પણ વિષય તરફ મન જાય, તો તેને રોકવું એજ સારામાં સારું કાર્ય છે.





# ૪૯–महातपस्वी अबु तुराब

મહાતપસ્વી અબુ તુરાબ વિપત્તિ વખતે અતિશય વીરત્વનો પરિચય કરાવતા હતા. તેઓ એક નિગૂઢ તત્ત્વવેત્તા, એકાંત સત્ય-પરાયણ અને પરમ વૈરાગ્યવાન પુરુષ હતા. તે સમયની આખી મુસ્લિ-મ દુનિયામાં તેઓ સર્વશ્રેષ્ઠ ઋષિ તરીકે બધે સન્માનિત થતા હતા. નીતિ, નિષ્ઠા, દીનતા અને નિઃસંગતા એ તેમના જીવનનાં મુખ્ય ભૂષણ હતાં. પોતાના સાધનભજનમાં તેઓ અત્યંત નિયમિત અને દૃઢ નિષ્ઠાવાળા હતા. તેમણે સાધનાઓ પણ આકરી આકરી કરી હતી. દાખલા તરીકે કેટલાંક વરસ સુધી તેઓ સૂતી વખતે માથા નીચે ઓશીકું રાખતાં નહિ. એ બધાં વરસમાં તેઓ જ્યારે મક્કા ગયા હતા, તેવખતે માત્ર એકજ દિવસ તેઓ રીતસર ગોદડું, અને ઓશીકું લઇને સૂતા હતા. ઈશ્વરના ઉપર સંપૂર્ણ રીતે નિર્ભ-રતા રાખવામાં તેમનું વીરત્વ એકદમ પરાકાષ્ઠાનું હતું. તેઓ ખુરાસાન દેશના વતની હતા. ઇબન્ જલા નામનો એક માણસ કહે છે કે, “મેં ત્રણસો ધર્માચાર્યોનાં દર્શન કર્યાં છે, તેમાં હું ચાર જણને સૌથી શ્રેષ્ઠ માનું છું અને અબુ તુરાબ એ ચારમાં પણ શ્રેષ્ઠ છે.” એજ માણસ વળી એવું પણ કહે છે કે, “અબુ તુરાબ જ્યારે મક્કા જઇ પહોંચ્યા, ત્યારે તેમનું હૃદય અત્યંત સ્નિગ્ધ અને પ્રફુલ્લ થયું હોય એમ મને લાગ્યું, તેથી મેં તેમને પૂછ્યું: ‘તમે અહીં જમવાની ક્યાં ગોઠવણ કરી રાખી છે?’ તેમણે કહ્યું: ‘બગ-દાદ, બસરા અને અહીં, એ ત્રણ જગ્યાએજ મેં અન્ન ખાધું છે.’”

અબુ તુરાબને એવી ટેવ હતી કે જો પોતાના સાથીઓમાંથી કોઇ નિંદ્ય કાર્ય કરે અને તેની તેમને જાણ થાય તો તેઓ પોતેજ અનુતાપ કરવા મંડી જતા અને કહેતા કે, “એ બિચારો ભાગ્યહીન માણસ મારાજ અપરાધને લીધે વિપત્તિનો ભોગ થઇ પડ્યો છે” અને એવું કહીને વધારે ઉગ્ર સાધનાઓ કરવા તૈયાર થઇ જતા.

એક વાર મહાતપસ્વી અબુ તુરાબના કોઈ શિષ્યને ત્રણ દિવસ

ખાવાનું ન મળવાથી લાંઘા કરવા પડ્યા હતા. પછી છેવટે તેનાથી ભૂખે રહેવાયું નહિ. કોઇ તડબૂચ વેચનારની દુકાનેથી તડબૂચની એક ચીરી લેવાને સારુ તેને પોતાનો હાથ લાંબો કરતો જોઈને અબુ તુરાબે કહ્યું: "તું સંન્યાસીનો ધર્મ પાળવાને યોગ્ય નથી, તું તો બજારમાં બેસીને દુકાનદારી કરે એજ ઇષ્ટ છે." ત્યાર પછી તેમણે એટલું ઉમેર્યું કે, "ઇશ્વરની સાથે મારો એવો કરાર છે કે જો કોઇ શાસ્ત્રનિષિદ્ધ વસ્તુને લેવા હું મારો હાથ લાંબો કરું, તો ઈશ્વરે મારી તમામ વૈરાગ્યની સંપત્તિ મારી પાસેથી છીનવી લેવી." તેઓ પોતાને વિષે કહે છે કે, "મારા મનની અંદર કોઇ દહાડો કશી કામનાનો ઉદય થતોજ નથી. માત્ર એકજ વાર રણમાં થઇને જતાં મને ઊની ઊની રોટલી અને તરકારી ખાવાનું મન થઇ આવ્યું હતું. પણ ઈશ્વરકૃપાથી હું મારા માર્ગથી ભ્રષ્ટ થતાં બચી ગયો હતો. ત્યાર પછી આમતેમ ભ્રમણ કરતો કરતો હું લોકોના ટોળાની પાસે જઈ પહોંચ્યો. તેઓ ઊભા ઊભા કોલાહલ કરી રહ્યા હતા. મને જોતાંવારનેજ તેઓ બધા મને મારવા આવ્યા અને કહેવા લાગ્યા કે, 'તુંજ અમારું ખાવાનું ચોરી ગયો છે.' તેમનું ખાવાનું ચોરાઇ ગયું હતું એ વાત તો સાચી હતી. ત્યાર પછી તેમણે મને ચોર ઠરાવીને સોટીના બસો ફટકા માર્યા, એવામાં તે ટોળામાંનો એક ઘરડો માણસ મારી પાસે આવ્યો અને મને ઓળખીને તેણે બૂમો પાડવા માંડી કે, 'અલ્યા એતો આપણા પરમ ગુરુ છે. આવા સર્વલોકપૂજ્ય સાધુના ઉપર તમે શો જુલમ કર્યો ?' પછી બધા લોકોને પોતાની ભૂલ અને અપરાધ સમજાઇ જવાથી તેઓ પણ રડારોળ કરવા લાગ્યા અને નમ્રપણે મારી માફી માગવા લાગ્યા. મેં કહ્યું: 'ભાઇઓ ! હું ધર્મના સોગંદ લઇને તમને કહું છું કે તમે મને મારતા હતા તે વખતના જેટલું સુખ મેં મારી આખી જિંદગીમાં કદી ભોગવ્યુંજ નથી. મારા પોતાના જીવનની ગતિ કેવા પ્રકારની છે, તેની પરીક્ષા કરી જોવાની મને ઘણા વખતથી ઇચ્છા થયા કરતી હતી, તેનો મને આજે અનુભવ થઈ ગયો છે.' ત્યાર પછી તે વૃદ્ધ પુરુષ મને પોતાને ઘેર તેડી ગયો અને મારી રજા લઇને મારી આગળ ગરમ ગરમ રોટલી અને તરકારી મૂક્યાં. હું જેવો તે વસ્તુઓને લેવા મારો હાથ લાંબો કરવા જાઉં છું, તેવીજ મેં એવી દેવવાણી સાંભળી કે, 'અબુ તુરાબ ! બસો ફટકા ખાધા પછી તારે ગરમાગ-

રમ રોટલી અને તરકારી ખાવાં હોય તો ખા. તેં તારા મનમાં જે બાબતની કામના કરી હતી તે એવી હતી કે, સારી પેઠે સોટીઓના ઝપાટા ખાધા વગર પૂર્ણ થાય એવી હતીજ નહિ.' ”

મહાતપસ્વી અબુ તુરાબને કેટલાએક દીકરા હતા. જ્યાં તેઓ રહેતા હતા ત્યાં નરભક્ષક વાઘનો ઉપદ્રવ અતિશય વધી પડયો અને અબુ તુરાબના તમામ છોકરા એક પછી એક તે વાઘના મોઢામાં જઇ પડ્યા. પછી એક દહાડો અબુ તુરાબ પોતે જેવા નમાજ પઢવાને સારુ આસન ઉપર બેસવા જાય છે, તેવોજ પેલો વાઘ તેમના તરફ તાકવા લાગ્યો. કોઇએ આવીને તેમને સાવધાન કર્યા તોપણ તે તરફ તેમણે લક્ષ આપ્યું નહિ. વાઘ પણ તેમને થોડી વાર સુધી જોઇને ત્યાંથી ચાલ્યો ગયો! એક વાર અબુ તુરાબ મક્કાની હજ કરીને પાછા ફરતા હતા, તે વખતે રણમાં થઇને મુસાફરી કરતાં તેમનો એક સોબતી અતિશય તરસ્યો થઇ ગયો. પાણી તો ત્યાં બિલકુલ હતુંજ નહિ. એક જગ્યાએ અબુ તુરાબે જમીનના ઉપર થોડી લીટીઓ દોરી એટલે તેમાંથી નિર્મળ અને ઠંડુ પાણી નીકળી આવ્યું અને વળી તેમણે જરાક માટી ખોતરી એટલે તેમાંથી એક ચંબુ નીકળી આવ્યો. તેમની અલૌકિક સિદ્ધિઓને વિષે આવી કેટલીક દંતકથાઓ કહેવાય છે. તેઓ પોતે કહે છે કે, “એક વાર હું રાતને પહોર રણમાં થઇને જતો હતો. રાત તો અંધારી ઘોર હતી. એક ઊંચો પડછંદ જેવો માણુસ મારા રસ્તાની વચ્ચોવચ ઊભો હતો, તેને જોઇને મને બીક લાગી. મેં તેને પૂછ્યું: 'તું કોણ છે? માણુસ છે કે દૈત્ય?' તેણે મને સામો સવાલ પૂછ્યોઃ 'તું કોણ છે? મુસલમાન છે કે કાફર?' મેં કહ્યું: 'હું તો મુસલમાન છું.' ત્યારે તે બોલ્યોઃ 'જે મુસલમાન હોય તે ખુદાના સિવાય બીજા કોઇથી બીએજ નહિ.' આ શબ્દો સાંભળીને મને ભાન આવ્યું અને હું સમજી ગયો કે એ માણુસ કોઇ ઈશ્વરપ્રેરિત હોવો જોઇએ. પછી હું સ્વસ્થ થયો અને મારા અંતરમાંથી ભય પણ નીકળી ગયો.”

મહાતપસ્વી અબુ તુરાબ કહે છે કે, “મેં એક ગુલામને રણમાં થઇને વગર વાહને અને સીધું અથવા ખાવાનું પણ સાથે લીધા વિના મુસાફરી કરતો દીઠો, ત્યારે મને થયું કે જો એ માણુસનો ઈશ્વરના ઉપર દઢ વિશ્વાસ ન હોત તો એ જરૂર માર્યોજ જાત. ત્યાર પછી મેં તેને કહ્યું: 'અરે ઓ ગુલામ! તું વગર વાહને અને

ખાવાનું ભાથું સાથે લીધા વિનાજ મુસાફરી કરવા નીકળી પડ્યો છે?' તે બોલ્યો: 'આચાર્યજી! જરાક તમારું માથું ઊંચું કરીને જુઓ તો ખરા, ઈશ્વરના સિવાય બીજું કશું તમારી નજરેજ નહિ પડે.' મેં કહ્યું: 'તારો જેવો વિશ્વાસ છે, તેવો તો આજના જમાનામાં કોઈનોજ નથી; બસ, હવે તારી જ્યાં જવાની ઇચ્છા હોય ત્યાં ભલે તું ચાલ્યો જા.'" વળી અબુ તુરાબ એક બીજે પ્રસંગે કહે છે કે, "વીસ વરસ સુધી મેં કોઈની પાસેથી કશોજ પરિગ્રહ કર્યો ન હતો. લોકો મને પૂછતા કે એ કેવી રીતે? ત્યારે હું કહેતો કે, જો હું કાંઇ લેતો તો તે ઈશ્વરની પાસેથીજ લેતો અને જો હું ઈશ્વરનું આપેલું ગ્રહણ ન કરત, તો હું ઈશ્વરની પાસેથી અથવા બીજી કોઇની પાસેથી કશું લેતજ નહિ. એક દહાડો અમુક માણુસ મારે સારુ ખાવાનું લઇ આવ્યો, પણ મેં તે લીધું નહિ. મારે તેને ઈશ્વરનું મોકલાવેલું જાણીને લેવું જોઇતું હતું, પણ મેં તેને ગ્રહણ ન કર્યું. તેના અપરાધની સજામાં મારે ચૌદ દહાડા સુધી ભૂખમરાનું દુ:ખ સહન કરવું પડ્યું.'"

મહર્ષિ અબુ તુરાબને કોઇએ કહ્યું કે, "તમારે મારી પાસે કશું માગવું હોય તો માગી લો." ત્યારે તે બોલ્યા: "હું જે વસ્તુ માગવા ઇચ્છું છું, તે તમે બધા માગો છો તેવી નથી. તમે એવી વસ્તુઓ ઇચ્છો છો કે જે તમે ઈશ્વરની પાસે માગી શકતા નથી. પણ હું જે માગવા ઇચ્છું છું તે એવી વસ્તુ નથી કે જે હું ઈશ્વરની પાસે ન માગી શકું. આથી કરીને મારે જે જોઇશે તે હું ઈશ્વરની પાસે માગી લઇશ. હું તમારી પાસે માગી શકું એવી કોઇ પણ વસ્તુની મને ઇચ્છા નથી."

બસરાની પાસેના રણુમાં અબુ તુરાબ મરણુ પામ્યા. આ બીનાને કેટલાંક વર્ષ વીતી ગયા પછી એક કાફલો ત્યાં થઇને જતો હતો. તે મુસાફરો જ્યારે તે જગ્યાએ આવી પહોંચ્યા, ત્યારે તેમણે તેમના શબને કાબાના ભણી મોઢું કરીને ઊભેલું દીઠું. તેમના હોઠ સુકાઇ ગયા હતા, પાસે એક પાણીનો ચંબુ પડી રહ્યો હતો અને હાથમાં એક લાકડી હતી. કોઇ માંસાહારી પ્રાણીએ પણ તેમના શરીરને નુકસાન કર્યું ન હતું.

## ઉપદેશવચન

૧. પોતાની ઇન્દ્રિયોની પ્રવૃત્તિ જે દિશાએ ઘસડી જાય તે દિશાએ જવા કરતાં સાધકને માટે વધારે નુકસાનકારક બીજું કાં-

ઇજ નથી. વળી અસત્યને રસ્તે જવાથી સાધકની જે દુર્ગતિ થાય છે, તે સિવાય બીજી કોઈ પણ દુર્ગતિનો તેને ઝાઝો ભય નથી.

૨. સંસારની મર્યાદાનું એક બિંદુ પણ જો પોતાના અંતરમાં રહી ગયું હોય, તો ઈશ્વરને સંતોષ પમાડી શકાયજ નહિ.

૩. ઈશ્વરનો ભક્ત જો પોતાના ભજનસાધનના અનુષ્ઠાનમાં સત્યનિષ્ઠ હોય, તો તેને પોતાના અનુષ્ઠાનના આરંભમાંજ તેના માધુર્યનો અનુભવ થવા માંડે છે. સાધનાની સાથે વિશુદ્ધ પ્રેમનો યોગ કરી દેવાથી સાધક સાધનભજન કરતાં કરતાંજ તેનું માધુર્ય ચાખવા લાગે છે.

૪. તમે જે ત્રણ વસ્તુઓને ચાહો છો, તે તમારી નથી. તમે તમારી જિંદગી ઉપર પ્રેમ અને મમત્વ રાખો છો, પણ તે તો ઈશ્વરની છે, તમારી નથી. તમે તમારા આત્માને ચાહો છો, પરંતુ તે પણ ઈશ્વરનો છે. તમે તમારી ધનસંપત્તિને ચાહો છો, પરંતુ તે પણ ઈશ્વરની છે. તમે શાંતિ અને આનંદ એ બે વસ્તુની શોધ કરો છો, પણ તમને તે મળતી નથી. એ બેઉ વસ્તુઓ આ લોકની નહિ પણ સ્વર્ગની છે અને ત્યાંજ તે મળી શકે છે.

૫. ઈશ્વરની પાસે જવાની સીડીને સિત્તેર પગથિયાં છે, તેમાંનું સૌથી નીચલું ઈશ્વરના અસ્તિત્વનો સ્વીકાર કરવાનું છે અને સૌથી ઊંચું તેના ઉપર સંપૂર્ણ રીતે નિર્ભર થઈ જવાનું છે.

૬. જ્ઞાનીને કોઇ પણ વસ્તુ મલિન કરી શકતી નથી, ઊલટું તમામ પ્રકારની મલિનતાને તે દૂર કરી દે છે.

૭. એક ઈશ્વરની પાસેથીજ પોતાની જીવિકા લેવી અને બીજા કોઇની પાસેથી ન લેવી, એનું નામ સંસારથી વિમુખ થઇ જવું.

૮. ચિત્તને શુદ્ધ કરવા કરતાં વધારે કલ્યાણકારી સાધના બીજી કોઇ છેજ નહિ.

૯. પોતાની વિચારધારાના ઉપર હમેશાં ચોકીપહેરો રાખવો; કારણ કે એ વિચારોમાંજ તમામ વિષયોનું ઉત્પત્તિસ્થાન છે. જેની વિચારધારા વિશુદ્ધ થઇ ગઇ હશે, તેનામાં જે કોઇ ભાવ અને ક્રિયાનો ઉદ્ભવ થશે, તે પણ વિશુદ્ધજ હશે.

૧૦. પરમેશ્વર પ્રત્યેક યુગમાં તે તે યુગના લોકોને ઉપયોગી બાબતોનો ઉપદેશ દેવાનું પંડિતોને સામર્થ્ય આપે છે.

૧૧. પોતાના સમાન દુર્બળ વ્યક્તિની પાસેથી તમારે કશીજ આશા રાખવી નહિ, એનુંજ નામ સાચું આકાંક્ષારહિતપણું.



# ૫૦–महातपस्वी मनसूर इम्मार

મહાતપસ્વી મનસૂર ઇમ્માર આધ્યાત્મ રાજ્યના માર્ગદર્શક, શ્રદ્ધા અને વિશ્વાસરૂપી સંપત્તિ વડે મહાધની, તત્ત્વવિદ્યાના સમુદ્ર અને સુપ્રસિદ્ધ પરમ પ્રતિભાશાળી પુરુષ હતા. સંતમંડળના તેઓ નેતા હતા અને નિગૂઢ તત્ત્વને જાણનારા પંડિતોના શિરોમણિ તરીકે તેઓ સર્વત્ર સન્માનિત થતા હતા. ધર્મોપદેશ દેવામાં તેમની નિપુણતા અદ્વિતીય હતી. તેમના સમયમાં તેમના કરતાં વધારે સારો ધર્મોપદેશ થઇ શકે એવો વ્યાખ્યાતા કોઈ હતોજ નહિ. તત્ત્વવિદ્યા ઉપરાંત બીજી નાના પ્રકારની વિદ્યાઓમાં તેઓ નિપુણ હતા. તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ અને તદનુસાર વર્તન એ બેમાં તેઓ પૂર્ણ સ્થિતિએ પહોંચ્યા હતા. તેઓ જ્ઞાની અને સુવક્તા હતા, પણ તેમની વૈરાગ્યની સંપત્તિ ઘણા ઊંચા પ્રકારની ન હતી. મર્વ શહેરમાં તેમનું નિવાસસ્થાન હતું. ખુરાસાન દેશના લોકો તેમના પ્રતિ ખૂબ આદર દર્શાવતા હતા. અમુક સમય વ્યતીત થયા પછી તેઓ બસરા રહેવા ગયા હતા.

મનસૂર ઇમ્મારના જીવનમાં પરિવર્તન કરાવનારાં કારણો નીચે પ્રમાણે ઊભાં થયાં હતાં. તેમને એક વાર રસ્તામાં એક કાગળની કાપલી જડી, જેના ઉપર "બિસ્મિલ્લા અર્ રહમાન અર્ રહીમ" એવું મહાવાક્ય લખેલું હતું. તે કાપલીને તેમણે ઘણા આદરપૂર્વક ઉપાડી લીધી; તે વખતે આ કાગળને રાખવા જેવું કોઇ પવિત્ર સ્થાન તેમને જડયું નહિ, તેથી તેમણે તેને ચાવી ખાધો. ત્યાર પછી તેમણે એવી દૈવવાણી સાંભળી કે, "તેં મારા નામના પ્રતિ જે સન્માન દર્શાવ્યું છે, તેના બદલામાં હું તારા અંતરમાં તત્ત્વજ્ઞાનનું દ્વાર ઉઘાડી દઉં છું." આ બનાવ બન્યા પછી તેમણે અમુક વખત સુધી ધર્મની સાધના કરી અને પછી જાહેરમાં ધર્મોપદેશ દેવા લાગ્યા.

ચંચળ સ્વભાવવાળો કોઇએક યુવાન બીજા લોકોને ભેગા કરીને હલકા પ્રકારનાં વિનોદ, મજાક–મશ્કરીઓ કર્યા કરતો હતો.

તેણે એક વાર પોતાના ગુલામને ચાર રૂપિયા આપીને અમુક કામ કરવાને સારુ મોકલ્યો હતો, તે ગુલામ મનસૂરની સભામાં આવી ચડ્યો. તે વખતે મહર્ષિ મનસૂરને અમુક સાધુને કાંઇક દાન આપવાનું મન થઇ આવવાથી તેમણે કહ્યું: "આ સભામાં બેઠેલા માણસોમાંથી મને ચાર રૂપિયા આપે એવો છે કોઇ? જે મને ચાર રૂપિયા આપશે, તેને સારુ હું ચાર વાર પ્રાર્થના કરીશ." આવું સાંભળીને પેલા ગુલામે મનમાં વિચાર કર્યો કે, "આના કરતાં વળી વધારે રૂડું શું? હું એમને ચાર રૂપરડી આપીશ અને તેના બદલામાં તે મારે સારુ ચાર પ્રાર્થનાઓ કરશે." આવો વિચાર કરીને તેણે પેલા ચાર રૂપિયા મનસૂરને આપી દીધા. તે રૂપિયા લઇને મનસૂરે તેને પૂછ્યું: "બોલ, તારે શાને સારુ પ્રાર્થના કરાવવી છે તે કહે." ગુલામ બોલ્યો: "મારી પહેલી પ્રાર્થના તો એ કે હું ગુલામીમાંથી છૂટો થઇ જાઉં; બીજી પ્રાર્થના એ કે, મારા માલિકના જીવનમાં પરિવર્તન થઇ જાય; ત્રીજી પ્રાર્થના એ છે કે, આ ચાર રૂપિયાનો મને બદલો મળી જાય; અને ચોથી પ્રાર્થના એ છે કે, મારા ઉપર, મારા માલિકના ઉપર, તમારા ઉપર અને આ સભામાં બેઠેલાં તમામ માણસોના ઉપર ઇશ્વરની ખાસ કૃપા થાઓ." તેના કહ્યા મુજબ મનસૂરે પ્રાર્થનાઓ કરી. ત્યારપછી તે ગુલામ પોતાના માલિકને ઘેર ચાલ્યો ગયો. તેણે પૂછ્યું: "તને આટલું બધું મોડું શાથી થયું?" તેના જવાબમાં તે ગુલામે બધું વૃત્તાંત કહી સંભળાવ્યું અને કહ્યું કે, "તમારા આપેલા ચાર રૂપિયા મેં ચાર પ્રાર્થનાઓને સારુ ખર્ચી નાખ્યા છે." અને તે પ્રાર્થનાઓ કઈ કઈ હતી તે પણ તેણે પોતાના માલિકને કહી દીધી. તે સાંભળીને તેનો માલિક એકદમ બોલી ઊઠ્યો: "હું ઇશ્વરને સાક્ષી રાખીને કહું છું કે, તું આ ક્ષણથીજ તારી ગુલામીના બંધનમાંથી છૂટો થઇ ચૂક્યો છે. આજ પછી હું ઇશ્વરની સાથે અધમ આચરણ કરીશ નહિ અને હું ઇશ્વરવિમુખ થઇ ગયો છું, પણ આજથી હું ઇશ્વરોન્મુખ થઇ જઇશ; તને ચાર રૂપિયાના બદલામાં ચારસો રૂપિયા આપું છું, અત્યારે તો મારી પાસે જેટલી શક્તિ હતી તેનો મેં ઉપયોગ કર્યો, પણ જે કામ મારી શક્તિ ઉપરાંતનું છે, તે મારાથી નહિ કરી શકાય." તે રાત્રે તે યુવકે સ્વપ્નમાં દૈવીવાણી સાંભળી કે, "હે યુવક! તારી પોતાની હીનતા અને દુર્બળતા હોવા

છતાં તેં તારા ગજા ઉપરાંતનું કામ કરી નાખ્યું છે, હવે જે મારે માટે શકય હશે, તે હું મારી શક્તિનો પૂરેપૂરો ઉપયોગ કરીને મારા પોતાના પ્રભાવ વડે પૂર્ણ કરી બતાવીશ. તારા ઉપર, તારા ગુલામના ઉપર અને મનસૂરના ઉપર હું હશે વિશેષ પ્રકારે કૃપા કરીશ."

એક દિવસ મનસૂર સભામાં ઉપદેશ દેતા હતા, એવામાં એક જણે આવીને તેમના હાથમાં એક કાગળ મૂકયો. તેમાં એવી મતલબનું એક અરબી ભાષામાં કાવ્ય લખેલું હતું કે, પોતે વૈરાગ્યવાન થયા વિના બીજાને વૈરાગ્યનો ઉપદેશ દેવો એ મહાવ્યાધિથી પીડાતો વૈદ્ય બીજાના વ્યાધિનો ઇલાજ કરે તેવું છે. તે વાંચીને મનસૂરે કહ્યું: "મારા મહેરબાન! તમે મારા કહ્યા પ્રમાણે વર્તન કરશો તો મારા જ્ઞાન અને વ્યાખ્યાનથી તમને લાભજ થશે. મારામાં તે જ્ઞાનને અનુસરતા આચરણનો અભાવ છે, તેથી તમને કશું નુકસાન થવાનું નથી."

મહર્ષિ મનસૂર કહે છે કે, "એક વાર રાતને વખતે હું મારા ઘરમાંથી બહાર નીકળ્યો અને એક ઘરના દરવાજા આગળ જઇને ઊભો રહ્યો. તે ઘરની અંદરના ભાગમાં એક જણ પ્રાર્થના કરતો હતો, તેના શબ્દો મેં આ પ્રમાણે સાંભળ્યાઃ–'હે પરમેશ્વર! મારે હાથે આ અપરાધ થઇ ગયો છે, તે મેં તારી સાથે શત્રુભાવે કર્યો નથી, પણ મારામાં રહેલી મારી અધમ પ્રવૃત્તિઓના વિરુદ્ધાચરણને લીધે, શયતાનની સહાયતાથી થયો છે, તેથી કરીને હું પાપી થઈ ચૂકયો છું. હવે તું મારો ઉદ્ધાર નહિ કરે તો બીજું કોણ કરવાનું હતું? તું મને ક્ષમા નહિ આપે તો બીજું કોણ ક્ષમા આપવાનું હતું? મારા આ અપરાધનો બોજો લઇને હું હવે બીજે કયાં જઇને ઊભો રહેવાનો હતો?' આ પ્રાર્થના સાંભળીને મારી આંખોમાંથી આંસુ નીકળી પડ્યાં."

× × × ×

એકવાર ખલીફા હારૂન–અલ્–રશીદે મનસૂરને કહ્યું: "હું તમને એક સવાલ પૂછું, તેનો જવાબ આપવાને સારુ હું તમને ત્રણ દિવસની મહેતલ આપું છું. મનુષ્યોમાં સર્વથી શ્રેષ્ઠ જ્ઞાની કોને કહેવાય અને સૌથી મોટામાં મોટો મૂર્ખ કોને કહેવાય?" મનસૂર ત્યાંથી ઊઠીને ચાલ્યા ગયા અને થોડી વાર પછી પાછા આવીને તેમણે કહ્યું: "સાંભળો, તમારા સવાલના જવાબ. જનસમાજમાં જે

માણુસ સૌથી વધારે ઈશ્વરાનુગત છે અર્થાત્ જેને ઈશ્વરનો સૌથી વધારે ભય રહે છે, તે શ્રેષ્ઠ જ્ઞાની છે અને ઈશ્વરની આજ્ઞાને નહિ માનનારો, અપરાધ અને ઈશ્વરથી નહિ ડરનારો માણુસ સૌથી મોટામાં મોટો મૂર્ખ છે."

મહાતપસ્વી મનસૂર ઇમ્મારમરણુ પામ્યા ત્યાર પછી એક વાર મહાતપસ્વી આઉલ્ હુસેન શેરાણીએ તેમને સ્વપ્નમાં દીઠા અને તેમને પૂછ્યું: "ઈશ્વરે તમારી સાથે કેવી રીતનું વર્તન કર્યું?" ત્યારે મનસૂરે તેમને કહ્યું: "ઈશ્વરે મને પૂછ્યું કે તું તો તેજ મનસૂર ઇમ્મારને કે જે લોકોને વૈરાગ્યનો ઉપદેશ દેતો હતો પણ પોતે તે પ્રમાણે આચરણુ કરતો નહતો?" મેં કહ્યું: "હે ખુદા! તમે જે ફરમાવો છો તે સત્ય છે, પણ હું તમારા પવિત્ર ગુણાનુવાદ ગાતો હતો, રસૂલના પ્રતિ આશીર્વાદની પ્રાર્થના કરતો હતો અને સભામાં લોકોને સદુપદેશ આપતો હતો." ત્યારે ખુદાએ કહ્યું, "તું પણુ સાચુંજ બોલે છે." પછી તેમણે ફિરસ્તાઓને આજ્ઞા કરી કે, "તમે એને સારુ એક સિંહાસન લાવો અને એણે પૃથ્વી ઉપર મારા ગુણાનુવાદ જેમ મનુષ્યોને સંભળાવ્યા છે, તેમ હવે પછી એ સ્વર્ગમાં દેવોને અને ફિરસ્તાઓને સંભળાવશે."

## ઉપદેશવચન

૧. તત્ત્વજ્ઞ જ્ઞાનીઓનાં હૃદય જેના ગુણુનું ધ્યાન કરે છે, વૈરાગ્યવાન પુરુષોનાં હૃદય જેના ઉપર નિર્ભર રહે છે અને નિર્ભરશીલ વ્યક્તિઓનાં હૃદય જેના દ્વારા પ્રસન્નતાનો અનુભવ કરે છે અને દીનાત્માઓનાં હૃદય જેના દ્વારા સંતોષ પ્રાપ્ત કરે છે, તેજ પવિત્ર પરમેશ્વર છે.

૨. સાધક બે પ્રકારના હોય છે, એક પ્રકારના સાધક પોતાની જાતને ઓળખે છે, બીજા પ્રકારના સાધક સત્યસ્વરૂપ ઈશ્વરને ઓળખે છે. જેઓ પોતાની જાતને ઓળખે છે, તેઓ ઇન્દ્રિયનિગ્રહ અને આકરી સાધના કરવા પ્રવૃત્ત થાય છે; જેઓ ઈશ્વરને ઓળખે છે, તેઓ સાધના કરતા જાય છે અને તેની સાથે સાથે ઈશ્વરની પ્રસન્નતાની આકાંક્ષા રાખે છે.

૩. શ્રેષ્ઠ લોકો બે પ્રકારના છે, એક પ્રકારના શ્રેષ્ઠ લોકો ઈશ્વરની આકાંક્ષા રાખે છે, તેઓ ઉચ્ચતમ કોટિના છે; બીજા પ્રકારના શ્રેષ્ઠ લોકો એવા છે કે પોતાને શાનો અભાવ છે, તે તેઓ બીજા લોકોની આગળ કદી જાહેર કરતા નથી; કારણુ કે તેઓ

સારી રીતે જાણે છે કે જીવિકાની બાબતમાં તથા જીવનમૃત્યુ અને સુખસંપત્તિની બાબતમાં ઈશ્વરે જે નક્કી કરી રાખ્યું હોય છે, તેજ થાય છે. એટલા માટે એવી વ્યક્તિઓ ઈશ્વર સિવાય બીજા બધાઓથી નિઃસ્પૃહ રહે છે.

૪. ઈશ્વરના તત્ત્વને જાણનારા જ્ઞાનીઓનાં અંતરમાં તેમની પ્રજ્ઞા સત્યરૂપી જબાન વડે તેમને પ્રબોધ આપે છે, એજ પ્રજ્ઞા વૈરાગ્યવાન પુરુષોનાં હૃદયમાં ઉન્નતિની જબાન વડે, સાધકોનાં હૃદયમાં ઈશ્વરપરાયણતાની જબાન વડે, સદ્ગુરુઓનાં હૃદયમાં સદ્વિચારરૂપી જબાન વડે અને પંડિતોનાં હૃદયમાં સ્મરણમનનરૂપી જબાનવડે તેમને પ્રત્યેકને પ્રબોધ આપે છે.

૫. સવારમાં વહેલા ઊઠીને તરતજ સાધના કરવા બેસી જવું એજ જેમના જીવનનું કાર્ય છે, જેમને કામના એક દીનતાનીજ છે, જેમનું લક્ષ્ય પરલોકના ઉપર છે, મૃત્યુ જેમની ચર્ચાનો વિષય છે અને ઈશ્વરની કૃપાવડે જીવનમાં પરિવર્તન કરવાની એક માત્ર આશા જેઓ રાખી રહ્યા છે, તેઓ એકલાજ સુખી છે.

૬. તમામ મનુષ્યોનાં હૃદયમાં સ્વર્ગીય ગુણ ભરેલા તો છે, પણ જેમનાં અંતઃકરણમાં સંસાર પ્રવેશ કરે છે, તેમના સ્વર્ગીય ગુણના ઉપર સંસારનો પડછાયો પડવાથી તેઓ ઢંકાઇ જાય છે.

૭. હૃદયની ઉદાસીનતા અને વિનય એ ઈશ્વરભક્તને માટે ઉત્તમ વસ્ત્ર છે; ઈશ્વરના ઉપર નિર્ભરતા રાખવી એ તો તેના કરતાં પણ ઉમદા વસ્ત્ર છે. જે માણસ લોકોની સાથે વાતો કરવામાં અને સાંસારિક વિષયની ચર્ચાઓમાં રત રહે છે, તે ઈશ્વરથી વિમુખ બની જાય છે.

૮. ઇન્દ્રિયોની પ્રવૃત્તિની વિરુદ્ધાચરણ કરવું એ સંપત્તિ છે અને તેનું અનુસરણ કરવું એ વિપત્તિ છે.

૯. તમે સાંસારિક કામનાઓનો પરિત્યાગ કરો, તેમ કરવાથી તમે શોકદુઃખને તરી જશો અને શાંતિ પ્રાપ્ત કરશો. તમારી વાસનાઓને તમારા કાબૂમાં લાવો, તેમ કરવાથી તમારે ક્ષમા-પ્રાર્થના કરવી નહિ પડે.

૧૦. પાપના ઉપર વિજય મેળવવા જે ઘડીએ તમે સમર્થ નીવડો, તેજ ઘડીએ જો તમે પાપની વાતો કરવા કે સાંભળવામાં રસ લેશો, તો તમારું આ કાર્ય પાપકર્મ કરતાં પણ વધારે અધમ છે.



# ૫૧–મહાતપસ્વી અહમદ ઈન્તાકી

મહાતપસ્વી અહમદ ઈન્તાકી એક મહાન સાધક, પુણ્યપ્રદેશના અધિવાસી અને ગૂઢ તત્ત્વજ્ઞ પુરુષ હતા. તેઓ પરા અને અપરા બેઉ વિદ્યાઓમાં પૂર્ણ પારંગત હતા. પ્રાચીનકાળના મહર્ષિઓમાં મહાતપસ્વી અહમદ અતિ ખ્યાતિસંપન્ન મહર્ષિ ગણાઇ ગયા છે. તેમનાં શ્રેષ્ઠતા અને પ્રાધાન્ય એક વિષયમાં નહિ પણ અનેક વિષયમાં સર્વમાન્ય થઇ ગયાં હતાં. દીનતા એ તેમના જીવનનો એક વિશેષ ગુણ હતો. ઈન્તાકિયા નામના શહેરમાં તેઓ રહેતા હતા. આસમના પુત્ર તરીકે તેઓ ઓળખાતા હતા. તેમણે હજરત મહમ્મદ પયગંબર (સલ૦)ના સાથીઓની પાસે દીક્ષા લેનારા શિષ્યોનાં દર્શન કર્યાં હતાં. મહર્ષિ મહાસવી તેમના ગુરુ હતા. મહાતપસ્વી બશર અને સરિંસક્તિની સાથે પણ તેઓ રહ્યા હતા. તેમની પ્રતિભા અસાધારણ હતી.એટલા માટેજ અબુ સુલેમાનદારાયી તેમને "જાસુસોલ્ કલૂબ" (અંતઃકરણનો પ્રદીપ) એવા નામથી બોલાવતા હતા. તેમના ઉપદેશોમાંથી ગંભીર આધ્યાત્મિક તત્ત્વો પ્રકટ થતાં હતાં. તેમનાં વચન શ્રોતાઓનાં મન હરી લેતાં હતાં.

એક વાર રાતને વખતે મહાતપસ્વી અહમદના ત્રીસ શિષ્યો તેમના ઘરમાં એકત્ર થયા હતા. સૌનાં ભાણાં પીરસાયાં તો ખરાં, પણ રોટલા જોઇએ તેટલા ન હતા. મહર્ષિ અહમદ રોટલાના કટકા કરી કરીને એક એક શિષ્યની આગળ એક એક ટુકડો મૂકતા ગયા અને તે ઓરડામાં જે દીવો બળતો હતો તેને આઘો ખસેડી દીધો. થોડી વાર પછી જ્યારે દીવાને તે ઓરડામાં ફરીથી આણ્યો ત્યારે માલૂમ પડ્યું કે એ ત્રીસમાંના કોઇએ રોટલો ખાધોજ ન હતો. સૌના મનમાં એવો ભાવ હતો કે હું નહિ ખાઉં તો મારા ભાગનો રોટલો ખાઇને બીજાની ભૂખની નિવૃત્તિ તો થશેજ ને? આ રીતે પરસ્પર પ્રીતિને વશ થઇને કોઇએ કશું ખાધુંજ

નહિ. મહાતપસ્વી અહમદ પોતાના શિષ્યોને આવા ઊંચા ભાવનો ઉપદેશ દેતા હતા.

મહર્ષિ અહમદના જીવનની બીજી ઘટનાઓનું સળંગ વર્ણન મૂળ પુસ્તકમાં કર્યું નથી, તેથી કરીને તેમનાં કેટલાંક ઉપદેશવચનો ટાંકીનેજ તેમનું જીવનચરિત્ર સંપૂર્ણ કરી દેવું પડે છે.

## ઉપદેશવચન

૧. મારો મોક્ષ થશે કે નહિ એજ વિચારને લીધે જે માણુસ પોતાના આખા જીવનમાં ભયાકુલ અવસ્થામાંજ રહે છે, તેના કરતાં મોક્ષનો વધારે સુયોગ્ય અધિકારી આખા માનવસમાજમાં બીજો કોઇ હોઇ શકેજ નહિ. આવો માણુસ બીજા બધાના કરતાં મોક્ષની વધારે નજીક જઇ પહોંચેલો છે. જે માણુસ પોતાના જીવનના સંબંધમાં સૌથી વધારે ભયરહિત છે, તે આખા મનુષ્યસમાજમાં મૃત્યુની બાબતમાં સૌથી વધારે ભયભરેલી સ્થિતિમાં છે.

૨. જ્યારે અંતરમાં સામાન્ય વિશ્વાસ જાગી ઊઠે છે, ત્યારે તેના વડે અંતરમાં અજવાળું અજવાળું થઇ જાય છે અને સંશયમાત્રને તે દૂર કરી દે છે. તે વખતે અંતઃકરણમાં ઈશ્વરનો ભય અને તેના પ્રતિ કૃતજ્ઞતા જાગૃત થઇ જાય છે.

૩. જ્યારે તમે તત્ત્વજ્ઞ સંતોનો સહવાસ કરો, ત્યારે તમે તેમના પ્રતિ નિષ્ઠાવાન થઇને રહેજો. તેઓ અંતરના દૂત છે, તેઓ તમારા અંતઃકરણમાં પ્રવેશ કરીને ત્યાંજ રહી પડશે.

૪. વૈરાગ્યનાં ચાર લક્ષણુ હોય છેઃ–(૧) ઈશ્વરના ઉપર ભરોંસાની સ્થાપના, (૨) સંસારના પ્રતિ વિમુખતા, (૩) ઈશ્વરના પ્રતિ વિશુદ્ધ પ્રેમ અને (૪) ધર્મના મહિમાને ખાતર બીજા લોકોની સતામણી સહન કરવાની તત્પરતા.

૫. અમુક સાધકનું જ્ઞાન જો અલ્પ હશે તો તેનામાં બે લક્ષણુ જોવામાં આવશે, એક તો અલ્પ લજ્જા અને બીજું અલ્પ ભય.

૬. મનુષ્ય જેમ જેમ ઈશ્વરનું તત્ત્વ વધારે જાણતો જાય છે, તેમ તેમ તે વધારે વધારે ઈશ્વરપરાયણુ બનતો જાય છે.

૭. જો તમે આંતરિક કલ્યાણુનું અનુસંધાન કરવા ઇચ્છતા હો તો તમારે તમારી વાણીનો સંયમ કરીને તેને સારુ ઈશ્વરની સહાયતાને માટે પ્રાર્થના કરવી.

૮. જે દીનતા વડે તમે ગંભીર પ્રકૃતિના અને પ્રસન્ન રહી શકો તે દીનતા વધારે કલ્યાણુપ્રદ છે.

૯. જે જ્ઞાન તમારી પોતાની જાતના સંબંધમાં ઈશ્વરીય સંપત્તિનું તમને દર્શન કરાવે અને તે સંપત્તિને સારુ કૃતજ્ઞ થવામાં તમને સહાયક નીવડે અને તમારી કામનાઓની વિરુદ્ધમાં પોતાનો પ્રભાવ બતલાવે, તે જ્ઞાનને સૌથી વધારે ઉપકારક જાણવું.

૧૦. જે વિનય તમારી જાતને માટેના તમારા ઊંચા અભિપ્રાયને દૂર કરે અને તમારા અંતરમાં રહેલા ક્રોધનો વિનાશ કરે, તે વિનયને સારામાં સારો જાણજો.

૧૧. અજ્ઞાનના અંધકારમાં રહીને સાધના કરવા કરતાં તેવા અંધકારમાં રહીને પાપ કરવાં ઓછાં નુકસાનકારક છે.

૧૨. જે માણસ નાનાસરખા પાપને તુચ્છ સમજીને તેની ઉપેક્ષા કરે છે અને 'એવું તો થાય, એમાં શું ?' એવું સમજે છે, તે માણસ થોડાજ વખતમાં ઘણી ભારે વિપત્તિમાં સપડાઇ જાય છે.

૧૩. ખાસ આગળ વધેલા લોકો અધ્યાત્મચિંતનના સમુદ્રમાં ડૂબકી મારે છે, ત્યારે સાધારણ લોકો આળસ અને ઉદાસીનતાના રેતાળ રણમાં ભૂલા પડીને ભટકયાજ કરે છે.

૧૪. તમામ કાર્યો કરવાને સારુ તે તે કાર્યને લગતું પ્રથમ જ્ઞાન હોવું જોઇએ અને તેની પહેલાં ઈશ્વરની કૃપા તો હોવીજ જોઇએ.

૧૫. વિશ્વાસ એ એક પ્રકાશ છે, જે અંતરમાં એક વાર પ્રગટે એટલે એની મદદથી સાધક તમામ પ્રકારની પારલૌકિક ઘટનાઓને જોઇ શકે છે; તેની અને પરલોકની વચ્ચે જે આવરણ રહેલું છે, તે આવરણ પેલા જ્યોતિની ગરમીથી બળી જાય છે. પછી તે જ્યોતિની સહાયતાવડે તમામ પારલૌકિક ઘટનાઓને તે સાધક પ્રત્યક્ષ પોતાની આંખ આગળ બનતી હોય તેમ સ્પષ્ટ જોઇ શકે છે.

૧૬. તમે જ્યારે કોઇ સત્કર્મ કરતા હો તે વખતે લોકો તમારા તે સત્કાર્યને જુએ, તેનું સ્મરણ કરે અને તે બદલ લોકોમાં તમારી સ્તુતિ થાય, લોકો તમને સુયશ આપે, એવા વિચારને પણ તમારે કદી મનમાં આવવા દેવો નહિ. તમારા સત્કાર્યના બદલામાં એક ઈશ્વર સિવાય બીજા કોઇની પાસે તમારે પુરસ્કારની આશા રાખવી નહિ, એનું નામ સાત્ત્વિકતા અને એનુંજ નામ સાત્ત્વિક ભાવનું વ્યાવહારિક સ્વરૂપ.

૧૭. તમે કોઇપણ સત્કાર્ય કરો ત્યારે મનમાં એવો વિચાર કરતા રહેજો કે, આખી દુનિયામાં તમારા સિવાય અને સ્વર્ગલોકમાં તેના સિવાય બીજું કોઇ છેજ નહિ.

૧૮. તમારા જીવનના જે થોડાક દિવસ બાકી રહ્યા હોય તે દરમ્યાન જો તમે પુષ્કળ જ્ઞાન પ્રાપ્ત કરી લેશો, તો તમારી અત્યાર પહેલાંની ત્રુટિઓની તમને માફી મળી જશે.

૧૯. આંતરિક રોગનાં નીચે બતાવેલાં પાંચ ઓસડ છેઃ–(૧) સાધુસંગ, (૨) ધર્મશાસ્ત્રનું અધ્યયન, (૩) અલ્પભોગ, (૪) રાત્રે જાગરણ કરીને ઈશ્વરસ્મરણ કરતા રહેવું અને (૫) પ્રભાતમાં વ્યાકુળતા સહિત ઈશ્વરપ્રાર્થના કરવી.

૨૦. ન્યાય આચરણના બે પ્રકાર છેઃ–(૧) બાહ્ય ન્યાય આચરણ ને (૨) આંતરિક ન્યાય આચરણ. તમારી અને જનસમાજની વચ્ચે જે ન્યાય વ્યવહાર થાય તે બાહ્ય અને તમારી અને ઈશ્વરની વચ્ચે જે ન્યાય વ્યવહાર થાય તે આંતરિક.

૨૧. પ્રશ્નઃ—તમને શું ઈશ્વરને માટે વ્યાકુળતા થાય છે?

ઉત્તરઃ—ના, કારણ કે જે મારી પાસે ન હોય તેને સારુ મને વ્યાકુળતા થાય, પણ ઈશ્વર તો મારી પાસે ને પાસેજ છે.

૨૨. પ્રશ્નઃ—તત્ત્વની પ્રાપ્તિ થઇ એવું ક્યારે કહેવાય?

ઉત્તરઃ—તત્ત્વની પ્રાપ્તિનાં ત્રણ પગથિયાં છેઃ–(૧) એક માત્ર મહાપરાક્રમી ઈશ્વરની સાથે સંબંધનું જોડાણ, (૨) ઈશ્વર સિવાયના બીજા પ્રાણીપદાર્થોની સાથેના સંબંધને કાપી નાખવો ને (૩) બીજા કોઇની ઉપાસના કરવાને સારુ પોતાની અયોગ્યતાનું ભાન.

૨૩. પ્રશ્નઃ—પ્રેમનાં લક્ષણ શાં શાં છે?

ઉત્તરઃ–સાધનાનો ઓછામાં ઓછો આડંબર, નિરંતર આધ્યાત્મિક વિચાર, એકાંતપ્રિયતા અને સર્વદા મૌનભાવ. ઈશ્વરનો પ્રેમી લોકોને મોઢું બતાવતો નથી, કોઇ તેને બોલાવે તો તે સાંભળતો નથી; કોઇ પણ દુઃખ આવી પડે તો તે વિષાદમાં ડૂબી જતો નથી; કોઇ સંપત્તિ આવી મળે તો હરખાઇ જતો નથી; તેને કોઇનો ભય હોતો નથી અને કોઇની પાસે તે કશી આશા રાખતો નથી.

૨૪. પ્રશ્નઃ–ભય અને ભરોંસો કોને કહેવાય? એ બેનાં શાં શાં લક્ષણ છે?

ઉત્તરઃ–પલાયન કરવું એ ભયનું લક્ષણ છે અને શોધ કરવી એ ભરોંસાનું લક્ષણ છે. જે માણસ પોતાને ભયશીલ કહેવડાવે અને પાપથી પલાયન ન કરે તે માણસ જૂઠો છે. જે માણસ પોતાને ભરોંસાયુક્ત કહેવડાવે અને તે છતાં તે ઈશ્વરની પ્રાર્થના ન કરે અને તેની શોધ ન કરે તેને પણ જૂઠો જાણવો.



# ૫૨–મહાતપસ્વી અબદુલ્લા ખવિક

મહાતપસ્વી અબ્દુલ્લા ખવિક તત્ત્વજ્ઞાનના સાગરમાં પ્રવેશ કરનારા, વિશ્વાસરૂપી સમુદ્રના પાણીદાર મોતી જેવા, ધર્મવિધિના સુદૃઢ સ્તંભ સમાન અને ભાવિક ભક્તોના અગ્રણી મહાસાધક હતા. કઠોર સાધના, તીવ્ર વૈરાગ્ય, ઈશ્વરનિર્ભરતા અને ઇન્દ્રિયનિગ્રહ એ તેમના જીવનનાં ભૂષણ હતાં. શાસ્ત્રવિહિત વસ્તુઓનોજ ભોગ કરવામાં તેમની ઐકાંતિક નિષ્ઠા હતી. મહર્ષિ યુસુફ આસ્બાતના સંગમાં તેઓ અમુક વખત સુધી રહ્યા હતા. તેમનું જન્મસ્થાન કુફા શહેરમાં હતું, પણ મોટી ઉંમરે તે એન્તાકિયા શહેરમાં આવીને વસ્યા હતા. અબ્દુલ્લા ખવિક સુફિયાન સુરિના મતનું અનુસરણ કરતા હતા, તેમના ભાવ અને કાર્યો પણ તેમનાજ મતને અનુસરતાં હતાં. આ ઉપરથી એવું લાગે છે કે, તેઓ સુફિયાન સુરિના શિષ્યમંડળ સિવાય બીજા કોઇના સમાગમમાં આવ્યા નહિ હોય. તેઓ ઘણી સુલલિત તાત્ત્વિક વાતો કહી નાખતા હતા. ફતેહ મોસલિ તેમને વિષે કહે છે કે, “ શરૂઆતમાં જ્યારે હું નવોસવો તેમની પાસે જતોઆવતો થયો હતો, ત્યારે તેમણે મને એક વાર એવું કહ્યું કે, ‘ મોસલિ ! વિષય તો ચાર કરતાં વધારે નથી–આંખ, જીભ, મન અને કામના. તારી આંખો વડે તારે એવી વસ્તુને ન જોવી કે જે જોવાને યોગ્ય ન હોય; જીભ વડે એવી એક પણ વાત ન કહેવી કે જેનો તારા અંતઃકરણમાં ઈશ્વર સાક્ષી ન હોય; લોકોને હાનિ કરવી અને પોતાના સહધર્મીઓના પ્રતિ ગર્વિષ્ટ આચરણ કરવું, એવાં કામોમાંથી મનને પાછું ખેંચી રાખવું; અંતરમાં જે જે કામનાઓ હોય તેમનો સંયમ કરવો અને કામનાને વશ થઇને કશુંજ પ્રાપ્ત કરવાની ચેષ્ટા કરવી નહિ. મેં હમણાં કહી તેવી અવસ્થા ન થાય ત્યાંસુધી પોતાના માથા ઉપર મૂઠીએ મૂઠીએ ધૂળ નાખવી, (અર્થાત્ પશ્ચાત્તાપ કરવો) એ તારો ધર્મ છે; કારણ કે એવું ન કરવાથી દુર્ભાગ્યના

ભોગ થઇ પડાય છે.'" મૂળ પુસ્તકમાં અબ્દુલ્લા ખવિકનું વિસ્તૃત જીવનચરિત્ર આપ્યું નથી. તેમનાં ઉપદેશવચન જેટલાં પ્રાપ્ત થયાં છે, તેટલાં નીચે આપ્યાં છે.

## ઉપદેશવચન

૧. પરમેશ્વરે માણુસના અંતઃકરણને તેનું સ્મરણમનન કરવાને આળસની ખાણના જેવુંજ બનાવી રાખ્યું છે. ઇન્દ્રિયોની અધમ પ્રવૃત્તિઓની સાથે ચિત્તનો યોગ થવાથી તે કામનાઓનું ઘર બની જાય છે. પોતાની સ્થિરતાનો આથી નાશ થશે એવો ભય અને ઈશ્વરના પ્રતિ ગાઢ અનુરાગ એ બેના સિવાય બીજા કશાથી અંતઃકરણ કામનાઓથી મુક્ત થતું નથી.

૨. જે માણુસ તમને એવું કહે કે, 'મારે જીવવાની ઇચ્છા છે,' તેને કહેજો કે, 'તું તારા જિગરના કકડા કરી નાખ અને લોભનો પરિત્યાગ કર.' એવું કર્યાથી તેનું મન સર્વ પ્રકારના મલિન વિષયોથી મુક્ત થઇ જશે અને તેને નવજીવનની પ્રાપ્તિ થશે.

૩. જેના વડે તમને આવતી કાલે અર્થાત્ મૃત્યુ પછી હાનિ થવાની હોય, તે સિવાય બીજા કશાને સારુ તમારે મનમાં દુઃખી થવું નહિ. આવતી કાલે તમને જેનાથી આનંદ મળવાનો હોય, તેના સિવાય બીજા કશામાં તમારે રસ લેવો નહિ.

૪. જે ભય તમને પાપથી દૂરના દૂર રાખતો હોય, તે ભય બીજા બધા ભય કરતાં વધારે ઉપકારક અને ઇષ્ટફળદાયક છે.

૫. જે આશા તમારાં કાર્યોને વધારે સહજ બનાવી દે છે, તે આશા બીજી બધી આશાઓના કરતાં વિશેષ ઇષ્ટફળને આપનારી છે.

૬. માણુસ જેમ જેમ વધારે અસત્ય વાતો સાંભળતો જાય છે, તેમ તેમ તેના અંતરમાંથી ધર્મસાધનાનો મધુર સ્વાદ ઓછો થતો જાય છે.

૭. તમારી બેપરવાઇને લીધે તમારા જીવનમાંથી સાધુતાના જે જે અંશનો લોપ થઇ ગયો હોય, તેને માટે જે ભયની લાગણી તમને રોજ ને રોજ શોકાતુર બનાવી દે અને તમારા હવે પછીના જીવનને વિષે તમને ચિંતાયુક્ત કરી રાખે, તે ભયજ સૌથી વધારે કલ્યાણકારી છે.

૮. આશા ત્રણુ પ્રકારે પ્રકટ થાય છે. એક જાતના લોક એવા હોય છે કે તેઓ જે જે સત્કર્મ કરે, તે બધાંનો ઈશ્વર સ્વીકાર કરશે એવી આશા રાખીને કરે છે. બીજા પ્રકારના લોક જ્યારે કુકર્મ કર્યા પછી પશ્ચાત્તાપ કરે છે, ત્યારે તેઓ એવી આશા રાખીને પશ્ચાત્તાપ કરે છે કે, પરમેશ્વર તેમના પશ્ચાત્તાપને માન્ય રાખશે અને તેમને માફ કરીને તેમનો અંગીકાર કરશે. આ બે સિવાયની જે ત્રીજા પ્રકારની આશા છે, તે તો તદ્દન જૂઠી છે. તે એવી છે કે કેટલાક લોકો બધો વખત પાપ કરતાજ રહે છે અને છતાં ઈશ્વરની ક્ષમા મેળવવાની આશા રાખે છે. પાપકર્મ કરનારાને માટે આશાના કરતાં (ઈશ્વરનો) ભય વધારે આવશ્યક છે.

૯. કાર્ય કરવાના કરતાં કાર્યમાં સાત્ત્વિકતા જાળવવી એ વધારે કઠિન છે. સાચી વાત એ છે કે સાત્ત્વિકતાયુક્ત કાર્ય કરવા જતાં માણસોને પોતાની સામર્થ્યહીનતાનું ભાન થાય છે.

૧૦. કોઇ પણુ સંજોગોમાં સત્ય અપેક્ષા વિનાનું થઇ શકતું નથી. સત્ય અવસ્થાની અપેક્ષા રાખતું નથી. જે માણુસ સત્યમાં સ્થિતિ કરે છે, તેને સ્વર્ગની, પૃથ્વી ઉપરની, ઈશ્વરની અને ઈશ્વરના હૃદયની તમામ વાતોનું જ્ઞાન થઇ જાય છે.





# ૬૩–महातपस्वी अबु सयिद खर्राज

મહાતપસ્વી અબુ સયિદ ખર્રાજ અત્યંત મનીષાસંપન્ન, પ્રેમાનલથી સદાય સળગતા, સાધનાના ઊંચામાં ઊંચા શિખર ઉપર જઇ પહોંચેલા, ગંભીર તત્ત્વસાગરમાં ડૂબી ગયેલા, એવા એક જગદ્વિખ્યાત સંતશિરોમણિ હતા. સાધકમંડળના તેઓ નેતા અને માર્ગદર્શક હતા અને સર્વ જનોના શ્રદ્ધા અને ભક્તિભાજન થઇ પડેલા એક ઊંચી કોટિના મહર્ષિ હતા. તેમના જીવનનું મહત્ત્વ સર્વસ્વીકૃત હતું. શમ, દમ, તિતિક્ષા અને અલૌકિક શક્તિઓ વગેરે ગુણોથી તેઓ વિભૂષિત હતા. આધ્યાત્મિક રહસ્યોના ઉકેલમાં તેઓ અદ્ભુત પારદર્શી હતા અને નાના પ્રકારની વિદ્યાઓના ઉપર તેમનું પ્રભુત્વ હતું. પોતાના શિષ્યોના ઉપર તેઓ અસાધારણ વાત્સલ્યભાવ રાખતા હતા. “લેસાનો–તસવફ” અર્થાત્ સંન્યાસધર્મની વાણી એવા નામથી લોકો તેમને સંબોધન કરતા હતા. એમ કરવાનું કારણ એ હતું કે, સંન્યાસધર્મનું નિરૂપણ કરવામાં તેમના સમાન કુશળતા બીજા કોઇનામાં ન હતી. તેમણે એ વિષયને લગતાં જ્ઞાનોદ્દીપનના ક્રમને લક્ષમાં રાખીને ચારસો પુસ્તક રચ્યાં છે. નિઃસંગતા અને નિર્લેપતા એ બે ગુણ તો તેમનાજ છે, એવું લોકોમાં કહેવાતું હતું. તેઓ બગદાદ શહેરના વતની હતા. મહર્ષિ જોલનુનનું તેમણે દર્શન કર્યું હતું અને સાધુ બશર તથા સરિસક્તિની સાથે પણ થોડો થોડો વખત રહ્યા હતા.

મહાતપસ્વી અબુ સયિદના રચેલા ગ્રંથોનો મૂળ વિષય સ્થાયિત્વ અને નિર્વાણ છે. એકબે વચનોમાંજ તેમણે પોતાનો સમસ્ત ધર્મમત સમાવી દીધો છે. નિગૂઢ તત્ત્વદર્શનને લગતા પ્રશ્નોને વિષેના તેમના અભિપ્રાયને કોઇ કોઇ પંડિતો માન્ય નથી કરતા. તેમના પોતાના રચેલા અમુક ગ્રંથમાંના કોઇ ખાસ વાક્ય-

ને લીધે તેઓ ધર્મભ્રષ્ટ કહેવાયા હતા અને લોકનિંદાને પાત્ર થયા હતા. એ ગ્રંથનું નામ "કિતાબોસ્સર" અર્થાત્ તત્ત્વગ્રંથ એવું હતું. લોકો તેનો મર્મ સમજી શકતા ન હતા. એ પુસ્તકમાં એવું લખેલું છે કે, "ઈશ્વરનો ભક્ત જ્યારે ઈશ્વરની સાથે ફરીથી મળી જાય છે અને ઈશ્વરના સાંનિધ્યમાં સ્થિતિ કરે છે, ત્યારે તે પોતાની જાત અને ઈશ્વરના સિવાય અન્ય સર્વને ભૂલી જાય છે. તેને કોઈ પૂછે કે, 'તું ક્યાંનો છે? તારે શું જોઇએ છે?' ત્યારે તે પોતાને મોઢેથી 'ઈશ્વર' એટલુંજ બોલી શકશે. આથી વધારે સુસ્પષ્ટ ઉત્તર દેવાનું તેને માટે શક્યજ નથી. આવી કોટિના ઈશ્વરભક્તોને કોઇ પૂછે કે, 'તમારે શું જોઇએ છે?' ત્યારે તેના જવાબમાં 'ઈશ્વર' એવો શબ્દ તેમના મોઢામાંથી નીકળતાંની સાથેજ તેમના શરીરના એકેએક અંગપ્રત્યંગમાંથી એજ ભાવનો ધ્વનિ નીકળે છે, અથવા એવું કહેવું જોઇએ કે તેમના શરીરના રોમેરોમમાંથી "ઈશ્વર, ઈશ્વર" એવો ધ્વનિ ગુંજી ઊઠે છે. તેમના શરીરની રગેરગમાં ઈશ્વરતત્ત્વ વ્યાપી ગયેલું હોવાથી, તેનામાંથી એક પ્રકારનું તેજ ઝગારા મારે છે. આવી સ્થિતિએ જઇ પહોંચેલો પુરુષ ઈશ્વરના એકાંત સાંનિધ્યની પ્રાપ્તિ કરે છે. આ અવસ્થામાં જે કાંઇ થાય છે, તે સત્યમાંથી નીકળીને સત્યમાં, ઈશ્વરમાંથી નીકળીને ઈશ્વરમાં સંઘટિત થઇ જાય છે. પછી ત્યાં ઈશ્વરના સિવાય બીજું કાંઇ રહેતું નથી. આવી સ્થિતિમાં તમામ જ્ઞાનીઓનું જ્ઞાન એકદમ સ્તંભિત થઈ જાય છે."

અબુ સયિદ પોતાને વિષે કહે છે કે, "ઘણાં વરસ સુધી હું મહાતપસ્વી મહાત્માઓના સંગમાં રહ્યો છું. મારી અને તેમની વચ્ચે કોઇ દહાડો વિરુદ્ધ ભાવ ઉત્પન્ન થયો નથી; કારણ કે હું તેમના પ્રતિ અને મારી જાતના પ્રતિ સદ્ભાવ રાખતો હતો." વળી તે કહે છે કે, "એક વાર મેં સ્વપ્નમાં બે ફિરસ્તાઓને સ્વર્ગમાંથી નીચે ઊતરતા દીઠા. તેમણે મને પૂછ્યું: 'સત્ય એટલે શું?' મેં કહ્યું: 'જે વાતનો અંગીકાર કર્યો હોય તેને પૂર્ણતાએ લઇ જવી તે સત્ય.' મારો આ જવાબ સાંભળીને તે ફિરસ્તાઓ બોલ્યા કે, 'તમે સાચુંજ કહો છો.' ત્યાર પછી તેઓ પાછા સ્વર્ગ તરફ ચાલ્યા ગયા. એક દહાડો મેં હજરત મહમ્મદ પયગંબર (સલ૦)ને સ્વપ્નમાં દીઠા. તેમણે મને પૂછ્યું: 'શું તું મારા પ્રતિ પ્રેમ રાખે છે?' મેં કહ્યુ: 'માફ કરજો, ઈશ્વરનો પ્રેમ મને તમારા પ્રતિ પ્રેમ

ાખવા દેતોજ નથી.' ત્યારે તેમણે કહ્યું: 'જે માણસ ઈશ્વરના ાતિ પ્રેમ રાખે છે, તે મારા પ્રતિ પણ રાખેજ છે.' ત્યાર પછી વળી મેક વાર મેં સ્વપ્નમાં શયતાનને દીઠો. તેને જોતાંની સાથેજ મેં ાને મારવાને લાકડી ઉગામી. તે ઘડીએ એવી એક દૈવવાણી મારે ાને સંભળાઇ કે, 'શયતાન લાકડીથી બીતો નથી, પણ જે પ્રકાશ ારા અંતરમાં સ્થિત છે, તેનાથી તે ભય પામે છે.' પછી મેં શય- ાનને કહ્યું: 'મારી પાસે તું આવ તો ખરો.' શયતાન બોલ્યો: હમણાં આવીને હું શું કરવાનો હતો? જે સાધન વડે હું સૌને ૄસાવી મારું છું, તેના વડે હું તને પણ એક દહાડો ફસાવી ના- ખીશ.' મેં તેને પૂછ્યું: 'તે કયું સાધન?' તે બોલ્યો: 'તેનું નામ સંસાર છે.' પછી તે મારી પાસેથી ચાલ્યો જવા લાગ્યો, પણ જતાં જતાં એક વાર પાછળ નજર કરીને મને કહેવા લાગ્યો: તારે વિષે મારે એક સરસ વાત કહેવાની છે, કદાચ તેના વડે તારી મારફતે મારો ઉદ્દેશ સિદ્ધ થાય તો થાય પણ ખરો.' મેં પૂછ્યું કે, 'તે વળી કયી વાત છે?' તેણે કહ્યું: 'નાદાન છોકરાનો તું સંગ કરે છે તે.'" અબુ સયિદ વળી એવું પણ ઉમેરે છે કે, "હું જ્યારે દમસ્ક શહેરમાં રહેતો હતો, ત્યારે એક દહાડો મને એવું સ્વપ્ન આવ્યું કે જાણે હજરત મહમ્મદ પયગંબર (સલ૦) અબુ બેકર અને ઓમર બેઉની ખાંધે ટેકો દઇને મારા તરફ ચાલ્યા આવે છે. તેમને જોઇને મેં મારી છાતી ઉપર આંગળીવડે એક ટકોરો મારીને તાલ, સૂર અને લયની સાથે એક કવિતા બોલવા માંડી. તે સાંભળીને હજરત મહંમદ પયગંબર (સલ૦) સાહેબ બોલ્યા: 'આ કવિતામાં કલ્યાણના કરતાં અકલ્યાણનો સંભવ વધારે છે.'"

અબુ સયિદને બે છોકરા હતા, તેમાંનો એક તેમના મૃત્યુ પ- હેલાં મરણ પામ્યો હતો. એક વાર અબુ સયિદે તેને સ્વપ્નમાં દીઠો, ત્યારે તેને પૂછ્યું: "ઈશ્વર તારી સાથે કેવી રીતે વર્ત્યા હતા?" તે બોલ્યો: "તેમણે મને પોતાની પાસે બેસાડીને મારી મોટાઇમાં ઘણો વધારો કર્યો." ત્યારે અબુ સયિદે તેને કહ્યું: "દીકરા! તું મને કાંઇક ઉપદેશ દેતો જા." તે છોકરાએ કહ્યું: "પિતાજી! તમારે ઈશ્વરની સાથે હૃદયહીન થઇને વર્તવું નહિ." અબુ સયિદે તેને કહ્યું: "હજી પણ કાંઇક કહે." તે બોલ્યો: "હું કહું તો ખરો, પણ તમે તેનો અમલ નથી કરી શકવાના." અબુ સયિદે કહ્યું: "પણ હું તેનો અમલ કરવાને સારુ ઈશ્વરની સહાયતા મા-

ગીશ.” ત્યારે તે છોકરો કહેવા લાગ્યોઃ “પિતાજી! તમે અને ઈશ્વર, એ બેઉની વચ્ચે ફક્ત એકજ વસ્ત્ર રાખજો અર્થાત્ તમે બેઉ જણુ જાણે એક વસ્ત્ર અડધું અડધું પહેરતા હો તેમ એકબીજાની અત્યંત નિકટ રહેજો.” ત્યાર પછી અબુ સયિદ બીજાં ત્રીસ વરસ જીવ્યા પણ તેમણે એટલાં બધાં વરસમાં કદી એકથી બીજું વસ્ત્ર અંગે અડકાડયું ન હતું. તે કહેતા હતા કે, “એક વાર મારું મન એવું ઉશ્કેરાઇ ગયું કે જાણે હું ઈશ્વરની પાસે કાંઇક માગું. તેજ ઘડીએ મેં એક દૈવવાણી સાંભળી કે, ‘તું ઈશ્વરની પાસે અનીશ્વર વસ્તુની માગણી કરવાનો વિચાર કરે છે?’ હું એક દિવસને માટે પણ કશું સંઘરી રાખતો, ત્યારે હું ઈશ્વરની આગળ લજવાઇને મરવા જેવો થઇ જતો, કારણ કે તેણે મારી તમામ જરૂરિયાતો પૂરી કરવાની પ્રતિજ્ઞા લીધી છે.”

મહાતપસ્વી અબુ સયિદ કહે છે કે, “એક વાર હું રણમાં થઇને મુસાફરી કરતો હતો, ત્યારે એક દહાડો મને પાર વિનાની ભૂખ લાગી. તે વખતે મારા મનને કાંઇક ખાવાની પ્રબળ ઇચ્છા થઇ આવી અને તે મને કહેવા લાગ્યું: ‘ઈશ્વરની પાસે કાંઇક માગ તો ખરો.’ મેં કહ્યું: ‘જેણે ઈશ્વર ઉપરજ આધાર રાખવાનું વ્રત લીધું હોય, તેનાથી કશું મગાયજ નહિ.’ ત્યારે મારા મને નિરાશ થઇને મને ફોસલાવવાને સારુ તેના સ્વભાવ પ્રમાણે યુક્તિઓ કરવા માંડી અને મને કહેવા લાગ્યું: ‘તારે ખાવાનું ન માગવું હોય તો ભલે ન માગીશ, પણ તું ખાધા વિના ધૈર્ય ધારણ કરી શકે એવી સહનશીલતા તો માગી લે.’ ત્યારે ફક્ત ધૈર્ય ધારણ કરવાની શક્તિને સારુજ ઈશ્વરની પ્રાર્થના કરવા હું તૈયાર થયો. ઈશ્વર મારા મનના વિચાર સમજી ગયા હતા, તેથી મારે કાને એવી દૈવવાણી સંભળાઇ કે, ‘મારો આ મિત્ર કહે છે કે, હું તેની અત્યંત નિકટ રહું છું. એક વાત તો તદ્દન નક્કી જેવીજ છે કે જે માણસ ધૈર્યના ગુણને સારુ મારી પ્રાર્થના કરે છે, તે પોતાની દીનતા અને હૃદયની તીવ્ર લાગણીને જાહેર કરે છે અને તે પોતાના મનમાં એવું સમજે છે કે, મારી સહાયતા વિના તે ધૈર્ય ધારણ કરી શકવાનો નથી, તેનો હું કોઇ દહાડો વિનાશ નહિ થવા દઉં.’”

વળી બીજા એવા પ્રસંગને વિષે અબુ સયિદ કહે છે કે, “રણમાં મુસાફરી કરતાં કરતાં હું એક વાર અત્યંત ક્ષુધાતુર થઇ ગયો. તે વખતે એક ગામડું મારી નજરે પડયું. તે ગામની અં-

દર મેં ખુર્માણીઓની (ખારેકની) વાડી દીઠી, તેને જોવાથી હું ઘણો રાજી થયો અને મારું મન પણ સ્થિર થવા લાગ્યું. પણ મારે તે વાડીમાં નથીજ જવું એવા મેં શપથ લીધા. પછી મેં જમીનમાં એક ખાડો ખોદ્યો અને તેમાં ભરાઇ બેઠો. ત્યાર પછી વેપારીઓનો એક કાફલો તે ગામમાં આવી ચડયો. અકસ્માત્ રીતે તે વેપારીઓની મારા ભણી નજર ગઇ અને ખૂબ આગ્રહ કરીને તેઓ મને પોતાની પાસે બોલાવી લઇ ગયા. મેં તેમને પૂછ્યું: 'હું અહીં છું તે તમે જાણ્યું કેવી રીતે?' તેમણે કહ્યું: 'જાણે કોઇ એવું અમને કહેતું હોય કે એક ઈશ્વરનો પ્રેમી રેતીની અંદર પડ્યો છે, તેને તમે તમારી પાસે તેડી લાવો, એવું અમે સાંભળ્યું. તે ઉપરથી અમે ત્યાં આવી પહોંચ્યા.' "

અબુ સયિદ એવું પણ કહે છે કે, "અમુક વખત સુધી મેં દહાડામાં ફક્ત એકજ વાર ખાવાનો નિયમ લીધો હતો. એવે વખતે હું રણમાં થઇને અમુક જગ્યાએ જવાને નીકળ્યો. રસ્તે ચાલતાં ત્રણ દહાડા સુધી મને કશુંજ ખાવાનું મળ્યું નહિ. ચોથે દહાડે મારા આખા શરીરમાં એક વિશેષ પ્રકારની કમજોરી જણાવા લાગી અને મારું મન ખાવાને સારુ તાલાવેલી કરવા લાગ્યું. આવી હાલતમાં હું એક જગ્યાએ જઇ પહોંચ્યો. તે ઘડીએ મેં એવી દૈવવાણી સાંભળી કે, 'તું કાં તો અન્ન માગી લે અથવા તને અત્યારે જે નબળાઇ લાગે છે, તેને દૂર કરવાનો ઉપાય માગી લે. આ બેમાંથી ગમે તે એકને તું પસંદ કરીને માગી લે.' ત્યારે મેં કહ્યું: 'મારે ખાવાનું નથી જોઇતું', મારી નબળાઇ ચાલી જાય એવો કોઇ ઉપાય કરો.' તેજ ઘડીએ મારા શરીરમાં શક્તિનો સંચાર થઇ ગયો. ત્યાર પછી હું અન્ન અને પાણી વગર બીજા બાર દિવસની મજલ કરી શકયો."

પોતાના જીવનને લગતા બીજા એક પ્રસંગનું તેઓ નીચે પ્રમાણે વર્ણન કરે છે: "એક વાર હું જંગલમાં થઇને જતો હતો, ત્યાં દસ ભયંકર કૂતરા મારા ઉપર ખૂબ ખીજવાઇને ધસી આવ્યા. જયારે તેઓ મારી છેકજ નજીક આવી પહોંચ્યા, ત્યારે હું એકદમ બેસી ગયો અને આંખો મીંચીને ઈશ્વરનું સ્મરણ કરવા લાગ્યો. તે બધા કૂતરાઓમાં એક ધોળા રંગનો કૂતરો હતો, તેણે બીજા કૂતરાઓને મારીને કાઢી મૂકયા અને જ્યાંસુધી હું ખૂબ આઘે નીકળી ગયો, ત્યાંસુધી તે મારું રક્ષણ કરવાને

સારુ મારી સાથેનો સાથે ચાલ્યો આવ્યો. પછી એક વાર મેં મારી પાછળ નજર કરી, ત્યારે મેં તેને દીઠો નહિ."

## ઉપદેશવચન

૧. તત્ત્વજ્ઞ સાધકનું પહેલું પગથિયું દીનતાયુક્ત વિસ્મય છે, ત્યાર પછી ઈશ્વરની સાથેના સંમિલનનો આનંદ, તેના પછી જ્ઞાનપૂર્વક અહંકારનો વિનાશ અને છેવટે સ્થિર દૃષ્ટિ કરીને સ્થિતિ કરવી, આ છેલ્લું પગથિયું છે; એના કરતાં વધારે ઊંચાઈએ કોઈ જઈ શકતો નથી.

૨. જે સાધક પોતાના મનમાં એવું સમજે છે કે, 'હું મારી સાધનાના બળ વડે પરમેશ્વરની સાથે યોગ કરી શકીશ,' તે માણુસ પોતાને હાથેજ પારવિનાના ક્લેશમાં જઈને પડે છે અને વળી જે માણુસ એવું ધારે છે કે, 'હું તો વગર સાધનાએ એમનો એમજ પરમેશ્વરની પાસે જઈને બેસી જઈશ,' તે સીમારહિત આકાંક્ષાની જંજાળમાં બંધાઈ જાય છે.

૩. સાધક ઈશ્વરની ઇચ્છાને અધીન છે અને તેનું બધું ભવિષ્ય ઈશ્વરનાજ હાથમાં છે. જ્યારે તેને ઈશ્વરનું દર્શન થશે, ત્યારે તેના અંતરમાં અને તેના વિચારમાં એક ઈશ્વર સિવાય બીજું કાંઈજ રહેવાનું નથી.

૪. સૌને (ઈશ્વરે) દૂરના અને પાસેના અધિકારી કરી રાખ્યા છે. મેં દૂરનો આશ્રય લીધો છે, પાસેની પ્રાપ્તિ કરવાનું મારું ગજું નથી. મહાત્મા લુકમાન કહે છે કે, "મને વિજ્ઞાન અને પયગંબરપણાનો બેઉનો અધિકારી તો બનાવ્યો છે, પણ મેં વિજ્ઞાનનો આશ્રય લીધો છે; કારણ કે પયગંબરપણાનો બોજો ઉઠાવવાનું મારામાં સામર્થ્ય નથી."

૫. ઈશ્વર જ્યારે પોતાના કોઈ પણ ભક્તના પ્રતિ પ્રેમ દર્શાવે છે, ત્યારે તે તેને સારુ પોતાના ગુણાનુવાદ ગાવાનો માર્ગ ખુલ્લો કરી દે છે, ત્યાર પછી તેને પોતાના એકત્વના સ્થાનમાં તેડી જાય છે અને પછી પોતાના મહિમાનું અને ગૌરવનું મહામંદિર તેની દૃષ્ટિ આગળ પ્રકાશિત કરી દે છે. જ્યારે ઈશ્વરના ગૌરવ અને મહિમા ઉપર સાધકની નજર પડે છે, ત્યારે તે અમરત્વની પ્રાપ્તિ કરે છે અને અહંભાવથી રહિત થઈ જઈને ઈશ્વરના રક્ષણ નીચે સ્થિતિ કરે છે.

૬. જે માણસ પોતાના અંતરમાં રહેલા ગૂઢ આત્મજયોતિનું દર્શન કરે છે, તેને ઈશ્વરી જયોતિનું પણ દર્શન થાય છે. તેના આવા જ્ઞાનનું મૂળ ઈશ્વર છે. તેનામાં ભ્રમ અને પ્રમાદ હોવાનો સંભવજ નથી. વધારામાં વિધાતાની યોજના એવી છે કે, ઈશ્વરની સહાયતા વડે તેનામાં અદ્ભુત વકતૃત્વશક્તિ આવી જાય છે.

૭. ઈશ્વરના સેવકોમાં એક મંડળ એવું છે કે, તેમનામાં ઈશ્વરના તત્ત્વનું વર્ણન કરવાનું નૈપુણ્ય અને વાક્પટુતા પૂરતાં હોવા છતાં, ઈશ્વરનો ભય તેમને સ્તંભિત કરી રાખે છે અને તેથી તેઓ કાંઈજ બોલી શકતા નથી.

૮. જેમના હૃદયમાં તત્ત્વજ્ઞાનનો ઉદય થયો હોય છે, તેઓ ખરી રીતે આ લોકમાં અને પરલોકમાં એક ઈશ્વર સિવાય બીજા કોઈને જોઈ શકતાજ નથી, ઈશ્વરના અવાજ સિવાય બીજા કોઈના અવાજને તેઓ સાંભળી શકતા નથી અને ઈશ્વરની સેવા સિવાય બીજી કોઈ પ્રવૃત્તિ તેઓ કરતા પણ નથી.

૯. સેવકના સેવકપણાની બાબતમાં એટલું કહેવું ઉચિત છે કે, તેના કર્તૃત્વનો નાશ થઈ જાય એટલે તેના (પૃથક્) અસ્તિત્વનું નિર્વાણ થઈ જાય છે અને ઈશ્વરના સાંનિધ્યમાં તેની સ્થિતિ થાય એ તેના અસ્તિત્વનું સ્થાયિત્વ છે.

૧૦. ઈશ્વરમાં લય પામી જવું એનું નામ નિર્વાણ અને ઈશ્વરના સાક્ષાત્કારમાં સ્થિતિ કરવી એજ તેનું અસ્તિત્વ.

૧૧. તમામ પદાર્થોમાંથી પોતાના અંતરને મુક્ત કરી દેવું અને ઈશ્વરમાં શાંતિ પ્રાપ્ત કરવી એજ ધર્મનું સાચું સ્વરૂપ છે.

૧૨. જેના અંતરનો બાહ્ય ભાગ અંદરના ભાગથી વિપરીત છે, તેનું અંતર સ્વસ્થ હાલતમાં નથી.

૧૩. ઈશ્વરના ગુણાનુવાદ ગાનારાઓ ત્રણ રીતે ગુણાનુવાદ ગાય છેઃ—(૧) જીભ વડે ગુણાનુવાદ ગાય છે, પણ તેની સાથે તેમના અંતરનો યોગ થતો નથી. (૨) જીભ વડે ગુણાનુવાદ ગાતી વખતે જો તે ક્રિયાની સાથે અંતરનો યોગ થાય, તો તેનાથી પુણ્યનો સંચય થાય છે. (૩) જેઓ માત્ર પોતાના અંતર વડેજ ઈશ્વરના ગુણનું કીર્તન કરે છે, પણ જેમની જીભ નિઃસ્તબ્ધ રહે છે, તે ગુણાનુવાદની ખૂબી તો ઈશ્વરજ જાણી શકે છે. તેને જાણવાનું માણસનું ગજું નથી.

૧૪. વિષયમાત્રમાંથી મનને ખેંચી લેવું અને સર્વતોભાવે ઈશ્વરમાંજ વૃત્તિઓનો લય કરી દેવો, એ એકત્વનું સૌથી પહેલું પગથિયું છે.

૧૫. સાધક પોતાની પ્રથમ અવસ્થામાં લોકોની આગળ તેમની સહાયતાને માટે પ્રાર્થના કરે છે, પણ સિદ્ધ અવસ્થાએ જઇ પહોંચ્યા પછી, તે તમામ વિષયોના પ્રતિ નિષ્કામ થઇ જાય છે અને સર્વતોભાવે એક ઈશ્વરનીજ પ્રાર્થના કરે છે.

૧૬. ઈશ્વરનું યથાર્થ સાંનિધ્ય પ્રાપ્ત થયા પછી અંતરમાં કોઇ પણ વિષયનું ભાન થતું નથી અને કોઇ પણ વસ્તુના અસ્તિત્વનો આભાસ પણ નજરે પડતો નથી.

૧૭. જે જ્ઞાન તમને સત્કર્મના અનુષ્ઠાનમાં પ્રવૃત્ત કરે, તેનેજ સાચું જ્ઞાન જાણવું અને જે વિશ્વાસ તમને વિનમ્ર બનાવે તેનેજ તમારે સાચો વિશ્વાસ માનવો.

૧૮. પ્રશ્નઃ—સાધુતા કેવી હોય ?

ઉત્તરઃ—પોતાના પ્રભુના યોગથી નિર્મળ થવું, તેની જ્યોતિ વડે પૂર્ણ થઈ જવું અને તેના ગુણાનુવાદમાં અતિશય માધુર્યનો અનુભવ કરવો એ સાધુતાનાં લક્ષણ છે.

૧૯. પ્રશ્નઃ—સાધક કોઈ વાર રડે ખરો કે ?

ઉત્તરઃ—જ્યાંસુધી સાધક સાધના કરવાની સ્થિતિમાં છે, ત્યાંસુધી તેનું રડવું ઈશ્વરના સાંનિધ્યની પ્રાપ્તિને સારુ હોય છે; પછી જ્યારે તે ઈશ્વરના સંમિલનના માધુર્યનો સ્વાદ ચાખતો થાય છે, ત્યારે તેનું રડવું બંધ થઇ જાય છે.

૨૦. જે સાધક પોતાની જાતની સાથે અનુરક્ત છે, તેનો આનંદ કલ્યાણકારી નથી; જેને ઈશ્વરના સિવાય બીજા કશા ઉપર અનુરાગ ન હોય તેજ મહાપુરુષ.





# ૫૪–महातपस्वी अहमद हवारी

મહાતપસ્વી અહમદ હવારી પરમધાર્મિક, ઇસ્લામી મંડળના નેતા અને સંસારમાં ધર્મવિશ્વાસની જ્વલંત દીવાદાંડી જેવા હતા. તે પોતાના સમયમાં કોઇ મહાતેજસ્વી તારાની જેમ ચમકતા હતા. પોતાના જમાનાના તે અદ્વિતીય પુરુષ હતા. નાના પ્રકારની વિદ્યાઓમાં પારંગત, ધર્મશાસ્ત્રના સુંદર વ્યાખ્યાતા અને નિગૂઢ તત્ત્વજ્ઞાનના સૂક્ષ્મદર્શી પુરુષ તરીકે તે સર્વત્ર સન્માનિત થતા હતા. હદિસ શાસ્ત્રની વ્યાખ્યા કરવામાં તેમનામાં અતિશય નિપુણતા હતી. તે જમાનાના બધા લોકો તેમનું શરણુ લેવા આવતા હતા અને સૌને મોઢેથી તેમનાં વખાણુ થતાં હતાં. શામ દેશના સાધુસમાજના તેઓ અગ્રણી પુરુષ હતા. મહર્ષિ જ્વનિદ તેમને વિષે કહે છે કે, "અહમદ હવારી શામ દેશના ગૌરવસ્વરૂપ હતા. સંતશિરોમણી સુલેમાન દારાઇની પાસે તેમણે દીક્ષા લીધી હતી અને તપોધન સુફિયાન સુરિના સંગમાં તેઓ કેટલાક વખત સુધી રહ્યા હતા. લોકોનાં હૃદય ઉપર તેમનાં વચનોનો આશ્ચર્યકારક પ્રભાવ પડતો હતો. જુવાનીમાં તેઓ વિદ્યોપાર્જન કરવામાં એકચિત્તે મંડી ગયા હતા; પણુ તેમણે ધર્મસાધનામાં ઉન્નતિ કરવા માંડી એટલે તેમણે પોતાનાં તમામ પુસ્તકોના સંગ્રહને નદીમાં ફગાવી દીધો અને કહ્યું: "આ પુસ્તકો એક વાર મારાં શ્રેષ્ઠ માર્ગદર્શક અને ગુરુને સ્થાને હતાં; પણુ લક્ષ્યભૂમિએ પહોંચ્યા પછી માર્ગદર્શકને વળગી રહેવાથી દુઃખ થાય છે. મુસાફર જ્યાંસુધી રસ્તે ચાલતો હોય, ત્યાંસુધી તેને માર્ગદર્શકની જરૂર રહે છે પણુ જ્યારે પ્રભુનું મંદિરજ સામે આવીને ઊભું રહે, ત્યારે માર્ગદર્શકની જરૂરજ ક્યાં રહી?" આવા વિચારથી તેમણે પોતાનાં બધાંજ પુસ્તકોને પાણીમાં ફેંકી દીધાં અને તેટલા માટે તેમને ઘણું સહન કરવું પડયું હતું. સાધુ લોકો એવું કહેવા લાગ્યા કે, "તેમણે આ કામ બેશુદ્ધ અવસ્થામાં કરી નાખ્યું હતું."

અહમદ હવારી પોતે કહે છે કે, "એક વાર મેં કોઇ પરમ-રૂપલાવણ્યવતી સ્ત્રીને સ્વપ્નમાં દીઠી. તેના મોઢા ઉપર એક વિચિત્ર પ્રકારનું તેજ ચમકતું હતું. મેં તેને કહ્યું: 'હે યુવતિ! તારું વદન પરમ સુંદર છે.' તે બોલી: 'અહમદ! મારુ સૌંદર્ય જે કાંઈ છે, તે બધું તારે લીધેજ છે. તું અમુક રાત્રિએ રડતો હતો તે તને યાદ છે? મેં તારાં આંસુ મારા મોઢા વડે લૂછ્યાં હતાં, તેથી મારું મોઢું આટલું બધું ચમકે છે.'"

## ઉપદેશવચન

૧. મનુષ્યના અંતરમાં જ્યાંસુધી સાચા પશ્ચાત્તાપનો ઉદય ન થાય, જ્યાંસુધી તે પોતાની વાણી વડે ઈશ્વરની ક્ષમા-પ્રાર્થના ન કરે, અત્યાચાર અને પાપકર્મોના પ્રદેશમાંથી બહાર નીકળી ન જાય અને ઉપાસના, સાધનામાં પૂરતો પ્રયાસ ન કરે, ત્યાંસુધી તેના મનનું પરિવર્તન અથવા પ્રાયશ્ચિત્ત થયું કહેવાય નહિ. ઉપર જે જે વાનાં કહ્યાં તે બધાં થઇ જાય અને મનનું પરિવર્તન જેવું જોઇએ તેવું થઇ જાય, ત્યારે સાધનાની નિષ્ઠા, વૈરાગ્ય, સત્યપરાયણતા ઇત્યાદિ ગુણો પ્રગટ થવા માંડે છે, ઈશ્વરના ઉપર નિર્ભર રહેવાનો સ્વભાવ જાગી ઊઠે છે અને એવી ઐકાંતિક ભક્તિમાંથી તત્ત્વજ્ઞાનનો ઉદય થાય છે. ત્યાર પછી પ્રેમરસનું આસ્વાદન કરવાની યોગ્યતા આવે છે. પ્રેમના ઉદય પછી લજ્જાની ઉત્પત્તિ થાય છે, લજ્જાની પાછળ પાછળ તેના પ્રમાણમાં (ઈશ્વરનો) ભય ચાલ્યો આવે છે અને રખેને હું મારી ઉચ્ચ અવસ્થા ઉપરથી ગબડી પડીશ, મારો દિવ્ય ભાવ ચાલ્યો જશે, ઈશ્વરના દર્શનથી હું રખેને વંચિત થઇ ન જાઉં, આવી ભીતિ સાધકના મનમાં હરકોઈ અવસ્થામાં રહ્યાજ કરે છે અને તેના મનમાંથી કદી પણ દૂર થતી નથી.

૨. જો અમુક બાબતનો ભય રાખવાનું પ્રયોજન હોય, તેનાથી જે વ્યક્તિ બરાબર પરિચિત હોય, તેના મર્મને જાણતો હોય, તે બાબત જો તેને માટે શાસ્ત્રમાં નિષિદ્ધ ઠરે, તો તેનાથી ભય પામીને દૂર રહેવાનું તેને માટે સહજ થઇ પડે છે.

૩. જે માણસ જેટલો જ્ઞાની, તેટલો તે ઈશ્વરને વધારે ઓળખી શકે છે; જે માણસ ઈશ્વરના તત્ત્વને જેટલું વધારે જાણે છે, તેટલો તે પોતાના લક્ષ્ય ઉપર જલદી જઇ પહોંચે છે.

૪. જે માણસ ભયશીલ છે, તેનું બળ (ઈશ્વરની કૃપાની) આશામાં રહેલું છે.

૫. પોતાના વખતનો દુરુપયોગ કરવા માટે સાધકના મનમાં જે બળાપો થાય છે, તેજ તેનો સારામાં સારો બળાપો છે.

૬. જે માણસ સંસારના પ્રતિ વાસનાની નજરે જુએ છે, તેના અંતરમાંથી ઈશ્વરપ્રેમ, દીનતા અને વૈરાગ્યનું તેજ ચાલ્યું જાય છે.

૭. સંસાર તો એક જાતનો ઉકરડો છે, ત્યાં બધાં કૂતરાંજ ભેગાં થાય છે; પણ જે માણસ સંસારના સુખભોગમાં સર્વદા રત રહે છે, તે તો કૂતરાં કરતાં પણ ભૂંડો છે; કારણ કે કૂતરાં તો પોતાનું પેટ ભરાય એટલે પછી ઉકરડેથી ચાલ્યાં જાય છે અને બધો વખત મેલું ખા ખા કરતાં નથી.

૮. જે માણસ પોતાની જાતને નથી ઓળખતો, તેને પોતાના ધર્મનું અભિમાન આવી જાય છે.

૯. આળસ અને હૃદયની કઠોરતા, એ બેના કરતાં વધારે ભારે મુશ્કેલી માણસના ઉપર ઈશ્વરથી નખાતીજ નથી.

૧૦. ઈશ્વરના ભજન ઉપરના પ્રેમનાં જે લક્ષણ છે, તેજ ઈશ્વરપ્રેમનાં પણ લક્ષણ છે એમ જાણવું.

૧૧. ઈશ્વરનો સાક્ષાત્કાર કરવાનો માર્ગ બતાવનાર ઈશ્વરના સિવાય બીજો કોઈ છેજ નહિ, પણ તેની સેવાની નીતિને જાળવ્યાથીજ તેના માર્ગદર્શનનો લાભ મળે છે.

૧૨. જે માણસ સત્કર્મ કરતાં કરતાં મનમાં એવી ઇચ્છા રાખે કે મારાં સત્કર્મ તરફ લોકોનું ધ્યાન ખેંચાય તો કેવું સારું, તે ઈશ્વરને પ્રિય લાગે એવાં કર્મ કરવામાં *અંશીવાદી બની જાય છે. જે માણસ ઈશ્વરનું પ્રેમ સહિત પૂજન કરે છે, તે પૂજનને એક ઈશ્વરના સિવાય બીજો કોઇજ જુએ નહિ કે જાણે નહિ, એવી જે ઇચ્છા રાખે છે, તે ઈશ્વરનું યથાર્થ પૂજન કરે છે.



---

* અંશીવાદી એટલે સર્વ કર્મફળ ઈશ્વરને અર્પણ ન કરતાં તેમાં પોતાની પણ થોડીક ભાગીદારી રાખવાનો વિચાર કરે, ઈશ્વરનાથી પોતાનું જુદું અને સ્વતંત્ર અસ્તિત્વ જાળવી રાખવાની ઇચ્છા રાખે તે. —સેવાનંદ



# ૫૫–महातपस्वी महम्मद वासा

મહાતપસ્વી મહમ્મદ વાસા પરમ વૈરાગ્યવાન, સાધકમંડળના અગ્રણી, નિવૃત્તિની સંપત્તિથી સંપન્ન, સત્કર્મશીલ અને મહાતત્ત્વજ્ઞ પુરુષ હતા. તેમના સમયમાં જેની સાથે તેમની સરખામણી થઇ શકે એવી એક પણ વ્યક્તિ જોવામાં આવતી ન હતી. હજરત મહમ્મદ પયગંબર (સલ૦)ના અનુયાયી એવા ઘણા સંતમહાત્માઓની તેમણે સેવા કરી હતી અને બીજા અનેક પુણ્યાત્મા ઋષિમુનિઓના પરિચયમાં આવ્યા હતા. તેઓ પોતાના સાધનમાર્ગ ઉપર શરિયતમાં બતાવેલા નિયમોનું યથાવત્ પાલન કરતા રહીને ખૂબ ઝડપથી આગળ વધતા હતા. સૂકા રોટલાને ભાંગીને તેને પાણીમાં પલાળી રાખતા અને તેટલા વડે મહાતપસ્વી મહમ્મદ વાસા પોતાના શરીરનો નિભાવ કરતા અને કહેતા કે, “જે માણસમાં આવા ખોરાક ઉપર રહેવા જેટલું ધૈર્ય હોય, તે માણસજ લોકોની વચમાં નિરપેક્ષ ભાવે રહી શકે છે.” ઈશ્વરને સંબોધન કરીને તે એવું કહેતા કે, “હે પ્રભો! હે પરમેશ્વર! તું તારા પ્રેમપાત્રોને જેવી રીતે અન્નવસ્ત્રના સાંસા પડાવે છે, તેવી રીતે તેં મને પણ અન્નવસ્ત્રની સખ્ત તંગીની વચમાંજ રાખી મૂક્યો છે; મને તેં સદાય નાગો અને ભૂખ્યોજ *રાખ્યો છે. મારા એવા કયા ગુણને લીધે તેં

* આપણા વિરક્તશિરોમણિ ભર્તૃહરિએ પણ પોતાની માત્ર એક લંગોટીવાળી વિરક્ત દશાને માટે લગભગ ઉપર જેવાજ ઉદ્ગારો કાઢેલા “ભર્તૃહરિશતક”માં પ્રસિદ્ધ છે. મહાપ્રભુપ્રેમી અને પ્રાતઃસ્મરણીય ભાણુસાહેબના સર્વોપરી શિષ્ય અને વિરક્તશિરોમણિ રવિદાસ મહારાજે પણ એવોજ પ્રશ્ન પોતાના ગુરુદેવને પૂછ્યો હતો. ત્યારે પરમયોગી ભાણુસાહેબે યોગબળદ્વારા તેમનો પૂર્વવૃત્તાંત જાણી લઇને કહ્યું હતું કે, “આગળ એક કુંભારણને ત્યાં તું ગધેડો હતો અને પાછલી રાતે ખૂબ ભૂંકતો હતો. એ કુંભારણને ત્યાં એક ઉચ્ચકક્ષ વિરક્ત મહાત્મા ઊતરેલા હતા. તેઓ રોજ પાછલી રાતે નિત્યકર્મ કરીને ધ્યાનમગ્ન થતા. એક દિવસ તું હમેશ

મને આટલું બધું ઊંચું પદ આપ્યું છે તે કહે." મહર્ષિ મહમ્મદને જ્યારે ઘણીજ ભૂખ લાગતી, ત્યારે તે મહાતપસ્વી હુસેન બસરાઇને ઘેર જતા અને ત્યાંથી તેમને જે કાંઇ ખાવાનું જડતું તે ખાઇ લેતા. હુસેન ઘરમાં ન હોય ત્યારે પણ જે કાંઇ હાથમાં આવે તે લઇને ખાઈ લેતા. હુસેન ઘેર આવીને એ વાત જાણતા ત્યારે તેથી મનમાં ઘણા રાજી થતા. મહમ્મદ વાસા કહે છે કે, "જે માણસ સવારમાં ભૂખ્યો ઊઠે છે અને રાત્રે ભૂખ્યો સૂઇ જાય છે, તેને ધન્ય છે, તે ખરેખરો ભાગ્યવંત છે."

એક વાર તપસ્વી મહમ્મદ વાસા સોફ નામનું એક ઊનનું વસ્ત્ર ઓઢીને કતિવા નામના કોઈ સાધુપુરુષની પાસે ગયા. કતિવાએ તેમને પૂછ્યુંઃ "તમે આજે સોફ ઓઢીને કેમ આવ્યા છો?" મહમ્મદે તેનો કશો ઉત્તર દીધો નહિ. તે ઉપરથી કતિવાએ કહ્યુંઃ "તમે મોઢેથી જવાબ કેમ નથી આપતા?" ત્યારે મહમ્મદ વાસા બોલ્યાઃ "જો એવું કહું કે મને વૈરાગ્યનો ભાવ આવવાથી હું સોફ ઓઢીને આવ્યો છું, તો તેથી આત્મશ્લાઘા થાય છે; જો હું એવું કહું છું કે મારી ગરીબાઇને લીધે હું સોફ ઓઢું છું, તો તેથી ઈશ્વરની નિંદા કરવાનો દોષ લાગુ પડે છે; એટલા માટે હું કાંઇજ બોલ્યો ન હતો."

એક વાર મહમ્મદ વાસાએ પોતાના છોકરાને રસ્તા ઉપર થઇને લટકામટકા કરીને ચાલતો દીઠો. તેમણે તેને પોતાની પાસે બોલાવીને કહ્યુંઃ "તને ખબર છે કે તું કોણ છે? તારી માને તો હું બસો રૂપિયાની કિંમતે વેચાતી લાવ્યો હતો અને હું જે તારો બાપ થાઉં, તે પણ એવો નીચ કુળમાં જન્મેલો છું કે આખી મુસલમાન કોમમાં મારા જેવો નીચ બીજો કોઇ નહિ હોય. આવાં માબાપને પેટે જન્મેલો તું શું જોઇને આવડો વાંકો વાંકો ચાલે છે?"

---

કરતાં વહેલો ભૂંક્યો, તેથી તે વહેલા જાગ્યા અને પછી સૂએ તો બહુ મોડું ઉઠાય એમ ધારીને તરતજ નિત્યકર્મ પરવારીને ધ્યાનભજનમાં જોડાઇ ગયા. આ પ્રમાણે તે દિવસે થોડા કલાક વધુ ધ્યાન–ભજનમાં ગાળી શકવાથી તેમને વધારે આનંદ આવવા ઉપરાંત વૃત્તિ પણ વધારે ઊંડી ઊતરી, જેથી ઉત્થાન થયા પછી તેમણે તારો (ગધેડાનો) ઉપકાર પ્રભુ આગળ માન્યો અને તારું ભલું ઇચ્છ્યું, તેથીજ તું આટલો જલદી અને આટલી સહેલાઇથી પ્રભુની પરમકૃપા મેળવી શકી મહાન સંતની અવસ્થા પામ્યો છે." –**ભિક્ષુ અખંડાનંદ**

મહાતપસ્વી મહમ્મદ વાસા બસરાના રહેવાસી હતા. તેમનું મૃત્યુ ક્યારે થયું, કેવા સંજોગોમાં થયું, તે વિષે મૂળગ્રંથમાં કશો ઉલ્લેખ જોવામાં આવતો નથી.

## ઉપદેશવચન

૧. આ લોકમાં તેમજ પરલોકમાં તમારે રાજાબાદશાહ થઇને રહેવું, અર્થાત્ સંસારમાં રહીને તમારે એવો વૈરાગ્ય ધારણ કરવો કે કોઇની પાસેથી તમારે કશી આશા રાખવાનો વખતજ ન આવે. આવું કરવાથી જાણે આખો સંસાર તમારીજ આશા કરી રહ્યો હોય એવું તમે જોઇ શકશો. આથી કરીને તમે જાણે અત્યંત ધનવાન હો અથવા કોઇ રાજામહારાજા હો એવા તમે લોકોની આગળ દેખાશો.

૨. રૂપિયા–પૈસાનો દુરુપયોગ ન થાય તે સારુ કાળજી રાખવા કરતાં, જીભનો દુરુપયોગ ન થાય તેની કાળજી રાખવી એ વધારે અઘરું કામ છે.

૩. જે માણસે ઈશ્વરનું દર્શન કર્યું હોય છે, તેનું બોલવું ઓછું થઇ જાય છે અને તેના વિસ્મયમાં વધારો થાય છે.

૪. ઈશ્વરે જેને પોતાનો પરિચય આપીને કૃતાર્થ કરી દીધો છે, તેને સારુ એવો નિયમ હોવો જોઇએ કે તે સદાય ઈશ્વરનુંજ દર્શન કરતો રહે, બીજી વસ્તુઓના પ્રતિ અનુરક્ત ન થાય અને બીજી કોઇ પણ વસ્તુને ઇશ્વરના કરતાં શ્રેષ્ઠ સ્થાન ન આપે.

૫. જ્યાંસુધી ઈશ્વરના ઉપર વિશ્વાસ દૃઢ ન થઇ જાય, ત્યાંસુધી મનમાં ઈશ્વરનો ભય પણ પેદા થતો નથી, અર્થાત્ હૃદયમાં આશા અને ભય એ બેઉનું પ્રમાણ એકસરખું ન થાય ત્યાંસુધી કોઇ પણ માણસ કેમે કરતાં સાધુ થઇ શકતો નથી. ઉપર કહ્યું તેવું થયા પછીજ સાધક યથાર્થ સાધુ અને વિશ્વાસી થઇ શકે છે.

૬. જેમાં હું પરમેશ્વરને ન જોઇ શકું એવો એક પણ પદાર્થ મારી નજરે પડતો નથી.

પ્રશ્નઃ—તમે કેમ છો ?

ઉત્તરઃ—જેના આયુષ્યનો ક્ષય થતો જાય છે અને જેના અપરાધમાં દહાડે દહાડે વધારો થતો જાય છે, તેની અવસ્થા કેવી હોય તે તમે પોતે વગર કહ્યે સમજીજ જાઓ ને!



# ૫૬–महातपस्वी अबु हजिम मक्की

મહાતપસ્વી અબુ હજિમ પ્રાચીન સાધુમંડળીમાં જ્યોતિઃ-સ્વરૂપ, અનેક લોકોના ગુરુ તેમજ માર્ગદર્શક, નિવૃત્તિપંથના પથિક અને તદ્દન કામનારહિત પુરુષ હતા. તેઓ મક્કા શહેરના રહેવાસી હતા. તેઓ અનેક સાધકોના અગ્રણી અને અદ્વિતીય સાધુપુરુષ તરીકે આદરણીય થયા હતા. તેમણે આયુષ્ય પણ ઘણું લાંબું ભોગવ્યું હતું. તેમનાં વચન સૌના હૃદયને પ્રિય લાગે એવાં અને કઠિન સમસ્યાઓને ઉકેલવાની કૂંચી જેવાં હતાં. તેમનાં વચનો ઘણાં પુસ્તકોમાં સંગ્રહાયેલાં છે. હજરત મહમ્મદ પયગંબર (સલ૦)ની પછી તરતમાંજ થઇ ગયેલા સાધુપુરુષોમાંના તે પણ એક હતા. અબુ હોરયોરા અને તપસ્વી આનસ વગેરે પયગંબરના અનેક સમકાલીન સંતસાધુઓનાં તેમણે દર્શન કર્યાં હતાં.

અબદુલ મલેકના પુત્ર હોશામે એક વાર મહર્ષિ અબુ હજિ-મને એવો પ્રશ્ન પૂછયો હતો કે, "હું હાલમાં જે કાર્ય કરું છું, તે કાર્ય હું કરતો રહું અને મારો ઉદ્ધાર થઇ જાય એવો કોઇ ઉપાય બતાવી શકો છો?" તેના જવાબમાં તેમણે કહ્યુંઃ "હા, તું જે રૂપિયા કમાય તે શાસ્ત્રવિહિત ધંધો કરીને કમાજે અને તેનો ઉપયોગ સત્કાર્યમાં કરજે." હોશામે કહ્યુંઃ "એવું તે કોનાથી થઇ શકે? અબુ હજિમ બોલ્યાઃ "જે માણસને નરકમાં-થી નાસી છૂટવું હોય, સ્વર્ગલોકમાં જવાની ઇચ્છા હોય અને જે ઇશ્વરને પ્રસન્ન કરવાને આતુર હોય તેને માટે તે બધું સંભવિત છે."

એક દિવસ અબુ હજિમ કોઇ ખાટકીની દુકાન આગળ થઇને જતા હતા. તે દુકાનમાં મોટા મોટા માંસના ટુકડા મૂકી રાખ્યા હતા. માંસ વેચનારે તેમને કહ્યુંઃ "માંસ ઘણું સરસ છે, પુષ્ટ જાનવરનું છે, થોડુંક લેતા જાઓ." અબુ હજિમે કહ્યુંઃ "મારી પાસે પૈસા નથી." દુકાનદારે કહ્યુંઃ "નથી તો શું થયું? હું તમને વગર પૈસે દાનમાં આપી દઇશ." તોપણ અબુ હજિમે

કહ્યુંઃ "હું સબૂરી રાખી શકું છું." પેલો માણસ કહેઃ "તમારી છાતીનાં હાડકાં દેખાય છે, તમારા જેવાએ થોડું માંસ તો ખાવુંજ જોઇએ." તેમણે કહ્યુંઃ "મારા શરીરમાં જેટલું થોડું માંસ છે, તેટલું પણ કબ્રસ્તાનના કીડાઓને માટે પૂરતું છે."

એક સાધુપુરુષ કહે છે કે, "હું મક્કાની યાત્રા કરવાને સારુ મારે ઘેરથી નીકળી પડ્યો હતો. હું બગદાદ આવ્યો ત્યારે મેં એવું સાંભળ્યું કે, મહાત્મા અબુ હજિમ હાલમાં અહીંજ છે, તેથી હું તેમનું દર્શન કરવાને ગયો. હું તેમને મુકામે ગયો ત્યારે તે સૂઇ રહ્યા હતા. થોડીવારે તે જાગ્યા અને મને જોઇને બોલ્યાઃ 'હમણાંજ મેં સ્વપ્નમાં હજરત મહમ્મદ પયગંબર (સલ૦)ને દીઠા. તેમણે તમારે સારુ એવો સંદેશો કહેવડાવ્યો છે કે, તમે તમારી માતાની સેવા કરો. મક્કાની યાત્રાના કરતાં તે વધારે શ્રેષ્ઠ છે. માટે તમે પાછા ઘેર જાઓ અને માતાની સેવા કરીને તેને પ્રસન્ન કરો.' આવું સાંભળીને હું મક્કા ન જતાં પાછો મારે ઘેર ચાલ્યો ગયો."

## ઉપદેશવચન

૧. તમે સંસારના વિષયોને લગતી કામનાઓમાંથી છૂટા થઇ જાઓ. જેઓ સંસારના ઉપર પ્રીતિ રાખશે, તેનાં સાધનભજન પરલોકમાં સૌના દેખતાં પગ તળે છૂંદાઇ જશે.

૨. સંસારમાં એવો કોઇ પણ પદાર્થ નથી કે જેનાદ્વારા તમે આનંદની પ્રાપ્તિ કરો. ક્ષુદ્ર ઐહિક વિષયોની આસક્તિ તમને અતિ મહત્ત્વના પારલૌકિક વિષય તરફ વળવા દેશેજ નહિ.

૩. હું તો બે વાતોમાંથી બધુ મેળવવાનું મેળવી ચૂક્યો છું. જેનો સંબંધ મારી પોતાની સાથે છે, તેનાથી હું ગમે તેટલો નાસી જઇશ, તોપણ તે મારી પાસે આવીને ઊભી રહેશે અને જેનો સંબંધ પારકાની સાથે છે, તે કોટિ ઉપાય કરતાં મારી થવાની નથી.

૪. તમારું એવા સમયની સાથે પાનું પડ્યું છે કે જે સમયના લોકો સંગીન કાર્યના કરતાં મોઢા મોઢાની ચર્ચાને વધારે પસંદ કરે છે અને કર્મના અનુષ્ઠાનના કરતાં જ્ઞાન વડે વધારે સંતુષ્ટ રહે છે. માટે તમે એવું સમજી લેજો કે તમારો જન્મ ખરાબમાં ખરાબ યુગમાં અને ખરાબમાં ખરાબ લોકોની વચમાં થયો છે. જે ઠેકાણે ઈશ્વરની પ્રસન્નતાનું અન્વેષણ કરવાનું છે, તે ઠેકાણે ઉપર કહ્યા તેવા લોકોની પ્રસન્નતાને વિષે સંપૂર્ણ રીતે બેદરકાર થઇ જવું જોઇશે. ખરું જોતાં જે માણસ ઈશ્વરમાંજ સંતુષ્ટ રહે છે, તે લોકોની પાસેથી કશી આકાંક્ષા રાખતો નથી.



# ૫૭–મહાતપસ્વી આત્મા

તાપસપ્રવર આત્મા ઈશ્વરના સૌંદર્યના ધ્યાનમાં વિહ્વલ થઇ જતા અને અધ્યાત્મયોગની અવસ્થામાં એકદમ બેહોશ બની જતા. તેમના ચરિત્રમાં પુણ્ય કર્મનું તેજ અને પ્રેમનું માધુર્ય અતિ ઉજ્જવલ રીતે પ્રકટી નીકળતાં હતાં. તેઓ વૈરાગ્ય અને દીનતાના આદર્શરૂપ હતા. મહાતપસ્વી આત્મા સર્વજનોના પરમ શ્રદ્ધેય હતા. સૌ તેમના પ્રતિ આદર કરતા હતા અને સૌને મોઢેથી તેમનાં વખાણ થતાં હતાં. તેમના પિતાનું નામ ગુલામ હતું. મહાત્મા હુસેન બસરાઇના તેઓ શિષ્ય હતા. દંતકથા એવી છે કે તેઓ નદી ઉપર થઇને ચાલી શકતા હતા.

મહાતપસ્વી આત્માના જીવનમાં પરિવર્તન કરાવનારાં કારણો નીચે પ્રમાણે ઊભાં થયાં હતાં. પ્રથમ તો કોઈ શીલવતી વિવાહિતા યુવતીના ઉપર તેમણે કુદૃષ્ટિ કરી, તેથી કરીને તેમનું અંતર અપવિત્ર થઇ ગયું ત્યાર પછી તે યુવતીને તેમણે પોતાના મનની ઇચ્છા દર્શાવી. તેના જવાબમાં તેણે એવું પુછાવ્યું કે, "તમે મારા શરીરના કયા અવયવના ઉપર ખાસ કરીને આસક્ત થયા હતા?" આત્માએ કહેવડાવ્યું કે, "તમારી સુંદર આંખોના ઉપર." આવો જવાબ સાંભળીને તે યુવતીએ પોતાને હાથેજ પોતાની બેઉ આંખોને ખેંચી કાઢી અને એક રકાબીમાં મૂકીને આત્માની પાસે મોકલાવી અને સાથે કહેવડાવ્યું કે, "તમે જે આંખોને જોઇને મોહિત થઇ ગયા હતા, તેને હવે બેઠા બેઠા જોયા કરજો." આ જોઈને આત્માના હૃદયમાં ચૈતન્યનો ઉદય થયો અને પશ્ચાત્તાપના અગ્નિમાં તેઓ બળું બળું થવા લાગ્યા. તે પછી તે મહર્ષિ હુસેન પાસે ગયા અને તેમની પાસે દીક્ષા પ્રાપ્ત કરીને સાધનાના માર્ગ ઉપર વળી ગયા. તેમણે એવી તીવ્ર અને કઠોર સાધના કરવા માંડી અને એવું ઉગ્ર વૈરાગ્ય ધારણ કર્યું કે પોતાને ખાવા પૂરતા જવ તેઓ પોતાને હાથેજ જમીન ખોતરીને વાવતા, પો-

તાની જાતમહેનત વડે પકવેલા જવને પોતાને હાથે દળીને તેનો લોટ બનાવતા. પછી તે લોટને પાણીથી પલાળીને તેના રોટલા ઘડતા અને સૂરજના તાપમાં સુકાવા મૂકી રાખતા. આવા રોટલામાંથી એક અઠવાડિયાને છેડે એક રોટલો ખાઇને તે જીવન ધારણ કરતા અને બધો વખત પોતાની સાધનામાં મસ્ત રહેતા.

એક દહાડો કડકડતી ઠંડીમાં આત્બાને કોઇએ એક જગ્યાએ બેઠેલા દીઠા. તે વખતે તેમના શરીરના ઉપર એક જર્જરિત વસ્ત્ર હતું, તે છતાં તેમના શરીરમાંથી પરસેવાના રેલેરેલા છૂટતા હતા. કોઇએ તેમને પૂછ્યું કે, "તમને આવડો પરસેવો શાથી થાય છે?" તે બોલ્યાઃ "આજ સુધીમાં કેટલાએ લોકો મારે ઘેર પરોણા તરીકે આવીને રહી ગયા હતા. તેઓ પોતાના હાથ ધોવાને સારુ મારા પાડોશીની ભીંતમાંથી તેની રજા લીધા વિના થોડીક માટી લઇ આવ્યા હતા. ત્યાર પછી તે ભીંતના માલિકને હું તે વાત કહી આવ્યો, તેની રજા મેળવીને તેમના તે કૃત્યને મેં શાસ્ત્રસંમત બનાવી દીધું, એ બધું મેં કર્યું તોપણ હું જ્યારે જ્યારે આ જગ્યાએ આવીને ઊભો રહું છું, ત્યારે હમેશાં મારા પરોણાઓનું તે દિવસનું ગેરકાયદેસર કૃત્ય મને યાદ આવે છે અને તેથી મને એટલી બધી શરમ અને આંતરિક વેદના થઇ આવે છે કે, મારા શરીરનાં રોમેરોમમાંથી આ પ્રમાણે પરસેવો ફૂટી નીકળે છે."

મહાતપસ્વી અબ્દુલવાહેદ તપસ્વી જયોદને પૂછવા લાગ્યા કે, "તમે કોઇ એવા માણસને જાણો છો કે જે ઈશ્વરના ભાવમાં મગ્ન થઇ જઇને લોકોના તરફ તદ્દન વિમુખ થઇ જાય?" તેમણે કહ્યુંઃ "હા, હું જાણું છું અને તે હમણાંજ અબઘડી આપણી પાસે આવીને ઊભા રહ્યાજ જાણજો." આટલી વાત થાય છે અને એટલામાં મહાત્મા આત્બા ત્યાં આવી પહોંચ્યા. તેમને પૂછવામાં આવ્યુંઃ "તમે રસ્તામાં કોઇને દીઠા ખરા?" તેમણે કહ્યુંઃ "મેં તો ભાઇ! કોઇને પણ દીઠો નથી." ખરું જોતાં તેઓ ભર્યા બજારમાં થઇને ચાલ્યા આવ્યા હતા.

મહર્ષિ આત્બા કોઇ દહાડો કોઇ પણ જાતનું સ્વાદિષ્ટ ભોજન અથવા પેય પદાર્થ ગ્રહણ કરતા ન હતા. તેમનાં માતુશ્રીએ એક દિવસ તેમને કહ્યુંઃ "બેટા! જરા તો પેટે સારું ખા અને તારી જાતના ઉપર આટલો બધો નિર્દય થા મા. શરીરના ઉપર દયા રાખ." ત્યારે તે બોલ્યાઃ "હું જે કરું છું તે મારી જાતના

ઉપર દયા લાવીનેજ કરું છું; કારણ કે જે માણુસ ઈશ્વરની પ્રાપ્તિ કરવાને સારુ થોડો વખત કષ્ટ સહન કરી છૂટે છે, તે સદાકાળ સુખમાં રહે છે."

એક વાર રાત્રે જાગરણ કરીને ઈશ્વરોપાસના કરતાં મહાતપસ્વી આત્બા એવું બોલી ગયા હતા કે, "તું મને મારાં પાપની ક્ષમા આપીશ તોપણ હું તારા પ્રતિ પ્રેમ રાખીશ અને જો તું મને સજા કરીશ, તોપણ હું તારા પ્રતિ પ્રેમ તો રાખવાનોજ છું."

એક વાર રાતને વખતે મહર્ષિ આત્બાને એવું સ્વપ્ન આવ્યું કે જાણે કોઇ દેવકન્યા તેમની આગળ આવીને કહેવા લાગી કે, "આત્બા! હું તમારા ઉપર આસક્ત થઇ ગઈ છું. હવે તમારે એવું કાંઇજ ન કરવું કે જેથી મારો અને તમારો એક પળ વારને માટે પણ વિયોગ થાય." આત્બા તેને કહેવા લાગ્યાઃ "અરે! મેં આખો સંસારજ છોડી દીધો છે, કોઇના પ્રતિ જરાસરખી નજર પણ કરી નથી, ત્યારે હવે શું હું તારા ઉપર નજર કરવાનો હતો?"

એક વાર મહર્ષિ જોલ્નુન અને મહમ્મદ સમ્માક બેઉ જણ તપસ્વિની રબિયાની પાસે ગયા હતા. તે વખતે આત્બા નવાં વસ્ત્ર પહેરીને જરા લટકા–મટકા કરતા કરતા ત્યાં આવી પહોંચ્યા. તેમને જોઇને મહમ્મદ સમ્માક બોલ્યાઃ "આ વળી શું કહેવાય?" આત્બા બોલ્યાઃ "કેમ? આવી રીતે ચલાય નહિ એમ? મારું નામ ગુલામ જબ્બાર (બળવાન ઈશ્વરનો દાસ) છે, તે જાણો છો?" આટલું કહીને તે જમીન ઉપર ઢળી પડ્યા અને ફરીથી ઊભા થયાજ નહિ.





# ૫૮—महातपस्वी बशर हाफी

તાપસવર બશર હાફી સાધનરૂપી સમરાંગણમાં ઝૂઝનારા એક-વીર પુરુષ હતા, તત્ત્વજ્ઞાનના મહેલના અધિવાસી હતા, કલ્યાણ-કારી કાર્યક્ષેત્રના મહાન કર્મવીર હતા અને પુણ્યરાજ્યના અધિ-કારી હતા. તેમણે અતિ કઠોર સાધનાઓ કરી હતી. તેમની પ્રતિષ્ઠા ઘણા ઊંચા દરજ્જાની હતી અને સૌ લોકોનું લક્ષ તેમના પ્રતિ આકૃષ્ટ થતું હતું. અલી હશરમ નામના તેમના એક મામા હતા. તે-મની પાસેથી બશર હાફીએ સાધનની દીક્ષા લીધી હતી. ધર્મશા-સ્ત્રના મૂળગ્રંથો ( કુરાન, તોરાત, ઇંજીલ અને હદિસ ) અને બીજી નાના પ્રકારની વિદ્યાઓમાં તે સરસ પંડિત ગણાતા હતા. તેમનું જન્મસ્થાન મર્વ શહેરમાં હતું, પણ પાછળથી તેઓ બગદાદમાં આવીને વસી ગયા હતા.

બશર હાફીના જીવનમાં પરિવર્તન કરાવનારા પ્રસંગો નીચે પ્રમાણે ઊભા થયા હતા. શરૂઆતમાં તે મદિરાસક્ત, દુશ્ચરિત્રવા-ળા અને એક ઉન્મત્ત દુરાચરણી પુરુષ હતા. એક દિવસ પોતે પુષ્કળ દારૂ પીને ચકચૂર હાલતમાં રસ્તે થઈને ચાલ્યા જતા હતા, એવામાં તેમની નજર કોઇ કાગળની કાપલીના ઉપર પડી. તેમાં “ બિસ્મિલ્લા અર્ રહમાન અર્ રહિમ ” એવું મુસલમાન ધર્મનું મહાવાક્ય લખેલું હતું. બશર હાફીએ તે કાગળની કાપલી ઉપાડી લીધી, બજારમાંથી થોડુંક અત્તર વેચાતું લઇને તેના ઉપર લગા-ડયું અને પછી ખૂબ આદરમાન સહિત કોઈ પવિત્ર જગ્યાએ તેની સ્થાપના કરી. તેજ રાત્રે કોઇ મહાતપસ્વી પુરુષને એવું સ્વપ્ન આવ્યું કે, “ તમે ઊઠીને બશર હાફીની પાસે જાઓ અને તેને કહો કે, ‘તેં મારા નામને જેવું સુગંધયુક્ત બનાવી દીધું છે, તેવું હું તારા હૃદયને પણ સુગંધયુક્ત બનાવી દઇશ.’ ” તે સાધુપુરુષ આવું સ્વપ્ન આવ્યા પછી મનમાં વિચાર કરવા લાગ્યા કે, “ જે માણસ-ને વિષે મને હમણાં આવું સ્વપ્ન આવી ગયું, તે તો કોઈ ભયંકર

બદમાસ છે, તેને વિષે આવું સ્વપ્ન તે આવવુંજ ન જોઇએ, મારી ભૂલ થતી હશે.” પોતાના મનમાં ને મનમાં આવો વિચાર કર્યાં પછી તે મહાતપસ્વી પથારીમાંથી ઊઠીને ઊભા થયા, વજૂ (અંગ-શુદ્ધિ) કર્યું, નમાજ પઢ્યા અને પાછા ફરીથી સૂઇ ગયા. વળી પાછું તેમને એનું એજ સ્વપ્ન આવ્યું. આ રીતે ઉપરાઉપરી ત્રણ ત્રણ વાર એકનું એક સ્વપ્ન આવવાથી તેમણે સવાર થતાંજ બશર હાફીને પોતાની પાસે તેડાવવાને સંદેશો મોકલ્યો. તેમનો સંદેશો લઇ જનાર માણસે પાછા આવીને તેમને એવા સમાચાર કહ્યા કે, “બશર હાફી તો એક ઘરમાં કેટલાએક દારૂડિયાઓને ભેગા કરીને તેમની સાથે દારૂ પીતો બેઠો છે.” પછી તે સાધુપુરુષ પોતે ઊઠીને ત્યાં ગયા અને જે ઘરમાં બશર હાફી બેઠા હતા, તેના બારણા આગળ ઊભા રહીને તેમણે બશરના નામનો સાદ કર્યો, પણ કોઇએ તેમને કહ્યું કે, “બશર તમારું સાંભળવાનો નથી. તે તો પોતાનું બધુ ભાન ગુમાવી બેઠો છે.” ત્યારે તેમણે એક જણને કહ્યું કે, “તમે બશરની પાસે જઇને તેને કહો કે મારી મારફતે તારા નામનો એક સંદેશો આવ્યો છે.” આ શબ્દ બશરને કાને પડયા, ત્યારે તેણે પૂછ્યું: “સંદેશો તમે લાવ્યા છો એ વાત ખરી, પણ તેનો મોકલનાર કોણ છે?” તે સાધુએ કહ્યું: “અરે! ખુદાએ પોતે તને સંદેશો કહેવડાવ્યો છે.” આ શબ્દ સાંભળીને બશર તો રડવા લાગ્યા અને બોલ્યા: “અરેરે! કાં તો મારા ઉપર સખ્ત ઠપકાનો સંદેશો આવ્યો હશે અથવા સજાની ધમકીનો સંદેશો હશે.” આટલું કહીને તે ઊઠીને ઊભા થયા અને પોતાના મિત્રોને માન-પૂર્વક વિદાય દેતાં કહેવા લાગ્યા: “હવે આપણે છૂટા પડીએ છીએ. આજ પછી તમે મને આવું કામ કરતો કદી પણ જોઈ શકવાના નથી.” ત્યાંથી ઊઠીને તે તો ચાલ્યા ચાલ્યા કોઇ એકાંત જગ્યાએ જઇને બેઠા અને પશ્ચાત્તાપની ભયંકર વેદનાથી પીડાઈને આકુળવ્યાકુળ થઇ ગયા. આવી અવસ્થામાં કેટલાક દિવસ વ્યતીત થઇ ગયા, મણ તેમના અંતરમાં કેમે કરતાં શાંતિ થઈ નહિ, ત્યારે તેમણે ઉગ્ર વૈરાગ્યનું વ્રત લીધું. ઇશ્વરનું દર્શન કરવાની પોતાની ઐકાંતિક વ્યાકુળતાને વશ થઇને તેમણે જીવતાં સુધી કદી પગમાં પગરખાંજ પહેર્યાં નથી. તે ઉપરથી તો તેમનું નામ “હાફી” એટલે ઉઘાડપગા પડ્યું હતું. લોકો તેમને પૂછતા કે, “તમે પગરખાં નથી પહેરતા તેનું કારણ શું છે?” તેના જવાબમાં બશર

કહેતા કે, "જે દહાડે તે પ્રેમમય પરમેશ્વરની સાથે મેં પહેલ-વહેલો પ્રેમસંબંધ જોડ્યો, તે દહાડે મારા પગમાં પગરખાં ન હતાં, તેથી કરીને હવે પહેરતાં મને શરમ આવે છે. ખાસ કરીને જ્યારે ઈશ્વરે એવું કહ્યું છે કે, 'મેં તમારે સૌને સારુ આ પૃથ્વી-ના ઉપર મારું આસન માંડ્યું છે.' જ્યારે કોઈ સામાન્ય રાજાના રાજ્યાસનના ઉપર પગરખાં પહેરીને ચાલવું એ નીતિ વિરુદ્ધ કહેવાય છે, ત્યારે ઈશ્વરના આસનને વિષે કહેવાનુંજ શું હોય?" કેટલાક તપસ્વી યોગીપુરુષો મનમાં આવોજ ભાવ ધારણ કરતા હોવાથી, તેઓ માટી ઉપર પેશાબ કરતા ન હતા, તેમ જમીન ઉપર થૂંકતા ન હતા. તેમની દૃષ્ટિએ પૃથ્વી ઉપર પૂર્ણ ઈશ્વરી જ્યોતિનું દર્શન થતું હતું. બશર હાફીની પણ તેમના જેવીજ અવસ્થા થઈ હતી. એમના જેવા સાધકને તો તેમનાં સ્થૂળ નેત્રોમાં ઈશ્વરનું તેજ પ્રવેશ કરીને તેમને દિવ્ય દર્શન કરતા કરી દે છે. ઈશ્વર જેમને આવી દૃષ્ટિનું દાન દે છે, તેમની આંખે તો ઈશ્વરના સિવાય બીજું કાંઈ દેખાતુંજ નથી. એક વાર હજરત મહમ્મદ પયગંબર (સલ૦) પોતાના એક સાથી સાલ્વારની અંત્યેષ્ટિક્રિયાને પ્રસંગે કબ્રસ્તાનમાં જતી વખતે પગના અંગૂઠા ઉપરજ ચાલતા ચાલતા ગયા હતા. આવું કરવાનું કારણ તેમને કોઈએ પૂછ્યું, ત્યારે તેમણે એવું કહ્યું હતું કે, "રખેને દેવના ઉપર મારો પગ પડી જાય તેની મને બીક લાગે છે." આ ઠેકાણે ઈશ્વરી જ્યોતિનેજ દેવ એવું નામ આપ્યું છે.

ઇમામ અહમદ હંબલ ઘણી વાર બશર હાફીની પાસે જતા અને તેમના પ્રતિ અત્યંત અનુરાગ દર્શાવતા હતા. તેમના શિષ્યો તેમને કહેતા કે, "તમે આવા સુંદર પંડિત છો, સાધનશાસ્ત્ર, તત્ત્વ-જ્ઞાન અને કુરાન, હદિસ વગેરે અનેક પ્રકારનાં શાસ્ત્રોના અદ્વિતીય જ્ઞાતા છો અને તે છતાં તમે વારંવાર એક ગાંડા માણસની પાસે જઈને બેસો છો, એ શું સારું કહેવાય?" ત્યારે અહમદ હંબલ તેમને જવાબ દેતા કે, "તમે જે જે વિદ્યાઓ અને શાસ્ત્રોનાં નામ ગણાવો છો, તે બધાં તો હું બશરના કરતાં વધારે સારી રીતે જાણું છું; પણ મારા કરતાં તે ઈશ્વરને વધારે સારી રીતે જાણે છે." એટલા વાસ્તે અહમદ બશરની પાસે વારંવાર જતા અને તેમને કહેતા કે, "હું આવું ત્યારે તમારે ફક્ત મારા પ્રભુનીજ વાતો કરવી."

એક વાર રાતને વખતે પોતાના ઘરના એક ઓરડામાં પેસતાં

પેસતાં બશરને એવો ભાવ આવી ગયો કે, આખી રાત એક પગ અંદરની બાજુએ અને બીજો બહાર રાખીને ઊભા ને ઊભાજ રહ્યા! વળી એક દહાડો આવીજ ઉન્મત્ત અવસ્થામાં તે પોતાની બહેનને ઘેર જવા તૈયાર થયા. તે તેના ઘરની અગાસીના ઉપર આવ્યા તો ખરા, પણ એટલામાં કોણ જાણે શો ભાવ આવી ગયો કે,આખી રાત તેમણે આ રીતે ઊભાં ઊભાંજ પસાર કરી નાખી અને સવાર થઇ ત્યારે ત્યાંથી ઊતરીનેજ સામાજિક નમાજ પઢવાને સારુ મસ્જિદ ભણી ચાલતા થઇ ગયા. તે જ્યારે મસ્જિદમાંથી પાછા આવ્યા, ત્યારે તેમની બહેને તેમની આવી અવસ્થા શાથી થઇ તેનું કારણ પૂછ્યું. તેના જવાબમાં તે કહેવા લાગ્યા કે, "બગદાદ શહેરમાં મારા નામના કેટલા બધા લોકો રહેતા હશે એવો મારા મનમાં વિચાર આવ્યો. જોને, એક બશર યહૂદી છે, બીજો એક બશર ખ્રિસ્તી છે. ત્રીજો બશર અગ્નિપૂજક છે અને હું મુસલમાન બશર છું. ઇસ્લામ ધર્મની દિવ્ય સંપત્તિનો હું અધિકારી બની ગયો, ત્યારે તેમણે બિચારાઓએ શાં પાપ કર્યાં હશે કે તેઓ એ સંપત્તિથી વંચિત રહી ગયા હશે! મેં એવાં શાં પુણ્ય કર્યાં કે જેથી આવી ઉત્તમ વસ્તુ મારા હાથમાં આવી ગઇ અને પેલા બિચારા એમના એમજ રહી ગયા! આવો વિચાર મને આવવાથી હું એકદમ વિસ્મયથી સ્તંભિત થઇ ગયો."

બિલાલ ખવાસ નામનો એક ધર્મસાધક કહે છે કે, "એક દહાડો હું બનિ ઇઝરાયેલ નામના રણમાં થઇને પ્રવાસ કરતો હતો, તે વખતે એક માણસ મારો સંગાથી થયો હતો. મારા મનમાં એવો વિચાર આવ્યો કે, એજ આચાર્યપ્રવર ખિજર હોવા જોઇએ. મેં તેમને કહ્યું કે, 'હું તમને ઇશ્વરની આણ દઇને પૂછું છું કે તમે કોણ છો તે કહો.' તે બોલ્યાઃ 'હું તમારો બંધુ ખિજર છું.' ત્યારે મે પૂછ્યુંઃ 'તમારો ઇમામ શાફીને વિષે શો અભિપ્રાય છે?' તેમણે કહ્યુંઃ 'શાફી તો લોખંડી ખીલાના જેવા છે.' પછી મેં પૂછ્યુંઃ 'તમે અહમદને વિષે શું ધારો છો?' તેમણે કહ્યુંઃ 'અહમદ સત્યનિષ્ઠ લોકોમાંનો એક છે.' ત્યાર પછી મેં તેમને પૂછ્યુંઃ 'બશરને વિષે તમારો કેવો અભિપ્રાય છે?' તેમણે કહ્યુંઃ 'બશર નહિ હોય તે દહાડે તેની જગ્યા ખાલી ને ખાલીજ રહેશે; કારણ કે તેના જેવો બીજો પેદા થવાનો નથી.'" અબ્દુલ્લા જલ્લા કહે છે કે, "હું જોલ્નુનનાં દર્શન કરવાને સારુ જાઉં છું, તેમનામાં તપશ્ચર્યા છે;

મેં મહર્ષિ શોહોલને જોયા છે, તેમનામાં નિગૂઢ તત્ત્વકથાઓ કહેવાનું સામર્થ્ય છે. મેં બશરને જોયા છે, તેમનામાં વૈરાગ્ય છે."

બશરની પાસે સાત પેટીઓ ભરાય એવડી મોટી હદિસની પોથી હતી, તે બધી તેમણે સાંભળી લીધાં પછી તેને જમીનમાં દાટી દીધી અને તે દિવસથી તેમણે હદિસની કથા કરવાનું તેમ તેનો પ્રચાર કરવાનું છોડીજ દીધું. બશર પોતે કહે છે કે, "હદિસની કથા કરતાં કરતાં મારા અંતરને તેના પ્રતિ આસક્તિ થતી હોય એવું લાગવાથી મેં તેના વિષે વ્યાખ્યાન કરવાનું છોડી દીધું છે." તેમને ઘણાં વરસ સુધી અનાજ ખાવાની ઇચ્છા થયા કરતી પણ તેમણે તે ન ખાધું તે નજ ખાધું.

અમુક સાધુપુરુષ એવું કહે છે કે, "હું કડકડતી ઠંડીને દહાડે બશરની પાસે જઇને બેઠો હતો. તે વખતે તેમનું ઉઘાડું શરીર ટાઢને લીધે ધ્રૂજતું હતું, તે મેં જોયું હતું. મેં તેમને પૂછ્યું: 'કેમ? તમે ઉઘાડા શા સારુ બેઠા છો' તેઓ બોલ્યા: 'મને આ વખતે ગરીબ–કંગાલ લોકોનું સ્મરણ થઇ આવ્યું હતું. તેઓ આવી ઠંડીમા શું કરતા હશે? મારી પાસે પૈસા તો છે નહિ કે તે વડે તેમની સાથે મારી એકતા કરી શકું. જ્યારે પૈસા વડે એકતા કરવાનું મારે માટે શકય નથી, ત્યારે શરીર વડે તેમની સાથે એકતાનો અનુભવ કરું છું.' તેમને મેં પૂછ્યું: 'આપ આટલી બધી ઊંચી અવસ્થાએ કેવી રીતે જઇ પહોંચ્યા?' ત્યારે તે બોલ્યા: 'હું મારી પોતાની અવસ્થા હમેશાં એકલા ઈશ્વર સિવાય બીજા બધાની આગળથી ગુપ્ત રાખું છું. હું ઊંચી અવસ્થાએ જઇ શકયો છું, તેનું આજ કારણ છે.'"

એક વાર કેટલાક સાધુસંતો બશરની પાસે આવીને બેઠા હતા અને તે તેમની સાથે સંતોષને વિષે વાર્તાલાપ કરતા હતા. તે વખતે તેઓમાંના એક જણે તેમને પૂછ્યું: "તમે લોકોની પાસેથી કશું લેતા તો છો નહિ, તમારી વૈરાગ્યમાં દૃઢ નિષ્ઠા જામી ગઇ છે અને સંસારના પ્રતિ તમે તદ્દન વિમુખ થઇ ગયા છો, તે છતાં તમે ગુપ્ત રીતે થોડું થોડું લેતા જાઓ અને તેમાંથી દીનદુઃખી, દરિદ્ર લોકોને દાન કરો. તમે પોતે તેમાંથી કશું ન વાપરતાં એકમાત્ર ઈશ્વરના ઉપર નિર્ભર રહીને કાળ વ્યતીત કરો અને ઈશ્વરના અદૃશ્ય રાજ્યમાંથી જે ઉપજીવિકા તમારે સારુ ચાલી

આવે તેને તમે ગ્રહણ કરો." બશરના શિષ્યો અને સાથીઓને આ શબ્દો ઘણા ભારે લાગ્યા. છેવટે બશર હાફી બોલ્યા: "વારુ, તમે હવે મારો જવાબ સાંભળી લો. દીનતાના ત્રણ પ્રકાર હોય છે. એક પ્રકારની દીનતા એવી છે કે તેને ધારણ કરનારા લોકોનો સ્વભાવ એવો હોય છે કે, તેઓ કોઇની પાસે કશાની યાચના કરતા નથી, કોઇ તેમને કશું આપે તોપણ તેઓ લેતા નથી; ઊલટા દાન દેનારની આગળથી નાસી છૂટે છે. તેમને તો જે કાંઇ જોઇતું હોય, તે બધું તેમને ઈશ્વર આપી જાય છે. દીનતાનો બીજો એક પ્રકાર છે, તેને ધારણ કરનારા લોકો કોઇની આગળ કશી વસ્તુને માટે માગણી કરતા નથી, પણ કોઇ વિનામાગ્યે આવીને આપી જાય, તો તે ગ્રહણ કરે છે ખરા. આવા લોકો દીનતાની વચલી શ્રેણીના ગણાય છે. આ બેઉ કોટિના દીનાત્માઓ ઈશ્વરના ઉપર નિર્ભર રહીને જીવન વ્યતીત કરે છે, અથવા તો એવું કહો કે તેઓ ઈશ્વરના અક્ષય ભંડારની અંદરજ રહે છે. દીનતાની ત્રીજી શ્રેણી એવી છે કે તેને ધારણ કરનારાઓ ધૈર્ય ધારણ કરીને રહે છે, બની શકે ત્યાંસુધી સાવધાની સહિત રહેવાનો પ્રયત્ન કરે છે, કોઈ દાન દેનાર તેમને બોલાવે તો તેઓ ઊલટા નાસી જાય છે." બશરને મોઢેથી આવું વિવેચન સાંભળ્યા પછી તે સાધુ બોલ્યા: "આપનાં આ વચન સાંભળીને મને ઘણો સંતોષ થયો છે, ઈશ્વર આપના પ્રતિ પ્રસન્ન થાઓ."

મહર્ષિ બશર કહે છે કે, "એક વાર હું અમુક નદીને કિનારેથી થોડે છેટે મહાત્મા અલી જરોજાનીની પાસે ગયો હતો. મને જોતાંવારનેજ તે બોલ્યા: 'અરેરે! આજે કોણ જાણે મેં શાં પાપ કર્યાં કે મારે માણુસનું મોઢું જોવાનો વારો આવ્યો!' આટલું કહીને તેમણે નાસવાજ માંડયું. હું પણ તેમની પાછળ દોડ્યો અને મોઢેથી બોલતો ગયો કે, મને કશો ઉપદેશ તો દેતા જાઓ. ત્યારે તેમણે એટલું કહ્યું કે, 'દીનતાને ખૂબ જોરથી વળગી રહેજે, સહિષ્ણુતા સહિત જીવન વ્યતીત કરજે અને વાસનાને તો કદા દુશ્મન જેવી જાણજે. જો તું આટલું કરી શકીશ તો તું આનંદપૂર્વક ઈશ્વરની પાસે જઇ પહોંચીશ.'"

તુર્કસ્તાનના કેટલાક મુસાફરો મહાત્મા બશરની પાસે આવીને કહેવા લાગ્યા કે, "અમે મક્કાની યાત્રા કરવાને નીકળ્યા છીએ, આપ અમારો સંગાથ કરવાની ઇચ્છા રાખો છો?" તેમણે કહ્યું:

"તમે જો ત્રણ પ્રકારનાં વ્રતનું પાલન કરવા તૈયાર હો, તો હું તમારી સાથે આવવાનો વિચાર કરું. એક તો તમારે કાંઇજ સાથે લેવું નહિ, કોઇની પાસે કશું માગવું નહિ અને કોઇ વગરમાગ્યે આપી જાય તોપણ લેવું નહિ." તેમણે કહ્યું: "આપે બતાવેલી પહેલી બે શરત તો અમે પાળીએ, પરંતુ કોઇ કશું આપે તોપણ તે લેવું નહિ એ અમારા ગજા ઉપરાંતની શરત છે." તે ઉપરથી બશરે તેમને કહ્યું: "ત્યારે શું તમે તમારા સીધાસામાનના ઉપર આધાર રાખીને યાત્રા કરવા નીકળ્યા છો?" તેમાંના એક જણે કહ્યું: "આ બધાના મનમાં એવો વિચાર છે કે લોકોની પાસેથી કશું લેવું નહિ અને એકલા ઇશ્વરના ઉપરજ આધાર રાખવો." ત્યારે બશર બોલ્યા: "મેં તમને હમણાં જે કહેલું તેની તમે વ્યાખ્યા કરી બતાવી."

બશર કહે છે કે, "એક દહાડો હું બહારથી ઘેર આવ્યો ત્યારે મેં મારા ઘરમાં એક જણને દીઠો. મેં તેને પૂછ્યું કે, 'તમે કોણ છો અને રજા વગર ઘરમાં કેમ પેઠા?' ત્યારે તે માણસ બોલ્યો: 'હું તો તારો ભાઇ ખિજર છું.' ત્યારે મેં કહ્યું: 'આપ મને કાંઇક આશીર્વાદ આપતા જાઓ.' ત્યારે તે બોલ્યા: 'પરમેશ્વર તારી તપની સાધનાઓને સહેલી બનાવી દો!' મેં કહ્યું: 'આના કરતાં કાંઇક વધારે આશીર્વાદ આપો.' ત્યારે તે બોલ્યા: 'પરમેશ્વર તારી સાધનાઓને ગુપ્ત રાખો.'"

એક જણ બશરની પાસે આવીને કહેવા લાગ્યો કે, "મારે તમારી સલાહ લેવી છે. મારી પાસે શાસ્ત્રવિહિત રીતે પેદા કરેલા ત્રાંબાના બે હજાર પૈસા છે, મારે તે વડે મક્કાની હજ કરવાની ઇચ્છા છે, તમારી એ બાબત શી સલાહ છે?" તેમણે કહ્યું: "એ નાણું સાથે લઇને તમે મક્કાની યાત્રા કરવા નીકળશો, તો તમે રસ્તામાં ખાતાપીતા અને ગમ્મત કરતા કરતા મક્કા પહોંચી જશો. પણ જો તમારે ઇશ્વરને પ્રસન્ન કરવાની ઇચ્છા હોય, ત્યારે કાં તો તમે તમારા સંઘરેલા પૈસા દીનદુઃખી લોકોની સેવામાં ખરચી નાખો અથવા અમુક એક કુટુંબકબીલાવાળા માણસના હાથમાં સોંપી દો અને તેને કહો કે, 'તમારે તમારા ઘર ખરચને માટે જરૂર પડે ત્યારે આ રકમમાંથી વાપરતા જવું.' આવી રીતે એકાદ ગરીબ કુટુંબની તંગી દૂર કર્યાથી તમને જે પુણ્ય પ્રાપ્ત થશે તે સો હજની યાત્રા કરતાં પણ વધારે શ્રેષ્ઠ નીવડશે." ત્યારે તે બોલ્યો: "પણ

મને મક્કાની હજ કરવાની ઘણીજ પ્રબળ ઇચ્છા છે તેનું શું ?" બશર બોલ્યા: "તમે કહો છો કે હું આ નાણું શાસ્ત્રસંમત રીતે કમાયો છું, પણ મને લાગે છે કે તમે એ નાણું શુદ્ધ ઉપાય વડે પેદા કર્યું નથી અને તેથીજ તમને નકામાં અનર્થકારી કામમાં વાપરી નાખવાનું મન થયા કરે છે અને તમારું મન હમેશાં ચંચળજ રહ્યા કરે છે."

બશર કહે છે કે, "મને એક વાર હજરત મહમ્મદ પયગંબર (સલ૦)નું સ્વપ્નમાં દર્શન થયું. તેમણે મને કહ્યું: 'બશર ! પરમેશ્વરે શા કારણથી તારો અંગીકાર કર્યો છે અને શા કારણથી બીજા બધાઓના કરતાં તને આટલી બધી ઊંચી અવસ્થાએ લઇ જઇને બેસાડી દીધો છે, તે તું જાણે છે ?' મેં કહ્યું: 'ના જી, હું નથી જાણતો.' ત્યારે તે બોલ્યા: 'તું મારા પ્રવર્તાવેલા શરિયતના નિયમોનું અનુસરણ કરે છે, સંતસાધુઓનું સન્માન કરે છે, સૌ ભાઇઓને સદુપદેશ દે છે, મારા સાથીઓ અને તેમના કુટુંબીઓના પ્રતિ તું પ્રેમ રાખે છે; આવાં આવાં કારણોને લીધે પરમેશ્વરે તને સાધુતામાં પણ ઘણી ઊંચી પદવી ઉપર લઈ જઇને બેસાડી દીધો છે.'"

બશર કહે છે કે, "એક વાર મેં સ્વપ્નમાં હજરત મહમ્મદ-પયગંબર (સલ૦)ને દીઠા, ત્યારે મેં તેમને વિનંતિ કરી કે, 'હે પયગંબર સાહેબ ! મને કાંઇક ઉપદેશ દેતા જાઓ.' ત્યારે તે કહેવા લાગ્યા: 'ઈશ્વરના તરફથી પુરસ્કાર મળવાની આશા રાખીને દીનદુ:ખી, દરિદ્ર લોકોના પ્રતિ ધનસંપન્ન લોકો દયાભાવ દર્શાવે તે કાર્ય છે તો ઘણું સારું, પણ સમસ્ત વિશ્વબ્રહ્માંડને ઉત્પન્ન કરનારા પરમેશ્વરના ઉપર નિર્ભર રહીને, નિર્ધન લોકો ધનવાનોની ઉપેક્ષા કરે તે તો તેના કરતાં પણ વધારે સારું કાર્ય છે.'"

બશર હાફી જ્યારે મરણપથારીએ પડ્યા હતા, તે વખતે તેમની પાસે આવીને એક જણે કહ્યું કે, "પૈસાની તંગીને લીધે મારે ઘણુંજ કષ્ટ વેઠવું પડે છે." આવું જ્યારે તેણે દીનતાપૂર્વક કહ્યું, ત્યારે તેમણે પોતાને શરીરે ઓઢેલું વસ્ત્ર તેને આપી દીધું અને પોતાને સારુ બીજું એક વસ્ત્ર કોઇની પાસેથી ઉછીનું માગી લીધું; તે ઓઢીનેજ તેમણે પ્રાણત્યાગ કર્યો. જ્યારે તેમનો મરણકાળ છેકજ નજીક આવીને ઊભો રહ્યો, તે વખતે તેમનું મન ઘણું અ-

સ્થિર થઇ ગયેલું જણાયું. કોઇએ તેમને પૂછયું: "કેમ? તમને હજી જીવવા ઉપર થોડોઘણો મોહ રહી ગયો છે કે શું?" ત્યારે તેમણે કહ્યું: "ના, તેમ નથી, પણ રાજરાજેશ્વર પ્રભુની પાસે જઇને ઊભા રહેવું એ કાંઇ સહેલ નથી." મહર્ષિ બશર પરલોક સિધાવી ગયા પછી એક વૃદ્ધ સ્ત્રી ઇમામ અહમદ હંબલની પાસે જઇને તેમને કહેવા લાગી કે, "રાતને વખતે હું મારા ઘરની અગાસી ઉપર બેસીને સૂતર કાંતતી હતી, તે વખતે મેં ખલીફાની સવારીનું અજવાળું દીઠું. ખલીફાના નોકરો હાથમાં મશાલ લઇને તેની આગળ આગળ ચાલતા હતા, તેના અજવાળામાં મેં થોડુંક સૂતર કાંતી લીધું. હવે એ સૂતર હરામ કહેવાય કે હલાલ (શાસ્ત્રસંમત કે શાસ્ત્રનિષિદ્ધ) તેનો નિર્ણય કરો." ઇમામ અહમદે તે ડોશીને પૂછયું: "આટલો બધો ઊંડો અને સૂક્ષ્મ વિચાર કરનાર તમે કોણ છો?" તે ડોશીએ કહ્યું: "હું બશર હાફીની બહેન થાઉં." તે સાંભળીને ઇમામ અહમદની આંખોમાંથી આંસુ નીકળી પડ્યાં. પછી તેમણે કહ્યું: "આવો વૈરાગ્ય તો બશરના વંશમાંજ હોય." પછી તેના પ્રશ્નનો ઉત્તર આપતાં ઇમામ બોલ્યા: "તમારા જેવાંને માટે એ સૂતર શાસ્ત્રસંમત ન કહેવાય. તમે જેવી સૂક્ષ્મદૃષ્ટિ રાખીને ચાલ્યા કરો છો, તે પ્રમાણે સાવધાની રાખીને ચાલતાં રહેજો, નહિ તો તમારાં જીવનરૂપી નિર્મળ પાણી મલિન થઇ જશે. તમે તમારા આદર્શનું અર્થાત્ તમારા ભાઇનું અનુસરણ કરતાં રહેજો, તેમ કર્યાથી તમે એક દિવસ એવી અવસ્થાએ જઇ પહોંચશો કે બીજા લોકોની મશાલના અજવાળામાં સૂતર કાંતવાની તમે કદાચ ઇચ્છા કરો, તો પણ તમારા હાથજ તમારું કહ્યું નહિ કરે. તમારા ભાઇમાં એક એવી ખાસિયત હતી કે જ્યારે કોઇ શક પડતી ખાવાની વસ્તુ લેવાને સારું તે પોતાનો હાથ લાંબો કરવા જતા, ત્યારે તેમનો હાથજ લાંબો થતો નહિ."

## ઉપદેશવચન

૧. આ સંસારમાં સૌને પ્રિય થવાની જેને ઇચ્છા હોય, તેણે કોઇ પણ સૃષ્ટ પ્રાણીપદાર્થની પાસેથી કશી આશા રાખવી નહિ, કોઇની પાસે કશું માગવું નહિ અને કોઇને કદી પણ કટુવચન કહેવું નહિ.

૨. લોકો અમને ઓળખે એવી જેમને ઇચ્છા થયા કરતી હોય,

તેઓ સ્વર્ગના માધુર્યને કદી પ્રાપ્ત કરી શકતા નથી.

૩. લોકોની સાથે પરિચિત થવાનું જો તમને પસંદ હોય તો નક્કી યાદ રાખજો કે, એ તમારી પસંદગીજ તમારી સંસારવાસનાનું મૂળ છે.

૪. જ્યાંસુધી તમારી વાસનાઓ અને કામનાઓના હુમલાની સામે તમે લોખંડી દીવાલ નહિ બાંધી લો, ત્યાંસુધી તમે ભજનસાધનનું માધુર્ય ચાખી શકવાનાજ નથી.

૫. ત્રણ કામ ઘણાં અઘરાં છેઃ—પોતાને પૈસાની તંગી હોય તેવે વખતે ઉદારતા બતલાવવી, એકાંતવાસ કરીને વૈરાગ્યનું પાલન કરવું અને જેની બીક લાગતી હોય તેની આગળ સાચેસાચું કહી દેવું.

૬. ક્ષણે ક્ષણે પોતાના જીવનને વિષે ખૂબ ઝીણવટથી તપાસ કરીને તેના ઉપર વિચાર કરતા રહેવું. અમુક વસ્તુ શાસ્ત્રસંમત છે કે શાસ્ત્રનિષિદ્ધ છે, તે વિષે જરા પણ શક પડે તો તેનાથી દૂર રહેવું, એજ પુણ્યાનુરાગનું લક્ષણ છે.

૭. વૈરાગ્ય એ એવી વસ્તુ છે કે તે તદ્દન ખાલી હૃદયમાંજ રહી શકે છે.

૮. શોક એવી વસ્તુ છે કે જો તે અમુક જગ્યાએ હોય, તો તે બીજી વસ્તુને પોતાની સાથે રહેવા દેશે નહિ.

૯. દીનતાદ્વારા મનુષ્યને જે ધૈર્ય અને તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય છે, તે બેઉ શ્રેષ્ઠ પ્રકારનાં હોય છે.

૧૦. જો ઈશ્વરના કોઇ ખાસ માણસ હોય તો તે એકલા ઋષિઓજ હોવા જોઇએ.

૧૧. ઈશ્વરપરાયણ લોકો એવા હોય છે કે, તેમને ઈશ્વરની સાથે સામેલ કરીને ન જોઇએ તો તેઓને ઓળખી શકાય નહિ અને ઈશ્વરનું સન્માન કર્યા વગર તેમનું એકલાનું સન્માન પણ કરી શકાય નહિ.

૧૨. જેને સ્વાધીનતારૂપી અન્નનો સ્વાદ ચાખવો હોય, તેણે પોતાના અંતરને વિશુદ્ધ કરી રાખવું જોઇએ.*

---

* વિદેશીઓ પાસે સ્વરાજ મળવાની દુરાશામાં ડૂબી રહેલાઓ આ મહર્ષિના ઉપદેશને અનુસરીને પ્રથમ તો પોતા પર, ઘર–કુટુંબ

૧૩. લોકો પોતાને સલામ કરે એવી મનમાં ઇચ્છા ન રાખતાં તમારે સૌને સલામ કરતા રહેવું.

૧૪. જે માણુસ ઈશ્વરની સાથે વિશુદ્ધ આચરણુ રાખે છે, તેને લોકોના સહવાસમાં રહેતાં મનમાં ભય લાગે છે.

૧૫. કૃપણુતાના ભણી લક્ષ પરોવ્યાથી મન કઠિન થઇ જાય છે.

૧૬. હું એવા કોઇ પણુ માણુસની સાથે રહેતો નથી, તેમ એવા કોઇ પણુ માણુસને મારી સાથે રહેવા દેતો નથી, કે જેનાથી છૂટા પડતી વખતે મારા મનમાં એવો વિચાર ન આવે કે, અમે બેઉ સાથે ન રહીએ તેમાંજ અમારું બેઉનું કલ્યાણુ હતું.

૧૭. જ્યાંસુધી તમારો દુશ્મન તમારાથી નિર્ભય ન થઈ જાય, ત્યાંસુધી તમે પૂર્ણુતાને પામ્યા કહેવાઓ નહિ.

૧૮. તમે ઈશ્વરના ઉપર નિર્ભયતા રાખ્યા પછી તે તમારા સંબંધમાં જે કાંઇ કરશે, તેનાથી તમે સંતોષ પામતા રહેશો.

૧૯. નિર્મળ હ્રદય સહિત ઈશ્વરની સાથે જે સ્થિતિ કરે તેને સાધુ જાણુવો.



પર અને નાતજાત પર તથા દેશવાસીઓ ઉપર ચઢી બેઠેલાં આંતરિક અજ્ઞાન અને અવગુણુ–અનીતિના સામ્રાજ્યને ઉથલાવી નાખે નહિ અને પોતાનાં અને ઓળખીતાઓનાં કળિયુગી શરીરોને બદલે મહર્ષિ-ઓ અને મહાવીરોનાં ગુણુગાન કરે–કરાવે નહિ અને ચરિત્રો વાંચે–વંચાવે, આચરે–આચરાવે નહિ, ત્યાંસુધી દેશમાં ઉત્તમ ધર્મનીતિમય આત્માઓને આકર્ષવાનું અને પરાધીનતામાંથી છૂટવાનું મુશ્કેલજ રહેશે. જેઓ માત્ર બાહ્ય પદાર્થોમાંજ બધું આવી રહેલું જોઇ શકે છે, એવા ટૂંકી દષ્ટિવાળા અગ્રેસરોની સભાબાજીઓ અને કલમબાજીઓમાંથીજ પ્રથમ તો છૂટવાની જરુર છે. —ખરાબ ભિક્ષુ અખંડાનંદ



# ५९–महातपस्वी महम्मद एब्न सम्माक

તાપસવર મહમ્મદ એબ્ન સમ્માક (સમ્માકના પુત્ર મહમ્મદ) પરમ વૈરાગ્યવાન, મહાન સાધક, કુરાનના વ્યાખ્યાતા, મુસ્લિમ સમાજના નેતા, આશ્રયદાતા અને જગન્માન્ય સાધુપુરુષ હતા. તેઓ બધો વખત આચાર્યનું કામ કરતા હતા અને સૌના સન્માનને પાત્ર થતા હતા. તેમનાં વચન અમૃત જેવાં મીઠાં અને સાંભળનારના મનના સંતાપનું હરણ કરે એવાં સુશીતલ હતાં. સદુપદેશ દેનારા અતિ પ્રસિદ્ધ ધર્મવ્યાખ્યાતાઓમાંના તે એક હતા. તેમનાં હૃદયસ્પર્શી વચનો સાંભળીને તપસ્વી મારૂફ ગોરખીનું હૃદયદ્વાર ઊઘડી ગયું હતું.બગદાદના ખલીફા હારૂન–અલ્–રશીદ તેમને અતિશય માન આપતા હતા. તે કહેતા કે, " હે વિશ્વાસીઓના (મુસલમાનોના) નેતા, તમારો જય થાઓ ! "

સાધુ અહમદ હવારી તેમને વિષે કહે છે કે, " એક વાર એબ્ન સમ્માક માંદા થયા હતા, તેમના રોગની પરીક્ષા કરાવવાને સારુ તેમનો પેશાબ જે હકીમની પાસે હું લઇ જતો હતો, તે અગ્નિપૂજક હતો. રસ્તામાં મને એક વૃદ્ધ માણસનો મેળાપ થયો, તેણે અંગે નવાં, કોરાં વસ્ત્ર પહેર્યાં હતાં, તેના શરીરમાંથી સુગંધ અને પવિત્રતા ઝરતાં હતાં, તેની અંગકાંતિ દેદીપ્યમાન હતી. તેણે મને પૂછ્યું: ' કેમ ? કયાં જાઓ છો ? ' મેં તેને બધી વાત કહી, ત્યારે તે વૃદ્ધ સજ્જને ઈશ્વરના પવિત્ર નામનો ઉચ્ચાર કરીને મને કહ્યું: ' તમે એક ઈશ્વરપ્રેમીને સારુ એક અન્યની સહાયતા લેવા જાઓ છો ? તમે સમ્માકની પાસે પાછા જાઓ અને તેમને કહો કે, તમારા શરીરના જે ભાગ ઉપર વેદના થતી હોય તે ભાગ ઉપર હાથ રાખીને 'નઉજ વેલ્લાહે' ઇત્યાદિ મંત્રનો પાઠ કરજો.' હું તો પાછો મહર્ષિ સમ્માકની પાસે ગયો અને તેમને બધી વાત કરી તેમણે તે પ્રમાણે કર્યું એટલે તરતજ તેમની બધી પીડા શમી ગઇ."

મહમ્મદ એબ્ન સમ્માકે આજીવન બ્રહ્મચર્યવ્રતનું પાલન

કર્યું હતું. મરતી વખતે તે એવું બોલ્યા હતા કે, "હે પ્રભો! હે પરમેશ્વર! હું જે વખતે પાપાચરણ કરવા તરફ ઢળેલો હતો, તે વખતે પણ તમારા અનુગત સાધકોના પ્રતિ હું શ્રદ્ધાવાન હતો, તેને તમે મારાં પાપોનું પ્રાયશ્ચિત્ત માની લેજો."

## ઉપદેશવચન

૧. પૂર્વે એવા એવા લોકો હતા કે, જેમને મહાન ઔષધ સમાન કહીએ તો પણ ચાલે; જેમના સંસર્ગથીજ લોકોને આરોગ્યની પ્રાપ્તિ થઇ જતી. અત્યારે તો જે જે રોગો આપણને લાગુ પડ્યા છે, તેનો કોઇ ઇલાજજ નથી. એટલા માટે સારામાં સારો ઉપાય એ છે કે, તમારે ઇશ્વરની સાથે પ્રેમસંબંધ જોડવો અને તેના ગ્રંથને તમારા જીવનનો સાથી બનાવી દેવો.

૨. કોઇ પણ માણસના કરતાં પોતે શ્રેષ્ઠ છીએ એવો દાવો ન કરવો એનું નામ વિનય.

૩. આપણે પોતાને ગળે જે સાંકળો બાંધી રાખી છે અને પગે જે બેડીઓ જકડી રાખી છે, તેમને દૂર કરી દઇએ એટલે મુક્ત થઇ જવાય.

૪. એક સમય એવો હતો કે, ઉપદેશ દેનારને માટે ઉપદેશ દેવાનું કામ અઘરું ગણાતું હતું; આજે ઉપદેશ દેવાનું કામ સહેલું ગણાય છે, પરંતુ તે પ્રમાણે કાર્ય કરવાનું કામ તેટલુંજ અઘરું ગણાય છે. પહેલાં ઉપદેશ દેનારાઓ થોડા હતા, આજે કાર્ય કરનારાઓ થોડા થઇ ગયા છે.





# ६०–महातपस्वी महम्मद एब्न आस्लम तुसी

મહર્ષિ મહમ્મદ એબ્ન આસ્લમ અર્થાત્ આસ્લમના પુત્ર ધર્મસંપત્તિ વડે મહાસંપત્તિશાળી ને ધર્મવિધિના તેજ વડે સૂર્ય જેવા તેજસ્વી મહાપુરુષ હતા. તેઓ સંપૂર્ણ રીતે નિર્મળ અને સમુજ્જવલ જીવન પ્રાપ્ત કરીને અંતે પુણ્યધામના અધિવાસી થયા હતા. એબ્ન આસ્લમની સાથે સરખાણી કરી શકાય એવી એક પણ વ્યક્તિ તેમના જમાનામાં હતી નહિ, તેથી કરીને એક અદ્વિતીય પુરુષ તરીકે અને મુસ્લિમ–સમાજના નેતા તરીકે તેમની સર્વત્ર ગણના થતી હતી. લોકોએ તેમને "લેસાનોર્ રસૂલ" (પયગંબરની વાણી) અને "શોહનેય ખુરાસાન" (ખુરાસાન દેશની શાંતિના સંરક્ષક) એવાં નામ આપ્યાં હતાં. ખુરાસાન દેશમાં તુસ નામનું એક શહેર છે, ત્યાં તેમનું નિવાસસ્થાન હતું. શરિયતમાં બતાવેલા નિયમોનું યથાવત્ પાલન કરવામાં તેમની બરોબરી કરી શકે એવો એક પણ પુરુષ તે વખતના ઇસ્લામી સંસારમાં હતો નહિ, અથવા શરિયત શું કરવાની આજ્ઞા કરે છે અને શું કરવાનો નિષેધ કરે છે, તે શાસ્ત્રમાં જોવાને બદલે તેમનાં આચરણ જોઇને વધારે સારી રીતે સમજી શકાય એવા તે જીવંત શાસ્ત્ર જેવા હતા. એક વાર તે મુસા રેજાના પુત્ર ઇમામ અલીની સાથે નેશાપુર ગયા હતા. જાહરિયા હન્તલિનો પુત્ર ઇસહાક તેમના ઊંટની લગામ ખેંચીને હાંકતો હતો અને પોતે શરીરે એક કામળો, માથે તેવાજ એક જાતના ચામડાની ટોપી અને ખાંધે પુસ્તકોથી ભરેલી એક થેલી લઇને ઊંટ ઉપર સવાર થયા હતા; એવી હાલતમાં મહમ્મદ એબ્ન આસ્લમ નેશાપુર શહેરમાં આવી પહોંચ્યા. તેમનું આવું સ્વરૂપ જોઇને લોકોની આંખોમાં આંસુ આવી ગયાં અને તે કહેવા લાગ્યા કે, "અમે તમને આવા વેશમાં જોઇ શકતા નથી." તેઓ ઉપદેશક તરીકે જાણીતા તો હતાજ, તેથી તેમનો ઉપદેશ સાંભ-

ળવાને તરતજ કેટલાક શ્રોતાઓ ભેગા થઇ ગયા. તેમના જીવનની પવિત્ર અસરથી પચાસ હજાર દુરાચરણી લોકો પાપમાર્ગેથી પાછા વળીને ધર્મને રસ્તે ચડી ગયા.

મહમ્મદ એબ્ન આસ્લમે બે વરસ કેદખાનામાં એક કેદી તરીકે વ્યતીત કર્યાં હતાં. તેમને એવો હુકમ કરવામાં આવ્યો હતો કે, "બોલો, કુરાન એ અનિત્ય અને સૃષ્ટ વસ્તુ છે." તેઓ આવો એકરાર કરવાની સાફ ના પાડતા. દર શુક્રવારે સ્નાન કરીને ખાંધે નમાજ પઢવાનું આસન લઇને તેઓ કેદખાનાના દરવાજા આગળ જઇને ઊભા રહેતા અને જ્યારે કેદખાનાના અમલદારો તેમને બહાર જવા દેતા નહિ, ત્યારે તે પોતાની જગ્યાએ પાછા જતા અને કહેતા કે, "હે ખુદા! મારું જે કર્તવ્ય હતું તે તો હું કરી ચૂક્યો છું, હવે તારું કર્તવ્ય શું છે,તે તો તારે જાણવાનું રહ્યું." બે વરસ પછી તેમને કેદખાનામાંથી મુક્ત કરવામાં આવ્યા ત્યારપછી નેશાપુરનો બાદશાહ અબદુલ્લા એબ્ન તાહેર તેમના ગામમાં આવ્યો. શહેરના લોકો બાદશાહનું સન્માન કરવાને મોટી સંખ્યામાં એકત્ર થયા હતા. બાદશાહને સલામ કરવાને માટે ત્રણ ત્રણ દિવસ સુધી શહેરના લોકો એક પછી એક આવ્યેજ ગયા. ત્રણ દિવસ પૂરા થયા પછી બાદશાહે પૂછ્યું: "મારા ઓળખીતાઓમાંથી મને સલામ કરવા ન આવ્યો હોય એવો કોઇ બાકી રહી ગયો છે?" દરબારીઓએ કહ્યું: "હા, બે જણ આવ્યા નથી. એક તો અહમદ હર્બ અને બીજા મહમ્મદ એબ્ન આસ્લમ તુસી." ત્યારે બાદશાહ અબ્દુલ્લાએ તેમને પૂછ્યું: "તેઓ શા કારણસર નથી આવ્યા?" દરબારમાં બેઠેલા લોકોએ કહ્યું: "તેઓ બેઉ જણ ઈશ્વરનું તત્ત્વ જાણનારા જ્ઞાની પુરુષો છે, તેઓ રાજાને સલામ કરવાને જતા નથી." ત્યારે અબદુલ્લા બોલ્યો: "તેઓ જ્યારે મને સલામ કરવા ન આવ્યા, ત્યારે મારેજ તેમને સલામ કરવા જવું પડશે." તે પછી બાદશાહ સૌથી પ્રથમ તો અહમદ હર્બને ઘેર ગયો. કોઇએ જઇને મહર્ષિ અહમદને ખબર કરી કે, બાદશાહ તમને મળવા આવ્યા છે," ત્યારે તે બોલ્યા: "હવે બાદશાહની મુલાકાતમાંથી બચી જવાય એવો કોઇ ઉપાય તો રહ્યોજ નથી." પછી જ્યારે બાદશાહ તેમની પાસે આવીને ઊભો રહ્યો ત્યારે તે નીચું મોઢું કરીને બેસી રહ્યા. ઘણી વાર સુધી આમ ને આમ નીચે મોઢે બેસી રહ્યા પછી તેમણે ઊંચું મોઢું કરીને બાદ-

શાહ તરફ એક દૃષ્ટિપાત કરીને કહ્યું: "તમે ઘણા સ્વરૂપવાન છો એવું મારા સાંભળવામાં આવ્યું હતું. અત્યારે હું જોઈ શકું છું કે, ખરેખર તમારું વદન ઘણું સુંદરજ છે. હવે આ તમારી સુંદર મુખકાંતિને પાપ અને ઈશ્વરના આદેશથી વિરુદ્ધ આચરણ કરીને ઝાંખી અને કુરૂપ કરી દેશો મા." ત્યાંથી ઊઠીને બાદશાહ અબ્દુલ્લા મહમ્મદ એબ્ન આસ્લમનું દર્શન કરવાને સારુ તેમના ઘરના બારણા આગળ આવીને ઊભો રહ્યો, પણ મહર્ષિ મહમ્મદે તેને પોતાની પાસે આવવાની રજા ન આપી. મહર્ષિના બારણા આગળજ અબદુલ્લા ઘોડા ઉપર બેઠો ને બેઠોજ રહ્યો અને મનમાં એવો વિચાર કરવા લાગ્યો કે, 'હમણાં નહિ તો આખરે નમાજ પઢવાનો વખત થશે ત્યારે તો મહર્ષિ બહાર નીકળશે તે વખતે તેમનું દર્શન કરી લઇશ.' તે દહાડે શુક્રવાર હતો. મહમ્મદ એબ્ન આસ્લમ નમાજનો વખત થતાં બહાર આવ્યા. અબદુલ્લા તેમને જોઇને તરતજ ઘોડા ઉપરથી ઊતરી પડયો અને તેમને પગે ચુંબન કરીને કહેવા લાગ્યો: "હે ખુદા ! હું પાપી છું, તેથી આ મહાત્મા મને શત્રુવત્ જુએ છે; તે સાધુપુરુષ છે, તેમના પ્રતિ મને પ્રેમ અને શ્રદ્ધા છે; તેટલા માટે હે ખુદા ! તું હવે તારી પોતાનીજ કૃપાના પ્રભાવ વડે મારા જેવા દુરાચરણી અસાધુને સદાચરણી બનાવી દેજે." ત્યાર પછી મહમ્મદ એબ્ન આસ્લમ તો ત્યાંથી ચાલ્યા ચાલ્યા મસ્જિદમાં ગયા અને ઈશ્વરના ભાવમાં નિમગ્ન થઇને ત્યાં ઘણા વખત સુધી બેસી રહ્યા.

મહર્ષિ મહમ્મદના ઘરના બારણા આગળ થઇને એક નહેર વહી જતી હતી. તેમને નહેરનું વહેતું પાણી વાપરવાનું ગમતું પણ હતું, તોપણ એ નહેર તો સાર્વજનિક હોવાથી તેના ઉપર લોકોનો અધિકાર છે, મારો તેના પાણી ઉપર કશો હક નથી; આવું તેમને લાગવાથી ઘણા વખત સુધી તેમણે તે નહેરમાંથી એક સુરાહી પણ કદી ભરી લીધી નહિ; આખરે જ્યારે તેમને નહેરનું પાણી લેવાની ઘણીજ ઇચ્છા થઇ, ત્યારે એક સુરાહી ભરીને તેમાં કૂવાનું પાણી રેડાવ્યા પછી તેમાંથી તેટલુંજ પાણી ભરી લીધું. ત્યાર પછી તો તે નેશાપુર રહેવાને ચાલ્યા ગયા. તેમણે આજીવન બ્રહ્મચર્યવ્રતનું પાલન કર્યું હતું.

એકવાર મહર્ષિ મહમ્મદની પાસે એક યહૂદી આવીને તેમને કહેવા લાગ્યો કે, "તમારી આગળ મારું થોડુંક લેણું નીકળે છે,

તેને ચૂકતે કરી આપો." તેમણે કહ્યું: "મારી પાસે તો હાલમાં કાંઇજ નથી." આવું કહીને તેમણે એક બરુની કલમ તે યહૂદીને આપી દીધી અને યહૂદીએ તેને લીધી એટલે તેજ ઘડીએ, દંતકથામાં કહેવાય છે તે પ્રમાણે, તે કલમ સોનાની બની ગઇ.

× × × × ×

અબુ અલી નામનો કોઇ ધર્મસાધક સભાની આગળ ઉપદેશ દેતો હતો. તે સભામાં કોઇ દેશપ્રસિદ્ધ ઇમામ પણ બેઠેલા હતા. તેમણે અબુ અલીને પ્રશ્ન પૂછ્યો કે, "ઓલ્માય વારસતોલ્ અંબિયા (પયગંબરના ઉત્તરાધિકારી પંડિતો) એવું જે કહેવાય છે, તે વાક્ય દ્વારા કયા સંપ્રદાયના પંડિતોનું સૂચન થાય છે?" અબુ અલી બોલ્યા: "આ સવાલ પૂછનાર પંડિતનું નહિ, જેને સવાલ પૂછવામાં આવ્યો છે તે પંડિતનું પણ નહિ; પરંતુ આ વાક્ય દ્વારા જેનું સૂચન થાય છે, તે પંડિતસમાજમાંના એક આ મકાનના બારણા આગળજ સૂઇ રહ્યા છે." અબુ અલીનો જવાબ મહમ્મદ એબ્ન આસ્લમને લાગુ પડતો હતો.

મહર્ષિ મહમ્મદ એકવાર નેશાપુરમાં માંદા પડ્યા. તેમના એક પાડોશીએ સ્વપ્નમાં એવું દીઠું કે, જાણે મહર્ષિ મહમ્મદ એવું કહેતા હોય કે, "ખુદાને શુક્ર અદા કરો, મારી પીડામાંથી મારો છુટકારો થઇ ગયો છે." તે માણસ જેવો જાગ્યો તેવોજ આ સમાચાર કહેવાને સારુ મહર્ષિને ઘેર ગયો અને ત્યાં જઇને તેણે દીઠું તો મહર્ષિ દેવલોક સિધાવી ગયા હતા. તેમણે મરતી વખતે જે ખિર્કો પહેર્યો હતો તેની સાથેજ તેમને દાટવામાં આવ્યા. જે ચટાઇ ઉપર તેઓ રોજ બેસતા હતા, તેના ઉપરજ તેમને કબરમાં સુવાડ્યા. એક ઘરડી ડોશીએ આ બધું અગાશી ઉપર ઊભાં ઊભાં જોઇને કહ્યું: "મહમ્મદ એબ્ન આસ્લમ તુસી સ્વર્ગમાં ગયા અને પોતાની બધી વસ્તુઓ પણ સાથે લેતા ગયા. સંસાર તેમને કદી છેતરી શક્યોજ નથી."





# ૬૧–મહાતપસ્વી અબુ અબદુલ્લા જ્વન્ના

મહાતપસ્વી, સંતશિરોમણિ અબુ અબદુલ્લા જવન્ના ધર્મને પંથે વિચરનારા યાત્રાળુઓના નેતા, વ્રતધારી લોકોના આશ્રયદાતા, દિવ્ય જીવનના ઉત્તમ આદર્શરૂપ, સત્યનિકેતનના જાગ્રત ચોકીદાર અને પોતાના પુણ્યની પ્રભા વડે સૂર્ય સમાન તેજસ્વી હતા. તેમની ગણના તુર્કસ્તાનના પ્રાચીન મહર્ષિઓ અને ઉચ્ચ કોટિના સંતોમાં થાય છે. સાધુઓનાં મંડળોમાં પણ તેમનું ઘણું સન્માન થતું. નિગૂઢ તત્ત્વકથાઓને વિષે વ્યાખ્યાન કરવાની તેમની કુશળતા, તેમનાં વ્યાખ્યાનોનો મનોહર વાગ્વૈભવ, તેમની સુમધુર શબ્દાવલિ એવી કેટલીએક વિશેષતાઓને લીધે તેમનું નામ સર્વત્ર સુવિખ્યાત હતું. તેમના સુગભીર ભાવ અને તેમની ગૂઢ તત્ત્વદર્શિતા જોઈને લોકો તેમને એક અસાધારણ કોટિના પુરુષ તરીકે માનતા હતા. મહર્ષિ જોલ્નુન અને અબુ તુરાબનાં તેમણે દર્શન કર્યાં હતાં અને મહર્ષિ જવનિદ નૂરીના સહવાસમાં તો તેઓ અમુક વખત સુધી રહ્યા પણ હતા.

દમસ્ક અબુ ઓમર કહે છે કે, "મેં તાપસવર અબુ અબદુલ્લાને મોઢેથી એવું સાંભળ્યું છે કે, 'હું જ્યારે નાનો હતો ત્યારે મેં મારાં માબાપને એવું કહ્યું કે, 'તમે મને ખુદાની સેવા કરવાને સારુ ખુદાના હાથમાં સોંપી દો.' તેમણે કહ્યું: "બહુ સારુ, તને આજથીજ અમે ખુદાને સમર્પિત કરી દઇએ છીએ.' ત્યાર પછી મેં તેમની રજા લઇને ઘર છોડયું. અમુક સમય વીત્યા પછી હું મારા ઘર તરફ પાછો ફર્યો અને ઘર આગળ આવીને મેં મારા ઘરનું બારણું ખખડાવ્યું. અંદરથી મારાં માબાપે પૂછ્યું: 'કોણ છે એ?' મેં કહ્યું, 'હું તમારો પુત્ર પાછો ઘેર આવ્યો છું.' તેઓ બોલ્યાં, 'અમારે તો એકજ છોકરો હતો, તેને તો અમે ખુદાના હાથમાં સોંપી દીધો છે, ખુદાને આપી દીધેલો છોકરો અમારાથી પાછો લેવાય નહિ.' મારાં માબાપે ઘરનું બારણું ઉઘાડયું નહિ અને

મને અંદર આવવા દીધો નહિ."

× × × ×

"તારી આંખો જેવાંતેવાં દશ્ય જોવાને લલચાય છે એ તો શયતાને તારા ઉપર પાથરેલી મોહજાળનું પરિણામ છે. જે કાંઈ નજરે પડે તેમાંથી ઉપદેશ ગ્રહણ કરવાના ઉદ્દેશથી તું તારી આંખોનો ઉપયોગ કરતો નથી. ઉપદેશ ગ્રહણ કરવાની દૃષ્ટિથી જોતાં આવડે તો આ બ્રહ્માંડમાં એવાં એવાં આશ્ચર્યકારક દશ્યો ભર્યાં પડ્યાં છે કે, કાંઇ કહેવાની વાતજ નહિ! પણ અત્યારે તારી આંખો જે અનુચિત અને અશુભ કાર્ય કરી રહી છે, તેની યોગ્ય સજા તને થોડીવારમાંજ મળી જશે." આવું કહીને જવનિદ તો ચાલ્યા ગયા, પણ ત્યાર પછી કુરાનની જેટલી આયતો (મંત્રો) મને યાદ હતી તે બધી હું તત્ક્ષણ ભૂલી ગયો. તે પછી ઘણાં વરસ સુધી ઈશ્વરની આગળ તેની પુનઃ કૃપાને માટે પ્રાર્થનાઓ કરી, ખૂબ પશ્ચાત્તાપસહિત રડી રડીને કાલાવાલા કર્યા ત્યારે તેમણે મારા ઉપર કૃપા કરીને મને કુરાનનું સ્મરણ કરાવી દીધું. હવે કોઈપણ સૃષ્ટ પદાર્થ મારી દૃષ્ટિને એવી રીતે આકૃષ્ટ કરી શકતો નથી અને એવી વસ્તુઓના પ્રતિ અનુરાગસહિત જોઇને મારો સમય નષ્ટ કરવાનું પણ મારે માટે હવે અસંભવિત થઇ ગયું છે."

મહર્ષિ અબુ અબદુલ્લાને કોઇએ દીનતાને વિષે પ્રશ્ન પૂછ્યો, ત્યારે તે પ્રશ્ન સાંભળતાં વારનેજ તે ઊઠીને બહાર જતા રહ્યા અને થોડી વાર પછી પાછા આવીને પોતાની જગ્યાએ બેઠા. લોકોએ તેમને પૂછ્યું કે, "આ કેવું વિચિત્ર કહેવાય? એક જણ તમને દીનતાના સંબંધમાં સવાલ પૂછે છે, ત્યારે તમે તેને જવાબ આપવાને બદલે ઊઠીને બહાર ચાલ્યા જાઓ છો, એનો શો અર્થ?" ત્યારે મહર્ષિ બોલ્યા: "મારા હાથમાં તે વખતે ચોવીસ રતી જેટલું રૂપું હતું. તે મારી પાસે હોય અને હું દીનતાની વ્યાખ્યા કરું તે મને યોગ્ય ન લાગવાથી હું બહાર જઇને તેનું દાન કરી આવ્યો અને હવે તમારે દીનતા એટલે શું તે જો જાણવું હોય તો હું તમને કહેવાને તૈયાર છું. મારી પાસે રૂપું હતું તેથી મને દીનતાને વિષે બોલતાં શરમ આવતી હતી." ત્યાર પછી તેમણે પોતાના જીવનને લગતો એક પ્રસંગ કહી સંભળાવ્યો. તેમણે કહ્યું: "હું એક વાર મદીના જવા નીકળ્યો હતો. રસ્તામાં ભૂખ અને શ્રમનું અતિશય કષ્ટ વેઠીને હું જ્યારે ત્યાં પહોંચ્યો ત્યારે હજરત

મહમ્મદ પયગંબર ( સલ૦ )ની કબર પાસે ઊભા રહીને મેં તેમની પ્રાર્થના કરી કે, 'હું તો તમારોજ પરોણો છું એવું સમજી લેજો.' પછી જ્યારે હું ઊંઘી ગયો ત્યારે સ્વપ્નમાં મેં એવું દીઠું કે, કોઇ મારા હાથમાં એક રોટલો મૂકી ગયું. તેમાંનો અડધો તો મેં સ્વપ્નમાં ખાધો અને જ્યારે હું જાગ્યો ત્યારે ( દંતકથામાં કહેવાય છે તે પ્રમાણે ) બાકીનો અડધો રોટલો મારા હાથમાંજ હતો. લોકોએ મને પૂછ્યું કે, 'માણુસ યથાર્થ રીતે પોતાને દીન કહેવડાવવાને ક્યારે યોગ્ય થાય?' મેં કહ્યું: 'જ્યારે તેના હાથમાં કાંઇ કરતાં કાંઇજ ન હોય ત્યારે.'"

મહર્ષિ અબુ અબદુલ્લા છેક છેલ્લી ઘડીએ હસ્યા હતા અને તેમનો પ્રાણ ગયા પછી પણ તેમનું મોઢું તો હસતું ને હસતુંજ રહી ગયું હતું. તે જોઇને તેમની સારવાર કરનાર હકીમે કહ્યું કે, "હજી એ જીવતા છે." પછી તેમનો શ્વાસ બંધ થઇ ગયેલો માલૂમ પડ્યો ત્યારે સૌની ખાતરી થઇ કે, મહર્ષિ પરલોક સિધાવીજ ગયા છે.

## ઉપદેશવચન

૧. માણુસનાં પાપપુણ્યની નોંધ રાખનાર ફિરસ્તો જ્યારે લાગલાગટ વીસ દહાડા સુધી કોઇ માણુસનાં પાપની નોંધ કરી શકે નહિ, ત્યારે જાણવું કે તેના હૃદયનું પરિવર્તન થઇ ચૂક્યું છે.

૨. જેને લોકોની સ્તુતિ અને નિંદા બરાબર એકસરખાંજ દેખાય, તેનેજ વૈરાગ્યવાન પુરુષ માનવો. જે માણુસ શરૂઆતથીજ શાસ્ત્રવિહિત સાધનાઓમાં સ્થિતિ કરી શકે તેને સાધક જાણવો. તમામ ક્રિયાઓ એક માત્ર ઈશ્વરદ્વારાજ થયા કરે છે, એવો જેને અનુભવ થતો હોય, તેનું નામ એકેશ્વરવાદી. જે સંસારને નશ્વરજ જુએ તેણેજ વૈરાગ્યનો આશ્રય લીધો છે એમ જાણવું. એ વૈરાગ્યની સહાયતાથી તેની દૃષ્ટિએ આખો સંસાર તદ્દન નિકૃષ્ટ દેખાવા માંડશે અને એમ કરતાં તેના અંતરનો સંસાર સાથેનો સંબંધ સહેલાઇથી તૂટી જશે.

૩. તત્ત્વજ્ઞ પુરુષે ઉચ્ચ અભિલાષા ધારણ કરવી જરૂરની છે અને તેની સાથે તેણે ઈશ્વરની સાથે અવિચ્છિન્ન સંબંધ જોડી રાખવો જોઇએ.

૪. જેના મનમાં ઈશ્વરનો મુદ્દલે ભય નથી, તે ભલે સંસારત્યાગી સાધક હોય, તોપણ તે શાસ્ત્રનિષિદ્ધ વસ્તુઓનો ભોગ કર્યા વિના રહેજ નહિ. તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ કરવાને સારુ ઈશ્વરના ભયની અને કૃતજ્ઞતાની જરૂર છે. સન્માનપ્રાપ્તિને સારુ વિનય અને કૃતજ્ઞતા જરૂરનાં છે અને વિપત્તિમાં ધૈર્ય ધારણ કરી શકાય તે સારુ કૃતજ્ઞતા (ઈશ્વર પ્રતિ) આવશ્યક છે.

૫. જેઓ શોક અને સંતાપથી નિર્ભય થઇ ગયા છે, તેઓજ સાચા ધર્મભીરુ છે.

૬. જે પોતાના આપબળે ઉન્નત થવા જાય છે, તે પોતે હાલ જ્યાં છે ત્યાંથી પણ નીચે ગબડી પડશે; જે નીચે નમશે, તેજ પોતાની નમ્ર પદવી ઉપર સ્થિર થઇને ઊભો રહી શકશે.

૭. તમે જેટલી ઉપજીવિકા પેદા કરવાની ચેષ્ટા કરો છો, તેટલા તમે ઈશ્વરથી દૂરના દૂર જતા રહો છો અને લોકો ઉપર પણ તેટલાજ પ્રમાણમાં આધાર રાખતા થઇ જાઓ છો.





# ६२–महातपस्वी अबु महम्मद रविम

તપસ્વીઓમાં શ્રેષ્ઠ એવા મહાતપસ્વી અબુ મહમ્મદ રવિમ મહાતત્ત્વજ્ઞાની, સ્વર્ગીય સંપત્તિ વડે સંપત્તિમાન, ઈશ્વરના ચિહ્નધારી મહાસાધક, સાધુસમાજમાં શ્રેષ્ઠ અને પોતાના તપના તેજવડે સૂર્ય સમાન દેદીપ્યમાન મહાપુરુષ હતા. સુપ્રસિદ્ધ તપસ્વીઓ અને મુનિઓમાં તેમની પણ ગણના થાય છે અને આખા ઇસ્લામી સમાજમાં તેઓ બધે એકસરખી રીતે આદરણીય ગણાય છે. તેમના નેતૃત્વના પ્રભાવદ્વારા નાના પ્રકારના મતમતાન્તરોવાળા લોકોમાં ઐક્યની સ્થાપના થવા પામી હતી. મહર્ષિ જવનિદની સાથે તેમને નિગૂઢ આધ્યાત્મિક પ્રેમસંબંધ હતો. દાઊદના પ્રવર્તાવેલા ધર્મશાસ્ત્રના તેઓ એક મહાપંડિત તરીકે પ્રસિદ્ધ થયા હતા. કુરાન ઉપર વ્યાખ્યાન કરવામાં તથા બીજી નાના પ્રકારની વિદ્યાઓમાં તેમની પારદર્શિતા પંકાયેલી હતી. મહાપંડિત તરીકે તેમનો સર્વત્ર સ્વીકાર થતો હતો. તેઓ અનેક સદ્‌ગુણોના રત્નાકર, અતિશય પ્રભાવશાળી અને ઉચ્ચ અભિલાષાવાળા પુરુષ હતા. તેમણે અનેક કઠોર સાધનાઓમાં પોતાના જીવનને તપાવીને ખૂબ શુદ્ધ અને ઉન્નત બનાવ્યું હતું. અનેક ઉત્તમ ગ્રંથોની રચનાદ્વારા તેઓ પોતાના પાંડિત્યનો પરિચય કરાવી ગયા છે. તેમણે અનેક તીર્થોની યાત્રા ફક્ત એક ઈશ્વર ઉપર સંપૂર્ણ રીતે નિર્ભર રહીને કરી હતી. મહર્ષિ રવિમ કહે છે કે, “વીસ વરસ સુધી મને કશું ખાવાનો વિચાર જ આવ્યો નથી. એક દહાડો બગદાદ શહેરના એક ભાગમાં થઈને હું જતો હતો, એવામાં મને અતિશય તરસ લાગી, તેથી મેં કોઈ ગૃહસ્થના ઘરમાં જઈને પાણી માગ્યું. તે ઘરમાંથી એક નાનો છોકરો આવીને મને પાણીની એક સુરાહી આપી ગયો અને કહેવા લાગ્યોઃ ‘ જુઓ, જુઓ, આ વ્રતધારી અને સંન્યાસધર્મનું પાલન કરવાનો દાવો કરનાર સાધુ દહાડે પાણી પીએ છે.’ આવું મહેણું ખાધા પછી મેં કોઈ દહાડો દિવસના પાણી પીધું નથી.”

એક વાર મહર્ષિ રવિમની પાસે સાધુ અબદુલ્લા ખફિફ ઉપદેશ લેવાને આવ્યા. તેમને તેમણે કહ્યું: "આ સાધનમાર્ગ ઉપર જીવન સમર્પણ કરી દેવું એ કાંઇ સહેલ નથી. જો તમારે એ રીતે તમારું જીવન સમર્પણ કરવુંજ હોય, તો તમારે સૂફીઓના કોઇ પણ બાહ્યકર્મના આડંબરમાં ફસાઇ પડવું નહિ."

મહર્ષિ રવિમ તેમની ઉત્તરાવસ્થામાં બીજા સંસારી લોકોના જેવા બની જઇને પોતાને ગુપ્ત રાખવાની ચેષ્ટા કરતા હતા. જ્યારે પોતે કાજીના પદ ઉપર આરૂઢ હતા તે વખતે તેમણે પોતાની કર્તવ્યપરાયણતા વડે ખલીફાનો વિશ્વાસ પ્રાપ્ત કરી લીધો હતો. લોકોનું લક્ષ્ય પોતાના ભણી ન ખેંચાય એવી રીતે બાકીનું જીવન ગાળવાની તેમની ધારણા હતી. આજ બાબતને વિષે મહર્ષિ જવનિદ કહે છે કે, "હું સંસારત્યાગી કહેવાઉં છું, છતાં હું સંસારમાં લિપ્ત છું, રવિમ સંસારમાં રહે છે અને છતાં તે સંસારત્યાગી છે."

રવિમ ઘણું કરીને બગદાદના રહેવાસી હતા. તે ક્યારે અને કેવા સંજોગોમાં દેવલોક પામ્યા, તે વિષે કશી ચોક્કસ હકીકત મળી આવતી નથી.

## ઉપદેશવચન

૧. ઈશ્વરે તમને કર્મનિપુણતા અને વાક્પટુતાની બક્ષિસ આપી છે, એ તમારું એક સૌભાગ્ય માની લેજો. જો ઈશ્વર તમારી વાક્પટુતા પાછી ખેંચી લે અને તમારી પાસે એકલી કર્મનિપુણતાજ કાયમ રહેવા દે, તોપણ તે એક સંપત્તિ છે એવું સમજજો. પણ જો તમારી કાર્યદક્ષતાને ખેંચી લઇને એકલી વાક્પટુતાનેજ કાયમ રહેવા દે, તો તેને તમારે એક આફત સમાનજ જાણવી અને જો ઈશ્વર બેઉનેજ પાછાં ખેંચી લે તો તે પણ એક વિપત્તિજ છે.

૨. જે જે લોકોની સાથે તમારે હળવુંમળવું થાય, તેઓમાં જેઓ પુણ્યાત્મા સાધુપુરુષો હોય તેમનોજ સંગ તમારે સૌના કરતાં વધારે આપત્તિરહિત જાણવો. ઘણાખરા લોકો ધર્મવિધિના બાહ્ય ભાગને અર્થાત્ ધર્મનાં છોડાંગોટલાને વળગી રહે છે, પણ જેઓ સાચા સાધુ છે, તેઓ તો સાચી સાધુતા અને કાયમની સત્યનિષ્ઠાનાજ ભૂખ્યા હોય છે. આવા સાધુસંતોની પાસે રહીને જેઓ તેમની વિરુદ્ધ આચરણ કરે, તેમના હૃદયમાંથી વિશ્વાસના પ્રકાશને ઈશ્વર પાછો ખેંચી લે છે.

૩. જ્યાંસુધી તમે મૃત્યુના પગથિયા ઉપર પગ ન મૂકો, ત્યાં સુધી તમારે પથારીમાં આરામસહિત સૂઇ રહેવું નહિ. રમત-ગમત ને મોજમજાહથી દૂર રહેવું, મનને ચાબુકના ફટકા લગાવતા રહેવું અને ધૈર્ય ધારણ કરવું.

૪. નીચે ગણાવેલાં ત્રણ લક્ષણોના ઉપર સાધુતાનો આધાર રહે છેઃ-(૧) દીનતાની સાથે પોતાનો સંબંધ જોડી રાખવો; (૨) સ્વાર્થત્યાગ અને ઉદારતાનું દૃઢ વ્રત લેવું ને (૩) લોકોનાં સન્માન અને અપમાન બેઉનો અસ્વીકાર કરવો.

૫. તેના પ્રેમને ખાતર પોતાની (ઇન્દ્રિયોની) પ્રવૃત્તિમાંથી છૂટા થઇ જવું અને તેના અંગીકારની પૂર્ણતામાં પોતાની સ્વતંત્ર ઇચ્છાશક્તિનો લય કરી દેવો એનું નામ સાચી એકાત્મતા અને તેના દ્વારાજ સંપૂર્ણ નિર્વાણની પ્રાપ્તિ થાય છે.

૬. મનુષ્યત્વનો અદૃશ્ય થાય અને તેમાં સંપૂર્ણ ઈશ્વરત્વ પ્રકટી નીકળે, ત્યારે ઈશ્વરની સાથે પૂર્ણ એકાત્મતા થઇ કહેવાય.

૭. તત્ત્વજ્ઞ સાધુઓની પાસે એક દર્પણ હોય છે, તેઓ જ્યારે તેમાં જુએ છે, ત્યારે તેમાં તેમને ઈશ્વર દેદીપ્યમાન થતા દેખાય છે.

૮. ઈશ્વર સિવાય બીજું જે કાંઇ હોય તેનાથી અને પોતાના બહિર્મુખ જીવનથી બીતા રહેવાથીજ ઈશ્વરના પ્રતિ સત્ય પ્રેમ દર્શાવી શકાય છે.

૯. જે અનિર્વચનીય માધુર્યના આસ્વાદથી એક પ્રકારના આંતરિક આનંદનો ઉદય થાય તેનું નામ પ્રેમ. પાર્થિવ પદાર્થોમાંથી મનને પાછું ખેંચી લેવું એનું નામ ઈશ્વર પ્રતિ પ્રેમ.

૧૦. પ્રેમની સહાયતા વિના ઉચ્ચ આકાંક્ષાઓ સ્થિર રહી શકતી નથી. અહંતાનો નાશ કર્યા વિના શિષ્યત્વ પણ સ્થિર રહી શકતું નથી.

૧૧. પ્રેમની પૂર્ણતા સંમિલનમાં છે; પણ એ સંમિલનની શોધમાં પ્રેમનો આદર થઇ શકે છે. વિશ્વાસ એ આધ્યાત્મિક દર્શન કરવાનું દર્પણ છે.

૧૨. સાધુ કોને કહેવો ? જે પોતાની છૂપી રાખવા જેવી બાબતોને છૂપી રાખી શકે, પોતાની (ઇન્દ્રિયોની) પ્રવૃત્તિના ઉ-પર ચોકીપહેરો રાખી શકે અને ઈશ્વરના નિયમોનું પાલન કરે, તેનું નામ સાધુ.

૧૩. જ્યાંસુધી તમારાથી બની શકે ત્યાંસુધી તમારે પ્રભુનાં કાર્યો કરતા રહેવું. એવું કરવાથીજ ઈશ્વરના પ્રતિ સાચી કૃતજ્ઞતા દર્શાવી શકાય છે.

૧૪. પ્રાયશ્ચિત્ત કર્યા પછી એકવારનું સામટું પ્રાયશ્ચિત્તજ કરી લેવું એજ સાચું પ્રાયશ્ચિત્ત અર્થાત્ જે જે માટે પ્રાયશ્ચિત્ત કર્યું હોય તે પાપ ફરીને ન થાય એજ સાચું પ્રાયશ્ચિત્ત છે.

૧૫. અંતર્યામીના મહિમાને અંતરથી નીચા નમીને વંદન કરવું એજ વિનય.

૧૬. અમુક કાર્ય કરતી વખતે તે કાર્યને લગતી કામના કાર્યથી ભિન્ન ન દેખતાં કાર્યની સાથે એકાકાર બની જાય તેનું નામ ગુપ્તકામના.

૧૭. વૈરાગ્ય કોને કહેવાય? સંસાર અતિ તુચ્છ છે એવો મનમાં અનુભવ થાય અને જ્યારે પોતાના અંતરમાં સંસારની જરા જેટલી છાયા પણ ન રહેવા પામે, ત્યારે વૈરાગ્યની સિદ્ધિ થઇ જાણવી.

૧૮. જે એક ઈશ્વર સિવાય બીજા કોઇનો કશો ભયજ ન રાખે તેને ધર્મભીરુ જાણવો.

૧૯. જો તમારા જમણા હાથ આગળ નરક–દોજખ–આણીને મૂકવામાં આવે અને તેને જમણાને બદલે ડાબા હાથ તરફ મૂકો, એટલું પણ જ્યારે તમે તમારે મોઢેથી ન કહો, ત્યારે તમે ઈશ્વરના સાચા આજ્ઞાનુવર્તી થયા કહેવાઓ.

૨૦. ઈશ્વરના આદેશને મનના સાચા આનંદસહિત માન્ય કરવા એ આજ્ઞાકારીનું લક્ષણ છે.

૨૧. જે કામ કરવું તેનો પરલોકમાં પુરસ્કાર મેળવવાની આશા ન રાખવાથી, તે કાર્ય ઉપર સાત્ત્વિકતાનો ઓપ આવી જાય છે.





# ૬૩–મહાતપસ્વી એબ્ન આતા

મહાતપસ્વી એબ્ન આતા આધ્યાત્મિક પુરુષોના અગ્રણી ઈશ્વરી તત્ત્વજ્ઞાનના ભંડાર, સ્વર્ગનિકેતનના અધિવાસી, પ્રેમરત્નાકરના સમુજ્જ્વલ રત્ન અને સાધુસમાજના નેતા હતા. તત્ત્વદર્શીઓ તેમને પોતાના અધિનાયક માનતા હતા અને એકત્વવાદીઓમાં તેમનો અભિપ્રાય પ્રામાણિક ગણાતો હતો. તેઓ નાના પ્રકારની વિદ્યાઓમાં પારંગત હતા અને અનેક પ્રકારના સદ્ગુણોમાં આદર્શ સમાન હતા. કુરાન અને તેની શાખા પ્રશાખાઓ સમાન અન્ય શાસ્ત્રોનાં તત્ત્વ અને તેમનું નિરૂપણ કરવામાં તેમના સમાન બીજો કોઇ કુશળ વ્યાખ્યાતા તે વખતે આખા ઇસ્લામી સમાજમાં હતો નહિ. તેમનાં વચનમાં એટલું માધુર્ય હતું કે, તેઓ પોતાના શ્રોતાઓનાં ચિત્તને સહેલાઇથી આકૃષ્ટ કરી શકતા હતા. તમામ વર્ગના અને તમામ સંપ્રદાયના લોકો તેમનું સન્માન કરતા હતા. મહર્ષિ અબુ અચિદ ખરોંજ એબ્ન આતાના મહિમાને સાતિશય માન્ય કરતા હતા અને ઋષિધર્માનુસાર આચરણ કરનારા સંતોમાં સૌથી શ્રેષ્ઠપદ પણ તેમનેજ આપતા હતા. એબ્ન આતા મહર્ષિ જ્વનિદના મુખ્ય શિષ્યોમાંના એક હતા.

એક વાર કેટલાક લોકો એબ્ન આતાનું દર્શન કરવાને સારુ તેમની કુટિ આગળ આવીને ઊભા રહ્યા, તે વખતે તે તો અંદર બેઠા બેઠા રડતા હતા. લોકોએ તેમની કુટિનું ભોંયતળિયું તેમનાં આંસુથી ભીનું થયેલું દીઠું. લોકોએ પૂછ્યું: "કેમ? શું છે?" ત્યારે એબ્ન આતા બોલ્યાઃ "આત્મગ્લાનિને લીધે એક પ્રકારનું ભાવાંતર થઇ ગયું અને તેથી કરીને હું રડું છું અને કુટિમાં આમતેમ આંટા માર્યા કરું છું." તેમનું દર્શન કરવા આવેલા લોકોએ પૂછ્યું: "તમને શાથી આવી આત્મગ્લાનિ થઇ?" એબ્ન આતાએ કહ્યું: "હું નાનપણમાં એક જણનું કબૂતર ચોરી ગયો હતો, તે વાત મને સાંભરી આવી. તે કબૂતરના માલિકના પ્રતિ

મારાથી જે અપરાધ થયો હતો, તેના પ્રાયશ્ચિત્ત તરીકે મેં એક હજાર પૈસા ધર્માર્થે આપી દીધા, તોપણુ હજી મારા મનને ચેન પડતું નથી. મારી ભવિષ્યમાં શી વલે થશે, તેનો મનને વિચાર આવ્યા કરે છે અને તેથી મારાથી રડી દેવાય છે.”

કોઇએ એબ્ન આતાને એવો સવાલ પૂછ્યો કે, “તમે દરરોજ કુરાનના કેટલા અધ્યાયનું પારાયણ કરો છો?” તેમણે કહ્યું: “પહેલાં તો હું દહાડો અને રાત મળીને આખા કુરાનનું પારાયણ કરી નાખતો, પણ આજકાલ કરતાં છેલ્લાં ચૌદ વરસ થયાં હું ફક્ત ‘આનૂફાલ સુરા’ સુધીજ આવ્યો છું. મારી કહેવાની મતલબ એ છે કે, પહેલાં હું કુરાનનો પાઠ કરતો તે વખતે મારો ભાવ શિથિલ હતો અને ગતિ વધારે તીવ્ર હતી.”

એબ્ન આતાને દસ દેખાવડા દીકરા હતા. તે બધાને સાથે લઇને પોતે એકવાર પરદેશની મુસાફરીએ નીકળ્યા. રસ્તામાં તેમના ઉપર લૂંટારાઓએ હુમલો કર્યો અને એબ્ન આતાના દસેદસ દીકરાઓને એક પછી એક મારી નાખવા માંડ્યા. તોપણુ તે કશું બોલ્યા નહિ અને આકાશ તરફ નજર કરીને જરા જરા હસવા લાગ્યા. એ પ્રમાણે જ્યારે લૂંટારાઓને હાથે નવ છોકરાઓ માર્યા ગયા અને દસમાનો વારો આવ્યો, ત્યારે તે છોકરાએ પોતાના પિતા તરફ જોઇને કહ્યું: “તમે કેવા નિર્દય છો? તમારું હૃદય શું પથ્થરનું છે? તમારા મોઢા આગળ તમારા નવ દીકરાઓને લૂંટારાઓએ ઝબે કરી નાખ્યા અને તોપણુ તમે કશું બોલતા નથી અને ઊલટા મોઢું મલકાવો છો!” ત્યારે તે બોલ્યા: “મારા લાડકવાયા દીકરા! જે માણુસનું જે કામ હોય તેમાં તેને કશું કહેવાની જરૂરજ નથી. ઈશ્વર બધું જુએ છે અને જાણે છે. તેને રક્ષા કરવાની ઇચ્છા હશે તો તે વગર કહ્યેજ કરશે.” આવું સાંભળીને તે લૂંટારાઓના મન ઉપર ઘણી ઊંડી અસર થઇ ગઇ. તેઓ બોલ્યા: “મહાત્મન્! તમે પહેલેથી આવું કેમ ન બોલ્યા? બોલ્યા હોત તો તમારા આ નવ દીકરા માર્યા ગયા તેમાંનો એકે મરત નહિ.”

એકવાર એબ્ન આતા જવનિદને કહેવા લાગ્યા કે, “દીનહીન કંગાલ લોકોના કરતાં ધનવાન લોકોને હું શ્રેષ્ઠ માનું છું; કારણુ કે, પરલોકમાં ધનવાન લોકોની પાસે તેમનાં કામોનો અને તેમણે પોતાની દોલતનો કેવો ઉપયોગ કર્યો તેનો જવાબ માગવામાં આવશે અને ઈશ્વર તેમને મોઢામોઢ ઠપકો આપશે અને ધમકાવી

કાઢશે; ઈશ્વરના મોઢાનો ઠપકો સાંભળવાની તક મળે એ પણ શ્રેયસ્કર છે.” ત્યારે જ્વનિદ બોલ્યાઃ “નહિ, નહિ, ધનવાનોના કરતાં કંગાલ લોકો શ્રેષ્ઠ છે; કારણ કે તેમની આગળ તો ઈશ્વર પોતે કાલાવાલા કરતા આવશે. ઈશ્વરના ઠપકાના કરતાં તેના કાલાવાલા વધારે શ્રેયસ્કર છે. સાધુ અલી એબ્ન ઉસમાન જ્વલાયી એ વિષે એક સુંદર તત્ત્વકથા કહે છે કે, ‘આપણા બંધુ (ઈશ્વર) પ્રતિ જો આપણે સાચો પ્રેમ હોય અને તેની સાથે આપણે એકાત્મતા કરી હોય, તો તેના પ્રતિ આપણા વ્યવહારમાં જે ત્રુટિઓ આપણને દેખાય તે સારુ આપણે તેની વિનતિ કરીએ, તેની આગળ કરગરીએ અને જો આપણે તેની વિરુદ્ધ આચરણ કરીએ તો આપણને તેનો ઠપકો સાંભળવો પડે.’ આના સંબંધમાં મારે પણ કાંઇક કહેવાનું છે, તે હવે હું કહું છું. સેવક જ્યારે કોઇપણ પ્રકારનું અસદાચરણ કરે છે, ત્યારે તેને ઠપકો સાંભળવો પડે છે, કારણ કે ઈશ્વરે પોતાના સેવકને ધનસંપન્ન તો બનાવ્યો, પણ તે કુપ્રવૃત્તિને વશ થઇને ન્યાય અને નીતિ વિરુદ્ધ વર્તન કરવા લાગ્યો. આવું વર્તન કરવાથી સેવક પોતાના માલિકનો ઠપકો અને તેનાં કડવાં વચન સાંભળવાને યોગ્ય ઠરે છે. પણ દીનતાવાળા સેવકના પ્રતિ ઈશ્વરના હૃદયમાંથી કોમળ ભાવો પ્રકટે છે, કારણ કે તેણે તે સેવકને ગરીબ કંગાલ બનાવ્યો હતો, તેણે પોતાની આખી જિંદગીમાં ગરીબી અને કંગાલિયતને લીધે પાર વિનાનાં દુઃખ અને કલેશ વેઠ્યાં, એટલા માટે હવે ઈશ્વર તેના કાલાવાલા કરે છે. સેવકે તો કંગાલિયત સહન કરી, હવે તેને નરમ મીઠાં વચન સંભળાવીને સાંત્વન દેવાનું કામ ઈશ્વરનું છે. જે માણસ જેટલો દીનહીન અને કંગાલ તેટલો તે ઈશ્વરનો પ્રેમ અને તેની કૃપામાં ધનવાન હોય છે. એટલા માટે કુરાનમાં કહ્યું છે કે, ‘તમે ઈશ્વરને ખાતર દીનહીન અને કંગાલ થયા છો, તમારામાં જેઓ વધારે સહિષ્ણુ હશે, તેમને ઈશ્વર આગળ અધિક મોટાઇ મળશે. જેઓ પોતાની દોલતનો જેટલો વધારે ગર્વ રાખશે, તેટલા તેઓ ઈશ્વરથી દૂરના દૂર જતા હશે. ધનનું અભિમાન રાખનાર વ્યક્તિની પાસે જ્યારે કોઇ દીનાત્મા માણસ તેના કાલાવાલા કરતો આવે છે, ત્યારે તે ધનવાનના પુણ્યના ત્રીજા ભાગના પુણ્યનો ક્ષય થઇ જાય છે. ધનવાનનો ધર્મ તેના ધર્માભિમાનથી મલિન થયેલો હોય છે, તે ખરું જોતાં મૃતવત્ છે. દીનાત્માઓ ઈશ્વરની પાસે જઇને બેસશે ત્યાર-

પછી પાંચસો વરસ બાદ ધનવાન લોકોને ઈશ્વરની પાસે જવાનો રસ્તો હાથ લાગશે અને તેટલા વખતમાં પેલા ઈશ્વરના પ્રેમભર્યા કાલાવાલાના અધિકારી દરિદ્ર લોકો પાંચસો વરસ સુધી ઈશ્વરની સાથે ગંભીર યોગમાં નિમગ્ન થઇ જશે અને તેટલો વખત પેલા ઈશ્વરના ઠપકાને પાત્ર ઠરેલા ધનવાન લોકોને ઈશ્વરની સમીપમાં જવાને રાહ જોતાં ઊભા રહેવું પડશે.' જ્યારે શાસ્ત્ર આવો નિર્ણય આપે છે ત્યારે તમે દીનહીન લોકોના કરતાં ધનવાનોને શા કારણ-થી શ્રેષ્ઠ કહો છો? હજરત મહમ્મદ પયગંબર (સલ૦)સાહેબ પોતાનાં છોકરાંછૈયાંને પણ દીનતા સિવાય બીજા કશાની સલાહ આપતા ન હતા. ધર્મવિશ્વાસ–વિહીન પરાયા લોકોને ઈશ્વર દોલત અને ઐશ્વર્યની બક્ષિસ આપે છે અને પોતાના પ્રિયજનોને તો ગરીબના ગરીબજ રાખે છે. ત્યારે પછી ગરીબોના કરતાં ધનવાન લોકો શ્રેષ્ઠ છે એવું કહી શકાયજ કેમ?"

કેટલાક લોકોએ એક વાર એબ્ન આતાને એવું પૂછ્યું કે, "સાધુ મહાત્માઓને થયું છે શું કે તેઓ એવી કેટલીક વાતો કહે છે કે, જેમાં સાંભળનારાઓને સમજણજ પડે નહિ. તેઓ ચાલુ શબ્દોને બદલે લોકોને સમજણ ન પડે એવા અઘરા શબ્દો શા માટે વાપરે છે?" તેના જવાબમાં એબ્ન આતા બોલ્યા કે, "તેઓ તમે કહો છો તેવું કરે છે તેનું કારણ એ છે કે, પોતાના અમુક શિષ્યો સિવાય બીજા બહારના લોકો તેમની વાત સમજે એ તેમને પસંદ નથી. તેઓને પોતાના શિષ્યો ઘણા પ્રિય છે. તેમને એકલાને સમજ પડે પણ બીજાઓને કશું સમજાય નહિ, તે માટે તેઓ જાણી જોઇને સાધારણ વપરાશમાં ન આવતા હોય એવા શબ્દોનો ઉપયોગ કરે છે."

એબ્ન આતા કહે છે કે, "જ્યારે આદમે કરેલો અપરાધ જાહેર થઇ ગયો ત્યારે સંસારના તમામ પદાર્થો આદમની સાથે સહાનુભૂતિ દર્શાવવાને રડવા લાગ્યા, પણ સોનું અને રૂપું, બે વસ્તુ-ઓ રડી નહિ. ખુદાએ સોનારૂપાને પૂછ્યુંઃ 'આદમને સારુ તમે બેઉ કેમ રડતાં નથી?' ત્યારે તેઓ બોલ્યાઃ 'હે ખુદા! તમારી વિરુદ્ધ આચરણ કરનારાઓને સજા થાય ત્યારે અમે નથી રડતાં.' ત્યારે ખુદાએ તેમના ઉપર પ્રસન્ન થઇને કહ્યુંઃ 'હું તમામ વસ્તુ-ઓની કિંમત તમારી આગળ જાહેર કરી દઇશ અને આદમના તમામ વંશજોને તમારા બેઉના ગુલામ બનાવી દઇશ.'"

એક જણુ એબ્ન આતાને કહેવા લાગ્યો કે, “મારે એકાંતવાસ કરવાની ઇચ્છા છે.” તેમણે તેને પૂછ્યું: “જ્યારે તમે લોકસંસર્ગનો ત્યાગ કરશો, ત્યારે તમે કોનો સંસર્ગ રાખવાનો વિચાર કર્યો છે?” તે માણુસ બોલ્યો: “ત્યારે તો મારે શું કરવું તેની મને સમજણુ પડતી નથી.” “તમે બહારથી ભલે લોકોના સંસર્ગમાં રહો, પણુ તમારા અંતરથી તમારે ઈશ્વરની સાથે સ્થિતિ કરવી.”

એક વાર એબ્ન આતાએ પોતાના સાથીઓને એવો સવાલ પૂછ્યો કે, “માણુસની ઉન્નતિ શી રીતે થાય?” કોઇએ કહ્યું: “અતિશય ઉપવાસ (રોજા) કરવાથી.” કોઇએ કહ્યું: “નિરંતર નમાજ પઢવાથી.” કોઇએ કહ્યું: “શયતાનની સાથે યુદ્ધ કરવાથી. કોઇએ કહ્યું: “ખૂબ દાન દેવાથી.” ત્યારે છેવટે એબ્ન આતાએ કહ્યું: “જેમણે પોતાના ચારિત્ર્યને શુદ્ધ કર્યું છે, તેમની એકલાનીજ ઉન્નતિ થશે, તેમના સિવાય બીજા કોઇની નહિ.”

એક વાર એબ્ન આતા પોતાના સાથીઓની આગળ લાંબા પગ કરીને બેઠા બેઠા એવું કહેવા લાગ્યા કે, “પોતાના નીતિકુશળ મિત્રોના સંબંધમાં નીતિનો ત્યાગ કરવાથીજ નીતિની રક્ષા થાય છે. દાખલા તરીકે અબુ બેકર અને ઓમરની આગળ હજરત મહમ્મદ પયગંબ સાહેબ (સલ૦) લાંબા પગ કરીને બેસતા હતા, કારણુ કે, તેમના બેઉના હૃદયની પવિત્રતાને વિષે તેમના મનમાં કશો સંદેહજ હતો નહિ; પણુ જ્યારે ઉસમાન તેમની પાસે આવતા, ત્યારે તે પોતાના પગ સંકોડી લેતા હતા.”

કેટલાક લોકોએ એબ્ન આતા ઉપર (ધર્મવિરોધી) હોવાનો આરોપ મૂકયો અને એ બાબત ખલીફાની આગળ ફરિયાદ કરી. ખલીફાનો મંત્રી એબ્ન આતા ઉપર ખૂબ દાઝે બળતો હતો. તેણે તેમને પોતાની રૂબરૂમાં બોલાવીને ખૂબ આકરાં વચન સંભળાવ્યાં. એબ્ન આતાએ પણુ તે મંત્રીને ટાઢીઊની સંભળાવી દીધી, તે ઉપરથી તે ખૂબ ખીજવાયો અને તેણે નોકરોને હુકમ કર્યો: “એબ્ન આતાના પગમાંથી તેમનાં પગરખાં ખેંચી કાઢીને તેમનાજ માથા ઉપર મારો.” નોકરોને તેમ કરતાં શી વાર લાગવાની હતી? આ અપમાનને લીધે એબ્ન આતાએ તે મંત્રીને શાપ દીધો કે, “ઈશ્વર તારા બેઉ હાથપગ કાપી નંખાવશે.” ત્યાર પછી એબ્ન આતા તો મરણુ પામ્યા, પણુ આ બિનાને થોડો સમય વીત્યા બાદ ખલીફાને તે મંત્રીની સાથે અણુબનાવ થયો અને તેના હાથ પગ કાપી નખા-

વવાનો હુકમ કર્યો. આ ઉપરથી કોઇ કોઇ સંતસાધુઓ એબ્ન આતા ઉપર એવા દોષનું આરોપણ કરે છે કે, "તેમણે તે મંત્રીને શાપ દીધો તે સારું ન કર્યું, તેમ કરવા કરતાં તેમણે તેને શુભ આશીર્વાદ દીધો હોત તો વધારે સારું થાત." કોઇ કોઇ વળી આથી જુદોજ અભિપ્રાય આપે છે અને કહે છે કે, "તેણે મંત્રીને એટલા માટે શાપ દીધો હતો કે, તે લોકો ઉપર ઘણો જુલમ કરતો હતો." આવા જુલમી મંત્રીને સજા થઈ એટલે ઘણા લોકોને સુખ થયું હશે, તેથી કરીને તેમણે દીધેલો શાપ ખરું જોતાં આશીર્વાદજ હતો. ઘણા લોકો એવો પણ અભિપ્રાય ધરાવે છે કે, "એબ્ન આતા જ્ઞાનવાન પુરુષ હતા, તેથી કરીને મંત્રીના જેવા માણસની સાથે કેવું વર્તન કરવું, તે તેમણે વિચારપૂર્વક નક્કી કરી રાખ્યું હોવું જોઈએ. તેમણે જ્ઞાનદૃષ્ટિ વડે ઈશ્વરના વિધાનની સાથે એકતાનતા સાધીને ઈશ્વરનોજ ફેંસલો પોતાની વાણીદ્વારા વ્યક્ત કર્યો હોય એ સંભવિત છે. આ દૃષ્ટિએ જોતાં તેમણે દીધેલો શાપ, તેમનો ન હતો, પણ ખરું જોતાં ઈશ્વરેજ તેમને મોઢેથી પોતાનો નિર્ણય જાહેર કર્યો હતો અને તેમાં તેમનું કશું કર્તાપણું હતું નહિ." અમારો પોતાનો વિશ્વાસ એવો છે કે, એબ્ન આતાએ તે મંત્રીનું અકલ્યાણ નહિ પણ તેનું કલ્યાણજ ઇચ્છ્યું હતું. સાંસારિક સંપત્તિના અને સત્તાના ગર્વથી અંધ થઇને તે નાના પ્રકારનાં દુષ્કર્મ કરતો રહીને દરરોજ ભયંકર અવનતિના કીચડમાં વધારે ને વધારે ઊંડો ગરકતો જાય, તેના કરતાં તે એક વાર મરણ પામીને પરલોકમાં જઇને બેસે તેમાં તેનું વધારે કલ્યાણ હતું. આથી કરીને એબ્ન આતાએ તે મંત્રીના કલ્યાણની કામના કરીનેજ તેને ભયંકર નરકની યાતનામાંથી ઉગારી લીધો હતો. તેને આ સંસારમાં થયેલી સજા પરલોકની સજાની સરખામણીમાં ઘણીજ નજીવી હતી.

## ઉપદેશવચન

૧. જે કાર્ય સાંગોપાંગ પૂર્ણ થઈ ચૂકયું હોય, તેજ કામ સારામાં સારું અને જે જ્ઞાનનો લોકોમાં પ્રચાર થયો હોય તેજ જ્ઞાન શ્રેષ્ઠ.

૨. તત્ત્વનું અનુસંધાન કરનાર વ્યક્તિ પ્રથમ તેને જ્ઞાનના પ્રદેશમાં શોધી વળે છે; ત્યાં તેની ભાળ નથી મળતી, ત્યારે પ્રજ્ઞાના પ્રદેશમાં શોધ ખોળ કરે છે; જ્યારે ત્યાં પણ તત્ત્વ હાથ નથી લાગતું, ત્યારે એકત્વવાદના પ્રદેશમાં તેની તલાશ કરે છે; એ ત્રણે જગ્યાએથી જ્યારે નિષ્ફળતા મળે, ત્યારેજ તે વ્યક્તિને ધર્મની પ્રાપ્તિ

થાય, એવી જો તમે આશા રાખતા હો તો તે આશા છોડીજ દેજો.

૩. દરેક વિષયના જ્ઞાનની ખાસ વ્યાખ્યા હોય છે, પ્રત્યેક વ્યાખ્યાની ભાષા હોય છે, પ્રત્યેક ભાષાના ખાસ ખાસ શબ્દપ્રયોગ હોય છે, પ્રત્યેક શબ્દપ્રયોગની ખાસ પ્રણાલી હોય છે અને પ્રત્યેક શબ્દપ્રયોગની પ્રણાલીનો સમન્વય થઇ શકે છે. તે માટે જે માણુસ એ બધાની વચ્ચે પરસ્પર પ્રભેદ કરવાને સમર્થ હોય, તે એકલોજ શબ્દપ્રયોગ કરવાને યોગ્ય છે.

૪. જે માણુસ ધર્મશાસ્ત્રોમાં બતાવેલા વિધિનું સન્માન કરવાની પોતાનામાં યોગ્યતા પેદા કરે છે, તેના અંતઃકરણુમાં પરમેશ્વર તત્ત્વજ્ઞાનના જ્યોતિને સમુજ્જ્વલ બનાવી દે છે.

૫. ઈશ્વરના આદેશ અને ચરિત્રની સાથે યોગસ્થાપના કરવા કરતાં વધારે ઉચ્ચ ભૂમિકા બીજી કોઇ હોયજ નહિ.

૬. ઈશ્વરના સંબંધમાં, તેના આદેશ અને આચરણુના સંબંધમાં ઉદાસીનતા રાખવી એજ મોટામાં મોટી ઉદાસીનતા છે.

૭. માણુસ સ્વતંત્ર નથી. તેના જીવનનું કાર્ય નક્કી થઇ ચૂકેલું છે; મનુષ્ય એ બે સીમાઓની વચ્ચે કેદ પુરાયેલ છે.

૮. પ્રવૃત્તિ (ઇન્દ્રિયો)ના માર્ગ ઉપર જઇને તમે તમારા જીવનનો મિથ્યા વ્યય કરશો નહિ; જેને માટે (ઇશ્વરને માટે) તમારા મનમાં ઇચ્છા છે, તેને અર્થે વ્યય કરવો જોઇએ.

૯. ક્ષણે ક્ષણે સત્ય ઉપર લક્ષ્ય રાખવું એ સારામાં સારી તપશ્ચર્યા છે.

૧૦. કોઇ માણુસ વીસ વરસ સુધી કપટવ્યવહારજ કરતો રહે અને ત્યાર પછી એકજ વાર પોતાના એક બંધુના હિતને ખાતર એક ડગલું પણુ ભરે, તો તેનું તે કાર્ય બીજા માણુસની પોતાની જાતના ઉદ્ધારને માટે સાઠ સાઠ વરસ સુધી કરેલી કપટરહિત સાધનાના કરતાં પણુ શ્રેષ્ઠ છે.

૧૧. જે માણુસ ઇશ્વરને છોડીને બીજી જે કોઇ વસ્તુમાં સ્થિતિ કરે છે, તે વસ્તુજ તેની વિપત્તિનું કારણુ નીવડે છે.

૧૨. ઇશ્વરની આજ્ઞાઓને અનુકૂળ રહીને તેનું અનુસરણુ કરનારી બુદ્ધિનેજ વિશુદ્ધ કહેવી ઉચિત છે; જે સાધના કરતાં અહંભાવને ઉત્તેજન મળે, તે સાધનાને હલકામાં હલકી જાણુવી; જે પાપ કર્યા પછી પશ્ચાત્તાપની આગમાં તપવું પડે, એ સર્વ

પ્રકારનાં પાપકર્મોમાં શ્રેષ્ઠ પાપ છે.

૧૩. જેનું મન જે વિષયના પ્રતિ આસક્ત હોય, તે માણસને તેના દ્વારા સુખ થાય છે, પણ સત્યના ઉચ્ચ પદ ઉપરથી તેનું પતન થાય છે. જો મનુષ્ય એકની એક અવસ્થામાં સ્થિરભાવે સ્થિતિ કરવાની ઇચ્છા રાખે, તો અવસ્થામાંઓમાં પરિવર્તન કરાવનાર ઈશ્વરની સાથેનો તેનો સંબંધ કપાઈ જાય છે.

૧૪. લોકો બહારનાં કર્મ ઉપર લક્ષ આપે છે, ઈશ્વર અંતરની પ્રવૃત્તિઓ જોયા કરે છે; એટલા માટે લોકો જેને જુએ છે, તેના કરતાં ઇશ્વર જેને જુએ છે, તે પ્રદેશને વધારે પવિત્ર રાખવાની જરૂર:છે.

૧૫. જેઓ જીવનના પ્રારંભમાંથીજ ઊંચા પ્રકારના લક્ષ્ય ઉપર નજર સ્થિર કરીને કાર્ય કરે છે, તેઓ ઈશ્વરની નજીક જઈ પહોંચે છે; જેઓ પ્રથમથીજ પારલૌકિક સંપત્તિની આકાંક્ષા રાખે છે, તેઓ પરલોકમાં જઇને બેસી જાય છે; પણ જેઓ પ્રથમથી ધનની સાથે સંબંધ જોડી રાખે છે, તેમને સંસારની ગતિ પ્રાપ્ત ન થાય તો બીજું થાય પણ શું ?

૧૬. સંસાર એટલે શું ?— જે માણસને પરલોકથી દૂર ઘસડી જાય તે. કોઇનો સંસાર તેનું ઘર હોય છે, કોઇનો સંસાર તેના વેપાર–રોજગારના આડંબરમાં હોય છે, કોઇનો સંસાર તેની વિદ્યામાં અને વિદ્યાના અભિમાનમાં હોય છે, કોઇનો સંસાર સભાઓ અને સમિતિઓના કારભારમાં હોય છે, કોઇનો સંસાર પોતાની વાસનાઓને તૃપ્ત કરવાની પ્રવૃત્તિઓમાં હોય છે; પ્રત્યેક મનુષ્ય પોતાને સારુ અમુક સીમા મુકરર કરી લે છે અને તેમાં તે પોતાની વાસનાઓ વડે બંધાઇ રહે છે.

૧૭. મનની વાસના એક પ્રકારની, આત્માની બીજા પ્રકારની અને પ્રવૃત્તિની ત્રીજા પ્રકારની હોય છે. એ બધી વાસનાઓ મનુષ્યમાં ભેગી થાય છે. બાહ્ય વસ્તુનું દર્શન કરવું એ મનની વાસના છે, ઈશ્વરના સાંનિધ્યની પ્રાપ્તિ કરવાની વાસના આત્માની છે અને સુખનો આસ્વાદ લેવાની વાસના પ્રવૃત્તિની છે.

૧૮. પ્રવૃત્તિ (ઇન્દ્રિયો) ની ગતિ હમેશાં દુનીંતિ તરફજ હોય છે; તેને નીતિના માર્ગ ઉપર રાખવાનો માણસને ઈશ્વરે હુકમ કર્યો છે. પ્રવૃત્તિ તો પોતાની કુદરતી ગતિને અનુસરીને નીતિથી

ઊલટા રસ્તા તરફજ વળે છે. માણસ પોતાના પ્રયત્ન વડે તેની ચંચળતાને રોકીને તેને સ્થિર કરી રાખે છે. જે માણસ ઇન્દ્રિયો ઉપરની લગામ ઢીલી રાખે છે, તે ઇન્દ્રિયોની પ્રવૃત્તિનો ભાગીદાર થાય છે.

૧૯. જિંદગી અને તેની અવસ્થાઓના પ્રતિ તૃષ્ણાભરી નજર રાખવી અને પોતાના કામના પુરસ્કારની આશા રાખવી, એ ઈશ્વરને રસ્તે ચાલનારાઓને માટે વિઘ્નો છે.

૨૦. કપટયુક્ત લોકો ખાવાપીવામાં આનંદ માને છે. વિશ્વાસયુક્ત લોકો સાધના અને ઈશ્વરના ગુણકીર્તનમાં આનંદ માને છે.

૨૧. ઈશ્વર અને ઈશ્વરનો દાસ એ બેની વચ્ચે ત્રણ પ્રકારની લેવડદેવડ થાય છેઃ—આનુકૂલ્યને માટે પ્રાર્થના, સાધના અને નીતિનું પાલન. ઈશ્વરનો દાસ ઈશ્વરના આનુકૂલ્યને માટે અર્થાત્ કૃપાયુક્ત આશીર્વાદને માટે પ્રાર્થના અને સાધના કરે છે; ઈશ્વર તરફથી તેને આનુકૂલ્યનું દાન મળે છે. ઈશ્વરનો દાસ દાસને યોગ્ય નીતિનું પાલન કરે છે, ત્યારે ઈશ્વર તેની મોટાઇમાં વધારો કરે છે.

૨૨. જે માણસ સાધુસંતોની નીતિનું પાલન કરે છે, તેને અલૌકિકતાના પ્રદેશની સાધુતાની બક્ષિસ મળે છે. જે માણસ યોગીની નીતિનું પાલન કરે છે, તેને ઈશ્વરની સાંનિધ્યભૂમિની સાધુતા આપવામાં આવે છે. જે માણસ સત્યનિષ્ઠ લોકોની નીતિ પ્રાપ્ત કરે છે, તેને અનુરાગભૂમિની સાધુતા મળે છે. જે નીતિથી ભ્રષ્ટ થાય છે, તે ઈશ્વરની તમામ કરુણાઓથી વંચિત થાય છે.

૨૩. ઈશ્વરથી દૂર રહેનારા લોકોની નૈતિક ત્રુટિઓના કરતાં ઈશ્વરની સમીપ રહેનારા લોકોની નૈતિક ત્રુટિઓ વધારે દોષપાત્ર ગણાય છે. અત્યંત મૂઢ લોકોને ક્ષમા આપવામાં આવે છે, પણ તત્ત્વજ્ઞ લોકોને તો તેમના ઝીણામાં ઝીણા અપરાધને માટે પણ છૂટછાટ આપવામાં આવતી નથી.

૨૪. એકેશ્વરવાદીઓ ત્રણ પ્રકારના છેઃ—એક પ્રકારના એકેશ્વરવાદીઓ સમય અને અવસ્થાના પ્રતિ દૃષ્ટિ રાખતા રહે છે, બીજી જાતના એકેશ્વરવાદીઓ પરિણામ ઉપર નજર રાખ્યા કરે છે અને ત્રીજા સત્ય ઉપરજ દૃષ્ટિ રાખે છે.

૨૫. ઈશ્વરના સેવકોનો એવો સ્વભાવ હોય છે કે, તેઓ ઈશ્વરની સાથે સુદૃઢ યોગ કરી રાખે છે; તેમનાં ચક્ષુ હમેશાં ઈશ્વરના

દર્શન વડે ઉજ્જવલ રહે છે, ઇશ્વરને છોડીને તેઓ એક ક્ષણને માટે પોતાનાં જીવન ધારણ કરી શકતા નથી. યોગદ્વારા તેમનાં અંતર ઇશ્વરની સાથે સંયુક્ત થયેલાં છે, તેમની વિશ્વાસયુક્ત દૃષ્ટિ સર્વદા ઇશ્વરના પ્રતિ સ્થિર થયેલી છે, તેમનાં પોતાનાં વૈયક્તિક જીવન ઇશ્વરના અનંત જીવનની સાથે એકાકાર થઇ ગયાં હોય છે, આથી કરીને તેમના મૃત્યુનો તો સંભવજ હોય નહિ.

૨૬. જેમના ઉચ્ચ અભિલાષની પૂર્તિમાં કોઇ પણ પ્રકારની પ્રતિબંધકતા અડચણ નાખી ન શકે, તેમના ઉચ્ચ અભિલાષ વાસ્તવિક છે અને જેમનો સંસારની સાથે કશોજ સંબંધ ન હોય, તેઓજ સાચા ઉચ્ચાભિલાષવાળા છે.

૨૭. પ્રેમી પુરુષોનું જીવન સ્વાર્થત્યાગમાં છે, અનુરાગીઓનું જીવન આંસુ ટપકાવવામાં છે, ઇશ્વરનું તત્ત્વ જાણનારાઓનું જીવન ઇશ્વરના ગુણાનુવાદ ગાવામાં છે. એકાત્મવાદીઓનું જીવન તેમની વાણીમાં છે. સન્માનશાલી લોકોનું જીવન તેમના પાર્થિવ જીવનમાં છે. ઉચ્ચ અભિલાષવાળાઓનું જીવન, જીવનનું વિસર્જન કરવામાં છે—પછી ભલે તે જળમગ્ન થઇ જાય કે અગ્નિમાં દગ્ધ થઇ જાય, એ બધું એકનું એકજ છે. કોઇ પૂછશે કે, “ એકાત્મવાદીનું જીવન તેની વાણીમાં છે એવું તમે કહ્યું તેનું શું કારણ ? ” તેના જવાબમાં હું કહીશ કે, “ એકાત્મવાદીના સમગ્ર હૃદય ઉપર એકાત્મતાનો અધિકાર જામી ગયેલો છે, તે પોતાના અંતરની લેશમાત્ર પણ ચિંતા રાખતો નથી, ફક્ત તેની વાણીજ એકલી એકલી તેનો ધર્મ બજાવ્યા કરે છે. મહર્ષિ બાયેજિદે પણ કહ્યું છે કે, “ ત્રીસ ત્રીસ વરસ સુધી હું બાયેજિદની ખોળ કર્યા કરતો હતો.” પાર્થિવ જીવનમાં સન્માનશાલી લોકોનું જીવન એવી રીતનું હોય છે કે, તેઓ ઇશ્વરના ગુણનું કીર્તન કરવાને સારુજ બહાર આવે છે અને એ કામ પૂરતાંજ તેમનાં પાર્થિવ જીવન અવશિષ્ટ રહી ગયાં છે. ઉચ્ચ અભિલાષાવાળાઓનાં જીવન, જીવનના વિસર્જનમાં રહેલાં છે, તેનો અર્થ એવો છે કે, જો જીવનનું વિસર્જન કરી દેતાં તેમને ભય લાગે, તો તેમાં તેમનું મૃત્યુજ છે એમ સમજી લેવું.

૨૮. વિદ્યાના ચાર પ્રકાર છેઃ—તત્ત્વવિદ્યા, ઇશ્વરનું અર્ચન કરવાની વિદ્યા, દાસત્વવિદ્યા અને પરિચર્યાવિદ્યા.

૨૯. એકમાં સ્થિતિ કરીને રહેવું એનું નામ સાચી એકાત્મતા.

૩૦. પ્રેમી જ્યારે સ્વાર્થની સાથે પોતાનો સંબંધ જોડે છે, ત્યારે તે ઉચ્ચ અવસ્થામાંથી નીચે ગબડી પડે છે.

૩૧. અનુરાગવિહ્વલતામાં ગુણાદિની વિચ્યુતિ થાય છે, માત્ર એક આકાંક્ષાજ બાકી રહી જાય છે. તમે જ્યારે વિહ્વલતાનું–મહાભાવનું સ્મરણ કરવા સમર્થ થાઓ, ત્યારે વિહ્વલતા તમારાથી દૂર ચાલી જાય છે.

૩૨. અંતર અને અંતરદર્શી, એ બેઉની વચમાં જે આવરણ હોય છે તેને દૂર કરી દેવું, એ પ્રેરિત પુરુષ હજરત મહમ્મદ પયગંબર ( સલ૦ )નું લક્ષણ છે.

૩૩. જેણે કાર્ય કરીને પોતાના પ્રાયશ્ચિત્તને સાચું સાબિત કર્યું હોય છે, તેનાજ પ્રાયશ્ચિત્તનો ઈશ્વર સ્વીકાર કરે છે.

૩૪. નિર્ભરતા એટલે શું ? ઈશ્વર ઉપર ઉત્તમ રીતે આધાર રાખવો, તેનો એકલાનોજ આશ્રય લેવો અને તેની આગળ વિશુદ્ધ દીનતાને જાળવી રાખવી એ નિર્ભરતાની સાચી વ્યાખ્યા છે.

૩૫. ઉપવાસની અતિશય ઉગ્ર વેદના તમને જણાય નહિ, ત્યાં સુધી કોઈ પણ કારણસર તમારે તમારા ઉપવાસ છોડી દેવા નહિ. તમારા યથાર્થ સ્થિર ભાવની સુદૃઢ ભૂમિને તમારે છોડવી નહિ, તમે ત્યાં ઊભા રહ્યા છો તે ઈશ્વર જોયા કરે છે એવો વિશ્વાસ એ નિર્ભરતાનું લક્ષણ છે.

૩૬. તત્ત્વનિકેતનના ત્રણ સ્તંભ છેઃ–ભય, લજ્જા ને શાંતિ.

૩૭. ઈશ્વરે પોતાના દાસને સારુ જે કાંઇ નક્કી કરી રાખ્યું છે, તેના ઉપર દૃષ્ટિ રાખવી અને પ્રસન્ન રહેવું એનું નામ ઈશ્વરની આજ્ઞાનું પાલન.

૩૮. ઈશ્વરની આજ્ઞા પ્રમાણે વર્તનારે પોતાના અંતરની બે બાબતો ઉપર દૃષ્ટિ રાખવીજ જોઇએઃ–(૧) જે કાંઇ આપણી પાસે યથાસમય ચાલ્યું આવે છે, તેજ ઈશ્વરે આપણે સારુ પહેલેથી નક્કી કરી રાખ્યું છે એમ જાણવું, (૨) જે આપણે સારુ ઈશ્વરે નક્કી કરી રાખ્યું છે, તે શ્રેષ્ઠ અને અતિ ઉત્તમજ છે.

૩૯. સત્યને ગ્રહણ કરવું એનું નામ વિનય.

૪૦. નિવૃત્તિની આભ્યંતરિક અને બાહ્ય એવી બે બાજુઓ છે. વિશુદ્ધ પ્રેમ અને નિષ્ઠા એ તેની આભ્યંતરિક બાજુ છે અને

મર્યાદાની રક્ષા કરવી એ તેની બાહ્ય બાજુ છે.

૪૧. એક તો દાસત્વનીતિ અર્થાત્ સેવકના ધર્મનું પાલન અને ઈશ્વરી તત્ત્વ તથા ઈશ્વરત્વના પ્રતિ સન્માન રાખવું, એ બેઉ સ્થિરતાની ભૂમિઓ છે.

૪૨. ઉત્તમ સમજીને જેનું અવલંબન લીધું હોય, તેમાં દૃઢ રહેવું એનું નામ નીતિ.

પ્રશ્નઃ—આ કાર્યનો આરંભ કયો અને અંત કયો?

ઉત્તરઃ—તત્ત્વજ્ઞાન આરંભ છે અને એકાત્મતા તેનો અંત છે.

પ્રશ્નઃ—બધી સાધનાઓમાં કઇ સાધના શ્રેષ્ઠ છે?

ઉત્તરઃ—ક્ષણે ક્ષણે ઈશ્વરનું સ્મરણ.

પ્રશ્નઃ—વ્યાકુળતા કોને કહેવાય?

ઉત્તરઃ—અંતર્દાહ, હૃદયની ભગ્ન અવસ્થા અને તેમાંથી આગના ભડકા નીકળવા લાગે તેનું નામ વ્યાકુળતા.

પ્રશ્નઃ—વ્યાકુળતા શ્રેષ્ઠ કે પ્રેમ શ્રેષ્ઠ?

ઉત્તરઃ—પ્રેમ, કારણ કે વ્યાકુળતા તો તેમાંથી ઉત્પન્ન થાય છે.





# ६४–महातपस्वी इब्राहिम एब्न दाऊदोर रकि

મહાતપસ્વી ઇબ્રાહિમ નિવૃત્તિમાર્ગના પ્રવાસીઓના અગ્રણી, પુણ્યાત્મા સંતોના આદર્શ, સંસારના અંધકારનો નાશ કરનાર પ્રભાકર, નિરહંકાર, નિઃસંગ, શાશ્વત જીવનમાં જીવનારા, મહાસાધુપુરુષ હતા. અલૌકિક ગુણસંપન્ન સુપંડિત અને ઋષિશ્રેષ્ઠ તરીકે તેમનું સર્વત્ર ભારે સન્માન થતું હતું. મહાતપસ્વી ઇબ્રાહિમે કઠોર સાધનાઓ કરવામાં બાકી રાખી ન હતી. તેમની વાણીમાંથી ઊંચામાં ઊંચાં આધ્યાત્મિક તત્ત્વો પ્રકટ થતાં હતાં. તેઓ કેનાન દેશના સાધુઓના સંપ્રદાયમાંના એક હતા. તેમના પિતાનું નામ દાઊદોર રકિ હતું. તેમને મહર્ષિ જુનિદની સાથે સગપણ હતું અને સાધુ એબ્ન જલલા તેમના એક મિત્ર હતા. મહાતપસ્વી ઇબ્રાહિમે આયુષ્ય પણ ઘણું લાંબું ભોગવ્યું હતું.

એક વાર એવું બન્યું કે, કોઇ સાધુ વનમાં રહીને તપશ્ચર્યા કરતો હતો, એવામાં એક વાઘ તેના ઉપર ધસી આવ્યો. તે વાઘ જ્યારે તેની ઘણોજ નજીક આવી લાગ્યો, ત્યારે તે સાધુએ તેના ભણી એક વાર જોયું એટલે તે નીચી નજરે ચાલતો થઇ ગયો. તે જ્યારે ચાલ્યો ગયો ત્યારે તે સાધુએ પોતાના શરીર ઉપર નજર કરી, તે વખતે તેણે દીઠું કે મહાતપસ્વી ઇબ્રાહિમનાં પહેરેલાં વસ્ત્રનો એક ટુકડો તેણે પોતાના વસ્ત્રની સાથે સીવી લેવડાવ્યો હતો. પેલા વાઘે તેને આટલું માન આપ્યું તેનું કારણ મહાતપસ્વી ઇબ્રાહિમના વસ્ત્રના એક ટુકડાનો પ્રભાવ હતો, એ વાત ત્યારેજ તે સાધુના સમજવામાં આવી ગઇ.

## ઉપદેશવચન

૧. તત્ત્વજ્ઞાન સત્યનું સમર્થન કરે છે; કલ્પના દ્વારા જે જ્ઞાનની પ્રાપ્તિ થાય છે, તે સત્ય જ્ઞાનની સીમાની બહારનો વિષય છે.

ઈશ્વરી શક્તિ સુસ્પષ્ટ છે. તેનાં નેત્ર ઉઘાડાં છે, પણ તેની જોવાની શક્તિ બળહીન છે.

૨. ઈશ્વરના પ્રતિ પ્રેમનું લક્ષણ એ છે કે, એક તો સાધક ઈશ્વરની સાધનાનું અવલંબન કરે અને બીજું હજરત મહમ્મદ પયગંબર ( સલ૦ )નું આનુગત્ય ગ્રહણ કરે.

૩. જે માણસ પોતાની કામનાઓનો પરાજય કરવાને અસમર્થ છે, તે અતિશય દુર્બળ માણસ છે, પણ જે કામનાઓનો ત્યાગ કરવા સમર્થ છે, તેજ ખરેખરો બળવાન છે.

૪. માણસનું લક્ષ્ય કોના પ્રતિ છે, તે ઉપરથી તેની કિંમત આંકી શકાય છે. જો તેનું લક્ષ્ય સંસાર ઉપર હશે, ત્યારે તો તેની કશીજ કિંમત નથી; પણ જો ઈશ્વરને પ્રસન્ન કરવા ઉપર તેનું લક્ષ્ય હોય ત્યારે તો તેનું મૂલ્ય કેટલું છે, તે કોઈનાથી નક્કી થઈ શકે એમ છેજ નહિ.

૫. ઈશ્વરે જે પ્રતિજ્ઞાઓ લીધી છે, તેમનામાં વિશ્વાસ રાખીને સંતુષ્ટ રહેવું એનુંજ નામ નિર્ભરતા.

૬. જેના વડે તમારું સાચું હિત સધાવાનું હશે, તે તમારી પાસે વિનાકષ્ટે આવીને ઊભુંજ રહેશે. એ ઉપરાંત આકાંક્ષાઓ રાખવી એ ક્લેશ અને સંતાપ વહોરી લેવા જેવું છે. ઈશ્વર ઉપર નિર્ભર રહેવામાં દીનાત્મા સાધકોનું હિત છે અને ધનસંપત્તિ ઉપર ભરોસો રાખવામાં ધનવાનોનું હિત છે.

૭. સાધુપુરુષો જ્યારે ધ્યાન-ચિંતનના નિગૂઢ પ્રદેશમાંથી નીકળીને જ્ઞાનમાર્ગ ઉપર ચાલવા માંડે છે, ત્યારેજ તેમનું સૌજન્ય અને શિષ્ટતાના પ્રતિ લક્ષ ખેંચાય છે.

૮. જે માણસ ઈશ્વર સિવાય બીજી વસ્તુઓમાં પોતાની મોટાઇ માની લે છે, તે ખરું જોતાં મોટાઇની બાબતમાં કંગાલ છે.

૯. આ સંસારમાં મને બે વસ્તુઓ ગમે છેઃ—દીનાત્મા સાધુઓનો સંગ કરવો અને ઈશ્વરને મનપ્રાણ અર્પણ કરનારા મહાતપસ્વીઓનું સન્માન કરવું.





# ६५–महातपस्वी युसुफ अस्बात

તપસ્વીઓમાં ઉત્તમ એવા મહાતપસ્વી યુસુફ અસ્બાત સાધન-સમરાંગણના એક મહારથી, દુઃખ કલેશ સંતાપને સહન કરવામાં અત્યંત ધીરજવાળા, નિવૃત્તિમાર્ગના પ્રવાસી, નિગૂઢ તત્ત્વોને પ્રકટ કરનારા, પરમ સાત્ત્વિક અને ઈશ્વરપ્રેમી સાધુ હતા. તેમના સમયમાં તેમના સમાન પરમ વૈરાગ્યવાન સાધક બીજો કોઇ હતો નહિ. તેઓ ધ્યાન, મનન અને આત્માનુશીલનની પરાકાષ્ઠાએ જઇ પહોંચ્યા હતા. તેઓ પોતાનાં સાધન અને ધર્મભાવને બની શકે તેટલાં ગુપ્ત રાખતા હતા. તેમનાં સાધન પણ અસાધારણ હતાં અને સંસારથી તેઓ તદ્દનજ વેગળા થઇ ગયા હતા. તેમનાં વચનામૃત રોગી હૃદયવાળા માણસોને માટે મહૌષધિ સમાન છે. ઘણા મહર્ષિઓનાં તેમણે પોતાના જીવનમાં દર્શન કર્યાં હતાં.

યુસુફ અસ્બાતને સિત્તેર હજાર તાંબાના (દરમ) વારસામાં મળ્યા; તેમાંથી તેમણે પોતાના ઉપભોગને સારુ કશું વાપર્યું નહિ, તેમ બીજા કામને માટે પણ કશો ખર્ચ કર્યો નહિ. તેઓ ખુર્માણીનાં (ખારેકનાં) ઝાડનાં પાંદડાં એકઠાં કરીને તેના પડિયા બનાવીને વેચતા અને તે વડે પોતાનો નિર્વાહ કરતા. ચાળીસ વરસ સુધી તેમણે પોતાને શરીરે નવીન વસ્ત્ર તો અડકાડયુંજ ન હતું. પોતાની પાસે તો નવું વસ્ત્ર સમ ખાવા પૂરતું હતું નહિ અને બીજાની પાસેથી માગીને પહેરવાનું પણ તેમને પસંદ ન હતું. વસ્ત્રમાં તેમની પાસે એક જૂનો ખિર્કો (મુસલમાન સંન્યાસીઓનું એક ખાસ વસ્ત્ર) હતો.

એક વાર સંતશિરોમણિ યુસુફ અસ્બાતે હોજ્યફા નામના એક સાધુને પત્રદ્વારા નીચે જણાવેલાં ઉપદેશવાક્યો લખ્યાં હતાંઃ—

"જેને સદ્દગુણો ઉપર ઘણો મોહ હશે, તે માણસ ઠગાશે. જે માણસ ધર્મશાસ્ત્રોનું વાચન કરે અને પાછો સંસાર ઉપર આસક્ત રહે, તે માણસ ધર્મની મશ્કરીજ કરે છે. મારી શુભ

ક્રિયાઓ લોકોમાં જાણીતી થઇ જશે તેની મને હમેશાં બીક લાગ્યા કરે છે, તેનાથી મને એટલું નુકસાન થવાનો ભય છે કે, એટલું નુકસાન તો હું પાપાચરણ કરું તેનાથી પણ ન થાય. જે માણસની આંખે પારલૌકિક મહત્ત્વના કરતાં સંસાર અને સાંસારિક સંપત્તિ વધારે કીમતી દેખાય છે, તે સંસાર અને ધર્મ બેઉ બાબતોમાં ઈશ્વરની મદદની શી રીતે આશા રાખી શકે ? ઈશ્વરની સાથે ફક્ત એકજ રાત્રિ કામ કરવું એ જેહાદ (ધર્મ–યુદ્ધ) લડવા કરતાં વધારે શ્રેષ્ઠ છે. ઈશ્વરનો ભય રાખવાની અને તેના આદેશને અનુસરીને કાર્ય કરવાની મારી તમને સલાહ છે. જે ઠેકાણે તમને ઈશ્વર સિવાય બીજું કાંઇ પણ નજરે પડે, તે ઠેકાણે તમારે ધ્યાન-ધારણા કરવા બેસવું નહિ. જેનું તમે કોઇ પણ ઉપાયે નિવારણ કરી શકતા ન હો અને જેને માટે પાછળથી શોક કર્યાથી કશું શુભ ફળ આવવાનો સંભવ પણ ન હોય, તેને માટે તૈયારી કરવાની હું તમને આગ્રહપૂર્વક ભલામણ કરું છું.”

## ઉપદેશવચન

૧. તમે તમારા ઘરમાંથી બહાર નીકળો અને જે તમારી નજરે પડે તેને તમારા કરતાં શ્રેષ્ઠ ગણવો એનુંજ નામ વિનય.

૨. થોડીક નિવૃત્તિ ઘણાં કર્મકાંડનું ફળ અપાવે છે, તેમ થોડોક વિનય પણ પુષ્કળ સાધનાઓનું ફળ અપાવી દે છે.

૩. વિનયનું લક્ષણ એ છે કે, તમને જે કોઇ માણસ કાંઇ કહે, તેમાંથી જેટલું સત્ય હોય તેટલું તમે ગ્રહણ કરતાં અચકાઓ નહિ. અધમમાં અધમ માણસની સાથે પણ તમારો વ્યવહાર નમ્ર હોય, જેની પદવી તમારા કરતાં ઊંચી હોય તેનું તમે સન્માન કરો, તમારું કોઇ અપમાન કરે તો તમે ધૈર્ય ધારણ કરો, તમને કાંઇક આવી મળે, તો તેને સારુ તમે કૃતજ્ઞતા દર્શાવો, તમારા ક્રોધ ઉપર તમે કાબૂ રાખો અને ધનનું અભિમાન રાખનારાઓના પ્રતિ ઉપેક્ષા કરો. તમે જ્યાં રહેતા હો ત્યાં બધે તમે ઈશ્વરના શરણાગત થઇને રહો.

૪. વૈરાગ્યની પ્રાપ્તિ થઇ કે નહિ, તે જાણવાનાં નીચેનાં કેટલાંક લક્ષણો ધ્યાનમાં રાખવાં:–જે વસ્તુ પોતાના હાથમાં હોય તેનો ત્યાગ કરવાની વૃત્તિ, જે વસ્તુનો નાશ થયો હોય અથવા પોતાના હાથમાંથી ચાલી ગઇ હોય, તેને સારુ વાસનાનો ત્યાગ; ઈશ્વરને

ખાતર સ્વાર્થત્યાગ, હૃદયની નિર્મળતા, ઈશ્વર જે પ્રેમાસ્પદ છે તેને પ્રિય થવાની ઇચ્છા, શાસ્ત્રવિહિત વસ્તુઓના પ્રતિ રાગરહિત થઇ જવું અને અલ્પ વિશ્રાન્તિ.

વળી વૈરાગ્યનું એક લક્ષણ એ છે કે, જ્યાંસુધી સાધક ઈશ્વરમાં શાંતિ પ્રાપ્ત ન કરે, ત્યાંસુધી તે સાચા વૈરાગ્યનું અવલંબન કરી શકતો નથી.

૫. પાપની નિવૃત્તિ થઇ કે નહિ, તે જાણવાનાં નીચે જણાવેલાં લક્ષણો ધ્યાનમાં રાખવાં:-પાપી લોકોથી દૂર રહેવાની ઇચ્છા, અસત્યનો ત્યાગ, અહંકારવાળા લોકોના સંસર્ગથી વેગળા રહેવાની વૃત્તિ, પ્રેમાસ્પદ ઈશ્વર પ્રતિ વિમુખતા ન કરવી, કલ્યાણની દિશામાં વેગથી ગતિ કરવી, પાપનો પરિત્યાગ કરવાને લીધેલી પ્રતિજ્ઞાને ફરીથી દઢ કરવી, પાપરહિત અવસ્થાને સ્થિર રાખવી, પોતાના ઉપર કોઈ અત્યાચાર કરે તો તેનો બદલો લેવાનો વિચાર ન કરવો અને શક્તિનો હ્રાસ થવો.

૬. સાત્ત્વિકતાનો ઉદય થયો કે નહિ તે જાણવાનાં નીચેનાં લક્ષણો છે:—જે બાબતને લગતું તત્ત્વ ગુપ્ત હોય, તો તેને ગ્રહણ કરવાની ઉપેક્ષાવૃત્તિ, સંદેહ પડતી વસ્તુથી દૂર રહેવું, અમુક સારું છે કે નઠારું તેની ચોકસાઈ કરવી, ફિકરચિંતાથી વેગળા રહેવું, લાભ અને હાનિ બેઉમાંથી ગમે તે આવી મળે તેને સારુ ઈશ્વરની પ્રાર્થના કરવી, પરમેશ્વરની પ્રસન્નતા પ્રતિ સ્થિરતા ધારણ કરવી, કોઇએ પોતાની પાસે થાપણ મૂકી હોય તેના તરફ પવિત્ર દૃષ્ટિ રાખવી, આપત્તિયુક્ત પ્રદેશથી દૂર રહેવું અને પોતાની મોટાઇનો દેખાવ કરતાં સંકોચ પામવો.

૭. ધૈર્યના અવલંબનનાં લક્ષણ નીચે મુજબ છે:—પોતાની અધમ પ્રવૃત્તિઓને બાંધી રાખવી, મેળવેલા જ્ઞાનને ખૂબ દઢ કરી રાખવું અને તેનું વિસ્મરણ ન થવા દેવું. પ્રેમનું અન્વેષણ કરવામાં સ્થિરતા જાળવવી, ચિત્તની વ્યગ્રતાને સમાવી દેવી, સાત્ત્વિકતાનું અનુસરણ કરવાની અભિલાષા, સાધનામાં દઢતા ઉત્પન્ન થવી, યોગ્ય કામ કરવાની પૂરેપૂરી ચેષ્ટા, આચરણમાં અને વ્યવહારમાં સત્યનિષ્ઠા, પોતાના પ્રયાસમાં સ્થિરતા અને અશુદ્ધિનું સંશોધન કરીને તેને દૂર કરવી અને શુદ્ધિ સંપાદન કરવી. જે ભય માણસને ફિકરમાં નાખી દે છે અને જે વસ્તુનો પ્રેમ તેને અસ્થિર કરી મૂકે છે, એ

એ સિવાય નીચ કામનાઓની કોઇનાથી નિવૃત્તિ થતી નથી.

૮. હૃદયમાં ઈશ્વરની ધારણા થયાનાં લક્ષણ:—ઈશ્વરે જે વસ્તુને ગ્રહણ કરી હોય તેને ગ્રહણ કરવી, ઈશ્વરના પ્રતિ સવિશેષ લક્ષ્ય રાખવું, ઈશ્વરને અર્થે લાભ-હાનિ પ્રાપ્ત કરવાં, ઈશ્વરની અંદરજ શાંતિ પ્રાપ્ત કરવી અને તમામ લોકોની સાથેના સંબંધને તોડી નાખીને ઈશ્વરની સાથે લીન થઇને રહેવું.

૯. સત્યનિષ્ઠાનાં લક્ષણ:—વાણી અને અંતઃકરણ એ બેની એકતા, વાણી અને કાર્યની વચ્ચે સમતા જાળવવી, દુનિયાની પ્રશંસાની પાછળ વલખાં મારવાનું છોડી દેવું, "હું કર્તા છું" એવી ભાવનાનો ત્યાગ કરવો, આ લોકના કરતાં પરલોકની શ્રેષ્ઠતાનો સ્વીકાર કરવો અને પ્રવૃત્તિ (ઇન્દ્રિયોની) ઉપર સંયમ રાખવો.

૧૦. ઈશ્વરનિર્ભરતાનાં લક્ષણ:—ઈશ્વરે જે વચન આપ્યાં છે, તેમના ઉપર વિશ્વાસ રાખીને સંતોષનો અનુભવ કરવો, પૃથ્વી અને સ્વર્ગ બેઉ દ્વારા તમારી પાસે જે આવી પડે તેની સ્થિરતા જાળવી રાખવી, જે ભવિષ્યમાં નિર્માણ થઇ ચૂકયું છે તેનો સ્વીકાર કરવો, (ઈશ્વરના) દાસત્વમાં પગ સ્થિર કરી રાખવો, આપવડાઇ અને પોતાની જાતની મોટાઇથી દૂર રહેવું, અહંકારને મનમાંથી કાઢી નાખવો, પોતાની અસમર્થતાનો સ્વીકાર કરવો, સાંસારિક સંબંધોને કાપી નાખવા, સત્યમાં પ્રવેશ કરવો, તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ કરવી અને માણસ તરફથી કશી આશા રાખવી નહિ.

૧૧. સત્કર્મ સિવાય મારા પોતાના ઉદ્ધારનો બીજો કોઇ ઉપાયજ નથી એવું જેને પ્રત્યક્ષ સમજાઇ ગયું છે, તે જેવાં સત્કર્મ કરે, તેવાં સત્કર્મ તમારે પણ કરતા રહેવું. ઈશ્વરે મારે માટે અગાઉથી જે નિર્માણ કરી રાખ્યું છે અને જે આદેશ દીધો છે, તે કરતાં મને કાંઇજ વધારેઓછું મળવાનું નથી, એવું પ્રત્યક્ષ જોઇ લેનાર માણસ ઈશ્વર ઉપર જેવો નિર્ભર થઇને રહે છે, તેવા તમે પણ નિર્ભર રહેજો.

૧૨. ઈશ્વરપ્રેમનાં લક્ષણ:—બધો વખત એકાંતવાસની ઇચ્છા, સંસારના સંસર્ગનો અત્યંત ભય, ઈશ્વરના ગુણાનુવાદ ગાવામાં આનંદ, સાધનામાં સુખનો અનુભવ અને ઈશ્વરના આનુગત્યરૂપી સાંકળનું અવલંબન.

૧૩. લજ્જાનાં લક્ષણ:—માનસિક સંકોચ, બોલતાં પહેલાં શું બોલવું, કેટલું બોલવું તે વિષે વિચાર કરવાની ટેવ, જે કામ કર્યા

પછી પાછળથી માફી માગવી પડે તેવાં કામોથી દૂર રહેવું, જે બાબતથી શરમાવું પડે તેવી બાબતનો વિચારજ ન કરવો, આંખ, કાન અને વાણી એ ત્રણે ઉપર સંયમ રાખવો, ભોજન અને ઇન્દ્રિય-સેવનમાં સાવધાનતા રાખવી, દુનિયાદારીના જીવનના ઠાઠમાઠ ઉપર અણગમો અને મુડદાં તથા કબ્રસ્તાનનું સ્મરણ કરવું.

૧૪. અનુરાગનાં લક્ષણઃ—સુખના વખતમાં મૃત્યુના પ્રતિ પ્રેમ રાખવો, શરીર આરોગ્યવાન હોય તે વખતે જીવનને શત્રુના જેવું જાણવું, ઇશ્વરની ચર્ચા કરવામાં અને સાંભળવામાં પ્રેમ, ઈશ્વરના પ્રતિ અનુરક્ત થવું, ઈશ્વર વિના એક ક્ષણ પણ જીવવું પડે તો ચિત્તને અતિશય બેચેની ઉત્પન્ન થવી, વળી જે ક્ષણે ઈશ્વર ઉપર દૃષ્ટિ સ્થિર થઇ જાય, તે વખતે ગમે તે વિષયની આલોચનામાં પણ આનંદનો અનુભવ થવા માંડે.

૧૫. કોઇએ મહાતપસ્વી યુસુફને સંયોગ અને વિયોગની બાબત પ્રશ્ન પૂછ્યો, ત્યારે તે બોલ્યા કે, "ઇશ્વરતત્ત્વને હૃદયની સાથે જોડી રાખવું તેનું નામ સંયોગ અને ખાસખાસ અવસ્થાઓમાં તેનો વિક્ષેપ થઇ જાય તેનું નામ વિયોગ."





# ૯૯–મહાતપસ્વી અબુ યાકુબ નહરજોરી

મહાતપસ્વી અબુ યાકુબ નહરજોરી ઈશ્વરના સાંનિધ્યમાં વાસો કરનારા અતિ ઉચ્ચ અવસ્થાએ જઇ પહોંચેલા પુણ્યાત્માઓમાંના એક હતા. તેમનો મહિમા અને તેમની શ્રેષ્ઠતા સર્વત્ર જાણીતાં થઈ ગયાં હતાં અને હરેક જગ્યાએ તેમનો સ્વીકાર થતો હતો. સાધુસમાજમાં તેમનું સ્થાન સૌથી ઊંચું હતું, તેમનું ચારિત્ર્ય અતિશય સુંદર હતું, તેમની તપોનિષ્ઠા સુપ્રસિદ્ધ અને સર્વલોક સમાદૃત હતી, તેમનું હૃદય (ઈશ્વરના વિરહથી) અત્યંત સંતપ્ત રહેતું હતું, તેમની સાધનાઓ અતિ કઠોર હતી અને તેમનાં ધ્યાનધારણા અતિ ગંભીર હતાં. તેમનાં ઉપદેશવચનનો સર્વત્ર સમાદર થતો હતો અને તે સૌના હૃદયમાં વસી જાય એવાં હતાં. તેમના સમયમાં તેમના જેવો તેજસ્વી પુરુષ બીજો એક પણ ન હતો. તેઓ મક્કા શહેરના વતની હતા અને મહાત્મા ઓમર એબ્ન ઉસમાનની સાથે રહ્યા હતા. તેમના પિતાનું નામ ઈસહાક હતું. મક્કામાંજ તેમનું મરણ થયું હતું.

મહાતપસ્વી અબુ યાકુબ એક ક્ષણવારને માટે તેમના સાધનભજનમાંથી નિવૃત્ત થતા ન હતા; એક ક્ષણવાર પણ પ્રફુલ્લિત મને કાળયાપન કરતા તેમને કોઈએ દીઠા ન હતા. એક દહાડો પોતાના મનને થતા અતિશય ક્લેશ અને સંતાપથી અધીર થઈ જવાથી તેમના મોઢામાંથી એક તીણી ચીસ નીકળી ગઈ અને છુટકારાને માટે તેમણે ઈશ્વરની પ્રાર્થના કરી, ત્યારે આકાશવાણી દ્વારા તેમને એવો જવાબ મળ્યો કે, "અબુ યાકુબ! તું તો મારો દાસ છે, દાસે સુખમાં અને સ્વચ્છન્દે રહેવાની ઇચ્છા રાખવીજ ન જોઇએ."

એકવાર કોઇએ અબુ યાકુબને પૂછ્યું: "મને મારા હૃદયમાં ઘણો ક્લેશ થાય છે. તે ક્લેશની કેવી રીતે નિવૃત્તિ થાય તેના

સંબંધમાં મેં અમુક અમુક સાધુસંતોની પાસે જઈને તેમની સલાહ લીધી. કોઇએ કહ્યું કે, ‘તું રોજા પાળ,’ કોઇએ કહ્યું કે, ‘તું હજ કરવા જા.’ હું તો બેઉ કરી ચૂક્યો, પણ તેથી કલેશની નિવૃત્તિ થઈ નહિ; ત્યારે હવે તમારી શી સલાહ છે?” અબુ યાકુબ બોલ્યાઃ “જેમણે તમને સલાહ આપી હતી તેમણે તમારી પીડાનું નિદાન કરવામાં ભૂલ કરી હતી. તમારે માટે જે કરવા જેવું છે તે એ છે કે, લોકો જ્યારે ઊંઘતા હોય, ત્યારે તમારે મસ્જિદમાં જવું અને ખૂબ રડીકકળીને ઈશ્વરની પ્રાર્થના કરવી કે, ‘હે પરમેશ્વર! હું તો તમારી બાબતમાં કાંઇજ જાણતો નથી, વિસ્મયમાં ગૂંચવાઇ પડ્યો છું, માટે તમે આવીને મારો હાથ પકડો.’” પેલો માણુસ કહે છે કે, “તેમના કહેવા મુજબ મેં કરી જોયું અને તેથી મારા કલેશની નિવૃત્તિ થઇ ગઇ.” બીજા એક જણે અબુ યાકુબને કહ્યુંઃ “હું નમાજ તો પઢું છું, પણ મને તેમાં કશો રસ પડતો નથી.” આવું સાંભળીને તેમણે કહ્યુંઃ “તમે નમાજ પઢો છો ત્યારે તમે તમારા ચિત્તને તમારા અંતઃકરણમાં બાંધી રાખો છો, તેથી તમને નમાજમાં રસ પડતો નથી. દાખલા તરીકે કોઇ માણુસને દેશપર્યટન કરવાનો વિચાર હોય, પરંતુ તે જો પોતાના વાહનને એક જગ્યાએ બાંધી રાખે, તો તે રસ્તો કેવી રીતે કાપી શકવાનો હતો? સ્થૂળ વાહનની સહાયતા લીધા વિના સ્થૂળ રસ્તો કપાય નહિ, તેમ અંતરના યોગ વિના પારલૌકિક રસ્તો પણ કપાતો નથી.”

મહર્ષિ અબુ યાકુબ કહે છે કે, “એક વાર મેં એક કાણા માણુસને દીઠો હતો. તે કાબાના મંદિરની પ્રદક્ષિણા કરતાં કરતાં એવું બોલતો હતો કે, ‘મેં તમારાથી બચવાને સારુ તમારોજ આશ્રય લીધો છે.’ મેં તેને પૂછ્યુંઃ ‘અલ્યા! આ વળી કેવી પ્રાર્થના?’ તે બોલ્યોઃ ‘એક દહાડો મેં કોઇ સ્રીના ઉપર કુદૃષ્ટિ કરી હતી. તેને જોવાથી મને ઘણું સુખ થતું હતું, એવામાં એકાએક મારી એક આંખને કશું વાગવાથી મારી તે આંખ ફૂટી ગઇ. તે ફૂટી ગયેલી આંખ વડેજ મને સાચી દૃષ્ટિ પ્રાપ્ત થઇ; તે વખતે મારે કાને એવો ધ્વનિ આવ્યો કે, ‘એક વાર તેં કુદૃષ્ટિ કરી તેના બદલામાં તને એક લપડાક વાગી. હવે બીજી વાર એવું કરીશ તો વધારે સજા ભોગવવી પડશે.’”

## ઉપદેશવચન

૧. સંસાર સમુદ્ર છે, તેની પેલી બાજુએ પરલોક છે, વિષય-

નિવૃત્તિ તેને તરી જવાની નૌકા છે અને મનુષ્યો તેમાં બેસનારા મુસાફર છે.

૨. જેમને અન્ન વડેજ તૃપ્તિ થાય છે, તેઓ અહીં ભૂખ્યા ને ભૂખ્યાજ રહે છે; જેમનું ઐશ્વર્ય ધનસંપત્તિમાં છે તેઓ હમેશાં દરિદ્ર ને દરિદ્રજ રહે છે. જે માણુસ લોકોની આગળ માગતો ફરે છે, તે હમેશાં ઠગાતોજ રહે છે. જે માણુસ પોતાના કાર્યને માટે ઈશ્વરની મદદ નથી માગતો, તે હમેશાં અપયશનો ભાગી થાય છે.

૩. જે સંપત્તિને માટે તમે કૃતજ્ઞતા દર્શાવશો, તેનો કદી વિનાશ થતો નથી અને જે સંપત્તિને માટે તમે અકૃતજ્ઞ રહેશો, તેનું સ્થાયિત્વ છેજ નહિ એવું નક્કી માનજો.*

૪. સાધક જ્યારે યથાર્થ વિશ્વાસની પૂર્ણતા પ્રાપ્ત કરે છે, ત્યારે તેની દૃષ્ટિએ વિપત્તિ એ સંપત્તિ બની જાય છે, સંસારના ઉપર વિશ્વાસ રાખવો એ તેને માટે વિપત્તિ નીવડે છે. અલ્પ ભોજન, અલ્પ વાર્તાલાપ, અલ્પ શયન અને કામનાનો ત્યાગ એ વાસ્તવિક સંયમ છે.

૫. સાધક જ્યારે પોતાની જાતના સંબંધમાં મરી જાય છે, ત્યારે તે ઈશ્વરની અંદર સંજીવિત થઇ જાય છે.

૬. જે માણુસ સાધનાની સાથે સંતોષતત્ત્વનો યોગ કરતો નથી, તે પોતાની સાધનામાં જીવન અને મૃત્યુની સાથે પણ યોગ રાખતો નથી અને એવું કરવાથી તે મિથ્યાભિમાની સાબિત થાય છે.

૭. સાચો આનંદ ત્રણ બાબતોમાં રહેલો છેઃ-(૧) ઈશ્વરના પૂજન-અર્ચનમાં, (૨) ઈશ્વરની સમીપ જઇને બેસવામાં અને લોકોની પાસેથી દૂર ભાગી જવામાં, (૩) ઈશ્વરના સ્મરણમાં અને સંસારના વિસ્મરણમાં.

---

* પ્રાપ્ત સંપત્તિ અને વધુ મેળવાતી સંપત્તિ માટે પ્રભુનો ઉપકાર માનવો એટલે શું? તે પણ બીજાં વચનોમાં કહેવાયલું જણાશે અર્થાત્ મોઢાના શબ્દોથી પ્રભુ રાજી રાજી નહિ થઈ જાય કે રૂપિયે પાઇપૈસાનું રાજસદાન—કીર્તિદાન કરવાથી અને વિષયી માનવોમાં વિક્રમ કે ભામાશાનાં વિશેષણ કે સર્ટિફિકેટ મેળવવાથી નહિ ભોળવાઇ જાય, એ વાત પણ દરેકે ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. પેલા પ્રાતઃસ્મરણીય રંતિદેવનો માત્ર શેર અન્નનો યજ્ઞ પાંડવોના કરોડોના ખર્ચવાળા મહાયજ્ઞ કરતાં વધારે મહાન શાથી ગણાયો? તે નોળિયાવાળી વાતમાંથી સ્પષ્ટ સમજાય તેમ છે. —સંપાદક

૮. ઈશ્વરના આનંદની પ્રાપ્તિનાં ત્રણ લક્ષણ છે:-(૧) નિરંતર અખંડિત સાધનભજન, (૨) સંસાર અને સંસારી લોકોથી દૂર રહેવું અને (૩) ઈશ્વરની સાથે સંબંધ રાખનારી વસ્તુના સિવાય બીજી કોઇ પણ વસ્તુનું ઈશ્વરની જોડે જોડે સ્મરણ ન થાય એવો પ્રયાસ કરવો.

૯. જે કાર્યનો વાસ્તવિક કાર્યની સાથે યોગ હોય છે, તે કાર્યજ સૌથી શ્રેષ્ઠ છે.

૧૦. જે લોકોએ ઈશ્વરને વિષે વધારે જ્ઞાન સંપાદન કર્યું હોય છે, તેઓ તેનાથી વધારે વિસ્મયાપન્ન થાય છે.

પ્રશ્ન:—ઈશ્વરને જાણનારો ઈશ્વર સિવાય બીજી કોઇ પણ વસ્તુને ખાતર મનમાં બળાપો કરે ખરો કે?

ઉત્તર:—ઈશ્વરને જાણનારો માણુસ જેને માટે પોતાના મનમાં બળાપો થાય, એવી ઈશ્વર સિવાયની કોઇ પણ વસ્તુને જોઇ શકતોજ નથી.

પ્રશ્ન:—સંસારના પ્રતિ કેવી દૃષ્ટિ વડે જોવું ઉચિત છે?

ઉત્તર:—અસ્થાયી અને નશ્વર પદાર્થને જોતા હોઇએ તેવી રીતે.

૧૧. યોગ એ સત્યમાંથી ઉત્પન્ન થાય છે, તમામ પ્રાણીપદાર્થ તેમાં સ્થિતિ કરે છે; વિયોગ એ સૃષ્ટ વસ્તુની પ્રકૃતિ છે, તેનો અસત્યમાં સમાવેશ થાય છે; અર્થાત્ સત્ય સિવાય બીજું જે કાંઇ હોય, તે બધું સત્યની સરખામણીમાં અસત્ય છે. જે ગુણ સત્યને અસત્ય બનાવી દે, તેનુંજ નામ વિયોગ. આદમને સ્વર્ગવાસ વિષે જેના દ્વારા શિક્ષા મળી હતી, તેનું નામ યોગ. એ શિક્ષામાં જે વિક્ષેપ ઉત્પન્ન કરે તેને વિયોગ કહે છે.

૧૨. ઈશ્વર ઉપર નિર્ભર રહેનારાઓની જીવિકા ઈશ્વરના હાથમાં છે. ઈશ્વર તેમને સારુ બધું આગળ આગળથી નક્કી કરી રાખે છે. શારીરિક ક્લેશ અને અવિશ્રાન્ત પરિશ્રમ કર્યા વિના તેમને ઈશ્વરનું આપેલું બધું આવી મળે છે. બીજા લોકો જે મહેનત કરે છે, તે ઈશ્વર ઉપર નિર્ભર રહેનારાઓને માટેજ કરે છે.×

૧૩. જે માણુસ પોતાની જીવિકાને સારુ બીજાને દુઃખ અથવા કષ્ટ આપતો નથી, તે એકલોજ સાચો ઈશ્વરાવલંબી છે. તેને જે

× વગરમહેનતે બેઠાં બેઠાં ખાનારાઓને માટે! —સેવાનંદ

કાંઇ સહજભાવે પ્રાપ્ત થાય, તેને માટે તે કશો ઉદ્વેગ કરતો નથી અને જે તેની પ્રાપ્તિમાં વિઘ્ન ઊભાં કરે, તેને તે કટુ વચન કહેતો નથી. તે સારી રીતે જાણે છે કે, પોતાને જે કાંઇ આવી મળે છે અથવા મળવામાં જે અડચણો ઊભી થાય છે, તે બધું ઈશ્વરદ્વારાજ થાય છે અને તેના સિવાય બીજા કોઇથીજ નહિ.

૧૪. સાચું ઈશ્વિરાવલંબન કરનાર તો એક ઇબ્રાહિમ હતો. સ્વર્ગના ફિરસ્તાએ તેની પાસે આવીને તેને પૂછ્યું: “ તમારે કશું માગવું છે ?” ત્યારે ઇબ્રાહિમે કહ્યું: “ તમારી પાસે તો મારે કશુંજ માગવાનું છે નહિ.” કારણ કે તેને ઈશ્વર સિવાય બીજા કશાનું ભાન હતું નહિ, તે ઈશ્વર સિવાય બીજા કોઇને જોઇ શકતો ન હતો.

૧૫. ઈશ્વરના ઉપર નિર્ભર રહેનારાઓની નિર્ભરતાની ભાવના એવી પ્રબળ હોય છે કે, એવી પ્રબળ અવસ્થામાં જો તમે તેને બળતા અગ્નિની અંદર ઊંચકીને ફેંકી દો, તો તેનું પણ તેમને કશું ભાન રહે નહિ; તેને ત્યાંથી ઊંચકીને પાણીમાં ફેંકી દો અથવા તીરથી વીંધી નાખો તોપણ તેથી તેને કશી વેદનાનું ભાન થતું નથી. એવાજ ભક્તોની એવી પણ અવસ્થા કોઇ કોઇ વાર થાય છે કે, તેમને એકાદ મચ્છર કરડે તો તેઓ કૂદાકૂદ કરી મૂકે છે અને વાયુની એકાદ લહેરથી પણ અસ્થિર થઇ જાય છે.

પ્રશ્ન:—પરમેશ્વરની પાસે જવાનો રસ્તો કયો ?

ઉત્તર:—મૂઢ લોકોના સંસર્ગથી વેગળા રહેવું, જ્ઞાની લોકોના સંગમાં રહેવું, જે જ્ઞાન મેળવ્યું હોય તેનો અમલ કરવો અને હમેશાં ઈશ્વરના સ્મરણમનનમાં નિમગ્ન રહેવું.





# ૬૭—મહાતપસ્વી સમ્નુન મોહેબ્બ

મહાતપસ્વી સમ્નુન મોહેબ્બ નિર્ભય, મહાપ્રેમી, બાહ્યજ્ઞાનરહિત, નિગૂઢ ગંભીર આધ્યાત્મિક જ્ઞાનસંપન્ન, ઈશ્વરી સૌંદર્યદીપકના પતંગ જેવા, ઈશ્વરમિલનરૂપી અરુણોદયને માટે સદા વ્યાકુળ, સુસ્થિર છતાં સર્વદા અસ્થિર, પ્રમત્ત પ્રેમી પુરુષ હતા. તે પોતાના ભાવમાં અદ્વિતીય હતા. સર્વજન સમાદૃતઃહતા અને સાધુસમાજના નેતા અને ગૌરવસ્વરૂપ હતા. તેમના પ્રગાઢ પ્રેમાવેશને લીધે લોકોએ તેમને 'મોહેબ્બ' (પ્રેમી) એવું નામ આપ્યું હતું, પણ તેઓ તો પોતાને હમેશાં સમ્નુન કજ્જાબ (અર્થાત્ જૂઠો) જ કહેતા હતા. તેમના મોઢામાંથી અત્યંત આશ્ચર્યકારક નિગૂઢ તત્ત્વો સ્વાભાવિક રીતે નીકળી પડતાં હતાં, જે સાંભળીને લોકોનાં ચિત્ત તેમના પ્રતિ આકર્ષાતાં હતાં. પ્રેમાવેશમાં તો તેઓ એક આદર્શસ્વરૂપ હતા. સમસ્ત સાધુસમાજમાં તેમની શ્રેષ્ઠતાનો એકેઅવાજે સ્વીકાર થતો હતો. મહર્ષિ સરિસક્તિના સહવાસમાં તેઓ રહ્યા હતા અને મહર્ષિ જવનિદના તે સમકાલીન પુરુષ હતા. પ્રેમના વિષયને તે સર્વશ્રેષ્ઠ માનતા હતા અને તત્ત્વજ્ઞાનના કરતાં પણ તેને વધારે મહત્ત્વ આપતા હતા. તેમના સંપ્રદાયના ઘણાખરા સાધુઓ પ્રેમને તત્ત્વજ્ઞાનના કરતાં વધારે મૂલ્યવાન ગણુતા હતા. મહાતપસ્વી સમ્નુન કહે છે કે, "પ્રેમજ મૂળ વસ્તુ છે અને ઈશ્વરપ્રાપ્તિનો એક માત્ર ઉપાય છે. આધ્યાત્મિક ઉન્નતિનાં તમામ પગથિયાં અને પ્રગતિ પ્રેમની સાથે સંબંધ રાખે છે. પ્રેમોન્નતિની સાથે સાથેજ એ બાબતોને લગતી ઉન્નતિ સિદ્ધ થાય છે."

સમ્નુન જ્યારે હેજ્જાજની યાત્રાએથી પાછા ફરતા હતા, ત્યારે રસ્તામાં તેમને એક જણુ એવો આગ્રહ કરવા લાગ્યો કે, "તમે એક સભા ભરીને મારે વિષે કાંઇક કહો." તે માણુસના કહેવા ઉપરથી સમ્નુને ભાષણુ આપવાનું કબૂલ કર્યું પણુ કોઈ આવ્યુંજ નહિ. ત્યાર પછી સમ્નુને ખાલી અવકાશમાં હાલંડોલા કરતી દીવા મૂક-

વાની કાચની હાંડીઓના તરફ જોઇને બોલવા માંડયું: “ હું તમારી સાથેજ આજે પ્રેમકથા કરવા આવ્યો છું.” આવું કહીને તેમણે ભાષણ શરૂ કર્યું. દંતકથા એવી છે કે તમામ હાંડીઓ ડોલંડોલા કરવા લાગી અને એકબીજાની સાથે અથડાઇને ભાંગી પડી.*

મહાતપસ્વી સમ્નુન એક વાર પ્રેમને વિષે ભાષણ આપતા હતા, ત્યારે એક પક્ષી ઊડતું ઊડતું આવીને તેમના માથા ઉપર બેસી ગયું; ત્યાર પછી માથા ઉપરથી ઊડીને તેમના હાથ ઉપર બેઠું અને પછી તેમના ખોળામાં લપાઇ ગયું. પછી તો તે પક્ષીને એવો આવેશ આવ્યો કે, તેમના ખોળામાંથી ઊતરીને જમીનની સાથે એટલા જોરથી ચાંચ અફાળવા મંડયું કે તેની ચાંચમાંથી લોહી ઝમવા લાગ્યું અને એમ કરતાં કરતાં તે મરી પણ ગયું. સમ્નુનનાં અલૌકિક કાર્યોને વિષે આવી આવી દંતકથાઓ કહેવાય છે.

સંતપ્રવર સમ્નુને પાછલી વયમાં પોતાના ધર્મજીવનની સહચરી તરીકે એક સ્ત્રીની સાથે લગ્ન કર્યું. તેને પેટે એક પુત્રીનો જન્મ થયો. તે છોકરી ત્રણેક વરસની થઇ ત્યાર પછી સમ્નુનને તેની ઘણીજ માયા લાગી. એક વાર સમ્નુનને રાત્રે એવું સ્વપ્ન આવ્યું કે, જાણે તે ઊંઘમાંથી જાગી ઊઠ્યા છે અને પોતાની સામે એક ધ્વજાને રોપેલી દીઠી. તે ધ્વજામાંથી નીકળતા તેજ વડે આસપાસની બધી જગ્યામાં અજવાળું અજવાળું થઇ ગયું હતું. મહાતપસ્વી સમ્નુનને પૂછયું: “કયા સંપ્રદાયની આ ધ્વજા છે?” તેમને જવાબ મળ્યો કે, “આ ધ્વજા તો તે પ્રેમીઓના સંપ્રદાયની છે કે જેમના સંબંધમાં શાસ્ત્રમાં (કુરાનમાં) પણ કહ્યું છે કે, ‘તેઓ તેની સાથે પ્રેમ રાખે છે અને તે તેમની સાથે પ્રેમ રાખે છે.’” પછી સમ્નુન તે મંડળમાં બેસવાને માટે ગયા, ત્યારે ત્યાં બેઠેલા એક જણે ઊઠીને તેમને કાઢી મૂકયા. તેમણે એક ઘાંટો પાડીને કહ્યું: “મને તમે શા કારણસર કાઢી મૂકો છો?” તે માણસ બોલ્યો: “તમે આ સંપ્રદાયના માણસ નથી.” સમ્નુને કહ્યું: “મને તમે નથી ઓળખતા? મને લોકો સમ્નુન મોહેબ્બ (પ્રેમી) કહે છે અને મારા મનની હાલત ખુદા પોતે પણ જાણે છે.” એટલામાં ત્યાં દૈવવાણી સંભળાઇ કે, “તમે પ્રેમી સંપ્રદાયની અંદરના હતા તો ખરા પણ, જે દહાડાથી તમને પેલી તુચ્છ છોકરીની માયા લાગી

* હાંડીઓ એકબીજાથી કેટલે કેટલે અંતરે હતી કે અથડાઇને ભાગી ગઇ ? —સેવાનંદ

તે દહાડાથી પ્રેમીઓના દફતરમાંથી તમારું નામ ખાતલ કરવામાં આવ્યું છે." આ દૈવવાણી સાંભળીને સમ્નુન ઊંઘમાં ને ઊંઘમાંજ એક આર્તનાદ કરીને બોલી ઊઠયા: "હે ખુદા! જો એ છોકરી મારા માર્ગમાં વિઘ્નકર્તા હોય તો તું તેને એક બાજુએ કરી દે" અને થયું પણ તેમજ.

એક વાર મહર્ષિ સમ્નુન પરમેશ્વરને સંબોધન કરીને કહેવા લાગ્યા: "હે પરમેશ્વર! મારી જે રીતે પરીક્ષા કરવી હોય તે રીતે ભલે તું મને પારખી જોજે, પણ હું આખરે તદ્દન સાચોજ સાબિત થઇશ. હું તારી તમામ કસોટીઓમાં મારી સ્થિરતા સાચવી રાખીશ અને તારી વિરુદ્ધ જરા પણ બડબડીશ નહિ." તેજ દહાડે રાતને વખતે તેમને શરીરે એકદમ ભયંકર વેદના થઇ આવી અને જાણે હમણાંજ તેમનો પ્રાણ નીકળી જશે, નીકળી જશે, એવી તેમની હાલત થઇ ગઇ, તોપણ તે કશું બોલ્યા નહિ અને બૂમબરાડા પાડ્યા નહિ. ઘણું દુઃખ થતું ત્યારે એક ઊંડો નિઃશ્વાસ નાખતા. સવાર થઇ ત્યારે તેમના પાડોશીઓ આવીને પૂછવા લાગ્યા: "કાલે રાત્રે તમને શું થયેલું કે બૂમબરાડા પાડીને બધો મહોલ્લો ગજાવી મૂક્યો? તમારા બૂમબરાડા સાંભળીને અમારાથી નિરાંતે ઊંઘાયું પણ નહિ." હવે સમ્નુનના મનને તો પૂર્ણ વિશ્વાસ હતો કે મેં મોઢામાંથી એક ઉંકારો પણ કર્યો નથી, ત્યારે લોકોએ બૂમો સાંભળી તેનું શું કારણ? એવું થયું હોવું જોઇએ કે તેમની અંતરની દુઃખી અવસ્થાએ આર્તનાદનું રૂપ ધારણ કરી લોકોના કાનમાં બૂમબરાડાનું ભાન કરાવી દીધું. ઈશ્વરે આ પ્રસંગદ્વારા સમ્નુનને એક એવું તત્ત્વ સમજાવી દીધું કે, "આંતરિક નિઃશબ્દતા એજ સાચી નિઃશબ્દતા છે. જો તમે યથાર્થ રીતે નિઃશબ્દ રહ્યા હોત તો તમારા મંદવાડની હકીકત તમારા પાડોશીઓ જાણી શકતજ નહિ. એટલા માટે તમારે આજ પછી તમારા ગજા ઉપરાંત કામ કરવાની હામ ભીડવી નહિ."

એક વાર મહાતપસ્વી સમ્નુન એક કવિતા વાંચતા હતા. તેની મતલબ એવી હતી કે, "તમારા સિવાય મારું પોતાનું કાંઇ છેજ નહિ. મારું મન તમારા સિવાય બીજા કોઇને ચાહતું નથી, બીજા કોઇની આશા રાખતું નથી, તમારે જે રીતે મને કસોટીએ ચઢાવવો હોય તે રીતે ચઢાવી જુઓ, હું બધું સહન કરી શકીશ." બસ, તેજ ઘડીએ તેમનો પેશાબ બંધ થઇ ગયો. તેમણે તરતજ

ઊઠીને એકદમ નિશાળ ભણી દોટ મૂકી અને છોકરાઓને કહ્યું: "તમે આ તમારા જૂઠું બોલનારા ઘરડા કાકાને સારુ ઈશ્વરની પ્રાર્થના કરો કે જેથી તે મને ફરીથી સાજો બનાવી દે."

સાધુ અબુ મહમ્મદ મોગાજલિ કહે છે કે, "હું સમ્નુનની સાથે બગદાદમાં રહેતો હતો. કોઇએ શહેરના ફકીર લોકોમાં ચાળીસ હજાર પૈસા વહેંચ્યા, પણ અમને તેણે કશુંજ આપ્યું નહિ. સમ્નુને કહ્યું: "ચાલો, આપણે એક જગ્યાએ જઇને બેસીએ અને પેલા માણસે ચાળીશ હજાર પૈસાનું દાન કર્યું છે, તેથી આપણે પણ એક એક પૈસાની એક રકાત લેખે ચાળીશ હજાર રકાત નમાજ પઢીએ." ત્યાર પછી અમે અમુક જગ્યાએ ગયા અને ત્યાં બેસીને અમે ચાળીસ હજાર નમાજ પઢી ગયા.

ગુલામ ખલિલ નામનો એક જણ બગદાદના ખલીફાની આગળ જઇને એવી ડિંગ મારવા લાગ્યો કે, "હું એક મોટો ઋષિ છું અને મારા આખા સંસારને સાટે મેં ધર્મ વેચાતો લીધો છે. ખલીફાએ તેના ઉપર વિશ્વાસ મૂક્યો. ત્યાર પછી તે માણસ ખલીફાની આગળ બીજા બધા સાધુસંતોની નિંદા કરવા લાગ્યો અને ફલાણામાં અમુક દોષ છે અને ફલાણામાં તમુક દોષ છે, એવાં સૌના ઉપર જૂઠાં આળ ચડાવવા મંડ્યો. આવું કરવામાં તેનો હેતુ એવો હતો કે, એ બધાજ તપસ્વીઓ અને મહાત્માઓ ઉપરથી ખલીફાની શ્રદ્ધા ઊઠી જાય, તેમને પોતાની પાસે આવવા ન દે, ખલીફા અને તેના દરબારમાં બેસનારા અમીર–ઉમરાવોમાંથી કોઇ તે મહાત્માઓને ભાવ ન પૂછે, એટલે દરબારમાં મારી માનપ્રતિષ્ઠામાં વધારો થશે અને ત્યાં મારો પગ સદાને માટે જામી જશે. પણ બગદાદમાં સમ્નુનનું લોકોમાં અત્યંત સન્માન થયું હતું, તેમની ખ્યાતિ સર્વત્ર પ્રચલિત થયેલી હતી, તેથી કરીને ગુલામ ખલિલે તેમને સતાવવામાં કચાશ રાખી નહિ. તેમના ચારિત્ર્ય ઉપર તરેહ તરેહનાં કલંક ચડાવવાનું પણ તે ચૂક્યો ન હતો. ત્યાર પછી એવું બન્યું કે, કોઇ પૈસાદારની યુવતી સમ્નુનની પાસે આવીને કહેવા લાગી કે, "મને તમારી સાથે રહેવા દો." પણ સમ્નુને તેની વાત માની નહિ. ત્યાર પછી તે સ્ત્રી સાધુશ્રેષ્ઠ જુનૈદની પાસે ગઇ અને કહેવા લાગી કે, "તમે સમ્નુનને કહો કે, મને તેમની સાથે રહેવા દે." પણ તેની વાત ઉપર જુનૈદે પણ કશું લક્ષ આપ્યું નહિ અને

સાંભળ્યું ન સાંભળ્યું કરી નાખ્યું. ત્યાર પછી તે ગુલામ ખલિલની પાસે ગઇ અને સમ્નુનને વિષે તદ્દન જૂઠી અને ગંદી વાતો જોડી કાઢીને કહી. ગુલામ ખલિલને તો એટલુંજ જોઇતું હતું. તેણે લાગ જોઇને આ વાત ખલીફાને કાને નાખી અને તેને સમ્નુનની વિરુદ્ધ ખૂબ ઉશ્કેરી મૂક્યો. ખલીફાએ તો સમ્નુનને અને એક જલ્લાદને બેઉને પોતાની રૂબરૂમાં બોલાવ્યા. પછી સમ્નુનનો શિરચ્છેદ કરવાની આજ્ઞા આપવાનાં તેણે કેટલીય વાર ફાંફાં માર્યાં પણ જેટલી વાર તે બોલવા ગયો, તેટલી વાર તેની જીભજ ચોંટી જવા લાગી અને મોઢેથી એક શબ્દ પણ તે બોલી શક્યો નહિ. રાત પડી અને તે ઊંઘી ગયો ત્યારે તેણે સ્વપ્નમાં એવી દૈવવાણી સાંભળી કે, "જો સમ્નુનને મારી નખાવીશ તો તારી રાજગાદી ગઇજ જાણજે." બીજે દહાડે સવાર થતાં તેણે સમ્નુનને પોતાની પાસે તેડાવ્યા, તેમની ક્ષમા માગી અને અત્યંત સન્માનસહિત તેમને વિદાય કર્યા. આ જોઇને ગુલામ ખલિલ તો તેમના ઉપરની અદેખાઇને લીધે ઊભો ને ઊભોજ સળગી ઊઠ્યો. ત્યાર પછી આગળ જતાં તેને કોઢ નીકળ્યો. લોકો કહેવા લાગ્યા કે, "તેણે મહર્ષિ સમ્નુનને દુઃખ દીધેલું, તેની તેને આ સજા મળી." કોઇએ આ વાત સારા સારા સંતોની આગળ જઇને કહી કે, "ગુલામ ખલિલને તો કોઢ નીકળ્યો છે." ત્યારે તેઓ કહેવા લાગ્યા કે, "ગુલામ ખલિલ ધર્મરાજ્યમાં પ્રવેશ કરવાને યોગ્ય ન હતો, પણ તેને ધર્મ-રાજ્યના અધિવાસી થવાની મહત્ત્વાકાંક્ષા રાખી, તે તેણે સારું કર્યું નહિ. તે સાધુસમાજનો વિરોધી હતો, તેનાં કેટલાંક અપકૃત્યને લીધે વખતોવખત તમામ તપસ્વીઓના જીવને ક્લેશ થતો હતો. ઈશ્વર તેને ફરીથી સાજો કરી દો." કોઇએ વળી ગુલામ ખલિલની પાસે જઇને વાત કરી કે, "તારે વિષે તો અમુક અમુક ઋષિ આવું આવું બોલતા હતા." તે સાંભળીને તેનો હૃદયપલટો થઇ ગયો. પોતાનાં અત્યાર સુધીનાં પાપાચરણને માટે તેના હૃદયમાં પશ્ચાત્તાપનો અગ્નિ સળગવા લાગ્યો, તેની પાસે જે કાંઇ ધન હતું તે બધું તેણે સંતસાધુઓને વહેંચી આપવા માંડ્યું, પણ તેમણે તે લીધું નહિ. એ સાધુઓનો ભાવ કેટલો બળવાન હતો અને તેઓ કેટલા નિર્લિપ્ત હતા કે, આખરે તેમણે તે પાપીને પણ પ્રાયશ્ચિત્ત કરતો કરી દીધો! વસ્તુતઃ સંતસાધુઓનો કોઇનાથી વાળ પણ વાંકો થઇ શકતો નથી, એવું જે કહેવાય છે તે સાચી વાત છે.

## ઉપદેશવચન

૧. ક્ષણે ક્ષણે ઈશ્વરના ગુણાનુવાદ ગાવામાં રસ ઉત્પન્ન થાય એ વિશુદ્ધ પ્રેમનું લક્ષણ છે. ઈશ્વર કહે છે કે, "ઈશ્વરનું અતિશય સ્મરણ કરો. ઈશ્વરની સાથે પ્રેમ રાખનારાઓ આ લોકમાં તેમજ પરલોકમાં ગૌરવાન્વિત થાય છે." હજરત મહમ્મદ પયગંબર (સલ૦) કહે છે કે "જેઓ ઈશ્વરના પ્રતિ પ્રેમ રાખે છે, તેમની સાથે ને સાથેજ ઈશ્વર રહે છે. એટલા વાસ્તે ઈશ્વરના પ્રેમીઓ આ લોકમાં અને પરલોકમાં ઈશ્વરની સાથેજ વાસ કરે છે."

૨. અત્યંત સૂક્ષ્મ અને કોમળ વસ્તુનું વર્ણન કરી શકાતું નથી, પ્રેમના કરતાં અધિક સૂક્ષ્મ અને કોમળ વસ્તુ કોઇ હોયજ નહિ, તે માટે પ્રેમની વ્યાખ્યા થઇ શકતી નથી.

૩. કોઇ પણ વસ્તુ ઉપર તમારો અધિકાર ન હોય અને કોઈ પણ વસ્તુનો તમારા ઉપર અધિકાર ન હોય, એનું નામ ઋષિત્વ.

પ્રશ્નઃ—પ્રેમમાં શા માટે આટલાં બધાં પારવિનાનાં વિઘ્નો આવતાં હશે?

ઉત્તરઃ—બીજા અભાગિયા લોકો પ્રેમમાં માથું મારવા ન આવે તે માટે તેઓ તો વિઘ્નને જોઇનેજ આઘા ભાગી જાય છે.

પ્રશ્નઃ—સાચા દીનાત્મા કેવા હોય?

ઉત્તરઃ—મૂઢ લોકો ધનના ઉપર જેવી પ્રીતિ રાખે છે, તેવીજ પ્રીતિ જે દીનતા ઉપર રાખે તેજ સાચા દીનાત્મા. અજ્ઞાની લોકો જેટલા દીનતાથી બીએ છે, તેટલા જે ધનથી બીએ તે દીનાત્મા.





# ६८–महातपस्वी अबु अबदुल्ला महम्मद फजल

મહાતપસ્વી અબુ અબદુલ્લા નિગૂઢ તત્ત્વજ્ઞાન, અલૌકિક અવસ્થાઓનો કાર્યપ્રદેશ, સૂક્ષ્મ દર્શન અને ઉજ્જ્વલ જ્ઞાનરશ્મિ એ ચાર બાબતોના ભંડારસ્વરૂપ હતા. સર્વ સંપ્રદાયના લોકો તેમને માન્ય કરતા હતા. હૃદયની કોમળતા એ તેમનું એક ખાસ લક્ષણ હતું. મહાતપસ્વી અબુ અબદુલ્લા પ્રેમોદ્યાનમાં વિહરનાર પંખી હતા. તેઓ ખુરાસાન દેશના તપસ્વીઓમાંના એક હતા અને એ સંપ્રદાયના એક અગ્રણી મહાતપસ્વી તરીકે તેઓ સર્વત્ર વિખ્યાત હતા. ખુરાસાન પ્રદેશના મુખ્ય શહેર બલ્ખમાં તેમનો નિવાસ હતો. તેમના પિતાનું નામ મહમ્મદ ફજલ હતું. અબુ અબદુલ્લાનાં સૌને મોઢેથી વખાણુજ થતાં હતાં. સાધનામાં અને પુરુષાર્થમાં તેમનો જોટો ન હતો. તેમણે મુનિશ્રેષ્ઠ ખજરૂયાની પાસેથી ધર્મની દીક્ષા લીધી હતી. સાધુ તરમોજીની સાથે તેમને પરિચય હતો. મહાતપસ્વી અબુ ઉસમાન હરરી તેમના પ્રતિ ખૂબ શ્રદ્ધાવાન અને અનુરક્ત હતા. એકવાર અબુ ઉસમાને તેમને પૂછ્યું કે, "દુર્ભાગ્યનાં લક્ષણ કયાં કયાં?" ત્યારે તેના જવાબમાં અબુ અબદુલ્લાએ ત્રણ લક્ષણ ગણાવ્યાંઃ–(૧) ઈશ્વરકૃપા વડે જ્ઞાનની પ્રાપ્તિ થયા પછી, સત્કાર્યમાં તે જ્ઞાનનો ઉપયોગ કરવામાં પ્રમાદ, (૨) કદાચ કાર્ય પણ કરાય પરંતુ તેમાં સાત્ત્વિકતાનો અભાવ, (૩) સાધુસંગ કરવા છતાં સાધુઓના પ્રતિ શ્રદ્ધા અને આદરનો અભાવ. તાપસ અબુ ઉસમાન કહે છે કે, "મને જ્યારે જ્યારે સુયોગ મળતો ત્યારે ત્યારે હું મહર્ષિ અબુ અબદુલ્લાના શરણમાં જઇને બેસતો. તેમ કરવાથી તેમના દર્શનને પ્રભાવે મારું અંતઃકરણ ઉજ્જ્વલ અને પવિત્ર થઇ જતું." અબુ અબદુલ્લાનો બલ્ખ શહેરના લોકોએ બહિષ્કાર કર્યો હતો, તેમને વિષે તેઓ ઘણુંજ ભૂંડું બોલતા અને તેમને પોતાના શહેરમાંથી પણ કાઢી મૂકયા હતા. તેમણે પણ તે

લોકોને શાપ દીધો હતો અને પ્રાર્થના કરી હતી કે, "હે ખુદા! તું તેમના હૃદયમાંથી સત્યના પ્રકાશને દૂર ખેંચી લેજે." ત્યાર પછી બલ્ખ શહેરમાં કોઇ સત્યનિષ્ઠ પુરુષ પેદા થયોજ નથી.

## ઉપદેશવચન

૧. કોઇ માણુસ અંધારિયા કૂવામાંજ જન્મ્યો હોય, ત્યાં રહીનેજ મોટો થયો હોય અને જો અકસ્માત રીતે તેને કોઇ કૂવામાંથી બહાર કાઢે, ત્યારે સૂર્યનો પ્રકાશ જોઇને તે આશ્ચર્યચકિત થઇ જાય; ઘણા વખત સુધી તો તે તેના ભણી જોઇ પણ ન શકે. પછી સૂર્યને જોવાનો તેને અભ્યાસ પડી જતાં તેને સૂર્ય સંબંધી જ્ઞાન પણ થોડું થોડું પ્રાપ્ત થવા માંડે છે અને એ જ્ઞાનવડે સૂર્ય સંબંધી નિગૂઢ તત્ત્વ પણ સમજતો થઈ જાય છે. ઈશ્વરના સંબંધમાં પણ લોકોનું એવુંજ થાય છે.

૨. જો કોઇ માણુસ પોતાની પ્રવૃત્તિ (ઇન્દ્રિયોની) ને વશ થઇને ઈશ્વરના મંદિરમાં જવા ઇચ્છે અને તેનું દર્શન કરવાની ઉમેદ રાખે, તે તદ્દન વ્યર્થ છે. મને તો એ વાતનું આશ્ચર્ય થાય છે કે, તે પોતાની પ્રવૃત્તિ ઉપર કેમ પગ મૂકીને તેને દબાવી દેતો નથી? જો તે એટલુંજ કરે તો, તે ઇશ્વરની નજીક જઇ પહોંચે અને તેનું દર્શન પણ કરી શકે.

૩. જે તમામ પ્રકારની સાંસારિક આપદાઓથી વિમુક્ત છે, કોઇ પણ જાતનું પાર્થિવ દાન લેતાં જેને સંકોચ થાય છે, તેજ ઋષિ.

૪. પાર્થિવ કામનાઓમાંથી મુક્ત થયા એટલે શાંતિ તો આવવાનીજ.

૫. સાધક જ્યારે સંસારને પોતાના હૃદયના એક ખૂણામાં સ્થાન આપે, ત્યારે તમે તેને સાધનાને રસ્તે અધિક ક્ષણ જોઇ શકવાના નથી.

૬. ઇસ્લામધર્મ નીચે જણાવેલા ચાર દોષવાળા માણસોને પોતાના મંડળમાં સ્થાન આપતો નથીઃ-(૧) જે બાબતનું પોતાને જ્ઞાન થયું હોય, તેનો કાર્યમાં અમલ નહિ કરનારાઓ; (૨) જે બાબતનું પોતાને જ્ઞાન ન હોય, તેવાં કામમાં માથાં મારનારાઓ; (૩) જે વિષયનું પોતાને જ્ઞાન હોય, તેની બીજા લોકોને શિક્ષા ન આપનારાઓ ને (૪) લોકોને જ્ઞાન પ્રાપ્ત કરતાં અટકાવનારાઓ.

૭. ધર્મવિધિનું પાલન કરવામાં જેઓ અધિક યત્નવાન છે, વિધિનું સંરક્ષણ કરવા અને તેનું અનુસરણ કરવા જેઓ અધિક વ્યગ્ર છે, તેઓજ તત્ત્વજ્ઞ લોકોમાં સર્વથી શ્રેષ્ઠ છે.

૮. પ્રેમ એક અતિ પ્રભાવશાળી વસ્તુ છે, તેની ચાર અવસ્થાઓ જોવામાં આવે છેઃ-(૧) અંતરમાં નિરંતર ઈશ્વરના ગુણનું સ્મરણ અને તે દ્વારા આનંદની પ્રાપ્તિ, (૨) ઈશ્વરના ગુણાનુવાદ ગાવામાં અનુરાગની સ્થાપના, (૩) વિષયાનુરાગનું છેદન અને ઈશ્વરનો વિયોગ કરાવનારાં તમામ કારણોની સાથેના પોતાના સંબંધનો નાશ કરવો અને (૪) પોતાની જાતના કરતાં તથા તમામ અનીશ્વર પદાર્થોના કરતાં તેને સૌથી વધારે શ્રેષ્ઠતા આપવી.

૯. ઈશ્વરના પ્રેમીઓનું મુખ્ય લક્ષણ એ છે કે, તેમનો પ્રેમ સાચા લક્ષ્યના પ્રતિ સમર્પિત થયેલો હોય છે, ત્યાર પછી તેમનું કાર્ય ચાર ભૂમિકાઓમાં ચાલ્યા કરે છે;-જેમકે પ્રીતિ, ભીતિ, લજ્જા અને ઈશ્વર પ્રત્યે માન.





# ६९–महातपस्वी अबुल हुसेन बोशकी

મહાતપસ્વી અબુલ હુસેન બોશકી કાર્યકુશળ, સત્યનિષ્ઠ, કષ્ટ-સહિષ્ણુ, મહાપ્રેમી અને એકાત્મવાદી સાધુપુરુષ હતા. ખુરાસાન દેશના ધર્મવીરોમાં તેમની ગણના થાય છે. અબુલ હુસેનનું તેમની હયાતીમાં ઘણું સન્માન થતું હતું. તપસ્વીમંડળમાં પણ એક સુંદર પંડિત તરીકે તેઓ ઊંચું સ્થાન ભોગવતા હતા અને પોતાના સાધનમાર્ગમાં પણ ઘણા દૃઢનિષ્ઠ હતા. અબુ ઉસમાન, એબ્ન આતા અને અબુ ઓમર મકજીની સાથે તેમને ખાસ પરિચય હતો. બોશક નામના એક ગામમાં તેમનો નિવાસ હતો, પણ ત્યાંથી નીકળીને તેઓ ઘણા વરસ સુધી ઇરાક દેશમાં જઇને વસી ગયા હતા. ત્યાંથી જ્યારે તેઓ પાછા સ્વદેશ આવ્યા, ત્યારે ત્યાંના લોકો-એ તેમને કાફર કહીને તેમના ઉપર અનેક જૂઠાં આળ ચડાવ્યાં હતાં. તેથી કરીને તેઓ બોશકથી પાછા નેશાપુર ચાલ્યા ગયા અને જીવતાં સુધી ત્યાંજ રહ્યા. ત્યાં તેઓ "વિરાગી" એવા તખ-લ્લુસથી ઓળખાતા હતા.

કોઈ એક ઉદ્ધત ગામડિયાનો ગધેડો ખોવાઇ ગયો હતો. તે માણસ મહર્ષિ અબુલ હુસેનની પાસે આવ્યો અને તેમના વસ્ત્રનો છેડો પકડીને કહેવા લાગ્યો કે, "તમેજ મારો ગધેડો ચોરી ગયા છો." અબુલ હુસેને તેને કહ્યું: "ભાઇ, તારી ભૂલ થાય છે; મેં તારો ગધેડો નથી ચોર્યો, તને મેં જોયો પણ આજેજ." પણ પેલો તેમને છોડેજ નહિ. ત્યારે તેમણે ઊંચા હાથ કરીને પ્રાર્થના કરી કે, "હે પ્રભો ! આ માણસના લફરામાંથી મારો છુટકારો કર." આ શબ્દ તેમના મોઢામાંથી નીકળ્યા ન નીકળ્યા અને પેલા માણસનો ગધેડો તે જગ્યાએ આવીને ઊભો રહ્યો. ત્યારે તે ગધેડા-ના માલિકે તેમની માફી માગી અને કહ્યું: "ભાઈ સાહેબ, તમે મારો ગધેડો ચોર્યો નથી તે તો હું જાણતોજ હતો, પણ ખુદાની આગળ મારું કેટલું ચાલે છે તે તો હું કહી શકતો નથી, તેથી મને એવો

વિચાર આવ્યો કે, તમારી પાસે ખુદાનું બારણું ખખડાવી જોવું જોઇએ અને મારું ધારવું સાચુંજ હતું. તમે ખુદાનું બારણું ખડખડાવ્યું એટલે તરત મારું કામ થઇ ગયું! ચાલો, માફ કરજો."

એકવાર અબુલ હુસેન રસ્તે થઇને જતા હશે, ત્યાં એકાએક કોઇએ તેમના વાંસામાં ધક્કો માર્યો, તે જોઇને લોકો તે માણસને કહેવા લાગ્યાઃ "એ તો ફલાણા સાધુપુરુષ છે, જાણતો નથી? એવા મહાત્માને ધક્કો મરાય?" તે માણસ મહર્ષિની પાસે માફી માગવા આવ્યો, ત્યારે તે બોલ્યાઃ "તમારે માફી માગવાની જરૂર નથી. ધક્કો મારનાર તમે હતા તે હું જાણતો નથી, મેં તમને ધક્કો મારતાં જોયા નથી. એ કામ જેણે કર્યું છે, અથવા કરાવ્યું છે, તે કદી ભૂલ કરતો નથી."

એકવાર અબુલ હુસેન હાથપગ ધોવા બેઠા હતા, તે વખતે તેમના મનમાં એવો વિચાર આવ્યો કે, "મારા શરીર ઉપરની ચાદર અમુક ભિક્ષુકને આપી દેવી જોઇએ." તેજ ક્ષણે તેમણે પોતાના એક નોકરને બોલાવીને કહ્યું: "આ ચાદર ફલાણા ભિક્ષુકને આપી આવ." નોકરે કહ્યું: "તમે પહેલાં તમારા હાથપગ ધોઇને વજૂ કરીને ઘરમાં આવો, પછી હું આપી આવીશ." અબુલ હુસેને કહ્યું: "ના, ના, હમણાંજ જઈને આપી આવ. મારા મનમાં એવી બીક છે કે, હું પાટલા ઉપરથી ઊઠીને ઘરમાં જાઉં તે પહેલાંજ શયતાન મારા ઉપર ચડી બેસે અને મારા હૃદયમાંથી આ વિચારને બહાર કાઢી મૂકે તો મારે શું કરવું? ઈશ્વરની આપેલી સામગ્રીનો ભોગ કરવા જતાં મારા દાંત પડી જવા આવ્યા છે અને ઈશ્વરની નિંદા કરતાં કરતાં મારી જીભ ઘસાઈ જવા આવી છે."

મહાતપસ્વી અબુલ હુસેન મરી ગયા પછી જ્યારે લોકો તેમને કબ્રસ્તાનમાં દાટવા લઇ ગયા, ત્યારે એક માણસ જે તે પ્રસંગે ત્યાં હાજર હતો, તેણે પોતાની સાંસારિક ઉન્નતિને સારુ ઈશ્વરની પ્રાર્થના કરી. ત્યાર પછી તે માણસે એક વાર સ્વપ્નમાં અબુલ હુસેનને દીઠા. તેમણે તેને કહ્યું: "ભાઈ! મારી કબર આગળ બેસીને સાંસારિક પદાર્થોને સારુ માગણી કરશો નહિ. જો એવી તેવી વસ્તુઓની તમને કામના હોય, જો તમારે સંસાર અને સાંસારિક સંપત્તિઓને સારુ પ્રાર્થના કરવી હોય, તો કોઈ શ્રીમંત માણસની કબર પાસે બેસીને તેમ કરજો, પણ મારી કબર પાસે બેસીને

નહિ. મારી કબર પાસે બેસીને પ્રાર્થના કરવી હોય તો ઐહિક અને પારલૌકિક બેઉ પ્રકારનાં બંધનોમાંથી મુક્તિને સારુ પ્રાર્થના કરજો.”

## ઉપદેશવચન

૧. શુદ્ધ સાત્ત્વિક પ્રેમને સ્વર્ગના ફિરસ્તાં અક્ષરો વડે લખી શકતો નથી, શયતાનથી તેનો નાશ થઇ શકતો નથી, લોકો તેને સમજવાને સમર્થ નથી.

૨. જે માણુસ પોતાની જાતને નીચી નમાવે છે, ઈશ્વર તેને ઊંચકીને ઊંચા પદ ઉપર બેસાડે છે; જે માણુસ પોતાને ઊંચો કરે છે, તેને ઈશ્વર નીચો ઉતારી પાડે છે.

૩. તમારે માટે જે કાંઈ શાસ્ત્રનિષિદ્ધ હોય તેનાથી દૂર રહેવામાં તમારા પુરુષાર્થનો ઉપયોગ કરજો.

૪. વાસનાની ક્ષીણુતા અને કાર્યમાં સ્થિરતા, એ બે ઋષિનાં લક્ષણુ છે.

× × × ×

૫. તમારી આગળ જે રોટલો પડચો હોય તેને હાથમાં લઇને ખાજો, તેના નાના નાના કટકા કરીને સ્થિર મને ચાવી ચાવીને ગળે ઉતારજો. યાદ રાખજો કે, જે તમારે સારુ નિર્માણુ થઈ ચૂકયું છે, તે કદી ટળવાનું નથી.

૬. જે કાંઈ તમારા અંતઃકરણુથી વિરુદ્ધ હોય, તેને તમારે ઇરાદાપૂર્વક કાર્યમાં પ્રકટ થવા ન દેવું અને તમારા અંતરને ઉત્તમ રીતે ઈશ્વરમાં સ્થિર કરી રાખવું, એ તેની સાથે નિત્યયોગ કરવાનું સાધન છે.





# ૭૦–महातपस्वी अबु बेकर ओराक

મહર્ષિ અબુ બેકર ઓરાક વિદ્યા અને બુદ્ધિના ભંડાર અને ધૈર્ય તથા ગંભીરતામાં મહાસાગર સમાન હતા. વૈરાગ્યવાન પુણ્યાત્મા સંતસમાજના અગ્રણી અને અજોડ સાધુપુરુષ તરીકે તેમની ગણના થતી હતી. નિર્ભયતા અને સાત્ત્વિકતા, એ ગુણોને તેમણે પૂર્ણપણે પ્રાપ્ત કર્યાં હતા. નિઃસંગતા અને નિર્જનતા તેમને અત્યંત પ્રિય હતાં. નીતિ અને નિષ્ઠા એ બે ગુણોમાં તેમની બરોબરી કરી શકે એવો કોઇજ હતો નહિ. તેમને લોકોએ "મઓદ્દેબોલ્-ઔલિયા" (મહર્ષિઓના નીતિશિક્ષક) એવું નામ આપ્યું હતું. આત્મનિગ્રહ વડે તેઓ મહાપુરુષની ઉચ્ચ પદવીએ જઇ પહોંચ્યા હતા. તેમણે મુનિશ્રેષ્ઠ મહમ્મદ હકીમનો સત્સમાગમ સેવ્યો હતો. તેમનો નિવાસ બલ્ખ શહેરમાં હતો. તપસ્વી ખજરૂયાના કુટુંબીઓમાંના તેઓ એક હતા. તેમણે નીતિ અને સાધનતત્ત્વના વિષય ઉપર અનેક ગ્રંથો રચ્યા છે. તે પોતાના શિષ્યોને દેશપર્યટન કરવાનો નિષેધ કરતા અને કહેતા કે, "વાસનાઓના સંબંધમાં ખૂબ ધૈર્ય ધારણ કરવું એજ બધી બાજુની ઉન્નતિની ચાવી છે. જો તમે ધૈર્ય ધારણ કરતાં શીખી જશો, તો તમારી વાસનાઓ વિશુદ્ધ થઇ જશે; તમારી વાસનાઓ જ્યાં સ્વાભાવિક અને સ્વસ્થ થઇ ગઇ, એટલે પછી તમારી ઉન્નતિનું દ્વાર ઉઘડયુંજ જાણજો."

અબુ બેકર ઓરાકને ઘણા વખતથી આચાર્ય ખિજરનું દર્શન કરવાની અભિલાષા હતી. દરરોજ તે કબરસ્તાનમાં જતા અને જતાં–આવતાં બેઉ વખત કુરાનની અમુક સુરાઓનો પાઠ કરતા. એક દહાડો જેવા તે ઘરમાંથી બહાર પગ મૂકવા જાય છે, તેજ વખતે એક મહાતેજસ્વી અને વયોવૃદ્ધ પુરુષ તેમને સલામ કરીને તેમની સામે આવીને ઊભા રહ્યા અને અબુ બેકરને પૂછવા લાગ્યા કે, "તમે શું મારી સાથે રહેવા ઇચ્છો છો?" અબુ બેકરે કહ્યું: "હા, મને તમારા સંગમાં રહેવાની ઇચ્છા છે." પછી તે વૃદ્ધ-

પુરુષ અબુ બેકરને પોતાની સાથે લઇને બહાર ફરવા નીકળી પડ્યા અને વાટે ચાલતાં તેમની સાથે ઘણી વાતચીત કરી. અબુ બેકર જ્યારે તેમની પાસેથી પાછા ફરતા હતા, તે વખતે તે વૃદ્ધપુરુષે તેમને કહ્યું: "ઘણા વખતથી તમને મારાં દર્શનની ઇચ્છા હતી, પણ આજે એકજ વાર મારો સંગ કર્યાથી તમે તમારો કુરાનનો પાઠ કરવાનું ચૂકી ગયા. ખિજરના સંગમાં રહેવાની લાલસાને લીધે જો તમારે આટલું નુકસાન વેઠવું પડયું, તો બીજા લોકોના સંસર્ગમાં રહેવાથી તમને કેટલાગણું વધારે નુકસાન થશે તેનો તમે વિચાર કરજો. તમે એટલું બરાબર ગોખી રાખજો કે, નિઃસંગતા અને એકાંતવાસ એ બે વાનાં બીજા બધા કરતાં હિતકર છે."

મહર્ષિ અબુ બેકરને એક પુત્ર હતો, જે નિશાળે ભણતો હતો. એક દહાડો તેમણે તે છોકરાને રડતો દીઠો; ઘણું રડવાથી તેના મોઢા ઉપરનો રંગ ઊડી ગયો હતો. મહર્ષિએ તેને પૂછ્યું: "બેટા! તું કેમ રડે છે? તને શું થયું છે?" છોકરો બોલ્યો: "મારા માસ્તરે મને કુરાનનું એક ભયસૂચક વચન શીખવ્યું, ત્યારથી મારી આવી દશા થઇ ગઇ છે." તે ભયંકર વચનની તે બાળકના મન ઉપર એટલી બધી અસર થઇ કે, તે માંદો પડ્યો અને મરી ગયો. તેની કબરની પાસે બેસીને મહર્ષિ જ્યારે રડતા હતા, ત્યારે તેમને કાને એવો અવાજ આવ્યો કે, "અરે અબુ બેકર! કુરાનની એકજ આયાત શીખીને તારા છોકરાની આવી દશા થઇ ગઇ અને તું તો આખું કુરાન દરરોજ કેટલાંય વરસથી વાંચ્યાજ કરે છે, પણ તેથી તારા જીવનમાં તો કશો ફેરફાર થયો નહિ!"

અબુ બેકર જ્યારે નમાજ પઢીને મસ્જિદમાંથી ઘેર આવતા, ત્યારે જાણે પોતે ચોરી કરીને અથવા કોઇ ભારે અપરાધ કરીને આવતા હોય એવા ભાવમાં ડૂબી જઇને આવતા.

એક વાર કોઇ માણસ તેમને મળવા આવ્યો હતો, તેણે જતી વખતે તેમને વિનતિ કરી કે, "મને કાંઇક ઉપદેશ દો." ત્યારે અબુ બેકર બોલ્યા: "મને મારાં ઐહિક અને પારલૌકિક કલ્યાણ મારી પાસે થોડી સંપત્તિ હોવાથીજ પ્રાપ્ત થયાં છે; વધારાની સંપત્તિથી અને લોકોના સંસર્ગમાં આવવાથી મારું બેઉ પ્રકારનું–ઐહિક અને પારલૌકિક–અમંગળજ થયું છે." ત્યાર પછી તેમણે વળી ઉમેર્યું: "હું એક વાર મક્કા જવા નીકળ્યો હતો, ત્યારે રસ્તે જતાં મને એક સ્ત્રીનો સંગાથ થઇ ગયો. તેણે મને પૂછ્યું: 'તમે

કોણ છો ?' મેં કહ્યું: 'હું તો એક ગરીબ કંગાલ માણસ છું.' ત્યારે તેણે કહ્યું: 'તમે દુઃખ અને કંગાલિયતને નઠારાં સમજો છો, કારણ કે, તમે ઈશ્વરની સાથે પ્રેમ જોડ્યો નથી.' આ વાત સાંભળીને મારા પગ તો ત્યાંના ત્યાંજ ચોંટી ગયા, મારાથી એક ડગલું પણ આગળ ચાલી શકાયું નહિ. તે જ્યારે ચાલી ગઇ, ત્યારે હું પાછો મારે ઘેર આવ્યો."

અબુ બેકર ઓરાક કહે છે કે, "એક વાર મારે કાને એવો અવાજ આવ્યો કે, 'મારે સારુ તું તારું બારણું એક વાર તો ઉઘાડ એવી તું પ્રાર્થના કર.' મેં કહ્યું: 'હે પ્રભો ! જેમણે ધર્મોની સ્થાપના કરી હતી, તેમને માથે તમામ પ્રકારનાં દુઃખ, કલેશ, વિપત્તિઓ તૂટી પડતાં હતાં; તમારી ઇચ્છા વિના કોઇને કશું સુખ દુઃખ પ્રાપ્ત થતું નથી. ત્યારે હવે મારે તમારી પાસે માગવાનું શું રહ્યું ? મને તમે આવી લાચાર હાલતમાં મૂકી રાખ્યો છે, તે ભલે, તમારી જેવી મરજી.'"

## ઉપદેશવચન

૧. સાધારણ લોકોમાં ત્રણ પ્રકાર જોવામાં આવે છે:–ધનવાન, દીન અને જ્ઞાની. ધનવાન વર્ગનો નાશ થવાથી સામાન્ય દરિદ્ર લોકોને ગુજરાનનું સાધન મળતું નથી.× દીનાત્મા લોકોનો નાશ થાય, તો સાધારણ મનુષ્યોના હૃદયનો વિનાશ થાય છે. જો જ્ઞાની લોકોનો નાશ થાય, તો તેની સાથે ધર્મનો પણ નાશ થઇ જાય છે.

૨. કામનાઓનો સંબંધ એજ મનુષ્યની નીચ પ્રવૃત્તિઓને પ્રબળ કરાવનાર મૂળ કારણ છે. કોઇના પણ હૃદયમાં કામના પ્રબળ થઇને જાગી ઊઠે, એટલે તરત તેનું હૃદય કલુષિત થઇ જાય છે; હૃદય કલુષિત થવાથી બીજા લોકોના પ્રતિ દ્વેષ, શત્રુતા વગેરે ભાવોનો ઉદય થાય છે અને લોકો તેને પણ પોતાનો દુશ્મન દેખે

× મહાત્માનું આવું અર્થશાસ્ત્ર જોઇને આજના સમાજવાદી અર્થશાસ્ત્રીઓને હસવું આવશે. ધનવાનોનો વર્ગ, ગરીબોની ગરદનના ઉપર બેસીને તેમના શ્રમનું ફળ પોતે ખાઇ જાય છે, તેથી ગરીબોને રોજી મળતી નથી, અથવા જો મળે છે તો તેમના એઠા ટુકડાજ મળે છે. એ પરોપજીવી એઠાખાઉઓનો વર્ગ ન હોય, તો મહેનતુવર્ગ સુખી અને સ્વતંત્ર થાય. —સેવાનંદ

આ મહાત્માઓનું વચન એ વખતના સમાજને માટે બરાબર બંધબેસતું છે, આજના ધનવાનો માટે ઉપરની ટીકા બરાબર બંધબેસતી છે. —પ્રકાશક

છે. આવી હાલતમાં હૃદય સંકુચિત થાય છે અને તેથી સ્વભાવમાં દુષ્ટતા આવી જાય છે. જેમનો સ્વભાવ દુષ્ટ થાય છે, તેઓ લોકો ઉપર અત્યાચાર કરવા લાગે છે અને લોકોને સતાવવા, તેમને દુઃખ દેવું, એજ તેઓનું નિત્યનું કાર્ય થઇ જાય છે.

૩. મનુષ્યજાતિના આદિ પિતા આદમના વખતથી આજ-સુધીમાં લોકોના પરસ્પર ઘનિષ્ટ સંબંધ સિવાય બીજું કોઇ પણ દુઃખપ્રદ કારણ ઉપસ્થિત થયું નથી. એ સમયથી આજ સુધીમાં એવા અતિ નિકટના પરસ્પર સંબંધથી દૂર રહેવા સિવાય બીજા કશામાં નિર્ભયતા પણ નથી.

૪. હાથમાં છરી લઇને તમારી જીભડીને કાપી નાખો. આવું કામ કોનાથી થાય ? જે માણસ પોતાની આધ્યાત્મિક વાણીદ્વારા વાતચીત કરી શકે છે અને જે પોતાના આધ્યાત્મિક કર્ણદ્વારા ઈશ્વરની વાતો સાંભળી શકે છે, તે સ્થૂળ વાણીદ્વારા મૂંગો બની જાય છે અને સ્થૂળ કાનદ્વારા બહેરો થઇ જાય છે. એવો માણસજ પોતાની જીભને કાપી નાખી શકે છે.

૫. પરમાર્થદર્શી લોકોનો મૌનભાવ હિતકર છે અને તેમનાં વચન સુખજનક છે.

૬. જે માણસ પોતાના પાર્થિવ જીવન ઉપર આસક્તિ રાખે છે, તેના ઉપર અહંકાર, દ્વેષ અને દુર્ગતિ પણ આસક્તિ રાખે છે.

૭. અસક્તિને આપણને પૂછીએ કે તારો બાપ કોણ ? ત્યારે તે કહેશે કે, ઈશ્વરના સામર્થ્ય ઉપર સંદેહ એ મારો બાપ. આપણે તેને પૂછીએ કે, તારી શક્તિની સીમા ક્યાં સુધી ? ત્યારે તે કહેશે કે, નિરાશ થતાં સુધી.

૮. કોઇ સાધુપુરુષ એવું કહેતા હતા કે, "શયતાન લોકોને કહે છે કે, 'વિશ્વાસી લોકોને એકદમ ઈશ્વરવિરોધી બની જવાની સલાહ આપી દઉં એવો હું બેવકૂફ નથી. પ્રથમ તો હું તેમને શાસ્ત્રવિહિત વસ્તુઓ ઉપર આસક્તિ રાખવાની પ્રેરણા કરું છું. પછી જ્યારે તેમની આસક્તિ વધતી વધતી ખૂબ પ્રબળ બની જાય છે અને તેમના ઉપર પોતાની સત્તા જમાવી દે છે તથા તેમનામાં પાપ કરવાની હિંમત આવતી જાય છે, ત્યાર પછી હું તેમને ઈશ્વરનો વિરોધી થવાને સારુ ઉત્તેજન આપીને તૈયાર કરી દઉં છું.'"

૯. પાંચ વસ્તુઓ હમેશાં તમારી સાથેની સાથે રહે છે. તે તમારા પાંચ સોબતીઓના સ્વભાવથી તમે સારી રીતે જાણીતા

થઇ જાઓ અને તેમની સાથે તમે યથાયોગ્ય વ્યવહાર કરી શકો, તો તમે મુક્ત થઇ જશો, નહિ તો તમારું મૃત્યુ થશે તે પણુ યાદ રાખજો. (૧) પરમેશ્વર, (૨) પાર્થિવ જીવન, (૩) પાપપુરુષ અથવા શયતાન, (૪) સંસાર, (૫) જનસમાજ. ઈશ્વરની સાથે સંબંધ જોડી રાખવો, તેના ઘડેલા નિયમોનો આદર કરવો, પાર્થિવ જીવનની વિરુદ્ધ વર્તન રાખવું, શયતાનની સાથે શત્રુતા કરવી, સંસારની સાથેના વ્યવહારમાં ધૈર્ય ધારણ કરવું અને જનસમાજના પ્રતિ દયાયુક્ત વર્તન કરવું. તમે જો આટલાં પાંચ વાનાં કરી શકશો તો તમે મુક્ત થશો.

૧૦. જ્યાંસુધી તમે સૃષ્ટ પદાર્થો સાથેની તમારી આસક્તિનાં બંધનનું છેદન ન કરી શકો, ત્યાં સુધી તમારે ઈશ્વરની સાથે સહવાસ કરવાની આશા રાખવી નહિ; વળી જ્યાં સુધી તમારું હૃદય અનીશ્વર પદાર્થોની સાથે લિપ્ત રહેશે, ત્યાં સુધી તમારે સદ્બોધ અને સદ્વિચારની પણ આશા રાખવી નહિ. જ્યાં સુધી તમારા અંતરમાં કર્તાપણાનો ભાવ રહી ગયો હશે અને તમારી મહત્તાને લોકો સ્વીકારે એવી તમારા મનમાં આકાંક્ષા રહી ગઇ હશે, ત્યાં સુધી ઈશ્વરની પ્રેરણા ને તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિની આશા છોડીજ દેવી.

૧૧. જ્ઞાની લોકોનો સંગ કરવો અને તેમનાં કાર્યોનું અનુસરણ કરવું. વૈરાગ્યવાન પુરુષોની સાથે ખૂબ પ્રેમસહિત વર્તાવ કરીને તેમના સહવાસમાં રહેવું અને મૂર્ખ લોકોની સાથે રહેવાનું થાય તો ઉત્તમ પ્રકારની સહિષ્ણુતા ધારણ કરવી.

૧૨. હજરત મહમ્મદ પયગંબર (સલ૦) ની પછી તત્ત્વજ્ઞાનીઓ આવે છે. પ્રત્યક્ષ દર્શન પછી તત્ત્વજ્ઞાનના સિવાય બીજી કોઇ અવસ્થા હોતી તથી. તત્ત્વજ્ઞાનદ્વારા કાર્ય કરવામાં દૃઢતાનો ગુણ કેળવાય છે. તત્ત્વજ્ઞાનનું પ્રથમ લક્ષણ મૌન અથવા તો ખપ પૂરતુંજ બોલવાની ટેવ એ છે.

૧૩. ઈશ્વરને જ્યારે પાણીને ઉત્પન્ન કરવાની ઇચ્છા થઈ, ત્યારે તેમણે તમામ રંગોનું સંમિશ્રણ કરીને તેના વડે પાણીનો રંગ બનાવ્યો અને તમામ રસને એકત્ર કરીને તે બધા રસો પાણીમાં સમાવી દીધા. પાણીનો રંગ તમામ રંગોના સંમિશ્રણ વડે ઉત્પન્ન થયેલો હોવાથી તેનો કોઇ ખાસ એક રંગ નજરે પડતો નથી. એવીજ રીતે તેમાં તમામ પ્રકારના રસની મેળવણી હોવાથી કોઇ ખાસ રસનું પણ ભાન થતું નથી. પણ તે છતાં તે પીવામાં સ્વા-

દિષ્ટ અને જીવનપ્રદ છે; પણ તેનો સ્વાદ કોઇ નક્કી કરી શકતું નથી. વળી પાણી જીવનનું કારણ છે, તે પણ પૂરેપૂરું સમજાવું મુશ્કેલ છે. એનું પ્રમાણ ઈશ્વરે શાસ્ત્ર (કુરાન)માં આપ્યું છે કે, "મેં સર્વના જીવનદાતા તરીકે પાણીની ઉત્પત્તિ કરી છે."

૧૪. હું સવારમાં પથારીમાંથી ઊઠીને જે જે લોકોને જોઉં છું, તેમને જોતાંની સાથેજ હું સમજી જાઉં છું કે ફલાણાએ શાસ્ત્રવિહિત વસ્તુનો આહાર કર્યો છે અને ફલાણાએ શાસ્ત્રનિષિદ્ધ વસ્તુનો આહાર કર્યો છે. મારી પરીક્ષા કરવાની રીત એવી છે કે, જે માણસ સવારમાં ઊઠીને ઈશ્વરનું નામકીર્તન કરે, ઈશ્વરના ગુણાનુવાદ ગાય, તે માણસે શાસ્ત્રવિહિત વસ્તુનો આહાર કર્યો છે એવું હું માનું છું અને જે માણસ ઊઠીને તરત નિરર્થક લવારો કરવા મંડી જાય, પારકાના દોષની આલોચના કરવા મંડી જાય અથવા ગંદી બીભત્સ વાતો કરવા મંડી જાય તો તેણે શાસ્ત્રનિષિદ્ધ વસ્તુ ખાધી હોવી જોઇએ એવું હું અનુમાન કરું છું.

૧૫. તમારી અને ઈશ્વરની વચ્ચે જે કાંઇ લેવડદેવડ થાય, તેમાં તમારે વિશુદ્ધ ભાવ સાચવવો જોઇએ; તમારી અને તમારી પ્રવૃત્તિઓની વચમાં જે કાંઇ હોય, તેમની બાબતમાં તમારે સહિષ્ણુતા રાખવી જોઇએ.

૧૬. નિશ્ચયાત્મક જ્ઞાન એ એક જાતનો પ્રકાશ છે, જેને એવું જ્ઞાન પ્રાપ્ત થાય છે, તે પ્રકાશમાન બની જાય છે; ત્યારપછી તે પ્રકાશ તેને સાધુપુરુષોને ઉચિત પદ ઉપર લઇ જઇને બેસાડે છે. નિશ્ચયાત્મક જ્ઞાન અંતઃકરણને નિયમિત કરે છે અને નિશ્ચયતા એજ વિશ્વાસની પૂર્ણ અવસ્થા છે.

૧૭. પોતાને પ્રાપ્ત થયેલી સંપત્તિને માટે (ઈશ્વરનો) ઉપકાર માનવો અને તે સંપત્તિનું સન્માન જાળવવું એને કૃતજ્ઞતા કહે છે. સંપત્તિને પ્રાપ્ત કરવાની આશારૂપી કાળાશથી અંતરને વિશુદ્ધ રાખવું. જે થઇ ગયું છે તેને વિષે ખેદ ન કરવો અને ભવિષ્યને માટે આકાંક્ષાઓ ન કરવી એનું નામ નિર્ભરતા.

૧૮. જે પ્રત્યેક કાર્યમાં તેના કારણરૂપ સ્વર્ગને જુએ છે, તે માણસ ધૈર્ય ધારણ કરી શકે છે. જે પૃથ્વીને કારણરૂપ જુએ છે, તે હમેશાં અસ્થિર અને વ્યાકુળ રહે છે.

૧૯. દુશ્ચરિત્રવાળી સ્ત્રીના કરતાં પણ શાસ્ત્રનિષિદ્ધ વસ્તુઓનો ભોગ વધારે અહિતકર છે એવું જાણીને તેનાથી દૂર રહેજો.

---



# ૭૧–મહાતપસ્વી અબદુલ્લા મનાજેલ

તપસ્વીઓમાં શ્રેષ્ઠ એવા અબદુલ્લા મનાજેલ અલૌકિક કાર્યો કરનારા, લોકોના ત્રાસ અને સતાવણીના ભોગ થઇ પડેલા, નિઃસંગતાના અનુરાગી અને બીજા નાના પ્રકારના ગુણોથી યુક્ત અદ્વિતીય સાધુપુરુષ હતા. ઈશ્વર ઉપર એકાન્ત નિર્ભરતા રાખનારા સાત્ત્વિક લોકોના એક અગ્રણી તરીકે તેમની ગણના થતી હતી. વિષયસંપત્તિના પ્રતિ તેમના મનમાં એવો તીવ્ર વૈરાગ્ય હતો કે, તેઓ એવા પદાર્થો ઉપર આસક્તિ રાખનારા લોકો પ્રતિ પણ વિરાગનો ભાવ દર્શાવતા હતા અને તેથી કરીને સાધારણ લોકો તેમની નિંદા કરતા હતા. અબદુલ્લા મનાજેલ મહાતપસ્વી હમ્દુન કસ્સારના શિષ્ય હતા. આધ્યાત્મિક અને વ્યાવહારિક બેઉ વિદ્યાઓમાં તેમણે સારી પારદર્શિતા સંપાદન કર હતી. તેઓ 'હદિસ' શાસ્ત્રની નકલો કરી આપતા અને તેની કથાઓનું શ્રવણ કરતા. તેમની હયાતીમાં નિઃસંગતા અને નિર્લિપ્તતામાં તેમના કરતાં ચડી જાય એવો એક પણ પુરુષ હતો નહિ.

એક વાર અબુ અલી સક્ફી કથા કરતા હતા, ત્યાં અબદુલ્લા વચમાં બોલી ઊઠ્યા: "અબુ અલી! મૃત્યુને માટે તૈયાર થઇ જાઓ મૃત્યુથી બચી જવાનો એ સિવાય બીજો એકકે ઉપાય નથી." અબુ અલી બોલ્યા: "તમેજ તૈયાર થઇ જાઓ ને!" આવું સાંભળીને અબદુલ્લા તો પોતાના હાથનું ઓશીકું કરીને ઝટ લઇને જમીન ઉપર લાંબા થઇ ગયા અને બોલ્યા: "સૌ સાંભળજો, આ હું મરી જાઉં છું." આટલું કહેતાં કહેતાંમાં તેમણે તરતજ પ્રાણત્યાગ કરી દીધો!

અબદુલ્લા મનાજેલની સાથે સ્પર્ધા કરવાનું અબુ અલીનું ગજું ન હતું. અબુ અલી બદ્ધજીવ હતા, ત્યારે અબદુલ્લા મુક્તપુરુષ હતા. અબુ અલીના ઉપદેશ પોતાની જાતને અનુલક્ષીને થતા હતા, લોકોને અનુલક્ષીને થતા ન હતા. તેટલા માટે અબુ

અલી અબદુલ્લાથી છૂટા પડી ગયા હતા.

એક વાર કોઇએ મહર્ષિ અબદુલ્લાને કાંઇક પૂછયું અને તેમણે તેના સવાલનો જવાબ દીધો. પછી પેલા માણસે કહ્યું: "તમે જે કહ્યું તે એક વાર ફરીથી બોલો." ત્યારે તેમણે કહ્યું: "મેં તમને એક વાર જવાબ દીધો તેનોજ હવે મને પશ્ચાત્તાપ થાય છે."

એક વાર કોઇએ અબદુલ્લાને એવો આશીર્વાદ દીધો હતો કે, "તમારા મનમાં જે વિષયની કામના છે, તે ઈશ્વર પૂર્ણ કરો." ત્યારે તે બોલ્યા: "તત્ત્વજ્ઞાનનો ઉદય થયા પછી પણ જો કામના રહી જાય તો પછી તેને તત્ત્વજ્ઞાન કોણ કહે?"

અહમદ એબ્ન અસૂદ કહે છે કે, "મને એક વાર સ્વપ્નમાં કોઇ એવું કહી ગયું કે, 'અબદુલ્લાને કહો કે, તમારું જીવનનું કાર્ય સમાપ્ત કરી દો, આજથી એક વરસ પછી તમારું મૃત્યુ થવાનું છે.' અહમદ કહે છે કે, "પછી હું અબદુલ્લાની પાસે ગયો અને તેમને મેં મારા સ્વપ્નની વાત કહી, ત્યારે તે બોલ્યા: 'એક વરસ તો બહુ લાંબો વખત કહેવાય. એક વરસ દહાડા સુધી રાહ જોયા કરવાનું કોને પરવડે?'"

અબદુલ્લા મનાજેલનું મૃત્યુ નેશાપુરમાં થયું હતું. સાધારણ લોકોને જ્યાં દાટે છે, ત્યાંજ તેમની પણ કબર છે.

## ઉપદેશવચન

૧. જ્યાંસુધી કોઇ ધર્મની આજ્ઞાનું અપમાન કરવાનો અપરાધી ન થાય, ત્યાંસુધી નમાજ, રોજા, પ્રાર્થના, પૂજા, નિત્યપાઠ વ્રત, નિયમ, કથાશ્રવણ વગેરે નિત્ય અને આવશ્યક કર્મોના પ્રતિ તે પ્રમાદ ન કરે. જે માણસ ધર્મશાસ્ત્રે બતાવેલો માર્ગ છોડી દેવા પ્રવૃત્ત થાય છે, તે થોડાજ વખતમાં પોતાનો મનઃકલ્પિત નવો ધર્મ ઊભો કરશે અને તેમાંજ બંધાઇ જશે.

૨. જે ક્ષણે તમારું હૃદય પ્રવૃત્તિની લાલચોથી મુક્ત હોય અને તમારા સંબંધમાં લોકો પણ વિરુદ્ધ ભાવ દર્શાવતા ન હોય, તે ક્ષણ તમારે માટે સારામાં સારી છે.

૩. જેનું પોતાને કશું પ્રયોજન ન હોય, એવી પ્રવૃત્તિ કોઇના અંતરમાં પેદા કરી આપનાર તેનું એ રીતે અનિષ્ટ કરે છે.

૪. માણસ પોતાની જાતેજ પોતાના દુર્ભાગ્ય ઉપર આસક્ત

થાય છે, અર્થાત્ જેના વડે તેનું દુર્ભાગ્ય ઊભું થાય એવા વિષયોને તે ઇચ્છે છે.

૫. જે તમારા પ્રતિ આસક્ત હોય તેના પ્રતિ તમે આસક્ત થજો.

૬. જે માણુસ લજ્જાને વિષે ચર્ચા કરે અને છતાં જે ઈશ્વરથી લજવાતો ન હોય, તેને જોઇને મને આશ્ચર્ય થાય છે.

૭. જેનામાં પ્રેમ અને દીનતા છે, તે કદી છેતરાવાનો નથી તેની ખાતરી રાખજો.

૮. સેવા એ વિનયયુક્ત નિષ્ઠાનું કાર્ય છે, વિનયરહિત સેવા એ સેવાજ કહેવાય નહિ. સેવા કરતી વખતે વિનય જાળવવો એ સેવાના કરતાં પણુ (ઈશ્વરને) વધારે પ્રિય છે. ઘણી વિદ્યાઓ ભણુવા કરતાં વિનય અને નીતિને ધારણુ કરવાનું હું વધારે પસંદ કરું છું.

૯. જે માણુસ પોતાની જાતનાં માનમર્યાદાનું લોકોના દેખતાં વધારે મૂલ્ય આંકે છે, તે માણુસનું જીવન તેની દૃષ્ટિએ હીનતાને પામે એ ઘણુંજ આવશ્યક છે.

૧૦. સ્વર્ગની અનુજ્ઞા દુનિયામાં કોઇની આગળ જાહેર થતી નથી પણુ ભર્ત્સના જાહેર થઇ જાય છે.

૧૧. આનુગત્ય અને સ્વાભિમાન એ બે એક સાથે રહી શકતાં નથી.

૧૨. જે માણુસના આત્મજ્ઞાન ઉપર કોઇ પણુ જાતનું આવરણુ આવેલું હોય છે, તે પોતાના દોષને કદાપિ જોઇ શકતો નથી.

૧૩. જે માણુસનો વૈરાગ્ય અમુક પ્રયોજનને લઇને હોય છે, તેના વૈરાગ્યની કશી કિંમત નથી.

૧૪. આ લોક અને પરલોકનો સંબંધ કાપી નાખવો અને એ બેઉ લોકના અધિપતિ પરમેશ્વરને પરમ સંતોષ પમાડવો એ સાચો વૈરાગ્ય.

૧૫. જે માણુસ ભૂતકાળના વિચારોમાં જૂઠો રચ્યોપચ્યો રહે છે, તે પોતાના હાથમાંના સમયને ફોકટ ગુમાવે છે.

૧૬. મનુષ્ય આગળ અને પાછળ બેઉ બાજુએ દૃષ્ટિ રાખી શકે છે, પણુ તે સ્થાન અને સમયની બાબતમાં પોતાની વિશેષ અવસ્થાની મર્યાદા વડે બંધાઇ ગયેલો છે.

૧૭. તમે બહારથી દાસત્વની અભિલાષા કરો છો, પણુ

તમારા અંતરમાં તમારું પ્રભુત્વ પોતાનું માથું ઊંચું કરી રહ્યું છે. દાસત્વ એ અધીનતા છે, તેનામાં કર્તાપણું હોતું નથી.

૧૮. જે માણસે (ઈશ્વરના) દાસત્વનો સ્વાદ ચાખ્યો છે, તેને બીજા વિષયોમાં કશો રસજ નથી પડતો.

૧૯. પોતાની સ્વતંત્ર ઇચ્છાથી સર્વ વિષયોમાં ઈશ્વરને સમર્પિત થઇ જવું એનુંજ નામ સાચું દાસત્વ.

૨૦. દાસ જ્યાંસુધી કોઇ પણ વસ્તુની પ્રાપ્તિની પોતાને સારુ ઇચ્છા ન રાખે, ત્યાંસુધી તે ઈશ્વરનો દાસ રહે છે. પણ જે ઘડીએ તે ઈશ્વરની પાસેથી અમુક વસ્તુ મેળવવાની આશા રાખવા માંડે, તે ઘડીએ તે દાસત્વના પદ ઉપરથી ભ્રષ્ટ થાય છે અને વિનયનો પરિત્યાગ કરે છે.

૨૧. જે માણસ દાસત્વની દીનતા અને પ્રાર્થનાની હીનતાનો ભોગ કરતો નથી, તેનામાં કશું દૈવત નથી.

૨૨. ધર્મશીલ લોકોની, સત્યપરાયણ લોકોની, પોતાની આજ્ઞા પ્રમાણે ચાલનારાઓની, દાનશીલ લોકોની અને સવારમાં ઊઠીને ક્ષમાપ્રાર્થના કરનારા લોકોની નાના પ્રકારની સાધનાઓને ઈશ્વર યાદ રાખે છે. જે સાધક તમામ અવસ્થાઓમાં અને કાર્યોમાં પોતાના અપરાધનું ભાન રાખે છે, તેણે બધા અપરાધની માફી માગી લીધી છે એવું ઈશ્વર માની લે છે.

૨૩. એકાંતમાં રહીને ક્રિયારહિત થઇ જવા કરતાં ક્રિયાયુક્ત રહીને ઈશ્વરને આત્મસમર્પણ કરવું એ વધારે શ્રેષ્ઠ છે.

૨૪. જે માણસ સ્વર્ગીય વ્યાપારોમાં નિર્બળ બની જાય છે, તે આખરે (દુનિયાદારીનાં કામોમાં) સબળ થાય છે અને જે એવાં કામોમાં સબળ થવા જાય છે, તે આખરે બળહીન અને લાંછિત થાય છે.

૨૫. મનુષ્ય જો પોતાના આખા જીવનમાં એકજ ક્ષણ વાર વિશ્વાસ અને સરળતાસહિત સહજ સ્થિતિમાં આવી જાય, તો તેટલી એકજ ક્ષણનું ફળ તેની આખી જિંદગીમાં ફેલાઇ જશે.

૨૬. જે માણસને કશી વાતનું આશ્ચર્યજ ન થાય, તે તત્ત્વજ્ઞાની છે.



# ૭૨–મહાતપસ્વી અલી શોહોલ ઈસ્ફહાનિ

મહાતપસ્વી અલી શોહોલ ઈશ્વરસત્તાના પ્રભાવ વડે દેહના ભાન વિનાના, અતીવ દીનાત્મા, નિગૂઢ તત્ત્વદર્શી, સત્યના નિકેતન જેવા અને તત્ત્વજ્ઞાનના ભંડાર સમાન હતા. તેમને સૌ મહામાન્ય અને સર્વશ્રેષ્ઠ સાધુ તરીકે માન આપતા હતા. તેમની અને મહર્ષિ જ્વનિદની વચ્ચે અતિ પ્રેમપૂર્ણ પત્રવ્યવહાર ચાલ્યા કરતો હતો. તે પોતે અબુ તુરાબના સાથી અને જ્વનિદના મિત્ર હતા. તેમનાં અધ્યાત્મભાવથી ભરેલાં વચનો ઊંચા પ્રકારનાં હતાં અને તેઓ સાધનાની પૂર્ણ દશાએ પહોંચી ગયા હતા. ધર્મના સંબંધમાં તેમના સઘળા ઉદ્ગાર અંતઃકરણના સ્વાસ્થ્યમાં વૃદ્ધિ કરે એવા છે. ઈરાનના ઇસ્ફહાન નામના શહેરમાં તેમનો જન્મ થયો હતો. ઉસમાનના પુત્ર ઓમર તેમને મળવાને સારુ ઇસ્ફહાન આવ્યા હતા. ઓમરને ત્રીસ હજાર પૈસાનું કરજ હતું, તે બધું અલી શોહોલે ચૂકવી આપ્યું હતું.

અલી શોહોલ કહે છે કે, "તમે શું એવું ધારો છો કે મારું મોત તમારાં મોતના જેવુંજ થશે? તમે મરતી વખતે માંદા થશો, તમારાં સગાંવહાલાં તમારી સેવાચાકરી કરવા આવશે, તેવું શું મારું થવાનું છે? કદાપિ નહિ, નહિ ને નહિ. મને તો તે બોલાવી લેશે એટલે હું અહીંથી ચાલતો થઇ જઇશ." એક વાર તે રસ્તે થઇને જતા હતા, એવામાં તેમણે "લોબોયક" અર્થાત્ 'હું તમારી પાસે આવી પહોંચ્યોજ છું,' એવા એક વચનનો ઉચ્ચાર કરીને જમીન સાથે પોતાનું માથું અડકાડયું. અબુલ્ હુસેન મજૈયન નામનો એક સાધુ કહે છે કે, "તે ઘડીએ મેં તેમને કહ્યું કે, 'તમે 'આશહદો આન્ લા ઇલાહા ઇલ્લિલ્લાહ' એવા મંત્રનો ઉચ્ચાર કરો." ત્યારે તે જરાક હસીને મને કહેવા લાગ્યો કે, 'તું શું મને કલમાનો મંત્ર ભણવાની સલાહ આપે છે? હું એ મંત્રના મહિ-

માનાજ શપથ લઇને કહું છું કે, તેની અને મારી વચમાં ફક્ત મહિમાના આવરણ સિવાય બીજું કશું આવરણ છે નહિ.' આટલું કહીને તેમણે પ્રાણ મૂક્યો." ત્યાર પછી અબુલ હુસેન પોતાની દાઢી ઉપર હાથ મૂકીને બોલ્યો: "મારા જેવો એક હજામ ઈશ્વરાનુગત સાધકને કલમાના મંત્ર ભણવાની સલાહ આપવાનું સાહસ કરે એ ઘણી શરમની વાત છે." આટલું કહીને અબુલ હુસેન મોટે અવાજે રડી પડ્યો.

## ઉપદેશવચન

૧. સાધનાની સરળતા એ ઈશ્વરના અનુગ્રહનું એક લક્ષણ છે. ઈશ્વરની આજ્ઞાથી વિરુદ્ધ આચરણ કરતાં અટકી જવું એ આત્મદૃષ્ટિનું લક્ષણ છે. નિગૂઢ તત્ત્વોનો સમાદર કરવો એ આંતરિક ચેતનાનું લક્ષણ છે. સ્વાભિમાન સહિત ઘરમાંથી બહાર નીકળી પડવું એ માનવભાવનું લક્ષણ છે.

૨. જે માણુસ શરૂઆતથી પોતાની વાસનાઓની શુદ્ધિ કરી લેતો નથી, તેને પરિણામે સુખશાંતિ પ્રાપ્ત થતાં નથી.

૩. જે માણુસ મનમાં એવું સમજે છે કે, તે પોતે ઈશ્વરની અત્યંત નજીક છે, તે માણુસ ખરી રીતે અતિશય છેટે છે, જેમ ઘરનાં નાનાં નાનાં જાળિયાં અને બાકોરાંમાંથી આવતાં સૂર્યનાં કિરણને જોઇને, નાનાં છોકરાંને તેમને પકડી લેવાનું મન થાય છે અને પોતાની મૂઠીઓમાં તે કિરણને પકડી પણ લે છે; તેઓ મનમાં એવું સમજતાં હોય છે કે, "અમારી મૂઠીમાં તે કિરણ આવી ગયું છે," પણ જ્યારે તેઓ મૂઠીઓ ઉઘાડે છે ત્યારે તેમાં કશુંજ હોતું નથી.

૪. ઈશ્વરના સંબંધમાં નિશ્ચયાત્મક જ્ઞાનના કરતાં ઈશ્વરનો સાક્ષાત્કાર અથવા ઈશ્વરનું પ્રત્યક્ષ દર્શન શ્રેષ્ઠ છે; કારણ કે સાક્ષાત્કાર હૃદયની અંદર પોતાનું સ્થાન એવું સુદૃઢ કરી રાખે છે કે, જેવું ઉદાસીનતાથી થઇ શકતું નથી. નિશ્ચયાત્મક જ્ઞાન એક એવો સાક્ષાત્કાર છે કે, જે કોઇ વાર ઝબૂકી નીકળે છે અને કોઇ વાર અંતર્હિત થઈ જાય છે. સાક્ષાત્કાર કરનારા લોકો ઈશ્વરને સામે મોઢે જઇને બેસે છે અને નિશ્ચયાત્મક જ્ઞાનવાળા ફક્ત ઈશ્વરના મંદિરમાંજ પ્રવેશ કરી શકે છે.

૫. જ્ઞાની લોકો ઈશ્વરની આજ્ઞાનુસાર જીવન વ્યતીત કરે છે,

ઈશ્વરના ગુણાનુવાદ ગાનારાઓ પ્રેમમાં અને ઈશ્વરનું દર્શન કરનારાઓ તેના સાંનિધ્યમાં જીવન વ્યતીત કરે છે.

૬. મેં સંપત્તિને સારુ પ્રાર્થના કરી, ત્યારે ઈશ્વરે મને તત્ત્વજ્ઞાન આપ્યું; મેં મારી મોટાઇને માટે પ્રાર્થના કરી, ત્યારે ઈશ્વરે મને દીનતા આપી; મેં સુખને માટે પ્રાર્થના કરી, ત્યારે ઈશ્વરે મને વૈરાગ્ય આપ્યો, મેં મારી પરદોષચર્ચા કરવાની ટેવને ઓછી કરવાની પ્રાર્થના કરી, ત્યારે ઈશ્વરે મને મૌન આપ્યું; મેં શાંતિને માટે પ્રાર્થના કરી, ત્યારે મને ઈશ્વરે સંસારના પ્રતિ આશારહિત બનાવી દીધો.

૭. સૃષ્ટિનું નિર્માણ થયું ત્યારથી આજ સુધીના તમામ લોકોનાં મનને વિષે મેં ચર્ચા કરી છે અને હજી હું કરું છું, પણ મન એ શું છે અને મનનો સ્વભાવ કેવો છે, તે વિષે મને ઉપદેશ આપે એવો માણસ હું શોધ્યા કરું છું, પરંતુ આજ સુધીમાં મને તેવો કોઇ મળ્યોજ નથી.





# ७३–महातपस्वी शेख खयर नस्माज

મહર્ષિ શેખ ખયર નસ્માજ નિગૂઢ તત્ત્વોના પ્રકાશક, સ્વર્ગ-રાજ્યના માર્ગદર્શક, જ્ઞાન અને ધર્મના સંરક્ષક, ધર્મના મૂળ અને શાખાના પ્રતિપોષક હતા. તેઓ સાધુસમાજના અગ્રણી ગણાતા હતા. તેમના ઉપદેશ હૃદયગ્રાહી હતા અને તેમની ભાષા સુમધુર હતી. ધૈર્ય અને ગંભીરતા, વૈરાગ્ય, નિષ્ઠા અને સાધનાની દૃઢતા, એટલા ગુણો તેમણે પૂર્ણ કળાએ ખીલવ્યા હતા. તેમનું જીવન અપૂર્વ દિવ્ય પ્રભાવથી પરિપૂર્ણ હતું. તપસ્વીઓમાં શ્રેષ્ઠ એવા મહર્ષિ શબ્લિ અને ઇબ્રાહિમ ખવાસના જીવનમાં પરિવર્તન કરાવનાર આજ મહાપુરુષ હતા. શબ્લિના જીવનમાં પરિવર્તન થયાનાં લક્ષણ દેખાયાં એટલે શેખ ખયર નસ્માજે તેમને મહર્ષિ જવનિદની પાસે મોકલી દીધા અને એમ કરીને તેમણે જવનિદના મહિમામાં વધારો કર્યો. તેઓ પોતે મહર્ષિ સર્રિસક્તિના શિષ્ય હતા અને જવનિદ તેમને ઘણું સન્માન આપતા હતા. તેમના ઉપર સાધુ અબુ હમ્જા બગદાદી અત્યંત ઉચ્ચ ભાવ રાખતા હતા. તેઓ બધો વખત બગદાદ શહેરમાંજ રહ્યા હતા. તેઓ ખયર નસ્માજના નામથી ઓળખાતા હતા. તેનું કારણ એવું હતું કે, તે પોતાના જન્મ-સ્થાનથી નીકળીને 'સારા' નામના એક સ્થાનમાં ગયા હતા, ત્યાંથી મક્કા જવાના ઇરાદાથી પ્રથમ કુફા શહેરમાં આવી પહોંચ્યા. તેઓ એક તો શરીરે શ્યામળા હતા અને જ્યારે તેઓ શહેરમાંથી બહાર ચાલ્યા આવ્યા, ત્યારે તેમના અંગ ઉપર માત્ર એકજ ફાટયુંતૂટયું વસ્ત્ર હતું. એક જણે તેમને આવા ઢંગમાં જોઇને એવું ધાર્યું કે એ કોઇ બેવકૂફ જેવો હશે. તેણે તેમને પૂછ્યું: “ તું શું ગુલામ છે?” તેમણે કહ્યું: “ હા, ખરી વાત છે.” પેલાએ પૂછ્યું: “ત્યારે તું શું તારા માલિકની પાસેથી નાસી આવ્યો છે?” શેખ ખેયરે કહ્યું: “ હા, હું મારા માલિકની પાસેથી નાસી છૂટયો છું.” તે સાંભળીને પેલો માણસ બોલ્યો: “ત્યારે હમણાં હું તને મારી પાસે

રાખીશ અને પછી તને તારા માલિકના હાથમાં પાછો સોંપી દઈશ." શેખ ખયર બોલ્યાઃ "મને પણ ઘણા વખતથી એવી ઇચ્છા છે કે, કોઇ મને મારા માલિકના હાથમાં સોંપી દે તો કેવું સારું!" તે ઉપરથી પેલો માણસ કહેવા લાગ્યોઃ "હમણાં તું મારો ગુલામ થઈ જા અને આજથી હું તારું નામ ખયર પાડું છું." શ્રદ્ધાળુ લોકો એક તલમાત્ર પણ અસત્યાચરણ કરતા નથી, એવો શેખ ખયરના મનમાં ઉચ્ચ વિશ્વાસ હતો, તેથી જરા પણ રકઝક કર્યા વિના તે પેલા માણસની સાથે તેને ઘેર જવા તૈયાર થયા. તેના ઘરમાં રહીને તે વણકરનું કામ શીખ્યા અને ઘણાં વરસ સુધી તેમના માલિકે તેમની પાસે એજ કામ કરાવ્યા કર્યું. અરબી ભાષામાં વણકરને નસ્માજ કહે છે. પેલો માણસ જ્યારે તેમને "ખયર" કહીને બોલાવતો, ત્યારે તેઓ પણ "લબૈયક" અર્થાત્ હું તમારી સેવામાં હાજર છું, એવું કહેતા. આ શબ્દો સાંભળીને તેમનો માલિક બની બેઠેલો માણસ લજવાઇ જતો અને તેના મનને જરાક લાગી પણ આવતું કે, આ હું સારું નથી કરતો. ત્યાર પછી શેખ ખયરનાં વિનમ્રતા, વિનય, બુદ્ધિ, જ્ઞાન, સત્યનિષ્ઠા અને પ્રગાઢ સાધન–ભક્તિ જોઇને તે આખરે ઝંખવાણો પડી ગયો અને એક દિવસ કહેવા લાગ્યો કે, "મારી ભૂલ થઇ છે, તું મારો ગુલામ નથી, માટે તારે જ્યાં જવું હોય ત્યાં જા." ત્યાર પછી શેખ ખયર ત્યાંથી નીકળીને મક્કા ગયા અને પછી કાળક્રમે ઘણી ઉન્નત અવસ્થાએ જઇ પહોંચ્યા. જ્વનિદ કહે છે કે, "લોકો તેમને જ્યારે 'ખયર' કહીને બોલાવતા ત્યારે તે મનમાં રાજી થતા અને એવું પણ કહેતા કે, 'એ નામ મને એક મુસલમાને આપ્યું છે, તેથી મારે હવે તેને બદલવું નથી.'" ખયર શબ્દનો અર્થ કલ્યાણ થાય છે.

દંતકથા એવી છે કે, શેખ ખયર નસ્માજમાં એવી અલૌકિક શક્તિ હતી કે જ્યારે તેઓ નદીને કિનારે ઊભા રહેતા, ત્યારે બધી માછલીઓ તેમની પાસે આવીને ઊભી રહેતી અને તેમને કાંઇ કાંઇ ભેટ આપી જતી.

ખયર કહે છે કે, "એક વાર રાત્રિને વખતે હું મારા ઘરનું બારણું બંધ કરીને અંદર બેઠો હતો, તે વખતે મને એકાએક એવો વિચાર આવ્યો કે, જાણે જ્વનિદ મારા બારણા આગળ આવીને ઊભા રહ્યા છે. પણ એ વિચારને મેં મારા મનમાંથી કાઢી નાખ્યો. પણ એનો એ વિચાર મારા મનમાં ફરી ફરીને ત્રણ વાર આવ્યો,

ત્યારે હું છેવટે ઊઠીને ઊભો થયો અને બારણું ઉઘાડયું, ત્યારે મેં ત્યાં જ્વનિદનેજ ઊભેલા દીઠા. તેમણે મને કહ્યું: 'જ્યારે તમને મારો વિચાર પહેલી વાર આવ્યો, ત્યારે તમે શા સારુ બારણું ઉઘાડવાને ન આવ્યા?'"

ખયર નસ્માજ કહે છે કે, "એક વાર હું મસ્જિદમાં હતો, તેવામાં એક સાધુપુરુષ ત્યાં આવી ચડયો અને વ્યાકુળતાપૂર્વક મારા પગ પકડીને કહેવા લાગ્યોઃ 'મહાત્મન્! મારા પ્રતિ આપ કૃપા કરો, હું એક ભારે સંકટમાં સપડાઇ ગયો છું. એટલે કે, મારા ઉપરની વિપત્તિને પાછી ખેંચી લેવામાં આવી છે અને તેના બદલામાં મારા ઉપર સુખસંપત્તિની વર્ષા થવા લાગી છે.'"

મહર્ષિ ખયરે એકસો ને વીશ વરસનું લાંબું આયુષ્ય ભોગવ્યું હતું. સંધ્યાસમયની નમાજ પઢવાને વખતે તેમનું મૃત્યુ થયું હતું. દંતકથા એવી છે કે, મૃત્યુના ફિરસ્તાએ તેમના ઉપર પોતાની છાયા ફેલાવી દીધી, તે વખતે તેમણે ઓશીકા ઉપરથી પોતાનું મસ્તક ઊંચું કર્યું અને કહ્યું: "ખુદા તમને માફ કરે. તમે જે કામ કરવા આવ્યા છો, તેને એક ક્ષણવારને માટે મુલતવી રાખો. તમે જેના આજ્ઞાંકિત દાસ છો, તેનો હું પણ એક તાબેદાર સેવક છું. મારા પ્રાણનું હરણ કરવાનો તમને હુકમ મળ્યો છે એ વાત ખરી, પણ જેણે તમને હુકમ કર્યો છે, તેણે મને પણ હુકમ કર્યો છે કે, તારે બરાબર વખતસર નમાજ પઢવી. જેણે તમને હુકમ કર્યો છે, તેનો હુકમ તમારે પાળવો તો જોઇએજ; પણ તેમ કરવા જતાં તેનો મારા પ્રતિ જે હુકમ છે, તેનો પણ ભંગ નજ થવો જોઇએ. માટે હે મૃત્યુના ફિરસ્તા! તમે જરાવાર થોભી જાઓ. હું વજૂ કરી લઉં, તમે અહીં ઊભા રહો." આટલું કહીને તેમણે વજૂ કરી લીધું અને નમાજ પઢતાં પઢતાંજ તેમણે પ્રાણ છોડી દીધો.

## ઉપદેશવચન

૧. ઈશ્વરની આજ્ઞાની વિરુદ્ધ આચરણ કરવાની જેમને આદતજ પડી ગઇ છે, તેવા લોકોને માટે ઈશ્વરનો ભય ચાનક આપનારા ચાબુકનું કામ કરે છે; એવા લોકોને ઈશ્વરનો ભય તેમની સ્વાભાવિક અવસ્થામાં રાખે છે.

૨. જેમણે કર્મ, ઉપાસના વગેરેનાં અનુષ્ઠાનમાં શ્રેષ્ઠ અવસ્થા પ્રાપ્ત કરી છે, તેમનું લક્ષણ એ છે કે, પોતાનાં કર્મોમાં પોતાની ત્રુટિઓ અને નિર્બળતાઓના સિવાય બીજું કશું તેમને દેખાતુંજ નથી.



# ७४--महातपस्वी अबु हम्जा खुरासानी

તાપસ અબુ હમ્જા ખુરાસાની સાધુસમાજના અગ્રણી, પોતાની સાધનામાં દૃઢ વ્રતને ધારણ કરનારા અને ઈશ્વર ઉપર એકાંત નિર્ભર રહેનારા મહાપુરુષ હતા. તેઓ ખુરાસાન દેશના વતની હતા. તેઓ આખા ખુરાસાન દેશમાં સૌને પ્રિય, સૌના આદરણીય, મહામાન્ય અને પરમશ્રદ્ધેય પુરુષ થઇ ગયા હતા. ઉન્નત જ્ઞાન અને સત્‌સાહસમાં તેમની સાથે જેની સરખામણી કરી શકાય એવો એક પણ પુરુષ તેમના જમાનામાં હતો નહિ. ઈશ્વર ઉપર નિર્ભર રહેવામાં અને નિઃસંગ ભાવમાં તેમણે અત્યંત દૃઢતા દર્શાવી હતી. તેઓ પોતાની કઠોર સાધનાઓ અને અલૌકિક શક્તિઓદ્વારા આખા જગતમાં પ્રસિદ્ધિ પામ્યા હતા. તેમનામાં સદ્‌ગુણોનો પણ કાંઇ પાર ન હતો. તેમનો ઘણોખરો વખત એકાંતવાસમાંજ વ્યતીત થતો હતો. મહર્ષિ જવનિદ અને અબુ તુરાબની સાથે તેમનો પરિચય હતો.

એક વાર મહાતપસ્વી અબુ હમ્જા એકલા ઈશ્વર ઉપરજ સંપૂર્ણ આધાર રાખીને રણમાં થઇને મુસાફરી કરવા નીકળ્યા હતા. તેમણે એવો સંકલ્પ ઘડી રાખ્યો હતો કે, કોઈની પાસે કશું માગવું નહિ, કોઇની સામે જોવું પણ નહિ અને એવી રીતે આખું રણ ઓળંગી જવું. તેમણે પોતાની સાથે દોરીલોટો પણ રાખ્યો ન હતો; પણ તેમણે થોડુંક રૂપું લૂગડાને છેડે બાંધી રાખ્યું હતું, જે તેમને તેમની બહેને ઘેરથી નીકળતી વખતે છેડે બંધાવ્યું હતું. એક વાર કોઇ જગ્યાએ તેમને ઈશ્વર ઉપર નિર્ભર રહેવાને વિષે ઉપદેશ દેવાનો પ્રસંગ ઊભો થયો, ત્યારે તે પોતાની જાતને કહેવા લાગ્યા કે, "જેણે નભોમંડળને થાંભલાના આધાર વિના ધારણ કરી રાખ્યું છે, તે તારા ભરણપોષણને માટે શું એક રૂપાના કટકાની ગરજ રાખવાનો હતો? અને એટલો રૂપાનો કટકો તારી પાસે ન હોત તો તે શું તને ભૂખે મરવા દેવાનો હતો? જરા શરમ

રાખ." આવો વિચાર આવવાથી તેમણે તે રૂપું ફેંકી દીધું અને આગળ ચાલવા માંડયું. રસ્તામાં એક કૂવો આવ્યો, તેમાં તે અકસ્માત્ રીતે ગબડી પડયા, પણ તેમને કશું વાગ્યું નહિ; કારણ કે તેમના મનમાં ઈશ્વરની સહાયતા ઉપર પૂરો વિશ્વાસ હતો. થોડી વાર વીત્યા પછી તેમનું મન દુ:ખભર્યો પોકાર કરવા લાગ્યું, પણ તે છતાં તે મોઢેથી કશું બોલ્યા નહિ. એવામાં કોઇ મુસાફર જે ત્યાં આગળ થઇને જતો હશે, તે કૂવાના કાંઠા આગળ આવીને ઊભો રહ્યો. તેના મનમાં વિચાર આવ્યો કે, રસ્તાની વચ્ચોવચ આવો કૂવો આવેલો છે, માટે જરૂર તેમાં કોઈ ને કોઇ ગબડી પડશે. એના મોઢા ઉપર ઢાંકણુ ઢાંકી દેવાની જરૂર છે. આવું ધારીને તે ઝાડનાં ડાળીડાંખળાં લઇ આવ્યો અને તેના વડે કૂવાનું મોઢું ઢાંકી દીધું. ત્યારે કૂવાની અંદર પડેલા અબુ હમ્જાનું મન ખૂબ આર્તનાદ કરવા લાગ્યું અને તેમને ઈશ્વરનું એક વચન સંભારી આપવા લાગ્યું કે, "તું જાણીજોઇને મૃત્યુને આલિંગન દેવાને સારુ દોડી જઇશ મા." ત્યારે અબુ હમ્જા પોતાને મનને કહેવા લાગ્યા: "હું તારી ખુશામત અને તારા દુ:ખના પોકાર ઉપર લક્ષ આપીને મારા ઈશ્વરનિર્ભરતાના ભાવને નષ્ટ થવા દેનાર નથી. નિર્ભરતા એ ઉત્તમોત્તમ વસ્તુ છે, જો ઈશ્વરને મારી રક્ષા કરવીજ હશે તો તે કૂવાના કાંઠા ઉપરથી કરશે અને કૂવાની અંદર રહ્યાં રહ્યાં પણ કરશે." આવો વિચાર કરીને તેમણે ઈશ્વરનિર્ભરતા ઉપર પોતાના આયુષ્યને છોડી દીધું અને કૂવાની અંદર નીચું મોઢું કરીને ઊભા રહ્યા. તેમની આવી લાચાર અવસ્થા થઇ ગઇ હતી, તોપણ તેમણે ધીરજ છોડી નહિ અને મનની સ્થિરતા જાળવી રાખી. એવામાં એક કદાવર વાઘ દોડી આવ્યો અને જેવો તે કૂવાના મોઢા ઉપર થઇને છલંગ મારવા જાય છે, તે વખતે તેના બે પગ બે ડાળખાંની વચ્ચેની પોલમાં ભેરવાઇ ગયા અને તે કૂવામાં પડી જાત; પણ અંદર પડી જવાની બીકને લીધે તેણે પોતાના પંજા વડે કૂવાના કિનારાને ખૂબ જોરથી પકડી રાખ્યો. આ બિનાને જોઇને અબુ હમ્જા બોલ્યા: "મારે કોઇની મદદ લેવી નથી અને કોઇને મારો સાથી બનાવવો નથી." એટલી વારમાં તેમણે આકાશવાણી સાંભળી કે, "તું આવી હઠ પકડી બેઠો છે, તેથી તું મારી વિરુદ્ધ આચરણ કરે છે, માટે વાઘના ટાંટિયા અંદર લબડે છે, તેને વળગીને તું કૂવાની બહાર નીકળી આવ." ત્યારે અબુ હમ્જાએ હાથ લાંબા કરીને

વાઘના ટાંટિયા પકડી લીધા અને તેને આધારે કૂવાની બહાર નીકળ્યા. પછી તેમણે બીજી આકાશવાણી સાંભળી કે, "અરે અબુ હમ્જા! જ્યારે તું મારા ઉપરજ આધાર રાખે છે, ત્યારે જેના-દ્વારા તારું મોત નીપજવાનું હતું, તેના સપાટામાંથી હું તને ઉગારી લઉં છુ." પછી પેલો વાઘ પણ નીચું મોઢું કરીને ચાલ્યો ગયો.

બીજી એક દંતકથા એવી છે કે, એક વાર મહર્ષિ જ્વનિદે શયતાનને એક માણસની પીઠ ઉપર નાગો થઇને બેઠેલો દીઠો. તેને આવું કરતો જોઇને જ્વનિદ બોલ્યાઃ "અરે ઓ પાપી! આટલા બધાં માણસો તને નાગો જુએ છે, તેની તને શરમ પણ નથી આવતી?" ત્યારે શયતાને જવાબ દીધોઃ "એ લોકો માણસ નથી, જેઓ પ્રભુપ્રેમી છે, તેઓ એકલાજ મનુષ્ય છે. તેમણે મારા અંતરને બાળી મૂક્યું છે." જ્વનિદે જોયું તો અબુ હમ્જા ધ્યાનમાં નીચુ મોઢું કરીને બેસી રહ્યા હતા.

અબુ હમ્જાની પાસે શરીરે ઓઢવાની એક કામળીજ હતી. તેઓ વરસમાં એકાદ વાર પોતાની કુટિમાંથી બહાર આવતા. નેશાપુર શહેરમાં તેમનું દેહાવસાન થયું હતું. તપસ્વી અબુ હફ્રાજની કબરની જોડાજોડ તેમની કબર પણ જોવામાં આવે છે.

## ઉપદેશવચન

૧. ઈશ્વરની સાથે સાચો પ્રેમ જોડાયો હોય તો પછી માણસોના સહવાસમાં જીવન વ્યતીત કરવા જતાં હૃદય સંકુચિત થાય છે.

૨. જેમનો પરમેશ્વરની સાથે યોગ કરવા પ્રતિ પ્રેમ હોય અને સગાંસંબંધીઓના સહવાસના ઉપર જેમને સંદેહ આવતો હોય એવા લોકો અતિ વિરલ છે.

૩. જેઓ ક્ષુદ્ર લોકોના પ્રતિપ્રેમ રાખે છે, તેમનાપ્રતિ નિત્ય પદાર્થ પ્રેમ રાખે છે અને અનિત્ય પદાર્થો તેમના પ્રતિ શત્રુભાવ રાખવા માંડે છે.

૪. સવારમાં ઊઠીને તરત જે આગલી સાંજની બિનાઓને સંભારતો નથી અને રાત પડે ત્યારે જે સવારની બિનાઓને સંભારતો નથી, તેજ ઈશ્વર ઉપર નિર્ભર રહે છે.

૫. ઘણી લાંબી મુસાફરી તમારી આગળ પડેલી છે, માટે વાટને સારુ ભાથું તૈયાર કરો.



# ७९–महातपस्वी अहमद मस्तुक

મહાતપસ્વી અહમદ મસ્તુક એક અતિ ઉચ્ચ કોટિના મહર્ષિ અને અદ્વિતીય પુરુષ થઇ ગયા છે. તે જેવા પ્રેમી હતા, તેવાજ પ્રેમાસ્પદ તરીકે પણ સર્વત્ર સન્માન પામતા હતા. અહમદ મસ્તુક ખુરાસાન દેશના રાજવંશી મહર્ષિઓમાંના એક ગણાય છે. આગળ ઉપર તેઓ ખુરાસાનથી બગદાદ રહેવા ગયા હતા. ઈશ્વરને મન, પ્રાણ અને આત્મા જેમણે સમર્પિત કરી દીધાં છે, એવા સાધુઓ-માં તેમની ગણના થાય છે. મહર્ષિ મસ્તુક ખાસ કરીને કોતબ મદાર નામના એક સંતની સાથે વધારે વખત સુધી રહ્યા હતા અને બીજા ચાળીસ સાધુઓની તેમણે સેવા કરી હતી. તે બધાં-ઓનાં જીવનની તેમના ઉપર ઘણી શુભ અસર થઇ હતી. આધ્યા-ત્મિક અને વ્યાવહારિક બેઉ વિદ્યાઓ ઉપર તેમનું સરસ પ્રભુત્વ હતું. સાધના અને સાત્ત્વિકતામાં તેમણે એકાંત દૃઢતાનું દર્શન કરાવ્યું હતું. તાપસવર મહાસવી અને સરિંસક્તિની સાથે તેમને પ્રત્યક્ષ પરિચય થયો હતો.

મહાત્મા અહમદ મસ્તુક કહે છે કે, "એક વાર કોઇ વૃદ્ધ પુરુષ મારી પાસે આવીને ઊભા રહ્યા. તેમણે મને કેટલીક સારી સારી વાતો સંભળાવી. તેમની વાણી ઘણી મીઠી અને તેમનું હૃદય ઘણું ઉદાર હતું. તેમણે મને કહ્યું: 'તમારા મનમાં જે વિચાર આવે તે મને કહી દો.' હું સમજ્યો કે આ માણસ યહૂદી હોવો જોઇએ. મેં એ વાત મારા એક સન્મિત્ર જ્વરિરિને કહી, ત્યારે તે સાંભળીને તેમના મનને દુઃખ થયું. પછી તેમણે મને કહ્યું કે, 'તમારે તમારા મનનો વિચાર તે વૃદ્ધ પુરુષને જણાવવોજ નહિ.' મેં કહ્યું: 'હું તેને છેક ન કહું તે પણ ન ચાલે.' ત્યાર પછી મેં તે વૃદ્ધને કહ્યું: 'તમે મને કહ્યું તો હતું કે તમારા મન-માં જે વિચાર આવે તે મને બતાવી દો પણ મારું અંતઃકરણ એવી સાક્ષી પૂરે છે કે તમે યહૂદી છો.' આ સાંભળીને તે થોડી વાર સુધી નીચી દૃષ્ટિ કરીને ચૂપ રહ્યો, પછી માથું ઊંચું કરીને બોલી ઊઠયો:

'તમે કહો છો તે ખરું છે.' ત્યાર પછી તેણે મને કહેવા માંડ્યું: 'હું દેશેદેશ ભ્રમણ કરી વળ્યો છું, અનેક ધર્મોનું મેં અનુસંધાન કર્યું છે. હું મનમાં એવું કહ્યા કરતો કે કોઇની પાસે કાંઇજ નથી, ત્યાર પછી હું તમારી પાસે આવ્યો અને તમારી પરીક્ષા કરી જોતાં મને ખાતરી થઇ કે, તમારામાં સત્ય પ્રતિષ્ઠિત થયેલું છે.' "

## ઉપદેશવચન

૧. જે માણુસ ઈશ્વરને છોડી દઇને બીજા વિષયોમાં રસ લે છે, તેનો બધોજ આનંદ છેવટે વિષાદના રૂપમાં ફેરવાઇ જાય છે. ઈશ્વરની સેવા કરવા ઉપર જેને પ્રેમ નથી, તેનો બધોજ પ્રેમ ભયના રૂપમાં ફેરવાઇ જાય છે. જે માણુસ પરમેશ્વરની સાથે પોતાના હૃદયનો યોગ કરી દે છે, તેનું પરમેશ્વર ઇન્દ્રિયોએ ઊભા કરેલા તોફાનમાંથી રક્ષણ કરે છે.

૨. જે માણુસ નિવૃત્તિયોગદ્વારા આત્મરક્ષા કરે છે, તેને સંસારથી વિમુખ થઇ જવાનું ઘણું સહેલું નીવડે છે.

૩. સંસારનાં સુખો પ્રતિ નજર પણ ન કરવી અને મનમાં તેમને વિષે વિચાર પણ ન કરવો તેનું નામ નિવૃત્તિ.

૪. જો તમારે ઈશ્વરનું સન્માન કરવું હોય તો તમે સાધુપુરુષોનું સન્માન કરજો. ઈશ્વરના સેવક સંતોનું સન્માન કરવાથી ઈશ્વરનું સન્માન થઇજ જાય છે અને તેથી નિવૃત્તિમાર્ગની પ્રાપ્તિ થાય છે.

૫. અસત્ય પ્રતિ લક્ષ્ય રાખ્યાથી અંતરમાંથી તત્ત્વજ્ઞાનનો લોપ થઇ જાય છે.

૬. ઈશ્વરપ્રેમ જેનો સાથી છે, તેનો કોઇ પરાજય કરી શકતું નથી. ભય (ઈશ્વરનો) દ્વારા સંસારનું ખરું સ્વરૂપ નજરે પડી જાય છે, ભય વડે ઈશ્વરાધીન ભક્તોનો પ્રેમ સંસાર તરફ ન વળતાં ઈશ્વર તરફ વળે છે.

૭. આશા (ઈશ્વરની કૃપાની) ના પહેલાં ભયનું પ્રકટ થવું આવશ્યક છે. ઈશ્વરે પ્રથમ સ્વર્ગ રચ્યું અને ત્યાર પછી તેણે નરકની રચના કરી છે. જે માણુસના મનમાં નરકનો ભય ન હોય, તે કદી સ્વર્ગમાં જઇ શકતો નથી.

૮. ઈશ્વરની પાસે તત્ત્વજ્ઞાનીને અધિક ભય લાગે છે.

૯. તત્ત્વજ્ઞાનરૂપી વૃક્ષ ઉપર સદ્વિચારરૂપી પાણી સિંચવું જોઈએ; પ્રાયશ્ચિત્તરૂપી વૃક્ષ ઉપર અનુતાપરૂપી પાણી અને પ્રેમ-રૂપી વૃક્ષ ઉપર યોગરૂપી પાણીનું સિંચન કરવું જોઇએ.

૧૦. સ્થિરતારૂપી ભૂમિ ઉપર તમે તમારા પગ દૃઢતા સહિત સ્થાપી ન શકો, તે પહેલાં તમે જો અલૌકિક કાર્યો કરવાની શક્તિ-ની આશા રાખતા હો, તો તમે મૂઢતા ઉપર તમારું આસન માંડીને બેઠા છો એવું જાણજો. જો તમે જીવનમાં પરિવર્તન કરવાની ભૂમિકા જેવી જોઇએ તેવી સુદૃઢ કર્યા પહેલાં સાધનવ્રત લેવાની અભિલાષા રાખતા હો તો નક્કી જાણજો કે, તમે શિથિલતારૂપી રેતીના રણમાંજ તમારું ઘર બાંધવા માંડયું છે.

૧૧. જેના ઉપર ઈશ્વર સિવાય બીજા કોઇનો કશો અધિકાર ચાલતો નથી, તેજ એક વૈરાગ્યવાન પુરુષ છે.

૧૨. જે દહાડે તમે તમારી માતાને પેટે જન્મ લીધો, તેજ દહાડાથી તમે તમારા જીવનનો ક્ષય કરતાજ રહ્યા છો.





# ७६--महातपस्वी अबदुल्ला अहमद मग्रबी

મહાતપસ્વી અબદુલ્લા અહમદ ધર્માચાર્યોની મંડળીના નેતા, પુણ્યાત્મા અને ઉજ્જવળ જ્યોતિઃસ્વરૂપ પુરુષ હતા. તેઓ પ્રાચીનકાળના તપસ્વીકુળના ભૂષણ, સાધકગણના આચાર્ય, સર્વજનોની શ્રદ્ધા અને આદરને પાત્ર, જગપ્રસિદ્ધ તપસ્વી હતા. તેમના જીવનમાં અલૌકિકજ તેજ હતું. તેઓ ધર્મસાધકોને શિક્ષાદાન કરવામાં વિશેષ નિપુણતા ધરાવતા હતા. સદ્ગુણોની શુભ અસર અનેક માણસોનાં જીવન ઉપર થઇ હતી. અંતરબાહ્ય બેઉ રીતે ઇશ્વરના ઉપર એકાંત નિર્ભરશીલ અને નિઃસંગતાનું સેવન કરનાર તેમના સમાન બીજો કોઇ સાધક તે જમાનામાં હતો નહિ. ઋષિવર ઇબ્રાહિમ ખવાસ અને ઇબ્રાહિમ શયવાની બેઉ તેમના શિષ્ય થયા હતા અને તેમની સહાયતાથી પોતાના જીવનમાં ભારે ઉન્નતિ કરવા સમર્થ થયા હતા. એ બેઉ ઇબ્રાહિમો મહાત્મા અબદુલ્લા અહમદના મહિમાનાં મુક્તકંઠે વખાણ કરે છે. મહર્ષિ અબદુલ્લાનાં વચન યુક્તિપૂર્ણ, હૃદયસ્પર્શી અને ઉજ્જવળ પ્રમાણયુક્ત હતાં. તેમણે એકસો વીસ વર્ષનું આયુષ્ય ભોગવ્યું હતું. તેઓ ઘણા પ્રકારનાં અલૌકિક કાર્યો કરી શકતા હતા. તેઓ ફક્ત ઝાડનાં મૂળિયાં ખાઇને રહેતા હતા અને જે પદાર્થોને માણસોએ પોતાના ખોરાક તરીકે ગણ્યા છે, તે બધાને તેમણે વર્જ્ય ગણ્યા હતા. તેમના શિષ્યો અનેક જગ્યાએથી શોધી શોધીને તેમને સારુ મૂળિયાં લઇ આવતા હતા અને એ રીતે તેમનો નિર્વાહ ચાલતો હતો. તેઓ હજ કરનારા યાત્રીઓનો પોશાકજ બધો વખત પહેરી રાખતા અને એવા પોશાકમાંજ તેઓ પોતાના શિષ્યવર્ગ સહિત દેશભ્રમણ કરતા હતા. દંતકથા એવી ચાલે છે કે, તેમનાં કપડાં કદી મેલાં થતાં નહિ, તેમના ઉપર ચીકટનો ડાઘ

કદી પડતો નહિ અને તેમના વાળ તથા નખ કદી વધતા નહિ.

અબદુલ્લા અહમદ કહે છે કે, "મને વારસામાં એક ઘર મળ્યું હતું, તેને મેં પચાસ રૂપિયાની કિંમતે વેચી દીધું અને એ રૂપિયા કેડે બાંધીને હું રણમાં થઇને મુસાફરી કરવા નીકળ્યો. રણમાં મને એક લૂંટારો મળ્યો અને મને પૂછવા લાગ્યો કે, 'તારી પાસે શું શું છે તે કહી દે.' મેં મનમાં વિચાર કર્યો કે, સાચુંજ બોલી દેવું જોઇએ. મેં તેને ચોખ્ખેચોખ્ખું કહી દીધું કે, 'મારી પાસે પચાસ રૂપિયા છે.' ત્યારે તે બોલ્યોઃ 'ચાલ, ત્યારે મૂકી દે મારા હાથમાં.' મેં તેને પચાસ રૂપિયા આપી દીધા. તેણે કોથળીમાંથી રૂપિયા બહાર કાઢીને બરાબર જોઇ લીધા. પછી તેણે પોતાના ઊંટને જમીન ઉપર બેસાડ્યું અને મને કહ્યું કે, 'બેસી જા મારા ઊંટ ઉપર.' આવું કહીને તેણે મને મારા રૂપિયા પાછા આપી દીધા. મેં તેને પૂછ્યુંઃ 'તને થયું છે શું? તેં રૂપિયા લીધા અને હવે પાછા આપી દે છે તેનું શું કારણ?' તે બોલ્યોઃ 'તારા પ્રેમથી મારું હૃદય પરિપૂર્ણ થઇ ગયું છે.' ત્યાર પછી તે મારી જોડે જોડે મક્કા સુધી ચાલ્યો આવ્યો અને ઘણા વખત સુધી મારી સાથેજ રહ્યો હતો અને છેવટે તે એક મોટો ઈશ્વરભક્ત બની ગયો હતો." ત્યાર પછી વળી તે એવું પણ કહે છે કે, "એકવાર હું મહારણમાં થઇને પ્રવાસે નીકળ્યો હતો, એવામાં મેં એક હૃષ્ટપુષ્ટ યુવાન ગુલામને દીઠો. તેની પાસે મુસાફરીનું કશુંજ સાધન ન હતું અને છતાં તે આવા મોટા વિશાળ રણની મુસાફરીએ નીકળ્યો હતો. મેં તેને પૂછ્યુંઃ 'હે મુક્તપુરુષ! તમે ક્યાં અને કોની પાસે જાઓ છો?' તે બોલ્યોઃ 'તમે જરાક તમારું માથું ઊંચું કરીને તમારી ડાબીજમણી બેઉ બાજુએ વિશ્વાસની આંખે જુઓ તો ખરા. ઈશ્વરના સિવાય બીજું કશું તમારી નજરે પડતું હોય તો મને કહો.'"

અબદુલ્લાને ચાર દીકરા હતા, તેમણે દરેક જણને એક એક ધંધાની તાલીમ આપી હતી. કોઇએ તેમને કહ્યું કે, "ભાઇ સાહેબ! આપના છોકરાઓ આવા ધંધા શીખે એ આપના જેવાને માટે શું સારું કહેવાય?" તેના જવાબમાં તેમણે કહ્યુંઃ "એમાં શું થઇ ગયું? ગમે તે એક ધંધો શીખી લેવો સારો છે; કારણ કે મારા મૂઆ પછી અમે તો ફલાણાના દીકરા છીએ એવું મિથ્યાભિમાન કરીને તેઓ લોકોની આગળ જૂઠી ડંફાસ ન કરે અને

પોતાનો નિભાવ કરતા થઇ જાય તે શું ખોટું છે ?"

અબ્દુલ્લા અહ્મદ મગ્રબી સાયના નામના પર્વત ઉપર દેવલોક પામ્યા. તેમની કબર ત્યાં આગળજ છે. મગ્રબ શબ્દનો અર્થ અરબી ભાષામાં પશ્ચિમ થાય છે, તેઓ કાં તો પશ્ચિમ તરફના કોઈ દેશના હશે અથવા મગ્રબ નામના કોઇ ગામમાં અથવા શહેરમાં તેમનો જન્મ થયો હશે, તે ઉપરથી તેઓ મગ્રબી કહેવાય છે.

## ઉપદેશવચન

૧. હું (ઇશ્વરનો) દાસ છું એવી જે માણુસ ડિંગ મારે છે અને જેના મનમાં વાસનાઓ અને કામનાઓ તો જોઇએ તેટલી રહી ગઈ છે, તે જૂઠી ડિંગ મારે છે. જે માણુસે પોતાની જાતના સુખને લગતી કામનાઓમાંથી પોતાની મુક્તિ મેળવી છે અને જે ઈશ્વરમાંજ જીવે છે, તેનેજ દાસત્વના ઉપર પ્રેમ છે એવું જાણુવું. ઈશ્વર તેને જે નામ આપે છે, તે નામથી તે ઓળખાય છે. ઈશ્વર તેને જે કામ કરવાની આજ્ઞા કરે છે, તે કામ કરવામાં તે અભિમાન લે છે. એવા સાધકને નથી નામ, નથી કોઇ તેની ખાસ રીત કે પદ્ધતિ અને નથી તેની પાસે કોઇ ઉત્તર કે પ્રત્યુત્તર.

૨. ઇશ્વિરનું સ્મરણુ કરવામાં સમયની સાર્થકતા કરી લેવી એજ શ્રેષ્ઠ કાર્ય છે.

૩. જે માણુસ પોતે સાધક થઇને ધનવાન લોકોની ખુશામત કરે છે, તે નરાધમ છે; પણુ જે સૌની સાથે વિનમ્ર વ્યવહાર રાખે છે, તે મનુષ્યોમાં શ્રેષ્ઠ છે.

૪. સાધુપુરુષો ઇશ્વરના પ્રમાણુસ્વરૂપ છે. તેમની કૃપા વડે લોકો ઉપરની આપત્તિઓ અને વિપત્તિઓ ટળી જાય છે.





# ७७–महातपस्वी अबु अली जरजानि

સંતશિરોમણિ અબુ અલી જરજાનિ સંતસમાજના નેતા, સાધુમંડળીના અધિનાયક, સર્વજનવંદિત આચાર્ય અને અલૌકિક પ્રભાવશાળી પુરુષ હતા. તેઓ ખુરાસાન દેશના ઋષિમંડળમાંના એક હતા અને સાધન–સંગ્રામમાં ઝૂઝનારા વીરપુરુષોમાં તેમની ગણના થતી હતી. તેમના રચેલા અનેક ગ્રંથ પ્રચલિત છે. તેમણે પોતાની સત્‌ક્રિયાઓને લીધે ઉચ્ચ પદવી અને પ્રસિદ્ધિ પ્રાપ્ત કર્યાં હતાં. તેમના ઉપદેશ સૌ કોઇના હૃદયને સ્પર્શ કરે એવા હતા. હકીમ તરમોજીના તે શિષ્ય હતા.

## ઉપદેશવચન

૧. લોકો ઉદાસીનતારૂપી રેતીના રણમાં રહે છે, તેથી કરીને તેઓ ફક્ત અનુમાન અને કલ્પના ઉપરજ આધાર રાખે છે. આવી પરિસ્થિતિમાં તેમની દૃષ્ટિએ તેમનાં પોતાનાં આચરણ સારાં સારાંજ દેખાયા કરે છે અને તેમનાં વચન જાણે તત્ત્વજ્ઞાનથી પરિપૂર્ણ હોય એવું તેઓ માની લે છે.

૨. એકાત્મવાદની અંદર ત્રણ બાબતોનો સમાવેશ થાય છેઃ–ભય, આશા અને પ્રેમ. ઈશ્વરની સજા અચૂક ખમવી પડશે એ વાતનું સ્મરણ થવાથી મનમાં પુષ્કળ ભય પેદા થાય છે અને તે માણસને પાપનો પરિત્યાગ કરવાની ફરજ પાડે છે. સત્કર્મોના બદલામાં ઈશ્વર તરફથી પુરસ્કાર મળશે, એ વાતનું સ્મરણ થવાથી સત્કર્મો કરવામાં ઉત્તેજન મળે છે અને પુરસ્કાર મેળવવાની આશા પણ બળવતી બનતી જાય છે. સત્કર્મોથી થતા ઉપકારનું સ્મરણ થવાથી ઈશ્વરના સ્મરણ પ્રતિ પ્રબળ અનુરાગનો ઉદય થાય છે. બીધેલ માણસ જેટલું નસાય તેટલું નાસવા માંડે છે અને નાસવામાંથી જરાયે ધીરો પડતો નથી; આશાવાળો માણસ પ્રાર્થનાઓ કર્યાંજ કરે છે અને તેમાંથી તે એક પળવારનો પણ વિસામો લેતો નથી અને જે ઈશ્વરનો પ્રેમી છે, તે પોતાના પ્રભુના સ્મરણજનિત

આનંદમાંથી જરા પણ વિમુખ થતો નથી. એટલા માટે હું કહું છું કે, ભય એક બળતી આગ છે, આશા એક સળગતો જ્યોતિઃપુંજ છે અને પ્રેમ તે જ્યોતિનો પણ મહાજ્યોતિ છે.

૩. સાધનવિધિમાં સહજ રીતે સમજ પડી જાય, ધર્મવિધિનું વ્યવહારમાં પાલન કરવાના કામમાં મન રોકાયલું ને રોકાયલું રહે, કલેશનો લગારે અનુભવ થાય નહિ, સજ્જનોના પ્રતિ પ્રેમનો ઉદય થાય, ઈશ્વરપ્રીત્યર્થે દાન દેવાનું સામર્થ્ય હોય અને પોતાના સમયનો સદુપયોગ કરવા પ્રતિ ધ્યાન અને કાળજી રહે, એટલાં વાનાં સાધકને માટે સૌભાગ્યનાં લક્ષણ છે.

૪. જે માણસ જાહેરમાં પાપાચરણ કરે અને પાછળથી પોતાનું કરેલું વીસરી જાય તે ભાગ્યહીન છે.

૫. જે સાધુઓએ પોતાનાં મનપ્રાણ ઈશ્વરાર્પિત કરી દીધાં છે, તેમના પાર્થિવ જીવનની તો પાયમાલી થઈ ગઈ હોય છે; પણ તેઓ ઈશ્વરનું દર્શન કરીને અમરત્વ પ્રાપ્ત કરે છે, પરમેશ્વર તેમનાં સર્વ કાર્યો ઉપર પ્રભુત્વ રાખે છે, તેનું પોતાનું તો કશું કર્તૃત્વ રહેતુંજ નથી.

૬. જેણે પોતાનું બધુંજ હૃદય ઈશ્વરને સમર્પણ કરી દીધું છે અને જનસેવાનાં કાર્યો કરવામાં પોતાના શરીરને નિયુક્ત કરી રાખ્યું છે, તે તત્ત્વજ્ઞ છે.

૭. ઈશ્વર સંબંધી ઉત્તમ અનુભૂતિમાંથી તત્ત્વજ્ઞાનની ઉચ્ચ અવસ્થા પ્રકટી નીકળે છે. પોતાની જાતને સૌથી અધમ સમજવી એ તત્ત્વજ્ઞાનનું મૂળ છે.

૮. તમે અલૌકિક શક્તિઓની કામના કરશો મા, પણ ચિત્તની સ્થિરતાના અધીશ્વર બની જાઓ; કારણ કે તમારી પ્રવૃત્તિ અલૌકિક ક્રિયાઓ કરવાની ઇચ્છા રાખે છે, પરંતુ ઈશ્વર તો સ્થિરતા ઇચ્છે છે.

૯. ઈશ્વરનું આજ્ઞાકારીપણું એ દાસપણાની નિવાસભૂમિ છે, ધૈર્ય તેનું પ્રવેશદ્વાર છે અને આત્મસમર્પણ તેનો અંદરનો ભાગ છે. પ્રવેશદ્વાર આગળ અહંકારનો વિનાશ થાય છે, મકાનની અંદર પેઠાથી મુક્તભાવ પ્રાપ્ત થાય છે અને છેક અંદરના ભાગમાં જઈ બેઠાથી આંતરિક શાંતિ પ્રાપ્ત થાય છે.



# ૭૮--महातपस्वी अबु बेकर केतानि

મહાતપસ્વી અબુ બેકર કેતાનિ દઢ વ્રતધારી, સાધકમંડળના મહાઆચાર્ય દયા અને દાક્ષિણ્યના જ્યોતિઃસ્વરૂપ, નિગૂઢ તત્ત્વજ્ઞાનના રત્નાકર અને પરમ આધ્યાત્મિક પુરુષ હતા. તેઓ મક્કા તીર્થના ધર્માચાર્ય (ઇમામ), ઇસ્લામી જગતના ધર્મોપદેશક, વૈરાગ્ય, સાત્ત્વિકતા અને ઈશ્વરનિર્ભરતામાં અદ્વિતીય ગણાતા હતા. અબુ બેકર કેતાનિ હેજાજ પ્રદેશના સંતોમાં ગણાય છે. તેઓ સત્કર્મપરાયણ, નાના પ્રકારની વિદ્યાઓના સુજ્ઞાતા, સાધનભજનમાં સૌથી આગળ અને ઋષિધર્મમાં ઉચ્ચ પદવીએ જઈ પહોંચેલા એક મહર્ષિ તરીકે વિશેષ પ્રસિદ્ધિને પામ્યા હતા. તત્ત્વવિદ્યામાં તેઓ ખાસ નિપુણ ગણાતા હતા. મહર્ષિ જ્વનિદ, અબુ સયિદ ખરીજ અને મહાત્મા નૂરીના સંસર્ગમાં તેઓ વારંવાર આવતા હતા. તેમને "ચેરાગે હરમ" અર્થાત્ કાવ્યમંદિરના દીપકની પદવી મળી હતી. તેઓ મક્કા શહેરમાં રહેતા હતા અને ત્યાંજ દેવલોક પામ્યા હતા.

અબુ બેકર કેતાનિ સંધ્યાકાળથી મળસકું થતા સુધી નમાજ પઢતા અને આખા કુરાનનું પારાયણ કરી જતા. તેમણે કાબાના મંદિરની બાર હજાર વાર પ્રદક્ષિણા કરી હતી. તેઓ ત્રીસ વરસ સુધી એકલું દૂધ પીને રહ્યા હતા. એ ત્રીસ વરસ દરમ્યાન દિવસ અને રાત્રિ મળીને આઠ પ્રહરમાં ફક્ત એકજ વાર વજૂ કરતા અને એટલાં બધાં વરસમાં તેમણે રીતસરની નિદ્રા કદી લીધીજ ન હતી. પ્રથમ તો હેજાજની યાત્રાએ જવાની તેમણે પોતાની માની પાસે રજા માગી અને તેની રજા લઇને પોતે યાત્રા કરવાને નીકળી પડ્યા. એક વાર રાતને વખતે રણમાં થઈને પ્રવાસ કરતાં કરતાં તેમને અમુક વિશેષ અવસ્થા પ્રાપ્ત થઇ* તેથી કરીને તેમને સ્નાન કર-

* ઘણું કરીને સ્વપ્નમાં વીર્યસ્રાવ થયો હશે એવું પૂર્વાપર સંબંધ જોતાં લાગે છે. —સેવાનંદ

વાની જરૂર પડી. ત્યાર પછી તેમણે વિચાર કરતાં તેમને એવું લાગ્યું કે, "મેં ઉત્તમ સંકલ્પ કરીને યાત્રાનો પ્રારંભ કર્યો નથી," તેથી કરીને તે પાછા ઘેર આવ્યા. ઘર આગળ જઇને જુએ છે તો તેમની માતા બારણાની પાછળ શોકાતુર અવસ્થામાં બેઠી હતી. અબુ બેકરે પૂછ્યું: "મા! તેં શું મને યાત્રાએ જવાની રાજીખુશીથી રજા નહોતી આપી?" તે બોલી: "રજા તો આપી હતી, પણ તારા વિના મને ઘર એવું સૂનું સૂનું લાગવા માંડયું કે, મારાથી તે જોવાયું નહિ, તેથી બારણા પાછળ દબાઇને બેસી રહી છું. મેં મનમાં એવો નિશ્ચય કર્યો હતો કે, તું પાછો નહિ આવે ત્યાંસુધી હું અહીંની અહીંજ બેસી રહીશ." તે દિવસથી પોતાની મા જ્યાંસુધી જીવતી રહી ત્યાંસુધી અબુ બેકરે ઘરની બહાર પગજ મૂક્યો નથી. જ્યારે તે પરલોકવાસી થઇ અને તેની રજા લેવા જેવું રહ્યુંજ નહિ, ત્યારે અબુ બેકર ફરીથી રણમાં થઇને પ્રવાસ કરવા નીકળી પડ્યા.

સાધુ અબુલ હુસેન મજિયન કહે છે કે, "મેં મારી સાથે કશુંજ સીધુંસામાન લીધા વિના કેવળ ઈશ્વર ઉપર નિર્ભરતા રાખીને મહારણને ઓળંગી જવાનું સાહસ કર્યું હતું. એક વાર મારા રસ્તામાં એક નાનુંસરખું તળાવ આવ્યું, ત્યારે હું તેને કિનારે જઇને જેવો બેઠો, તેવો મારા મનમાં વિચાર આવ્યો કે, મારી સાથે કાંઇ પણ લીધા વિના હું રણ ઓળંગી જવા નીકળ્યો છું, તે મેં ભારે પરાક્રમ કર્યું છે. એવામાં તે તળાવને કિનારેથી મેં કોઇને મોટે ઘાંટેથી બોલતો સાંભળ્યો કે, "અરે ઓ હજામ! મનમાં ને મનમાં અયોગ્ય વિચાર કરતો નહિ." મેં જરાક ધ્યાન આપીને જોયું તો અબુ બેકર કેતાનિને દીઠા. મેં મારી ભૂલને માટે પશ્ચાત્તાપ કર્યો અને ઈશ્વરથી જરા વારને માટે વિમુખ થઇ ગયો હતો, તે પાછો ઈશ્વરપરાયણ બની ગયો."

અબુ બેકર કેતાનિ કહે છે કે, "એક વાર મને અતિશય શારીરિક અને માનસિક નબળાઇ લાગવા માંડી. ત્યારે મને વિચાર આવ્યો કે, કાબાના મંદિરની પ્રદક્ષિણા કરતો જાઉં અને સાથે સાથે પ્રાર્થના પણ કરતો જાઉં. ત્યાર પછી મેં કાબાની પ્રદક્ષિણા કરવા માંડી અને ખૂબ દીનતા અને વ્યાકુળતા સહિત પ્રાર્થના કરતો ગયો. ત્યાર પછી એવું બન્યું કે, ઈશ્વરના સાંનિધ્યેજ મને પ્રાર્થના કરતો અટકાવી પાડયો. થોડી વાર પછી મારે કાને એવી દૈવવાણી

સંભળાઇ કે, 'મેં તને મારો પોતાનો તો કરી લીધો છે, પછી તું શા સારુ મારા સિવાય બીજીત્રીજી વસ્તુઓને માટે ઝંખે છે?'"

અબુ બેકર કેતાનિ પોતાના જીવનનો એક બીજો પ્રસંગ કહે છે કે, "ધર્મશ્રદ્ધાળુઓની મંડળીના નેતા અલીના પ્રતિ મારા મનમાં વિદ્વેષભાવ હતો. તે વખતે હું મરોવા અને સફા પર્વતની વચ્ચેના પ્રદેશમાં આવેલા એક ઘરમાં રહેતો હતો. ત્યાં મને રાત્રે એવું સ્વપ્ન આવ્યું કે, હજરત મહમ્મદ પયગંબર (સલ૦) અને તેમના ચાર મુખ્ય ધર્મપ્રચારક બંધુઓ–અબુ બેકર, ઓમર, ઉસમાન અને અલી–એ પાંચે જણ મારી પાસે આવ્યા અને તેમણે મને આલિંગન દીધું. પછી હજરત મહમ્મદ પયગંબરે (સલ૦) અબુ બેકરના ભણી જોઇને મને પૂછ્યું: "એ કોણ છે?" મેં કહ્યું: "અબુ બેકર" ત્યાર પછી ઓમર ભણી આંગળી કરીને મને પૂછ્યું: "આ કોણ છે?" મેં કહ્યું: "ઓમર" ત્યાર પછી ઉસમાનનો વારો આવ્યો તેમના ભણી આંગળી કરીને મને પૂછ્યું: "આ કોણ?" મેં કહ્યું: "ઉસમાન." છેક છેવટે અલીના ભણી આંગળી કરીને મને પૂછ્યું: "ત્યારે હવે આ કોણ?" અલીના પ્રતિ મારા મનમાં હું દ્વેષભાવ રાખતો હતો, તેથી જ્યારે હજરત મહમ્મદ પયગંબરે (સલ૦) મને તેમને વિષે પૂછ્યું, ત્યારે મને જવાબ આપતાં શરમ આવી. તે પછી હજરત મહમ્મદ પયગંબરે (સલ૦) મારી અને અલીની વચ્ચે ફરીથી મૈત્રી જોડી આપી અને અમે બેઉ જણે એકબીજાને આલિંગન દીધું. બીજા બધા ચાલ્યા ગયા પછી અલીએ મને કહ્યું: 'ચાલ, બોકૂબિસ પર્વત ઉપર જઇએ." પછી અમે બેઉ જણ તે પર્વત ઉપર ચડયા અને તેના શિખર ઉપરથી કાબાનું દર્શન કર્યું. જ્યારે હું સ્વપ્નમાંથી જાગી ઊઠયો ત્યારે હુ મારા ઘરમાં નહિ, પણ ખરેખર બોકૂબિસ પર્વત ઉપરજ હતો."*

---

* આનાથી કોઇએ આશ્ચર્ય પામવું નહિ; ઊંઘમાં ચાલનારા, કામ કરનારા અને ગણિતના હિસાબો ગણનારા અથવા કવિતાઓ લખનારાના દાખલા મનોવિજ્ઞાનની શોધખોળ કરનારાઓએ નોંધ્યા છે. જેમ ઘણા લોકોને સ્વપ્નમાં બકવાની ટેવ હોય છે, તેમ કેટલાકને સ્વપ્નમાં પથારીમાંથી ઊઠીને એક જગ્યાએથી બીજી જગ્યાએ જવાની ટેવ હોય છે. આવી ટેવને અંગ્રેજી મનોવિજ્ઞાનમાં "સોમ્નેમ્બ્યુલિઝમ" કહે છે. —સેવાનંદ

વળી મહાતપસ્વી અબુ બેકર કહે છે કે, "એક વાર મારી પાસે કોઈ સાધુપુરુષ આવ્યા. તેમના પ્રતિ મારા મનમાં વિરુદ્ધ ભાવ ઉત્પન્ન થયો અને એ વિરુદ્ધ ભાવ મારા મનમાંથી કેમે કરતાં દૂર થતોજ ન હતો. હું તેમને મારા ઘરના અંદરના ભાગમાં તેડી ગયો અને મેં તેમને કહ્યું કે, 'મારા માથા ઉપર અને મારી આંખો ઉપર તમારા પગ અડકાડો.' તે બોલ્યા: 'મારાથી તે નહિ બને.' પછી જ્યારે મેં તેમને ઘણાજ કાલાવાલા કર્યા, ત્યારે તેમણે મારા મોઢા ઉપર પોતાનો પગ મૂક્યો. તેટલાથી મારા મનને થતો ક્લેશ ટળી ગયો અને મારા મનમાં તેમના પ્રતિ પ્રેમભાવ ઉત્પન્ન થવા લાગ્યો. મારીપાસે શાસ્ત્રવિહિત રીતે પેદા કરેલા બસો પૈસા હતા, તે મેં તેમની આગળ આણ્યા અને તેમના નમાજ પઢવાના આસનના એક છેડા આગળ તે પૈસાની ઢગલી કરીને તેમને કહ્યું: 'આ નાણું તમે કૃપા કરીને ગ્રહણ કરો અને તમારા પોતાના કોઇ જરૂરી કામમાં એનો ઉપયોગ કરજો.' તેમણે મારા તરફ કટાક્ષ કરીને કહ્યું: 'શું મને પૈસાની લાલચમાં નાખવાનો તારો વિચાર છે?' આવું કહીને તે ઊઠીને ઊભા થયા અને પોતાનું આસન ખંખેરીને મારા ઘરમાંથી ચાલ્યા ગયા. તેમના ગયા પછી મેં બધા પૈસા વીણી લીધા."

અબુ બેકર કેતાનિને એક શિષ્ય હતો. તેનો અંતકાળ છેક નજીક આવી લાગ્યો, ત્યારે તેણે આંખો ઉઘાડીને કાબાના મંદિરવાળી દિશા ભણી જોયું. એટલી વારમાં ત્યાં આગળ થઇને કોઈ ઊંટ જતું હશે, તેની લાત વાગવાથી તેની આંખ ફૂટી ગઇ. આ બિના જોઇને અબુ બેકર બોલી ઊઠયા: "તે માણસની છેલ્લી ઘડીએ એવી અવસ્થા થઇ ગઇ હતી કે, તેના ઉપર સ્વર્ગીય પ્રકાશ અને વિશેષ પ્રકારનો આધ્યાત્મિક ભાવ બેઉ ઊતર્યાં હતાં અને એવે વખતે તેણે મંદિરના તરફ નજર કરી તેની તેને આ સજા થઇ હતી; કારણ કે મંદિરના અધિપતિ પરમેશ્વરની હાજરીમાં તેનું દર્શન કરતાં કરતાં તેના મંદિરના ઉપર નજર દોડાવવી એ એક અપરાધ છે."

એક વાર કોઇ વૃદ્ધ પુરુષ મક્કા શહેરના બનિશયબાર નામના દરવાજા આગળ થઈને અબુ બેકરની પાસે આવી ઊભો અને કહેવા લાગ્યો કે, "ભાઇ! તમે ઇબ્રાહિમની મસ્જિદમાં જતા નથી તેનું શું કારણ? ત્યાં બેસીને ઘણા લોકો 'હદિસ' શાસ્ત્રની કથા સાંભળે છે, તમે પણ જઇને સાંભળો તો ખરા. ત્યાં એક મહામાન્ય

આચાર્ય આવ્યા છે અને તે ઘણીજ સુંદર કથા કરે છે." *અબુ બેકરે મસ્તક ઊંચું કરીને તે વૃદ્ધપુરુષને પૂછ્યું: "હે વૃદ્ધ સજ્જન! તમે જે આચાર્યની વાત કરો છો, તે કોનાં કોનાં વચન પોતાની કથામાં ઉદ્ધૃત કરે છે?" તેણે જવાબ દીધો: "અબદુર રહેમાન જહરિ અને અબુ હોરયરાએ 'હદિસ' ઉપર જે ભાષ્ય લખ્યું છે, તેને આધારે તે આચાર્ય પયગંબરના જીવનચરિત્રની કથા કરે છે." મહર્ષિ અબુ બેકર બોલ્યા: "તમે તો ઘણે આઘે રહ્યા રહ્યા સાંભળેલી વાત કહો છો, પણ હું તો અહીં બેઠાં બેઠાં ઘણુંજ નજીકથી સાંભળી શકું છું." પેલા વૃદ્ધે પૂછ્યું: "તે તમે કેવી રીતે સાંભળી શકો છો?" અબુ બેકરે કહ્યું: "મારો અંતરાત્મા સાક્ષાત્ રીતે ઈશ્વરની વાણી સાંભળી શકે છે."

એક વાર અબુ બેકર નમાજ પઢતા હતા તે વખતે તેમની ખાંધ ઉપર એક વસ્ત્ર હતું. કોઇ ચોરે પાછળથી આવીને તે વસ્ત્ર ઉપાડી લીધું અને તે ત્યાંથી જે નાઠો તે સીધો બજારમાં ગયો અને ત્યાં જઇને તે વસ્ત્ર તેણે વેચવા માંડયું, પણ એટલી વારમાંજ તેના હાથને કોઇ એવી પીડા થઇ આવી કે, તે ગભરાઇને પાછો આવ્યો× અને તે વસ્ત્ર તેણે મહર્ષિના ખભા ઉપર જેવું હતું તેવું પાછું મૂકી દીધું. મહર્ષિ તો હજી પણ તેમની નમાજના ભાવાવેશમાં મસ્ત હતા. ચોર ત્યાં આગળ એક બાજુએ જઇને બેસી ગયો. જ્યારે મહર્ષિ નમાજમાંથી પરવારીને ઊભા થયા, ત્યારે તેમને જોઇને તે ચોર ખૂબ રોકકળ કરવા મંડી ગયો. અબુ બેકરે તેને પૂછ્યું: "તું આટલો બધો રડે છે કેમ? તને થયું છે શું?" ત્યારે તે ચોરે બધી વાત તેમને કહી સંભળાવી. મહર્ષિ બોલ્યા: "મને ઈશ્વરના મહિમાના શપથ છે, તું મારું વસ્ત્ર ચોરી ગયો હતો તેની મને ખબર નથી અને તું પાછું મૂકી ગયો તેની પણ મને ખબર નથી." ત્યાર પછી તેમણે એવી પ્રાર્થના કરી કે, "'હે પરમેશ્વર! મારું ચોરાયલું કપડું ચોર મને પાછું આપી ગયો છે, માટે તમે તેની પાસેથી

---

* મક્કા તીર્થના કાબાના મંદિરની નજીકમાં એક જગ્યાએ ઇબ્રાહિમનાં પગલાં છે, ત્યાં આગળ ઇબ્રાહિમની સ્મૃતિમાં એક મંદિર પણ બાંધાવવામાં આવ્યું છે. —બંગાળી અનુવાદક

× જેઓ પ્રભુને અને પ્રભુભકતોને વિષે પૂરતી માહિતી ધરાવતા નથી, તેમને આવા બનાવો ભાગ્યેજ સાચા લાગશે; કેમકે તેમની અક્કલમાં જડવાદ ઇ૦ ધૂળપથરા ભરાઈ ગયેલું હોય છે.

—ખરાબ ભિક્ષુ અખંડાનંદ

જે કાંઇ ખેંચી લીધું હોય તે તેને પાછું આપો.” એવું કહેવાય છે કે, તે ચોરને તે ઘડીએજ હાથે દુખતું બંધ થઇ ગયું.

અબુ બેકર કહે છે કે, “એક વાર મેં.સ્વપ્નમાં કોઇ ઘણુાજ રૂપવાન પુરુષને દીઠો. મેં તેને પૂછ્યું કે, ‘તમે કોણ છો?’ ત્યારે તેણે કહ્યું કે, ‘મારું નામ નિર્ભર છે’ મેં તેને ફરીથી પૂછ્યું: ‘તમે ક્યાં રહો છો?’ ત્યારે તે બોલ્યો: ‘હું દીનાત્મા સંતોનાં હૃદયમાં રહું છું.’ પછી એક કાળી શાહી જેવી અને કદરૂપી સ્ત્રી મારા જોવામાં આવી. મેં તેને પૂછ્યું: ‘તું કોણ છે?’ તે બોલી: ‘હું પાપપ્રવૃત્તિ છું.’ મેં તેને પૂછ્યું: ‘તું રહે છે ક્યાં?’ તે બોલી: ‘હું વિનોદપ્રિય લોકોનાં હૃદયમાં રહું છું.’ પછી હું જાગી ઊઠ્યો અને મેં એવો નિશ્ચય કર્યો કે, આજથી હાસ્યનો ભાવ અત્યંત પ્રબળ ન થાય ત્યાંસુધી મારે કદી હસવુંજ નહિ.”

વળી તેઓ એક પ્રસંગે એવું કહે છે કે, “એક વાર રાત્રે મને સ્વપ્નમાં હજરત મહમ્મદ પયગંબર (સલ૦)નાં દર્શન થયાં, ત્યારે મેં તેમને પૂછ્યું કે, ‘હું કેવી રીતે પ્રાર્થના કરું તો પરમેશ્વર મારા અંતરમાંથી વાસનાઓ અને કામનાઓને બહાર કાઢી નાખે?’ ત્યારે તેમણે જવાબ દીધો: ‘તું દરરોજ ચાળીસ વાર એવું બોલજે કે, હે જીવન્ત! હે નિત્યપુરુષ! હે પરમેશ્વર! તારા સિવાય બીજો કોઇ ઉપાસ્યદેવ નથી. હું તારી આગળ નિવેદન કરું છું કે, તું મારા હૃદયને સર્વદા તારા તત્ત્વજ્ઞાનના પ્રકાશ વડે પ્રકાશમાન અને સંજીવિત કરી રાખજે.’”

વળી અબુ બેકર પોતાના જીવનનો એક બીજો પ્રસંગ વર્ણવે છે કે, “એક વાર કોઇ દીનહીન ફકીર મારી પાસે આવી ખૂબ અશ્રુપાત કરીને કહેવા લાગ્યો કે, દસ દિવસ થયાં મેં કશુંજ ખાધું નથી. મારા કોઇ કોઇ મિત્રોની આગળ જઇને મેં તેમની આગળ મારી ભૂખની પીડાની વાત કહી અને મારા મોઢામાંથી ઈશ્વરને થોડીક ગાળો પણ દેવાઇ ગઇ. ત્યાર પછી હું બજારમાં ગયો, ત્યાં ભોંય ઉપર પડેલો એક પૈસો મારી નજરે પડ્યો. મેં તેને હાથમાં લઇને જોયું તો તેના ઉપર એવું લખેલું મેં દીઠું કે, ‘ઈશ્વરને શું તારી ભૂખની પીડા અજાણી છે કે તું તેનું ઘસાતું બોલે છે?’”

અબુ બેકર કેતાનિનું મૃત્યુ જ્યારે નજીક આવી લાગ્યું, ત્યારે કોઇએ આવીને તેમને પૂછ્યું: “તમે તમારી જિંદગીમાં એવું શું

શું કર્યું હતું કે, તમે આટલી બધી ઊંચી અવસ્થાએ જઇ પહોંચ્યા છો ?" તેમણે જવાબ દીધોઃ "મારું મોત મારી સામે આવીને ઊભું ન રહે ત્યાંસુધી હું તમારા સવાલનો જવાબ નહિ આપું." થોડી વાર પછી તે બોલ્યાઃ "ચાળીસ વરસ સુધી હું મારા અંતઃકરણનો ચોકીદાર થઇને રહ્યો છું અને ઈશ્વર સિવાય બીજી તમામ અનીશ્વર વસ્તુઓને મેં મારા અંતરમાંથી વીણી વીણીને બહાર ફગાવી દીધી છે. આવું કરવાથી મારું હૃદય હવે એવું બની ગયું છે કે, ઈશ્વર સિવાય બીજા કોઇને તે પોતાની અંદર ટકવાજ દેતું નથી."

## ઉપદેશવચન

૧. જેમ મૃત્યુ પછીના સમયમાં તમારા એક માત્ર પરમેશ્વર-જ રહેશે, તે પ્રમાણે તમે આજથીજ તેના એકલાનાજ થઇને રહો.

૨. સૃષ્ટ પદાર્થો પ્રતિની આસક્તિ એક સજા છે, સાંસારિક લોકોની સાથે નિકટનો સંબંધ જોડવો એ એક અપરાધ છે, તેમના પ્રતિ અનુરાગ દર્શાવવો એ એક દુર્ગતિ છે.

૩. પોતાને કશુંજ મળે નહિ અને છતાં જેમનું ચિત્ત પ્રફુલ્લિત રહે છે, પોતાની પાસે કાંઇજ ન હોવા છતાં જેઓ છેવટની ઘડી સુધી પોતાના ઉદ્યમ, ઉત્સાહ અને સ્ફૂર્તિને ક્ષીણ થવા દેતા નથી, ગમે તેવી દુર્ગતિ ભોગવી છૂટવાને માટે પણ જેઓ સહિષ્ણુતા ધારણ કરે છે અને મૃત્યુના મોઢામાં હોમાઇ જવાને પણ જેઓ તૈયાર છે, તેઓ એકલાજ સાચા વૈરાગ્યવાન પુરુષો છે.

૪. નિર્મળતા એટલે પ્રકૃતિની પૂર્ણતા; જેમની પ્રકૃતિ જેટલી ઉન્નત અને પૂર્ણતાની નજીક જઇ પહોંચેલી, તેટલા તેઓ નિર્મળ છે.

૫. પુણ્યાત્મા સંત બહારથી દાસ છે, પણ અંતરથી મુક્ત છે.

૬. પોતાના પ્રેમાસ્પદને સારુ સ્વાર્થનો ત્યાગ કરવાથી સાચો પ્રેમ પ્રકટી નીકળે છે.

૭. ઈશ્વરનું દર્શન અને નિર્મળતા એજ ઋષિત્વ છે.

૮. જે પવિત્રાત્મા ઋષિ છે, તે જો સંસારના પદાર્થોનું સેવન કરે, તો તે અપવિત્ર થઇ જાય છે અને એવું જો કદાપિ થઇ જાય, તો તેને માટે ક્ષમાપ્રાર્થના કરવી જરૂરી છે. ક્ષમાપ્રાર્થના એજ પૂરતું પ્રાયશ્ચિત્ત છે. પ્રાયશ્ચિત્ત એ એક શબ્દમાં છ ભાવ રહેલા છે.

(૧) અગાઉ થઇ ગયેલાં પાપને માટે આત્મગ્લાનિ, (૨) પાપમાં પ્રવૃત્તિ થાયજ નહિ તે માટે સાવધાનતા, (૩) ઈશ્વર અને પોતાની વચ્ચેનાં કર્તવ્યોમાં જે જે ત્રુટિઓ રહી ગઇ હોય તેમને પૂર્ણ કરવી, (૪) લોકોના પ્રતિ જે જે અન્યાયાચરણ થઇ ગયાં હોય, તેનો તેમને સર્વને ઘટતો બદલો અથવા વળતર આપવું, (૫) શાસ્ત્રનિષિદ્ધ પદાર્થોના ભક્ષણથી શરીરમાં બનેલાં માંસ, મજ્જા, ચરબી ઇત્યાદિને ગાળી નાખવાં (૬) અને પાપનો મીઠો સ્વાદ જેમ અગાઉ ચાખ્યો હોય, તેમ હવે શરીર તથા મનને સાધનાની કડવાશ પણ ચખાડવી.

૯. સાધનાના બોત્તેર દરવાજા છે, તેમાંનો ઇકોતેરમો દરવાજો ઈશ્વરસંબંધી લજ્જાની અંદર આવેલો છે.

૧૦. ઈશ્વરના ભજનસાધનદ્વારાજ ઈશ્વર સંબંધી જ્ઞાનની પૂર્ણતા થાય છે.

૧૧. પરમેશ્વર જ્યાંસુધી ક્ષમાનો દરવાજો ઉઘાડો ન મૂકી દે, ત્યાંસુધી તેના સેવકોની વાણી પાપનો સ્વીકાર કરવા અને પાપને માટે ક્ષમાપ્રાર્થના કરવા કદાપિ તૈયાર થતી નથી.

૧૨. જ્યારે પરમેશ્વરના સંબંધમાં દીનતાનો ભાવ દૃઢ થાય છે, ત્યારે દાન પણ જેવું જોઇએ તેવું થવા માંડે છે; કારણ કે દીનતા અને દાન બેઉનો પરસ્પર સંબંધ એવો છે કે, તેઓ એક બીજાથી પૃથક્ થઇ શકતાંજ નથી.

૧૩. આળસ, પ્રમાદ અને નિદ્રાને દૂર કરીને જાગી ઊઠવું. પાર્થિવ મોજમજાનો શોખ મનમાંથી કાઢી નાખવો અને ઈશ્વરની સાથેનો પોતાનો યોગ રખેને ખંડિત થઇ જશે એવા ભયથી કંપી ઊઠવું, એ ત્રણ કામ તો માણસને માટે તપશ્ચર્યા કરતાં પણ શ્રેષ્ઠ છે.

૧૪. સત્કર્મનું અનુષ્ઠાન એજ (ઈશ્વરના) દાસનું કાર્ય છે. ઈશ્વર જેને પોતાની કૃપાથી વંચિત રાખે છે, તેનાથી સત્કર્મનું અનુષ્ઠાન થઇ શકતું નથી, પણ જેને ઈશ્વર પોતાની કૃપાની છાયા નીચે રહેવા દે છે, તેમનીજ સત્કર્મ કરવા તરફ પ્રવૃત્તિ થતી જાય છે.

૧૫. વિપત્તિરૂપી કસોટીને સારુ સંસાર છે અને નિવૃત્તિના સુખનું સ્થાન સ્વર્ગ છે.

૧૬. સાધકે પોતાને સારુ ત્રણ નિયમ કરી રાખવા જોઇએ; જ્યારે ઘણીજ ઊંઘ આવે અને બેઠાં રહેવાય નહિ, ત્યારે સૂઇ જવું, ખરેખરી ક્ષુધા પ્રકટે ત્યારેજ આહાર કરવો અને જરૂર પડે ત્યારેજ ખપ પૂરતું બોલવું.

૧૭. તમે તમારા શરીરદ્વારા સંસારમાં રહેજો અને અંતઃકરણદ્વારા પરલોકમાં રહેજો.

૧૮. કામના એ શયતાનનું દોરડું છે; જે માણસ કામનાઓમાં રત રહે છે, તેણે શયતાનની સાથે પોતાનો સંબંધ જોડીજ રાખ્યો છે.

૧૯. જો તમારે પરમેશ્વરની કૃપાની અભિલષા હોય, તો તમે શુભ કર્મોના અનુષ્ઠાનમાં પ્રવૃત્ત થઇ જજો.

૨૦. પરમેશ્વરનો એક પ્રકારનો ખાસ વાયુ છે, તેને પ્રભાતનો વાયુ કહે છે. એ વાયુ ઉન્નત સ્વર્ગલોકના નીચલા ભાગમાં રહે છે અને સવારને વખતે તે ગતિમાન થવા માંડે છે. એ વાયુ પાપીઓના આર્તનાદ અને તેમની ક્ષમાપ્રાર્થનાઓને ગ્રહણ કરીને તેજોમય પરમેશ્વર સુધી પહોંચાડી દે છે.





# ૭૯–महातपस्वी अबु महम्मद जरीरी

મહાતપસ્વી અબુ મહમ્મદ જરીરી પુણ્યનિકેતનના અધિવાસી, તત્ત્વના પ્રકાશથી સમુજ્જવળ બનેલા હૃદયવાળા, સાધુઓમાં શ્રેષ્ઠ અને મહાપ્રેમી આચાર્ય હતા. નિગૂઢ તત્ત્વદર્શનનાં રહસ્યો ઉકેલવામાં તેમની દૃષ્ટિ અતિ સૂક્ષ્મ તથા બુદ્ધિ સ્વચ્છ અને પારદર્શી હતી. અબુ મહમ્મદ પોતાના સમકાલીન જ્ઞાની પુરુષોમાં અદ્વિતીય મનાતા હતા અને તેમનાં વચનને સૌ કોઇ આદર અને શ્રદ્ધાપૂર્વક ગ્રહણ કરતા હતા. ધર્મસાધનાના નિગૂઢ મર્મોના તે સુંદર જ્ઞાતા હતા, નાના વિષયોમાં તેમની પારંગતતા જાણીતી હતી, શાસ્ત્રોનાં માર્મિક તત્ત્વોને સમજવામાં તેમની એકાંત પારદર્શિતા સૌએ સ્વીકારી હતી અને શરિયતનાં વિધિવિધાનોને અનુસરીને નિર્ણય આપવામાં તેમની યોગ્યતા અને અભિજ્ઞતાને વિષે કદી બે મત હતાજ નહિ. આચાર્યપ્રવર મહર્ષિ જ્વનિદ પોતાના શિષ્યોને કહેતા હતા કે, "અબુ મહમ્મદ જરીરીને મારી ગાદીના ઉત્તરાધિકારી જાણજો." અબુ મહમ્મદે એક વરસ મક્કા તીર્થમાં વ્યતીત કર્યું હતું. એ એક વરસ દરમ્યાન તે એક વાર પણ સૂતા નથી, કોઇની સાથે એક અક્ષર પણ બોલ્યા નથી, લાંબા પગ કરીને બેઠા નથી અને કાબાના મંદિર તરફ કદી પોતાની પીઠ કરી નથી. અબુ બેકર કેતાનિએ તેમને એક વાર એવો પ્રશ્ન પૂછ્યો કે, "તમે આવી કઠિન સાધના કેવી રીતે કરી શકયા હતા?" તે બોલ્યાઃ "મારા અંતઃકરણની દૃઢ નિષ્ઠાએ મને આ કાર્યને પૂર્ણ કરવાનું બળ આપ્યું હતું અને મારું સ્થૂલબળ પણ મને તેની મારફતેજ આવી મળ્યું હતું." મહાત્મા જ્વનિદના મરણ પછી તેમની ગાદી ઉપર અબુ મહમ્મદનો અભિષેક થયો હતો.

મહાતપસ્વી અબુ મહમ્મદ કહે છે કે, "એક વાર એક સફેદ બાજપક્ષી મારી નજરે પડયું. ચાળીસ વરસ સુધી મેં તેને પકડવાનાં ફાંફાં માર્યાં પણ તે એક વાર ગયું તે ગયુંજ, બીજી વાર તે મારી

નજરે પડયુંજ નહિ.” લોકોએ તેમને પૂછયું: “એ બધું કેવી રીતે બન્યું ?” ત્યારે તે બોલ્યા: “એક દહાડો પાછલા પહોરની નમાજ પઢયા પછી કોઇ જુવાન માણસ મારી કુટિના બારણા આગળ આવીને ઊભો રહ્યો. તેના પગમાં પગરખાં ન હતાં, માથા ઉપરનાં લટિયાં છૂટાં અને અસ્તવ્યસ્ત હતાં અને મોઢાનો વર્ણ ફિક્કો હતો. તેણે મારી કુટિ આગળ આવીને તરત વજૂ કર્યું અને બે વાર નમાજ પઢયો. ત્યાર પછી સાંજની નમાજ પઢવાનો વખત થયો ત્યાંસુધી નીચું મોઢું કરીને બેસી રહ્યો. સાંજની નમાજ પઢીને પાછો નીચે મોઢે બેઠો તેજ બેઠો. જે દિવસની હું વાત કરું છું, તે રાત્રે ગામના બાદશાહે તમામ તપસ્વી ફકીરોને ભોજનનું નિમંત્રણ દીધું હતું. મેં તે જુવાનની પાસે જઇને કહ્યું: ‘ અમે બધા બાદશાહને ઘેર ભોજન કરવા જઇએ છીએ, અમારી સાથે આવવાનો તારો વિચાર થાય છે ?’ ત્યારે તે બોલ્યો: ‘બાદશાહના ઘરમાં જઇને ભોજન કરવાની મને ઇચ્છા થતી નથી. પણ અસિદા નામની એક ચોક્કસ મીઠાઇ થાય છે, તે ખાવાનું મને મન છે, એટલું હું તમને કહી રાખું છું, પછી જેમ તમને યોગ્ય લાગે તેમ કરો.’ આ ઉપરથી હું એવું સમજ્યો કે, આ માણસ હમણાં થોડા વખતથીજ મુસલમાન ધર્મમાં દીક્ષિત થયો હશે, એટલા માટે તે મારી સાથે ભોજન કરવા નથી આવતો અને ફક્ત પોતાને શાની ઇચ્છા છે તેનીજ તેણે મને સૂચના દઇ રાખી છે. ત્યાર પછી તેના વિષે વધારે વિચાર ન કરતાં હું તો મારી મેળે બાદશાહને ઘેર ભોજન કરવાને ચાલ્યો ગયો. હું જ્યારે મારા આશ્રમમાં પાછો આવ્યો, ત્યારે પણ તે માણસને પહેલાંની માફકજ નીચે મોઢે બેસી રહેલો મેં દીઠો. ત્યાર પછી હું જ્યારે ઊંઘી ગયો ત્યારે સ્વપ્નમાં મને હજરત મહમ્મદ પયગંબર (સલ૦) સાહેબે દર્શન દીધું અને તેમની પાછળ પાછળ બીજા બે મહાતેજસ્વી અને વયોવૃદ્ધ પુરુષો પણ ચાલ્યા આવ્યા. એ બે મહાપુરુષો પૈકી એક તો પયગંબર ઇબ્રાહિમ હતા અને બીજા મહાઆચાર્ય મુસા હતા અને તેમની પાછળ એક લાખ ને વીસ હજાર પયગંબરો, મહર્ષિઓ અને સિદ્ધ પુરુષો હતા. મેં હજરત મહમ્મદ પયગંબર (સલ૦) સાહેબને જોવા દીઠા, તેવો હું તેમની પાસે ગયો અને તેમને સલામ કરી, પણ મારી આગળથી તેમણે પોતાનું મોઢું ફેરવી દીધું. ત્યારે મેં તેમને નિવેદન કર્યું કે, ‘હે ખુદાના રસૂલ ! મેં એવો શો અપરાધ કર્યો છે કે

આપ મારી આગળથી મોઢું ફેરવીને ઊભા રહો છો?' તે બોલ્યા: 'મારો પ્રેમી દોસ્ત તારી પાસે આવીને બેઠો છે અને તારી પાસે તેણે અમુક વસ્તુની માગણી કરી છે અને છતાં તું કૃપણતા કરે છે?' તે પછી હું ઊંઘમાંથી જાગી ઊઠ્યો અને રડવા લાગ્યો. એવામાં મારી કુટિનું બારણું કોઇ ઉઘાડતું હોય એવો ખડખડાટ મારે કાને સંભળાયો. મેં જરા તે તરફ જોયું તો મેં તે જુવાનને મારી કુટિમાંથી બહાર ચાલ્યો જતો દીઠો. મેં તેને બોલાવ્યો અને કહ્યું: 'મારા ભાઇ! જરા વાર થોભી જા. હું તારી વાસના પૂર્ણ કરી દઇશ' ત્યારે તે સાધુ મારા તરફ ફરીને કહેવા લાગ્યો: 'એક સાધક તમારી પાસે આવીને કાંઇ માગે અને તમે તો એવા કે એક લાખ ને વીસ હજાર પયગંબરો તમારી પાસે આવીને ઊભા રહે ત્યારેજ તેને તે વસ્તુ આપવાનો વિચાર કરો, એ તો ઘણું વસમું કામ કહેવાય ને?' આવું કહીને તે સાધુ ચાલતો થઇ ગયો."

અબુ મહમ્મદ કહે છે કે, "એક વાર બગદાદ શહેરની સાર્વજનિક મસ્જિદમાં કોઇ એક સાધક રહેતો હતો. ઉનાળો અને શિયાળો બેઉ ઋતુમાં તે પોતાના અંગ ઉપર એક ચાદરજ ઓઢી રાખતો હતો. એ સિવાય તેની પાસે બીજું કશું વસ્ત્ર હતું નહિ. 'આખું વરસ એકનું એકજ વસ્ત્ર તમે ઓઢીને રહો છો તેનું શું કારણ?' એવું લોકોએ તેને પૂછ્યું, ત્યારે તે બોલ્યો: 'મને ઉત્તમોત્તમ વસ્ત્રો પહેરવાનું ઘણું મન થયા કરતું હતું. એક વાર રાતને પહોર મને એવું સ્વપ્ન આવ્યું કે, જાણે હું સ્વર્ગમાં જઇને બેઠો છું. ત્યાં મેં લોકોનું એક ટોળું દીઠું, તેમની આગળ ભોજન પીરસાયું હતું. હું પણ તેમની સાથે ભોજન કરવાને સારુ જેવો તેમની પંગતમાં બેસવા જાઉં છું, તેવોજ એક ફિરસ્તો મારી પાસે આવ્યો અને મારો હાથ પકડીને મને કહેવા લાગ્યો કે, તમે આ લોકોના મંડળમાંના નથી અને તમારી તેમના જેવી અવસ્થા પણ નથી.' પછી હું જ્યારે ઊંઘમાંથી જાગી ઊઠ્યો ત્યારે મેં સંકલ્પ કર્યો કે, આજથી મારે એકથી બીજું વસ્ત્ર અંગે અડકાડવુંજ નથી."

અબુ મહમ્મદ જરીરી એક વાર સભાની આગળ ઉપદેશ દેવા બેઠા હતા, તે વખતે એક યુવાન ઊભો થઇને કહેવા લાગ્યો: "મારું મન મારી પાસેથી ચાલ્યું ગયું છે, તે મારી પાસે પાછું ચાલ્યું આવે એવી પ્રાર્થના કરો." ત્યારે તે બોલ્યા: "તારી એકલાની નહિ પણ આપણી સૌનીજ એવી દુર્દશા થયેલી છે."

## ઉપદેશવચન

૧. જે માણસ (ઇન્દ્રિયોની) પ્રવૃત્તિની વાતો કાન માંડીને સાંભળે છે, તેના ઉપર કામનાઓ પોતાની સત્તા જમાવી દે છે, તે નીચ વાસનાઓના કેદખાનામાં બંદીવાન બની જાય છે. પરમેશ્વર તમામ શુભ ફળનો તેને માટે નિષેધ કરે છે. તેને ધર્મની કથાઓમાં રસ પડતો નથી અને તેમને તે માન્ય પણ રાખતો નથી.

૨. હૃદયને તેનું સ્વાભાવિક અને સત્ય કાર્ય કરવા દેવાથી ઈશ્વરનું સાંનિધ્ય એટલી હદ સુધી પ્રાપ્ત થઇ જાય છે કે, સાધક તેનું દર્શન તો કરે છે, પણ તેની સર્વ ક્રિયાઓને પણ તે જોતો થઇ જાય છે.

૩. માણસ જ્યારે છેક લાચાર બની જાય છે, ત્યારેજ તેને ઈશ્વર ઉપર નિર્ભર રહેવાની સૂઝ પડે છે.

૪. જીવનની નાના પ્રકારની અવસ્થાઓમાં સુખદુઃખનો મનમાં કશો ભેદજ ન સમજાય અને એક પ્રકારના અલૌકિક આરામનું ભાન રહ્યા કરે, એવી સ્થિતિનું નામ સહિષ્ણુતા, અથવા વિપત્તિને વખતે ચિત્તની સ્થિરતા એ પણ સહિષ્ણુતા છે.

૫. વિશુદ્ધ પ્રેમ એ વિશ્વાસનું પરિણામ છે અને કપટતા એ અવિશ્વાસનું ફળ છે.

૬. જ્યારે ઈશ્વરની આગળ પોતાની કૃતજ્ઞતા જાહેર કરવાની અશક્તિનું ભાન થવા માંડે, ત્યારેજ પૂર્ણ કૃતજ્ઞતા પ્રકટ થાય છે.

૭. બીજાને પીડા કરતાં અટકી જવું અને પોતાના ઉપર કોઇ નિષ્ઠુર આચરણ કરે ત્યારે તે કોઇને કહેવું નહિ, એ એક સહિષ્ણુતાનું લક્ષણ છે.

૮. (ઇન્દ્રિયોની) પ્રવૃત્તિઓની ઉત્તેજનાઓની સાથે સાધારણ માણસોને યુદ્ધ કરવું પડે છે, સાત્ત્વિક લોકોને બીજા લોકોના કુવિચારની સાથે લડવું પડે છે, વૈરાગ્યનો આશ્રય લેનાર સાધકોને પોતાની કામનાઓની સાથે લડાઇ લડવી પડે છે, દુઃખી લોકોને અનેક મુશ્કેલીઓ સાથે, સામાન્ય કોટિના સાધકોને તેમના અહંકારની સાથે તથા વિષયાસ્વાદની સાથે સંગ્રામ કરવો પડે છે.

૯. ત્રણ બાબતો સિદ્ધ કર્યાથી વિશ્વાસમાં સ્થિરતા આવે છે, ધર્મનો પુરસ્કાર આવી મળે છે અને શારીરિક કુશળતા સધાય

છેઃ–(૧) ઈશ્વરનાં કાર્યોમાં સંતોષ, (૨) સહિષ્ણુતા અને (૩) ભોજનની સાત્ત્વિકતા.

૧૦. શાસ્ત્રમાં નિષિદ્ધ કરેલી વસ્તુઓથી જે માણસ દૂર રહે છે, તેનું અંતઃકરણ શુદ્ધ થઇ જાય છે; જે માણસ ખોરાકના સંબંધમાં સાત્ત્વિકતા જાળવે છે, તેનું જીવન સાધનાની પ્રણાલિકામાં થઇને વહેવા માંડે છે અને પરિણામે તે તત્ત્વજ્ઞાન અને અંતરની શુદ્ધિ એ બેની તેને પ્રાપ્તિ થઇ જાય છે.

૧૧. વિષયનિવૃત્તિને પરિણામે સાધકને શુદ્ધ સ્વર્ગીય જામો પહેરવા મળે છે, ધૈર્ય અને ગાંભીર્યને પરિણામે તેનામાં પ્રકૃતિની સમતા આવી જાય છે અને શારીરિક તંદુરસ્તી તો તેની પાછળ ચાલી આવવાને બંધાયલીજ છે.

૧૨. જે સાધકને પરમેશ્વર પોતાના આત્મજ્યોતિદ્વારા સંજીવિત કરે છે, તેનું કદી મૃત્યુ થાયજ નહિ.

૧૩.. તત્ત્વજ્ઞ લોકો પ્રથમથીજ ઈશ્વર તરફ વળી જાય છે અને સામાન્ય લોકો સંસારમાં નિરાશાના ફટકા ખાધા પછી ઈશ્વર તરફ વળવાનું વલણ બતાવે છે.

૧૪. જ્યારે હજરત મહમ્મદ પયગંબરે (સલ૦) સત્યસ્વરૂપ ઈશ્વરના પ્રતિ દૃષ્ટિ કરી, ત્યારે તેમને તે સત્યસ્વરૂપનું દર્શન થયું હતું અને દિશા તથા કાળની સીમાને પાર કરીને તેમણે તે સત્યમાં નિત્ય સ્થિતિ કરી લીધી હતી.





# ૮૦--महातपस्वी अबु ओमर ईयोखयल

મહાતપસ્વી અબુ ઓમર મહાઉદ્યમી, કાર્યકુશળ, દઢ પ્રતિજ્ઞાવાળા, નિવૃત્તિમાર્ગનું અવલંબન કરનારા, એકત્વવાદમાં સુદૃઢ, અને મહાજ્ઞાની આચાર્ય હતા. એક અતિ પવિત્ર હૃદયના ઋષિપ્રવર તરીકે તેમની સર્વત્ર પ્રસિદ્ધિ થઇ હતી. તત્ત્વજ્ઞાનના ગાંભીર્યમાં, ચારિત્ર્યની સાત્ત્વિકતામાં, અલૌકિક શક્તિઓના પ્રભાવમાં તથા સાધનભજનની નિષ્ઠામાં તેઓ એક આદર્શ પુરુષ લેખાતા હતા. ખુરાસાન દેશના નેશાપુર શહેરમાં તેમનો નિવાસ હતો. મહર્ષિ જવનિદને તે મળ્યા હતા અને તાપસવર અબુ ઉસમાનના તે શિષ્ય હતા. તેમને આધ્યાત્મિક સૂક્ષ્મદૃષ્ટિની બક્ષિસ હતી.

એક વાર શેખ અબુલ કાસિમ નશોરાબાદી કોઇનું ગાયન સાંભળતા હતા, તે વખતે અબુ ઓમરે તેમને પૂછ્યું: "તમે આ ગાયન શા હેતુથી સાંભળો છો?" ત્યારે અબુલ કાસિમ બોલ્યા: "નકામા બેઠાં બેઠાં પરનિંદા કરવી અને સાંભળવી તે કરતાં ગાયન સાંભળવું વધારે સારું છે." અબુ ઓમરે તેમને કહ્યું: "ગાયન સાંભળવાથી (જો તે અનીતિનું પોષક હોય તો) ચારિત્ર્યમાં એટલો બધો બગાડો થઇ જાય છે કે, તેવો તો સો વરસ સુધી પરાયા માણસના દોષની ચર્ચા કરવાથી પણ નથી થતો."

અબુ ઓમર એવો એકરાર કરે છે કે, મેં ચાળીસ વરસ સુધી પરમેશ્વરની પાસે તેના સંતોષ સિવાય બીજી કશી વસ્તુની માગણીજ કરી નથી. તેમને એક દીકરી હતી, તેને અબદુર્ રહેમાન સલમી નામનો એક માણસ પરણ્યો હતો. તે છોકરી મરડાના વ્યાધિથી મરણ પામી. તેની સારવારમાં જેટલા હકીમ આવ્યા હતા, તે બધાની દવાની જરા પણ ટીકી લાગી નહિ. અબદુર્ રહેમાને પોતાની સ્ત્રીને કહ્યું કે, "તારા મંદવાડની દવા એકલા તારા પિતાનીજ પાસે છે." તેણે પૂછ્યું: "એ દવા કઈ?" અબદુર્ રહેમાને કહ્યું: "જો તારા પિતા માત્ર એકજ પાપ કરવા કબૂલ થાય તો ખુદા તને હમણાંજ સાજી કરી નાખે." તે સ્ત્રી બોલી: "એ

તો વળી ઘણુંજ આશ્ચર્યજનક કહેવાય." પછી અબ્દુર્ રહેમાને તેને સમજણુ પાડી કે, "તારા પિતાએ એવી પ્રતિજ્ઞા લીધી છે કે, ચાળીસ વરસ સુધી ઈશ્વરના સંતોષ સિવાય તેની પાસે બીજું કાંઇજ હું માગીશ નહિ. જો તે પોતાની આ પ્રતિજ્ઞાનો ભંગ કરે અને તારા આરોગ્યને માટે ખુદાની પ્રાર્થના કરે, તો તે હમણુાંજ તારો બધો રોગ દૂર કરી દે અને તું સાજીસમી થઇ જાય." આવું સાંભળીને અબ્દુર્ રહેમાનની પત્ની રાત પડ્યા પછી મ્યાનામાં બેસીને પોતાને પિયેર ગઇ. તેને જોઇને તેના પિતા અબુ ઓમર બોલ્યાઃ "તને આ ઘરમાંથી ગયે વીસ વરસ થઇ ગયાં છે, એટલા વખતમાં તું એક વાર પણુ મારે ઘેર આવી નથી; ત્યારે આજે અડધી રાતે તારે અહીં આવવાનું શું કારણુ?" તે બોલીઃ "જ્યારે તમારા જેવા મારે પિતા છે અને અબ્દુર્ રહેમાન જેવો ઇમામ (શાસ્ત્રજ્ઞ આચાર્ય) મારે પતિ છે, ત્યારે મને જીવવું ઘણું પ્રિય લાગે છે. હું જીવતી રહીશ તો અબ્દુર્ રહેમાનને જોઇને મારી આંખ ઠારીશ, તમારે મોઢેથી ઈશ્વર સંબંધી નિગૂઢ તત્ત્વકથાઓનું શ્રવણુ કરીશ અને હું પણુ ઈશ્વરનું સ્મરણુ કરી શકીશ. હું આવી છું એટલા સારુ કે, તમે તમારી લીધેલી પ્રતિજ્ઞાનો ભંગ કરો અને મારે સારુ ખુદાની આજીજી કરો કે તે મને સાજી કરી દે." અબુ ઓમર બોલ્યાઃ "બેટિ! લીધેલી પ્રતિજ્ઞાઓ તે કાંઈ તોડાય છે? તું આજે નહિ તો કાલે પણુ એક વાર મરવાની તો છેજ ને? માટે મારી પ્યારી દીકરિ! તું જેવી આવી છે તેવી ચાલી જા. મને પાપમાં પડવાનું પ્રલોભન દઇશ મા. એવું કરવાથી તું તારા ધર્મમાંથી ભ્રષ્ટ થઇશ અને સુપુત્રીને બદલે કુપુત્રી કહેવાઈશ." ત્યારે તે છોકરી બોલીઃ "ત્યારે ભલે, હું તમારી રજા લઉં છું. મને હવે એવું લાગે છે કે, મારું મૃત્યુ ઘણું નજીક આવી પહોંચ્યું છે, હું આ મંદવાડમાંથી ઊઠીને ઊભી થવાની નથી." ત્યાર પછી તે પોતાના પિતાની રજા લઇને ઘેર આવી, પણુ ઈશ્વરની ઇચ્છાથી તે થોડાજ વખતમાં રોગમુક્ત થઇ ગઇ અને પોતાના પિતાના મૃત્યુ પછી બીજાં ચાળીસ વરસ જીવતી રહી.×

× જ્યાં પ્રભુ તરફજ આગળ વધવાની ઇચ્છા રહેલી હોય, જેનો પિતા ભીષ્મપિતા જેવો અડગ ટેકી હોય, પવિત્ર ધર્માચાર્ય જેનો પતિ હોય અને એવાઓની સેવા અને સમાગમ માટે જે બાઈ જીવવા માગતી હોય તથા પરમભક્ત પિતાને મળીને એ ઇચ્છા અને કારણો દર્શાવી આવી હોય; તો પછી એવા ભક્તાત્માની પુત્રી ઉપર

## ઉપદેશવચન

૧. જ્યાંસુધી સાધકને પોતાનાં તમામ કાર્યોમાં નરી કપટતા સિવાય બીજું કાંઇજ દેખાય નહિ અને પોતાના તમામ વિચારો અને ભાવનાઓમાં કેવળ આત્માભિમાનજ દેખાય નહિ, ત્યાંસુધી કોઇ પણ સાધકનું અંતઃકરણ શુદ્ધ થયેલું કહી શકાય નહિ.

૨. જે ભાવમાં જ્ઞાનનો પ્રકાશ ન હોય, તે ભાવ ગમે તેટલો મહાન અને મહત્ત્વનો હોય, તોપણ તેનાથી લાભ કરતાં હાનિ થવાનો વધારે સંભવ છે.

૩. જે માણસ ઈશ્વરનું ફરમાવેલું કાર્ય યથાસમય કરતો નથી, તે કાર્યનો સુખોપભોગ તેને માટે નિષિદ્ધ થઇ જાય છે.

૪. પોતાની (ઇન્દ્રિયોની) પ્રવૃત્તિને સંતોષ પમાડવો એ સાધકને માટે એક મોટી વિપત્તિ સમાન છે.

૫. જે માણસ પોતાને વિષે ઘણો ઊંચો અભિપ્રાય ધરાવે છે, તેને પાપમાં પડવાનો વધારે સંભવ છે.

૬. અહંકારની ઘણીખરી ઉત્પત્તિ અસત્‌રૂપી મૂળમાંથી થાય છે, જેનું મૂળ કારણ ઉત્તમ છે, તેનું ફળ પણ ઉત્તમજ આવે છે.

૭. જે માણસ સૌની આગળ પોતાનાં માનમોટાઇ છોડી દેવાને સમર્થ છે, તેને માટે સંસારનો ત્યાગ કરવાનું અથવા સંસારના લોકોથી વિમુખ થવાનું ઘણું સહજ છે.

૮. જે પવિત્ર વિચારનું સેવન કરે છે, તેના મોઢામાંથી પવિત્ર શબ્દોજ નીકળે છે અને તેનાં કાર્ય સાત્ત્વિકાતાપૂર્ણજ હોય છે.

૯. જે માણસ તમને એવું પૂછે કે, મારા ઈશ્વરી તત્ત્વજ્ઞાનનો પ્રકાશ કેટલો વેગળો છે, તેને એવું કહેજો કે જ્યારે તું ઈશ્વરનું પૂજનઅર્ચન કરે છે, ત્યારે ઈશ્વરનો પ્રતાપ તારાથી જેટલે દૂર દેખાય તે ઉપરથી તું તારા સવાલનો જવાબ સમજી જજે.

૧૦. ઈશ્વર સિવાય બીજી કોઇ પણ વસ્તુ ઉપર પ્રેમ રાખવામાં ભય છે. પરમેશ્વરના પ્રતિ સદ્‌ભાવ સાચવવો એ પૂર્ણતાનું સામાન્ય રૂપ છે. ઈશ્વરના વિધિનિષેધના સંબંધમાં ધૈર્ય ધારણ કરવું એ ઋષિનું લક્ષણ છે.

---

આવે પ્રસંગે પ્રભુ આટલી કૃપા વગરમાગ્યે પણ ન કરી શકે; તો તો પછી સામાન્ય સંસારી માનવો આગળ આવી બોધપ્રદ હકીકતો ક્યાંથી રજૂ થવા પામત?

—સંપાદક



# ૮૧--महातपस्वी जाफिर जल्दि

મહાતપસ્વી જાફિર જલ્દિ સત્સાહસવાળા, ઇસ્લામી મંડળના પ્રતિનિધિ, જ્ઞાનના રત્નાકર, ગાંભીર્યમાં પર્વતરાજ જેવા, નિત્ય ધનથી મહાધનવાન અને તે સમયના ઇસ્લામીઓના એક આચાર્ય હતા. સૌ તેમને જગન્માન્ય પંડિત અને ધર્મશાસ્ત્રના અદ્વિતીય જ્ઞાતા તરીકે માન્ય ગણુતા હતા. બીજી નાના પ્રકારની વિદ્યાઓમાં પણુ તેઓ સારી રીતે નિપુણુ હતા. તેઓ મહર્ષિ જ્વનિદના મુખ્ય સાથીઓમાંના એક પ્રાચીન સાધુપુરુષ હતા.

જાફિર જલ્દિએ સાઠ વાર મક્કાની યાત્રા કરી હતી. હમજા અલ્ભી નામનો તેમનો એક શિષ્ય હતો. એક વાર હમજા રાતને વખતે પોતાને ઘેર જવા નીકળ્યો. જાફિરે તેને કહ્યું: "આજની રાત તું અહીંજ રહી જા." પણુ હમજાને ઘેર જઇને અમુક તરકારી રાંધવાની અને બીજે દહાડે તે પોતાનાં છોકરાંઓને ખવડાવવાની ઇચ્છા હતી. તેણે મનમાં એવો વિચાર કર્યો કે, "જો આજની રાત હું અહીં રહી જાઉં તો સવારની નમાજ પણુ મારે અહીંજ પઢવી પડશે, ત્યાર પછીની બીજી નમાજ પણુ મારે મારા ગુરુની સાથેજ પઢવી જોઇએ એવો નિયમ છે; તેથી કરીને મારો અહીં ઘણો વખત નીકળી જશે અને ઘેર છોકરાં તેટલી વારમાં ભૂખ્યાં થઇ જશે." આવો વિચાર કરીને તે બોલ્યો: "ભગવન્! હું જાઉં છું." પણુ મહાતપસ્વી જાફિરે તેને ફરીથી કહ્યું: "ના, ના, તું આજ અહીંજ રહી જા." ત્યારે હમજાએ તેમને નિવેદન કર્યું કે, "મારે ઘેર ઘણું જરૂરનું કામ છે, મહેરબાની કરીને મને આપ રજા આપો તો હું હવે જાઉં." આવું કહીને તે તો પોતાને ઘેર ચાલ્યો ગયો અને ઘરમાં જતાંને વારજ પેલી તરકારી તેણે ચૂલા ઉપર ચડાવી દીધી. બીજે દહાડે સવાર થઇ, ત્યારે તેણે પોતાની સેવા કરનારી ગુલામડીને કહ્યું કે, "ચૂલા ઉપર તરકારી રાંધીને તૈયાર રાખી છે, તે તું અહીં લઇ આવ." તે ગુલામડી તરકારીવાળું વાસણુ લઇને આવતી હતી, એવામાં રસ્તે ચાલતાં તેને પગે પથ્થ-

રની ઠેસ વાગી, માંસ જમીન ઉપર પડીને ખરાબ થઇ ગયું અને જે માટીની હાંલ્લીમાં તરકારી રાંધી હતી તે પણ ફૂટી ગઇ. તે છતાં હમજાએ તેને કહ્યું કે, "વેરાઇ ગયેલી તરકારી સાંભરી લે, તેને ધોઇ નાખીને ખાઇ લેવાશે." એટલામાં બારણા આગળ એક કૂતરો તાકીને બેસી રહ્યો હશે, તેણે તે તરકારીમાં મોઢું ઘાલ્યું. તે જોઇને હમજા બોલી ઊઠ્યો: "જ્યારે બધુંજ ખાવાનું ધૂળ–ધાણી થઇ ગયું, ત્યારે હવે અહીં બેસી રહેવાનું શું કામ છે? ચાલ જાઉં મારા ગુરુની પાસે. ખાવાનું તો હાથમાંથી ગયું ત્યારે ગુરુનો સમાગમ હવે શા માટે ગુમાવવો?" આવું કહીને હમજા મહર્ષિ જાફિરની પાસે જઇને ઊભો રહ્યો, ત્યારે તેમણે તેને કહ્યું: "જે માણસ તપસ્વીઓનાં હૃદય પ્રતિ લક્ષ નથી આપતો, તેના હૃદયની પ્યારી તરકારીને ખુદા કૂતરાને ખવડાવી દે છે." ગુરુનું આવું વચન સાંભળીને હમજાએ પોતાની ભૂલને માટે પશ્ચાત્તાપ કર્યો.

એક વાર જાફિર જલ્હિને હજરત મહમ્મદ પયગંબરે (સલ૦) સ્વપ્નમાં દર્શન દીધું, ત્યારે તેમણે હજરત મહમ્મદ પયગંબર (સલ૦)ને પૂછ્યું કે, "ઋષિત્વની વ્યાખ્યા શી?" હજરત મહમ્મદ પયગંબર (સલ૦) બોલ્યા: "સાધનભજન કરતાં કરતાં એવી એક વિશેષ અવસ્થા થઇ જાય કે, સાધકનું મનુષ્યત્વ એકદમ ક્ષીણ થઇ જાય અને નવું દેવત્વ તેની જગ્યાએ ઝળકી નીકળે."

## ઉપદેશવચન

૧. (ઈશ્વરની) સેવામાં પોતાનું જીવન અર્પણ કરી દેવું, માનવભાવોમાંથી નીકળીને તેનાથી ઉપર ચડી જવું અને ઈશ્વરના ઉપર સંપૂર્ણપણે દૃષ્ટિ સ્થિર કરી દેવી એનું નામ ઋષિધર્મ.

૨. જો કોઇ સાધકને તમે ઘણો આહાર કરતો જુઓ, તો તમે નિશ્ચયપૂર્વક માની લેજો કે, નીચે ગણાવેલી ત્રણ ખામીઓ-માંથી ઓછામાં ઓછી એક તો તેનામાં છે, છે ને છેજ. ભૂતકાળમાં તેણે જેવી રીતે જીવન વ્યતીત કરવું જોઇતું હતું તેવી રીતે તેણે નથી વ્યતીત કર્યું, ભવિષ્યને માટે પણ તે યોગ્ય રસ્તે વળવાનો નથી અને પોતાની અવસ્થાની સાથે તેનાથી કશો યોગ સાચવી શકાતો નથી.

૩. પોતાની પાસે કાંઇ હોય કે ન હોય, પણ બેઉ અવસ્થા-ઓમાં મનની સામ્યાવસ્થા સચવાઇ રહે; એટલુંજ નહિ પણ જ્યારે

પોતાની પાસે કાંઈજ ન હોય ત્યારે તો એવી એક આનંદની લહેર આવી જાય કે, તેવી લહેર પોતાની પાસે કશું હોય ત્યારે ન આવી હોય, એવી અવસ્થા થઇ જાય ત્યારે જાણવું કે, હવે (ઈશ્વર) નિર્ભરતાની અવસ્થા પરિપકવ થઇ છે.

૪. ક્ષણમાત્રના ધૈર્યના ઉપર ઐહિક અને પારલૌકિક કલ્યાણનો આધાર છે.

૫. પોતાના જીવનને અધમ જાણવું અને પોતાના સહધર્મી ભાઇઓનું સન્માન કરવું એ સાચો પુરુષાર્થ છે.

૬. તમે ઈશ્વરના ચપરાસધારી સેવક બની જશો, તો તમારે બીજા કોઇના સેવક થવાનો વખત આવશે નહિ.

૭. જે કાંઇ પ્રયત્ન કરવો અથવા ચેષ્ટા કરવી, તે પોતાના બંધુઓને માટે કરવાની જરૂર છે, તમારે પોતાને માટે નહિ.

૮. તમે તમારા ઉચ્ચ અભિલાષની ટોચ ઉપર જઇને બેસી જજો; કારણ કે તેમ કરવાથી તે ઉચ્ચાભિલાષ તમને સંગ્રામમાં ન ઘસડી જતાં વીરપુરુષોના પ્રદેશમાં લઇ જશે.

૯. સાધકને જ્યાંસુધી સાંસારિક જીવનમાં રસ પડ્યા કરે, ત્યાંસુધી તેને સત્કર્મોમાં રસ પડતો નથી.

૧૦. જે માણુસ દુનિયામાં માનપ્રતિષ્ઠા પામવાને સારુ સંસારનો ત્યાગ કરે છે, તે એકદમ સંસારની આસક્તિમાંજ લદબદ બની જાય છે.

૧૧. પરમેશ્વર પ્રત્યેક મનુષ્યને તેના પોતપોતાના કર્મને માટે જરૂર પૂરતો આત્મપરિચય આપ્યાજ કરે છે અને તે એક બાજુએ મનુષ્યને તેનાં કર્મનાં ફળ ચખાડતો જાય છે, તે વખતે તે તેને નાના પ્રકારની આપત્તિ વિપત્તિઓમાં પોતાની કૃપાની શીતળ છાયા મળે તેની પણ વ્યવસ્થા આગળ આગળથી કરી રાખે છે.





# ૮૨–महातपस्वी अबु नसर शेराज

મહાતપસ્વી અબુ નસર શેરાજ નિપુણ વિદ્વાન, તત્ત્વજ્ઞ પંડિત, ખુદાપરસ્ત અને ખુદાથી ડરીને ચાલનારા સાધુસમાજના શીર્ષ-સ્થાનીય, ત્યાગીઓના મુકુટમણિ અને મહાપુણ્યવાન પુરુષ હતા. તેઓ તેમના પોતાના સમયમાં આચાર્યશિરોમણિ અને અદ્વિતીય દૃઢ વ્રતધારી મહાપુરુષ તરીકે ગણાતા હતા. લોકોએ તેમને "તાઉ-સોલ ફુકરા" અર્થાત્ દીનકંગાલ ફકીરોના મયૂર અથવા શ્રેષ્ઠ એવો ઇલકાબ આપ્યો હતો. તેમના સદ્‌ગુણ એવા ઊંચા પ્રકારના હતા કે, તેમનું યોગ્ય વર્ણન કે પ્રશંસા કરવાં મુશ્કેલ છે. નાના પ્રકારની વિદ્યાઓ ઉપર તેમનો કાબૂ હતો. તેઓ પોતાનાં કર્મકાંડ અને સાધનભજનમાં અત્યંત ઉત્સાહ, નિયમિતતા અને દૃઢતા ધરાવતા હતા. ભાવગાંભીર્ય, વચનચાતુર્ય અને નિગૂઢ તત્ત્વજ્ઞાનને પ્રતિપાદન કરવાની કળામાં મહાતપસ્વી અબુ નસર એક આદર્શ મનાતા હતા. "લોમા" નામનો એક જગમશહૂર ગ્રંથ તેમનો રચેલો છે. તેમણે સરિસક્તિ, શોહોલ આદિ અનેક મહાપુરુષો-નાં દર્શન કર્યાં હતાં. તુશ નામના ગામમાં તેમનો મૂળ નિવાસ હતો અને ત્યાંજ તેઓ બધો વખત રહેતા હતા, માત્ર વરસમાં એક વાર *રમજાન મહિનો બેસતાં તેઓ બગદાદ ચાલ્યા જતા હતા. ત્યાંની એક મુખ્ય મસ્જિદનો એકાદ એકાંત ઓરડો તેમને સારુ લોકો કાઢી આપતા હતા. રમજાન મહિનાની ઈદના ઉત્સવ સુધી પોતે ત્યાંજ રહેતા અને ધર્મસાધના કરનારા સાધકોને ઉપ-દેશ અને શિક્ષા આપતા તથા આચાર્ય (ઇમામ)નું કાર્ય કરતા. તે મહિનામાં તેઓ કુરાનનું પાંચ વાર પારાયણ કરી જતા. દર-રોજ સાંજ પડી ગયા પછી તેમને સારુ તેમનો કોઇ સેવક એક એક રોટલો તેમના ઓરડાના ઉંબરા આગળ મૂકીને ચાલ્યો જતો. રમજાન મહિનો પૂરો થતો અને રમજાન ઈદનો મહોત્સવ ઉજવાતો

* જે મહિનામાં મુસલમાનો રોજા કરે છે. —સેવાનંદ

ત્યારે તે માણસ તેમના ઓરડામાં ત્રીસેત્રીસ રોટલા જેવાને તેવા પડી રહેલા જોતો !

એક વાર શિયાળાની કડકડતી ટાઢ પડી રહી હતી, તેવે વખતે રાતને પહોર મહાતપસ્વી અબુ નસર પોતાના શિષ્ય મંડળની સાથે બેઠા હતા અને તેમની સાથે કોઇ અતિ ગંભીર આધ્યાત્મિક વિષય ઉપર ચર્ચા કરી રહ્યા હતા. એવામાં અબુ નસરના હૃદયમાં પ્રબળ ભાવાવેશનું ઉદ્દીપન થઇ આવ્યું. સામે ધણી તો ભડભડાટ બળતીજ હતી, તેમણે તો નીચું મસ્તક કરીને અગ્નિમાં મોઢું મૂકી દીધું અને ઈશ્વરને અનુલક્ષીને નમસ્કાર કર્યા. તેમના ચેલાઓ તો બીજ ગયા કે, હવે આ ભડભડતી આગમાં તેમનું મોઢું બળી ગયા વિના રહેવાનુંજ નથી; પણ જ્યારે તેમણે માથું ઊંચકી લીધું, ત્યારે તેના ઉપરની રુંવાંટી પણ બળી ન હતી. તેમણે કહ્યું: "જે માણસ પોતાની આબરૂઇજ્જત, પૂજાપ્રતિષ્ઠા વગેરેને આ મંદિરમાં બાળી દે છે, તેના મુખને અગ્નિ દઝાડી શકતો નથી."

× × × ×

## ઉપદેશવચન

૧. પ્રમત્ત પ્રેમ એ પ્રેમીના હૃદયમાં અને તેના અંતરાત્મામાં આગના ભડકા સમાન છે. જયારે એ પ્રેમાગ્નિ બરાબર ભભૂકી ઊઠે છે, ત્યારે ઈશ્વરના સિવાય બીજું જે કાંઇ હોય તેને બાળીને ભસ્મ કરી દે છે અને તેની રાખોડીને બહાર ફગાવી દે છે.

૨. નીતિના ત્રણ પ્રકાર છેઃ—પ્રથમ તો સાંસારિક લોકોની નીતિ, જેમાં વાણીની મિષ્ટતા, વાક્ચાતુર્ય, બાહ્યજ્ઞાનની ધારણા, કવિત્વ, રાજાઓના ગુણાનુવાદ, એવીતેવી બાબતોનો સમાવેશ કરીને તેને 'નીતિ' એવું નામ આપવામાં આવે છે; બીજી ધાર્મિક લોકોની નીતિ છે, જેમાં ચિત્તશુદ્ધિ, ગૂઢ તત્ત્વજ્ઞાનની ધારણા, ઇન્દ્રિય નિગ્રહ, ચિત્તનું સંયમન, વાસનાત્યાગ અને સાધના એ બધાંનો સમાવેશ થાય છે. ત્રીજી કોઇ કોઇ ખાસ વ્યક્તિઓની નીતિ છે, જેમાં વખતનો સદુપયોગ, પ્રતિજ્ઞાનું પાલન, શયતાનના પ્રલોભન તરફ અત્યંત અલ્પ રુચિ, પ્રાર્થના વખતે અથવા ઈશ્વરના સાક્ષાત્કાર અથવા તેની પાસેના સ્થળમાં ઉત્તમ પ્રકારના વિનયનું પ્રદર્શન, એ બધા ગુણોનો સમાવેશ કરીને તેને તેઓ 'નીતિ' એવું નામ આપે છે.



# ૮૩–महातपस्वी अबुल् अब्बास कस्साव

મહર્ષિ અબુલ્ અબ્બાસ કસ્સાવ ઈશ્વરના મંદિરમાં ઠેઠ અંદર પ્રવેશ કરનારા, પરમ તત્ત્વજ્ઞ, સત્કર્મકુશળ, ઇસ્લામી સમાજના નેતા અને સર્વજન સંમાનિત આચાર્ય હતા. સમસ્ત ઋષિમંડળમાં તેઓ અતિશય વંદનીય, સુપંડિત, સત્યનિષ્ઠ, વીર્ય અને પુરુષાર્થમાં અનુપમ ગણાતા હતા. જીવનના ઝીણા ઝીણા દોષ જોવાની અને ગૂઢ સંકટને આગળથી જોઇ લેવાની તેમનામાં આશ્ચર્યકારક શક્તિ હતી. તેમણે પોતાના જ્ઞાનની પ્રતિભા વડે અને પોતાના સાધનભજનના તેજને લીધે અતિ ઉચ્ચ પદ પ્રાપ્ત કરી લીધું હતું. તેમને "આમેલે મમ્લકત્" અર્થાત્ દેશના કાર્યકર્તા એવી લોકોએ પદવી આપી હતી. તેઓ તાપસવર શેખ અબુ સયિદ અને અબુલ્ ખૈયરના ધર્મગુરુ હતા. અરબી ભાષામાં "કસ્સાવ" શબ્દનો અર્થ કસાઇ થાય છે. ઘણું કરીને તેમણે અગાઉ કોઇ વાર કસાઇનો ધંધો કર્યો હોવો જોઇએ.

અબુ સયિદને મહર્ષિ અબુલ્ અબ્બાસે એક વાર એવું કહ્યું કે, "જો તને કોઇ પૂછે કે તેં ઈશ્વરને ઓળખ્યો છે, તો તું શો જવાબ આપીશ? 'હું ઈશ્વરને ઓળખું છું' એવું તારે કદાપિ મોઢેથી બોલવું નહિ, તેમ 'હું તેને નથી ઓળખતો' એવું પણ કદી કહેવું નહિ. હું ઈશ્વરને ઓળખું છું અને હું ઈશ્વરને નથી ઓળખતો એ બેઉ વાતો ધર્મવિરુદ્ધ છે.× પણ તારે તેને એવો

× મુસ્લિમ મહાત્માના ઉપરના ગૂઢ તાત્ત્વિક વચનની સાથે નીચે ટાંકેલા ઉપનિષદના મંત્રના શબ્દે શબ્દની સરખામણી કરી જોતાં વાચક જોઇ શકશે કે બેઉ ઋષિઓનાં વચન બરાબર એક-સમાન જ છે.

नाहं मन्ये सुवेदेति नो न वेदेति वेद च
यो नस्तद् वेद् तद् वेद् नो न वेदेति वेद च ॥

કેનોપનિષદ, ખંડ ૨, મંત્ર ૨. —સેવાનંદ

જવાબ આપવો કે, ઈશ્વરે પોતાના કરુણાના પ્રભાવ વડે પોતાના સ્વરૂપનું તત્ત્વ મારી આગળ પ્રકટ કરી દીધું છે."

એક વાર મહર્ષિ અબુલ્ અબ્બાસ બાહ્ય જ્ઞાનની આલોચના કરતાં કરતાં એવું બોલી ગયા કે, "એ પણ એક ઉત્તમ વસ્તુ છે. એ જ્ઞાનનું અવલંબન કરીને ધર્મનું પ્રવર્તન કરનારાઓ લોકોને સ્વર્ગના રાજ્યમાં નિમંત્રી ગયા છે. જો આ ઉત્તમ વસ્તુની સહાયતા વડે એકત્વવાદના પડદા પાછળના નિગૂઢ જ્ઞાનની એક કણિકા પણ હાથ લાગે અને તે કણિકા પોતાના અસ્તિત્વમાંથી નીકળીને બહારના લોકોની આગળ પ્રકટ થઇ જાય, તો તે વડે આત્મવિનાશ અર્થાત્ અહંભાવનો વિનાશ થઇ જાય."

કોઇએ અબુલ્ અબ્બાસને પૂછ્યું કે, "સ્વર્ગમાં જવાની જેમની યોગ્યતા છે, તેઓ સ્વર્ગમાં જશે અને નરકમાં જનારાઓ નરકમાં જશે, ત્યારે ધર્મવીરોને માટે કયું સ્થાન રહેશે?" ત્યારે તેના જવાબમાં તેમણે કહ્યું: "જેમને આ લોકમાં અને સ્વર્ગલોકમાં બેઉમાંથી એક પણ લોકમાં ઊભા રહેવાની જગ્યાજ ન મળે, તેઓજ સાચા ધર્મવીરો છે."

એક વાર મહર્ષિ એકાંતમાં બેઠા હતા, એવામાં મસ્જિદના બાંગીએ ×આજાનનો પોકાર કર્યો. તે વખતે તેમણે કહ્યું: "મારી ઉચ્ચ ભૂમિકા અને ઈશ્વરનો સાક્ષાત્કાર એ બેઉને પડતાં મૂકીને મારે ફરીથી મસ્જિદમાં જવું પડે છે, એ મારા જેવાને માટે થોડું મુશ્કેલીભરેલું કામ છે?" પણ તેઓ મસ્જિદમાં જઇને નમાજ પઢવાને તો બેઠાજ.

## ઉપદેશવચન

૧. તમે રાજીખુશીથી કરો અથવા પરાણે પરાણે કરો, પણ તમારે તમારા ઇષ્ટદેવની સાથે તમારી પ્રકૃતિનો યોગ કરી દેવોજ પડશે. જ્યાંસુધી તમારાથી એ યોગને બરાબર સાચવી રખાશે નહિ, ત્યાંસુધી તમે કલેશ પામ્યાજ કરશો.

૨. જ્યારે ઈશ્વર તમારા કલ્યાણની કામના કરશે ત્યારે, તે તમને ઇન્દ્રિય સંબંધી જ્ઞાનની બક્ષિસ આપતી વખતે, તમારી

× નમાજ પઢવાનો વખત થાય ત્યારે મસ્જિદના મિનારા ઉપર ઊભો રહીને એક જણ તીણે અવાજે સૌને નમાજ પઢવાને બોલાવે છે, તે પોકારને આજાન કહે છે. —સેવાનંદ

ઇન્દ્રિયોને એક પછી એક પોતાના તરફ ખેંચી લઇને તમને દેહાભિમાનરહિત બનાવી દેશે. પછી તમારા અનસ્તિત્વની અંદર પોતાના અસ્તિત્વને તે તમારી આગળ પ્રકટ કરી દેશે. ત્યાર પછી તમારી પોતાની જેવી અવસ્થા હોય, તે અવસ્થા પ્રમાણે તમે બીજા લોકોને જોવા માંડશો. ત્યાર પછી તમે સૌને શક્તિના મેદાનમાં ખેલવાના દડા જેવા જોશો અને મનમાં બરાબર સમજી જશો કે, દડાનો માલિક આ બધા દડાઓને લઇને ક્રીડા કરી રહ્યો છે.

૩. દરેક ગુલામ પોતાના માલિકની આગળ છુટકારાને માટે કાલાવાલા કરે છે, ત્યારે હું મારા માલિકની આગળ મારી ગુલામીનાં બંધનોમાંથી મારો કદાપિ છુટકારો ન થાય તે સારુ તેના કાલાવાલા કરી રહ્યો છું, કારણ કે પ્રભુનો ગુલામ તો તેની ગુલામીના બંધનમાંજ શાંતિમાં રહી શકે છે, તેમાંથી છૂટા થયા પછી તેને સંકટનો મુકાબલો કરવો પડે છે અને મૃત્યુનાં જડબાંની સામે ઊભા રહીને જીવવું પડે છે.

૪. તમારી અને મારી વચ્ચે ફક્ત એકજ બાબતનો તફાવત છે અને તે સિવાય આપણે બેઉ સરખેસરખા છીએ. તે તફાવત એ છે કે, તમે બધા 'હું હું' એવું બોલો છો, ત્યારે હું 'તે તે' એવું બોલું છું. તમે બધા તમારી જાતને જુઓ છો, તમારા કાન વડે સાંભળો છો, ત્યારે હું તેને દેખું છું અને તેનાદ્વારા શ્રવણ કરું છું. આટલી એક વાત બાદ કરતાં તમે જેવા માણસ છો, તેવો હું પણ માણસ છું.

૫. તમારા ધર્મગુરુ તમારા દર્પણને ઠેકાણે છે, તમારા ગુરુના પ્રતિ તમારા અનુરાગનો પ્રકાશ જેટલો ઉજ્જ્વળ, તેટલું તેમની મારફતે દર્શન કરવાનું તમારું સામર્થ્ય પણ વધારે જાણવું.

૬. જે સાધક એકજ વાર સાધુસેવામાં સ્થિતિ કરે છે, તેટલી થોડી સાધુસેવા પણ તેને માટે સેંકડો વારની ઉપાસના કરતાં પણ વધારે લાભકારક છે. વળી જો તે એકજ અન્નનો કોળિયો ઈશ્વરપ્રીત્યર્થે ઓછો ખાશે, તો તે કામ તે સાધકને માટે આખી રાત જાગીને ઈશ્વરપ્રાર્થના કરવા કરતાં પણ શ્રેષ્ઠ છે.

૭. સાધારણ સાધકો* (લોકોની) વસ્તીમાં આવે છે, ત્યારે

* મૂળમાં તપસ્વી શબ્દ વપરાયલો, પરંતુ જે વાત કહેવામાં આવી છે, તે જોતાં સાધારણ સાધક શબ્દ બરાબર બંધબેસતો છે, એટલે એટલો ફેરફાર કર્યો છે. —સંપાદક

તેમને દરેક જણને કોઇને કોઇ વસ્તુની આવશ્યકતા હોય છે, દરેક જણને પોતપોતાનું અહંત્વ અને પ્રભુત્વ પણ હોય છે, પણ મારું પોતાનું અસ્તિત્વ ફીટી જાય એટલુંજ મારે પ્રયોજન છે.×

૮. બે બાબતોના સંબંધમાં હું ઈશ્વરને અનુગત રહું છું અને તેટલી બે બાબતોમાં મારે હાથે અપરાધ પણ થાય છે. હું જ્યારે વિષયભોગ કરું છું, ત્યારે મને મારે પોતાની જાતમાં અપરાધનું મૂળકારણ જણાય છે અને જ્યારે હું વિષયભોગથી વિરત થઇ જાઉં છું અને ભોગ્ય વસ્તુને ગ્રહણ કરવાને લાંબા કરેલા મારા હાથને હું પાછો ખેંચી લઉં છું, ત્યારે મને મારી પોતાની જાતની અંદર ઈશ્વરશરણનું મૂળકારણ પાછું દેખાઇ આવે છે.

૯. હજરત મહમ્મદ પયગંબર (સલ૦)નું મૃત્યુ થયુંજ નથી, ફક્ત તેમની બાબતમાં તમારી આંખોની જોવાની શક્તિનુંજ મૃત્યુ થયું છે.

૧૦. ઈશ્વરના સેવકો એવા છે કે તેમણે સંસાર અને સંસારનાં સૌંદર્યો સાધારણ લોકોને સમર્પિત કરી દીધેલાં છે, પરલોક અને સ્વર્ગલોક તેમણે ઈશ્વરને અનુગત રહેનારા લોકોના હાથમાં સોંપી દીધા છે, તેમણે પોતાને સારુ ફક્ત પોતાના માલિકમાં સંતોષ અને સ્થિરતા એટલાં બે વાનાં રહેવા દીધાં છે. તેઓ કહે છે કે, “પ્રભુના મંદિરમાંથી નીકળેલી દાસત્વની લીટી અમારા પ્રાણની ઉપર છપાઇ ગઇ છે, એ અવસ્થામાં બીજી કશી વસ્તુને સારુ ઈશ્વરની પ્રાર્થના કરવી એ અમારે માટે ઉચિત નથી.”

૧૧. તેણે પોતાના જે દાસને જગતમાં પ્રસિદ્ધિ આપી છે, તે દાસને ધન્ય છે.

૧૨. ધર્મવીરો લોકોને માટે શાંતિના સ્થળ સમાન છે, ભયના નહિ. તેઓ પરમેશ્વરની સાથે સહવાસ કરે છે, તેઓ ઈશ્વરના યોગદ્વારા લોકોના પ્રતિ સ્નિગ્ધ દૃષ્ટિ નાખે છે.

૧૩. સાધુસંગ ઘણો ઉત્તમ છે, તે સાધકને ઈશ્વરની સમીપ લઇ જાય છે. જેમના સહવાસથી તમારાં અંતર્બાહ્ય બેઉ ઉજ્જ્વળ થઇ જાય, તેવા લોકોના સંગમાં તમે રહેજો.

---

× તું તું કરતે તું ભયા, મુજમે રહી ન હું;
વારી તેરે નામપે, જીત દેખું તિન તું.

—ગુરુ નાનક

૧૪. ઈશ્વર એક લાખ માણુસોમાંથી પોતાને માટે એકાદ જણુનેજ તૈયાર કરે છે.

૧૫. સંસાર અપવિત્ર છે, જેનું હૃદય સંસારમાં રંગાઈ ગયું છે, તે તો સંસારના કરતાં પણુ વધારે અપવિત્ર છે.

૧૬. સાધક વિષયી લોકોની સાથે જેટલો વધારે નિકટના સમાગમમાં આવે, તેટલોજ તેવા લોકોની આગળ તે વધારે બળ-હીન સાબિત થાય છે.

૧૭. જ્યારે હું અને તમે એવો આપણી વચ્ચે દ્વૈતભાવ રહે છે, ત્યારે આપણી વચ્ચે ઇશારત અને વાણીનો વ્યાપાર ચાલુ રહે છે, પણુ જ્યારે હુંપણું અને તુંપણું, બેઉનો લય થઇ જાય છે, ત્યારે ઇશારતો અને વાણીના વ્યાપારને માટે અવકાશજ રહેતો નથી.

૧૮. તેના સંબંધમાં તમારા જ્ઞાનનો ઉદય થઇ જાય, એટલે તમારા પોતાના સંબંધમાં તમારા જ્ઞાનનો ઉદય થયો છે કે નહિ, તે તમે કહી શકોજ નહિ.

૧૯. જેના શુભ જીવનનો ઉદય થયો હોય છે, તેની પ્રવૃત્તિ-ઓ તમામ અવસ્થાઓમાં સત્યની દિશા તરફજ વળે છે; જેને તત્ત્વજ્ઞાનયુક્ત જીવનની પ્રાપ્તિ થાય છે, તેમની તમામ ક્રિયાઓ પ્રકાશની અને મૂળ ઉત્પત્તિ ભૂમિની પ્રાપ્તિ કરે છે.

૨૦. દિવસ અને રાતમાં એવી એક પણુ ક્ષણુ નથી કે જે વખતે તેનું તમારી પાસે આગમન થાય નહિ. જો તે પોતેજ તમારી રક્ષા કરવાનું માથે લે, તો તમારો જય સમજી લેવો. તે જો તમારું રક્ષણુ ન કરે, તો બીજા બધા લોકો તમારાં માથા ઉપરની વિપત્તિ-ને જોઇને રડે એ પણુ બનવાજોગ છે.

૨૧. જો એવો કોઇ માણુસ હોય, કે જે એક ઈશ્વરના સિવાય બીજા કોઈ ઈશ્વરનું અન્વેષણુ કરવા મંડી જાય, ત્યારે તો એક નહિ પણુ બે ઈશ્વર હોવા જોઇએ.

૨૨. ઈશ્વર ઈશ્વરની શોધ કરે છે. ઈશ્વર ઈશ્વરને બોલાવે છે અને ઈશ્વર ઈશ્વરને ઓળખે છે.

૨૩. હું ભાગ્યહીન લોકોના સંગમાં ઈશ્વરની નિકટ વાસો કરું છું.

૨૪. હું તમારી પાસે સૌજન્યની પ્રાર્થના કરતો નથી, કારણુ

કે ધાવણા બાળકની પાસેથી જે માતા સૌજન્યની આશા રાખે છે, તેનું માતૃત્વ વૃથા છે.

૨૫. મારા પ્રભુએ શયતાનને હણ્યો છે. જે આપણા પ્રભુને હાથે હણાયો છે, તેના પ્રતિ પથ્થર ફેંકવામાં વીરત્વ નથી.*

૨૬. કોઇએ મને જોયોજ નથી, જે મને જોશે તે મારામાં આત્મપ્રકૃતિનું દર્શન કરશે.

૨૭. સ્રષ્ટાએ જે કાંઇ પેદા કર્યું છે, તે બધા કરતાં મારી નજરે મારું અનસ્તિત્વ શ્રેષ્ઠ વસ્તુ છે.

૨૮. હું મારા હાથમાં કોદાળો લઇને આધ્યાત્મિક નદીને કિનારે ઊભો રહ્યો છું. પછી એક વાર હું મારા કોદાળા વડે ઘા કરું છું, એકજ ઘાથી સ્વર્ગલોક અને પાતાળ બેઉને ખોદીને બહાર લાવી મૂકું છું. બીજી વારનો કોદાળાનો ઘા કરું છું, ત્યારે કશુંય બાકી રહેતું નથી. આ વૈરાગ્યની નીચામાં નીચી અવસ્થા છે.

૨૯. જ્યાં પ્રભુ છે, ત્યાં જીવન છે.



*હજની યાત્રા વખતે હાજી યાત્રાળુઓ શયતાનના હુમલામાંથી પોતાનું રક્ષણ કરવાને સારુ તેના ભણી પથરા ફેંકે છે.

—બંગાળી અનુવાદક



# ૮૪--મહાતપસ્વી ફતેહ મોસલી

મહાતપસ્વી ફતેહ મોસલી મૂળ અને શાખા સમાન ગણાતાં સમસ્ત શાસ્ત્રોના સુપંડિત, સર્વજનપ્રશંસિત અને ઈશ્વરપ્રેમમાં મતવાલા પુરુષ હતા. ઇરાક પ્રદેશના મોસલ શહેરમાં તેમનો જન્મ થયો હતો, તે ઉપરથી તેઓ મોસલી કહેવાય છે. અત્યંત ઉદ્દામ સત્સાહસ અને ઉન્નત ભાવ એ બે તેમના મુખ્ય ગુણ હતા. તેઓ એક સાચા ઈશ્વરાનુગત ઋષિશ્રેષ્ઠ તરીકે સૌના આદરને પાત્ર થતા હતા. તેમનામાં એકાંતનિષ્ઠા હતી, સાત્ત્વિક ભાવ હતો અને કઠોર સાધનાઓ કરવાની ભારે દૃઢતા હતી. ફતેહ મોસલીના અંતઃકરણમાં ઈશ્વરનો ભય અને અપરાધને માટે સંતાપ એ બે ભાવ ઘણા બળવાન હતા. તેઓ લોકસંસર્ગથી ઘણાજ દૂરના દૂર રહેતા હતા. વાણિયાઓની માફક કૂંચીઓનો ઝૂમખો તેઓ પોતાની પાસેનો પાસે રાખીને ફરતા હતા અને જ્યાં જતા ત્યાં પોતાની નમાજી પાથરીને તેની આગળ ઝૂમખો મૂકી રાખતા હતા. આથી કરીને તેઓ એક ઉત્તમ કોટિના મહાત્મા છે, એવું કોઇના જાણવામાં આવતું નહિ. એક વાર કોઇ સાધુપુરુષ તેમની પાસે આવીને પૂછવા લાગ્યો કે, "તમે જ્યાં જાઓ છો ત્યાં જોડે જોડે આ કૂંચીઓના ઝૂમખાને શા સારુ વીંઢાળતા ફરો છો? એના વડે તમારે કયાં તાળાં ઉઘાડવાનો વિચાર છે?" પણ તેમણે કશો જવાબજ દીધો નહિ.

અમુક સાધુપુરુષને કોઇએ પૂછયું કે, "ફતેહ તે એવડા કયા મોટા વિદ્વાન બની ગયા છે?" ત્યારે તે સાધુએ જવાબ દીધો કે, "તેમનામાં જેવુંતેવું નહિ પણ અસાધારણ પાંડિત્ય છે અને તે પાંડિત્યની સહાયતાથીજ તેમણે આખા સંસારને સંપૂર્ણરૂપે પોતાનાથી અળગો કરી દીધો છે."

સાધુપ્રવર અબદુલ્લા જલ્લા કહે છે કે, "એક વાર હું મહર્ષિ સરિંસક્તિના આશ્રમમાં ગયો હતો. રાતનો કેટલોક સમય વ્યતીત થઇ ગયા પછી તેમણે પોતાનાં સારામાં સારાં વસ્ત્ર પહેર્યાં

અને ખાંધ ઉપર દુપટ્ટો નાખ્યો. મેં તેમને પૂછ્યું કે, 'આ ઘડીએ તમારો ક્યાં જવાનો વિચાર છે?' તેમણે કહ્યું: 'ફતેહ માંદા છે, તેમની ખબર લેવાને જાઉં છું.' આશ્રમમાંથી નીકળીને જરાક આગળ વધ્યા એટલે પોલીસના સિપાઇઓએ તેમને કોઇ ભારે ગુનેગાર ધારીને પકડીને જેલમાં પૂરી દીધા અને બીજે દહાડે બીજા કેદીઓની સાથે તેમને પણ ગરદન મારવાનો હુકમ થઇ ગયો. જલ્લાદે તેમનું ડોકું ઉડાવી દેવાને માટે જ્યારે હાથમાંનું શસ્ત્ર ઉગામ્યું, ત્યારે તે અધ્ધર ને અધ્ધરજ રહી ગયું. તેનો હાથ જે સ્થિતિમાં હતો તે સ્થિતિમાંજ અકડાઇ ગયો.× કોઇએ તેને કહ્યું કે, 'તું ઘા કરતો કેમ નથી? જોયા શું કરે છે?' ત્યારે તે જલ્લાદ બોલ્યો: 'એક વૃદ્ધ પુરુષ મારી સામે આવીને ઊભો રહ્યો છે, તે મને કહે છે કે તું એને મારીશ મા. આથી કરીને મારો હાથ તેને મારવાને સારુ નીચો નમતોજ નથી.' લોકોએ જરાક ધ્યાન દઇને જોયું, ત્યારે ખબર પડી ગઇ કે જે વૃદ્ધ પુરુષની વાત તે જલ્લાદ કરતો હતો, તે તો મહર્ષિ ફતેહ મોસલી પોતેજ હતા. ત્યાર પછી રાજકર્મચારીઓ સરિંસક્તિને મહાત્મા ફતેહની પાસે તેડી ગયા અને તેમણે તે જલ્લાદને તેના અપરાધની ક્ષમા આપી."

મહર્ષિ ફતેહ પોતે કહે છે કે, "એક વાર મને સ્વપ્નમાં મહાત્મા અલીએ દર્શન દીધું, ત્યારે મેં તેમને કહ્યું કે, 'આપ મને કાંઇક ઉપદેશ દો.' તેમણે કહ્યું: 'ઇશ્વરની પાસેથીજ પુરસ્કાર પામવાની આશા રાખીને કોઇ ધનવાન માણસ દીનાત્મા સાધુની સાથે વિનમ્ર વ્યવહાર કરે, તેના કરતાં વધારે શ્રેષ્ઠ કાર્ય બીજું કોઇજ મારી નજરે પડતું નથી.' ત્યારે મેં તેમને ફરીથી નિવેદન કર્યું કે, 'હજી પણ કાંઇક વધારે કહો.' તે ઉપરથી તેમણે કહ્યું: 'પરમેશ્વરના ઉપર એકાંતનિર્ભર રહીને જ્યારે દીનાત્મા સાધુઓ ધનવાનોની સહાયતાની ઉપેક્ષા કરે છે, ત્યારે તેમનું એ કાર્ય જોઇને મને એવું લાગે છે કે, એ તો પેલા કાર્યના કરતાં પણ ઉત્તમ છે.'"

× આજના જમાનામાં જ્યારે આવા ચમત્કારો જોવામાં આવતા નથી, ત્યારે તેની સાથે એ પણ યાદ રાખવું જોઇએ છે કે, આવી રીતે હાલમાં ન્યાયનાં ખૂન પણ થતાં નથી. સો અપરાધી છૂટી જાય પરંતુ એક પણ નિર્દોષ માણસ માર્યો ન જાય અને શકનો પૂરેપૂરો લાભ આરોપીને મળે એ આજની ન્યાયપદ્ધતિનો એક મૂળ સિદ્ધાંત છે. —સેવાનંદ

મહાતપસ્વી ફતેહ કહે છે કે, “એક દહાડો હું મારા કેટલાએક મિત્રોની સાથે મસ્જિદમાં બેઠો હતો, એવામાં કોઇ જુવાન સુંદર વસ્ત્ર પહેરીને મારી સામે આવીને ઊભો રહ્યો અને મને કહેવા લાગ્યો કે, ‘તમે એટલું યાદ રાખજો કે, દુખિયારા લોકોમાં પણ કાંઇક સત્ત્વ તો હોય છેજ. આવતી કાલે અમુક કલાકે શહેરના ફલાણા મહોલ્લામાં મારું ઘર ખોળતા ખોળતા આવશો, તો તમે મને મરવાની તૈયારી કરતો જોશો. હું જ્યારે મરી જાઉં, ત્યારે મારા શબને નવડાવીને તેને મારાં આ વસ્ત્ર પહેરાવી દેજો અને પછી તેને કબરમાં દાટી દેજો.’ તે માણસે મને જે વખત બતાવ્યો હતો તે વખતે હું તેના ઘરની તલાશ કરતો કરતો ગયો, ત્યારે જેવું તેણે કહ્યું હતું તેજ પ્રમાણે બધું બની ચૂક્યું હતું. મેં તેના મૃતદેહને મારે હાથે નવડાવ્યો, તેનાં આગલાં દિવસનાં વસ્ત્ર વડે તેને ઢાંક્યો અને કબરસ્તાનમાં લઇ જઇને તેને દાટીને જેવો ત્યાંથી પાછો ફરવા જાઉ છું, તેવોજ તે એકાએક મારી પાસે આવીને ઊભો રહ્યો અને મને કહેવા લાગ્યો કે, ‘ફતેહ! ખુદાની આગળ મારો થોડોક વગવસીલો છે. તમે મારી સાથે જેવો વ્યવહાર કર્યો છે, તેના બદલામાં હું પણ તમારી સાથે તેવોજ વ્યવહાર જરૂર કરીશ.’ ત્યાર પછી વળી તેણે એટલું ઉમેર્યું: ‘માણસ આ પ્રમાણે એક વાર મરણ પામીને પાછો જીવતો થઈ જાય છે.’ આટલું કહીને તે ચૂપ થઇ ગયો.”

એક વાર એવું બન્યું કે, મહાતપસ્વી ફતેહ મોસલી બેઠા બેઠા રડતા હતા. રડી રડીને તેમની આંખો રાતીચોળ થઇ ગઈ હતી અને તેમાંથી રાતા રંગનાં આંસુ ચોધાર વહી જતાં હતાં. લોકો તેમની પાસે જઈને પૂછવા લાગ્યા કે, “તમે શાથી બધો વખત રડ્યાજ કરો છો?” ત્યારે તેમણે જવાબ દીધો: “જ્યારે મને મારા પાપનું સ્મરણ થઈ આવે છે, ત્યારે મારી આંખોમાંથી લોહીનાં આંસુ નીકળી પડે છે. હું ઇચ્છું છું કે મારું રુદન ખરા દિલનું હોવું જોઇએ, તેમાં કપટની કે પાખંડની જરા પણ ગંધ ન હોવી જોઇએ.”

એક જણ તપોમૂર્તિ ફતેહ મોસલીને પચાસ રૂપિયા આપી ગયો. તેમણે તેને કહ્યું: “હદિસ શાસ્ત્રમાં એવું લખ્યું છે કે, કોઇને આપણે વિના માગ્યે અમુક દાન દઇએ અને તે જો તેમાંનું કશુંજ અંગીકાર ન કરે, તો ખુદા પણ તે દાનને માન્ય કરશે નહિ.”

એટલે તેમણે પચાસમાંથી ફક્ત એક રૂપિયો ઉપાડી લીધો અને બાકીના રૂપિયા તે દાન દેનારને પાછા આપી દીધા.

મહાતપસ્વી ફતેહ કહે છે કે, "મેં ત્રીસ ત્રીસ વિદ્વાન ધર્માચાર્યોનો સત્સંગ સેવ્યો છે, તેઓ બધાજ મહર્ષિઓ હતા. **તેઓ બધાજ વિષયાસક્ત લોકોના સંસર્ગથી દૂરના દૂર રહેવાનો અને અલ્પ આહાર કરવાનો ઉપદેશ દેતા હતા.**"

ફતેહ મોસલી દેવલોક પામ્યા પછી કોઇએ તેમને સ્વપ્નમાં દીઠા; તેણે તેમને પૂછી જોયું કે, "ખુદાએ તમારી સાથે કેવી રીતનો વ્યવહાર કર્યો?" તેમણે જવાબ દીધો: "ખુદાએ મને પૂછ્યું કે, 'તું આટલો બધો રડ્યા કરતો હતો તેનું શું કારણ?' ત્યારે મેં કહ્યું: 'હે પરમેશ્વર! મેં પાપ કર્યાં હતાં તે સાંભરી આવવાથી મને શરમ આવતી હતી, તેથી હું રડતો હતો.' ખુદાએ તે ઉપરથી મને કહ્યું: 'અલ્યા ફતેહ! તું જ્યારે બહુજ રડ્યો ત્યારે પાપનો હિસાબ રાખનારા સ્વર્ગના ફિરસ્તાને મેં એવો હુકમ કર્યો હતો કે, તારાં પાપનો તેણે આજ પછી હિસાબ રાખવોજ નહિ.'"

## ઉપદેશવચન

૧. હે મનુષ્યો! તમે બધા એટલું યાદ રાખજો કે, માંદા માણસને ભૂખ્યોતરસ્યો રાખવાથી તે મરી નથી જતો, પણ જો કોઇ માણસ પોતાના અંતઃકરણને સાધુસંતોના સદુપદેશથી ભૂખ્યુંતરસ્યું રાખશે, તો તેના અંતઃકરણનું તો મૃત્યુજ થઈ જશે.

૨. એક વાર મેં અમુક વૈરાગ્યવાન અને સંસારથી ઉપરામ પામી ગયેલા સંતને પૂછ્યું કે, "ઈશ્વરની સમીપ જવાનો રસ્તો કયો?" તેમણે મને કહ્યું: "અરે! તેં મને આવો પ્રશ્ન પૂછ્યોજ કેમ? ધિક્કાર છે તને! તું જે બાજુએ તારી નજર દોડાવીશ, તે બાજુએ ઈશ્વર તો તારી સામે મોઢામોઢજ ઊભેલ છે!"

૩. તત્ત્વજ્ઞ કોણ? તત્ત્વજ્ઞ તેજ છે કે, જ્યારે તે કાંઇ વાત કરે ત્યારે ઈશ્વરમાં સ્થિતિ કરીનેજ વાત કરે, જે કાંઇ કાર્ય કરે તે ઈશ્વરપ્રીત્યર્થેંજ કાર્ય કરે અને તે જ્યારે ઈશ્વરની પ્રાર્થના કરે, ત્યારે પણ ઈશ્વર તેની નિકટતમ હોય એવું સમજીને પ્રાર્થના કરે.

**૪. જે માણસ નિષ્કામ બની જઈને ઈશ્વરનું શરણ લે છે, તેનું અંતઃકરણ ઈશ્વરના પ્રેમથી સચરાચર પરિપૂર્ણ થઈ જાય છે. એવા ઈશ્વરપ્રેમી ભક્તો એક ઈશ્વરના સિવાય બીજાં તમામ પ્રાણીપદાર્થોથી વિમુખ થઇ જાય છે.**

---



# ८५–महातपस्वी ओमर एब्न उसमान मक्की

મહાતપસ્વી ઓમર એબ્ન ઉસમાન મક્કી સમસ્ત સંસારના જ્યોતિઃસ્વરૂપ, મહાતીર્થ મક્કાના ગૌરવ અને સર્વ શુભગુણ-યુક્ત પુરુષશ્રેષ્ઠ હતા. તેમના નાના પ્રકારના સદ્‌ગુણ અને તેમની સાધુતાને લીધે તેઓ સર્વ મનુષ્યોમાં અગ્રગણ્ય ગણાતા હતા અને તેમના પ્રતિ સઘળી શ્રેણીનાં લોકો આદરભાવ રાખતા હતા. આટલી બધી ઉચ્ચ અવસ્થા તેમણે પોતાની સાત્ત્વિકતા અને સાધનાને જોરે પ્રાપ્ત કરી હતી. તેમણે અનેક સુંદર ગ્રંથોની પણ રચના કરી હતી. મહર્ષિ જ્વનિદના તેઓ અનુયાયી હતા. ત્યાર પછી સાધુ અબુ સચિદ ખર્રાજના પણ પરિચયમાં તેઓ આવ્યા હતા. તેઓ મક્કા તીર્થના એક ઇમામ (ધર્માચાર્ય) હતા અને ત્યાંજ રહીને તેમણે ઘણાં વરસ સુધી એકાંતમાં સાધના કરી હતી.

એક વાર મહાતપસ્વી ઓમરે કાબાના મંદિરમાંથી મહાત્મા જ્વનિદ, જરીરી અને શબ્‌લિના ઉપર એવી મતલબનો એક પત્ર લખીને મોકલાવ્યો હતો કે, "આપ લોકો ઇરાક દેશના ઇમામ અને અતિ ઉચ્ચ તથા મહિમાવાન પદવીવાળા કહેવાઓ છો. હિજાજ દેશ અને કાબાનાં મંદિરનું સૌંદર્ય નિહાળવાનું જેમને માટે પ્રયોજનીય હોય, તેમને સર્વને કહેજો કે, શારીરિક કષ્ટ અને માનસિક વિપ્લવ સહન કર્યા વિના તેમનાં દર્શન થઇ શકતાં નથી. વળી ઈશ્વરના સાંનિધ્યમાં અને તેના ગૌરવાન્વિત મંદિરમાં આવીને બેસવાનું જેમને માટે પ્રયોજનીય હોય, તેમને પણ કહેજો કે, આધ્યાત્મિક ક્લેશ અને વિપ્લવ સહન કર્યા વિના તે પણ બની શકવાનું નથી.* એ પત્રના અંત ભાગમાં ઓમરે એટલું ઉમેર્યું

* અરબી ભાષાના શબ્દકોશમાં "ઇરાક" શબ્દનો અર્થ નદીના કિનારાનો અથવા તેની નજીકનો પ્રદેશ એવો થાય છે. ચાલુ પ્રકરણમાં તેનો અર્થ નદીને કિનારે આવેલો પ્રદેશ છે. એક ઇરાક

હતું કે, “ મક્કાનિવાસી ઉસમાનના પુત્ર ઓમરે ઇરાક દેશના ઇમામ અને ગૌરવાન્વિત લોકોના પ્રતિ આ પત્ર લખી મોકલ્યો છે. તેઓ પોતાના એકલાનાજ સંગમાં, પોતાની અંદર અને પોતાના ઉપરજ સ્થિતિ કરે છે. જો આપ લોકોમાં એવો કોઈ ઊંચી કોટિનો સાહસિક પુરુષ હોય, તો તેને કહેજો કે, બે હજાર જ્વાળામુખી પર્વત અને બે હજાર મૃત્યુના મુખ સમાન ભયંકર સમુદ્ર છે, ત્યાં થઇને તમારે આવવાનું છે. જો તેમનામાં મેં કહ્યો તેવો ઉચ્ચ ભાવ ન હોય, તો તેઓ મોટી મોટી વાતો કરવાનું માંડી વાળે; ખાલી ડંફાસ મારવાથી કશું પરિણામ આવતું નથી.” આ પત્ર જ્યારે જ્વનિદના હાથમાં આવ્યો, ત્યારે તેમણે ઇરાક દેશના બીજા ઇમામ લોકોને પોતાની પાસે બોલાવ્યા અને તેમની આગળ તે પત્ર વાંચ્યો. પછી તેમને જ્વનિદે પૂછ્યું: “ આ પત્રમાં જ્વાલા-મુખી પર્વત અને ભયંકર સમુદ્રનો ઇશારો કર્યો છે, તેનો અર્થ શો ?” તેઓ બોલ્યા: “ એનો અર્થ આત્મવિનાશ ( અર્થાત્ અહં-ભાવનો વિનાશ ) જ્યાં સુધી મનુષ્ય બે હજાર વાર પોતાના અહં-ભાવનો નાશ ન કરે અને બે હજાર વાર તેનો ફરીથી આત્મોદય ન થાય, ત્યાંસુધી તેનાથી ઇશ્વરના ગૌરવાન્વિત મંદિરની નજીક જઈ શકાતું નથી.” જ્વનિદે કહ્યું: “ આ બે હજાર પર્વત અને સમુદ્ર પૈકી હું એક કરતાં વધારે ઓળંગી શક્યોજ નથી.” તે સાંભળીને જરીરી બોલી ઊઠયા: “ત્યારે તમે તો થોડીક પણ સંપત્તિ મેળવી કહેવાય અને વધારે નહિ તો એ રસ્તે થોડેક સુધી આગળ વધ્યા પણ છોજ; પણ હું તો ત્રણ ડગલાં કરતાં વધારે ચાલ્યોજ નથી.” હવે શબ્લિનો વારો આવ્યો. તે તો “હાય હાય ! અફ-સોસ ! અફસોસ !” કહીને રડવા લાગ્યા અને બોલ્યા: “ ધન્ય છે જ્વનિદ તમને, કારણ કે તમે એક પર્વત તો ઓળંગી ગયા છો. ધન્ય છે જરીરીને, કારણ કે તેમણે ત્રણ ડગલાં તો ઓછામાં ઓછાં

ઈરાનમાં અને બીજું અરબસ્તાનમાં એમ બે પ્રદેશ ઇરાકને નામે ઓળખાય છે. અરબ લોકો દજલા નદીના કિનારાના પ્રદેશને ઇરાક કહે છે, જેમાં બગદાદનો સમાવેશ થાય છે. ઈરાનના લોકો જયહૂન નદીનો કિનારો, જેમાં ખુરાસાન અને ઈસ્ફહાન આવેલાં છે, તેને ઇરાક કહે છે. આ પ્રકરણમાં અરબી ઇરાકની વાત ચાલે છે.

અરબ લોકો મક્કા, મદીના અને તાયેફની સીમાની અંદર તથા નજ્દ અને ગોર઼ નામના પ્રદેશોના સીમાડાની વચ્ચેના મુલકને હિજાજ કહે છે. —બંગાળી અનુવાદક

ભર્યાં છે, પણ મેં તો એ પર્વતોનું આઘે રહ્યાં રહ્યાં પણ દર્શન કર્યું નથી તેનું શું ?"

મહાતપસ્વી ઓમર એક વાર ઇસ્ફહાન શહેરમાં ગયા હતા, ત્યારે તે શહેરમાં કોઇ એક યુવાન માંદો હોવાથી તે પથારીમાંથી ઊઠી શકતો ન હતો, તેથી એક દિવસ તેની ખબર લેવાને સારુ પોતે ચાલ્યા ચાલ્યા તેને ઘેર ગયા. તે યુવાન તેમના ભણી જોઇને કહેવા લાગ્યોઃ "કોઇ સારા ઉસ્તાદ ગવૈયાને બોલાવી લાવો અને તેની પાસે એકાદ ગાયન ગવડાવો." ગવૈયો આવ્યો ત્યારે મહર્ષિએ તેને એક અરબી કવિતા સંભળાવી અને કહ્યું કે, "એ કવિતા તમે તાન, સૂર અને લયની સાથે ગાઓ." તે કવિતા ગવાઈ રહી એટલે પેલો યુવાન સાજોસમો બનીને બેઠો થઇ ગયો, તેનો મંદવાડ કયાંનો કયાં ચાલ્યો ગયો. તેના બાપે તેને ઓમરના હાથમાં સુપરત કરી દીધો. આગળ જતાં તે એક ઉત્તમ સાધુ બની ગયો.

## ઉપદેશવચન

૧. સાધકની દૃષ્ટિ જયારે એકાત્મ ભાવના જ્ઞાન ઉપર અને ઈશ્વરના ગૌરવ ઉપર પડે છે, ત્યારે તેનું મન માયારહિત થઇ જાય છે.

૨. ઈશ્વરના મહિમાને લગતા કોઇ પણ વિષયના સંબંધમાં અથવા ઈશ્વરના ગુણની સાથે સંબંધ ધરાવનારા કોઇ પણ આંતરિક વિષયની બાબતમાં તમારે મનમાં દ્વેષભાવ ધારણ કરવો નહિ. પરમેશ્વર સંબંધી વિચાર કરવો અને મનમાં દ્વેષભાવને પોષણ આપવું એ અપરાધ છે અને એને ધર્મદ્રોહ કહે છે.

૩. ઈશ્વરના પ્રેમીઓના ભાવાવેશની અવસ્થાઓ અવર્ણ્ય છે કારણ કે પ્રભુપરાયણ લોકો એને નિગૂઢ તત્ત્વ માને છે.

૪. ઈશ્વરનું સાંનિધ્ય, તેને લગતું નિશ્ચયાત્મક જ્ઞાન અને તેનો ગૂઢ ભાવયુક્ત પરિચય, એ ઈશ્વરના પ્રથમ દર્શનની ભૂમિકા છે.

૫. વિશ્વાસની વૃદ્ધિ થતાં પ્રથમ દર્શન થાય છે અને તત્ત્વજ્ઞાનના અંતમાં સૌથી પ્રથમ વિશ્વાસનો ઉદય થાય છે.

૬. પ્રેમ સંતોષની અંદર આવી જાય છે, પણ સંતોષ પ્રેમથી બહાર નથી; કારણ કે જેના પ્રતિ તમે સંતુષ્ટ રહો છો, તેના સિવાય બીજાના પ્રતિ તમે પ્રેમ રાખતા નથી અને જેના પ્રતિ તમે પ્રેમ રાખો છો, તેના સિવાય બીજાથી તમને સંતોષ થતો નથી.

૭. ઈશ્વરની સાથે સ્થિતિ કરવી અને વિપત્તિને સહજ રીતે આનંદપૂર્વક સહન કરી લેવી, એનું નામ સહિષ્ણુતા.



# ८६–महातपस्वी मम्शाद दनोयरी

મહાતપસ્વી મમ્શાદ દનોયરી ઈશ્વરપ્રેમમધુના ભ્રમર, અદ્વિતીય ધર્મવીર, જગતના એક અમૂલ્ય નિધિ સમાન, પુરુષોમાં શ્રેષ્ઠ, પુણ્યાત્મા અને ઇસ્લામી સમાજના એક આચાર્ય હતા. સદ્ગુણ, સુંદર ચારિત્ર્ય, સાધનભજનમાં નિષ્ઠા, સેવાભાવ અને બીજી અનેક દૈવીસંપત્તિઓને લીધે તેઓ સર્વત્ર પ્રસિદ્ધ હતા. તેમણે અનેક મહાતપસ્વીઓનો સત્સમાગમ કર્યો હતો અને સર્વના તેઓ શ્રદ્ધાભાજન થઇ પડયા હતા. દનોયર નામના એક સ્થળમાં તેમનો નિવાસ હતો.

મહાતપસ્વી મમ્શાદ હમેશાં પોતાની કુટિનાં બારણાં બંધનાં બંધ રાખતા. બારણા આગળ કોઇ આવીને ઊભું રહેતું, ત્યારે પોતે અંદર રહ્યા રહ્યા તેને પૂછતા કે, "તું કોણ છે ? પ્રવાસી છે કે નિવાસી છે ? જો તું નિવાસી હોય અર્થાત્ મારી સાથે રહેવાના વિચારથી આવ્યો હોય તો અંદર ચાલ્યો આવ અને જો તું પ્રવાસી હોય, તો આ કુટિમાં તારા જેવાને માટે જગ્યા નથી; કારણ કે, તું તો થોડા દિવસ રહીને ચાલ્યા જવાની વાત કરવાનો; તું મારી સાથે થોડા દિવસ રહે, તારી સાથે મારું મન મળી જાય અને પછી તું જવાની વાત કરે, ત્યારે તારા વિયોગની વેદના મારાથી સહન થઇ શકે એમ નથી."

કોઇએક માણસ મમ્શાદની પાસે તેમના આશીર્વાદ માગવા આવ્યો. તેને તેમણે કહ્યું: "તું અહીંથી ચાલ્યો જા અને ઈશ્વરને રસ્તે વળી જા. મમ્શાદના આશીર્વાદનું તારે શું કામ છે ?" ત્યારે તે માણસે પૂછ્યું: "ઈશ્વરનો રસ્તો કયાં આગળ છે ?" મમ્શાદ બોલ્યા: "જે ઠેકાણે તું ન હોય ત્યાં." તે માણસ ત્યાંથી ઊઠીને ચાલતો થયો અને લોકસંસર્ગનો ત્યાગ કરીને એકાંતમાં બેસીને સાધનભજન કરવા લાગ્યો. સંપત્તિ તેની પાસે ખેંચાઇ આવી. તેનું ભાગ્ય તેને અનુકૂળ થઇ ગયું અને તેણે ઈશ્વરમાં શાંતિ પ્રાપ્ત કરી.

પુરુષશ્રેષ્ઠ મમ્શાદ કહે છે કે, "એક વાર કોઇએક સાધક મારી પાસે આવીને મને કહેવા લાગ્યો કે, 'મહાત્મન્! મને એવી વાસના છે કે, આપ મારે સારુ કાંઇ મિષ્ટાન્ન તૈયાર કરાવો.' હું તો એકદમ બોલી ઊઠયોઃ 'વાસના અને મિષ્ટાન્ન?' પેલો સાધક આટલું સાંભળીને ચૂપ થઇ ગયો. ત્યાર પછી 'વાસના અને મિષ્ટાન્ન' એવું બોલતાં બોલતાં તેણે પ્રાણત્યાગ કરી દીધો."

મમ્શાદ કહે છે કે, "એક વાર મારા માથા ઉપર થોડુંક કરજ ચડી ગયું હતું, તેથી મારું મન ઘણું ચિંતાકુલ રહ્યા કરતું. ત્યાર પછી કોઇ મને સ્વપ્નમાં એવું કહી ગયું કે, 'અરે ઓ ખરચખૂટણથી ડરી જનારા! તારે માથે જે થોડું દેવું છે, તે તો હું ધોઇ નાખીશ. તું બીશ નહિ અને તેની ફિકરચિંતા કરીશ નહિ; હું આપું છું તે તું લે. દાન દેવું એ મારું કામ છે અને દાન લેવું એ તારું કામ છે.' સ્વપ્નમાં આવી વાત સાંભળ્યા પછી મેં મારા ભઠિયારા અને શાકભાજીવાળાને પૂછયુંજ નહિ કે, તમારું મારી પાસે શું લેણું નીકળે છે અને તેમની સાથે લેણદેણનો મેં હિસાબ પણ કર્યો નહિ. તેમણે જે રકમ માગી તે મેં તેમને આપી દીધી."

મમ્શાદનો અંતકાળ આવી લાગ્યો, ત્યારે તેમનાં સગાંવહાલાંએ તેમને પૂછયું કે, "હવે તમારે શરીરે કેમ છે?" તેમણે કહ્યું: "શરીરના સંબંધમાં તો હવે તમારે મને કશું પૂછવુંજ નહિ." ત્યારે પેલાં બધાં કહેવા લાગ્યાંઃ "હવે તમે 'લા ઇલાહ ઇલ્લિલ્લાહ' બોલો." આવું સાંભળીને તેમણે ભીંત ભણી મોઢું કર્યું અને બોલવા માંડયું: "હે પરમેશ્વર! મારું જે કાંઇ હતું, તે બધું તારામાં નિર્વાણ પામી ગયું છે. તારી સાથે જેઓ પ્રેમ જોડે છે, તેમને તું આવોજ પુરસ્કાર આપે છે. ત્રણ વરસ સુધી તેં મારી સામે સ્વર્ગ ખડું કરી દીધું, પણ મેં તેના ભણી એક નજર પણ કરી નહિ. ત્રીસ વરસ થયાં હું મારું હૃદય ગુમાવી બેઠો છું, તેને ફરીથી પ્રાપ્ત કરવાની આશા પણ મેં રાખી નથી. પ્રેમીઓ માત્ર એવી ઇચ્છા રાખે છે કે, અમારાં હૃદય ઈશ્વરની અંદર એવાં ડૂબી જાય કે તેમનો ફરીથી પત્તોજ ન લાગે. જ્યારે બધા પ્રેમીઓની આવી ભાવના છે, ત્યારે તારામાં ડૂબીને ખોવાઇ ગયેલા મારા હૃદયની હું શા સારુ ખોળ કરું?" આટલું કહેતાં કહેતાં તેમનો જીવ જતો રહ્યો. કોઇ કહે છે કે, હિજરી સંવત ૨૯૯—ની સાલમાં અને બીજા કેટલાકના અભિપ્રાય મુજબ સંવત ૨૮૯

ની સાલમાં મહાતપસ્વી મમશાહ દેવલોક પામ્યા.

## ઉપદેશવચન

૧. મૂર્તિઓ અનેક પ્રકારની છે, કેટલાકને મન તેમનું જીવન મૂર્તિને ઠેકાણે છે, કેટલાકને મનથી તેમનાં છોકરાંછૈયાં મૂર્તિ બની જાય છે; કેટલાકની મૂર્તિનું સ્થાન તેમની દોલત લઇ લે છે; કેટલાક તેમની સ્ત્રીઓને મૂર્તિ માની લે છે; કેટલાક તેમના વેપાર-રોજગારને, કેટલાક ઉપવાસાદિ વ્રતોને, કેટલાક ઉપાસનાને અને કેટલાક દાનને પોતાની મૂર્તિ માની લે છે. આ બધી મૂર્તિઓના પ્રતિ વૈરાગ્યવાન બની જવું એ કાંઇ સહેલ નથી. જેઓ હરેક જગ્યાએ અને હરકોઇ અવસ્થામાં પોતાની જાતને જોઈ શકેજ નહિ, પોતાના કાર્ય ઉપર આધાર રાખે નહિ, પોતાનાદ્વારા જે કાંઇ શુભ અશુભ કર્મ થતાં હોય, તેને માટે સર્વદા અસંતુષ્ટ રહે, જેઓ પોતાના જીવનને વિષે હમેશાં તુચ્છ અભિપ્રાય ધરાવે, પોતાની જાત તરફ વારંવાર ધિક્કાર બતલાવે, તેવા લોકો એકલાજ વૈરાગ્યવાન થઇ શકે છે.

૨. તમારા ધર્માચાર્યનું સન્માન કરજો, તમારા બંધુઓનું માન જાળવજો, શક પડતી વસ્તુને હાથ અડકાડવા જતાં હાથને પાછો ખેંચતા રહેજો, ધર્મશાસ્ત્રોએ બતાવેલી નીતિનું પાલન કરજો અને તેનું હમેશાં અનુસરણ કરતા રહેજો; પ્રવૃત્તિ (ઇન્દ્રિયોની)-માં ઘસડાઇ જતી વખતે પોતાની જાતને જાળવી લેજો. ધર્મની સાધના કરનારાઓને સારુ આટલા નિયમ છે.

૩. કોઇ પણ ધર્માચાર્યની પાસે જઇને બેસતાં પહેલાં હું મારા પોતાના ભાવોને અને મારા જ્ઞાનને બિલકુલ શૂન્ય કરી નાખું છું, તેમ કર્યા વિના ધર્માચાર્યની પાસે હું જતોજ નથી. હું તેમની કથા સાંભળવાને સારુ મારા કાનને સરવા બનાવી દઉં છું અને તેમાંથી શાં શાં શુભ પરિણામોનો ઉદય થાય છે અને મને શા શા લાભ આવી મળે છે, તેની હું રાહ જોયા કરું છું.

૪. જે માણસ પોતાના અહંભાવનું અસ્તિત્વ અને પોતાના ચિત્તનું ચાંચલ્ય એ બે વસ્તુઓની સાથે કોઇ ધર્માચાર્યની પાસે જઇને બેસે છે, તેને તે ધર્માચાર્યના સહવાસનું અને તેના ઉપદેશનું–કશુંજ શુભ ફળ મળતું નથી.

૫. સાધુસંગ કરવાથી અંતઃકરણ સાધુભાવથી ભરપૂર થઇ જાય છે અને અસાધુ પુરુષોના સંગમાં રહેવાથી મનમાં અસાધુતાનો ઉદય થાય છે.

૬. જે માણસ દુશ્ચરિત્રથી નિવૃત્ત થઇ ગયો છે અને જેણે પોતાનાં તમામ કાર્યોને માટે ઈશ્વરની સહાયતાના ઉપર નિર્ભર રહેવા માંડ્યું છે, તેની એકલાનીજ ઉચ્ચતર અવસ્થા છે.

૭. સંસારી લોકો પોતાનાં અંતઃકરણને બિનજરૂરી વિષયો વડે લેપાયમાન કરી રાખે છે, તે બધામાંથી પૂરેપૂરા છૂટા થયા વિના અંતઃકરણમાં મુક્તિની અવસ્થાનો અનુભવ થતો નથી.

૮. તમે સત્ક્રિયા અને સૂક્ષ્મ જ્ઞાનને આદિથી અંત સુધી ધારણ કરો અને અમે ઋષિમુનિઓની અવસ્થા પ્રાપ્ત કરી છે એવું મનથી માની લો, તેમ છતાં પણ જ્યાંસુધી તમારું અંતઃકરણ પરમેશ્વરમાં સ્થિર થયું ન હોય અને એ બાબતમાં તમારી સાથે પરમેશ્વરે જે પ્રતિજ્ઞા કરી છે, તે વિષે તમારા મનમાં દૃઢ વિશ્વાસ ન જામે, ત્યાંસુધી તમે ઋષિઓની અવસ્થાથી ઘણા દૂર છો એમ જાણજો.

૯. ઈશ્વરના પ્રતિ સાચી દીનતાને ધારણ કર્યાથી તત્ત્વજ્ઞાનનો થોડો થોડો પ્રકાશ થવા લાગે છે.

૧૦. તત્ત્વજ્ઞાનને પ્રાપ્ત કરવાના ત્રણ ઉપાય છેઃ–(૧) ઈશ્વરનાં કાર્યોને વિષે ખૂબ વિચાર કરવો, અમુક કાર્ય શાથી થયું તેને વિષે ઊંડા ઊતરીને તપાસ કરવી; (૨) ઈશ્વરના નિયમોને વિષે વિચાર કરવો કે એ નિયમો શાથી બન્યા અને (૩) સૃષ્ટિને વિષે આલોચના કરવી કે એ ઉત્પન્ન થઇ કેવી રીતે?

૧૧. ઈશ્વરને પામવાના માર્ગદ્વારા લોકોને ઈશ્વરની ભાવનાવાળા કરી રાખવા, તેનુંજ નામ યોગ; વિધિપ્રણાલીદ્વારા તેમનામાં ભાગલા પાડી નાખવા, એજ સાચો વિચ્છેદ.

૧૨. ઈશ્વરને પામવાનો માર્ગ ઘણો દૂર છે, તેમાં ધૈર્ય ધારણ કરવું એ પણ કઠિન છે.

૧૩. સૂક્ષ્મ જ્ઞાનીઓ વિચાર કરીને અને મૌન ધારણ કરીને સૂક્ષ્મ જ્ઞાન પ્રાપ્ત કરે છે.

૧૪. ધર્મપ્રવર્તક મહાપુરુષોના આત્મા આધ્યાત્મિક અભિ-

વ્યક્તિ અને દર્શનની અવસ્થામાં સ્થિતિ કરે છે અને સત્યનિષ્ઠ ધાર્મિક પુરુષોના આત્મા ઈશ્વરના સામીપ્યમાં અને જ્ઞાનના પ્રકાશમાં રહે છે.

૧૫. આંતરિક નિર્મળતા પ્રાપ્ત કરવી, ઈશ્વરની ઇચ્છાને અનુસરીને કાર્ય કરવું અને લોકોની સાથે નાછૂટકેજ રહેવું, એનું નામ ઋષિત્વ.

૧૬. પોતાની સંપત્તિ અને પોતાના સામર્થ્યનો દેખાવ કરવો નહિ. લોકોનું ધ્યાન પોતાના તરફ ખેંચાય નહિ એવી રીતે રહેવું અને બિનજરૂરી કામકાજ છોડી દેવાં એ પણ ઋષિનાં લક્ષણ છે.

૧૭. પોતાની પ્રકૃતિ, ઇન્દ્રિયોની પ્રવૃત્તિ અને અંતઃકરણની વૃત્તિઓ જે જે વસ્તુઓને ઇચ્છે, તે બધીને છોડી દેવી એનું નામ ઈશ્વરનિર્ભરતા.





# ८७–महातपस्वी अबु इस्हाक इब्राहिम शोयबानी

મહાતપસ્વી અબુ ઇસ્‌હાક ઇબ્રાહિમ તાપસમંડળના અગ્રણી, સત્યધર્મના પ્રમાણુસ્વરૂપ, જગન્માન્ય આચાર્ય, અદ્વિતીય પુરુષ-શ્રેષ્ઠ, અધ્યાત્મરાજ્યના અધિવાસી અને સર્વજનપ્રશંસિત મહાતપસ્વી હતા. તે સમયના ઇસ્લામી જગતમાં અદ્વિતીય અને એક માત્ર સુપંડિત તરીકે સર્વાનુમતે તેમનોજ નામનિર્દેશ થતો હતો. સાધનભજન, ઇન્દ્રિયનિગ્રહ, વૈરાગ્યપરાયણુતા વગેરે ગુણોમાં તેઓ છેક પરાકાષ્ઠાએ જઇ પહોંચ્યા હતા. તેમના પિતાનું નામ શોયબાન હતું. સાધુ અબદુલ્લા મુબારક તેમને વિષે કહે છે કે, "તપસ્વી અબુ ઇસ્‌હાક પોતાના જીવનદ્વારા દીનાત્મા સાધકો કેવા હોવા જોઇએ અને નીતિ તથા કાર્યકુશળતા કોને કહેવાય તેને વિષે ઈશ્વરી પ્રમાણુ પૂરું પાડે છે." તેમનું જીવન ભાવપ્રધાન હતું. બધો વખત પોતે ધ્યાનધારણામાં નિમગ્ન રહેતા.

અબુ ઇસ્‌હાક ઇબ્રાહિમ પોતે કહે છે કે, "ચાળીસ વરસ સુધી મેં મક્કામાં વાસ કરીને અબદુલ્લા મગ્રબીની સેવા કરી હતી. એ ચાળીસ વરસ દરમ્યાન મનુષ્ય જેને સુખેથી ખાઇ શકે, એવી કોઇ પણ વસ્તુ મેં મારે મોઢે અડકાડી નથી. મારા માથાના વાળ અને નખ કદી વધ્યાજ નથી, તેમ મારાં વસ્ત્ર પણ કદી મેલાં થયાં નથી. એટલાં બધાં વરસ સુધી હું કાબાના મંદિરની અગાસીની નીચેજ સૂઇ રહેતો અને તેને છોડીને બીજે કોઇ પણ ઠેકાણે સૂવાને ગયો નથી. આજે મને એંસી વરસ થયાં છે, પણ ખાવાની લાલચને વશ થઇને કોઇ પણ ચીજ મેં મારા મોઢામાં મૂકી નથી, માત્ર એકજ વાર મારા એ નિયમનો મારે હાથે ભંગ થયો છે. તે એવું બન્યું કે, એક વાર હું તુર્કસ્તાનમાં ગયો હતો, ત્યારે મને મસૂરની દાળ ખાવાનું ઘણુંજ મન થઇ આવ્યું. કોઇએ એક વાડકો

ભરીને મસૂરની દાળ મારી આગળ આણી અને તે હું ખાઇ ગયો. ત્યાર પછી હું બજારમાં ગયો, ત્યાં મેં મોટાં મોટાં વાસણમાં કશી વસ્તુ ભરેલી દીઠી. તેને હું જોતો ઊભો હતો તે વખતે લોકોએ મને કહ્યું કે, 'આ બધાં વાસણો દારૂથી ભરેલાં છે.' તે સાંભળીને મારા મનમાં વિચાર આવ્યો કે, આ વખતે મારે અપરાધીને સજા કરનારનું કામ કરવું જોઇએ. એવું કહીને મેં તે બધાં દારૂનાં હાંડલાં ફોડી નાખ્યાં. દારૂની દુકાનવાળો પ્રથમ તો મનમાં એવું સમજ્યો કે, હું કોઇ સરકારી અમલદાર હોઇશ. આવું ધારીને તે કશું બોલ્યો નહિ. પછીથી હું કોણ છું તે જ્યારે તેણે જાણી લીધું, ત્યારે તે મારા ઉપર લાકડીને લઇ તૂટી પડ્યો અને મને સો-બસો લાકડીઓના ઝપેટા ચોડી કાઢ્યા અને મને પકડીને પોલીસના થાણામાં લઇ ગયો. થોડા વખત સુધી તો મારે બંદીખાનામાં પુરાઇ રહેવું પડ્યું. પાછળથી અબુ અબદુલ્લા મગ્રબીને મારી હકીકતની જાણ થઈ, ત્યારે તેમણે મહેનત કરીને મને કેદખાનામાંથી છૂટો કરાવ્યો. પછી હું જ્યારે તેમની પાસે જઇને ઊભો રહ્યો, ત્યારે તે મને પૂછવા લાગ્યાઃ 'ભાઈ! તારા મનમાં તે ઘડીએ એવું કયું ભૂત ભરાઇ આવ્યું હતું?' મેં કહ્યુંઃ 'પેટ ભરીને મસૂરની દાળ ખાધી તેની સજા તરીકે મારે લાકડીના બસો ઝપેટા ખાવા પડ્યા.' તે બોલ્યાઃ 'ચાલો, થોડામાં પતી ગયું તે ઘણું સારું થયું.'"

મહર્ષિ અબુ ઇસ્‌હાક જ્યારે મક્કા તીર્થની હજ કરવા નીકળ્યા, ત્યારે પ્રથમ તે મદીના ગયા અને ત્યાં તેમણે હજરત મહમ્મદ-પયગંબર (સલ૦)ની દરગાહનાં દર્શન કર્યાં, ત્યાર પછી મક્કા ગયા અને પોતાની હજની યાત્રા પૂર્ણ કરી. ત્યાંથી વળી પાછા તે મદીના ગયા અને હજરત મહમ્મદ પયગંબર (સલ૦)ની પાસે ઊભા રહીને તેમણે "અસ્ સલામ અલયકા ઇયા રસુલાલ્લા" એવું કહીને સલામ કરી, ત્યારે હજરત મહમ્મદ પયગંબર (સલ૦)ની સમાધિની અંદરથી જવાબ આવ્યો કે, "અલયકસ્ સલામ ઇયા એબ્નન શોયબાન."*

મહાતપસ્વી અબુ ઇસ્‌હાક ઇબ્રાહિમ એવું કહે છે કે, "એક

---

*પહેલા વચનનો અર્થ એવો છે કે, હે ઈશ્વરના મોકલેલા હજરત મહમ્મદ પયગંબર! (સલ૦) તમને મારી સલામ છે, બીજાનો અર્થ એવો છે કે, હે શોયબાનના પુત્ર! તને મારી સલામ છે.
—સેવાનંદ

દિવસ હું સાર્વજનિક હમામખાનામાં સ્નાન કરવા ગયો હતો. જેવો હું સ્નાન કરવા જાઉં છું, તેવોજ ચંદ્રના સમાન કાંતિવાળો એક ઘણોજ દેખાવડો જુવાન મારી નજરે પડ્યો. તેજ ક્ષણે હમામખાનાને એક છેડેથી મેં મોટો અવાજ સાંભળ્યો કે, 'અલ્યા! તું બહારના પાણીથી ક્યાં સુધી તારી કાયાને ધોયા કરીશ? જરાક તારા અંતરને ધોવાની ચેષ્ટા તો કરી જો! જો તું તારા અંતરને ધોઇને સાફ કરીશ, તો ઈશ્વરના સિવાય બીજું કશું તારી નજરેજ નહિ પડે અને બધીજ અનીશ્વર વસ્તુઓથી તારો છુટકારો થઇ જશે.' ત્યાર પછી મેં તે જુવાનને પૂછ્યુંઃ 'અહાહાહા! આવું રૂપ અને આવી કાંતિ! તું છે કોણ? તું માણસ છે કે દેવ છે કે ફિરસ્તો છે?' તે બોલ્યોઃ 'તમે જેનાં જેનાં નામ ગણાવ્યાં, તેમાંનો એક પણ હું નથી. હું તો બિસ્મિલ્લાહના વૃક્ષની નીચે તેના રસનાં બિંદુ ઝમે છે, તેમાંનું એક બિંદુ છું.' મેં તેને કહ્યુંઃ 'ત્યારે સ્વર્ગનું રાજ્ય તારેજ માટે છે.' તે બોલ્યોઃ 'ઇબ્રાહિમ! તમે તમારા પોતાના આશ્રયની અંદરથી બહાર નીકળી આવો એટલે તમે પણ તે રાજ્યને જોઇ શકશો.' "

કોઇ અબુ ઇસ્‌હાક ઇબ્રાહિમની પાસે ઉપદેશ લેવાને આવ્યો, ત્યારે તેમણે તેને કહ્યુંઃ "ઇશ્વરનું સર્વદા સ્મરણ કરતા રહેજો, એક ક્ષણવાર પણ વિસ્મરણ થવા દેશો નહિ. તેમ જો ન બને તો મૃત્યુનું સ્મરણ કર્યા કરજો અને એક પળવાર પણ તેને વિસારે પડવા દેશો નહિ."

## ઉપદેશવચન

૧. અધ્યાત્મમાર્ગ પ્રતિ વિશુદ્ધ પ્રેમ અને યથાર્થ ઇશ્વરાધીનતાદ્વારા અહંભાવનો વિનાશ અને આત્મસ્થિતિમાં જ્ઞાનોદય થઇ જાય છે. એ સિવાય બીજું જે કાંઇ છે, તે તમને ભ્રાંતિની જાળમાં ભેરવી પાડીને અધર્મમાં ઘસડી જઇને તેમાં ડુબાડી મારે છે.





# ८८--महातपस्वी अबुल् खोयर आक्ता

મહાતપસ્વી અબુલ્ ખોયર આક્તા માનવસમાજના નેતા અને સૌના શીર્ષસ્થાનીય હતા. ધર્મને પંથે વિચરનારા યાત્રાળુઓના કાફલાના તેઓ માર્ગદર્શક હતા, દુઃખ અને વિપત્તિઓરૂપી મહારણના તેઓ મુસાફર હતા, ઈશ્વરાધીનતાના ઉચ્ચ પદના ઉપર આરૂઢ થયેલા હતા અને દીનાત્મા સંતોના અગ્રગામી પરમાચાર્ય મહાતપસ્વી હતા. તેમને તેમના સર્વ સમકાલીન લોકો સાધુશ્રેષ્ઠ અને ઋષિપ્રવર તરીકે ગણીને સૌ તેમના પ્રતિ અત્યંત શ્રદ્ધાભક્તિ રાખતા હતા. તેમનાં સાધનભજનની તીવ્રતા, તેમના ચારિત્ર્યનાં સ્વર્ગીય લક્ષણ અને તેમની અલૌકિકતા, એ ત્રણે વાનાં એટલાં અસાધારણ હતાં કે, તેમનું વર્ણનજ થઇ શકતું નથી. તેમની જ્ઞાનપ્રતિભા અતિ જાણીતી હતી. અબુલ્ ખોયર ×મગરબના રહેવાસી હતા. તેમણે મહર્ષિ એબ્ન જલ્લાનો સહવાસ સેવ્યો હતો. જંગલનાં પશુપક્ષીઓ પણ તેમના પ્રતિ પ્રેમ રાખતાં હતાં. સાપ અને વાઘચિત્તા તો તેમની પાસે પડ્યા ને પડ્યાજ રહેતા. કેટલાંય વન્ય પશુઓ તેમની પાસે સંકોચ કે ભય વિના ચાલ્યાં આવતાં. એક વાર મહર્ષિ અબુલ્ ખોયર લંબાન નામના પર્વત ઉપર નિવાસ કરતા હતા, તે વખતે ત્યાં કોઇ બાદશાહ આવી ચડ્યો. તેણે દરેક સાધુને એક એક રૂપિયો આપ્યો, તે પ્રમાણે તેણે મહાતપસ્વી અબુલ્ના હાથમાં પણ એક રૂપિયો મૂક્યો. અબુલ્ ખોયર તે રૂપિયાને વીસ હાથને છેટે બેઠેલા કોઇ બીજા સાધુના ખોળામાં ફેંકી દઇને ત્યાંથી નાઠા અને કોઇ શહેરમાં ચાલ્યા ગયા.

× × × ×

× અરબી ભાષામાં 'મગરબ'નો અર્થ પશ્ચિમ થાય છે અથવા એ નામનું કોઇ ગામ પણ હોઇ શકે. મગ્રબી એટલે પશ્ચિમ ભણીના મુલકના અથવા એ નામના ગામના રહેવાસી.

—બંગાળી અનુવાદક

## ઉપદેશવચન

૧. પરમેશ્વરના સંબંધમાં શુદ્ધ સંકલ્પવાળા થયા વિના અંતઃકરણ શુદ્ધ થતું નથી અને સાધુપુરુષોની સેવા કર્યા વિના દેહની શુદ્ધિ થતી નથી.

૨. જુદા જુદા લોકોનાં મનનો વાસો જુદી જુદી વસ્તુઓમાં હોય છે. કોઇ કોઇ લોકોનાં મનનો વાસો વિશ્વાસમાં હોય છે. તેઓ શ્રદ્ધાળુ લોકોના પ્રતિ પ્રેમ રાખે છે, તેમની સેવા કરે છે, તેમને અનુકૂળ થઇને રહે છે અને જે જે કામ કરવાથી તેમનું હિત સધાય, તેવાં કામ તેઓ કરતા રહે છે. વળી કેટલાક લોકોનાં મનનો વાસો કપટીપણામાં હોય છે; હિંસા, દ્વેષ, છલ, પ્રપંચ એ તેનાં લક્ષણ છે.

૩. દેહાભિમાન અને પોતાની જાતનું ગૌરવ એ બે એટલાં બધાં ભારે છે કે, તેમનો ભાર પર્વત પણ ઝીલી શકે નહિ. માણસ જ્યાંસુધી ઈશ્વરના યોગમાં સ્થિરતા પ્રાપ્ત ન કરે અને ઈશ્વરના દાસને યોગ્ય નીતિનું પાલન ન કરે, તેમજ ઈશ્વરના ફરમાવેલા નિયમો ન સાચવે, સાધુઓના સંગનું ગ્રહણ અને અસાધુસંગનો ત્યાગ ન કરે, ત્યાંસુધી તે ઉન્નત અવસ્થાની પ્રાપ્તિ કરી શકતો નથી.





# ८९–महातपस्वी अबु अबदुल्ला महम्मद

મહાતપસ્વી અબુ અબદુલ્લા મહમ્મદ સત્યપ્રિય, પ્રેમી, તત્ત્વજ્ઞ, અધ્યાત્મદર્શી, ઈશ્વરના અંગીકૃત નિજજન અને પૂર્ણ પ્રભાવયુક્ત મહાત્મા હતા. તેમને તેમના સમયના લોકો ઈશ્વરના ચિહ્નધારી અદ્વિતીય પુરુષ તરીકે ગણતા હતા. તેઓ ખુરાસાન દેશના સાધુ-મંડળમાંના એક હતા અને હુસેન તરાગંદિના પુત્ર હતા. તેમણે સાત્ત્વિકતા, નિવૃત્તિ અને નિઃસંગતાની ઊંચામાં ઊંચી અવસ્થા પ્રાપ્ત કરી હતી. તેમનામાં સાધનભજનની દૃઢ નિષ્ઠા હતી અને તેની સાથે બીજા પણ કેટલાક અલૌકિક ભાવ હતા. તેમણે અનેક મહર્ષિઓનાં દર્શન કર્યાં હતાં અને તેઓ મહર્ષિ અબુ ઉસમાનના સહવાસમાં રહ્યા હતા.

## ઉપદેશવચન

૧. જે સાધક ક્લેશવહન કરવાની ઇચ્છા રાખે છે, તેને દુઃખ-ક્લેશ ઇત્યાદિથી આનંદ થાય છે.

૨. નિર્મલાત્મા ઋષિ ઈશ્વરની સાથે વાસો કરે છે; વૈરાગ્યવાન પુરુષ પ્રવૃત્તિની (ઇન્દ્રિયોની) સાથે યુદ્ધ કરે છે.

૩. પદાર્થ ઉઘાડો છે, પણ અર્થ ગુપ્ત છે.

૪. જે માણસ જુવાનીમાં ઈશ્વરની આજ્ઞાનું પાલન નથી કરતો, તેની ઘડપણમાં ઈશ્વર દુર્દશા કરી દે છે. જે માણસ ફક્ત એકજ દિવસ કોઇ સત્પુરુષની નિષ્ઠાસહિત સેવા કરે છે, તેની એક દિવસની સેવાનું ફળ તેની આખી જિંદગીમાં ફેલાઇ જાય છે. ત્યારે જે પોતાનું સમગ્ર જીવન સેવામય બનાવી દે અને સાધુઓના સહ-વાસમાંજ રહે તેનું તો પૂછવુંજ શું ?

૫. જે ભાઇઓથી વિયોગ થવાનો ભય હોય તેમના મેળાપથી સુખ થતું નથી અને તેમને મળવાની ઇચ્છા પણ નથી થતી.

૬. ઈશ્વરના સંબંધમાં તેના પોતાના સિવાય બીજું કશું પ્રયોજન નથી.

૭. જે માણસ સંસારથી છૂટો થવા ઇચ્છે, તેને એવું કહેજો કે, "તું ખૂબ શુદ્ધ પ્રેમપૂર્વક ઈશ્વરનું પૂજન કરજે." જે માણસ ઈશ્વરાર્ચનમાં નિષ્ઠાવાન છે, તે તમામ સાંસારિક પદાર્થોથી મુક્ત થઇ જાય છે.

૮. જે માણસ વિશુદ્ધ પ્રેમને વિષે વિવેચન કરે છે, પણ તે પ્રમાણે આચરણ કરીને પોતાના જીવનને ઉત્તેજિત કરતો નથી, તેને ઈશ્વર એવી અવસ્થામાં આણી મૂકે છે કે, તેની જિંદગીનું બધુંજ પોલ તેનાં સગાંસંબંધીઓની આગળ ઉઘાડું પડી જાય છે.

૯. જે માણસ સાધુસંતોની સેવા કરવામાં પાછો હઠે છે, તે મિથ્યા ધર્માભિમાની થઇ જાય છે અને પછી ધર્માભિમાનને લીધે તે તિરસ્કારને પામે છે.

૧૦. જે માણસ ઈશ્વરનો ગુનેગાર થાય, જે ઈશ્વરનો મનમાં ભય ન રાખે અને કોઇને દાન દેતી વખતે જે તેની પાસેથી બદલાની આશા રાખે, તે માણસને અધમમાં અધમ જાણવો.

૧૧. વિનય શ્રેષ્ઠતા અપાવે છે, નિવૃત્તિ ગૌરવ અપાવે છે અને સંતોષ મુક્તિ અપાવે છે.

૧૨. જ્યારે ઈશ્વરપ્રેમ અંતઃકરણમાં પ્રવેશ કરે છે, ત્યારે તે કામનાના રહેઠાણને બાળી નાખે છે; પછી તે અંતઃકરણમાં સાંસારિક વાસનાઓ રહી શકતી નથી.

૧૩. ઈશ્વર અને તેના સેવકની વચ્ચે ઈશ્વરનિર્ભરતાનો એક વિચિત્ર સંબંધ છે, આથી કરીને તેનું રહસ્ય ઈશ્વર સિવાય બીજા કોઇથી સમજાતું નથી.

૧૪. જે સાધક મંદિર કે મસ્જિદમાં બેસીને ઈશ્વરભજન કરે છે, તેના બદલામાં ઈશ્વર તેને સ્વર્ગમાં સ્થાન આપે છે; અને જે સાધક ઈશ્વરપ્રીત્યર્થે પોતાના ધર્મબંધુઓની સંગતિમાં રહે છે, તેને ઈશ્વર સ્વર્ગમાં પોતાનું અનુપમ દર્શન દઇને કૃતાર્થ કરી દે છે.





# ९०–महातपस्वी अबु बेकर सिद्लानि

મહાતપસ્વી અબુ બેકર સિદ્‌લાનિ તપશ્ચર્યાની ઉચ્ચ વેદિ સમાન, સૌભાગ્ય–સંપદના સૂર્ય સમાન, સંતોષના ઉત્પત્તિસ્થાન જેવા અને સત્યપાલનના મધ્યબિંદુતુલ્ય હતા. સ્વર્ગીય જ્ઞાનપ્રકાશ વડે તેઓ પ્રકાશમાન થયા હતા. મહામાન્ય મુનિમંડળમાં તેઓ પણ એક પ્રધાન મુનિ હતા. તેઓ અત્યંત રૂપવાન પુરુષ હતા, એટલે સુધી કે તેઓ પોતાના સમયમાં સૌંદર્યના એક આદર્શ સમાન મનાતા હતા. ઈશ્વરનો ભય, સાત્ત્વિકતા અને સત્કર્મમાં પ્રીતિ એવા કેટલાક ગુણોમાં તેમનો જગતમાં જોટોજ ન હતો. તેઓ ઈરાન દેશના વતની હતા અને ખુરાસાન દેશના નેશાપુર શહેરમાં તેમનું મરણ થયું હતું. મહર્ષિ શબ્‌લિ તેમના પ્રતિ અતિશય શ્રદ્ધા અને સન્માન દર્શાવતા હતા. હિજરી સંવત ૩૪૦ ની સાલમાં તેઓ મરણ પામ્યા હતા.

તેમનો પરલોકવાસ થયા પછી તેમના શિષ્યો કહેતા હતા કે, " તેમની કબર ઉપર એક પથ્થર મૂકીને અમે તેના ઉપર તેમનું નામ લખી રાખ્યું હતું; પણ ગુપ્ત રીતે કોઇ આવીને તે લખેલું ભૂંસી ગયો અને તે પથ્થરની લાદીને પણ આઘે ફગાવી દીધી. અમે કેટલીય વાર પથ્થર ગોઠવ્યો અને તેમનું નામ લખ્યું, પણ તેટલી વાર કોઇએ લખાણ ભૂંસી નાખ્યું અને પથ્થરને ફેંકી દીધો. આખરે આ વાતમાં રહસ્ય શું હશે તે અમે અબુ અલી દક્કાકને પૂછવા ગયા, ત્યારે તેમણે કહ્યું: 'એ મહાત્માની ઇચ્છા ગુપ્ત રહેવાની છે અને તમે તેમને જાહેર કરવા જાઓ છો, ત્યારે ઈશ્વર તે મહાત્માની ગુપ્ત રહેવાની ઇચ્છાને તૃપ્ત કરવાને સારુ તમારા પ્રયત્નને નિષ્ફળ કરી દે છે.' "

## ઉપદેશવચન

૧. તમે પરમેશ્વરની સાથે સ્થિતિ કરો. જો તમારાથી તેટલું

ન બની શકે, તો જે માણુસ પરમેશ્વરના સહવાસમાં રહેતો હોય, તેની સાથે જઇને રહેજો. તેના સહવાસનો પ્રભાવ તમને ઈશ્વરની પાસે લઈ જશે અને તમે આ લોકમાં અને પરલોકમાં મુક્ત થઇ જશો.

૨. જેને જ્ઞાનની સાથે પોતાનો સંબંધ જાળવી રાખવો હોય, તેણે વિધિ–નિષેધનું પાલન કરવુંજ જોઇએ, એ સિવાય તેને સારુ બીજો રસ્તોજ નથી.

૩. જ્ઞાન તમને મૂર્ખતાથી દૂર રાખશે, એટલા માટે તમે એવો પ્રયત્ન કરો કે, જેથી તમને તમારી મૂર્ખતા ઈશ્વરથી અળગા ન કરી દે.

૪. યોગ એટલે વિયોગનો અભાવ, અંદર વિયોગ હોય તો બહારનો યોગ ટકી શકેજ નહિ.

૫. પૃથ્વી ઉપર જેટલા માણુસો તેટલા દુનિયામાં ધર્મના માર્ગ. ઈશ્વરથી સાધક સુધી પહોંચે એવા સાચા કુદરતી રસ્તા પડ્યા છે, પણ સાધકથી ઈશ્વર સુધીનો કોઇ રસ્તો નથી.

૬. લોકોની સાથે થોડી વાર સુધી રહેજો, પણ ઈશ્વરની સાથે ઝાઝી વાર રહેજો.

૭. તમારે એવું કરવું જોઈએ કે, તમને હરેક અવસ્થામાં તમારા પોતાના જીવનની ત્રુટિઓ અને ઈશ્વરના તમારા ઉપરના ઉપકાર એ બે વાનાં દેખાયાજ કરે.

૮. નિગૂઢ તત્ત્વજ્ઞાન તો આખા સંસારમાં જ્યાં જુઓ ત્યાં દેખાયાજ કરે છે; જેને જેટલો પરમેશ્વરનો પ્રકાશ મળ્યો હોય, તેને તેટલું નિગૂઢ જ્ઞાન પ્રાપ્ત થાય છે.

૯. સાધકનો સ્વભાવજ એવો થઇ જવો જોઇએ કે, તેની તમામ ચેષ્ટાઓ ઈશ્વરપ્રીત્યર્થેજ થયા કરે. એ એકજ ઉદ્દેશ્યના સિવાય બાકીની જે જે ચેષ્ટાઓ થશે, તે બધી તેના જીવનને હાનિજ પહોંચાડશે.

૧૦. જે માણુસ ખપ પૂરતુંજ બોલે અને વધારા પડતું બોલેજ નહિ, તેનેજ તમારે બુદ્ધિમાન જાણુવો.

૧૧. જે મૌનની ભૂમિમાં નિવાસ કરતો નથી, તે ગમે તેટલો સ્થિર ભાવે રહેવા જાય, તો પણ તેનાથી બોલ્યા વિના રહેવાશેજ નહિ.

૧૨. સાધકનું એક લક્ષણ એ છે કે, તે વિજાતીય લોકોથી

વિમુખ રહે છે અને સ્વજાતીય અથવા સમાનધર્મી સાધકને ખોળતો રહે છે.

૧૩. પ્રવૃત્તિ (ઇન્દ્રિયો)ના મૃત્યુમાંથી જીવનનો ઉદ્ભવ થાય છે, પ્રવૃત્તિના મોતદ્વારા હૃદયમાં જીવનનો સંચાર થાય છે.

૧૪. પાર્થિવ જીવનની સહાયતા વડે પાર્થિવ જીવનમાંથી છુટકારો થઇ શકે નહિ, પણ ઈશ્વરની કૃપા વડે અને તેના અનુગ્રહ તથા તેની સહાયતા વડે પાર્થિવ જીવનમાંથી મુક્ત થવાય છે, તોપણ ઈશ્વરના પ્રતિ વિશુદ્ધ અનુરાગ અને અનીશ્વર પદાર્થોના પ્રતિ વિરાગ ઉત્પન્ન થયા વિના એ મુક્તિ જેવી જોઇએ તેવી હોતી નથી.

૧૫. પાર્થિવ જીવનથી છૂટી જવું એ મોટામાં મોટી સંપત્તિ છે; કારણ કે સાધક અને ઈશ્વરની વચ્ચે મોટામાં મોટું આવરણ પાર્થિવ જીવન છે. એટલા માટે જ્યાંસુધી પાર્થિવ જીવનનું મૃત્યુ ન થાય, ત્યાંસુધી ગૂઢ તત્ત્વજ્ઞાનનો પ્રકાશ થતો નથી.

૧૬. મૃત્યુ એ સર્વને માટે પરલોકમાં પ્રવેશ કરવાનો દરવાજો છે, એ દરવાજા સિવાય બીજા કોઇ પણ દરવાજામાં થઇને સાધક ઈશ્વરની પાસે જઇ શકતો નથી.

૧૭. આખું જગત મારે મનથી શત્રુ સમાન અને મારા જ્ઞાનને અટકાવનાર આવરણ છે.

૧૮. તમારે તમારાં કામ એવી રીતે કરવાં જોઇએ કે, લોકોના જાણ્યામાં આવે નહિ; કારણ કે લોકોને જણાવા દેવાથી તમારે હાથે પાખંડ થવાનો સંભવ છે.

૧૯. તમે તમારા સત્સાહસને સાચવી રાખજો; સત્સાહસ તમામ વ્યાપારનું મૂળ છે અને બધાનો આધાર પણ તેના ઉપર છે; સત્સાહસની સાથે તમામ વ્યાપારનો સંબંધ છે.





# ૬૧–महातपस्वी अबु हम्जा महम्मद बगदादी

મહાતપસ્વી અબુ હમ્જા મહમ્મદ નિઃસંગતાની વાટના વટેમાર્ગુ, એકાત્મતાના તીર્થના મહાયાત્રિક, પુણ્યભૂમિના અધિવાસી, પ્રેમભંડારના અધિકારી, વિષયવૈરાગ્ય વર્તુલના મધ્યબિન્દુ અને મહાજ્ઞાની તપસ્વી પુરુષ હતા. સંતસમાજમાં તેમનું એક વિશેષ ઉચ્ચસ્થાન હતું. વાક્‌વિન્યાસમાં તેમનામાં અસાધારણ નૈપુણ્ય હતું. હદિસ શાસ્ત્રના તો તેઓ એક ખાસ પંડિત ગણાતા હતા. હારેસ મહાસબીની પાસેથી તેમણે દીક્ષા લીધી હતી અને મહર્ષિ સરિસક્તિ, નૂરી તથા ખોયર નસ્સાજ અને એવા બીજા અનેક સંતોના સહવાસમાં તેઓ રહ્યા હતા. તેઓ બગદાદ શહેરની રસાફ નામની એક મસ્જિદમાં બેસીને ધર્મોપદેશ દેતા હતા. ઇમામ અહમદ હમ્બલને શાસ્ત્રની કોઇ ગૂંચવણભરેલી બાબત નહિ સમજાતી, ત્યારે તે અબુ હમ્જાની પાસે જઇને પોતાના સંદેહનું સમાધાન કરી લેતા. અબુ હમ્જાનાં વચન અતિ મધુર, હૃદયને સ્પર્શ કરે એવાં અને પ્રભાવશાળી હતાં.

એક દિવસ મહર્ષિ અબુ હમ્જા મહર્ષિ હારેસ મહાસરીની પાસે ગયા; તે દહાડે તે મહાતપસ્વી અત્યંત ઉત્તમ અને મૂલ્યવાન વસ્ત્ર પહેરીને બેઠા હતા. જે ઓરડામાં મહાતપસ્વી હારેસ બેઠા હતા, ત્યાં એક કાળા રંગનું પક્ષી પાંજરામાં પૂરી રાખ્યું હતું. તે એકાએક ચિચિયારીઓ પાડવા મંડી ગયું. તે સાંભળીને અબુ હમ્જા મોટે અવાજે બોલી ઊઠયા: "લબોયકા ઇયા સૈયાદિ" અર્થાત હે મારા પરમેશ્વર! હું તારી સેવામાં હાજર થયો છું. તે ઘડીએ મહર્ષિ હારેસ હાથમાં એક છરી લઇને ઊભા થયા અને તેમણે અબુ હમ્જાને શરીરે તે છરી વડે એક પ્રહાર કર્યો. તે જોઇને તેમના શિષ્યોએ તેમના ચરણ ખૂબ જોરથી પકડી રાખ્યા અને તેમના હાથમાંથી છરી ઝૂંટવી લીધી. તે પછી હારેસ અબુ હમ્જાને કહેવા

લાગ્યાઃ "અરે ઓ ધર્મથી ભ્રષ્ટ થયેલા પામર જીવડા! તું સત્યને ગ્રહણ કર." તેમના મોઢાનું આવું વચન સાંભળીને તેમના શિષ્યો કહેવા લાગ્યાઃ "ભગવન્! અમે તો અબુ હમ્જાને એકેશ્વરવાદી અને મહાપ્રેમી સાધુ તરીકેજ ઓળખતા આવ્યા છીએ અને આપ તેમને આવું કેમ કહો છો?" હારેસ બોલ્યાઃ "છે તો તમે બધા કહો છો તેમજ. હું પણ અબુ હમ્જામાં સાધુતા સિવાય બીજું કાંઇ જોતો નથી અને જાણતો પણ નથી. તેમનું અંતઃકરણ એકત્વવાદના સાગરમાં ડૂબી ગયું છે, તે પણ હું સારી રીતે જાણું છું. પણ તેમણે અદ્વૈતવાદીઓ–પોતાને अहंब्रह्मास्मि, अनल्‌ हक्क કહેવડાવનારાઓ–ના જેવું કાર્ય હમણાં શા માટે કર્યું? પક્ષીની ચિચિયારીમાં ઈશ્વરની વાણી વ્યક્ત થાય છે, એવું તેમણે શા સારુ માની લીધું? ઈશ્વર એક અને અવિભક્ત છે, તેના એકલાના મુખના બોલ સિવાય તેના પ્રેમીને કદી તૃપ્તિ કે શાંતિ થતી નથી અને તેની અધીનતા સિવાય બીજા કશાથી પ્રેમીના હૃદયમાં ભાવાવેશનો ઉદય થતો નથી. વસ્તુમાત્ર ઈશ્વરને ઢાંકી રાખનારું આવરણ છે, તેથી વસ્તુઓના લઘુત્વને ઈશ્વરમાં એકાકાર કરી દેવાનો સિદ્ધાંત યોગ્ય નથી. પુરાણપુરુષ ઈશ્વરની સાથે આવી રીતે સંમિશ્રણ અને એકતા કરવી એ નિયમ વિરુદ્ધ છે." તેના ઉત્તરમાં અબુ હમ્જાએ એવું કહ્યું કે, "મૂળ સિદ્ધાંતની સાથે તો મેં વિરોધ નથી કર્યો, તોપણ મારું કાર્ય એવું હતું કે, જે સત્યમાર્ગથી ભ્રષ્ટ થઇ ગયેલા લોકોના જેવું ગણી શકાય ખરું અને તે સારુ હું પ્રાયશ્ચિત્ત કરું છું."

અબુ હમ્જા એક પ્રસંગે કહે છેઃ "મને ઈશ્વરનું સ્પષ્ટ દર્શન થયું છે. એક વાર ઈશ્વરે મને એવું કહ્યુંઃ 'અબુ હમ્જા! તું શયતાનનાં લોભાવનારાં વચનોનું અનુસરણ કરીશ મા, પણ દુનિયાના લોકોનો બોજો ઉપાડતો થઇ જા.'" અબુ હમ્જાને મોઢેથી આવી આવી વાતો સાંભળીને સાધારણ લોકો તેમને બેવકૂફ કહેતા અને તેમને અતિશય પજવતા પણ ખરા.

અબુ હમ્જાનાં વચનમાં અતિશય માધુર્ય હતું. એક દહાડો તેમણે એવી દૈવવાણી સાંભળી કે, "અબુ હમ્જા! તું બોલે છે તો બહુજ સરસ, પણ જો તું મૌન ધારણ કરીને બેસી રહે અને કશુંજ ન બોલે તો વળી એથીય વધારે સરસ." તે દિવસથી તેમણે મૌન-વ્રત લીધું અને ત્યાર પછી એકજ અઠવાડિયાની અંદર પરલોક સિધાવી ગયા. જુમ્મારોજને દહાડે તેમને કશું વાગવાથી તે પાટલા

ઉપરથી પડી ગયા અને તેમનો જીવ નીકળી ગયો. આ બનાવ હિજરી સંવત ૧૮૯ ની સાલમાં બન્યો હતો.

## ઉપદેશવચન

૧. દુઃખી અને દરિદ્ર લોકોની સાથે મૈત્રી કરવાનું કામ અતિ કઠિન છે, એકલા સત્યનિષ્ઠ લોકોના સિવાય બીજા કોઇનાથી દીન-હીન લોકોની સાથે મૈત્રી કરવા જેટલું ધૈર્ય ધારણ કરી શકાતું નથી.

૨. પરમેશ્વરે પોતેજ જેને પોતાની પાસે ચાલ્યા આવવાની વાટ બતલાવી દીધી છે, તે વાટે ચાલ્યા જવાનું તેને માટે ઘણું સહજ હોય છે. પણ જે વ્યક્તિ તર્કની યુક્તિઓ, હેતુ, પ્રમાણ અને બીજા કોઇ મધ્યવર્તી પુરુષની સહાયતા લઇને ઈશ્વરની સમીપ જવાના માર્ગની શોધખોળ કરે છે, તે કોઇ વાર ભુલાવો ખાઇ બેસે છે અને તેને જેવું જોઇએ તેવું જ્ઞાન પ્રાપ્ત થતું નથી.

૩. પરમેશ્વર જેને સ્વાદરહિત ઉદર, સંતોષપૂર્ણ મન અને કાયમની દીનતા એ ત્રણ વાનાંની બક્ષિસ આપે છે, તે વિપત્તિમાંથી મુક્ત થઈ જાય છે.

૪. તમારું જીવન જ્યારે તમારાથી અલગ એવી કોઇ નિરાપદ અવસ્થામાં સ્થિત થઈ જાય, ત્યારે તમે તમારા જીવનનો કુલ અધિકાર તેના હાથમાં સ્વાધીન કરી દીધો છે એવું કહી શકાય. જ્યારે મનુષ્યસમાજને તમારા તરફથી કશો ભય ન રહે, ત્યારે તેમનો હક તમે તેમને પાછો આપી દીધો છે એવું માની શકાય.

૫. સાચા સાધુનાં લક્ષણ નીચે મુજબ છેઃ–તેને મોટાઇ મળે ત્યારે તે પોતાને અપમાનિત થયેલો માની લે છે, તેના હાથમાં સામર્થ્ય આવે અથવા સંપત્તિ આવી મળે, ત્યારે તે ઊલટો વિશેષ દીન થઇ જાય છે ને પ્રસિદ્ધિ પ્રાપ્ત થાય ત્યારે તે ગુપ્ત રહેવાનો યત્ન કરે છે; જ્યારે જૂઠા સાધુઓ આથી વિપરીત હોય છે.

૬. જ્યારે મારે અન્નની ઘણીજ તંગી વેઠવી પડતી, ત્યારે હું મારા મનને એવું સમજાવતો કે, 'હે મારા મન! આ ઉપવાસ તારે માટે ઈશ્વરની એક બક્ષિસ છે એમ માની લેજે.' વાત પણ સાચી સાબિત થતી. હું વિચાર કરતો ત્યારે મને સમજાતું કે, ઉપવાસથી મને લાભજ થયો છે, હું પહેલાંના કરતાં વધારે સારોજ બન્યો છું, આવો સુધારો હું બીજા કોઇનામાં થયેલો જોતો નહિ; તેથી જ્યારે મને ઉપવાસ કરવાની તક મળતી, ત્યારે હું ઘણો ખુશી થઇને તેને વધાવી લેતો અને તેનો આનંદ ભોગવતો.



# ૧૨–મહાતપસ્વી અબુ અલી અહમદ રુદ્બારી

મહાતપસ્વી અબુ અલી અહમદ ધૈર્ય અને ગાંભીર્યમાં પર્વત જેવા સ્થિર અને પાંડિત્યમાં રત્નાકર જેવા અગાધ હતા. ઈશ્વરસાક્ષાત્કારના સમુચ્ચતલ પ્રદેશમાં તેમની સ્થિતિ હતી. તેમણે અત્યંત કઠોર અને દુઃસહ સાધનાઓ અને તપશ્ચર્યાઓનાં કષ્ટ સહન કર્યાં હતાં. તેઓ સાધનતત્ત્વના સુજ્ઞાતા, ધર્મવીર અને સુદક્ષ ધર્માચાર્ય હતા. જ્ઞાન, ધર્મ, સાધના, સદનુષ્ઠાન અને સદાચાર એ ચાર બાબતોમાં તેમનો નિર્ણય પ્રમાણિક ગણાતો હતો. તેઓ બગદાદમાં જન્મ્યા હતા અને મિસર દેશમાં જઈ વસ્યા હતા. તેમના મોઢામાંથી અતિ ઉચ્ચ અને નિગૂઢ તત્ત્વકથાઓ નીકળી પડતી હતી. મહર્ષિ જવનિદ અને અબુલહુસેન નૂરીની સાથે તેમને ખાસ પરિચય હતો અને તેમની બેઉની સાથે તે રહ્યા પણ હતા. તેમનું અવસાન મિસર દેશમાંજ થયું હતું.

× × × ×

અબુ અલી અહમદ એક પ્રસંગે એવું પણ કહે છે કે, "ઘણા લાંબા વખત સુધી હું શરીરની પવિત્રતાના સંબંધમાં ઘણો ચિંતાતુર રહેતો હતો; કેમકે મારી ઇન્દ્રિયોની પ્રવૃત્તિ મારી શરીરશુદ્ધિમાં વિઘ્નો નાખ્યા કરતી હતી. એક વાર મેં અમુક ઠેકાણે અગિયાર વાર પાણીમાં ડૂબકીઓ મારી, સૂર્યોદય થતાં સુધી હું પાણીમાં ને પાણીમાં પડી રહ્યો, પણ તે છતાં મારું મન દુઃખી અને અશાંતજ રહ્યું. મારું વજૂ (શરીરશુદ્ધિ) જેવું જોઇએ તેવું થયું કે નહિ તેની મને ખાતરી થઇ નહિ, ત્યારે મેં ઈશ્વરની પ્રાર્થના કરી કે, 'હે પ્રભુ! મારે શાંતિ જોઇએ છે.' તેના જવાબમાં મેં એવી દૈવવાણી સાંભળી કે, 'શાંતિ તો ઈશ્વરના જ્ઞાનમાં રહેલી છે.'"

અબુ અલી અહમદે અંતકાળ વખતે પોતાની એક બહેનના ખોળામાં માથું મૂકીને સૂતાં સૂતાં આંખો ઉઘાડીને કહ્યું: "મારે

સારુ સ્વર્ગનું દ્વાર ઊઘડી ગયું છે, સ્વર્ગવાસી દેવતાઓ મારો સત્કાર કરવાને સુસજ્જિત બનીને ઊભા છે તે હું જોઇ શકું છું. સ્વર્ગના ફિરસ્તાએ મને ઉચ્ચસ્વરે કહે છે કે, 'અમે તમને એવા એક સ્થાનમાં તેડી જઇશું કે, જેનો તમને કદી વિચાર પણ ન આવ્યો હોય.' આઠમા સ્વર્ગની દેવાંગનાઓ મને આવકાર આપવાને સારુ સોનારૂપાનાં ફૂલ ઉરાડે છે અને મને જોવાને ઘણી આતુર થઇને ઊભેલી છે, પણ હું તો મારા મનથી એવું કહ્યા કરું છું કે, 'હે ખુદા! મને તારા સત્યના શપથ છે, હું તારા સિવાય બીજા કશાના ઉપર નજર પણ કરવાનો નથી. જેને સારુ રાહ જોવામાં મેં મારી જિંદગીનાં આટલાં બધાં વર્ષ વ્યતીત કરી નાખ્યાં છે, તેને હું બીજી કોઇ પણ ભોગ્ય વસ્તુની લાલચમાં ભોળવાઇને વિસારી મૂકું એવું હું કદી થવા દેનાર નથી.'" આટલું કહેતાં કહેતાં તેમણે પ્રાણ ત્યાગ કર્યો. તેમનું મૃત્યુ હિજરી સંવત ૩૨૮ ની સાલમાં થયું કહેવાય છે.

## ઉપદેશવચન

૧. હું સાધુસમાગમ કરીશ એટલું માત્ર મોઢેથી કહેવાથી સાધુસંગનો લાભ મળતો નથી, તેમ કોઇના કહેવાથી તેમનો વિયોગ પણ થઇ શકતો નથી.

૨. સૂફી નામના સંપ્રદાયના ઋષિઓનો ધર્મ એ છે કે, સૂફ નામનો એક જાડો ખડબચડો કામળો થાય છે, તે શરીરે ઓઢી રાખવો, વિપત્તિની પીડારૂપી અન્નનું ભોજન કરવું, સંસારને પોતાની પીઠ પાછળ મૂકી રાખવો ને ધર્મશાસ્ત્રોમાં બતાવેલા નિયમો મુજબ આચરણ કરવું.

૩. ફક્ત પાંચજ દિવસ ઉપવાસી રહેવું પડે અને તેટલાથી જે સાધક બૂમાબૂમ કરી મૂકે, તેને કહેવું કે, 'તું બજારમાં જઇને દુકાને દુકાને ભીખ માગતો ફરજે.'

૪. દૂરપણાદ્વારા મલિનતાનો અંત અને સામીપ્યદ્વારા નિર્મલતાની પ્રાપ્તિ, એ સૂફીનો ધર્મ છે.

૫. આપણા સખાને બારણે લાંઘણ લાંઘીને બેસવું, તેના મંદિરના ઉંબરા ઉપર માથું મૂકીને પડી રહેવું અને સખા સેંકડો વાર અપમાન કરી કરીને કાઢી મૂકે તોપણ ત્યાંથી ઊઠીને ચાલ્યા જવું નહિ, એ સૂફીનો ધર્મ છે.

૬. પંખીને બે પાંખ હોય છે. પંખી જ્યારે સ્થિર થઈને કોઈ જગ્યાએ બેસે છે, ત્યારે તેની પાંખો પણ સ્થિર રહે છે. એ બેમાંની એક પણ પાંખમાં હાલવાનું જોર ન રહે તો બીજી પાંખ કશા કામમાં આવતી નથી. એ પ્રમાણે સાધકને પણ બે પાંખ છે, એક આશા (ઈશ્વરની દયાની) અને બીજી બીક (ઈશ્વરના કોપની); સાધકની આ બેઉ પાંખો જ્યારે કામ કરતી બંધ થઇ જાય, ત્યારે તે × અંશીવાદિતાના દોષ વડે દોષિત થઇ જાય છે.

૭. એકલા ઈશ્વરનો ભય રાખવો અને તેના સિવાય બીજા કોઇનો પણ ભય મનમાં રાખવો નહિ, એજ સાચી ઈશ્વરભીરુતા છે.

૮.આપણા પ્રેમાસ્પદ સખાને આપણી જાત અને આપણું સર્વસ્વ એવું સંપૂર્ણ રીતે અર્પણ કરી દેવું કે, આપણી પાસે આપણું પોતાનું કહેવા જેવું કશું બાકી રહેજ નહિ.

૯. અભાવ અને અસ્વીકૃતિ બેઉનો લોપ થઇ જાય અને નિશ્ચયતાની અંદર આંતરિક સ્થિતિ થઇ જાય એનું નામ અધ્યાત્મજ્ઞાન.

૧૦. એ જ્ઞાન તમારી આંખોને પરમેશ્વરનું મહદ્રૂપે દર્શન કરાવશે અને બીજા બધા અનીશ્વર પદાર્થો છેક ક્ષુદ્ર હોય એવા બતલાવશે, અથવા તેમને બિલકુલ વિલુપ્ત કરી દેશે; તમારા અંતઃકરણમાં ભય અને આશાની પ્રાણપ્રતિષ્ઠા કરશે. આવું નિશ્ચયાત્મક જ્ઞાન અતીવ ઉપકારક છે.

૧૧. સાધુઓને પોતાના અંતરમાં જે જે અલૌકિક અનુભવો થાય તેમને ગુપ્ત સાચવી રાખે છે અને તેમને તેઓ કોઇ કોઇ વાર વ્યક્ત પણ કરતા રહે છે, એજ તેમના અનુભવોની સચ્ચાઇનું પ્રમાણ છે, એ સિવાય બીજું કશું પ્રમાણ હોય નહિ.

૧૨. તમામ પદાર્થો જેની આગળ એકદમ કોણ જાણે કેવી રીતે હાજર થઇ જાય છે અને પાછા તેના મૂળ સ્વરૂપમાં વિલીન થઇ જાય છે; વળી કોણ જાણે કેવી રીતે તે પદાર્થો તેનામાં વિલીન થઇને પડી રહે છે અને પાછા તે સઘળા પદાર્થો તેનામાંથી તેના પોતાનાજ ગુણ વડે પ્રકટી નીકળે છે; તે ઈશ્વરનો સાક્ષાત્કાર થયા પછી કશું ઉપસ્થિત રહી શકતું નથી અને તેનાથી કશું છૂપું પણ રહી શકતું નથી.

૧૩. ઉચ્ચાભિલાષી લોકો પરમેશ્વરની સાથે પ્રેમ રાખે છે,

---

× અંશીવાદ એટલે હું ઈશ્વરના સમાન છું એવો મત.

—સેવાનંદ

તેથી તે પણ તેવા ઉચ્ચાભિલાષી લોકોના પ્રતિ પ્રેમ રાખે છે.

૧૪. અમે તો આવું કરતાં કરતાં એક એવી સ્થિતિએ જઇ પહોંચ્યા છીએ કે, જરાક પણ સરતચૂકથી નરકમાં પગ પડી જાય છે, તો હૃદયમાં જાણે તલવારનો ઘા વાગ્યો હોય એવી વેદના થાય છે.

૧૫. જો અમારી આંખે તેનું દર્શન થતું બંધ થઇ જાય, તો અમે અમારા દાસત્વની અવસ્થામાંથી ભ્રષ્ટ થઇ જઇએ, અર્થાત્ અમે જીવનરહિત થઇ જઇએ.

૧૬. ઈશ્વરે ધર્મપ્રવર્તક મહાપુરુષોના સંબંધમાં અલૌકિક અને દિવ્ય ઘટનાઓનાં પ્રમાણ પ્રકટ કરવાના નિયમો બતાવ્યા છે, તે પ્રમાણે ઈશ્વરમાં જેમણે પોતાનાં મન, પ્રાણ અને આત્માને વિલીન કરી દીધાં છે, એવા ઋષિઓના સંબંધમાં પણ તેમના જીવનના નિગૂઢ ભાવ અને આધ્યાત્મિક અવસ્થાઓને ગુપ્ત રાખવાના પણ નિયમો બતાવ્યા છે. એવું હોવાથી તેમના ઉપર બીજા સાધારણ લોકોની દૃષ્ટિ પડતી નથી અને કોઈ તેમને જોઇ કે જાણી શકતું નથી.

૧૭. ઈશ્વરના માર્ગના ઉપર જેમની દૃષ્ટિ પડી છે, તેમને તે માર્ગ નરકાનલથી ઉગારી લે છે.

૧૮. મન જ્યારે સંસાર ઉપરની આસક્તિથી રહિત થઇ જાય છે, ત્યારે નિગૂઢ તત્ત્વજ્ઞાનનો ઉદય થાય છે. આત્માદ્વારા સ્વર્ગીય તત્ત્વો પ્રકટ થાય છે અને જીવનદ્વારા તેમનું સેવન થાય છે. ત્યાર પછી ત્રણ બાબતોનું ચોખ્ખેચોખ્ખું જ્ઞાન થઇ જાય છેઃ–(૧) આત્માને થતી ક્ષતિનું દર્શન, (૨) આત્માને લગતાં ગૂઢ તત્ત્વોનું જ્ઞાન અને (૩) તેનો વાસ્તવિક ઉપયોગ કરવાનું જ્ઞાન.

૧૯. વિપત્તિ ત્રણ કારણોને લીધે ચાલી આવે છેઃ–(૧) પ્રકૃતિમાં રહેલી અસ્વસ્થતા, (૨) અમુક ખોટી ટેવોને લીધે ઉત્પન્ન થયેલી અસ્વસ્થતા અને (૩) અસત્સંગથી ઉત્પન્ન થયેલી અસ્વસ્થતા; શાસ્ત્રમાં નિષિદ્ધ કરેલી અથવા શક પડતી વસ્તુ ખાવાથી પ્રકૃતિગત અસ્વસ્થતા પેદા થાય છે, શાસ્ત્રનિષિદ્ધ અને અસત્ય વસ્તુઓના પ્રતિ લક્ષ આપવાથી અને કોઇ વાર પરોક્ષ રીતે પરનિંદા કરવા અથવા સાંભળવાથી બીજા પ્રકારની અસ્વસ્થતા ઉત્પન્ન થાય છે; કામનાઓની ઉશ્કેરણીને વશ થઇને અસત્સંગમાં પડવાથી ત્રીજા પ્રકારની અસ્વસ્થતા ઉત્પન્ન થાય છે.

૨૦. નીચે ગણાવેલી ચાર બાબતોનો સાધકને અભાવ હોતો નથી; એવી કોઇ સંપત્તિ કે જે કૃતજ્ઞતાનું કારણ હોય અથવા એવો કોઇ ઉપકાર કે જે આલોચનાનો વિષય થઇ પડે, અથવા એવી જાતનો કોઇ કલેશ કે જે ધૈર્યનું કારણ નીવડે અથવા એવી કોઇ દુર્ગતિ કે જેને સારુ ક્ષમાપ્રાર્થના કરવી પડે.

૨૧. દરેક વિષયને શીખવનાર એક એક ગુરુ હોય છે. લજ્જા અંતઃકરણનો શિક્ષાગુરુ છે. ઈશ્વરના સંબંધમાં અંતઃકરણમાં લજ્જાની ઉત્પત્તિ થવાથી ધર્મશ્રદ્ધાળુઓની ઉચ્ચ અવસ્થા થઇ જાય છે.

૨૨. સંગીતદ્વારા જે ભાવાવેશ ઉત્પન્ન થાય છે, તે આપણા પ્રેમાસ્પદ સખાના સંબંધમાં ગૂઢ તત્ત્વોને પ્રકટ કરે છે.

૨૩. સંસાર અને ઈશ્વરની વચમાં આડો રસ્તો દેખાય છે. પછી જ્યારે સંસારના ઉપર લોકોની નજર જાય છે, ત્યારે તેમની નજર આગળથી ઈશ્વર ઢંકાઇ જાય છે અને જે માણસ ઈશ્વરના પ્રતિ દૃષ્ટિ સ્થિર કરે છે, તે વિજયી નીવડે છે.

૨૪. ઈશ્વરને જે ગમે તે સિવાય જે માણસ પોતાને સારુ કશાનીજ ઇચ્છા નથી રાખતો, તેજ સાધક છે. આ લોકમાં તેમજ પરલોકમાં જે ઈશ્વરના સિવાય બીજા કશાની ઇચ્છા ન રાખે તે સાચો વીરપુરુષ છે.

૨૫. અસત્ લોકોનો સંગ કરવો એ સત્પુરુષોને માટે એક કસોટી અને વિપત્તિ છે.





# ૧૩–महातपस्वी अबु ओमर इब्राहिम

મહાતપસ્વી અબુ ઓમર ઇબ્રાહિમ તાપસમંડળના અગ્રણી, કઠોર સાધનાઓ કરનારા તપસ્વી, તત્ત્વજ્ઞાન, સાત્ત્વિકતા અને અલૌકિકતામાં અસાધારણ પુરુષ હતા. તમામ સાધુસંતોના મનમાં તેમને માટે સન્માન હતું. તેમણે મહર્ષિ જવનિદનું દર્શન કર્યું હતું. તેઓ મહર્ષિ ઉસમાનના શિષ્ય હતા અને એ સંતના શિષ્યોમાં આખરે મર્વ શહેરમાં જનાર અબુ ઓમર એકલાજ હતા. છેવટે તેમણે મક્કામાં જઇને નિવાસ કર્યો હતો અને ત્યાંજ દેવલોક પામ્યા હતા.

એક વાર અબુ ઓમર, મહર્ષિ અબુલ્ કાસિમ નશોરાબાદીની સાથે કોઇ જગ્યાએ સંગીતના જલસામાં બેઠા હતા. તે વખતે અબુલ્ કાસિમનો ગાયન સાંભળવાનો ઘણો શોખ જોઇને અબુ ઓમરે તેમને પૂછ્યું: “તમને આ ગાયન સાંભળવાનું કેમ ગમે છે?” તેમણે કહ્યું: “લોકોની ભેગા બેસીને એકબીજાની નિંદા કરવા કરતાં ગાયન સાંભળવું શું ખોટું?” અબુ ઓમરે કહ્યું: “ના, ના, જો ગાયન સાંભળવાથી એવું એક પણ પાપ થવાનો સંભવ હોય કે, તે બીજા કશાથી થતું ન હોય, ત્યારે તો ગાયન સાંભળવા કરતાં સો વરસ સુધી પરનિંદા કરવી વધારે સારી.”×

અબુ ઓમર હિજરી સંવત ૩૮૧ ની સાલમાં પરલોકવાસી થયા હતા.



× જો સંગીત અનીતિનું પોષક હોય તો તે અધોગતિએ લઇ જાય છે અને ભજનકીર્તનરૂપી સંગીતથી તો આત્મોન્નતિ સહેલાઇથી સાધી શકાય છે. —સંપાદક



# ૧૪–મહાતપસ્વી અબુલ હુસેન શાવગ

મહાતપસ્વી અબુલ્ હુસેન શાવગ અંતર્દર્શી, ગૂઢ તત્ત્વોના મર્મને જાણનારા, સાધુસંતોના આદરને પાત્ર, પ્રેમાર્ણવની નૌકા સમાન, સત્ય નિકેતનના અધિવાસી અને એક વિમુક્ત પુરુષ હતા. તેઓ જગતમાં એક અદ્વિતીય પુરુષ મનાતા હતા. તેઓ બસરામાં રહેતા હતા, પણ દનોયર તેમનું મૂળ વતન હતું. તેઓ ઇસ્લામ સમાજના મુખ્ય મહર્ષિઓમાંના એક કહેવાય છે. મહાતપસ્વી અબુ ઉસમાન મગ્રબી કહે છે કે, "અબુ યાકુબ નહરજોરીના કરતાં હું પોતે વધારે તેજસ્વી છું. પણ અબુલ હુસેન શાવગના કરતાં વધારે ઉચ્ચ અભિલાષવાળો મેં બીજો એકકે જોયો નથી."

## ઉપદેશવચન

૧. જેની સરખામણી કોઇની સાથે થઇ શકતી નથી, તેનું વર્ણન કરવા માટે બીજા કોઇ પણ પદાર્થનું દૃષ્ટાંત લાગુ પડી શકે કેવી રીતે ?

૨. હરેક અવસ્થામાં ઈશ્વરને સાક્ષી જાણીને રહેવું, પોતાને પ્રાપ્ત થયેલી સંપત્તિને માટે ઈશ્વરનો આભાર માનવાની પોતાની અશક્તિનો અનુભવ કરવો, તમામ પ્રાણીપદાર્થની આગળ બળને માટે પ્રાર્થના અથવા તેમનો આશ્રય ગ્રહણ કરવાની ઇચ્છાના પ્રતિ વિરક્તિ રાખવી એ તત્ત્વજ્ઞાનનાં લક્ષણ છે.

૩. પ્રેમી લોકો પ્રેમની આગમાં આત્મસમર્પણ કરતાં ઘણો આનંદ પામે છે; એવે પ્રસંગે તેઓ સ્વર્ગવાસીઓના આનંદના કરતાં વધારે આનંદોલ્લાસ માણે છે.

૪. પોતાની જાતના ઉપર પ્રેમ રાખવો એ આત્મહત્યા કર્યા સમાન છે.

૫. ઇન્દ્રિયોની પ્રવૃત્તિ જ્યારે કોઇ પણ વિષયમાં પ્રવેશ કરે છે, ત્યારે અહંભાવની મલિનતા તેની નિર્મળતાને બગાડી નાખે છે.

૬. ભૂમંડળ આટલું બધું લાંબુંપહોળું છે, તોપણ સાધકને તે ઘણું સાંકડું પડે છે અને તેની પ્રવૃત્તિઓ તેમાં ઘણી સંકોચાય છે. તે તો પરલોકની પણ પેલી પાર કોઇક ભુવનની શોધ કરે છે.



# ९५-महातपस्वी अबुल् फजल हुसेन सरखसी

મહાતપસ્વી અબુલ્ ફ્જલ હુસેન સત્કર્મપરાયણ, દુઃખી જીવોનાં દુઃખોનો ભાર વહન કરનારા, સર્વજનોના શ્રદ્ધાપાત્ર, મહાગૌરવાન્વિત, પ્રેમાનલમાં સદાય સળગતા ધર્માચાર્ય હતા. સાત્ત્વિકતા અને આધ્યાત્મિકતા, પ્રેમ અને પુરુષાર્થ એ ચાર બાબતોમાં તેમણે અતિશય ઉન્નતિ સિદ્ધ કરી હતી. તેઓ ઘણા મધુરભાષી હતા. અતિશય જ્ઞાનગાંભીર્ય અને સૂક્ષ્મદર્શન કરવાની શક્તિ એ બે ગુણો તેમનામાં વિશેષ પ્રમાણમાં હતા. તેઓ પોતાના સમયમાં આખા ઇસ્લામી જગતમાં એક અદ્વિતીય પુરુષ મનાતા હતા. સરખસ નામના એક સ્થાનમાં તેમનો જન્મ થયો હતો. મહાતપસ્વી અબુ સયિદ તેમના શિષ્ય હતા. અબુ સયિદના ઉપર જ્યારે કોઇ પણ સંકટ આવી પડતું, ત્યારે તે એવું કહેતા કે, "ઘોડા ઉપર જીન નાખો, મારે મક્કાની હજ કરવા જવું છે." આટલું કહીને તે પોતાના ગુરુ અબુલ્ ફ્જલ હુસેનની કબરની પ્રદક્ષિણા કરતા અને એટલાથીજ તેમના માથા ઉપરનું સંકટ ટળી જતું. વળી તેઓ પોતાના કોઇ પણ શિષ્યને મક્કાની હજ કરવા જવાની તૈયારી કરતો દેખતા, ત્યારે તેઓ તેને કહેતા કે, "તું તે દરગાહનુંજ દર્શન કરી આવ ને એટલું કર્યાથીજ તારા મનમાં જે ઇચ્છા હશે તે બધી પરિપૂર્ણ થઇ જશે." એક દિવસ અબુ સયિદને કોઇએ એવું પૂછ્યું કે, "તમને આ બધી પ્રાપ્તિ થઇ ક્યાંથી ?" તેમણે જવાબ દીધો કે, "એક વાર હું અમુક નદીને કિનારે કિનારે જતો હતો અને આચાર્ય અબુલ્ ફ્જલ સામે કિનારે કિનારે જતા હતા. તે વખતે તેમની મારા ઉપર એક નજરજ પડી ગઇ અને તેટલા વડે આ બધી સંપત્તિ મને પ્રાપ્ત થઇ ગઇ છે."

× × × ×

સરખસ ગામમાં એક પ્રેમોન્મત્ત યુવાન રહેતો હતો, તે કદી

નમાજ પઢતો ન હતો. લોકો તેને પૂછતા કે, "અલ્યા! તું નમાજ કેમ નથી પઢતો?" ત્યારે તે એવો જવાબ દેતો કે, "વજૂ કરવાનું પાણીજ ક્યાં છે તે હું નમાજ પઢું?" કોઇ તેનો હાથ પકડીને વાવને કિનારે તેડી ગયો અને પાણી લેવાનો એક લોટો પણ તેને બતાવી દીધો, ત્યારે તે યુવાન તેર દહાડા સુધી પાણીમાં હાથ બોળી રાખીને હાલ્યાચાલ્યા વિના એમનો એમ બેસીજ રહ્યો. તેની આવી દશા જોઇને અબુલ્ ફ્રજલે લોકોને કહ્યું: "એ માણસને એને ઘેરજ તેડી જાઓ, એ ધર્મવિધિથી ઉપરની અવસ્થામાં ચાલ્યો ગયો છે."

એક દિવસ સરખસનો રહેવાસી લુકમાન નામનો કોઇ માણસ મહર્ષિ અબુલ્ ફ્રજલની પાસે ગયો, ત્યારે તે પોતાના હાથમાં એક ચોક્કસ પ્રકારનું રેશમી વસ્ત્ર લઇને બેઠા હતા. લુકમાને તેમને પૂછ્યું: "તમે આ રેશમી વસ્ત્રમાં શું જોયા કરો છો?" મહર્ષિએ જવાબ દીધો: "તમે બધા જેનો પરિત્યાગ કરીને જેની શોધ કરો છો, તેજ વસ્તુને હું ગ્રહણ કરીને તેની શોધ કરું છું." લુકમાને કહ્યું: "તમે આવું અવળું કામ શા સારુ કરો છો?" અબુલ્ ફ્રજલ બોલ્યા: "અવળું તો તમારીજ આંખો વડે દેખાય છે અને તેથી તો તમે શું ખોળો છો એવો મને સવાલ પૂછો છો! માટે સૌથી પ્રથમ ઈશ્વરના સંબંધમાં સચેતન થઇ જાઓ, સચેતનામાંથી જાગૃત અવસ્થા પ્રાપ્ત કરો, ત્યારે તમારામાં હાલ જે વિપરીત ભાવ છે તે જતો રહેશે અને પછી તમે બધા અને હું પોતે કોને ખોળતા ફરીએ છીએ તેની તમને સમજણ પડી જશે."

એક વાર કોઇ માણસ અબુલ્ ફ્રજલની પાસે આવીને કહેવા લાગ્યો કે, "ગઇ કાલે મને એવું સ્વપ્ન આવ્યું કે, જાણે તમે મરી ગયા અને તમારી અંત્યેષ્ટિક્રિયા થઇ રહી છે." મહર્ષિ બોલ્યા: "ચૂપ રહે, ચૂપ રહે, તેં જે સ્વપ્નમાં દીઠું તે તો તારા સંબંધમાં બનવાનું છે, મારા સંબંધમાં નહિ. જે ઈશ્વરની અંદર જીવે છે, તેનું વળી મોત કેવું અને વાત કેવી?"

મહર્ષિ અબુ સચિદ એક પ્રસંગે એવું કહે છે કે, "હું સરખસના મહાત્મા અબુલ્ ફ્રજલની પાસે એક વાર ગયો હતો. રાત પડી ત્યારે તે મને કહેવા લાગ્યા કે, 'તું ઉપદેશક થઇ જા અને હું તારો શ્રોતા થાઉં.' ત્યારે મેં 'ઇયુ હબ્બો હોમ, ઇયુ હબ્બોના' (તે તેમના પ્રતિ પ્રેમ રાખે છે, તેઓ તેના પ્રતિ પ્રેમ

રાખે છે.) એ મંત્રનું ઉચ્ચારણ કર્યું. અબુલ્ ફ્જલે એ મંત્રના સાતસો અર્થ કરી બતાવ્યા અને તેમના કોઇ પણ અર્થમાં પુનરુક્તિનો દોષ મેં દીઠો નહિ. તેમણે એ રીતે એક એકથી પૃથક્ એવા સાતસો અર્થ કરી બતાવ્યા, છતાં જ્યારે રાત્રિ પૂરી થઇ ગઈ અને સવાર થવા આવ્યું ત્યારે તે બોલ્યાઃ 'સુખદુઃખની મારી કથા પૂરી તો થઇ નહિ અને એટલામાં વહાણું વાઇ ગયું. રાત પૂરી થઇ ગઇ અને મારી કથા અધૂરી રહી ગઇ. બિચારી રાત્રિનો શો વાંક કાઢવો ? મારી કથા એટલી બધી લાંબી !"

મહર્ષિ અબુલ્ ફ્જલનો અંતકાળ જ્યારે નજીક આવી લાગ્યો, ત્યારે લોકોએ તેમને કહ્યું: "જ્યાં સાધુમહાત્માઓ દટાયા છે, ત્યાંજ અમે તમને લઇ જઇને દાટીશું." તેમણે કહ્યું: "હું એવો કયો મોટો મહાત્મા થઈ ગયો કે તમે મને સાધુમહાત્માઓની પાસે લઇ જઇને સુવાડી દેશો ? ફ્લાણા ટેકરા ઉપર દારૂડિયા અને ઠગ લોકોની કબરો છે, ત્યાં જો મને દાટશો તો મને ઘણું ગમશે. તેઓ બિચારા ખુદાની દયાના અધિકારી છે; કારણ કે જેમ આપણે તરસ્યાંનેજ પાણી પાઇએ છીએ, તેમ ખુદા એવા લોકોના પ્રતિજ વધારે દયા રાખે છે. જેઓ દીન હોય, દુઃખી હોય, તેમને દાતાર દાન દે કેની ?"

## ઉપદેશવચન

૧. તમે તમારા ભૂતકાળને સંભાર્યા ન કરશો અને ભવિષ્યની રાહ જોઇને બેસી રહેશો નહિ, પણ વર્તમાનકાળમાંજ જીવજો.

૨. ઈશ્વરનું સાચું શરણ લેનારનાં બે લક્ષણ જોવામાં આવે છેઃ—(૧) ઈશ્વરના પ્રતિ દીનતા, જેના ઉપર ઈશ્વરશરણનો મૂળ આધાર છે; (૨) *હજરત મહમ્મદ પયગંબર(સલ૦)નું ઉત્તમ રીતે અનુસરણ કરવું અને તેમ કરવા બદલ કોઇ પણ પ્રકારના સુખભોગની કે બીજા લાભની આશા રાખવી નહિ.

---

* દરેક ધર્મના માનવો માટે પોતપોતાના પયગંબરો અને ઓલિયાઓનાં આચરણ, અનુભવ ને આદેશ આ યંત્રોના યુગમાં તો સર્વ કોઇ માટે ખુલ્લાં છે. તેથી જે કોઇની તેને અનુસરવાની પ્રબળ ઇચ્છા હોય અને ઉપલકિયા આચારો, લપ કાઢવા જેવાં દાનો, મોઢાની વાતો કે પ્રાર્થનાઓથી પ્રભુ છેતરાવાનો નથી એટલી સમજણ હોય, તેને માટે તો અવળે રસ્તેથી પાછા ફરી ખરે રસ્તે ચાલવું, એ આ કળિકાળમાં તો ઊલટું વધારે સુગમ પડે છે !

—લિ૦ ખરાબ ભિક્ષુ અખંડાનંદ



# ૧૬–महातपस्वी अबुल् अब्बास सैयारी

મહાત્મા અબુલ્ અબ્બાસ ધર્મના સ્થંભ, વિશ્વાસના નિકેતન, નિગૂઢ સાધનાઓના કરનારા, ગંભીર તત્ત્વજ્ઞ અને એક ઢાંકયા સૂરજ જેવા હતા. તેઓ શરિયતના સુપંડિત, ગૂઢ આધ્યાત્મિક જ્ઞાનના ભંડાર અને સત્યનું અન્વેષણ કરવામાં એકાંત પારદર્શી અને મહાન ધર્માચાર્ય તરીકે ગણાતા હતા. તેમણે અનેક સાધુ-મહાત્માઓનાં દર્શન કર્યાં હતાં. તે સુચતુર, વિનમ્ર અને શિષ્ટાચારી હતા. મર્વ શહેરમાં આધ્યાત્મિક તત્ત્વને જાહેર કરનારાઓમાં મહર્ષિ અબુલ્ અબ્બાસજ સૌથી પ્રથમ હતા. તેમણે અબુ-બેકર વાસ્તીની પાસેથી ઇસ્લામ ધર્મની દીક્ષા લીધી હતી અને હદિસની કથા કરનાર તરીકે સુખ્યાતિ સંપાદન કરી હતી. તેમના જીવનની પૂર્વાવસ્થા નીચે પ્રમાણે હતી; તેમના પૂર્વજો માનનીય પંડિતો અને રાજાઓ હતા. મર્વ શહેરમાં તેમના જેટલી પ્રતિષ્ઠા બીજા કોઈની ન હતી. આવા પૂર્વજોના તરફથી અબુલ્ અબ્બાસને વારસામાં સારી સંપત્તિ પ્રાપ્ત થઈ હતી, જેનું તેમણે ધર્માર્થે દાન કરી દીધું. હજરત મહમ્મદ પયગંબર (સલ૦)ના બે નિમાળા તેમના કુટુંબમાં સચવાયા હતા, તે તેમણે પોતાની પાસે રહેવા દીધા. ÷કહેવાય છે કે, એ વાળના પ્રભાવથી અબુલ્ અબ્બાસના હૃદયમાં પશ્ચાત્તાપનો ઉદય થયો અને તેમના જીવનની દિશાજ બદલાઇ ગઇ. ત્યાર પછી તે અબુ બેકર વાસ્તીની સાથે રહેતા થયા. એમ કરતાં કરતાં તેમણે એવી ઉન્નતિ કરી કે, પોતે એક સાધુ સંપ્રદાયના આચાર્ય બની ગયા અને તે સંપ્રદાય આજે તેમના નામ ઉપરથી સૈયારી સંપ્રદાય કહેવાય છે.

---

÷ મારા સાંભળ્યા પ્રમાણે ડભોઇ ગામમાં અમુક ઠેકાણે હજરત મહમ્મદ પયગંબર (સલ૦)ની દાઢીનો એક વાળ સુરક્ષિત છે; બુદ્ધદેવનો એક દાંત થોડાં વરસની વાત ઉપર પેશાવરમાંથી મળી આવ્યો હતો; એવી વસ્તુઓ સંસારનો અમૂલ્ય ખજાનો છે. —સેવાનંદ

એક વાર મહર્ષિ અબુલ્ અબ્બાસને અખરોટ ખરીદવાનું મન થયું, તેથી એક દુકાને જઇને તેમણે અખરોટ માગ્યાં અને તેના બદલામાં તેમણે દુકાનદારને થોડુંક રૂપાનાણું આપવા માંડયું. દુકાનદારે મહર્ષિના એક શિષ્યને કહ્યું: "તમારા કરતાં તો આ અખરોટ સારાં ને?" તે સાંભળીને અબુલ્ અબ્બાસે તે દુકાનદારને કહ્યું: "જે તમારી દુકાને અખરોટ લેવા આવ્યો છે, તેના શિષ્યનું તમે આ રીતે અપમાન કરો છો?" દુકાનદાર બોલ્યો: "હા, હા, હું જે કહું છું, તે તમારામાં જ્ઞાનનો ઉદય કરાવવાને સારુજ કહું છું." ત્યારે અબુલ્ અબ્બાસ બોલ્યા: "બહુ સારું, હું પણ તમને બે અખરોટના બદલામાં મારું જ્ઞાન આપી દેવાનો નથી." આવું કહીને તેમણે અખરોટ ત્યાં ને ત્યાંજ પડતાં મૂકયાં અને ત્યાંથી ચાલવા માંડયું.

કોઇએક પંડિતે અબુલ્ અબ્બાસને પૂછયું: "તમારું ગુજરાન કેવી રીતે ચાલે છે?" તેમણે જવાબ દીધો: "જે હેતુરહિત છે, જેની આગળ અમુક વસ્તુની ઇચ્છા રાખ્યાથી જીવિકાનો સંકોચ થઇ જાય છે અને જેની આગળ કશી ઇચ્છા ન રાખવાથી જીવિકાનો વિકાસ થાય છે, તેના તરફથી મને મારી આજીવિકા આવી મળે છે."

અબુલ્ અબ્બાસે પોતાની છેલ્લામાં છેલ્લી ક્ષણે એવી ઇચ્છા દર્શાવી કે, "હજરત મહમ્મદ પયગંબર (સલ૦)સાહેબના પેલા બે નિમાળા મારા મોઢામાં મૂકજો." તેમની ઇચ્છા પ્રમાણે તેમના શિષ્યોએ તેમને દાટતી વખતે હજરત મહમમ્દ પયગંબર (સલ૦)ના વાળ તેમના મોઢામાં મૂકયા હતા. તેમની દરગાહ મર્વ શહેરમાં છે અને ઘણા લોકો પોતપોતાના મનની કામનાઓની પૂર્તિને વાસ્તે તેમની કબર આગળ જઇને બેસે છે અને તેમની પ્રાર્થના કરે છે.

## ઉપદેશવચન

૧. લોભરૂપી અંધકાર દર્શનરૂપી જ્યોતિને ઢાંકી દે છે.

૨. લોકોમાં સન્માન થવાથી જેટલો મનને સંતોષ થાય છે, તેટલોજ સંતોષ લોકોમાં અપમાન થવાથી પણ થાય, ત્યારે જાણવું કે હવે સાધકનો વિશ્વાસ જેવો જોઇએ તેવો પરિપકવ થયો છે.

૩. જે માણસ પોતાના અંતરમાં સત્યની પ્રતિષ્ઠા કરીને

પોતાનો ઈશ્વરની સાથેનો સંબંધ બરાબર સાચવી રાખે છે, તેની વાણીમાં ઈશ્વર તત્ત્વજ્ઞાનની સ્ફુરણા કર્યા કરે છે.

૪. ધર્મપ્રવર્તક મહાપુરુષોનાં અંતરમાં કોઈ કોઈ વાર એકાદ ક્ષણવારને સારુ નઠારો વિચાર આવી જાય છે, ઈશ્વરના પ્રેમી સાધુઓને કુપ્રવૃત્તિની લાલચ થઈ આવે છે, સાધારણ કોટિના લોકો નઠારાં કર્મોની વાતો કરે છે તેમજ સાંભળે છે અને દુરાચારી માણસો નઠારાં કર્મ કરવા પ્રવૃત્ત થઈ જાય છે.

૫. જે માણસ સત્યસ્વરૂપ પરમેશ્વર આગળથી સંતાતો ફરે છે અર્થાત્ વિમુખ રહે છે, તે માણસને ઈશ્વરના સંબંધમાં કશું બોલવાનો અધિકાર નથી.

૬. પરમેશ્વર જેના પ્રતિ કૃપાદૃષ્ટિ કરે છે, તેને તે પ્રકૃતિગત અસાધુતાથી જાળવી લે છે. જેના પ્રતિ પરમેશ્વરની કોપદૃષ્ટિ હોય છે, તેને તે એવી અવસ્થામાં લાવી મૂકે છે કે, બધા લોકો તેનાથી આઘા ને આઘાજ નાસતા ફરે છે.

૭. તમારા અંતરમાં એક ઈશ્વર સિવાય બીજા કશાનો વિચાર-જ ન આવે તેનું નામ સાચો ભાવ. એકત્વમાં એટલું બળ છે કે, અંતરમાં ગમે તે ઉપસ્થિત થાય તોપણ તેના વડે એકત્વનેજ પોષણ મળે છે અને તે એકત્વની આકૃતિ ધારણ કરે છે. પ્રથમ બધું એકમાંથી ઉત્પન્ન થઈને જુદે જુદે આકારે પ્રકટ થયું છે, હવે એ બધું પાછું એકત્વમાં નિમગ્ન થઈ જઈને એક આકૃતિ ધારણ કરે છે.

પ્રશ્નઃ—તમે ઈશ્વરની પાસે જઈને શું માગશો ?

જવાબઃ—તે જે આપશે તે. 'તમારે જે આપવું હોય તે આપો.' ભિખારીએ તો એવુંજ કહેવું જોઈએ ને ?



# उत्तम चारित्रोना फायदा

## ( અનુભવીઓના ઉદ્‌ગાર )

" જીવનચરિત્ર એ એક પ્રકારનું દર્પણ છે. જેમ અરીસામાં મનુષ્ય પોતાની મુખાકૃતિમાં ખાંપણ જુએ છે, ત્યારે તે ખાંપણને કાઢી નાખવા અને કાંતિમાં વધારો કરવા પ્રયત્ન કરે છે, તેમ ચરિત્રરૂપી આરસી વડે પોતાના સ્વભાવમાં વળગેલાં ભૂષણદૂષણ–ગુણદોષ વગેરે તેના જોવામાં આવે છે અને તેમ થતાં દૂષણનો ક્ષય અને ભૂષણમાં વૃદ્ધિ કરવાને તે જાગૃત થાય છે. વળી જે કામ ઉપદેશ અથવા બોધ કરવાથી નથી બનતું, તે કામ જીવનચરિત્ર સહેલાઇથી પાર પાડી શકે છે. અતિ શ્રમ લઈ વિદ્યા ભણો, દેશાટન કરો, સ્વદેશહિતેચ્છુ થાઓ, પ્રેમ-શૌર્ય દાખવો, એવા એવા ઉપદેશો મુખે અથવા પુસ્તકદ્વારા કરવાથી જેવી અને જેટલી અસર થાય છે, તેના કરતાં એવા ગુણોથી અંકિત થયેલાં અસામાન્ય માનવીઓનાં ચરિત્ર વાંચવા–સમજવાથી ઘણીજ વધારે અસર થાય છે. અર્થાત્ અંતઃકરણમાં તેની આબાદ અને ઊંડી છાપ પડે છે અને પછી તે દિવ્ય માનવી બનવાને ઉત્તેજિત થઇ આગળ વધે છે."

× × × ×

" ચરિત્રોના વાચનથી આપણું ચૈતન્ય સતેજ થાય છે; આપણી આશામાં જીવ આવે છે; આપણામાં નવું કૌવત, હિંમત અને શ્રદ્ધા આવે છે; આપણે આપણા ઉપર તેમજ બીજાઓ ઉપર શ્રદ્ધા રાખીએ છીએ; આપણામાં મહત્ત્વાકાંક્ષા જાગે છે; આપણે રૂડાં કાર્યોમાં જોડાઇએ છીએ અને મોટાઓનાં કામોમાં તેમની સાથે જોડાઇ ભાગીદાર થવાને ઉત્તેજાઇએ છીએ. આ પ્રમાણે ઉત્તમ જીવનચરિત્રોના સહવાસમાં રહેવું, જીવવું અને તેમના દાખલાદષ્ટાંત જોઇને સ્ફૂર્તિમાન થવું, એ તે તે ઉત્તમ આત્માઓના સમાગમમાં આવવા બરાબર અને ઉત્તમ મંડળના સહવાસમાં રહેવા બરાબર છે."

× × × ×

" ઉત્તમ ચરિત્રો તેના વાચકને બતાવી આપે છે કે, એક સામાન્ય મનુષ્ય પણ પોતાનું જીવન કેટલે સુધી ઉત્તમ બનાવી શકે તથા કેવાં ઉચ્ચ કાર્ય કરી શકે અને જગતમાં કેટલી બધી સારી અસરો ફેલાવી શકે. "

× × × ×

" મહાન સ્ત્રીપુરુષોનાં જીવનચરિત્રોનું ચિંતન કરાય છે, ત્યારે આ વાત બરાબર સમજી શકાય છે કે, મહત્તાનો દરવાજો સર્વને માટે ઉઘાડો છે."

# भारतसंतानो! तमारी श्रेष्ठ संस्कृति संभाळो

**( સાધુ વાસવાણીની શિક્ષા )**

મારી દૃષ્ટિ ભૂતકાળમાં ભમે છે. મારાં અંતર્ચક્ષુ સમીપ એ ભવ્ય અને ધર્મશીલ આર્યાવર્તની આકૃતિ ખડી થાય છે, કે જે આર્યાવર્તમાં, આજથી પચીસો વર્ષ પૂર્વે, પીતામ્બરધારી બુદ્ધદેવ પરિભ્રમણ કરી રહ્યા હતા અને જનપદે જનપદે કર્તવ્યબોધ આપી રહ્યા હતા. એ ભગવાનના સંબંધમાં એક નાનું પણ અનિર્બોધક કથાનક છે.

એક દિવસ બુદ્ધદેવ તેમના શિષ્યસમુદાયથી વીંટળાઈને બેઠા હતા. પોતાને વિદાય લેવાનો સમય નજીક હોવાનું પોતાને ભાન થયું હોય તેમ, તે શિષ્યોને પોતાના ધર્મસૂત્રોનાં નિતારની ભેટ કરી રહ્યા હતા. ઉપદેશકાળ પૂરો થયા પછી, એક નાના શિષ્યે ગુરુદેવની પાસે પ્રશ્ન મૂક્યો: "ગુરુદેવ! આપે સદ્બોધ આપી લીધો. આપે સત્ય, જ્ઞાન અને પ્રેમનું સેવન કરવાનું કર્તવ્ય બતાવી દીધું; પણ અમને કહો કે, આપના શિષ્ય તરીકે, અમારે શ્રાવકજનોને શો સંદેશ પાઠવવો?" અને કથાનક આગળ વધે છે કે, બુદ્ધદેવે, તેમનાં કમળસમાં લોચન ગંભીર ઊંચાં કરી, સ્મિતનો સૌમ્ય પ્રકાશ પ્રસારતા ઉત્તર આપ્યો: "આત્મજનો! આર્યાવર્તના જનપદે જનપદે ભટકજો અને તમારી સંગાથે ધર્મપદનો સંદેશ લઈ જજો. કોઈ ગામે, કોઈ નગર, તમને જનસમુદાય સાંપડે, ત્યારે એકજ પ્રશ્ન પૂછજો કે, સંસ્કારનું જતન કરો છો કે નહિ?...'સંસ્કારનું જતન કરો' એ મારો સંદેશ છે."

× × × ×

હુંયે આજે ભારતવર્ષના પુત્ર-પુત્રીઓને, એજ જુગજૂનો પ્રશ્ન પૂછું છું કે, "સંસ્કારનું જતન કરો છો કે નહિ?"......હુંયે ભિક્ષુ-યાચક છું: હુંયે જનપદે જનપદે ભટકું છું અને મારા દેશના ભિક્ષુ-યાચક તરીકે સર્વત્ર એકજ સંદેશ આપું છું કે—સંસ્કારનું જતન કરજો."

તમને તમારી માતાના ઉજ્જ્વળ ભૂતકાળની—ભારતવર્ષના પરમ પ્રેરણાદાયી ભૂતકાળની સ્મૃતિ છે કે નહિ? તમને ભારતવર્ષના વીરો અને સંતોની સ્મૃતિ છે કે નહિ? તમને ભારતવર્ષના વિધાયક રામચંદ્ર અને શ્રીકૃષ્ણ, યુધિષ્ઠિર અને ભીષ્મ, પવનસુત અને પ્રહ્લાદ —અહો, એ નામાવલિ તો અનંત છે!—એમની સ્મૃતિ છે કે નહિ? તમને ભારતકુમારોના આદર્શ ધ્રુવકુમારના વચનોની સ્મૃતિ છે કે નહિ? "પિતાને નામે પ્રભુને ચરણે હું બલિ બની કૃતાર્થ બનીશ" એ ધ્રુવવાણીના રણકાર તમારા કાનમાં ગુંજે છે કે નહિ? સ્મૃતિમાંથી નીપજતા સંસ્કારનું તમે જતન કરો છો કે નહિ?

ભારતકુમાર! વિનમ્ર અનુરાગી તરીકે, મારો પણ તમને એજ પ્રશ્ન છે. ("સૌરાષ્ટ્ર"ના એક મુખપૃષ્ઠ ઉપરથી)